REGISTERED No. B. 1905

वर्ष १७ मुं
अंक
१९७ थी १९८

सं० १९८३
फागणथी
वैशाख

# विविध ग्रंथमाळा

વાર્ષિક પૃષ્ઠ ૧૯૦૦, મૂલ્ય રૂ ૪, પાકાં પૂઠાં સાથે ૫)
યોજી અને સંપાદક: ભિક્ષુ-અખંડાનંદ
પ્રસિદ્ધિ શ્રાવણ ૧૯૮૪ માં

# शुभसंग्रह-भाग त्रीजो

( ટુંકા અને ઉપયોગી ૧૯૮ લેખો )

**વાંચનાર ભાઈબહેનોને સૂચના:-**
આ ગ્રંથ ધ્યાનપૂર્વક વાંચવા-વિચારવા સાથે બીજાં પણ
અનેકો વાંચે-સાંભળે તેમ કરશો; તો તમારાં પણ
વાણીવિચાર વધુ સ્વચ્છ ને દૃઢ થશે.

ठे० भद्र पासे
अमदावाद

सस्तुं साहित्य वर्धक कार्यालय

कालबादेवी रोड
मुंबई—२

પાકા પૂંઠાસાથે રૂ. ૧॥

REGISTERED No. B. 1905

वर्ष १७ मुं
ग्रंथांक
१९७ थी १९९

विविध ग्रंथमाळा

सं० १९८३
फागणथी
वैशाख

# शुभ संग्रह—भाग त्रीजो

( टुंका अने उपयोगी १९५ लेखो )

सस्तुं साहित्य वर्धक कार्यालय

अमदावाद
भद्र पासे

मुंबई—नं० २
कालबादेवी

વિવિધ ગ્રંથમાળાઃ ગ્રંથાંક ૧૯૭ થી ૧૯૯, વર્ષ ૧૭ મું, સંવત ૧૯૮૪

# શુભસંગ્રહ-ભાગ ત્રીજો

( ટુંકા અને ઉપયોગી ૧૯૮ લેખો )

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी

સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ અખંડાનંદ

અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ પહેલી, પ્રત ૬૦૦૦, પ્રસિદ્ધ થઈ-શ્રાવણ સં. ૧૯૮૪ માં

મૂલ્ય પાકા પૂંઠા સાથે રૂ. ૧॥

નાશવંત ધન ખર્ચીને ધર્મરૂપી સાચું ધન કમાવા જેટલી અક્કલવાળા

# [illegible]દ્ધિમાન સજ્જનો [illegible] ખ સ ત[illegible]

જેના વાંચન–શ્રવણથી માણસના હૃદયમાં ધર્મ, નીતિ અને સદાચારના સંસ્કારો વધે, એવા શુભ ગ્રંથો દાનતરીકે, ભેટતરીકે અને લહાણીતરીકે અપાય, એના જેવું ડહાપણભરેલુ દાન, બુદ્ધિપૂર્વકનો સજ્જનોનો સત્કાર અને સગાંવહાલાં, મિત્ર–પડોશી તથા જ્ઞાતિબંધુઓની મહત્ત્વની સેવા બીજી નથી.

આ વાત લખીને ધનવાનો પાસે આ સંસ્થા દાન કે સહાય માગતી નથી; પણ પુણ્યાત્મા-ઓએ પ્રેરેલી સૂચના પહોંચાડે છે. આશા છે કે આ સૂચના નકામી નહિ જાય. અને આ સંસ્થાનાં અથવા બીજાં જે પણ પુસ્તકો જેમને વધારે ગમી જાય; તેઓ તે પુસ્તકો તેના યોગ્ય અધિ-કારીઓમાં, સગાંવહાલાંઓમાં અને મિત્ર-પડોશીઓ તથા જ્ઞાતિબંધુઓ વગેરેમાં છૂટથી વહેંચશે; તથા જેઓ તેની કિંમત ખાસ આપવા ઈચ્છે, અથવા તેમની પાસે કાંઈ પણ કિંમત લેવા જેવી લાગે; તો તે જેને પણ અપાય તેઓ તે પુસ્તકને એક વાર કે એથી વધુ વાર પૂરી કાળજીથી વાંચે કે સાંભળે એટલી કબૂલતરૂપી કિંમત લેવી, એ તો બહુજ સારી વાત છે.

બે શ્રાવણ માસને યોગે ચાલુ ચાતુર્માસના પવિત્ર દિવસોમાં (દિવાળીસુધી) આ સંસ્થાના પ્રત્યેક પુસ્તકના મૂલ્યમાં ઘટાડો કરવામાં આવ્યો છે. તે પણ સોનું ને સુગંધ જેવી વાત છે. વળી ઘટાડેલી કિંમતમાંથી પણ જેઓ એક સાથે ૧૦૦) નાં પુસ્તકો લે તેમને માટે વટાવ પણ ૬। ટકા કપાશે.

**શ્રીમદ્‌ભાગવત**નું મૂલ્ય તો રૂ. ૫) ને બદલે માત્ર ૪) કરી દેવામાં આવ્યું છે; અને **"મુસ્લીમ મહાત્માઓ"**વાળું સર્વોપયોગી અને અતિમહત્ત્વનું પુસ્તક તો રૂ ૧॥। ને બદલે માત્ર રૂ ૧) માંજ આપવાનું ઠરાવ્યું છે, કે જેમાં વહીવટને લગતો ખર્ચ નહિ સમાવા ઉપરાંત છપાઈ, બંધાઇ, પૂંઠાં અને કાગળ ઈ૦ જોગું પણ એ મૂલ્ય પાકા પૂંઠાવાળા મોટા ૬૦૦ પૃષ્ઠના પુસ્તકનું સમજવાનું નથી.

# सारामाठा प्रसंगे ज्ञाननुं दान–भेट–लहाणी

પોતેજ પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું, એ તો કોઇકથીજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના જ્ઞાનોપદેશરૂપ ઉમદા પુસ્તકો તો સર્વ કોઇ બીજાઓને આપી શકે.

કોઇ કોઇ ઉદારાત્માઓ આ રીતે પણ પોતાના ધનનો થોડોઘણો સદુપયોગ કરે છેજ; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સર્વત્ર મોટા પ્રમાણમાં ચાલુ થઈ એક ઉમદા સામાજિક રૂઢિરૂપે બનવો જોઇએ.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી ( કે થોડુંક ઘી ઓછું વાપરીને પણ ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પણ પ્રત્યેક મહેમાન, પડોશી, સગાં, કુટુંબી, મિત્રં, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણો, વિદ્યાર્થીઓ વગેરેને ભેટ અપાય, તો તે તેમને માટે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં ઘણાંજ વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો " અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણનિમિત્ત અમુક તરફથી ભેટ " કે એવું કાંઇ મુખપૃષ્ઠપર છપાવીને, કે રબરસ્ટાંપથી છાપીને અથવા હાથવડે લખીને તેવી ભેટ આપવાથી તે પ્રસંગ અથવા વ્યક્તિના સ્મારકનો હેતુ પણ સરી રહે છે.

સસ્તા સાહિત્યદ્વારા નીકળેલાં અથવા બીજાં જે પણ પોતાને પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા પ્રત્યેક નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગનું તેમજ જ્ઞાન જેવી સર્વોપરી વસ્તુના પ્રચારનું શ્રેય દરેક સમજુ મનુષ્યે મેળવવું ઉચિત છે.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇ એક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને પણ વહેંચી–વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય તો પોતાને પસંદ પડે તેવા કોઇએક ઉત્તમ પુસ્તકની સામટી પ્રત ખરીદીને તેની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ પણ આપી શકાય. માત્ર પાંચ–દશ રૂપિયાજ આ રસ્તે ખર્ચવા હોય તોપણ ગીતાનો ૧૮ મો અધ્યાય અથવા તો બીજી કોઇ સારી બસો–ચારસો પુસ્તિકાઓની લહાણી વહેંચી શકાય; છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલાવડે પણ ધર્મગ્રંથોમાંની અથવા બીજી અસરકારક શિખામણોનાં સો–બસો હસ્તપત્ર સુખેથી વહેંચી શકાય.

# અગત્યની સૂચનાઓ

**૧–દિવાળી સુધી આ સંસ્થાના દરેક પુસ્તકમાં ખાસ કિફાયત**–ચાલુ ૧૯૮૪ના વર્ષમાં પુરુષોત્તમ માસ સહિત બે શ્રાવણ માસ આવતા હોવાથી એ નિમિત્તે જેઓ જ્ઞાનચારિત્રપ્રેરક ગ્રંથો વાંચવા–વંચાવવા કે ભેટ અથવા લહાણીતરીકે આપવા ઈચ્છે, તેમને આ સંસ્થાનાં બધાં પુસ્તકો ચોમાસાની આખરસુધી ખાસ ઓછા મૂલ્યે આપવાની વિગત આની આગલા પુસ્તક(મુસ્લીમ મહાત્માઓ)માં અપાઇ ચૂકી છે. છતાં એ વાત ભૂલમાં ન જાય તેટલા સારૂ એ વિષયનું છુટું ચોપાનિયું પણ આ પુસ્તક સાથે મોકલી અપાશે. આશા છે કે, જેમને એનો ઉપયોગ ન હોય તેઓ તે ફેંકી નહિ દેતાં અન્ય સજ્જનને આપશે.

**૨–"મુસ્લીમ મહાત્માઓ"**–આ પુસ્તક દિવાળી સુધી રૂ. ૧ાાને બદલે માત્ર રૂ. ૧) માં આપવાની ગોઠવણ રાખી છે. આ પુસ્તક વાંચનાર જે સજ્જનને એની મહત્તા સમજાઇ હોય, તે એને માટે બીજાઓને પણ ખાસ ભલામણ કરશે એવી આશા છે.

**૩–મહાભારત, યોગવાસિષ્ઠ, દેવી ભાગવત, તુલસીકૃત રામાયણ, શાંતિપર્વ, વાલ્મીકિ રામાયણ, ચિત્રાવલીઓ** ઈ૦ ની કિફાયત પણ ઉપલા નિમિત્તે લંબાઇ છે.

**૪–શ્રીમદ્ ભગવદ્‌ગીતા–સરલાર્થ સહિત**–આ પુસ્તકની સાતમી આવૃત્તિ સંશોધનપૂર્વક છપાવા માંડી છે; અને તે પહેલા શ્રાવણમાં ચારેક આનામાં બહાર પડી જશે.

૫–શુભસંગ્રહનો આ ત્રીજો ભાગ પ્રથમ મૂલ્ય મોકલીને મંગાવનારને દિવાળી સુધી પોસ્ટેજ માફ.

૬–હરકોઇ પુસ્તકની પેઠે આ પુસ્તક પણ પ્રથમ શુદ્ધિપત્ર મુજબ સુધારીનેજ વાંચવું જોઇએ.

૭–આ લેખસંગ્રહમાંના દરેકે દરેક વિચાર સાથે આ સંપાદકને સંમત સમજવાનો નથી.

૮–આ સેંકડો પડવાળી પત્રાવાળીમાં જે જે વાનીઓ સમાયલી છે, તેમાં જે કાંઇ હિતાવહતા હોય તેનો યશ તેને તૈયાર કરનારા સજ્જનોને અપાવો જોઇએ. અત્ર તરફથી તો તેમની તૈયાર કરેલી વિવિધ વાનીઓમાંથી યથામતિ બની તે તે પીરસવાનુંજ કામ બજાવ્યું છે. એમાંની કયી ચીજ કોને ઠીક અને કોને અઠીક લાગશે એનો આધાર દરેક જમનારની સ્થિતિ ઉપર પણ છે.

૯–પસંદગી કરાયા પછી તેનાં પ્રૂફ જોવાનું હજી પણ જોઇતા પ્રમાણમાં સંપાદકથી બનતું નથી; માટે આ સંગ્રહમાં જેમને પણ અગત્યની ભૂલચૂક જણાય, તે યોગ્ય સુધારણા સાથે લખી મોકલીને આ પછીના અંકમાં તે સુધારણા સૂચવવાની સુગમતા આપે એવી વિનતિ છે.

૧૦–આ પ્રકારના શુભ સંગ્રહો માટે જે કોઇ સજ્જનો પોતાના લેખ આ સંસ્થાપર મોકલવા ઇચ્છે, તેમને વિનતિ કે, અત્ર તરફથી એ પ્રકારે પહોંચી વળાય તેમ નથી; અને એ પણ વર્તમાનપત્રો અને માસિકો વગેરેમાં છપાઇ ચુકેલા લેખોમાંથી પસંદગી કરવાનું એક ખાસ કારણ છે.

**૧૧–વિવિધ ગ્રંથમાળાનાં બીજાં પુસ્તકો પણ જલદી નીકળશે.**

સંવત ૧૯૮૩ના શરૂના ચાર અંકોતરીકે **"મુસ્લીમ મહાત્માઓ"** વાળું પુસ્તક ચાલુ ૧૯૮૪ના જેઠમાં રવાના થઈ ચૂક્યું છે. એ પછી ૧૯૭ થી ૧૯૯ સુધીના અંકોતરીકે આ ગ્રંથ પહેલા શ્રાવણમાં રવાના થશે. એ પછી એક પુસ્તક **"છોટમની વાણી–ભાગ બીજો"** બનતાં સુધી બીજા શ્રાવણમાં રવાના થશે અને તે પછીનું છેલ્લું પુસ્તક **"ભારતના વીરપુરુષો"** ભાદ્રપદ કે આસો માસમાં વી. પી. થી મોકલાઈ ૧૯૮૪ નું વાર્ષિક મૂલ્ય મંગાવી લેવાશે.

# वंदे विभु वरम्

(વંદે માતરમ્—એ લય.)

वंदे विभु वरम्

सुखकरम्, भयहरम्, प्रियकरम्

अनुग्रह-वत्सलम्,........तारकम्; वंदे०

अधम-उद्धारणम् भवभय-हारणम्,

दुरित-दल-विनाशनम्....प्रशासनः; वंदे०

विश्वरक्षकम्, कार्यदक्षकम्,

सुखदायकम्........स्हायकम्; वंदे०

असुरखलभाजनम्, भक्त-शिर-साजनम्,

अभयकर-राजनम्, शिशु-दुःख-दाझनम्; वंदे०

सुमधुर हास्यनम्, सूर्यसम भासनम्,

ललित विलासनम् कमलामुखआस्यनम्; वंदे०

**ભાવાર્થ:**—વરદાન આપવા યોગ્ય વિભુ! આપને પુનઃ પુનઃ પ્રણામ! ભક્તજનોના ઇપ્સિત વરોને આપવાવાળા આપ એકજ વિભુ છો. ઇપ્સિતાર્થને આપવાની સાચી સિદ્ધિ હે નાથ! આપનામાં છે; તેથી અમે ફરી ફરીને આપને પ્રણામ—નમસ્કાર કરીએ છીએ.

પરમાત્મન્! તમેજ સંસારના જીવોને સુખ કરવાવાળા છો; ભય હરવાવાળા છો અને પ્રિય કરવાવાળા છો. આપનું સ્મરણ અમે ઘડી ઘડીમાં વ્યવહારની જાળોમાં ગુંચાઇને નથી કરતા, ત્યારે પણ આપનો અનુગ્રહવત્સલ સ્વભાવ તેનો તેજ કાયમ રહે છે. ભક્તને આપ તારો છો.

હે અનાથના નાથ! અધમોનો ઉદ્ધાર કરવો એ તો આપનો સ્વભાવજ છે. આ ભવભયને હરવાવાળા આપજ છો. અમારા દુરિતો—પાપકર્મોના દળો—ઢગલાને વિનાશ કરવાવાળા તથા પાપીઓને તેના પાપકર્મના બદલાની શિક્ષા આપવાવાળા આપજ છો. આપને અમે વંદન કરીએ છીએ.

વિશ્વના સાચા રક્ષક આપ છો. આપના કોપને પાત્ર થયેલ કોઈ પણ માનવ, દેવ કે રાક્ષસ એક ક્ષણભર પણ દુનિયામાં જીવી નજ શકે. હે નાથ! આપ ખરેખરા કાર્યદક્ષ પણ છો. આ સમગ્ર વિશ્વની વ્યવસ્થા ચલાવો છો, પણ તેમાં જરાયે આપની કાર્યદક્ષતામાં ભૂલ કોઇને પણ જણાતી નથી. હે સુખદાયક નાથ! અમને સહાય કરો, સહાય કરો; અમે આપને શરણુ છીએ.

જે અસુરો છે, લુચ્ચા અને પાપીઓ છે તે સર્વને આપ ભાજન કરો છો. અર્થાત્ તેના બળને ભાગી નાખો છો; અને જે આપના સાચા ભક્તો છે તેના શિર ઉપર સાજનરૂપે—છત્રરૂપે આપ વિરાજો છો. આપના જેવા અભયસ્વરૂપ પરમાત્મા અમારા શિર ઉપર રાજતા હોવાથી અમે જે આપના શિશુઓ—બાળકો છીએ, તેનાં દુઃખોથી આપ દાઝો એમાં કાંઇ નવાઈ નથી. ભક્તને જે દુઃખ પડે તે આપનેજ પડે છે, એમ આપ ગણો છો.

હે પરમાત્મન્! તમારૂં સુખ અમારા ધ્યાનકાળે અમારાપ્રતિ મધુર મધુર હસતું, સૂર્યના સમું પ્રકાશ આપતું, જીવનમાં અનેક લલિત વિલાસોને ભરતું અમે જોઇએ છીએ.

હે નાથ! કમલા કહેતાં આપની વિભૂતિરૂપ લક્ષ્મી આપના એ મનહર મુખને વારંવાર આસ્ય કરે—જોયા કરે છે. એવો ભાવ આ હૃદયનો પણ સદૈવ રાખજો. હે વિભુ! આપને પ્રણામ છે.

("વિશ્વજયોતિ"ના એક અંકમાંથી)

# संतना सा

गुरु लोभी शिष्य लालची, दोनुं खेले दाव ।
दोनुं बूडे बापडे, चडे पथरकी नाव ॥
पूरा सद्गुरु ना मिला, रहा अधूरा शिष्य ।
स्वांग जतिका पहेरके, घरघर मामे भीख ॥
तिमिर गया रवि देखते, कुबुध गइ गुरुज्ञान ।
संपत गइ अति लोभसें, भक्ति गइ अभिमान ॥
कामी क्रोधी लालची, तासों भक्ति न होय ।
भक्ति करे कोइ शूर नर, जात बरन कुल खोय ॥
जीन घर नौबत बाजती, होते छतीस राग ।
वो मंदिर खाली पडे, बैठन लागे काग ॥
एक दिन ऐसा आयगा, सबतें पडे बिछोह ।
राजा रानी छत्रपति, क्यों सावध नहीं होत ॥
कबीर मंदिर ला का, जडीया हीरा लाल ।
दिवस चार का देखना, बिखर जायगा काल ॥
कबीर शेरी सांकडी, चंचल मनुवा चोर ।
गुन गावे लैलीन होय, मनमें है कछु ओर ॥
संगत भइ तो क्या भया, हिरदा भया कठोर ।
नव नेजा पानी चढे, पथर न भीजे कोर ॥

## भारतके आधुनिक समर्थ जीव*

समरथ लोग आज भारतके, सच्चे वही कहाते हैं।
देश जाति गौरव निजका तज, परको जो अपनाते हैं॥
रीति नीति निज भाषा छोडी, वेष पराय बनाते हैं।
सुन अपनेको 'भारतवासी' अतिशय वे सकुचाते हैं॥
घृणा द्वेष थू छी छी कर, निज भाईको ठुकराते हैं।
गौरप्रभू को लखकर मानो, इष्टदेव मिल जाते हैं॥
नख सिख धारे वस्त्र पश्चिमी, खद्दर सुन कुढ जाते हैं।
देश जातिकी सेवा-पथसे, शुभ विचार मुड जाते हैं॥
हिन्दू हिन्दी बेद शास्त्र सुन, क्रोधानल वर्षाते हैं।
नास्तिक भाव भरी गप-गीता, सुनकर अति हर्षाते हैं॥
राम कृष्ण शिव शिवा नाम सुन, अचरजमय अठलाते हैं।
लॉर्ड देव मिस देवीके ये, परम भक्त कहलाते हैं॥
सर्व भावसे परको ये, भारतवासी अनुसरते हैं।
पुच्छविषाणहीन पशु ऐसे, प्रायः इहां विचरते हैं॥

* "विश्वमित्र" ना एक अंकमां लेखकः-श्री. शंकरलाल शर्मा 'विशारद'

# अनुक्रमणिका

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૭ | સમથ | સમર્થ |
| ૪૦ | ૩૯ | ખચે | ખર્ચે |
| ૪૪ | ૩૫ | કરાવાસના | કારાવાસના |
| ૬૨ | ૨૯ | સસ્તામ | સસ્તામાં |
| ૬૬ | ૨૪ | છટછાટો | છૂટછાટો |
| ૬૯ | ૯ | ચંન | ચીન |
| ૮૮ | ૩૩ | લિયે બાધિત | બાધિત |
| ૧૦૫ | ૨૮ | ધમ- | ધર્મ- |
| ૧૦૫ | ૩૬ | મલાઓ | મામલાઓ |
| ૧૦૫ | ૪૦ | જ સંતતિ | સંતતિ |
| ૧૦૬ | ૩૬ | બીજાનો | બીજેનો |
| ૧૧૪ | ૮ | વિદ્યાથી | વિદ્યાર્થી |
| ૧૧૪ | ૧૨ | દેવતાઓની | દેખતાઓની |
| ૧૧૫ | ૧૮ | ૩ | ૩–૨ |
| ૧૨૯ | ૩૪ | વાચકાને | વાચકોને |
| ૧૩૪ | ૧૩ | પોતના | પોતાના |
| ૧૬૬ | ૪૧ | કઠોમાં | કઠોરમાં |
| ૧૮૮ | ૮ | મહષિવર | મહર્ષિવર |
| ૧૯૬ | ૨ | ચિર્ત્તાષક | ચિત્તાકર્ષ |
| ૨૦૧ | ૨૮ | ક્રોપ | કોપ |
| ૨૦૫ | ૪ | પ્રીતિ | પ્રતિ |
| ૨૧૮ | ૩૩ | સુખખદાયિની | સુખદાયિની |
| ૨૨૭ | ૧૯ | ૧–ખર૦ | ખરબૂજા |
| ૨૨૭ | ૨૦ | ૨–કટ૦ | કટહલજી |
| ૨૩૭ | ૩૫ | દામ | કામ |
| ૨૭૯ | ૨૨ | હ | હૈ |
| ૨૮૨ | ૨૭ | हृदये | हृदये |
| ૩૦૨ | ૧૦ | મટડનારી | મટાડનારી |
| ૩૦૬ | ૩૪ | "આય પ્રકાશ" | "આર્ય પ્રકાશ" |
| ૩૧૭ | ૪૧ | એટલે છે | છે એટલે |
| ૩૨૭ | ૨૫ | ઔરઉ સકા | ઔર ઉસકા |
| ૩૩૩ | ૧૮ | દક્ષ | યજ્ઞ |
| ૩૪૧ | ૪ | ભારત | ભરત |
| ૩૪૪ | ૪૨ | યથાથ | યથાર્થ |
| ૩૪૮ | ૪૧ | લોઇય | લેઇય |
| ૩૫૧ | ૨૪ | ધાપહિં | થાપહિં |
| " | " | વેદુ; | સેતુ; |
| ૩૭૩ | ' | કડ છાલ | કડાછાલ |

શુભ સંગ્રહનો બીજો ભાગ આગળ નીકળ્યો છે, તેમાં નીચે મુજબ સુધારવાનું શ્રીયુત મોહનલાલ માણેકલાલ ઝવેરી લખી મોકલે છે. તે તરફ પ્રત્યેક વાંચનારનું ધ્યાન ખેંચવામાં આવે છે.

પૃષ્ઠ ૩૨૩ની ૩૫મી લીટીમાં 'એક' લખ્યું છે ત્યાં 'એક લાખ' જોઇએ.

પૃષ્ઠ ૩૬૪માં જે લેખ છે તેમાં "એપેન્ડીસિટસ" ને બદલે ગુજરાતીમાં "સારણગાંઠ" લખ્યું છે તે ખોટું છે. એ અંગ્રેજી શબ્દનો ગુજરાતીમાં અર્થ નથી મળતો.

# शुभसंग्रह-भाग त्रीजो

## ૧–પ્રાર્થનાનું સામર્થ્ય

હે રસસાગર પ્રભુ! તારા સ્વરૂપનો પાર પામવા મનુષ્યબુદ્ધિ અસંખ્ય વર્ષો થયાં મહાભારત પ્રયત્ન કરી રહી છે, પરંતુ અદ્યાપિપર્યંત તારો પાર પામી શકી નથી. તારા સ્વરૂપપરત્વે જગતના મહાન તત્ત્વચિંતકોએ જુજવા મત પ્રવર્તાવ્યા છે, પરંતુ તે સઘળાં તેમનો સમય પૂરો થતાં વિરામ પામ્યાં છે અને તારો નહિ જેવો પ્રકાશજ પ્રાપ્ત કરી શક્યાં છે. અમારા પામર મનુષ્યના અલ્પ વિચારો તારા અનંત તેજોમય અમૃતમય સ્વરૂપનું નિરૂપણ કરવા સમથ નથી. હે દયાસિંધુ! તું વાણી, મન અને ઇંદ્રિયોથી પર હોવાને લીધે અમારી બુદ્ધિ તારૂં ગ્રહણ કરી શકતી નથી એ ખરૂં; પણ જે સામર્થ્ય અમારી બુદ્ધિમાં નથી, તે તારી કૃપાવડે તારાપ્રત્યે પ્રેમથી છલોછલ ઉભરાતા અમારા હૃદયમાં છે. અમારા હૃદયમાં સ્થિર થયેલી પરમ શ્રદ્ધાથકી અમે આ વિશ્વમાં તેમજ અમારા અંતરાત્મામાં તારૂં દર્શન કરી શકીએ તેમ છીએ. હે સર્વજ્ઞ પ્રભુ! જ્ઞાન એ પણ વસ્તુતઃ તારૂંજ સ્વરૂપ છે. અમારી બુદ્ધિનો ઉત્પાદક અને પ્રેરક તુંજ છે. અજ્ઞાનતિમિરમાં જ્ઞાનરૂપી તેજોમય કિરણો વેરનાર શક્તિ પણ તુંજ છે. આ વિશ્વમાં જ્ઞાન યથેચ્છ વૃદ્ધિ પામો, પરંતુ જ્ઞાનના વિકાસની સાથે અમારા હૃદયમાં ત્હારાપ્રતિ પરમ શ્રદ્ધા અને આદર ઉત્તરોત્તર વિકાસ પામો, કે જેથી હે સંગીતનાયક! બુદ્ધિ અને હૃદયના સૂરની સૂરાવટમાંથી અપૂર્વ અને ભવ્ય સંગીત ઉત્પન્ન થાય.

× × ×

સાધુજીવન એ કૃપાણની ધાર છે, સત્પુરુષની પ્રભુ કઠણમાં કઠણ કસોટી કરે છે–એને પૂરેપૂરો તાવે છે; પરંતુ અનેક દુઃસહ પ્રસંગોમાં પણ એ સન્નિષ્ઠામાંથી ભ્રષ્ટ થતો નથી. ચંદનના લાકડાને અધિક ઘસવાથી જેમ અધિક સુવાસ પ્રસરે છે, તેમ સંકટના સમયમાં સત્પુરુષનો આત્મા અલૌકિક સુગંધ પ્રકટ કરે છે. સંકટો આવ્યા છતાં ભક્તજનની પ્રભુમાં સ્થિર થયેલી શ્રદ્ધા લેશ પણ ડગતી નથી–બલ્કે દુઃખમાં દ્વિગુણ ભક્તિભાવથી ભક્ત પ્રભુ તરફ આકર્ષાય છે. જેમ માતા બાળકને ધમકાવે છે અને રોવરાવે છે, તોપણ બાળક માતાનેજ વળગતું જાય છે અને તેના ખોળામાજ સૂઇ જાય છે; તેમ સંસારનાં દુઃખો માથે આવે, તોપણ ભક્ત પ્રભુને વળગતો જાય છે અને પ્રભુમાં ચિત્ત લગાડી તેમાંજ લીન બને છે. પ્રભુ ઉપર આવી પરમ શ્રદ્ધાને લીધેજ કુંતા વારંવાર કહે છે કે '**विपदः सन्तु नः शश्वत् तत्र तत्र जगद्गुरो**' હે જગદ્‌ગુરો શ્રીકૃષ્ણ! અમને વિપત્તિઓ પડજો, કારણ કે તેમાંજ તારો વાસ છે. નરસિંહ મહેતા પણ કહે છે કે 'સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીઆં.' સાંસારિક દુઃખની સ્વાભાવિકતા અને અનિવાર્યતાને અનુલક્ષીને ભક્તજનોએ આવા ઉદ્‌ગારો કાઢ્યા છે.

પરંતુ તીવ્ર દુઃખો અનુભવતાં છતાં મનુષ્યસ્વભાવસુલભ નિર્બળતાની ક્ષણો સત્પુરુષના જીવનમાં કદાપિ નહિ આવતી હોય? એ સહજ પ્રશ્ન થાય છે. આનો ઉત્તર એ કે, વત્તાઓછા પ્રમાણમાં પ્રત્યેક સંસારી જીવના જીવનમાં એવી ક્ષણો જરૂર આવે છે. પ્રભુનો પંથ અતિવિકટ છે. મહાન પ્રયત્ન અને અથાગ આંતર્વ્યથાદ્વારા એ લક્ષ્યસ્થાને પહોંચી શકાય તેમ છે. આવા દારુણ મંથનકાળમાં મનુષ્યનો 'ડગમગતો પગ' સ્થિર રાખનારી અમોઘ શક્તિ કયી છે? એ શક્તિ હૃદયના સાચા ભાવપૂર્વક પ્રભુનું સ્મરણ અને તજ્જન્ય વાચિક ઉદ્‌ગાર! શબ્દાંતરમાં કહીએ તો પ્રભુની પ્રાર્થના છે. પ્રાર્થનાદ્વારા મનુષ્યહૃદયની ઉંડામાં ઉંડી ખાણોમાંથી ચૈતન્યનો અખૂટ ઝરો પરમાત્માભિમુખ વહે છે. પ્રાર્થના એ મનુષ્યઆત્માની સર્વોત્તમ વાસના છે, મનુષ્યઆત્માને પરમાત્મા સાથે જોડનાર એ અંકોડો છે. સંકટના સમયમાં સંસારી જીવનું એ પરમ આશ્વાસન છે,

ખળભળેલા મહાસાગરનાં મોજાં જેવી હૃદયની વૃત્તિઓને કોઇક લોકોત્તર શાંતિ આપનાર એ અદ્દ્ભુત સંયમવૃત્તિ છે. શોક, દુ:ખ અને નિરાશાથી ભરેલા મનુષ્યજીવનમાં 'ખારા સમુદ્રમાં મીઠી વીરડી'ની પેઠે કાંઇક વિલક્ષણ મીઠાશ આપનાર એ સુધારસ છે. આમ અનેક અકલ્પ્ય સિદ્ધિઓની પ્રાપ્તિ પ્રાર્થનાવડે થાય છે.

અત્રે એક શંકા થશે કે, પરમાત્મા 'દૂરદૂર સુદૂર' કોઈ દિવ્ય ધામમાં વિરાજે છે, તેથી એક માનવબાળની પ્રાર્થના સાંભળે ખરો ? વળી એ સાંભળે તોપણ જેના એક એક રોમના અગ્રમાં અનંતકોટિ બ્રહ્માંડ વસેલાં છે અને જેના નિર્મેલા પ્રત્યેક બ્રહ્માંડમાં અસંખ્ય જંતુઓ રહેલાં છે× એવા અખિલ વિશ્વનાયકને એક મનુષ્યના ભાગ્યાતૂટયા ઉદ્દ્ગારની શી ગણત્રી ? પરંતુ પ્રભુના સત્યસ્વરૂપની સમજણ આગળ પૂર્વોક્ત શંકાની નિરર્થકતા જણાઈ આવે છે. પ્રભુ દૂર છતાં પણ સમીપ છે; તેથીજ ઉપનિષદ્ કહે છે કે **'तद्दूरे चान्तिकेऽपि तत्'** ( એટ વન્સ ફાર ઑફ એન્ડ નિયર) અર્થાત્ 'દૂર અને નજીક' એવું પરમાત્માનું સ્વરૂપ છે. પ્રભુ જગતથી પર છે એ સાચું, પણ તે જગત અને જીવનો અંતર્યામી પણ છે. પ્રત્યેક ભૌતિક પરમાણુના અંતરમાં તેમજ પ્રત્યેક જીવાત્માના અંતરમાં આત્મતત્ત્વસ્વરૂપે એ વાસ કરીને રહેલો છે. ટેનિસન નીચલા ભાવનું યોગ્યજ કહે છે કે:—

"મનુષ્યહૃદયની પ્રાર્થના પ્રભુ સાંભળે છે. પ્રાર્થનાદ્વારા જીવાત્મા અને પરમાત્માનો યોગ થાય છે, કારણ કે ઉચ્છ્વાસ અને શરીરના અવયવો કરતાં પ્રભુ વધારે નજીક છે. તેથી મનુષ્ય એના દુ:ખના સમયમાં-એની અનાથતામાં—એના અંતરમાં વિરાજતા અંતર્યામી સિવાય કોની સહાયતા માગે ? ઘોર સંકટમાં ઘેરાયેલ ગજેન્દ્ર, દ્રૌપદી આદિ આર્ત ભક્તોના હૃદયના ઉંડાણની ચીસ પ્રભુએ સાંભળી અને તેમની વ્હારે ધાયા."

હવે એક બીજો પ્રશ્ન એ થાય છે કે, પ્રભુ મનુષ્યની પ્રાર્થના સાંભળે તોપણ તે સહાય કરી શકે ખરો ? આ સમસ્ત વિશ્વ કાર્ય-કારણના અચલ નિયમથી સંકલિત છે. આ સાર્વત્રિક નિયમનો ભંગ કરીને પરમાત્મા દુ:ખી ભક્તહૃદયને સાંત્વન અને સહાયતા કેમ આપી શકે ? આ શંકા પણ અસ્થાને છે. જે નિયમ સર્વશક્તિમાન પ્રભુએ પ્રવર્તાવેલો છે, તે એને બાંધી શકતો નથી. ટેનીસન કહે છે કે, નિયમરૂપી લોઢાની સાંકળથી જડેલા જગતની પાર ભક્તહૃદયની પ્રાર્થના પહોંચી શકે છે અને એ નિયમના પ્રવર્તાવનાર પ્રભુને ભેટે છે. વસ્તુતઃ આ વિશ્વ કાર્ય-કારણરૂપી નિયમની શૃંખલાથી બંધાયેલું નથી, પરંતુ પરમાત્માથી વસાયેલું છે.* એ નિયમ પણ ચૈતન્યની ઝલકનોજ આવિર્ભાવ છે. આમ વિશ્વમાં પ્રવર્તી રહેલા અનેક નિયમોદ્વારા પરમાત્માનું સ્વરૂપ પ્રકટ થાય છે અને ભક્તનું કલ્યાણ કરે છે.

પ્રાર્થના એ બુદ્ધિનો વિલાસ નથી કે હૃદયનો ક્ષણિક ઉભરો નથી કે અર્થહીન ક્રિયા નથી, પરંતુ જીવાત્માની પરમાત્મામાટે સ્વાભાવિક વ્યાકુળતા છે; કારણ કે જીવાત્મા એ પરમાત્માનું પ્રતિબિંબ છે. પ્રાર્થનામાં કૃત્રિમતાને લેશ પણ અવકાશ નથી. ખરા હૃદયની પ્રાર્થનામાં મનુષ્યનો સકલ આત્મા-બુદ્ધિ, હૃદય અને પ્રકૃતિ-પરમાત્માભિમુખ થવા માટે તલ્પે છે. પ્રાર્થનાદ્વારા અંતઃકરણ નમ્ર અને નિર્મળ બને છે અને નિર્મળ અંતઃકરણદ્વારાજ ઈશ્વરનાં દર્શન થાય છે.

અંતમાં 'ભારતના ભાગ્યવિધાતાએ' તો ભારતવર્ષના અદૃષ્ટનું નિર્માણ કર્યુંજ હશે. વર્તમાન સંક્ષુબ્ધ વાતાવરણમાં તો વીર નર્મદની પ્રાર્થનામાં ભળીને એ અદૃષ્ટ નિર્માતાને અંતઃકરણપૂર્વક એટલુંજ વિનવીએ કે:—

"હિંદ દેશને થાપે, હરિ ! તૂં નિજ કરીને થાપે !"

( **'ચિત્રમય જગત'**ના નવેમ્બર ૧૯૨૭ ના અંકમાં લેખક-**રતિલાલ મોહનલાલ ત્રિવેદી.**)

---

× 'ત્હારે રોમ-અગ્રે બ્રહ્માંડ અનંત, એકેક બ્રહ્માંડે વસે બહુ જંત.'
(પ્રેમાનંદકૃત ભાગવત દશમસ્કંધ.)

* **'ईशावास्यमिदं सर्वं यत् किं च जगत्यां जगत्'**

# ૨—પધારો મૈયા કમલા!

પધારો માતા! પધારો; પરંતુ મા! અમે તમને શે મુખે બોલાવીએ? શી બહાદુરી ઉપર તમને બોલાવીએ? શા વડે તમારૂં સ્વાગત કરીએ? તમે નરપુંગવો ઉપરજ દયા કરો છો; પુરાણ પુરુષના હૃદયકમળમાં તમારો વાસ છે; વિશ્વરૂપ વિષ્ણુનાં તમે પ્રિયતમા છો; તમે અમ દરિદ્ર ભારતવાસીઓની ઝુંપડીઓમાં કયાંથી પધારો? અમે એવું તે શું પુણ્ય કર્યું છે કે અમે તમને અમારે ત્યાં લાવી શકીએ? તમારા કૃપાકટાક્ષને લાયક થવા જેટલો પુરુષાર્થ અમારી પાસે કયાં છે? તેથીજ કહીએ છીએ કે, મા! આપનું આવાહન કરતાં અમારી જીહ્વા સંકોચાય છે, અમારાં દુષ્કૃત્યોનું સ્મરણ કરતાં હૃદય ધ્રૂજી ઉઠે છે—આપને બોલાવવાની પણ હિંમત થતી નથી.

યોગ્યજ છે, માતા! તમે અમારે ત્યાં શા સારૂ આવો? જે દેશના લોકો તમારૂં અપમાન કરે છે, તમારી વિભૂતિઓનો—ધનવૈભવનો—અનેક રીતે દુરૂપયોગ કરે છે, તેઓ તમારી કૃપા શી રીતે મેળવી શકે? જે દેશના લોકો સાક્ષાત્ લક્ષ્મી જેવી પોતાની માતાઓ અને બહેનો તરફ કુદૃષ્ટિ કરે છે અને પોતાની આંખો સામે તેમને નિરાધાર, દુઃખી અને પતિત દશામાં જુએ છે—જોવા છતાંયે જડતાભર્યું મૌન સેવે છે અને પોતાના એ મૌનનેજ હિમાચળ જેવી ગંભીરતા માનીને ફૂલીને ફાળકા થઇ ફરે છે; તે દેશના લોકો ઉપર તમે આપની કૃપાદૃષ્ટિ શી રીતે ફેંકી શકો? તેથીજ કહીએ છીએ કે, ઓ મા! ઓ ચૈતન્યસ્વરૂપિણિ! આજ તમને બોલાવતાં પણ શરમના શેરડા પડે છે, કંઠ રૂંધાઈ જાય છે!

જે દેશના લોકો તમારી વિભૂતિસ્વરૂપિણી, પૃથ્વી ઉપર સ્વર્ગસમી કામદુઘા ગાય માતાઓના કલ્યાણનો વિચાર કરવાનું તો દૂર રહ્યું, પણ તેમને સ્વહસ્તે કસાઇઓને ત્યાં વેચતાં પણ શરમાતા નથી, ત્યાં તમે આવીને પણ શું કરશો? જે દેશના રાજાઓના રાજમહેલોથી તે સામાન્ય પ્રજાજનોનાં ઝુંપડાં સુધીમાં એક દિવસ દૂધ—દહીંની નદીઓ વહેતી હતી, તેજ દેશના લોકોએ પોતાનાં ઘોરાતિઘોર પાપાચરણોથી પોતાની એવી શોચનીય દુર્દશા કરી મૂકી છે, કે તેમને ચોખ્ખાં ઘી—દૂધ મળવાની તો વાત દૂર રહી, પણ પરદેશથી આવતાં 'કન્ડેન્સ્ડ મિલ્ક' (ઘટ્ટ કરેલું દૂધ) અને વનસ્પતિનું ઘી ખાઇને જીવન નિભાવવું પડે છે. તેથીજ કહીએ છીએ કે, મા! તમને શે મુખે બોલાવીએ? તમે કદાચ આવશો, તોપણ હે કમલા મૈયા! અમે તમારાં ચરણકમળોમાં અર્ઘ્યપાદ્ય દેવાને લોટી ભરીને ગાયનું દૂધ પણ કયાંથી લાવીશું?

માતા કમલા! અમે તમારૂં ખૂબ અપમાન કર્યું છે, ઘોરાતિઘોર પાપ કર્યાં છે અને તે અનેક વાર કર્યાં છે—હજુ પણ કરી રહ્યા છીએ. હે વસુંધરે! હે લક્ષ્મીસ્વરૂપિણિ! અમે તમારૂં સ્તનપાન કરીને, તમારી ગોદમાં ઉછરીને, તમારાજ પવિત્ર કલેવરને કેટલીયે વાર અમારા ભાઇઓના લોહીથી ખરડયું છે, તેનો કંઇ પારજ નથી! વળી એટલુંજ નહિ પણ વિધર્મી—વિદેશીઓને બોલાવીને પણ તમારૂં અને તમારાં સંતાનોનું—અમારા પોતાના ભાઇઓનું અપમાન કરાવ્યું છે! તો પછી ઓ કમલવનવાસિનિ! તમે આ પતિત ભારતભૂમિ ઉપર શી રીતે રહી શકો? તેથીજ કહીએ છીએ કે, મા! વિશ્વરમે! તમને બોલાવતાં પણ હૃદયદ્વાર બંધ થઇ જાય છે. ઓ જગજ્જનનિ! અમારાં પાપોને અને અમારી કલંક—કથાઓને કયાંસુધી સંભળાવીએ—કયાંસુધી ગણાવીએ? હે સર્વાન્તર્યામિનિ! તમે અમારી ક્ષણેક્ષણની કરણી જાણો છો, તમારાથી અમારૂં કયું પાપ અજાણ્યું છે? તમે સર્વ કાંઈ જાણો છો, પણ અમારાં પૂર્વકૃત પાપોમાટે અમારે આ નરકયાતના, પરાધીનતાની આ યમ—વેદનાઓ કયાંસુધી સહેવી પડશે? આ રીતે કયાંસુધી અમ ભારતવાસીઓની—હિંદુઓની—નાલાયક સંતાનોમાં ગણના થયા કરશે? અમે અમારા પગો ઉપર કયારે ઉભા રહીશું? અમારાં પાપો અને તેનાં પરિણામોનું કયારે મૃત્યુ થશે?

ઓ જગદંબા! દિવાળીના દિવસોમાં અમે તમારી પૂજાના માત્ર થોડાક દીવાઓજ કયાંસુધી સળગાવ્યા કરીશું? આ દીવાઓથી તો મા! તમારા સ્વાગતની અમારી ઇચ્છા પણ પૂર્ણ થતી નથી. એ તો તમારા સ્વાગતનું માત્ર બાહ્યચિહ્નજ છે. માત્ર પ્રથા પ્રમાણેજ અમે તો ચાલીએ છીએ. હે જગદ્ધાત્રિ! તમારૂં ચિરકાળના ક્રીડાભુવનસમું આ ભારતવર્ષ કયાંસુધી આવી મૃતઃપ્રાય

દશામાં પડ્યું રહેશે? ભારતવર્ષમાં ઘેરેઘેર તમારી પૂજા કોડીઆંના દિવાઓને બદલે મણિમય દીપકોથી ક્યારે થશે? તમારી આપેલી વિભૂતિઓ કે જેને તે પોતાની દુર્બળતા અને મૂર્ખતાથી ગુમાવી બેઠો છે, તે પુનઃ ક્યારે પ્રાપ્ત કરી શકશે?

તેની આ શોચનીય દરિદ્રતા શું ચિરકાળસુધી ચાલ્યા કરશે? તેની આ પરાધીનતા શું દીર્ઘકાળપર્યંત ટકી રહેશે? તેના ભાગ્યમાં જો એવુંજ લખાયું હોય, તો તો હે ભાગ્યવિધાત્રિ! હે સાગરિકે! તેનો એકે સપાટે નિકાલ કરી દેવા માટે શું તમારો હિંદી મહાસાગર પૂરતો નથી? આમ રીબાઈ રીબાઈને મરવા કરતાં તો મા! ભારતવર્ષ હિંદી મહાસાગરમાં ડૂબી મરે એજ લાખો દરજ્જે સારૂં છે!

પરંતુ ના, માતા! અમે સેંકડો અને હજારો અપરાધ કરીએ, તોપણ તમારે અમને ક્ષમા કરવી ઘટે; કેમકે તમે માતા છો અને અમે પુત્ર છીએ. માતા પોતાનાં સંતાનોનો વિનાશ થતો નજ જોઈ શકે. અમે નથી ઇચ્છતા કે, અમે કંઈપણ કરીએ નહિ અને તમે અમારેમાટે સર્વ કાંઈ કરી આપીને અમારાં માટીનાં ઘર સોનાનાં બનાવી દો.

ઓ કમલા મૈયા! અમે ઇચ્છીએ છીએ તે એજ કે, તમે વજ્રહૃદયનાં થઇને એક વાર–માત્ર એક-જ વાર–અમારી દરિદ્ર ઝુંપડીઓમાં પધારો અને આપના બુલંદ અવાજે અમારા ચિરકાલબધિર કાનોમાં એવા મંત્રની ઘોષણા કરો કે જેથી અમે અનંતકાળ સુધી જાગ્રત રહીએ; અને ઓ માતા! અમારાં અંધ ચક્ષુઓમાં એવી અંજનશલાકા ફેરવો કે જેથી અમે આ બેભાન અવસ્થામાં અમારા કેટલાક દીપકોના આછા પ્રકાશમાં પણ તમારાં દર્શન કરી શકીએ–તમારા સાચા સ્વ-રૂપને ઓળખી શકીએ અને તમારી યોગ્ય ઉપાસના કરવા સમર્થ થઇએ.

માતા! તમે એમ ન ધારશો કે, અમે તમારી ઉપાસના કરવા નથી ઇચ્છતા. આજ અમારી દરિદ્રાવસ્થામાં પણ અમે જે દીપકો પ્રગટાવીએ છીએ, તે માત્ર કોડીઆંનાજ નહિ પણ અમારાં હૃદયપાત્રના બનેલા છે અને જે ઘી–તેલ બળે છે, તેને અમારા હૃદયનું ઉકળતું લોહી જાણજો. ઓ મા! આથી તમે અનુમાન કરી શકશો કે, અમે તમારી ઉપાસના કરવાને કેટલા આતુર છીએ; પણ અમે માર્ગ ભૂલેલા છીએ. ઓ વિશ્વરૂપિણિ! તમે અમને માર્ગ દર્શાવો એજ અમારી એકમાત્ર યાચના છે.

('હિંદુપંચ'ના ૧૯૮૩ના દીપાવલી અંકમાંના પહેલા લેખ ઉપરથી અનૂદિત)

## ૩–ચેતજો!

મકાનનું આયુષ્ય તેના દૃઢ પાયા ઉપર છે, એ સામાન્ય સમજણ છે; છતાં છેલ્લે મજલેથી નીચે ચણતાં ચણતાં આખરે પાયો મજબૂત કરવાનું વૈચિત્ર્ય કેવળ કલ્પનામાંજ છે, એમ કોઇ ન ધારે; એ પણ એક વાસ્તવિકતા છે, અને તે કેળવણીની દુનિયામાં!

આજે આપણું લક્ષ્ય હવેલીના છેલ્લા મજલાની સુંદરતા વધારવા તરફ છે અને તેથીજ આપણી કૉલેજો ભવ્ય છતાં ભયંકર જ્ઞાનવાળા વિદ્વાનોથી ભરેલી છે. મહાલયો જેવાં એનાં શિક્ષણસ્થાનો છે, જ્યારે એનો પાયો લૂણાવાળી જમીનમાં છે; એનું ચણતર ગારાનું છે; એના ચણનારાઓ કંગાલ, અજ્ઞાન અને નિષ્પ્રાણ જેવા છે.

દુનિયાનો સીધો અને સાદો નિયમ કોઇ રીતે કેળવણીના ક્ષેત્રમાં ક્યારે પ્રવર્તે? જ્યાંસુધી આ પાયો નબળો છે, ત્યાંસુધી ઉપલા મજલા ડોલતા છે, ત્યાંસુધી ઉપલી શોભા જોખમભરેલી છે અને ત્યાંસુધી ઉપલો દમામ પિત્તળપાનના જેવો છે.

આપણે આજે સૌ એકજ કામ કરીએ અને તે આજની કેળવણીની ઇમારત તોડી પાડવાનું અને નવેસરથી ઉંડા અને કાળમીંઢ પથ્થર ભરેલા પાયાથી તેને ચણવાનું. એમ નહિ કરીએ તો કુદરત પ્રલય આણીને કે આગ કરીને આપણી સ્થૂલ ઇમારતો તોડી પાડે છે; તેમ કુદરતનો આપણા ઉપર કોપ થશે અને આપણે તેનું અચાનક ફળ ભોગવવું પડશે.

ચેતીએ!! ('દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિકમાંથી)

# ૪—મહાભક્ત મીરાંબાઈ

( ૧ )

મેડતા એ ઐતિહાસિક ગ્રામ છે અને રાજસ્થાનમાં આવેલું છે. મેડતાનો રાઠોડ સરદાર વિષ્ણુભક્ત છે. એના મહાલયમાં ગોવિંદજીની મૂર્તિનું પ્રતિષ્ઠાપન છે.

વસંતઋતુ ચાલતી હતી, પ્રભાતનો સમય હતો. ગોવિંદજીના આંગણામાં એક કુમારિકા પોતાની સાહેલીઓ સાથે નીચેનું ભજન ગાતી હતીઃ—

બસો મેરે નયનમેં નંદલાલ
મોહિની મૂરતી સાંવરી સૂરતી નૈના બને વિશાલ
અધર સુધારસ મુરલી રાજીત ઉર વૈજન્તી માલ
ક્ષુદ્ર ઘટિકા કટિતટિ સોભિત નૂપુર શબ્દ રસાલ
'મીરાં' પ્રભુ સંતન સુખદાઈ ભક્ત વછલ ગોપાલ.

જેણે જેણે આ ભજન સાંભળ્યું, તે તે મોહિત થઇ ગયા; તેમનાં ભાવવિવશ નેત્રોમાંથી અશ્રુ સરવા લાગ્યાં.

કુમારિકા એક અનુપમ સુંદરી હતી. આખા રાજસ્થાનમાં એના જેવી સ્વરૂપવતી રમણી કોઇએ જોઇ નહિ હોય. એના સુંદર મુખ ઉપર ભક્તિની જ્યોતિ ઝગારા મારી રહી હતી. એ સુંદરીના સુંદર કંઠની તુલના કોઇની સાથે થઈ શકે એમ નથી, એના કંઠસ્વરમાં પ્રાણોની વ્યાકુળતા મૂર્તિમંત બની રહી હતી. સ્થાન, કામ, ગાનારીનું રૂપ અને એનો વેદનાભર્યો સ્વર, એ સર્વેએ એકત્ર મળીને અપૂર્વ ભાવનો સંચાર જગાવી દીધો હતો. સાંભળનારાઓ એ સ્વરમાં લીન થઇ ગયા હતા, ભાવના આવેશમાં સ્તબ્ધ થઇ ગયા હતા, તન્મય બની ગયા હતા.

કુમારિકા મેડતાના રાઠોડસરદારની પુત્રી મીરાં રોજ ગોવિંદજીને પોતાનાં ભજન સંભળાવ્યા કરતી હતી. આજે પણ એણે એજ વ્યવસાય માંડયો હતો. ભજન પૂરૂં થયું, મંત્રમુગ્ધ જેવા બનેલા સાંભળનારાઓમાં ચેતના આવી, મંદિરમાંથી સર્વ ચાલ્યા ગયા; પરંતુ એક યુવક ત્યાંથી જરાએ ખસ્યો નહિ, હતો ત્યાં ને ત્યાંજ ઉભો રહ્યો. ગાનારીને નીરખતાં એનાં તૃષાતુર નયનો જરાએ ધરાતાં નહોતાં.

મીરાં ગોવિંદજીની મૂર્તિ સામું જોઇને એનું એકાગ્રચિત્તે ધ્યાન ધરી રહી હતી, પોતાના હૃદયની વાતો ગોવિંદજીને નિવેદન કરી રહી હતી. ભજનમાં એ એવી એકતાર થઇ રહી હતી કે એની આસપાસ શું બને છે, એનું ભજન કોણ સાંભળે છે, કોણ કયાં ઉભું છે, તેનું એને કશું ભાન હતું નહિ. મીરાં અત્યારે માનવસૃષ્ટિમાં નહોતી, ગોવિંદજીની સાથે કોઈ અગમ્ય પ્રદેશમાં વિચરી રહી હતી. મંદિરમાં અત્યારે મીરાંને મન ગોવિંદ અને મીરાંજ હતાં, બીજું કોઇ નહોતું.

ભજન પૂરૂં થયું અને મીરાંનું ધ્યાન છૂટયું. એ મૃત્યુલોકમાં પાછી આવી. લજ્જા, ભય, ક્રોધ, વિરાગ વગેરે એના ભૂલાઇ ગયેલા દેહધર્મો પાછા એના દેહમાં પ્રવેશ કરવા લાગ્યા. ભજન કરતી મીરાં દેવી હતી. ભજન પૂરૂં થયે એ પાછી માનવકોટિમાં આવી, હતી તેવી ને તેવી એ મેડતાની રાજકન્યકા થઇ રહી.

મીરાંએ આમ મોં ફેરવ્યું. એક યુવક અનિમેષ નેત્રે એના મુખસૌંદર્યનું પાન કરી રહ્યો હતો. યુવક કામદેવના અવતારસમો હતો. એનું ગૌર સ્વરૂપ, તેજસ્વી લલાટ અને એનાં પ્રતાપી નયનો ઓર પ્રતાપ પાડી રહ્યાં હતાં. યુવકને જોઇને મીરાં મનમાં ને મનમાં વિધાતાની કારીગરીની પ્રશંસા કરવા લાગી. લજ્જાનાં માર્યાં એનાં નેત્રો નીચે ઢળ્યાં. એણે તરતજ યુવક તરફથી પોતાની દૃષ્ટિ પાછી વાળી લીધી. યુવક સામું બીજીવાર એ ન જોઇ શકી.

ગોવિંદજીના મંદિરમાં અતિથિ આવે તેનો સત્કારભાર મીરાંને માથે હતો. અતિથિ અને સાધુસંતને રહેવા આવવા વગેરેનો પ્રબંધ એ પોતાની જાતિદેખરેખ નીચે કરાવતી અને પોતે જાતે તેમનું સ્વાગત કરતી હતી; પરંતુ આ યુવકનો સત્કાર કરતાં—અરે એના સામું જોતાં પણ એનું મન લજ્જાથી વિવશ બની ગયું.

મીરાંએ પોતાની એક સખીને કહ્યું કે "અલી, જા પેલા યુવકને કહે કે, અમારૂં આતિથ્ય સ્વીકારશો તો અમે કૃતાર્થ થઇશું. એ યુવક કોઇ સાધારણ વ્યક્તિ નથી, રાજપુત્ર જેવા જણાય છે. છુપા વેશે અહીં આવેલા છે."

સખીએ કહ્યું:-ભલે, એ રાજપુત્ર હોય કે ભિખારી હોય. આપણી દૃષ્ટિમાં તો સર્વ સમાન છે, સર્વ નારાયણરૂપ છે. આજે તમારામાં આવી ભેદબુદ્ધિ શાથી થઇ? એ યુવક કોણ છે?

મીરાં:—તે તો હું નથી જાણતી.

સખી:—તો પછી તમે એમનાથી શરમાવ છો કેમ?

મીરાં:—તે નથી કહી શકતી; એમના સામું જોતાં મને કોણ જાણે કેમ શરમ આવે છે!

મીરાંની સખી પેલા યુવક પાસે જઇને બોલી-શ્રીમાન્! અમારી રાજકુમારી આપનું સ્વાગત કરે છે. એમનું આતિથ્ય સ્વીકારવાની કૃપા કરશો તો એ પોતાને ધન્ય માનશે.

યુવકે કહ્યું:—ભદ્રે! રાજકુમારી મારો સત્કાર કરવો હોય તો એ પોતે મને એમના શ્રીમુખથી કેમ કશું કહેતાં નથી? મારે તો એ વચન એમના મુખથી શ્રવણ કરવાં છે.

હવે બોલ્યા સિવાય મીરાંને છુટકો નહોતો. લજ્જાથી રતુમડા થઈ ગયેલા મુખે મીરાંએ યુવકને પોતાનું આતિથ્ય સ્વીકારવાની પ્રાર્થના કરી.

યુવકને તો એજ જોઇતું હતું. મીરાંના કંઠનું ભજન સાંભળવાને છદ્મવેષે એ ઘણા દૂર દેશથી આવ્યો હતો. એક વારના ભજનથી એને તૃપ્તિ નહોતી થઇ. એને તો મીરાંનું ભજન વારંવાર સાંભળવાની રસવૃત્તિ થઇ આવી હતી. ભજન સાંભળતાં સાંભળતાં મીરાંના રૂપે એને મોહિત કરી દીધો હતો. યુવકે મીરાંની પ્રાર્થના સ્વીકારી.

સાંજે ગોવિંદજીની આરતી થઇ. આરતી ઉતરી રહ્યા પછી મીરાં ગોવિંદજીની સામે બેસીને પાછી ગાવા લાગી.

> તાતલ સૈકત વારિ બિંદુ સમ, સુત મિત રમણી સમાની;
> તોહિ બિસરિ મનવાહિ સમર્પલું, અબ મોર હોય કૌન કાની.
> આધ જનમ હમ સોય ગવાયલું, શિશુ જરા કેતિ દિન ગેલા;
> જૌબન મોહ ફંસી રસરંગી માતૂલું, તોહિ ભજઉં કૌન વેલા.

આ ભજન સાંભળીને વૃદ્ધો તો રડવાજ લાગ્યા. યુવક સ્તબ્ધ બની ગયો.

મૂર્ખ માનવીને આ દુર્લભ જીવન મળ્યું છે, છતાં પોતાનું અર્ધું જીવન તો એ ઉંઘમાં ગુમાવી દે છે. બાકીનું અડધું રહ્યું તેમાંથી બાલ્યાવસ્થા અને વૃદ્ધાવસ્થાનો કાળ નકામો જાય છે. બચવા પામે છે યૌવનકાળ. એ કાળમાં ભગવાનનું ભજન ધાર્યું હોય તો ઘણી સારી રીતે થઇ શકે છે; પરંતુ યૌવનકાળમાં મનુષ્ય ક્ષુદ્ર આનંદ અને વિષયભોગમાં ડૂબ્યો રહે છે. હાય મનુષ્ય! તારૂં કેવું દુર્ભાગ્ય છે! એ યૌવનકાળ તું પ્રભુને નથી સમર્પણ કરી શકતો.

મીરાંની આંખમાંથી પણ ખર ખર ખર કરતાં આંસુ ખરવા લાગ્યાં.

યુવક મનમાં ને મનમાં વિચાર કરી રહ્યો હતો. આનું ભજન સાંભળતાં હું ધરાતોજ નથી; આનાવિના મારૂં જીવન નિષ્ફળ છે.

ભજન પૂરૂં થયું, સર્વ ચાલ્યા ગયા. રાજકુમારી પણ જતી હતી, ત્યાં તો પેલો યુવક એની સામેજ આવીને ઉભો રહ્યો અને બોલ્યો કે 'રાજકુમારી! તમારી પ્રાર્થનાનો મેં સ્વીકાર કર્યો તો મારી પ્રાર્થનાનો તમે સ્વીકાર નહિ કરો?' એમ કહીને યુવકે પોતાની આંગળીમાંની વિંટી કાઢીને રાજકુમારીના હાથમાં મૂકી તથા કહ્યું કે 'આપ આ વિંટી સ્વીકારો. એ મારી ક્ષુદ્ર ભેટ છે અને હું એક દિવસ તમારો અતિથિ હતો, તેનું સ્મરણ તમને નિત્ય રહે તેવા હેતુથી હું તમને આ સ્મરણચિહ્ન તરીકે આપું છું. આપ એનો અંગીકાર કરશો તો હું મને પોતાને અહોભાગ્યશાળી માનીશ. આજે રાત્રે હું અહીંથી પ્રયાણ કરવાનો છું. આપની મુલાકાત થવાનો હવે સંભવ નથી. મારી આ ધૃષ્ટતા માટે હું આપની ક્ષમા માગું છું.'

એક પળવાર મીરાં યુવક સામું જોઇ રહી, બોલવાની તો ઘણી ઇચ્છા હતી; પણ એના હોઠ ન ઉઘડયા, યુવક ચાલ્યો ગયો.

મેડતાના રાઠોડ સરદારની કન્યા મીરાંને આખું રાજસ્થાન ઓળખતું હતું. એના રૂપની પ્રશંસા રજપૂતાનામાં ઘેરેઘેર થતી હતી. મેવાડની રાજધાની ચિતોડમાં તો મીરાંનું રૂપ એક ચર્ચાસ્પદ વિષય થઇ પડયો હતો. સવાર–સાંજ, દિવસે અને રાત્રે ચિતોડની ગલીએ ગલીએ લોકો ગાતા હતા કેઃ—

મીરાં કહે બિન પ્રેમકે, નાહિ મિલત નંદલાલા.

એ સમયમાં ચિતોડના ભાગ્યવિધાતા મહારાણા કુંભ હતા. કુંભ કુંવારા હતા. વીરરસ ઝળકાવવામાં અને કવિતા કરવામાં એ પોતાનો સમય વ્યતીત કરતા હતા. એમના મનના અભિલાષ એવા હતા કે જેના હૃદયમાં પ્રીતિનાં ઝરણાં ઝરતાં હોય, જે પુષ્પસમી પવિત્ર હોય, સ્ફટિકશી નિર્મળ હોય તેવી સુંદરાંગીનેજ હું મારી રાજરાણી બનાવીશ. એક દિવસ એમણે કોઇને ગાતાં સાંભળ્યું કેઃ—

મીરા કહે બિન પ્રેમકે, નાહિ મિલત નંદલાલા.

વળી એમને વિશેષ બાતમી મળી કે, આ પ્રેમનો મહિમા ગાનારી એક અકલંકિત મહા-સ્વરૂપવતી કુમારિકા છે. એનો જોટો આખા રજપૂતાનામાં નથી. મીરાંને જોવા કુંભ ઉત્સુક થઇ ગયો. મીરાંને શી રીતે મળવું ? કયાં મેડતાનો નાનો રાઠોડ સરદાર અને કયાં મેવાડનો ધણી ! મેવાડ-નો મહારાણો મેડતાના એક નાના સરદારને ત્યાં જાય, તે પણ એક કુમારિકાને જોવા–માત્ર એનું ભજન સાંભળવા; એ તો મેવાડની પ્રતિષ્ઠા નમાવવા જેવું પગલું ! લોકો શું કહેશે ? આવા આવા વિચારે કુંભને પોતાની બલવતી ઇચ્છાને રોકી રાખવી પડી હતી; પણ એનું મન કયાં માને એવું હતું ? ઠેર ઠેર 'મીરાં કહે' 'મીરાં કહે'નો ધ્વનિ એના ચિત્તને ઉદ્વિગ્ન કરી મૂકતો હતો. મીરાંની વાતો તો એના પ્રાણની ભીતરમાં પેસી ચૂકી હતી. એ મીરાંને જોયાવિના હવે કેમ સહ્યું જાય? પ્રતિષ્ઠા અને લોકવાયકાના ભયના પડદાને મહારાણાએ ચીરી નાખ્યો. છુપે વેશે એ મેડતા ગયો, મીરાંનું ભજન સાંભળ્યું, મીરાંને પોતાની વિંટી અર્પી, વિંટીની સાથે મીરાંને પોતાનું હૃદય પણ સમર્પી દીધું. હૃદયવિહોણો દેહ લઇનેજ એ ચિતોડ પાછો ફર્યો.

પ્રભાતમાં પક્ષી ગાતાં હોય ત્યારે મહારાણાને મન મીરાં ભજન કરી રહી હોય; સરોવરમાં પદ્મો ખીલી ઉઠતાં હોય ત્યારે મહારાણાને મન મીરાં હસી રહી હોય; પવનથી વૃક્ષની લતાઓ હાલતી હોય ત્યારે મહારાણા માને કે મીરાં મને હાથના ઇસારે બોલાવી રહી છે.

મહારાણા હવે સિંહાસન ઉપર નથી બેસતા, દરબારમાં પણ નથી જતા. જયાં જયાં "મીરાં કહે" નો ધ્વનિ સંભળાય, ત્યાં ત્યાં એમના કાન ઠરવા લાગ્યા; મનની વાત હવે ગુપ્ત ન રહી શકી. મંત્રી અને રાજમાતા મહારાણાનું મન પરખી ગયાં.

રાજમાતાએ મીરાંને ચિતોડના રાણાની અધિષ્ઠાત્રી બનાવવાને માગાં મોકલ્યાં.

મેડતાનો રાઠોડ સરદાર પોતાની જાતને ધન્ય ધન્ય માનવા લાગ્યો. ગોવિંદજીના મંદિરમાં મોટો ઉત્સવ કરાવ્યો. લગ્નનું મુહૂર્ત નક્કી કરીને ચિતોડ કહાવી મોકલ્યું.

(૨)

પરંતુ જેનું લગ્ન થવાનું હતું એને આનંદ નહોતો, આ સમાચારથી એને પ્રફુલ્લતા નહોતી.

મીરાં પેલી વિંટીનો ભેદ સમજી ગઈ. એ યુવક કોણ હતો, તે એ ઓળખી ગઇ. એની સખીઓ પણ જાણી ગઇ. મીરાં તો એ વિંટી પાછી મોકલવાનો પ્રયત્ન કરતી હતી.

સંધ્યાકાળે મીરાં ગોવિંદજીના મંદિરમાં બેઠી. એનાં લગ્ન થવાનાં હતાં એટલે સાહેલીઓ હસી હસીને એની ઠેકડી કરતી હતી. એકે કહ્યુંઃ-'હું તો તે વખતેજ જાણી ગઇ હતી.'

મીરાંઃ—શું ?

સખીઃ—તે દિવસે પેલા યુવકને જોઇને તમે કેવાં શરમાઇ ગયાં હતાં ?

મીરાંઃ—કોણ જાણે કેમ મને તે વખતે શરમ આવી ગઇ; પરંતુ હું સત્ય કહું છું સખી ! ચિતોડની મહારાણી થવામાં નથી મને આનંદ કે નથી મોહ. મને તો પરણવુંજ ગમતું નથી, તો પછી મહા-રાણીપદની શી વાત !

સખીઃ—કેમ, ક્ષત્રિયકન્યા આથી કયા વિશેષ સૌભાગ્યની કામના કરી શકે ?

મીરાંઃ—હું એ સૌભાગ્યને નથી ઈચ્છતી.

સખીઃ—કેમ ?

મીરાંઃ—મહારાણા મને પરણીને સુખી નહિ થઇ શકે. હું મારૂં મન તો ગોવિંદજીને અર્પણ કરી ચૂકી છું, મહારાણા એકલા મારા શરીરને લઇને શું કરશે ?

સખીઃ—તમે એવું શું બોલો છો ? મહારાણા તો તમારા ઉપર ઘણોજ અનુરાગ ધરાવે છે. દિવસ અને રાત એમના મુખમાંથી તો 'મીરાં કહે' એજ શબ્દો નીકળ્યા કરે છે.

મીરાંઃ—એમને મારા ઉપર અનુરાગ નથી, પણ મોહ છે. મારા રૂપનો, મારા કંઠનો એમને મોહ લાગ્યો છે. હા, એટલું ખરૂં કે, આ મોહને અંતે અનુરાગ પ્રગટે; પણ—

સખીઃ-પણ શું ?

મીરાંઃ—મોહ હોય કે અનુરાગ હોય; પરંતુ મહારાણા સુખી નહિ થઇ શકે. મહારાણાને કાને આ વાત જવી જોઇએ કે, મારૂં મન મારૂં રહ્યું નથી. એ મન હું ગોવિંદજીને અર્પણ કરી ચૂકી છું. એક વાર મને જો એ ફરી મળ્યા હોત તો સારૂં થાત, હું જાતે એમને આ વાત કહેત.

(૩)

એ સુયોગ પ્રાપ્ત થયો. લગ્નનું મુહૂર્ત દૂર હતું. કુંભને મીરાંનાં દર્શનની તાલાવેલી લાગી રહી હતી. એ છુપે વેશે મેડતા આવ્યા. મીરાં એમને ઓળખી ગઇ. એણે દાસીને મોકલીને કહાવ્યું કે, મીરાં તમને એકાંતમાં મળવા ઇચ્છે છે.

ગોવિંદજીની આરતી ઉતરી રહી,ભજન પૂરૂં થયું, બધાં વેરાઇ ગયાં. એક વૃક્ષ નીચે એકાંતમાં મીરાં રાણાને મળી. એની જોડે એની વિશ્વાસુ સખી હતી.

આજે મીરાં ન શરમાઈ. એના પ્રાણની તંત્રી કોઇ ઉચ્ચ ગ્રામથી બંધાઇ ગઈ હતી. એણે કહ્યું કે 'મહારાણા! આ દાસીનો અપરાધ ક્ષમા કરશો. કોઈ પણ ક્ષત્રિયકન્યાને ચિતોડની મહારાણી થવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય તો એને મન ઇંદ્રાણીનું પદ પણ તુચ્છ છે; પરંતુ મને સ્વીકારીને આપ સુખી નહિ થઇ શકો.'

રાણોઃ—મીરાં! આવી નિષ્ઠુર વાણી કેમ ઉચ્ચારે છે ? તારા સહવાસમાં તો હું ચિતોડને સ્વર્ગ બનાવી દેવાની કલ્પનાઓ ઘડી રહ્યો છું, તું ચિતોડની રાજરાણી થતાં ચિતોડને અમરાપુરી બનવાનાં હું સ્વપ્નાં જોઇ રહ્યો છું.

મીરાંઃ—આ દેખાતું મન મારૂં નથી રહ્યું, એ ગોવિંદજીને અર્પણ થઈ ચૂકેલું છે. હવે એને પાછું લાવવાનો કોઇ ઉપાય નથી. મનવિહોણા એકલા દેહથી પતિસેવા નથી થઇ શકતી. હું અપરાધિની થઇશ.

રાણોઃ—મીરાં! મીરાં! તું આ શું કહે છે ? જે દિવસે તું ચિતોડના સિંહાસનને અલંકૃત કરીશ, તે દિવસ જગતના ઇતિહાસપટે સુવર્ણાક્ષરે લખાશે. તારા જેવું રૂપ આખા રજપૂતાનામાં નથી, તારા જેવા ગુણ આખા ભારતમાં નથી. તને રૂપ અને ગુણની મહારાણી બનાવીને વિધાતાએ ધરાતલમાં મોકલી છે.

મીરાંઃ—મહારાણા! આ તુચ્છ દેહનાં વખાણ શાં ? હું હતભાગિનીને વળી રાણીનાં પદ શાં ? ગોવિંદજીની સેવાસિવાય કોઈ સ્થળે મારા પ્રાણ ઠરતા નથી.

રાણોઃ—મીરાં ! મને તારાં દર્શનમાં સુખ છે, તારાં ભજન સાંભળવામાં સુખ છે. એથી વિશેષ મારે તારી પાસે કાંઇ જોઇતું નથી.

મહારાણા ચિતોડ ગયા, મીરાંની અદૃષ્ટ લિપિ વંચાવા માંડી.

(૪)

મીરાં ચિતોડની રાજ-મહિષી બની. ચિતોડમાં જૂદી પરિસ્થિતિ હતી. રાજકુટુંબ એકલિંગજીનું અને ભવાનીનું ઉપાસક હતું. મીરાં વૈષ્ણવ હતી,મીરાંનો પંથ રાજકુટુંબમાં રુચિકર ન થયો.

મીરાંના મનની પ્રફુલ્લતા ધીરે ધીરે ઓછી થવા લાગી; એના મુખકમળની શોભા ક્ષીણ થવા લાગી. સુખની આશાએ કુંભા રાણાએ આ લતાનું પોતાની વાટિકામાં રોપણ કર્યું, પરંતુ એ લતા

કરમાવા લાગી. રાણાનું ઐશ્વર્ય, આડંબર, ભોગવિલાસ અને મીરાંનું મનરંજન કરવાના એના સર્વ પ્રયાસો નિરર્થક નીવડવા લાગ્યા. મીરાંને કોઇ વાતે આનંદ મળતો નહોતો. રાણાને ક્ષોભ થવા લાગ્યો. કોઇ કોઇવાર એ વિચાર કરતો હતો કે, આ વનની પંખિણીને મેં પાંજરામાં પૂરી તે ઠીક ન કર્યું. મીરાં કર્તવ્યવશ બનીને પતિની સેવા કરતી હતી, પરંતુ એ આકાંક્ષારહિત હતી. એના મુખમાંથી શૃંગાર-રસભર્યાં મધુર વાક્યો નહોતાં નીકળતાં, એનામાં ઉલ્લાસ નહોતો, એના મુખ ઉપર હાસ્ય નહોતું, એ રાણાની આજ્ઞાને માન આપીને ગાતી હતી; પરંતુ હવે એના ગાનમાં પૂર્વનો રસ નહોતો. હાય! જે સુખમાટે કુંભો રાણો મીરાંને લાવ્યો તે સુખ ક્યાં છે ?

રાણાને આ સ્થિતિ અસહ્ય થઇ પડી. 'મીરાં! આ રાજ્ય, આ વૈભવ તને કશુંએ સુખ આપી શકતાં નથી ? કહે. તને શી વાતનું દુઃખ છે ? તારૂં ચિત્ત શાથી પ્રસન્ન થાય? મને કહે તે વસ્તુ ગમે તેવી દુર્લભ હશે, તોયે હું તને લાવી આપીશ.'

મીરાંઃ--સ્વામિન્ ! રાજ્ય અને વૈભવની મને આકાંક્ષા નથી, એમાં મને કાંઇ સુખ જણાતું નથી. એ રાજ્ય અને એ વૈભવ મને ન મળ્યાં હોત તો તેનું મને દુઃખ નહોતું. મારા પિતાને ઘેર ગોવિંદજીના મંદિરમાં બેસીને ભજન કરવામાં મને અત્યંત આનંદ હતો, આજે પણ હૃદય એજ આનંદ ઝંખે છે. ઇચ્છા તો એવી થાય છે કે, તેવુંજ ભજન અહીં કરીને હું મારૂં જીવન વ્યતીત કરૂં.

રાણોઃ--મીરાં ! ભજન ગાવાનું તો હું નિત્ય કહું છું અને તું ગાય છે પણ ખરી, છતાં તને આનંદ નથી મળતો ?

મીરાંઃ--મહારાજ! એ ભજન પતિના મનોરંજનમાટે થાય છે, એ રાજાના-પતિના આદેશનું પાલનમાત્ર છે. એમાં પ્રાણ ક્યાં રેડાયલો છે સ્વામિન્ !

રાણો ગંભીર બની ગયો.કેટલીક વારે બોલ્યો કે ' મીરાં ! હું તને દુઃખી જોવા નથી ઇચ્છતો. મારી રાજધાનીમાં ગોવિંદજીનું મંદિર બંધાવીશ, એમાં ગોવિંદજીની મૂર્તિ પધરાવીશ. પછી મેડતામાં તું જેવું ભજનકીર્તન કર્યા કરતી હતી તેવું ભજનકીર્તન અહીં કર્યા કરજે; એ સાંભળીને હું સુખી થઇશ.'

(૫)

ચિતોડના રાજમહેલની અંદર ગોવિંદજીની સ્થાપના થઇ ગઇ. મીરાંનું પૂર્વસમયનું ભજન હવે ચાલુ થયું.

શિવભક્ત રાજાના રાજમહેલમાં ગોવિંદજીની સ્થાપના થવાથી સર્વ કહેવા લાગ્યા કે, હવે ચિતોડનું અશુભ થવાનું છે. રાણો મહાસંકટમાં પડી ગયો. એક તરફ મીરાંપ્રતિનો પ્રેમ અને બીજી તરફ રાજકુળનો ધર્મ! આ બેમાંથી રાણો કોની રક્ષા કરે? આ ધર્મસંકટના નિવારણાર્થે રાણાએ એકલિંગજીના મંદિરમાં આસન લગાવી શિવજીની આરાધના કરવી શરૂ કરી દીધી.

મધ્યરાત્રિએ રાણા કુંભને સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં એણે શું જોયું ? એકલિંગજીનું એ અનાદિ-લિંગ રૂપાંતર પામી ગયું! એને બદલે એક શુભ્રવર્ણ પુરુષ જણાયો; એના લલાટમાં ઉજ્જવલ ચંદ્ર લખલખી રહ્યો હતો, શિર ઉપર જટા હતી, એનો કંઠ નીલ હતો, જોતજોતામાં એ પુરુષનું અર્ધું અંગ શ્યામ થઇ ગયું. એ પુરુષના મસ્તકના અર્ધા ભાગ ઉપર મયૂરપિચ્છનો કલાપ હતો અને છાતીના અર્ધભાગ ઉપર શ્રીવત્સ કૌસ્તુભ દૃષ્ટિગોચર થતું હતું. એ પુરુષે હસતાં હસતાં કુંભા રાણાને કહ્યું કે 'રાણા! અમે-હરિ અને હર એકજ છીએ. બન્ને જૂદા છીએ, એ તારો ભ્રમ છે'

રાણાનું સ્વપ્ન પૂરૂં થયું, એ જાગી ઉઠ્યો. ભક્તિપૂર્વક એકલિંગજીને પ્રણામ કરીને એ પોતાના મહેલમાં પાછો ગયો. એ વખતે મીરાં ગોવિંદજીના મંદિરમાં ભજન કરી રહી હતી. કુંભ રાણો ત્યાં ગયો. મીરાંની સાથે એકજ આસન ઉપર બેસીને એ પણ ભજન કરવા લાગ્યો. ભજન પૂરૂં થયા પછી મીરાંએ કહ્યું કે 'સ્વામિન્! આજે મીરાંનું ભજન સાર્થક થયું; પરંતુ આપ તો એકલિંગજીના ભક્ત છો અને આજે ગોવિંદજીની સામે બેસીને કેમ ભજન કર્યું ? બધાં શું કહેશે ?'

રાણોઃ-મીરાં! જેને જે કહેવું હોય તે કહે. ભગવાન એકલિંગજીએજ મને ઉપદેશ આપ્યો છે. હરિ અને હર એક છે. મીરાં! આજે હું તને આનંદમાં ડોલતી જોઉં છું. બોલ, તારી શી વાંચ્છના છે? હું તે પૂર્ણ કરીશ.

મીરાંઃ--આપના મુખમાંથી ગોવિંદજીનું નામ સાંભળીને હું કૃતાર્થ થઇ, મારૂં અભીષ્ટ મને મળી ગયું. ગોવિંદજીની સામે બેસીને ભજન કરવાની આપે મને રજા આપી, એટલે મને સર્વ

મળી ગયું. હવે શું માગવાનું રહ્યું ? હવે જો વૈષ્ણવોને પણ વિનાહરકતે અહીં આવવા દેવામાં આવે તો વળી અધિક આનંદ થાય !

રાણોઃ--તારી વિનતિ મારે માન્ય છે. કાલથી વૈષ્ણવો વિનાહરકતે અહીં આવી શકશે.

(૬)

ગોવિંદજીના મંદિરમાં હવે વૈષ્ણવોની ભીડ જામવા લાગી. મીરાંનો આનંદ સમાયો સમાતો નહોતો. હવે એ આનંદના પૂરબહારમાં આવી ગઈ.

રાણો પોતે કવિ હતો. પ્રસંગાનુસાર મીરાંની સાથે તે ગોવિંદનાં પદ ગાતો હતો, તેમજ નવાં ભજન બનાવીને એ મીરાંના ચિત્તને વિનોદ કરાવતો હતો.

પરંતુ આ સુખ ઝાઝા દિવસ ન પહોંચ્યું. એક દિવસ રાણાએ ગોવિંદજીના મંદિરમાં જઇને જોયું તો દેશ દેશના વૈષ્ણવો ભેગા મળ્યા હતા. મીરાં વૈષ્ણવોની મંડળીમાં ગોવિંદજીની સામે બેસીને ભજન કરી રહી હતી. વૈષ્ણવો અનિમેષ નેત્રે એના સામું જોઇ રહ્યા હતા.

રાણાને નખથી શિખપર્યંત ઝાળ લાગી ગઇ. ચિતોડની મહારાણી કે જેને ચંદ્ર અને સૂર્ય પણ દેખવા પામતા નથી, તે આજે ભરસભામાં બેસીને એક સાધારણ ગણિકાની માફક ગાય અને લોકો એના સામે જોયા કરે. 'ઓ કલંકિનિ મીરાં ! મોહમાં ફસીને મેં બાપ્પા રાવળના કુળને બટ્ટો લગાડયો.' આમ વિચાર કરતો રાણો આવ્યો અને તરતજ ત્યાંથી ચાલ્યો ગયો. શયનખંડમાં આવીને એણે દાસીને કહ્યું કે 'જા, હમણાં ને હમણાં રાણીને બોલાવ.'

'એ તો ગોવિંદજીના મંદિરમાં ભજન કરે છે.'

દાસીનું કહેવું સાંભળી રાણાની આંખો ક્રોધથી લાલ લાલ થઇ ગઇ. દાસી સમજી ગઈ કે, આજનો રંગ જૂદો છે. એ તરતજ મીરાંને બોલાવવા ગઇ. મંદિરમાં જઇને એણે મીરાંને રાણાની આજ્ઞા કહી સંભળાવી. મીરાંએ ભજન ગાવું અડધેથી પડતું મૂકયું. ગોવિંદજીને પ્રણામ કરીને એ શયનખંડમાં ચાલી ગઇ.

રાણાએ કહ્યું:--'મીરાં!' રાણાના સ્વરમાં ક્રોધ અને કઠોરતા હતાં.

મીરાંએ વ્યાકુળ બનીને ઉત્તર આપ્યો:-'કેમ સ્વામિન્!'

રાણોઃ-તમે ચિતોડની મહારાણી છો, બાપ્પારાવળની કુળવધૂ છો.

મીરાં:--દાસી આપની આજ્ઞાને આધીન છે.

"જે ચિતોડની મહારાણીને ચંદ્ર અને સૂર્ય પણ જોવા પામતા નથી, તે મહારાણી દેશદેશના માણસોની વચમાં બેસીને ગાય તે શું એને છાજે છે ? હાય, કયાં છે આજે એ મહારાણીપદનું ગૌરવ ? આજે એનું........"

ક્રોધથી ઉશ્કેરાઇ ગયેલો રાણો આગળ ન બોલી શકયો. કેટલીક વારે એના મનનો આવેગ ઓછો થયો, ત્યારે એ બોલ્યો કે 'મીરાં! મેં તને કોઇક સમયે જોયેલી. તારૂં ભજન સાંભળીને મેં તારી સાથે લગ્ન કર્યું. તેં બાપ્પારાવળના કુળને કલંક લગાડયું.'

મીરાં:—એ મારૂં અદષ્ટ.

રાણોઃ—એમજ છે. હું ભ્રમમાં પડી ગયો હતો. હવે એ ભ્રમમાંથી મારે મુક્ત થવું જોઇએ; નહિ તો કુંભા રાણાનું નામ વગોવાશે. લોકો કહેશે કે, એક ગણિકાના મોહમાં ફસીને કુંભાએ ચિતોડની ગાદીને કલંક લગાડયું.

મીરાં ઉપર જો વજ્ર ફેંકયું હોત તોએ એને આટલી બધી પીડા ન થાત. વ્યાકુળ થતી એ બોલી કે સ્વામીન્! મીરાં તો મીરાંજ છે. એ નથી મહારાણી કે નથી ગણિકા. મીરાં કોણ છે તે માત્ર ગોવિંદજીજ જાણે છે; અને બીજું કોઇ જાણતું હોય તો મારા સ્વામી કુંભારાણા. મીરાં દેહથી પતિની અને મનથી સેવા કરવાની ઇચ્છા રાખતી હતી, પરંતુ દેહ અને મનને એકત્ર કરીને એ પતિ અને ગોવિંદજી બન્નેની સેવા ન કરી શકી. મીરાં સાધનભ્રષ્ટ છે; એના જેવી હતભાગિની બીજી કોણ છે ? પત્નીતરીકે પોતાના કર્તવ્યનું પાલન ન કરી શકી, તેથી મીરાં અપરાધિની છે. મારો અપરાધ ક્ષમા કરશો. કાલે પ્રાતઃકાળથી ચીતોડનો કોઈ પણ મનુષ્ય આ મુખ નહિ જોઈ શકે. મીરાં કયાં ગઇ તે પણ કોઇ નહિ જાણી શકે. તમારા કુળને કલંક લગાડીને મીરાં જીવવા નથી ઇચ્છતી." એમ બોલતી બોલતી મીરાં પતિના ચરણોને પ્રણામ કરીને રાજમહેલની બહાર ચાલી ગઇ.

'મીરાં ન જા' એમ કહેવાનું રાણાને મન તો થયું, પણ મોઢામાંથી શબ્દ ન નીકળી શક્યો.

ઘોર અંધારી રાત્રિ હતી, ચિતોડમાં બધાં ભરનિદ્રામાં હતાં, સર્વ સ્થળે શાંતિ પ્રસરી રહી હતી. એ સમયે ચિતોડનો પરિત્યાગ કરીને મીરાં ચાલી ગઈ.

ક્યાં જવું તેનો એણે કશો નિશ્ચય કર્યો ન હતો. જ્યાં પગ લઇ જાય, ત્યાં એ ચાલી જતી હતી. એનું મન ચિંતાગ્રસ્ત હતું. ઘડીમાં એને ગોવિંદજી સાંભરતા તો ઘડીમાં એને રાણાના મુખનું સ્મરણ થતું. મીરાં પળવાર ઉભી રહી, એણે પાછળ દૃષ્ટિ કરી. સર્વત્ર અંધારૂં હતું. એ અંધારામાં કશું જણાતું નહોતું. વળી એ આગળ ચાલવા લાગી.

ચાલતાં ચાલતાં એ નદીકિનારે આવી પહોંચી. અહીં આવીને એ વિચાર કરવા લાગી કે "ક્યાં જાઉં? હવે જીવીને શું કરૂં? મારા જીવવાથી કુળમાં કલંક લાગશે? ના, ના, એવું નહિ થવા દઉં. આ જીવન હવે હું નહિ ટકવા દઉં. રાણા ભ્રમમાં પડ્યા, પણ હું ભ્રમમાં નહિ પડું. ગોવિંદજી! તમને મેં મારૂં મન અર્પણ કર્યું છે એટલે તે તમે લઇ લ્યો. રાણા! તમને મેં મારો દેહ અર્પણ કર્યો છે. એ દેહ તમારો છે; તમે એ દેહની ઉપેક્ષા કરી તો પછી એને ટકાવી રાખવાનું પ્રયોજન શું? પંચભૂતનું બનેલું આ ખોળિયું પંચભૂતમાં ભલે મળી જાય." એમ બોલીને એણે નદીમાં ઝંપલાવી દીધું. પાણીનો વેગ જબરો હતો. મીરાં તણાવા લાગી, એની શુદ્ધિ જતી હતી.

(૭)

જ્યારે એ શુદ્ધિમાં આવી, ત્યારે સૂર્યોદય થયો હતો. નદીના તટ ઉપર એક વૃદ્ધ મહિલા મીરાંનું માથું પોતાના ખોળામાં મૂકીને બેઠી હતી. મીરાંની આંખો ધીમે ધીમે ઉઘડી એટલે વૃદ્ધા પ્રસન્ન થઈ. એણે મીરાંને ભીનું વસ્ત્ર બદલાવીને સૂકું વસ્ત્ર પહેરાવ્યું અને પોતાની ઝોળીમાંથી ઔષધ કાઢીને એને ખવડાવ્યું! મીરાંમાં કાંઇક શક્તિ આવી એટલે એ બેઠી થઇ.

વૃદ્ધાએ પૂછ્યું:--બેટા! તું નદીમાં શી રીતે પડી ગઇ?

મીરાં:--મરવાને માટે હું મારી સ્વેચ્છાથી નદીમાં પડી હતી, તમે મને શું કામ બચાવી?

વૃદ્ધ:--બેટા! તારે એવું કેમ કરવું પડ્યું? તારૂં રૂપ જો, તારૂં વય જો, એનોએ તેં વિચાર ન કર્યો? આત્મહત્યા મહાપાપ છે તે તું નથી જાણતી?

મીરાં:--જાણું છું. જેને મેં એ શરીર અર્પણ કર્યું હતું તે હવે એ શરીરને નથી ચાહતા, એટલે જેને મેં મારૂં મન અર્પ્યું છે તેનું સ્મરણ કરીને હું નદીમાં કૂદી પડી.

"બેટા! શરીર અને મન એ બન્નેને બે પૃથક્ પૃથક્ માણસને દીધાં હતાં? એકજ વ્યક્તિને એ બન્ને તું કેમ ન અર્પી શકી? બેટા! તું ભ્રમમાં પડેલી છું."

'માજી! મારા અદૃષ્ટે આવી ભૂલ કરાવી છે.'

વૃદ્ધા થોડી વાર મીરાં સામું જોઇ રહી. પછી વિચાર કરીને બોલી કે 'તારા હાથમાં ચક્રનું ચિહ્ન છે, તું રાજરાણી હોવી જોઇએ, તારૂં નામ શું?'

'આ અભાગિનીને લોકો મીરાં કહે છે.'

'કોણ, મીરાંબાઇ! રાણા કુંભની રાણી, ગોવિંદજીની ભક્ત, તું શા દુઃખે આત્મહત્યા કરતી હતી?'

'માજી! મેં મન અર્પણ કર્યું હતું ગોવિંદજીને અને દેહ અર્પણ કર્યો હતો રાણાને. એટલે હું ન થઇ શકી રાણી કે ન થઇ શકી ગોવિંદજીની. મારી બેયે બગડી.'

'બેટા! તું મહાભાગ્યશાળી છે. તારૂં કશુંયે બગડ્યું નથી.'

'માજી! મારાં બન્ને બગડ્યાં.'

'જો બેટા! તું પતિ અને ગોવિંદ બન્નેની ભક્તિ કરી શકતી હતી. પતિનેજ ગોવિંદ માનીને તેં એમની ભક્તિ કરી હોત તો તારાં બન્ને સચવાત. દેહ અને મન એકને હાથેજ રહેત.'

"બરોબર છે માજી! આ વાત અત્યારસુધી મારા લક્ષમાંજ નહોતી. હું તો એમ માનતી હતી કે ગોવિંદજી જુદા અને પતિ જુદા; તેથી મન ગોવિંદજીને અને દેહ પતિને અર્પ્યો હતો. મનથી ગોવિંદજીની અને દેહથી પતિની સેવા કરવા ઇચ્છતી હતી. દેહની સેવાથી હું પતિને સંતોષ ન આપી શકી. મેં વિચાર કર્યો કે મારે એની રક્ષા કરવાનું શું પ્રયોજન? તેથી એ દેહને મેં પાણીમાં ફેંકી દીધો હતો; તમે મને શું કામ ઉગારી? હવે આ દેહથી શું બનવાનું છે?"

"બેટા ! એ તારી ભૂલ છે. આ દેહ મહાન તપશ્ચર્યા કરવાથી પ્રાપ્ત થાય છે, એની આવી રીતે અવહેલના કરવાની નથી. જે દેહ તું મનુષ્યના ભોગવિલાસમાટે ગણે છે, તે દેહ પ્રભુના ભોગ-વિલાસ માટે છે, એમ તું માન. પતિ અને ગોવિંદમાંથી તું એકેની સેવા ન કરી શકી, હવે તું તારા પતિરૂપી ગોવિંદની સેવા કર, તેની ભક્તિ કર. પતિને ગોવિંદરૂપ માન, ગોવિંદને પતિરૂપ માન. પતિમાં ગોવિંદનાં દર્શન કર, ગોવિંદમાં પતિનાં દર્શન કર."

'માજી, તમે કોણ છો ?'

'બેટા! હું એક સંન્યાસિની છું, મારે નામ નથી, ગોત્ર નથી, ગૃહ નથી. આ સંસારમાં મારૂં કોઇ નથી. હું વૃંદાવનમાં દેહ પાડવા જાઉં છું, તુંયે મારી સાથે ચાલ. એ પ્રેમક્ષેત્રમાં દેહ અને અનથી તું ગોવિંદ પતિની સેવા કર્યા કરજે, તને ગોવિંદજીએ મળશે અને પતિ પણ મળશે.'

'જેવી માજીની આજ્ઞા.'

મીરાં ઉભી થઇ ગઇ, એના કંઠમાં એક બહુમૂલ્ય હાર હતો. તે કાઢી નાખીને એ નદીમાં ફેંકી દેવા તત્પર થઇ. વૃદ્ધાએ કહ્યું કે 'બેટા ! એ શું કરે છે ?'

'આ હારને પાણીમાં ફેંકી દઉં છું.'

'કેમ ?'

'હવે એનું શું કામ છે ?'

'બેટા! એનુંએ કામ પડશે. તારા દેહની રક્ષાને માટે ભોજન અને વસ્ત્રવગર ચાલવાનું છે ? અને જો દેહ તારે ન ટકાવી રાખવો હોય તો પછી ગોવિંદજીનું ભજન શી રીતે થશે? પતિની સેવા શી રીતે બનશે ?'

'વૃંદાવનમાં હું ભિક્ષા માગીશ.'

"તારાથી ભિક્ષા નહિ માગી શકાય, તારૂં રૂપ આડે આવશે. વળી તું રાજરાણી છે, તેં કોઇ દિવસ ભિક્ષા માગેલી નથી, તને તેમ કરવું વિષમ અને કલેશકર થઇ પડશે. દુઃખી શરીરે કૃષ્ણભજન નથી થઇ શકતું. એ હાર તને બાધક ન થતાં સહાયકજ થશે. એ હાર વેચીને વૃંદાવનમાં તું મંદિર બંધાવજે અને રાણીની માફક રહીને ગોવિંદરાજાની સેવા કરજે."

(૮)

મીરાં વૃંદાવન ગઇ. એણે ત્યાં મંદિર બંધાવ્યું, એમાં શ્રીમૂર્તિની પ્રતિષ્ઠા કરી. એ મૂર્તિનું નામ એણે રાણા-ગોવિંદ રાખ્યું.

મીરાં ગોવિંદજીના કંઠમાં માળા પહેરાવતી તે વખતે એવી ભાવના કરતી કે, હું રાણા કુંભાના કંઠમાં આ માળા પહેરાવું છું. રાણા કુંભનું નામ દઇને ગોવિંદજીને એ નૈવેદ્ય ધરાવતી. શ્રીમૂર્તિનાં દર્શન કરતાં એક વાર એ શ્રીમૂર્તિને રાણા કહીને બોલાવતી અને એક વાર ગોવિંદજી કહીને બોલાવતી. મીરાંને મન હવે રાણો અને ગોવિંદ એક થઇ ગયા-પતિ અને પરમેશ્વર એક બની ગયા !

મીરાંનો ભાર હવે હલકો થઇ ગયો, એના રોમેરોમમાં હવે હર્ષ ઉછાળા મારી રહ્યો અને રાણા-ગોવિંદની સન્મુખ બેસીને એ અહોનિશ મધુર સ્વરે આત્મનિવેદન કર્યા કરતી હતી. એના મધુર સંગીતમય ભજનથી આખું વૃંદાવન હર્ષથી પુલકિત બની ઉઠયું, એને જોઇને સર્વ કોઈ અભિભૂત થઇ જતા; એને લોકો રાધાજીનો અવતાર માનવા લાગ્યા.

એ સમયે વૃંદાવન અરણ્ય હતું. આ લુપ્ત તીર્થનો ઉદ્ધાર થાય તથા ભકિતશાસ્ત્રનો પ્રચાર થાય તેવા ઉદ્દેશથી કેટલાક વિરકત બંગાળી વૈષ્ણવો તથા સાધકો આ અરણ્યમાં આવીને તપશ્ચર્યા કરતા હતા. એ વૈષ્ણવોમાં રૂપગોસ્વામી મુખ્ય હતા. રૂપજી મહાસમર્થ વિદ્વાન હતા. કેટલાક સમયસુધી એ ગૌડના બાદશાહના મંત્રી હતા; પરંતુ એમને વિષયભોગ ઠીક ન લાગ્યો, મંત્રીપદ છોડી દીધું અને પ્રેમાવતાર ચૈતન્યદેવને શરણે ગયા. ચૈતન્યદેવના આદેશથી કંથા અને કૌપીન ધરીને એ વૃંદાવનમાં આવી રહ્યા હતા. એમના વૈરાગ્યની તુલના થઇ શકે તેમ નહોતું. હાથમાં કમંડળ અને શરીરે કંથા એ વેષે રૂપજી એક એક વૃક્ષની તળે એક એક રાત કાઢતા. આમ કરવાનું કારણ એ કે, એમને એવો ભય લાગતો હતો કે, એક વૃક્ષ નીચે એકથી વધારે રાત રહેવાય તો કદાચ એ સ્થાનમાં મોહ થઇ આવે.

આવા વિરક્ત સંન્યાસીને એક વાર જોવાની મીરાંને ઇચ્છા થઇ આવી, મીરાંએ રૂપજીને પોતાને ઘેર ભિક્ષા લેવાનું આમંત્રણ મોકલ્યું. મીરાંની દાસી નિમંત્રણ કરવા ગઇ તે વખતે રૂપજી એક વૃક્ષની નીચે ફાટીતૂટી ગોદડી ઉપર બેસીને કાંઇક લખતા હતા. એમનું સ્નિગ્ધ ગંભીર મુખ જોઇને દાસીના દિલમાં ઉંડી છાપ પડી ગઇ. બે હાથ જોડીને એ બોલી કે 'મહારાજ! મીરાંબાઈ સાહેબે એમને ત્યાં આપને ભિક્ષા કરવાનું નિમંત્રણ આપવા મને મોકલી છે.'

રૂપજીએ ઉંચું જોયાવિનાજ પૂછ્યું:–'તારાં બાઇસાહેબ કોણ છે?'

'મીરાંબાઇ.'

"તો એમને કહેજે કે, કાષ્ઠની અથવા તો મૃત્તિકાની સ્ત્રીમૂર્તિને પણ જોવાથી સાધુ પુરુષોનું પતન થાય છે. હું વિરાગી છું, કોઇ પણ સ્ત્રીને ઘેર જવું અથવા કોઇ પણ સ્ત્રીનાં દર્શન કરવાં એ મને વર્જિત છે."

દાસીએ મીરાંને રૂપજીનો સંદેશ કહી સંભાળાવ્યો. મીરાંએ હસીને કહ્યું:–'તું ફરીથી જા, ગુસાંઇજીને કહે કે, આ દેહમાં જે વસી રહ્યો છે તે કોણ છે? સ્ત્રી છે કે પુરુષ? વળી મેં તો એમ પણ સાંભળ્યું છે કે, વૃંદાવનમાં તો શ્રીકૃષ્ણ એકલાજ પુરુષ છે, બીજી બધીએ પ્રકૃતિ છે. જો તમે પુરુષ હો તો વૃંદાવનમાં રહેવું તમને ઉચિત નથી.'

દાસીએ જઇને રૂપજીને મીરાંબાઇએ કહાવેલ અક્ષરે અક્ષર કહી સંભળાવ્યો. ગોસ્વામી તો ચકિત થઇ ગયા. ઘોર અંધકારમાં વિજળીનો ચમકાર થાય તેવો એમના હૃદયમાં સાનનો ચમકારો થયો. એમણે વિચાર કર્યો કે "હાય! મેં શું કર્યું? મારો દેહાત્મભાવ હજુએ ન ગયો તો હું કેવો વૈરાગ્ય સાધું છું? હું તો દેહનેજ 'હું' કહું છું; નહિ તો હું મને પુરુષ અને મીરાંબાઇને સ્ત્રી કહેવાની ધૃષ્ટતા કેમ કરત?"

હવે રૂપજીએ ઉંચું જોયું. એ બોલ્યા કે 'મારો અપરાધ થયો છે. તારાં બાઇસાહેબે મારા અજ્ઞાનનું અંધારૂં દૂર કર્યું છે. એમને કહેજે કે, એ મારાં ગુરુ છે; હું ભિક્ષા લેવા આવીશ.'

(૯)

મીરાંએ ચિતોડ છોડયા પછી રાણાએ શોચવા માંડ્યું કે "અરે, મેં શું કર્યું? સાચેજ શું મીરાં ચાલી ગઇ? મેં એને કેમ અટકાવી નહિ? મેં એને શું કરવા એવું કહ્યું? એનો અપરાધ શો હતો? એ પહેલાં હતી તેવીજ હાલ છે. લગ્ન થતાં પહેલાંજ એણે મને કહ્યું હતું કે 'હું તમને દેહ આપીશ, મન નહિ આપી શકું; મન તો હું ગોવિંદજીને અર્પી ચૂકી છું.' તે વખતે હું એનું કહેવું ન સમજી શકયો. રૂપનામોહમાં, સ્વરના મોહમાં તથા ભોગ ભોગવવાના લોભમાં હું ભૂલ્યો. મેં વનમાં વિહરતી પંખિણીને પાંજરામાં પૂરી રાખવાની ઇચ્છા કરી. પાંજરૂ તોડીને એ પંખિણી ઉડી ગઇ. હવે પાછી આવવાની છે? ના, નહિજ આવે. આટલી અંધારી રાત્રે એ કયાં જશે?"

રાણો કાન માંડીને બેસી રહ્યો. વૃક્ષનું પાન હાલતું તો રાણો સમજતો કે, મીરાં આવી; સનસનાટ પવન ફુંકાતો તો રાણો માનતો કે, મીરાં આવી; પરંતુ મીરાં તો નજ આવી. રાણાએ આખી રાત બેઠાં બેઠાં કાઢી, ઉજાગરાથી એની આંખો લાલચોળ થઇ ગઇ.

સવાર પડતાંજ ચારે બાજુએ મીરાંની શોધમાટે માણસો મોકલી દીધા; પરંતુ બધાએ નિરાશ થઇને પાછા આવ્યા. મહારાણીનો પત્તો ન લાગ્યો, રાણાનું હૃદય ફાટવા લાગ્યું. એની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી–'હાય મીરાં! તું કયાં છે?'

રાણો ગોવિંદજીના મંદિરમાં ગયો. મીરાં જ્યાં આગળ બેસતી હતી તે આસન સુનું પડી રહ્યું હતું. ગોવિંદજીની મૂર્તિ જેવીને તેવી છે. મંદિર પણ તેજ છે; પરંતુ મંદિરમાં જે સ્વરલહરિ નાચી રહેતી હતી તે આજે નથી. આજે મંદિર શાંત હતું, મીરાંવિનાના એ મંદિરમાં રાણાથી ન ટકી શકાયું. એ શયનખંડમાં ગયો, અહીં હંસના જેવી ડોક હલાવતી જે પ્રતિમા ઉભી રહેતી હતી તે પ્રતિમા કયાં છે? રાણાથી શયનખંડમાં પણ ન રહેવાયું. ત્યાંથી એ રાજભવનમાં આવ્યો. અહીં પણ એને ઠીક ન લાગ્યું. બાગમાં ગયો, છોડવે છોડવે પુષ્પો ખીલી નીકળ્યાં હતાં. એ પુષ્પોમાં રાણાને મીરાંની મૂર્તિ દેખાઇ. કોયલને બોલતી સાંભળી 'મીરાં બોલે છે' એવી કલ્પના કરી. રાણાથી અહીં પણ ન રહી શકાયું. હાય મીરાં! તું કયાં છું? આવ, એક વાર આવ.

મીરાં ન આવી, તેમ એનો પત્તો પણ ન મળ્યો. દિવસ આથમ્યો, રાત્રિ આવી. મંદિરમાં

સંધ્યાકાળની આરતીનો ધ્વનિ થવા લાગ્યો. રાણો મંદિરમાં આવ્યો. કદાચ મીરાં આવી હોય. એ ગોવિંદજીનું ભજન ગાતી હશે. આરતી પૂરી થઇ ગઇ. મીરાં તો ન જણાઇ, મંદિરમાં સર્વત્ર સુનસાન હતું. આજે કોણ ગાય? ગાનારી તો હતી નહિ, કઠણ હૈયે રાણો પાછો શયનખંડમાં ગયો.

આઘે કોઇ ગાતું હતું "મીરાં કહે" રાણાએ કાન માંડીને એ ગીત સાંભળવા માંડયું. મીરાંની ગેરહાજરીમાં આજે એ ગીત એને ઘણું મીઠું લાગ્યું. રાણાએ મનમાંજ કહ્યું કે 'હાય! આવી મીઠી વાણીવાળીને હું ન પીછાણી શકયો, મેં એને ન કહેવાનાં વચનો કહ્યાં, દુ:ખી થઇને એ ચાલી ગઇ.'

એ રાત્રે રાણાને સ્વપ્નું આવ્યું, મીરાં વૈકુંઠના દ્વાર આગળ ઉભી રહી છે, રાણાને બોલાવી રહી છે. એના મુખ ઉપર મૃદુ હાસ્ય ફરકી રહ્યું છે:–'આવો સ્વામિન્! તમેજ મારા ગોવિંદજી છો–તમને મેં મારો દેહ દીધો, મન ન દઇ શકી–આજે ગોવિંદજીને કહીને મારૂં મન હું પાછું લાવી છું–લ્યો.' મીરાંએ હાથ લાંબો કરીને કાંઇક આપ્યું. રાણો લેવા જતો હતો એટલામાં એની આંખ ઉઘડી ગઇ.

વળી પાછો એ સ્વપ્નમાં પડયો, દશભુજા ભવાની એની આગળ પ્રકટ થઇ. એ બોલી કે 'રાણા! તેં શું કર્યું? આખા રાજપૂતાનાની રાજલક્ષ્મી તારે ઘેર આવી હતી તેને તેં કાઢી મૂકી!' રાણો પાછો ઝબકીને જાગી ઉઠયો.

આ પ્રમાણે દિવસ અને મહિનાઓ વીતવા લાગ્યા. મીરાં ન આવી, એની ભાળ પણ ન મળી. ચિતોડવાસીઓએ ધાર્યું કે, મીરાં મરી ગઇ હશે કે એણે આત્મહત્યા કરી હશે.

(૧૦)

ચિતોડવાસીઓને મન મીરાં મરી; પણ એની સ્મૃતિ ન મરી. એનું સંગીત ન મર્યું. ઘરમાં, મંદિરમાં, માર્ગમાં–ઠેર ઠેર લોકો રાત ને દિવસ "મીરાં કહે" ગાવા લાગ્યા. જીવતી મીરાં એકજ સ્થાનમાં હતી, મરીને એ સર્વવ્યાપી થઈ ગઈ.

રાણાને હવે મીરાંની સ્મૃતિ મીઠી લાગવા માંડી, એનાં ભજન પ્રિય લાગવા માંડ્યાં. ભજનનો સંગ્રહ કરવા માંડયો. રાણાએ આજ્ઞાપત્ર કાઢયું કે, ગોવિંદજીના મંદિરમાં મીરાંનાં ભજન ગાવા.

મંદિરમાં મીરાં નથી, પણ એનાં ભજન છે. એ ભજન સાંભળવા રાણો નિત્ય મંદિરમાં જવા લાગ્યો. મંદિરમાં મીરાં નથી, પણ મીરાંએ નિમંત્રિત કરેલા સાધુ વૈષ્ણવોની સેવા ચાલુ હતી. રાણો જાતે એમની પરિચર્યા કરતો હતો. શયનખંડમાં મીરાં નહોતી, પણ એની પ્રતિકૃતિ હતી. એ પ્રતિકૃતિ ઉપર રાણો રોજ આંસુ સારતો હતો.

ચિતોડ છોડયા પછી મીરાં ચિતોડેશ્વરી બની ગઈ. મંદિરે મંદિરે મીરાંનાં ગાન થતાં હતાં, માર્ગમાં, ક્ષેત્રોમાં મીરાંના પ્રસંગ નીકળતા હતા. ઘેરઘેર મીરાંનાં ભજન ગવાતાં હતાં, આખા ચિતોડમાં "મીરાં કહે, મીરાં કહે"નો ધ્વનિ ગાજ્યા કરતો.

(૧૧)

એક દિવસ ચિતોડના રાજમાર્ગ ઉપર એક ભીખારી ગાતો હતો કે "જીવન મન તું હું શ્યામ" રાણાએ એ સાંભળ્યું. એ ગીતના છેલ્લા ચરણમાં 'મીરાં કહે' હતું, પરંતુ એ ગીત નવું લાગ્યું. આ ગીત રાણાએ કદી સાંભળ્યું નહોતું, ચિતોડમાં કોઇએ પણ સાંભળ્યું નહોતું.

રાણાએ ભીખારીને બોલાવ્યો, એ ગીત એની પાસે એણે ફરીથી ગવડાવ્યું. રાણાએ પૂછ્યું કે 'સાધુજી! આ ગીત તમે કયાંથી શીખી લાવ્યા?'

ભીખારી:—મહારાણા! આ ગીત હું વૃંદાવનમાં શીખ્યો, ત્યાં રાધા પ્યારી પ્રકટ થયાં છે. એ રોજ નવાં નવાં ગીત રચીને ગોવિંદજીની સેવા કરે છે.

રાણા:—એમને ત્યાં લોકો કયા નામથી ઓળખે છે?

ભીખારી:—કોઇ એમને બાઇજી કહે છે, કોઇ એમને રાણીજી કહે છે, એ પોતે પોતાને મીરાં કહે છે. જુઓ, દરેક ભજનના છેલ્લા ચરણમાં 'મીરાં કહે' એવું આવે છે ને?

રાણા:—ઠીક, સમજ્યો.

રાણાએ ભીખારીને મનમાનતી ભિક્ષા આપી. રાણાને ભીખારીના કહેવાથી ખબર પડી ગઇ

કે, મીરાં જીવતી છે અને વૃંદાવનમાં છે. ત્યાં ગોવિંદજીનું મંદિર બંધાવી એની સેવા કરે છે. એણે મૂર્તિનું નામ "રાણા–ગોવિંદ" રાખ્યું છે. એણે એ નામ કોઇ દિવસે સાંભળ્યું નહોતું. રાણો એજ દિવસે ગુપ્ત વેષે વૃંદાવન જવા નીકળ્યો.

વૃંદાવનમાં બાઇજીનો કુંજ છે. મંદિરમાં મોહનમૂર્તિ રાણા–ગોવિંદ બિરાજે છે. બાઇજી રાણા-ગોવિંદજીની સામે બેસીને પોતાનું બનાવેલું ભજન ગાઇ રહી છે.

સંધ્યાકાળનો વખત હતો. બે અતિથિ મંદિરના આંગણામાં બેસીને એનું ભજન સાંભળી રહ્યા હતા. ભજન સાંભળીને એક અતિથિને અશ્રુપાત થઇ રહ્યો હતો.

જેની આંખમાંથી અશ્રુપાત થઇ રહ્યો હતો, એ રાણો કુંભ હતો, બીજો એમનો સાથી હતો. રાણો વૈષ્ણવના વેશમાં હતો, એટલે એકદમ એ ઓળખાઈ જાય તેમ નહોતું.

ભજન પૂરું થયું. બાઇજી ઠાકોરજી સામે જોઇને બે હાથ જોડીને કહેવા લાગીઃ–"હે ઠાકુરજી! તમેજ મારા ગોવિંદ છો, તમેજ મારા રાણા છો, મારો સમય હવે ભરાઇ ચાલ્યો. હે પ્રભો! આ સમયે એક વાર જો મને રાણાના રૂપે દર્શન દો તો મીરાંનો જન્મ કૃતકૃત્ય થઇ જાય. પ્રભો! મારો નારીયોનિમાં જન્મ થયો છે, મારો જન્મ સાર્થક કરો–તમે મારા ગોવિંદ છો. એક વાર રાણા-રૂપે પ્રકટ થાઓ."

પેલા બે અતિથિઓએ પણ આ પ્રાર્થના સાંભળી. રાણાનું હૃદય કંપવા લાગ્યું.

ઠાકોરજીને પ્રણામ કરીને બાઇજી મંદિરની બહારની કોટડીમાં આવી. ગુપ્ત વેશે આવેલ મહા-રાણો કુંભ એની પાસે ગયો. તેણે કહ્યું કે 'રાણીજી! કાંઇ ભિક્ષા મળશે?'

મીરાંઃ–આપને શી ભિક્ષા જોઇએ? કહો, હું રાણીજી નથી; પરંતુ એક ભિખારિણી છું.

રાણાઃ–તમારૂં કહેવું હું માની લઉં છું; પરંતુ હું જે માગું છું તે તમારી પાસે છે.

મીરાંઃ–આજ્ઞા કરો.

રાણાએ ગદ્‌ગદ્ કંઠે કહ્યુંઃ–'ક્ષમા!'

બહાર વિજળીનો ચમકારો થયો. એના પ્રકાશમાં મીરાંએ રાણાને પૂરેપૂરો ઓળખી લીધો, મીરાંના હૃદયમાં પણ વિજળીનો ચમકાર થઇ રહ્યો.

'સ્વામિન્! આટલે દિવસે તમારી દયાનાં દાન મેળવવા હું ભાગ્યશાળી થઇ!' એમ કહીને મીરાં કુંભના ચરણોમાં ઢળી પડી.

રાણાએ મીરાંનો હાથ પકડી એને ઉઠાડી. વ્યાકુળ થતો એ બોલ્યો કે 'મીરાં! મારી મીરાં!' રાણો આગળ ન બોલી શકયો, એનો કંઠ રૂંધાઇ ગયો.

કેટલીક વારસુધી બન્ને શાંત રહ્યાં. આખરે મીરાં બોલી કે 'આપ પધાર્યા છો? આ દાસીનો જન્મ સાર્થક કરવા પધાર્યા છો? પધારો.' એટલું બોલીને કુંભનો હાથ પકડી મીરાં એને મંદિરમાં લઇ ગઇ. પોતે રાણા–ગોવિંદ સાથે જે આસન ઉપર બેસતી હતી, તે આસન ઉપર કુંભા રાણાને બેસાડયો. પછી એક વાર ગોવિંદજીની મૂર્તિ તરફ અને એક વાર રાણાને જોતી જોતી મીરાં ઓચિંતી સંજ્ઞારહિત બનીને બેની વચ્ચે ઢળી પડી.

કુંભારાણાએ બૂમ પાડી 'મીરાં, મારી મીરાં!' પણ કોણ ઉત્તર આપે? જન્મનું સાર્થક કરીને મીરાંએ રાણા અને ગોવિંદજીની સમક્ષ દેહ છોડી દીધો.*

('**સંદેશ**' ના ૧૯૮૩ ના દીપોત્સવી અંકમાં લેખકઃ–**રત્નેશ્વર ભવાનીશંકર વકીલ**)

---

* રસિકચંદ્ર બસુ વિદ્યાવિનોદના લેખ ઉપરથી

# ૫–એક કુતરાની વફાદારી અને વણજારાનો પશ્ચાત્તાપ

કુતરો ઘણું ઉપયોગી પ્રાણી છે. જંગલમાં રહેનારા એની કિંમત બરાબર સમજે છે. 'કુતરાઓની વફાદારી'ની વાર્તાઓ ઘણી પ્રસિદ્ધ થઈ છે. આ એક વાર્તા તેમાં ખાસ ઉમેરવા જેવી છે.

જુના વખતમાં પોઠી વણજારાઓની શાખ સારી હતી. તેઓ દેશ–દેશાંતર હજારો રૂપિયાનો માલ લઇ જતા ને લાવતા. એવા એક પોઠી વણજારાને ખોટ આવવાથી દેવું થયું. લેણદાર શેઠ તેની પાસે વારંવાર ઉઘરાણી કરે ને વણજારાને શરમાવું પડે. તેની પાસે રોકડ નાણું કંઇજ ન હતું. તેની પાસે જો કાંઈ પણ મિલ્કત હોય તો તે તેનો વફાદાર એક કુતરોજ હતો. એ કુતરાને તે કદી પોતાનાથી વિખૂટો કરતો ન હતો, કુતરો એ તેનો પ્રાણ હતો. લેણદારની ઉઘરાણીથી કંટાળીને છેવટે તે પોઠી વણજારાએ શેઠને પોતાનો કુતરો એવી શરતે લખી આપ્યો કે, દેવું વાળ્યા પછી તે પાછો પોઠીને સોંપવો. લેણદાર શેઠ કુતરાને લઈ ઘેર ગયો.

એવું બન્યું કે, થોડાજ દિવસ પછી આ શેઠને ઘેર ખાતર પડયું, પાંચથી દશ હજારનો માલ ચોરાયો. શેઠ તો રડવા લાગ્યા. ગામની પોલીસ ને માણસો મળી ચોરનાં પગલાંની શોધ કરવા લાગ્યા; પણ કંઇ પત્તો લાગે નહિ. પેલો કુતરો છેટે ઉભો રહી આ બધી ધાંધલ જોયા કરતો હતો. માણસો જ્યારે વીખરાઈ ગયા, ત્યારે તે પોતાના માલીક પાસે આવ્યો ને તેમના ધોતીઆનો છેડો પકડી ખેંચવા લાગ્યો. શેઠે માન્યું કે, આ કુતરો કવખતે ગેલ કરે છે, તેથી બે ત્રણ વાર તો તેને કાઢી મૂકયો.

પરંતુ કુતરાએ તો વારંવાર એમ કરવા માંડયું; ત્યારે કેટલાક માણસોને શંકા થઇ અને તેમણે શેઠને કહ્યું કે, કુતરો વણજારાનો છે, પગપારખુ છે; તો જુઓ તો ખરા કે, એ ખેંચીને કયાં લઇ જાય છે અગર શું કરે છે?

પછી શેઠ અને કેટલાક માણસો કુતરાની પાછળ પાછળ ગયા. જંગલમાં બેએક ગાઉ દૂર ગયા, ત્યાં એક વડના ઝાડ તળે કુતરો નખથી જમીન ખણવા લાગ્યો; એટલે શેઠના નોકરોએ તે જગાએ ઉંડું ખોદ્યું આશ્ચર્યની સાથે તે જગાએથી ચોરોએ દાટેલો શેઠનો બધો માલ નીકળી આવ્યો. બન્યું એમ હતું કે, કુતરો ચોરોની પાછળ છાનો છાનો રાત્રે ગયેલો અને તેઓ આ માલ કયાં દાટે છે, તેની તપાસ તેણે બરાબર રાખેલી! સૌ કુતરાની હોશિયારી અને વફાદારીની તારીફ કરવા લાગ્યા.

વણજારાના કુતરાએ ઘર રાખ્યું, તેથી શેઠ તેનાપર ઘણા ખુશ થઇ ગયા. તેમણે વણજારાનું લેણું પતી ગયું એમ માની કુતરાને તેના મૂળ માલીક પાસે જવા છુટો કર્યો. તેમણે આ બધી બાબત એક ચિઠ્ઠીમાં લખી તે ચિઠ્ઠી કુતરાને ગળે બાંધી, ઘણા આનંદ સાથે તેને વિદાય કર્યો. કુતરો પણ બહુ હર્ષમાં આવી જઇ પોતાના સ્વામીને મળવા આતુર થઇ ચાલ્યો.

આ સમયે પેલા પોઠી વણજારાનો મુકામ ધ્રાંગ્રડર સ્ટેટના વડાલી ગામથી એકાદ ગાઉ છેટે હતો. સવારના પહોરમાં વણજારો તાપતો હતો, ત્યાં તો તેણે દૂરથી પોતાના કુતરાને આવતો દીઠો. તેણે ધાર્યું કે, કુતરો શેઠને ઘેરથી નાસી આવ્યો ને મારૂં નામ બોળ્યું. તેનું હૃદય ઉકળી આવ્યું. આવા બેઇમાનને હવે જીવતો ન મેલવો, એવો તેણે નિશ્ચય કર્યો. અવિચારી વણજારાએ પૂરી તપાસ ન કરી.

કુતરો નજીક આવ્યો એટલે વણજારાએ ડાંગ લઇ તેના માથામાં મારી. કારમે વાગવાથી કુતરો મરી ગયો. જરા ટાઢો પડયા પછી કુતરાને ગળે બાંધેલી ચિઠ્ઠી તેણે જોઇ. તે વાંચીને તેને મૂર્ચ્છા આવી ગઇ. ભાનમાં આવતાં તે ખૂબ રડયો. તેને જીવતર અકારૂં લાગ્યું. તેણે પોતાની પાસે જે કંઇ મિલ્કત હતી તેનાથી કુતરાનું નામ અમર કરવા નિશ્ચય કર્યો. જે જગાએ કુતરાને તેણે મારી નાખ્યો ત્યાં તેણે એક વિશાળ તળાવ બંધાવ્યું. હજીયે તે તળાવ 'નખીરા તળાવ' નામથી ઓળખાય છે અને વડાલીથી એક ગાઉને છેટે છે.

('સંદેશ'ના ૧૯૮૩ ના દીપોત્સવી અંકમાં લેખકઃ–મૂળશંકર કે. અધ્યાપક)

# ૬–હિંદુઓને હાકલ

ભારતના ભાગ્યાકાશમાં આજે અજબ વાતાવરણ વ્યાપી રહ્યું છે. એક વખતનું પરસ્તાન-સમાન મનાતું-ગણાતું હિંદુસ્તાન આજે કોમી ઝઘડાનું રણમયદાન થઇ પડયું છે. હિંદી જનો! આજે ચારે તરફ શું બની રહ્યું છે, તે ધ્યાનપૂર્વક અવલોકો! ઉન્નતિના શિખરે પહોંચેલું આર્યત્વ-હિંદુત્વ આજે અવનત થતું અવલોકાય છે. તમારા પૂર્વજો તમારી કંગાલ-દીન અને નિર્માલ્ય હાલતપર આજે સ્વર્ગમાંથી અશ્રુ વહાવી રહ્યા છે.

શ્રીરામ-કૃષ્ણ-પ્રતાપ-શિવાજીનાં સંતાનો! તમારી આસપાસનું દૃશ્ય અવલોકો-વિચારો. આજે હિંદુધર્મની કેવી દુર્દશા થઇ રહી છે? અનેક પંથો, અનેક જ્ઞાતિઓ અનેક ધર્મો-અંધશ્રદ્ધા અને કુરૂઢિઓના પરિણામે હિંદુત્વ જમીનદોસ્ત થતું અવલોકાય છે. હિંદુઓ! તમારા પ્રમાદથી, તમારા સ્વાર્થની રાક્ષસી તૃષ્ણાથી અને પરોપકારના પુણ્યકારક ધર્મકર્મપ્રત્યે બેદરકાર બનવાથી દિનપ્રતિદિન તમારા બંધુઓ તમારો પવિત્ર ધર્મ ત્યાગી અન્ય ધર્માવલંબી બનતા જાય છે. હિંદુધર્મને મીટાવવા-ફના કરવા અન્ય ધર્માંધો તનતોડ પ્રયત્નો કરી રહ્યા છે. હિંદુઓને માર પડે છે; હિંદુઓની બાળાઓ-બહેનો-માતાઓનાં હરણ થાય છે; હિંદુઓ ઉપર અનેક અત્યાચારો ગુજરે છે; છતાં દુર્ભાગ્યની વાત છે કે, હિંદુઓ જાગ્રત નહિ થતાં નામર્દ-બીકણની માફક શાંતિથી સઘળું સહન કરી રહ્યા છે. આ સ્થિતિ અસહ્ય છે. આ જગતમાં નિર્બળ-નિર્માલ્યને જીવવાનો અધિકાર નથી. ભગવાનની પુણ્યભૂમિમાં આજે આ શું પરિવર્તન? "જો ધર્મનું યથાર્થ રક્ષણ કરવામાં આવે છે તો ધર્મ તેના રક્ષકનું રક્ષણ કરે છે."

જયારથી હિંદુસ્થાન પોતાનો સાચો-સત્ય ધર્મ ભૂલ્યું, ત્યારથીજ દુઃખના દાવાનળમાં સપડાયું છે. સાચો ધર્મ ભૂલવાથી ધર્મના અનેક ફાંટા પડયા છે અને તેના પરિણામે પરસ્પરમાં કલેશ-કુસંપનાં બીજ રોપાયાં છે. આજે હિંદુઓ કહેવાતા હિંદુઓ બન્યા છે. કલેશ-કુસંપના પરિણામે ઓશિયાળા અને નિર્માલ્ય બની ગુલામી જીવન વ્યતીત કરી રહ્યા છે. દુનિયાના ઉદ્ધારક મનાતા-પૂજાતા સાચા સંન્યાસીઓ-સાધુઓ અને બ્રાહ્મણો આજે કયાં અદૃશ્ય થયા છે? સાધુ-સંન્યાસીઓનો ધર્મ પોતાનું અને જગતનું કલ્યાણ કરવા-ઇચ્છવાનો છે; પણ તે કેવી રીતે થઇ શકે? શું તે એકાંત સ્થળમાં ભરાઇ બેસી રામ-નામ જપવાથી? શું લોકોનાં વિવિધ મષ્ટાન્ન આરોગવાથી? ગાંજા-ભાંગમાં મશગુલ બનવાથી? શું મોટાં મંદિરોના મહંત-આચાર્યો બનવાથી? પવિત્ર મનાતા મહાત્માઓ જવાબ આપો! તમારા અંતરનો સાચો ધર્મ બતાવો! આજે તમારૂં સ્થાન કયાં છે? એ વિચારો. બ્રાહ્મણો! તમે ભૂદેવો ગણાઓ છો. આજે તમારૂં બ્રહ્મતેજ કયાં છે? આજે તમારી ગણના ભીખારીમાં ગણાય છે. ભૂદેવો! સાચો ધર્મ ભૂલવાથી આજે તમે સ્થાનભ્રષ્ટ બન્યા છો. જયારે ધર્મની અવનતિ થાય, ન્યાય-નીતિનું ખૂન થાય, પોતાના ધર્મપર અત્યાચાર થાય, ત્યારે સાચા સંન્યાસીઓ અને બ્રાહ્મણોએ યથાર્થ ધર્મ-સત્યનું સ્થાપન કરવા એકદમ મેદાનમાં આવવું જોઇએ; પણ અફસોસ! આજે આવું કોણ સમજે છે? આજે હિંદુત્વ હણાય છે; આજે હિંદુધર્મ હસવારૂપે મનાય છે; આજે હિ ર્મની મશ્કરીઓ થાય છે; આજે હિંદુ ગણાતાં મનુષ્યો તેમના હિંદુભાઇઓની બેદરકારી-પ્રમાદીપણાથી ગુંગળાઇ ગુલામદશા-પશુદશાથી કંટાળી અન્ય ધર્મ સ્વીકારી આનંદ માને છે. આજના હિંદુઓ તેમના અનેક બંધુઓ કે જેઓ હિંદુનો પવિત્ર ધર્મ પાળે છે, તેઓને અંત્યજ-પશુ-ગુલામ માની તેઓને અડકવામાં મહાપાપ માને છે. પશુથી પણ અધમ મનાતા તે હિંદુઓ હિંદુ મટી જયારે અન્યધર્મી બને છે, ત્યારે એ શુદ્ધ હિંદુઓ--પોતાને મનાવતા હિંદુઓ તે નવા ધર્મીઓને પ્રેમથી ભેટે છે. ઓ શુદ્ધ હિંદુધર્મીનો ફાંકો ધરાવનારાઓ! આ શું? તમારા ધર્મનું અધઃપતન નથી સમજાતું? તમે શું તમારા સ્વહસ્તેજ તમારા ધર્મબંધુઓને અન્ય ધર્માનુયાયી બનાવી તમારા ધર્મનું નિકંદન કાઢવા ઇચ્છો છો? સમજજો કે, આનું પરિણામ ઘણું ભયંકર આવશે. તમારા ધર્મનો ધ્વંસ કરવા, તમારા ધર્મમાંથીજ ઉભા થયેલા તમારા ભાઇઓ તમારા પ્રબળ શત્રુ બનશે.

હિંદુઓ! જાગૃત થાઓ, સાવધ થાઓ! ચારે તરફ પ્રચંડ જ્વાળામુખી સળગી રહ્યો છે. અહંકાર, અભિમાન અને જડતાથી આજે હિંદુત્વ હણાય છે. હિંદના હીરાઓ! ચેતો. "યુગ

બદલાતાં ધર્મની માન્યતામાં પણ ફેરફાર કરવો ઘટે છે." જેને તમે અસ્પૃશ્ય માનો છો, તેઓ અંતરથી કેવા વિશુદ્ધ અને ધર્મપ્રેમી છે, એ તો અનુભવીજ સમજી શકે છે. અનેક ઉજળા અને ઉપરથી ધર્મી મનાતા હિંદુઓ અંદરથી કેવા મલિન અને અધમ વિચારોના હોય છે, કે જેનો વિચાર કરતાં હૃદય કંપી ઉઠે છે.

હિંદુસમાજ—ન્યાતો—કોમો પણ આવી બાબતોપ્રત્યે બેદરકાર છે, ખાનગી—છુપાં ગમે એવાં પાપકર્મ કરો, પણ જાહેર ન કરો. હિંદુસમાજની ન્યાતો આ માન્યતાને પોષતી જણાય છે. હિંદુઓ મેળામાં-આગગાડીમાં, ખેતરોમાં-સ્વાર્થસમયે અંત્યજોથી અભડાતા નથી. દાક્તરો મુડદાં ચીરી લોહી—માંસ ફેંદે છે, મીલોમાં શાળો ચલાવતા હિંદુઓ—મનાતા બ્રાહ્મણો અસ્પૃશ્ય મનાતી કોમના ચૂસેલા કાંઠલા ચૂસે છે; હિંદુઓ દવા—દારૂ—ચરબીવાળા પદાર્થો ખુશીથી વાપરે છે; હિંદુઓ હૉટેલમાં જાતિ—જ્ઞાતિભેદ તોડી ભક્ષ્યાભક્ષ્ય કરી સુધારાનો વિજયોત્સવ કરે છે; છતાં સમાજ, જ્ઞાતિ કે ચુસ્ત હિંદુધર્મી તરફથી આ બાબતોવિષે એક અક્ષર પણ ઉચ્ચારાતો નથી. હિંદુઓ! આ શું ઓછું અધઃપતન?

અનેક બાળવિધવાઓ તેમનીપર ગુજરતા જુલ્મ—અત્યાચારોથી આજે આક્રંદ-કલ્પાંત કરી રહી છે. હિંદુસમાજ! એ અબળાઓનાં અશ્રુઓ નિહાળી તારૂં હૃદય પીગળશે કે?

જુલ્મી—જાલીમોની લાલચોથી ભાનભૂલતી એ કમનશીબ મનાતી અબળાઓ ખાનગી—છુપી રીતે ગર્ભપાત કરે-કરાવે, બીજાં અનેક કુકર્મો કરે; છતાં તેની પરવા—દરકાર કોઇ સમાજ કે જ્ઞાતિને નથી; પણ ભોગજોગે અકળાયેલી અબળા એવાં પાપકર્મથી જાહેરમાં આવતાં સમાજ—જ્ઞાતિ તેનાપર જુલ્મ અને ધિક્કારનો વરસાદ વરસાવે છે. આના પરિણામે ધર્મ—કર્મ ભૂલેલી ભ્રષ્ટ ભામિનીને અન્ય ધર્મનો આશરો શોધવો પડે છે કે કાં તો દેહાંત કરવો પડે છે. હિંદુઓ! આવી બાબતોપ્રત્યે દુર્લક્ષ્ય રાખવું યા બેદરકાર બનવું તે યોગ્ય નથી.

જ્ઞાતિઓના અનેક વાડાઓના પરિણામે બાળાઓ અને યુવાનોના ભવ બગડે છે, સંસાર ક્લેશમય બને છે, બાળલગ્ન—વૃદ્ધલગ્ન—કન્યાવિક્રય—વરવિક્રયના પરિણામે સંસાર સ્મશાનસમાન બને છે. એ વિચારશીલ મનુષ્ય તો તરત સમજી શકશે. હિંદુઓ! આવી અનિષ્ટ બાબતોને ક્યાં સુધી પોષતા રહેશો? "જ્યાં બાળલગ્ન—વૃદ્ધલગ્ન—વિધુરલગ્ન—કન્યાવિક્રય—વરવિક્રય થાય છે, ત્યાં વિધવાનાં પુનર્લગ્નની આવશ્યક્તા છે." આપણાં ધર્મસ્થાનો—તીર્થસ્થાનોમાં કેવી લીલાઓ ચાલી રહી છે, તે જાણવાની—વિચારવાની હિંદુધર્મીઓને કંઇ દરકાર છે? કુરૂઢિઓ—અંધશ્રદ્ધા અને ખોટી માન્યતાના કારણે હિંદુજાતિના વિનાશનાં રોપાયેલાં બીજ આજે વૃક્ષરૂપે ફાલ્યાં છે.

હિંદુધર્મપર ચારે તરફથી હલ્લો થવા માંડ્યો છે. હિંદુધર્મનો વિનાશ કરવા પ્રચંડ જ્વાળામુખી સળગે છે. હિંદુઓ! હજી સમય છે. ચેતો, વિનાશવૃક્ષનાં કડવાં ફળ જરૂર ચાખવાં પડશે. હિંદુ યુવાનો અને યુવતીઓ! તમે શ્રીરામ—કૃષ્ણ—પ્રતાપ—શિવાજી—સીતા—સાવિત્રી વગેરે પવિત્ર દેવદેવીઓનાં સંતાનો છો. તમારા શરીરમાં—તમારી રગેરગમાં અંતે પુણ્ય—પવિત્ર દેવોનું રક્ત વહન કરી રહ્યું છે. તમે આજથી—અરે અત્યારથીજ તમારા ધર્મની રક્ષાને માટે દીક્ષા લ્યો. તમારા સાચા—સત્ય-ધર્મની કીર્તિ ભૂમંડળમાં ફેલાવવા પ્રતિજ્ઞા લ્યો. તમે ચારિત્ર્યવાન—અંતરના અવાજ પ્રમાણે વર્તનારાં બનો અને અન્યને બનાવો. તમારા ધર્મની અંધશ્રદ્ધા-જડતા તોડવા મયદાને પડો. તમારા સાધુ—સંન્યાસી બ્રાહ્મણોને યથાર્થ જ્ઞાનમાર્ગે વાળવા ગુરુ ગોરખનાથના જેવા શિષ્ય બનો. તમારી જ્ઞાતિઓના ખોટા રિવાજો—રૂઢિઓ નાબુદ કરો. તમે પવિત્ર છો, તમે કોઇનાથી અપવિત્ર બનતા નથી, તમારા પૂર્વજ અગસ્ત્યઋષિએ સમુદ્રને તેમના જઠરમાં સમાવ્યો હતો. તમારાં હૃદય વિશાળ બનાવો અને તમારા ધર્મથી લજવાયેલાં, તિરસ્કારાયેલાં અને અન્ય ધર્મમાં જવા ઇચ્છતાં તમારાં દેશબાંધુઓને અપનાવો. તમારી વિધવા બહેનોને સુસંસ્કારી—ચારિત્ર્યવાન બનાવી સુખી કરો. તમારા ધર્મની—તમારી આબરૂની—તમારી માતા-પુત્રી-બહેનોની રક્ષામાં પ્રાણનું બલિદાન દેવાને પણ તત્પર થાઓ. હિંદુધર્મનો—હિંદુજાતિનો આધાર તમારી ઉપર છે, સાચા ધર્મના ઉદ્ધારની સાથે દેશનો પણ ઉદ્ધાર છે. પ્રભુ હિંદુધર્મની રક્ષા કરો!

("**સંદેશ**"ના સં. ૧૯૮૩ ના દીપોત્સવી અંકમાં લેખકઃ—**સત્યેન્દ્રપ્રસાદ મહેતા.**)

# ૭–નિર્માલ્ય હિંદુઓનો મોક્ષદાયક મહામંત્ર

## ( તેમાં આપણે શું ?–આત્મરક્ષાનું દુર્જય હથિયાર ! )

તેમાં આપણે શું ? કેવો સુંદર શબ્દસમૂહ ! અક્ષર તો માત્ર અડધો ડઝન, પણ તેમાં બળ કેટલું ! જગતમાં કોઇ ચિંતાનાશક દવા હોય તો તે એજ. કોઈ નિઃસ્વાર્થતાના પાઠ શીખવનાર શિક્ષક હોય તો તે પણ એજ. એનાથી સેંકડો દર્દીઓનાં દર્દ નાસે છે, હજારો માનવીઓ આ સંસારસાગર તરીને પેલે પાર ઉતરી જાય છે. એવો એ અદ્ભુત મહામંત્ર ! એનો જાપ જપ્યાથી જન્મમરણનો ફેરો ટળવા સિવાય બીજા એકેએક દુઃખનો નાશ થાય છે. એવા એ પરમસુખદાયક સકળદુઃખભંજક મંત્રને કોટિ કોટિ વાર અભિનંદન હો.

× × ×

તેમાં આપણે શું ? ગઈ કાલે ગોધામણીઆની પોળને નાકે થઇને આવતા એક માણસને ચિંથરેહાલ દશામાં જોયો. શરીરપર લાજ ઢાંકવા જેટલાં પણ કપડાં ન મળે, પણ તેમાં આપણે શું કરીએ ? આપણે તો આડું મોં કરીને આગળ ચાલ્યા. દુનિયામાં તો એવાં હજારો માણસ હશે. તેમાં આપણે શું ?

× × ×

વળી થોડા દહાડાપર એક ગાડાવાળો ભૈયો ગાડું હાંકતો હતો. એક બાઇને રસ્તે ચાલતાં તેની અડફટ વાગી. બાઇએ ગુસ્સે થઇને કહ્યું:–કેમ અલ્યા ! જોઇને હંકાતું નથી ? પેલા બદમાસ ગાડાવાળાએ સામી મા–બ્હેનસંબંધી ગાળો ચોપડવા માંડી, અને વધારામાં તે બાઇના પ્રત્યે જોઇને નિર્લજ્જ બેશરમ ચાળા કરવા લાગ્યો. આસપાસ ઉભેલા સેંકડો માણસોએ તે નજરોનજર જોયું; પણ કોઇ કશું બોલ્યું નહિ. સૌએ મનમાં એમજ વિચાર્યું કે, એમાં આપણે શું ? એ બાઇ એવીજ હશે. એમ બબડતા બબડતા સૌ કામદારના કકડા પોતપોતાને રસ્તે ચાલ્યા ગયા—તો કેવા સુખીઆ થયા !

× × ×

અરે, તે દિવસે સવારે નાનપરાની ખાડીમાં એક મુડદું પડેલું. માથે ને છાતીમાં છરાના ઘા થયેલા ને લોહીનો રેલો ધડધડાટ વહી જતો હતો. આપણે બંદાએ તે પહેલવહેલું જોયું; કેવો કમકમાટી ભરેલો દેખાવ ! વિચાર કરતાં કંઇક ઓળખાણ પણ પડી; પણ આપણે તો જાણે કંઈ જોયુંજ નથી, એમ ગણીને નીચી મૂંડી કરીને હેંડયાજ ગયા. મૂઓ તો તેના મોતે મૂઓ, તેમાં આપણે શું ? એનાં સગાંવહાલાંને ખબર પડશે, એટલે તેઓ તેમની ગરજે આવશે; તેમાં આપણે શું ? પોલિસને તપાસ કરવી હશે તો આપોઆપ કરશે, તેમાં આપણે શું ?

× × ×

અરે એ તો બધું ઠીક છે, પણ તે દિવસે પેલો કમબખ્ત ગાડીવાળો મારતે ઘોડે આવ્યો. સાત વરસની ચમારની છોકરીને પાડી નાખી. ગાડીનું પૈડું છોકરીના પગપરથી ફરી ગયું અને તેના નળાનું હાડકું કડાક કરતું ભાંગીને બહાર નીકળ્યું. સૌએ બૂમ પાડવા માંડી કે, ગાડીવાળાને પકડો, ગાડીવાળાને પકડો; પણ કોઇએ પકડવાને માટે દોટ મૂકી નહિ. આખરે રસ્તામાં ગાડું ઉભું હોવાથી ગાડી આપોઆપ અટકી ને હાંકનારને એક જણે પકડયો; ત્યારે કોઇ બંદા સાક્ષી માટે તૈયાર ન થયા. સૌ કોઇએ ઉપરોક્ત મહામંત્રનેજ સંભાર્યો—"છોકરીનું હાડકું ભાંગ્યું તેમાં આપણે શું?"

× × ×

વળી એક પરદેશી માણસ સુરતમાં આવીને રસ્તે ચાલતાં અચાનક હૃદય બંધ પડવાથી મરણ પામ્યો. કોઈ પરગજુ ડૉક્ટરે વગર ફીએ આવીને અભિપ્રાય આપ્યો કે, હવે એમાં કંઇ નથી. છાતી બંધ પડવાથી મરી ગયો છે. ચાલો, એને ઠામ પાડવાને પૈસા તેમજ માણસ જોઇએ છે. એક વાણીઆ મહાજન ત્યાંથી દૂર ખસીને ચાલ્યા જતાં કહે છે કે, કપાળમાં ટીલું છે છતાં એ વાણીઓ નહિ હોય. આજકાલ તો એવા ઘણા લોકો ટીલાં કરતા થઈ ગયા છે. તે બધા આમ મરી જાય તેમાં આપણે શું ? બ્રાહ્મણભાઇ કહે છે કે, ગળામાં જનોઇ છે, છતાં એ કાંઇ બ્રાહ્મણ

તો નહિંજ હોય. આજકાલ તો સૌ કોઈ જનોઇ નાખતા થઇ ગયા છે. તો પછી આપણે શું ? આ પ્રમાણે જે જે 'આપણે શું ?' મંત્રનો આશ્રય લે છે તે સઘળા બચી જાય છે અને પોતપોતાને ઘેર જઇને નિરાંતે ગોળ ને રોટલી ખાવા બેસી શકે છે.

× × ×

ફલાણે ઠેકાણે હુલ્લડ થયું. હિંદુ અને મુસલમાનો લડયા ને એકબીજાનાં માથાં ભાંગ્યાં. તેમાં જાણીતા મીસ્ટર ક જેમણે આજસુધીમાં શહેરની તથા કોમની અનેક પ્રકારે સેવા બજાવેલી તે મરાયા. તેમનાં બૈરી–છોકરાં રખડતાં થયાં, ભૂખે મરવા લાગ્યાં; પણ તેમાં આપણે શું કરીએ ? ભાઇ શ્રી ક ને કોણે કહ્યું હતું કે, તમે સેવા કરજો ને લડવા જજો. ડહાપણ કરીને ગયા તો ખરડાયા. હવે તેમનાં બૈરીછોકરાં ભૂખે મરે તેમાં અમે શું કરીએ ? તેમનું નશીબ ! કરમના ભોગ !! ગયે જન્મે ઘણાં પાપ કર્યાં હશે; તે એટલીજ લહેણાદેણી લખાવીને લાવ્યાં. તેમાં આપણે શું ?

× × ×

શહેરમાં અખાડા કાઢવાને અને રમતગમત ખીલવવાને માટે એક કમીટું નીમાયું, તેણે તેની યોજના તો ઘડી; પણ ફંડ ભેગું કરવા માટે નીકળવાનું તે સૌને કડવું લાગે. દરેક જણ કહેવા લાગ્યું કે, કોઇને ન પડી હોય તો પછી આપણે શું ? શહેરમાં અખાડા નીકળે યા ન નીકળે તેમાં આપણે શું ?

× × ×

આ પ્રમાણે તો મનુષ્યજીવનની દરેકે દરેક શાખામાં 'આપણે શું ?'નો મહામંત્ર સૌ કોઇને આંધળાની લાકડી પેઠે સહાયભૂત થઇ પડે છે. જ્યાં માર પડતો હોય, ત્યાંથી સલામત–હાડકે ને વળી બહાદૂરીથી પાછા હઠવાનો માર્ગ છે. જ્યાં પૈસા ભરવાના હોય ત્યાંથી નાણાંકોથળી જેવી ને તેવી રાખી નાસી છૂટવાની બારી છે. જ્યાં વખતનો ભોગ આપવાનો હોય ત્યાં અત્યંત કામગરાપણું પૂરવાર કરવાની ચાવી છે. અનેક રીતે એ ઉપયોગી છે. બોલો, આપણે શું ? આપણે શું ? આપણે શું ? મંત્રાય નમોનમઃ !

("ગાંડિવ"ના તા. ૩૦–૧૦–૧૯૨૭ ના અંકમાં વાપરનાર રા. નિરંજન નિરાકાર.)

---

# ૮–એક નમુનેદાર ગામડું

કલકત્તાના ફોરવર્ડ પત્રમાં નીચેની રસભરી વિગત પ્રકટ થઇ છેઃ–

આસનસોલ શહેરથી લગભગ બે માઇલ અંતરે ગ્રાંડ ટ્રંક રોડ ઉપર બીશપ ફીશર નામના અમેરિકન મેથોડીસ્ટ મીશનના એક પાદરીની એક મિલ્કત આવેલી છે. આ મિલ્કતને એક નમુનેદાર ગામડામાં ફેરવી નાખવામાં આવેલી છે અને તેને ઉષાગામ નામ આપવામાં આવેલું છે. એક અમેરિકન ગૃહસ્થ મી૦ કોલી જે ખેતીવાડીનો યુનિવર્સીટિનો ગ્રેજ્યુએટ છે, તેની દેખરેખ નીચે આ ગામડાની પ્રગતિ સાધવામાં આવે છે. હાલ તેમાં ૧૦ નાનાં મકાનો છે અને ૫૦ માણસોની વસ્તી છે. દરેક મકાન પાસે શાક અને ફૂલ ઉગાડવાનો બાગ અને ઢોરઢાંખર બાંધવાનો એકેક વાડો છે. એક સહકારી ભંડાર, એક સેવીંગ બેંક અને એક હૉસ્પીટલ તે ગામડાના લોકો પોતેજ ચલાવે છે. એક અંગ્રેજી મીડલ સ્કુલ પણ છે, કે જેમાં સુથારકામ અને લુહારકામ પણ શીખવાય છે. દરેક કુટુંબનું એકેક ખેતર એ ગામડામાં છે, જેમાં તેઓ ખેતીનાં સસ્તાં અને સુધારેલાં ઓજારોથી ડાંગરની વાવણી કરે છે. એક ગામપંચાયત પણ છે, જેમાં દરેક કુટુંબ પોતાનો પ્રતિનિધિ મોકલે છે. પંચાયત પોતાનો પ્રમુખ ચુંટે છે અને ગામની સ્વચ્છતા, દીવાબત્તી વગેરેપર લક્ષ આપે છે. બંગાળાના ઘણા જાણીતા માણસોએ આ ગામડાની મુલાકાત લીધી છે.

("ખેડા વર્તમાન" તા. ૨૮–૯–૧૯૨૭ ના અંકમાંથી.)

# ૯—હીરારત્નોથી પણ વધારે કિંમતી આદેશ

ઘણા પ્રાચીનકાળમાં, ખ્રિસ્તની પૂર્વે સદીઓ પહેલાં, હિંદના આર્ય લોકો ધર્મ, માનસશાસ્ત્ર, અધ્યાત્મવિદ્યા, વિજ્ઞાનકળા, સંગીત અને વૈદકશાસ્ત્રમાં એટલા બધા આગળ વધેલા અને નિષ્ણાત હતા કે કોઇ પણ પ્રજા જ્ઞાનના આટલા વિશાળ પ્રદેશમાં તેમની બરોબરી કરી શકી નથી.

મેક્સમૂલર લખે છે કેઃ—"પ્રકૃતિદેવીનો સંપૂર્ણ કૃપાપાત્ર અને તજ્જન્ય ઐશ્વર્ય, સત્તા અને સૌંદર્યયુક્ત હોઇ સમસ્ત સૃષ્ટિમાં સર્વોત્કૃષ્ટ દેશ—પૃથ્વીપરનું સ્વર્ગ—મારે શોધવાનું હોય તો હું હિંદુસ્તાનનેજ પ્રથમ પદ આપું. મને જો એમ પૂછવામાં આવે કે, વિશ્વમાંના કયા પ્રદેશના રહેવાસીઓએ ઈશ્વરદત્ત બક્ષીસોનો સંપૂર્ણ વિકાસ કરેલો છે તથા મનુષ્યજીવનના અતિ ગૂઢ વિષયોપર અદ્વિતીય મનન કરેલું છે અને તેમાંના કેટલાક પ્રશ્નોના એવા તો સયુક્તિક અને સપ્રમાણ ઉત્તરો આપ્યા છે, કે જે પ્લેટો અને કેન્ટના અભ્યાસકોને પણ વિચારવા લાયક છે? તો હું જવાબ આપું કે, હિંદુસ્તાને."

"વળી મને એમ પણ પૂછવામાં આવે કે, રોમન, ગ્રીક અને યાહુદી લોકોનાજ વિચાર અને સિદ્ધાંતો પ્રમાણે કેળવાયેલા યૂરોપવાસીઓ પોતાની ખોટ કયા સાહિત્યમાંથી પૂરી પાડી પોતાનું આંતર્જીવન વધારે સંપૂર્ણ, વિસ્તૃત, વિશ્વવ્યાપી અને ખરેખરી રીતે માનુષિક બનાવી અનંત જીવન—મોક્ષ—પ્રાપ્ત કરી શકે? તોપણ મારો જવાબ એજ છે."

સહસ્રાવધિ વર્ષો પૂર્વે આર્યાવર્તના મહર્ષિઓને અવિનાશી વેદોની બ્રહ્મા પાસેથી પ્રાપ્તિ થઇ અને તેમણે પોતાના વંશજોને વેદોનો ઉપદેશ કર્યો. વેદકાલીન આર્યસાહિત્ય પ્રવૃત્તિઓમાં વેદોથી બીજા નંબરે ઉપનિષદો અને અરણ્યકો આવે છે; પૌર્વાત્ય વિચારપુષ્પોની તેઓ માળા છે અને આ માળા ધારણ કરનારાઓને તે આશીર્વાદરૂપ બની અસીમ શાંતિ અને આનંદનો સુખાનુભવ કરાવે છે.

× × ×

ઋગ્વેદ કહે છે કેઃ—સૂર્ય તારીજ આજ્ઞા પ્રમાણે ચાલે છે અને તેને પ્રવર્તાવે છે; શાંતિ અને આનંદના અધિષ્ઠાતા! તારી કીર્તિ મહાન અને સંપૂર્ણ છે. પ્રકાશની માફક તું તદ્દન પવિત્ર છે. મનુષ્યોનો પ્રિય એવો તુંજ પૂજ્યની પ્રતિમારૂપ છે.

બધાએ ભેગા મળી આપણે આપણું કરવું જોઇએ અને જમવું પણ બધાએ સાથેજ જોઇએ. આપણે એકબીજાને ધિક્કારવા જોઇએ નહિ.

યજ્ઞ આ સૃષ્ટિનો આધાર છે.

કદી પણ જુગાર રમો નહિ; ખેતી કરો અને જે તમને મળ્યું છે તે પૂરતું માની આનંદમાં રહો.

કરેલાં અને ન કરેલાં પાપોમાંથી અમને બચાવો. દરેક પાપમાંથી અમારૂં રક્ષણ કરો કે જેથી અમને આનંદ પ્રાપ્ત થાય.

તમારો બધાનો એકજ નિશ્ચય હો, અને તમારાં સર્વનાં મિત્ર સંમત રહો; તમારા બધાના વિચાર પણ એવા મળતા રહો કે બધા તેમને કબૂલ રાખી શકે.

ઉદારાત્મા શોક કે મૃત્યુ પામતો નથી; સંસારનાં દુઃખ કે ચિંતા તેને ક્ષોભ પમાડી શકતાં નથી. આખું વિશ્વ, તેનાં સુખો અને સ્વર્ગનો આનંદ પણ તેનોજ છે.

ખાવાનું માગવા આવનાર ગરીબો તરફ સ્વાર્થવૃત્તિથી પથ્થર જેવું હૃદય રાખનાર શ્રીમંતને પોતાને પણ આપત્કાળમાં દિલાસો દેનારૂં કોઇ પણ નહિ રહે.

શક્તિ હોય ત્યાંસુધી ગરીબોનાં દુઃખ નિવારો; અનંત ભવિષ્યપર નજર રાખી તેના ભેદોને ઉકેલવા યત્ન કરો; કદાચ તમારી લક્ષ્મી તુરતમાંજ ચાલી જશે.

જે મનુષ્યના વૈભવનો લાભ તેના મિત્રોને મળતો નથી, તે પોતાનો નાશ પોતેજ કરે છે; પોતાનો વૈભવ એકલા પોતેજ ભોગવનારને પોતાનું પાપ પણ પોતાને એકલાનેજ ભોગવવું પડશે.

યજુર્વેદ કહે છે કેઃ—જ્ઞાનપૂર્વક કર્મ કરવાની અને અજ્ઞાનપણે કર્મો કરવાની અસર જૂદીજ થાય છે, એમ કહેવાય છે.

હું તમને સંપ, હૃદયોનું ઐક્ય અને કોઇનો પણ તિરસ્કાર ન કરવાની વૃત્તિ આપું છું. વાછરડાંના જન્મથી જેમ ગૌમાતા હર્ષ પામે છે, તેમ બીજાનામાં આનંદપૂર્વક રસ લો.

અથર્વવેદ કહે છે કે:–આનંદી સ્વભાવ, માન, શાંતિ અને શક્તિ, સત્તા અને દઢતા તથા પ્રેમ અને ભક્તિથી ઉદ્‌ભવતા સર્વે ઉચ્ચ સદ્‌ગુણો અમર પરમાત્મામાંજ પૂર્ણપણે વ્યક્ત હોય છે.

ઉપનિષદો કહે છે કે:–નમ્ર મનુષ્ય કરતાં કોઇ વધારે શક્તિવાન નથી; કારણકે નમ્ર મનુષ્ય આત્માને ભૂલી જઈ પરમાત્મામાં ભળી જાય છે.

તમારા પોતાના તેમજ બીજાના સદ્‌વિચારોને વખાણો. તમારા જીવનનું ખરૂં તત્ત્વ શોધી પ્રાપ્ત કરવામાં સદ્‌વિચાર જેવું બીજું તમારૂં સહાય્યાયી નહિ થાય.

તમારૂં ધારેલું કાર્ય પાર પાડવું હોય તો તમારા વિચારોપર કાબુ મેળવો. ગુસ્સાઓથી મુક્ત એવા શુદ્ધ તેજપર તમારા આત્માને એકાગ્ર ચિત્તથી ધ્યાનસ્થ કરો.

તમને જે વસ્તુ દુષ્ટ કે પાપમય લાગતી હોય, તેનો વિચાર સરખો પણ ન કરવા કોશીશ કરો. દુષ્ટ વિચારોજ દુષ્ટ કર્મો તરફ મનુષ્યને ઘસડી જાય છે.

જે બધાં પ્રાણીઓને પોતાના આત્મા જેવાજ જાણે છે અને પોતાના આત્માને બીજા પ્રાણીઓના જેવોજ ગણે છે, તે કોઇને ધિક્કારતો નથી.

ડાહ્યા મનુષ્યે ઇંદ્રિયોનો ચિત્તમાં લય કરવો, ચિત્તનો બુદ્ધમાં અને બુદ્ધિનો બ્રહ્મરૂપ પરમાત્મામાં લય કરવો.

ભક્તિ, આત્મસંયમ અને કર્મ–આ સત્યનાં શિખરો છે.

સત્યજ જય પામે છે, અસત્ય કદી વિજયી થતું નથી.

સંપૂર્ણ વૈરાગ્યવાન અને તત્ત્વને પામવાની ઇચ્છાવાળા મુમુક્ષુઓને જવાના દેવયાનો સત્યથીજ વિસ્તૃત બને છે અને સત્યથીજ પરમાત્માનાં તત્ત્વ પ્રાપ્ત કરી શકાય છે.

ઉઠો, જાગૃત થાઓ અને ઇષ્ટપ્રાપ્તિ કર્યા સિવાય બેસો નહિ.

મનુષ્યોને બંધન કે મોક્ષનું કારણ તેનું મનજ છે.

શાંત અને સ્થિર ચિત્તથીજ અખૂટ આનંદ પ્રાપ્ત કરી શકાય છે.

મનની સર્વ ઇચ્છાઓ લય પામે ત્યારેજ મનુષ્ય અમર થઈ આ જીવનમાંજ બ્રહ્મને પ્રાપ્ત કરી શકે છે. ('સુવર્ણમાળા' ના એક અંકમાંથી.)

## ૧૦–"દીપમાલિકે"!

હાય! કૈસે દીપક ભવન જલાઉં!
ગૃહ સૂના હૈ લૂટા અન્ન–ધન, ક્યા વીતી બતલાઉં;
જલા રહી હૈ હૃદય–અગ્નિ હા! જલેકો કૈસે જલાઉં.
બસનહીન તન અન્નબિના કસ, જીવનચક્ર ચલાઉં;
પાહન સમ હૈ કઠિન હૃદય ક્યોં આર્ત્તનાદ સુનાઉં.
પરબશ, દુઃખી, હીન કાયર હૈં, કયોંકર બદન દિખાઉં;
લાજ બચાવનહાર તિમિર કો, ક્યોંકર હાય ભગાઉં.
નિકલ ગયા હૈ, હાય! દિવાલા, કૈસે સાખ જમાઉં;
પરબન્ધન સે હો 'સ્વતંત્ર' કરૂં જીવન–જ્યોતિ જગાઉં.
હે મોહન! માધવ!! મધુસૂદન!!! કૈસે તુઝે રિઝાઉં;
ભક્તિ–ભાવ નહીં, ભગ્નહૃદય હૈ કૈસે દિવાલી મનાઉં.

("વિશ્વમિત્ર" ના એક અંકમાં લેખકઃ–મધુસૂદન ઓઝા "સ્વતંત્ર".)

# ૧૧–ભગવાન શ્રીકૃષ્ણનો સંદેશ

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः। तत्र श्रीर्विजयोर्भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥**

મહાભારતના યુદ્ધના આત્મા અને પોતાના ચક્રવડે પાંડવોનું રક્ષણ કરનાર શ્રીકૃષ્ણ સમસ્ત મનુષ્યજાતિના રક્ષક અને ઉદ્ધારક છે; અને યુદ્ધપૂર્વે તેમનો સંદેશ એ "શ્રીમદ્ ગીતા" છે, જેનું રહસ્ય આ છેઃ–"ઉઠ, પરંતપ! તારી ફરજ બજાવ." આ સંદેશ આખી દુનિયાને પણ લાગુ પડે છે. "ગીતા" જાતિકૃત બંધનોથી પર છે; સર્વવ્યાપી પરમાત્મા એનો વિષય છે. પાંચ પાંડવો રણભૂમિમાં અતિ મહાન શત્રુ સામે લડવા ઉભા હતા એવા અદ્‌ભુત પ્રસંગમાં શ્રીકૃષ્ણે કુરુક્ષેત્રમાં આ ગીતા ગાઈ. "શ્રીમદ્ ભગવદ્‌ગીતા" નામથી ઓળખાતો ગ્રંથ માત્ર એ ગાનનો એક ભાગ છે, પરંતુ તેમાં પણ કેટલું ડહાપણ, દીર્ઘદર્શિતા અને ઉચ્ચ ગૂઢ બોધ સમાયલાં છે! શ્રીકૃષ્ણ અમુક જાતિનાજ નહિ, પરંતુ સમસ્ત મનુષ્યસૃષ્ટિના ઉદ્ધારક હતા, એ વાત સાબીત કરવાને "ગીતા"જ બસ છે.

આ ગીતાનો અભ્યાસ–શ્રીકૃષ્ણનું વ્યક્તિત્વ–અતિશય મનોરંજક છે. શ્રીકૃષ્ણ બાલ્યાવસ્થામાં માખણ ચોરતા અને ગોપીઓ સાથે ક્રીડા કરતા; પછી ગોવાળતરીકે ઘણીજ સંભાળથી એમણે પ્રેમપૂર્વક ગાયો ચારી; કુશળ રાજનીતિજ્ઞતરીકે લોકેચ્છાને સમજનાર પણ શ્રીકૃષ્ણ હતા. એજ કૃષ્ણ એક આદર્શ નૃપેન્દ્રતરીકે, પ્રજાના સેવકતરીકે, દરેક રાજાએ કેવી રીતે વર્તવું જોઇએ તેનું જ્વલંત ઉદાહરણ થયા; એટલુંજ નહિ પરંતુ તેઓ એક મહાન તત્ત્વવિદ્યાવિશારદ અને પ્રાજ્ઞ પુરુષ હતા. ઉપર કહેલાં દરેકે દરેક દૃષ્ટિબિંદુથી જોતાં ઘણું વિચારવાનું મળે છે; પરંતુ અહીંઆં તો આપણે શ્રીકૃષ્ણનો એક આદર્શ નેતાતરીકેજ વિચાર કરીશું. સંસ્કૃતમાં 'નેતા'ને 'માર્ગદર્શક'–રસ્તો બતાવનાર કહ્યો છે; તેણે સાચો રસ્તોજ બતાવવો જોઇએ; તેણે ધર્મ પ્રમાણે વર્તવું જોઇએ અને તેણે સત્યજ બોલવું જોઇએ. લોકસેવા એ લોકપ્રિયતાનો રસ્તો નથી. મનુષ્યોનો નેતા એક આદર્શ સેવક હોવો જોઇએ.

"કુંતીપુત્ર! જાગૃત થા, ઉભો થા!" આ શબ્દોમાંજ કૃષ્ણ નેતાએ આપણનેજ અર્વાચીન ભારતવર્ષના પુત્રોને તે પોતાનો સંદેશ કહી દીધો છે! "જાગૃત થાઓ!" હિંદમાં શાની ખામી છે? આપણે હજુ જાગ્યા નથી! કોઇ કોઈ વાર આપણી આંખો ઉઘડે છે, પરંતુ સત્વરજ પાછી મિંચાઇ જાય છે. એટલા માટેજ શ્રીકૃષ્ણ કહે છે કે જાગો જાગો, અને આંખ ઉઘાડી જુઓ! તમારી દુર્દશા તરફ નજર કરો! તમારી સ્ત્રીઓની સ્થિતિનો વિચાર કરો! અસંખ્ય લોકોની છાતી કંપાવનારી ગરીબાઇ નિહાળો! જાગો અને જુઓ કે, એક વખતનું સર્વશ્રેષ્ઠ હિંદ આજે પૃથ્વીપરનો ગરીબમાં ગરીબ દેશ છે! જાગો અને દેશની નબળાઇનું મુખ્ય કારણ તમારો કુસંપ–જાતિભેદ–પેટાજાતિઓ છે, એ સમજો.

"જાગો અને ઉભા થાઓ! હે કુંતીપુત્ર!" "ઉભા થાઓ." શ્રીકૃષ્ણ કહે છે કે, "તૈયાર થાઓ"–શા માટે? મારામારી કરવા માટે? નહિ. હિંસામાટે? નહિ. પરંતુ તમારૂં નૈતિક બળ વાપરવા તૈયાર થાઓ. ભારતની–સમગ્ર મનુષ્યજાતિની–પૂજા કરવા તૈયાર થાઓ અને યાદ રાખો કે, પૂજાનું સર્વોત્તમ સ્વરૂપ સેવા છે. ન્યાય અને સત્યમાટે, નવા મનુષ્યસ્વાતંત્ર્યમાં તમારી આ વિમળ શ્રદ્ધા સાબીત કરવા માટે બહાર પડી એ રસ્તે હિંદ અને મનુષ્યજાતિની સેવા કરો.

કુંતીપુત્ર! માત્ર જાગ અને ઉભો થા! તારા હાથ તે શ્રીપરમાત્માના હાથ છે; તારો આત્મા એ વિશ્વવ્યાપી પરમાત્માનો અંશ છે. તારૂં સામર્થ્ય તે તેનું છે અને શ્રીકૃષ્ણના નેતૃત્વ નીચે તૈયાર થયેલાને કદી પરાજય થાયજ નહિ.

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः। तत्र श्रीर्विजयोर्भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥**

("સુવર્ણમાળા" ના એક અંકમાંથી.)

# ૧૨–મહાન પેગંબર જરથોસ્તનો સંદેશ

જરથોસ્ત પરમ અદ્વૈતમતવાદી હતા. એ એમ માને છે કે, સઘળા ઉચ્ચતમ સદ્‌ગુણોનું ઉત્પત્તિ સ્થાન વિશ્વવ્યાપી આત્મા–પરમેશ્વરજ છે. જરસ્થોસ્તના ગ્રંથોમાં આવા છ દેવતાઈ ગુણોનો ઉલ્લેખ વારંવાર આવે છે. આ સદ્‌ગુણો નીચે પ્રમાણે છેઃ-

(૧) મન સારૂં હોવાનો, (૨) ન્યાય અને સત્યનો, (૩) પવિત્ર રાજસત્તાનો, (૪) લોકોપકારક દયાનો, (૫) સંપૂર્ણ આરોગ્યતાનો અને (૬) અમર હોવાનો.

મહાન ઉપદેશકો ધર્મના મશાલચીઓ છે અને હમેશાં તેમના આદર્શોમાંજ મગ્ન હોય છે. પવિત્રતા અને તેજનો આદર્શ ઈરાનદેશના જરથોસ્ત શીખવે છે. જરથોસ્ત ખરેખરા ઉપદેશક છે, કારણ કે એમનો ઉપદેશ અમુક કાળ કે પ્રજામાટે નહિ, કિંતુ હમેશમાટે અને સર્વને માટે છે.

જરસ્થોસ્તનું જન્મસ્થાન અને તિથિ અંધકારમાં છે. સાધારણ રીતે એમ મનાય છે કે, તે ઇરાનના પશ્ચિમભાગમાં ઇ. સ. પૂર્વે ૨૦૦૦ થી ૧૦૦૦ વર્ષપૂર્વે થઇ ગયા હોવા જોઇએ. જરથોસ્તના મરણને સદીઓ થઇ ગઇ છે, પરંતુ આ વિશ્વમાં જ્યાંસુધી સત્ય રહેશે, ત્યાંસુધી જરથોસ્ત જીવંત રહેશે.

મનુષ્યો ! જ્યારે તમારી પાપી વાસનાઓ, અને સ્વાર્થવૃત્તિનો સદંતર નાશ થશે, જ્યારે સદાને માટે તમારામાંથી પાપ દૂર થશે, ત્યારેજ તમને મહાન કાર્યનો આશીર્વાદરૂપ બદલો મળશે. જો તમે આ નહિ કરી શકો તો તમારે છેવટે શોકોદ્‌ગાર કાઢવાનોજ વખત આવશે.

હે મઝદ અહુર ! શંકા થાય ત્યારે, તથા હે સર્વશ્રેષ્ઠ ! દુઃખ અને કંકાસના સમયમાં અને દુષ્ટોની વૈરવૃત્તિને લઇ આપત્તિના સમયમાં પણ અમે તો પવિત્ર અગ્નિના દીપ્ત પ્રકાશમાં આપેલા તમારા સર્વશ્રેષ્ઠ ઉપદેશનું મનન કરીશું.

હે મઝદ ! એક જાણકારતરીકે, જેમને જાણવાની ઇચ્છા હશે તેમનામાટે તારાવતી હું કહું છું કેઃ–

"પાપ દુષ્ટજનોને તેમની દુષ્ટતાનો બદલો છે; પરંતુ સર્વોત્તમ સ્થિતિ–મોક્ષ–તો સત્યના નિયમ પાળનારનેજ મળે છે." અને તારો આ સંદેશો જાહેર કરતાં મને અત્યંત આનંદ થાય છે.

જો તમારે સજ્જનોનો સંગ જોઇતો હોય, સત્યની મૈત્રીની જરૂર હોય અને પવિત્ર ધર્મને ટકાવી રાખવો હોય, તો ક્રોધ અને હિંસા પરહરો, ઈર્ષ્યા અને કંકાસનો ત્યાગ કરો. હે મઝદ ! આવાં પરોપકારી મનુષ્યોનેજ હું સ્તુતિમંદિરમાં દાખલ કરીશ.

("સુવર્ણમાળા"ના એક અંકમાંથી.)

# ૧૩–દિલ્હીનાં મંદિરોમાં અંત્યજ ભાઈઓને દાખલ કરે છે.

૨૧ મી ઑગસ્ટ ૧૯૨૭ ને રોજ ગોસ્વામી ગંગાપ્રસાદજીના મંદિર–કટરાનીલ–માં અસ્પૃશ્ય કહેવાતી જાતિઓને દર્શન કરવા દાખલ કર્યા હતા. સૌ લોકો યમુનાસ્નાન કરીને અને તિલક ધારણ કરીને એક જબરદસ્ત સરઘસ સાથે સાંજના ૭ વાગે મંદિરમાં દાખલ થયા અને હિંદુઓએ તેમાં ખૂબ પ્રેમપૂર્વક ભાગ લઇને તેમને પ્રસાદ વહેંચ્યો. દિલ્હીમાં આ પહેલો અવસર છે, કે જ્યારે શ્રીગોસ્વામી મહારાજે અસ્પૃશ્ય ભાઇઓને દર્શન કરાવીને હિંદુઓ સમક્ષ એક આદર્શ રજુ કર્યો છે. અમને સંપૂર્ણ આશા છે કે, દિલ્હીનાં બીજાં બધાં મંદિરોના અધિકારીઓ આનું અનુકરણ કરી યશભાગી બનશે. સભા શ્રીગોસ્વામીજી મહારાજને ધન્યવાદ આપે છે કે, તેમણે સેંકડો વર્ષોના તૃષિત આત્માઓને અમૃતપાન કરાવી હિંદુઓના વિશાળ હૃદયનો પરિચય કરાવ્યો છે.

("અર્જુન"ના એક અંકમાંથી અનૂદિત.)

# ૧૪-ભગવાન બુદ્ધનો સંદેશ

બુદ્ધ જગદુદ્ધારક હતા. તેમનું ક્ષેત્ર કે દષ્ટિમર્યાદા અમુક દેશ કે પ્રજામાંજ સમાઈ જતાં ન હતાં. સંપૂર્ણ પ્રકાશ અને કીર્તિ ઝળકાવી રહેલ્લા અંતઃસંપન્ન એ જીવંત પ્રતિમારૂપ હતા. પારકાનું કંઈપણ દબાવવાની તેમને જરા પણ ઇચ્છા નહોતી. કીર્તિ, ધન, ઐશ્વર્ય, સત્તા, રાજ્ય કે સ્ત્રી તેમને આકર્ષી શકતાં નહિ. બુદ્ધ ભગવાન ચાંડાલો, દુષ્ટો, વેશ્યાઓ અને પાપીઓ તથા ગરીબો પ્રત્યે સંપૂર્ણ દયા અને દિલાસોજી દાખવતા; પરંતુ શ્રીમાનો તથા જુલમી સત્તાધીશોના અભિમાનની તેમને દરકાર ન હતી. શારીરિક પીડા, નિંદા અને જુલ્મ તેમણે ધીરજ અને નમ્રતાથી સહન કર્યાં. સત્યનું પ્રતિપાદન કરવામાં તેઓ નિડર અને કોઈની પણ દરકાર ન રાખનાર હતા અને જીવનની વહાલામાં વહાલી વસ્તુઓનો પણ સત્યને માટે ભોગ આપતા. તે બુદ્ધિસ્વાતંત્ર્યના ચુસ્ત હિમાયતી હતા. મનુષ્યજીવનના પ્રશ્નોપર એમણે નવું અજવાળું પાડયું. મનુષ્ય ઈશ્વરનો અંશ છે એ સત્ય તેઓ ખરા દિલથી માનતા ને ફેલાવતા. મહાન સામ્રાજ્યો વિનાશ પામ્યાં છે, પરંતુ બુદ્ધે કરેલો સત્ય ઉપદેશ જીવંત છે અને અનંતકાળસુધી તેવોજ રહેશે.

એક વખત પૂર્ણ નામના સાધુને બુદ્ધે એમ બોલતાં સાંભળ્યો કે, તેને હિંસાપ્રિય લોકોના દેશમાં રહેવાની ઇચ્છા છે. પછી ગુરુશિષ્ય વચ્ચે નીચે પ્રમાણે સંવાદ થયોઃ-

"એ લોકો તને ગાળો આપશે કે મારશે તો તું શું કરીશ ?"

"હું એમ ધારીશ કે, આ લોકો ભલા છે; કારણ કે તેઓ ફક્ત મને ગાળોજ આપે છે, પરંતુ મને મારતા નથી કે મારાપર પથરા ફેંકતા નથી."

"પણ એ લોકો પથરા ફેંકશે અગર મારશે તો ?"

"તો હું ધારીશ કે, એ લોકો ભલા છે; કારણ કે તેઓ ફક્ત મારાપર પથરાજ ફેંકે છે, પરંતુ લાકડી કે તરવારથી મને મારતા નથી."

"પરંતુ જો એ લોકો લાકડી કે તરવારથી તને મારશે તો ?"

"તો હું એમ ધારીશ કે, હજુ તે ભલા છે કે મને સદંતર મારી નાખતા નથી."

"પણ જો તને મારી નાંખશે તો ?"

"તો તો હું ધારીશ કે, એ બહુ ભલા છે; કેમકે આ દુઃખપૂર્ણ સંસારની ઉપાધિમાંથી મને તેમણે મુક્ત કર્યો."

આ સાંભળી બુદ્ધે કહ્યું:-"પૂર્ણ ! તેં બરાબર કહ્યું. જા, અને તેં પોતે મુક્તિ મેળવી છે, તેમ બીજાને મોક્ષ અપાવ. તું પોતે સામેપાર તરી ગયો છે તો બીજાને તાર. તું પોતે આનંદમય છે તો બીજાને આનંદાનુભવ કરાવ. તને નિર્વાણ પ્રાપ્ત થયું છે તો તે બીજાને સુલભ બનાવ."

દ્વેષનો નાશ દ્વેષથી નહિ પણ પ્રેમથીજ થાય છે. દયાજ વૈરનો ઉત્તમ બદલો છે. હે સાધુઓ ! બહારવટીઆ અને ખુની લોકો તમારાં શરીર કરવતથી વહેરી નાખે, ત્યારે પણ જો તમે ક્રોધ કરશો તો મારી આજ્ઞા નથી પાળી એમ હું માનીશ.

કોઈની સામે ક્રોધપૂર્વક બોલો નહિ, કેમકે તે માણસો પણ સામો ક્રોધથીજ પ્રત્યુત્તર આપશે. ક્રોધપૂર્વક બોલાયલા શબ્દો દુઃખજનક થાય છે; અને ઘાની સામે ઘા કરવાથી તમનેજ નુકસાન છે.

સત્ય, ન્યાય, દઢતા અને ઉદારતા-આ ચાર મુખ્ય ગુણો છે. બધા ઉપદેશકોનો ઉપદેશ આ છે કે પાપ ન કરવું; પરોપકાર કરવો અને ચિત્ત શુદ્ધ રાખવું.

આ ઉક્તિ સાચી છે કે, "સત્ય એ એક અમર વાણી છે." સત્ય બોલવામાં, સાધુતા દાખવવામાં અને ન્યાયનું સમર્થન કરવામાં ન્યાયી સજ્જનો દઢ રહે છે.

પોતે પોતાને જીતે એ સઘળા લોકપરની જીત કરતાં અધિક છે. જેણે પોતાને જીત્યો છે અને જે હમેશાં સંયમ પાળે છે એવા મનુષ્યના વિજયને બ્રાહ્મણ, ગંધર્વ કે દેવ પણ પરાજયમાં ફેરવી શકતો નથી.

આ સૃષ્ટિમાં ઈર્ષ્યારહિત સ્વતંત્રતા અને સઘળાં જીવંત પ્રાણીઓ તરફનો સંયમ સુખી નિવડે છે. કામાસક્તિરહિતપણું, ઇચ્છાઓપર કાબુ અને નિરાભિમાન એ ઉચ્ચતમ સુખનાં સાધન છે.

"ધમ્મપદ"

("સુવર્ણમાળા"ના એક અંકમાંથી.)

# ૧૫-જીંદગીસુધી નિર્ધનવ્રત પાળનાર ચીનનો એક મહાપુરુષ

ચીનનો જુવાનવર્ગ જેના ચરણમાં ઝુકી પડતો અને જેનો શબ્દ પડતાં જીવનની આહુતિ આતાને ચરણે ધરી દેવા તલસતો તે ચીન-પ્રજાસત્તાકના સ્થાપક ડૉ. સુન-યાટ-સેનના મૃત્યુ પછી, તેમના ભવ્ય જીવનના કેટલાક અદ્દભુત પ્રસંગો પ્રકાશમાં આવ્યા છે.

× × ×

ડૉ. સુન-યાટ-સેને એક વ્રત લીધેલું-જીંદગીસુધી ગરીબ રહેવાનું. તે તેમણે બરાબર પાળ્યું. ચીનના પ્રજાસત્તાકના સ્થાપકતરીકે ચીનના દોલત-ભંડાર તેમના ચરણમાં રજોટાતા હતા, મોટા મોટા પગારની અનેક જગ્યાઓ ઉપર તેમણે અનેક માણસોને ગોઠવેલા; પણ પોતે તો ગરીબજ રહ્યા. એ ગરીબીને પ્રતાપેજ તે ચીનાઓમાં ભક્તિભાવ જગાડતા અને તેમની પાસે ગમે તેવાં જોખમકારક કામો કરાવી શકતા. પ્રજાસત્તાકનો ધ્વજ ચીનના આકાશમાં ઉડવા લાગ્યો, ત્યારે કેટલાયે માણસો, તેમનો ભવ્ય આદર્શ અને તેમની એથીયે ભવ્ય ભાવનાસૃષ્ટિ ભૂલીને, લક્ષ્મીના મોહમાં તણાયા; પણ ચીંથરામાં વિંટાયેલા ચીનના આ વિધાતાએ તો ગરીબીનેજ વહાલી ગણી. તેનું વસિયતનામું બહાર પડયું છે, તેમાં જાહેર થયું છે કે, તેને કશીજ દોલત નથી; જે નાનકડું ઘર, કપડાં અને ચોપડીઓની મત્તા છે, તે તેની સ્ત્રીને વારસામાં જશે; અને તેનાં સંતાનો ઉંમરલાયક થયાં હોવાથી તેમને વારસાની જરૂર નથી. આટલો આત્મત્યાગ માનવીને નરપુંગવજ બનાવે ને ? અને એને પ્રભાવે પ્રગટતું એ પ્રબળ વ્યક્તિત્વજ ચીન જેવા દેશનું ભાગ્ય ઘડી શકે ને ?

* * *

ક્રાન્તિકારી પ્રવૃત્તિઓના નેતાતરીકે ઉઘાડા પડી જવાથી ડૉ. સુન-યાટ-સેન નાસીને એક ગામડાની ઝુંપડીમાં છુપાઇને રહેતા હતા. જીવતા પકડી લાવે કે માથું લઇ આવે તેમને મોટું ઇનામ આપવાનાં જાહેરનામાં ચીનમાં ચોઢાયાં હતાં. જો કે મનાય છે કે, ચીનની સરકાર તો તેમને જીવતા પકડવાનેજ આતુર હતી, કે જેથી તેમને ખૂબ રીબાવી રીબાવીને મારી શકાય. અચાનક બે લશ્કરી અમલદારો અને બાર સિપાઈની ટુકડીને તેમની ઝુંપડી જડી આવી, તેઓ અંદર પેઠા. સુન-યાટ-સેન જરાયે ક્ષુબ્ધ થયાવિના જ્યાં બેઠા હતા ત્યાં બેસી રહ્યા. સિપાઇઓ અંદર આવી ઉભા રહ્યા, એટલે પોતે ઉઠ્યા અને પાસેના ખૂણામાંથી 'રાજધર્મ' નામનું પુસ્તક ઉપાડી, ધીરે સ્વરે વાંચવા મંડ્યા. સિપાઇઓ તો સ્તબ્ધ બનીને તે સાંભળવા લાગ્યા. તેમના ઉપર ધીમે ધીમે સુન-યાટ-સેનનું જાદુ ઉતરવા માંડયું. તેઓ રસપૂર્વક પ્રશ્નો પૂછવા લાગ્યા. ચર્ચા ચાલી અને અંતે તેઓ ભક્ત બનીને, સુન-યાટ-સેનના ચરણમાં મસ્તક નમાવીને પાછા ફર્યા. એ ટુકડી એમ પાછી ન ફરી હોત, અને નવચીનના ચણનારા આ વીરનું મસ્તક લઇ ગઇ હોત, તો કદાચ ચીન આજે પ્રજાસત્તાક ન બન્યું હોત !

× × ×

ડૉ. સુન-યાટ-સેનની સાધનાઓ અને તેની સિદ્ધિઓ સદા બીજાને લાભદાયી નીવડી છે, પણ એથી તેને પોતાને તો મુશ્કેલીઓનો પારજ રહ્યો નથી. તેણે પશ્ચિમની સંસ્કૃતિનો નવો પ્રકાશ ચીનમાં ઉતાર્યો; પણ પશ્ચિમની સત્તાનો અને તેના શાસનનો વિરોધ પણ તેણેજ આદર્યો તથા જીવનભર લડીને ચીનને તેમાંથી તારવાને ઝુંબેશ ચલાવી.

× × ×

પૂર્વના જરાગ્રસ્ત ખોળીઆમાં નવા પ્રાણ પૂરવાનો, પૂર્વની પુરાતન પ્રજાઓની નાડમાં નવું જોસ મૂકવાનો જશ ત્રણ નરવીરોને નામે ઇતિહાસમાં જમા થાય છે. એક આ ડૉ. સુન-યાટ-સેન; બીજા મોહનદાસ ગાંધી અને ત્રીજા તુર્કીના મુસ્તફા કમાલ પાશા. એ ત્રણેમાં પહેલા ડૉ. સુન-યાટ-સેન. તેમણે બીજા બેનું કામ સરળ બનાવ્યું છે.

× × ×

ડૉ. સુન-યાટ-સેનનું નામ જગતની તવારીખમાં તો આજથી વર્ષો પહેલાં નોંધાયું છે. તે મેકાવોમાં હતા, ત્યાં તેમને થોડા જુવાનીઆઓ મળ્યા. એ જુવાનોના અંતરમાં, ચીનના વિદેશી વિજેતા શહેનશાહોની સામે, તેમના નિર્બળ, સડેલા અને તોયે અત્યાચારી અમલ સામે, અસંતોષની હોળી સળગતી હતી. આ જુવાનો એ અમલમાં સુધારણા કરાવવાની બુદ્ધિથી-ક્રાંતિ કરવાની નેમથી નહિ-શાંત કાર્ય કરતા હતા. ડૉ. સુન-યાટ-સેને તેમને વિપ્લવનો સંદેશ આપ્યો, અને 'તરુણ ચીન' નામનો પક્ષ સ્થાપ્યો. તે દિવસથી તેમણે વિપ્લવમાટે ભેખ લીધો, કે જે તેમણે જીવનાંતસુધી ન ઉતાર્યો.

× × ×

ડૉ. સેનના આ નવા પક્ષમાં પ્રથમ અઢાર બહાદુર ચીના યુવકો જોડાયા; પણ તેમાંથી પહેલા વર્ષની આખરે એકલા સેનજ બાકી રહ્યા. બીજા કયાં ગયા? સેનને છોડી ગયા? ના, એ બધા પકડાઇ, ફાંસીને લાકડે લટકી, ચીન-માતાનું નામ જપતા જપતા સ્વર્ગને માર્ગે સંચર્યાં હતા. તે વખતે ડૉ. સેનના પક્ષમાં ભળવું કે વિપ્લવની પ્રવૃત્તિ કરવી, એ એટલું ભયંકર હતું. અરજીઓ અને યાચનાઓનો યુગ આથમીને સેનના ઉદયની સાથે, વિપ્લવ-યુગનો ચીનમાં ઉદય થયો; અને ચીની તરુણો એમાં હસતે મુખે હોમાવા લાગ્યા. ડૉ. સેન પોતાના તરુણ સાથીઓનો વિજોગ સહતો, પ્રજાસત્તાકનું પોતાનું સ્વપ્ન સિદ્ધ કરવાની અમર આશાએ, વિપ્લવનું કાર્ય જોસભેર આગળ ધપાવવા લાગ્યો. ચીનમાં એ આગ ધીમે ધીમે ફેલાવા લાગી.

× × × ×

૧૮૯૪-૯૫ માં જાપાન સાથેના યુદ્ધમાં ચીન હાર્યું. પરાજયનું કારણ ચીનના લશ્કરમાં પ્રસરેલું લાંચરૂશ્વતનું વાતાવરણ હતું. એ પરાજયે મંચુ શહેનશાહ સામે પ્રજામાં પ્રબળ અણગમો પ્રસાર્યો. ડૉ. સેને અવસર ઓળખ્યો. તક સાધવાના વિચારથી આક્રમણની યોજના તૈયાર થઇ. કેંટોન, દક્ષિણનું સમૃદ્ધિશાળી પ્રાંતિક પાટનગર કબજે કરી, પ્રજાસત્તાક જાહેર કરવાનું ઠર્યું. શસ્ત્ર અને દારૂગોળો સંઘરાયો. પ્રજાસત્તાકને નામે લડનારા લડવૈયાઓ ઉભા થયા. બળવો જાહેર કરવાનો વખત નક્કી થયો; પણ છેલ્લી પળે, જ્યારે બળવાખોરોની ટુકડીઓ યુદ્ધદુંદુભિ ગજાવતી મેદાને નીકળી ચૂકી હતી ત્યારે, એક બદમાશ દેશદ્રોહીએ આખી યોજનાની વિગતો પ્રાંતિક સુબાને આપી દઇ, આખું કાવતરૂં ખુલ્લું પાડી દીધું. જે જે ન નાસી છુટયા, તે બધા પકડાયા; બેહદ સીતમોના ભોગ બની, જેલમાં ખૂબ રીબાયા અને છેવટે, દાખલો બેસાડવાને, પાટનગરના ચોકમાં તેમનાં માથાં ઉડાવી દેવામાં આવ્યાં.

જે જે નાસી છુટયા, તેમની સાથે વેશ બદલીને, ડૉ. સેન પણ છટકી ગયા. તેમને શોધતા સિપાઇઓની વચ્ચે થઇને તે શહેરના ગઢ ઉપર ચઢી, રાતોરાત ગામડામાં નાસી ગયા. ખેડુતોનાં ઝુંપડાંઓમાં, માછીમારોનાં હોડકામાં અને જંગલોમાં છુપાતા લપાતા તે મેકાવો પહોંચ્યા. ત્યાંથી થોડા દિવસ પછી તે ઇગ્લાંડમાં દેખાયા. એ રીતે તેમનો પંદર વર્ષનો દેશવટો શરૂ થયો; પણ એ સમય, સેનના અપ્રતિમ સાહસ અને અતુલ શૌર્ય તેમજ અખંડ વીરતા અને અદ્‌ભુત દેશભક્તિથી ચીનના ઇતિહાસમાં અમર બની ગયો છે. વિપ્લવની તૈયારીઓમાં તે આખી પૃથ્વી ઘૂમી વળ્યા. એક દિવસ ચીનના આ થાણામાં તો બીજે દિવસ તે થાણામાં, એમ સૌને આશ્ચર્યચકિત કરતા તે ચીની તરુણોની શોધમાં ભટકતા. દેશવટો ભોગવતા દુનિયાના ગમે તે ભાગમાં રહેતા ચીનભક્તો અને ચીન-માતાની વચ્ચે તે એક સાંકળસમા હતા. તેમણે તેમને બધાને સાંકળી રાખ્યા, અને એક જબરદસ્ત, આખી દુનિયામાં પથરાયેલું ચીના વિપ્લવવાદીઓનું લશ્કર બનાવ્યું. તેમાંથી બહાર ભટકતા માણસોનું કામ ફાળો એકઠું કરવાનું, ચીનમાં રહેલાઓનું કામ વિલ્પવનો આતશ પ્રગટાવવાનું અને જુવાનોનાં મંડળ સ્થાપવાનું, એમ યોજના ઘડી આખરી લડાઇ લઢી લેવાના નિશ્ચયથી જોસભેર કામ ચાલ્યું.

પોતાના માથા ઉપર, કેટલીયે વખત, લાખોનું ઇનામ લટકતું લઇને, અને જાસુસો તથા બાતમીદારોની કરડી નજર ચૂકાવીને ડૉ. સેન મજુરના, માછીમારના કે અભણ ખેડુતના લેબાસમાં એકાએક ચીનમાં દેખા દેતા અને ગામે ગામ તથા ગામડે ગામડે વિપ્લવનો સંદેશ પહોં-

ચડાવતા, નવાં નવાં વિપ્લવમંડળો સ્થાપતા અને તેને માટે પૈસા ઉઘરાવતા.

× × ×

ઘણી વખત, રાત્રિના ભયાનક અંધારામાં ગામથી દૂર દૂરના કોઇ દેવાલયમાં કોણ જાણે કેમ, કયારે અને કોની મારફત પહોંચેલા સરદારના હુકમને તાબે થઇને જુવાનોની ટોળી જમા થતી. મધ્યરાત્રિએ એક માણસ કોણ જાણે કયાંથી એ દેવાલયમાં આવીને હાજર થતો. અર્ધો દેખાય અને અર્ધો ન દેખાય એવી રીતે રહી, ત્રણ–ચાર કલાક સુધી, વશ કરી લે એવે સૂરે કંઇક ઉપદેશ આપતો અને પાછો અદશ્ય થઇ જતો. વર્ષો સુધી વિપ્લવ–મંડળોનું કામ એ રીતે ચાલ્યું. પકડાય તો ભયંકરમાં ભયંકર રીબામણીઓ સહીને મરવું પડે, એવું જોખમ નિરંતર માથે ઝઝુમતું; છતાં અસંખ્ય યુવાનો સેનની આજ્ઞાએ, તે જ્યાં કહે ત્યાં હાજર થતા; અને સેન પણ જાણે મૃત્યુને હથેળીમાં લઇને ખેલતો હોય તેમ માથામાટે લાખ્ખોનાં ઇનામ બોલાતાં હોય તોયે, એમ ચોરના માથાની જેમ રાતની રાત ભમતો.

૧૮૯૬માં કેંટોનમાંથી પહેલી વખત નાસ્યા પછી, ડૉ. સેન લંડનમાં પકડાયા. સેન અમેરિકાથી લંડનમાં આવ્યા છે, એવી જાસુસોને ખબર પડતાંજ તેમણે ચીનના એલચીને તરતજ એ ખબર પહોંચાડયા અને તેણે બે ચીનાઓને ડૉ. સેનને પકડવા મોકલ્યા. સેન પકડાઇ ગયા. તેમને એક કોટડીમાં પૂરવામાં આવ્યા અને તેમના ઉપર સખ્ત જાપ્તો મૂકવામાં આવ્યો.

તેમની ગિરફતારી ખાનગી રાખવામાં આવી. ડૉ. સેન કોઇને પણ મળી શકે નહિ એવી વ્યવસ્થા મૂકાઇ. ચૂપચાપ સેનને ચીન જતી સ્ટીમર ઉપર ચઢાવી દેવા અને ચીન પહોંચાડી સરકારને સોંપી દેવા, એટલે સરકાર મરજી પ્રમાણે શિક્ષા કરે એવી ચીનના એલચીની ધારણા હતી.

મૃત્યુના જડબામાં ઉભા રહીને સેને છૂટવાના મરણીઆ પ્રયત્નો કરવા માંડયા. મિત્રોને પોતાના પકડાયાના સમાચારનો એકજ શબ્દ પહોંચાડવાને તેમણે આકાશ અને અવની એક કર્યાં. તેણે તેના ઉપર પહેરો ભરતા પહેરેગીરો મારફત મિત્રોને ચિઠ્ઠી પહોંચાડવા પ્રયાસ કર્યો; પણ પહેરેગીરે તે એલચીને આપી દીધી. આથી જાપ્તો સખ્ત થયો.

તેણે સિક્કાઓ સાથે બાંધીને, તેમની કોટડીની સળિયાવાળી બારીઓમાંથી બહાર ચિઠ્ઠીઓ ફેંકવા માંડી; પણ તે મકાનના ચોગાનમાં પડતી. છેવટે તેમણે એક નોકરને ફોડયો અને તેની મારફત, પોતાના એક વખતના શિક્ષક અને પછીના દિલોજાન દોસ્ત ડૉ. જેમ્સને આ ખબર પહોંચાડી.

ડૉ. જેમ્સે, સેનને છોડાવવાની તૈયારીઓ એકદમ આદરી. ચીન જનારૂં જહાજ બારામાં આવી ગયું હતું અને થોડા દિવસમાં ઉપડવાનું હતું; એટલે દરેક પળની તેને કિંમત હતી. તે છાપાંઓની ઑફિસે દોડયો, પરદેશ ખાતાના પ્રધાનને મળ્યો; પણ વાત એટલી વિચિત્ર હતી કે, પ્રથમ તો સૌ કોઈ તે માનવાનેજ તૈયાર થતું નહિ. છેવટે તપાસ શરૂ થઈ. પ્રથમ તો ચીનના એલચીએ સેનના સંબંધમાં સાવ અજ્ઞાન બતાવ્યું; પણ જ્યારે તે ન ચાલ્યું, ત્યારે 'સેન સાવ પોતાની ઇચ્છાપૂર્વક આવેલા અને તે ચીનમાંથી રાજદ્રોહનો ગુન્હો કરી નાસી ગયા હોવાથી પકડવામાં આવ્યા છે' એમ કહેવા માંડયું; પણ પરદેશ ખાતાએ તે સ્વીકારવાની સાફ ના પાડી. લંડનનાં પત્રોએ જબરો શોર કરી મૂકયો અને ડૉ. સેન બાર દિવસનો કારાવાસ ભોગવી છૂટા થયા.

× × ×

આવી રીતે છૂટકારો મેળવ્યાના અનેક પ્રસંગો ડૉ. સેનના જીવનમાં બન્યા છે. એક વખત તે નાની હોડીમાં છુપાઇને રહેતા હતા, ત્યારે પાંચહજાર ડોલરનું ઇનામ લેવા એક માણસ તેમને પકડવા આવ્યો. ડૉ. સેને તેની સાથે મીઠાશથી વાત કરી. પેલો માણસ તેમના ચરણમાં પડયો.

આવા પરાક્રમશીલ અને પ્રતાપી પુરુષે એશિયાના પ્રથમ પ્રજાસત્તાકની સ્થાપના કરી. આજે અને યુગોસુધી એ વીરના ભવ્ય જીવનમાંથી એશિયાના યુવકો દેશભક્તિની પ્રેરણા પામી, ડૉ. સેનને પગલે ચાલી, માતૃસેવાની ધૂન મચાવો અને એશિયાને ઉજ્જવળ બનાવો.

('સૌરાષ્ટ્ર' તા. ૨૩–૫–૨૫ તથા ૩૦–૫–૨૫ ના અંકમાંથી.)

# ૧૬—એક મહાન જાપાનીસની જીવનરેખા

ટોકિયોમાં રેઇનાઝકામાં એક સાદા ઘરમાં તે જબરદસ્ત બહાદુર અને જુની શૈલીનો માણસ રહે છે. તેના મોઢા ઉપર સફેદ દાઢી ઉગી ગઇ છે અને માથાના ઝુલતા લાંબા વાળોમાંથી તેની કાળી આંખો તગતગે છે. તેનું નામ મીટસુરૂ ટોયામા છે. ઘણા પરદેશીઓ તેનાથી અજાણ છે; કારણ કે તે પોતાને પ્રકાશમાં લાવવાની દરકાર કરતો નથી. તે નિર્જન સ્થાનમાં રહે છે અને જાહેરમાં તો ક્વચિતજ આવે છે; છતાં પણ દરેક જાપાનીસ ઘરમાં તેનું નામ જાણીતું છે. તેના પ્રભાવનો પડછો સાધારણ મજુરથી તે મોટા અધિકારી ઉપર પડે છે.

આ મીટસુરૂ ટોયામાને આધુનિક રોબીન હુડ કહીએ તો કંઇ ખોટું નહિ; કારણ કે તેના તાબામાં બહાદૂર નરોનું એક મોટું લશ્કર છે. જાપાનીસ પરિભાષામાં તે લોકોના ટોળાને જે વ્યાખ્યા આપવામાં આવી છે તેનો અર્થ એ થાય છે કે, તેઓ બહાદૂર, માયાળુ અને ઇન્સાફને ચાહનારા છે. આ ટોળી હમેશાં હિંસાનોજ માર્ગ ઉપદેશે છે અને પોતાને એમ લાગે કે, દયા અને ન્યાયની વિરુદ્ધ રાજ્યના અમુક અમુક કાયદાઓ છે તો તે કાયદાઓને પગ તળે છુંદી નાખતાં તેઓ જરા પણ અચકાતા નથી. ટોયામા તેનો સરદાર છે અને તેના મુખમાંથી એક શબ્દ પડયો કે તેનો અમલ કરતાં તેના સાથીઓ ગમે તેવી મુસ્કેલીઓ હોય છતાં ડરતા નથી. જાપાનીસ પ્રજા તેનાથી જેટલી બ્હીએ છે તેટલી કોઇ બીજાથી બીતી નથી, તેનું કારણ એ નથી કે તે બળવાન છે. જો કે તેને ૭૦ વર્ષ થયાં છે, પરંતુ તેના સાત્વિક વ્યકિતત્વનો પ્રભાવ એટલો બધો જાપાનીસ જનસમાજ ઉપર છે તેથી એ જ્યારે બોલે છે ત્યારે તેના સાંભળનારાઓ ઉપર રાજ્યપ્રત્યે અને દેશપ્રત્યે એક અજબ જાતની છાપ પડે છે અને તે દેશપ્રેમની.

## તેનો જન્મ

ટોયામાનો જન્મ ફુકુઓકામાં કયુશ્યુમાં થયો છે અને તેને બધા જેનયોશા કલબના—અર્થાત્ ઉપર કહેલી ટોળીના સરદારતરીકે ઓળખે છે. આ ટોળી પ્રથમ જાહેરમાં એવી રીતે આવી કે, માર્કિવસ ઓકુમાના એક કૃત્યથી આ ટોળીના એક સભ્યને ગુસ્સો ચઢયો અને તેથી તેણે તે માર્કિવસ ઉપર બૉમ્બથી હુમલો કર્યો. ટોયામાની સરદારી નીચે આ ટોળીનો દરેકે દરેક સભ્ય કોઇ અજબ દેશદાઝની લાગણીથી ઉશ્કેરાયેલો હોય છે અને ટોયામાનો હુકમ થયો કે દેશને માટે આ કૃત્ય કરવું વ્યાજબી છે તો પછી ખૂન, લૂંટ અને ગમે તેવા કાયદાઓનો પણ ભંગ કરતાં તેઓ અચકાતા નથી. ઘણો વખત થયાં ટોયામા આ ટોળીનો પ્રેસિડંટ હતો અને હમણાંજ વૃદ્ધાવસ્થાને લીધે તેણે તે પ્રમુખપદનું રાજીનામું આપ્યું છે અને પોતાની જગ્યાએ પોતાના એક વિશ્વાસુ માણસને નીમેલો છે; છતાં હજી કોઈ પણ કાર્ય તેના હુકમવગર થઇ શકતું નથી.

ટોયામાની જીંદગીનું વૃત્તાંત એટલે બહાદુરીનાં કાર્યોની એક લાંબી હારમાળા. એ હમેશાં નિર્બળ અને ગરીબનો બેલી થાય; અને દેશનાં છેલ્લાં ૩૦ વર્ષની રાજકારણની જબરી ઉથલ-પાથલોમાં પણ મુખ્ય હાથ તેનો હોયજ. બીજા દેશોના દેશપાર કરેલા દેશભકતોને તેનું રહેઠાણ હમેશાં આશ્રય આપતું. ડૉકટર સુન–યાટ–સેન એક વખતે તેનો મહેમાન થયેલો અને ચાઇનામાં પ્રજાસત્તાક રાજ્યની શરૂઆત પહેલાં ચાઇનીસ વિપ્લવવાદીઓ તેનાજ ઘરમાં મન્ચુ રાજ્યને ઉથ-લાવી પાડવાની બધી પેરવીઓ કરતા. હિંદના વિપ્લવવાદીઓ જેઓ સંસ્થાનો સામે કંઇ કાવત્રાં કરી રહ્યા હતા અને જ્યારે જાપાનીસ તથા હિંદી સરકાર બન્ને તેમને પકડવાની કોશીશો કરતી હતી, ત્યારે પણ તેમને ટોયામાના રહેઠાણમાં આશ્રય મળ્યો હતો.

## ‘ તમે રાજીનામું આપો. ’

દશ વર્ષ ઉપર જ્યારે ‘યામો મોટો’ કેબીનેટ હસ્તીમાં આવી, ત્યારે તે સરકાર અમુક દરિયાઇ લશ્કરના ગોટાળામાં ફસાઈ ગઇ હતી. જાહેરપ્રજા અનેક વાર વડા પ્રધાનને રાજીનામું આપવા કહી ચૂકી; પરંતુ વડા પ્રધાને સાફ ‘ના’ પાડી. મોટા મોટા દરિયાઇ અમલદારોએ લાંચ લીધાનાં ભોપાળાં બહાર આવ્યાં અને તેમને રૂખસદ મળી તથા મોટી સજાઓ થઇ. આમ છતાં વડો પ્રધાન

તો અડગજ રહ્યો અને એવો કટોકટીનો વખત આવી પહોંચ્યો કે આખા જાપાનમાં બળવો ફાટી નીકળવાની ધાસ્તી ઉભી થઇ; પણ વડા પ્રધાનને કોઇ તેના નિશ્ચયમાંથી ડગાવી શક્યું નહિ.

ટોયામા જે વખતે જે માટે રાહ જોઇ રહ્યો હતો તે આવી પહોંચ્યો. પોતાને ઘેરથી નીકળી તે સીધો વડા પ્રધાનને ઘેર ગયો અને તેને કહ્યું "મેં કદી એવું ધાર્યુંજ નથી કે, તમે ગુન્હેગાર છો; છતાં નામદાર શહેનશાહની શાંતિમાટે તથા લોકોની લાગણી હદ ઉપરાંત ઉશ્કેરાઇ ગઇ છે તે માટે અને દેશની શાંતિમાટે હું ઇચ્છું છું કે, તમે રાજીનામું આપો."

બસ, આટલું પૂરતું હતું. બીજેજ દિવસે પોતાનું નવું પ્રધાનમંડળ રચ્યું.

## હિંદી વિપ્લવવાદીઓ

૧૯૧૬ માં ઠાકુર અને ગુપ્તા નામના બે હિંદી વિપ્લવવાદીઓ સંસ્થાનો સામે કંઇ કાવત્રાં કરવા જાપાન ગયા. આગળ તેઓને હાર મળેલી, પણ તેઓએ ધાર્યું કે, જો તેઓ જાપાન જશે તો કંઇ પણ વિઘ્નોવગર તેઓ તે કામ કરી શકશે; પણ તેઓની તે ધારણા ભૂલભરેલી હતી; કારણકે તે વખતે યૂરોપીય મહાયુદ્ધ ચાલતું હતું, જાપાન તે વખતે જર્મની સામે મિત્રરાજ્યોને મદદ કરી રહ્યું હતું. જાપાનીસ પોલીસે આ બંને હિંદીઓને ઓળખી કાઢ્યા અને તેમને તાકીદ કરી કે, તે લોકોએ તરતજ બીજી સ્ટીમરમાં શેંગાઇ જવું, જ્યાં બ્રિટિશ પોલીસ તેમને તરતજ પકડી શકે. આ હિંદીઓએ તે પોલીસ અમલદારને વિનવણી કરી કે, અમને થોડા દિવસ મહેરબાની કરી રહેવા દો અને અમે બીજી કોઇ સ્ટીમરમાં અમેરિકા જઇશું, પણ જાપાનીસ પોલીસે તેમની આ વિનવણી ગણકારી નહિ.

ટોયામાએ આ વાત સાંભળી અને આ બંને હિંદીઓને પોતાને ઘેર બોલાવ્યા. તેણે આ બંનેને પૂછ્યું કે, તેઓને જર્મનીની આમાં કંઈ ખાનગી મદદ હતી કે કેમ? આ બંને જણે સાફ 'ના' પાડી; અને કહ્યું કે, અમને પરાણે હિંદ છોડવાની ફરજ પડી છે અને અમે તો વિપ્લવવાદીઓ છીએ તથા અમારો ઇરાદો મિત્રરાજ્યોને કંઈ પણ નુકસાન કરવાનો નથી. આથી ટોયામાને સંતોષ થયો અને તેમને પોતાને ઘેર ઉતારો આપ્યો. બીજેજ દિવસે ડીટેકટીવો ટોયામાને ઘેર આવ્યા અને ગુસ્સામાં ટોયામાને આ બંને હિંદીઓને સોંપી દેવા કહ્યું. ટોયામાએ કહ્યું "તેઓ ગઈ રાત્રે પાછા ચાલ્યા ગયા છે. તમારે જોઇએ તેટલો વખત લઇને મારૂં આખું ઘર તપાસી લ્યો." ટોયામાનું કથન સાચું માનીને પોલીસ ત્યાંથી ચાલી ગઇ, અને આજ દિવસસુધી કોઈ નથી જાણતું કે, તે બંને હિંદીઓનું પછી શું થયું?

થોડાં વર્ષ ઉપર પાટવી કુંવરનું વેશવાળ નાગાકો નામની રાજકન્યાની સાથે થયાનું જાહેર થયું હતું; પણ એવી વાતો સંભળાતી હતી કે, કોઇ એક મોટો સભ્ય આથી નારાજ છે અને આથી મામલો ગંભીર થાય એવી આગાહી થતી હતી. એક દિવસ જ્યારે જાહેર લાગણી બહુજ ઉશ્કેરાયલી હતી, ત્યારે એક જાપાનીસ અમલદાર ટોયામાને ઘેર ગયો અને મદદમાટે માગણી કરી. ટોયામા આથી તે સભ્યને ઘેર ગયો અને કહ્યું કે, આ તમારી હિલચાલ ગેરવ્યાજબી છે અને હું કહું છું તે છતાં તમે હઠ કરશો તો તમારો જાન જોખમમાં છે, એમ ખચિત માનવું. બીજેજ દિવસથી બધું શાંત પડી ગયું. જાપાનમાં સૌ કોઇ આ વાત જાણે છે; પણ થોડાજ જાણે છે કે, ટોયામાએ આમાં કેવો ભાગ ભજવ્યો હતો.

ટોયામાની ઉદારતા તેમજ પોતાની જાન પાછળ તે કેટલો બધો બેદરકાર છે, તે નીચેની વાત ઉપરથી જણાશે. થોડાં વર્ષો ઉપર તેની માલીકીની એક કોલસાની ખાણ તેણે એક લાખ પાઉંડ લઇને વેચી નાખી અને તેના પૈસા-દરેક દશ-યેનની નોટોનું બંડલ-તેણે ઘેર લાવી સાધારણ પેટીના ખાનામાં મૂક્યું અને તેને ચાવી દેવાની પણ દરકાર કરી નહિ. જ્યારે કોઇક ગરીબ કે મુશ્કેલીમાં આવી પડેલ માણસ તેની પાસે મદદ માગવા આવે, ત્યારે ટોયામા તેને પૂછે કે "કેટલું જાડું?" પછી પેલો આ પ્રશ્ન ન સમજ્યો હોય એટલે હસીને તેને સમજાવે કે, એક કવરમાં દસ-યેનની નોટો મૂકીને તે કવર કેટલું જાડું થાય તેવું તમારે જોઇએ છે? એક દિવસ તેના એક અનુયાયીને ફીકર પડી કે, આ રીતે ટોયામા ઉદારતા દેખાડયા કરશે તો તેની તીજોરીનું તળિયું વહેલું આવશે. તેથી તેણે ટોયામાને પૂછ્યું કે, પેલા એક લાખમાંથી હવે કેટલા બાકી છે? ટોયામાએ જવાબ આપ્યો કે "મને કંઇ ખબર નથી. તમે પોતેજ પેલા ખાનામાં જોઇ લ્યો." પેલાએ પેટીમાં જોયું તો લગભગ બધું ખલાસ થઇ ગયું હતું.

### વીરત્વની વાત

તેના અસાધારણ વીરત્વની એક વાત છે. જ્યારે તે સાવ જુવાન હતો, ત્યારે તેણે પોતાના સાથીની એક વખત કંઇ મશ્કરી કરી અને પેલો ચીઢાયો. બધાઓએ એકઠા થઇ વિચાર કર્યો કે, ટોયામાને ખૂબ માર મારવો અને જો ટોયામા સામો થાય તો વખત આવ્યે પૂરો પણ કરવો. આવો વિચાર કરી તે બધા જમૈયાઓ અને લાકડીઓ લઇ રાતના ટોયામા સૂતો હતો ત્યાં છાનામાના દાખલ થયા. ટોયામાને આ કાવત્રાની ખબર પડી ગયેલી, તેથી તે સાવ નવસ્ત્રો થઇને બે ખુલ્લી તરવારો સાથે લડવાને તૈયાર થઇ રહેલો. ટોયામાએ આ લોકોના આવવાની રાહ ઘણી જોઇ, પણ તે લોકો ત્યાંસુધી આવેલા નહિ એટલે થોડા આરામ લેવા ખાતર તે જમીન ઉપર લાંબો થઇને સૂતો અને થોડી વારમાં ઘસઘસાટ ઉંઘી ગયો. જ્યારે પેલા લોકો આવ્યા અને પોતાના સરદારને આવી હાલતમાં જોયો, ત્યારે તેઓ તેની હિંમતમાટે વાહ વાહ કરીને જે રીતે આવ્યા હતા તે રીતેજ તેને ઉઠાડયા વગરજ પાછા ચાલ્યા ગયા.

આ ટોયામા અત્યારે જાપાનીસ ઇતિહાસમાં એક બહુજ અસાધારણ વ્યક્તિ છે. તેનો પ્રભાવ એવો છે કે, તેને જે જે ઓળખે છે તેનાથી તેને ચહાયાવગર રહેવાતું નથી; અને ટોકિયોમાં એવો કોઇ જુવાન નહિ હોય કે જે ટોયામાની ટોળીનો સભ્ય નહિ હોય.

("હિંદુસ્થાન" તા. ૧૯-૪-૧૯૨૪ના અંકમાં અનુવાદકઃ—**અમુલખરાય પ. સૈયા.**)

## ૧૭—સંદેશનો સંદેશો

(રાગ-આટલો સંદેશો મ્હારા સદ્ગુરૂને કહેજો.)

આટલો સંદેશો ગરવા ગુજરાતને કહેજો, નવલા વહાણે તો નર થઈ રહેજો—આટલો સંદેશો૦
ધર્મ આચાર નીતિ નેવે છે મૂક્યાં, ભૂલ્યા પ્રભુને તે પંથે વહેજો. ,, સંદેશો૦
ફેશનમાં ફૂલ્યા ડૂલી વિદેશીના વાયરે, જગ્યા જરી પ્રાચીનતાને દેજો. ,, સંદેશો૦
ગૌહર,બીજલી,મુન્નીને સાંભળી રાચ્યા, મીરાં(નરસિંહ)ભજનના લ્હાવ લેજો. ,, સંદેશો૦
યૂરપ પેરિસ લંડન પ્રવાસે ધરાયા ? તીર્થભૂમિની ભાળ લેજો. ,, સંદેશો૦
કર્મયોગ સાધના ને તત્ત્વજ્ઞાન ચૂક્યા, અધ્યાત્મવિદ્યા સાધી લેજો. ,, સંદેશો૦
પૃથુ ને પ્રતાપ જાતાં સ્વાતંત્ર્ય સળગ્યાં, શિવાજીનાં સોણાં સમરી લેજો. ,, સંદેશો૦
કારીગરી કળા ને ઉદ્યોગ ચાલ્યાં, કૃષિ બાકી છે તે સાચવી લેજો. ,, સંદેશો૦
આખડી ભેંસોના દૂધે ગોરસ જામેલાં, સંચા હૉટલથી છેટા રહેજો. ,, સંદેશો૦
રૅનૉલ્ડઝ મીલ્ટન વાંચ્યા, ગીતા—યોગ ભૂલ્યા છો, કાલિદાસ માઘનેયે જોજો. ,, સંદેશો૦
લક્ષ્મીને લાડી વાડી સર્વસ્વ માનો, ગરીબોને દાદ જરા દેજો. ,, સંદેશો૦
મિષ્ટાન્ન ખાતાં ને હીરચીર ધારો તો—ભૂખ્યો નગ્ન ભાંડુ હૃદયે રહેજો. ,, સંદેશો૦
મોટરે મ્હાલો ટાઈ કૉલરે મ્હાઈ, અપંગ થથરતાં યાદી લેજો. ,, સંદેશો૦
ગાન તાન ગુલ્તાને—પત્નીના પ્રેમ માંહે, વિધવાની હાય કાને દેજો. ,, સંદેશો૦
મીલના માલેક મોટા મજુરો ન ભૂલશોજી, ગરીબોય માનવ છે તે જોજો. ,, સંદેશો૦
ત્યાગી સાચાઓ જાગો—ધર્મ લૂંટાય છેજી, સાધુઓ તીર્થ ડૂલે છે જો. ,, સંદેશો૦
લીલુડી કુંજાર વાડી ગુર્જરી ભેલાણી, એના રસમાળી બની લેજો. ,, સંદેશો૦
ગુર્જર વીરોના વંશજ પામર પાક્યા, પાછા નરવીર બની રહેજો ,, સંદેશો૦
અમે ગુજરાતી કહેતાં છાતી ફુલાતી, 'ગાંડુ ગુજરાતી'—કહે. નવ સહેશો. ,, સંદેશો૦
રામાવતાર જાતાં જ્યોર્જાવતાર ઉગ્યો, એની મોજોએ ચાખી લેજો. ,, સંદેશો૦
કસરત સંયમ સ્થાને દવાઓ જીવાડે, એને ત્યાગી વીરતામાં વહેજો. ,, સંદેશો૦
નવલ પ્રભાતે ઝીલો આટલો સંદેશડો આ, હતું તે ગુજરાત કરી દેજો. ,, સંદેશો૦
શ્રી શારદા ને શાંતિ સંપ સૌભાગ્ય વરસો, મણિમય સંદેશ અક્ષય રહેજો. ,, સંદેશો૦

("સંદેશ' ૧૯૮૩ના દીપોત્સવી અંકમાં લેખકઃ—"પાદરાકર")

# ૧૮–વિષમ જ્વર ઉપર એક સર્વોપયોગી ઉકાળો

ગઇ સાલે અતિવૃષ્ટિથી ઘણું ઘણી ઘરો પડી જઇ જનસમાજની પાયમાલી થઇ છે. ચાલુ સાલમાં પણ વળી રોગચાળાને લીધે ગુજરાતનાં નાનાં-મોટાં ગામોમાં મેલેરીઆ તાવ-(આયુર્વેદમાં જેને વિષમ જ્વરો કહે છે તેના)થી લોકો ઘણાજ પીડાય છે. લોકોમાં દવાનું સાધન દરેકને મળી શકતું નથી. આવા સંયોગોમાં જૂની પદ્ધતિનું ઔષધ ક્વાથ (ઉકાળો) નીચે પ્રમાણેનો જનસમાજને વાપરવા અમારી ભલામણ છે ને નાનાં નાનાં ગામડાંમાં તો કોઈ કોઇને પાણી પાનારા પણ નથી તેવી સ્થિતિ ચાલુ છે; તો આશા છે કે, ગામોના આગેવાનો પોતાનાં ગામોની પ્રજામાટે નીચે બતાવેલ ઉકાળો બનાવી દરેક મોટા માણસને દિવસમાં ત્રણ વાર થઇ ૧ ઔંસ ને નાનાં બચ્ચાંને ાા ઔંસ ત્રણ વાર થઇ આપશે. દવા ઓછા-વત્તા પ્રમાણમાં લેવાથી કાંઇ વિરુદ્ધ પરિણામ આવશેજ નહિ ને સરળતા સાથે સસ્તાપણાનો લાભ પ્રજા લેશે.

ક્વાથ-(ઉકાળો) નીચે પ્રમાણે છેઃ-

દરેક નાનાં ગામમાં લીમડાનો છોડ તો હોય છે. તેવા લીમડાની અંતરછાલ શેર ૧, કરીઆતું શેર ૧, ઈંદ્રજવ શેર ૧, જેઠીમધ શેર ૧, ભારંગમૂળ શેર ૧; ઉપર પ્રમાણે ૫ શેર વસ્તુઓ લઇ, ૧ મણ પાણી મૂકી બરાબર ાા મણ પાણી રહે ત્યારે ઉતારી જાડું કપડું બેવડું કરી તે ઉકાળો ગાળી લેવો ને બાટલા કે બરણીઓમાં ભરી રાખવો તથા દરેક દરદીને છુટથી વિનામૂલ્યે આપવો.

આ ઉકાળાથી તાવ સાથે થોડાઘણા પ્રમાણમાં ખાંસી હશે તે પણ મટશે ને જનસમાજને વૈદ્યો-ડૉકટરોનાં મોટાં બીલોથી બચવામાં આ ક્વાથ સંપૂર્ણ મદદગાર થશે.

("ગુજરાતી" તા. ૨૦-૧૧-૧૯૨૭ના અંકમાં લેખકઃ-વૈદ્ય ચુનીલાલ રેવાશંકર વડોદરા.)

# ૧૯-ટોપીવાળાને શીદ મોકલ્યો !

## (એક કાઠિયાવાડી લોકગીત)

[ કાઠિયાવાડનાં લોકગીતોના સાહિત્યમાં રઘુવીરને અરજ કરતું એક લોકગીત ગ્રામ્ય સુંદરીઓ મીઠા હલકથી ગાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોએ પોતપોતાનાં સાધનો આ યુગમાં ગુમાવ્યાં છે, એ સર્વને લગતી ભાવના સાદી લોકભાષામાં પણ આકર્ષક ઢાળથી જ્યારે ગવાય છે, ત્યારે સાંભળનાર એ ઘડી થંભી જાય છે.]

રઘુવીર ! ટોપીવાળાને શીદ મોકલ્યો.

તારા બ્રાહ્મણ જોશીડા ભાગી ગયા રે, એનાં ટીપણાં તણાયાં જાય રેઃ
રઘુવીર ! ટોપીવાળાને શીદ મોકલ્યો !
તારા રજપૂત બાપુ સૌ ભાગી ગયા રે, એનાં ખાંડાં તણાતાં જાય રેઃ
રઘુવીર ! ટોપીવાળાને શીદ મોકલ્યો !
તારા વાણીયા વેપારી ભાગી ગયા રે, એનાં લેખાં તણાતાં જાય રેઃ
રઘુવીર ! ટોપીવાળાને શીદ મોકલ્યો !
તારા ઢેઢું વણકરીયા ભાગી ગયા રે, એની સાળું તણાતી જાય રેઃ
રઘુવીર ! ટોપીવાળાને શીદ મોકલ્યો !
તારા કણબી લાખેણા ભાગી ગયા રે, એની ધોંસરી તણાતી જાય રેઃ
રઘુવીર ! ટોપીવાળાને શીદ મોકલ્યો !
તારા આયર ખીમાણંદ ભાગી ગયા રે, એની ધાબળી તણાતી જાય રેઃ
રઘુવીર ! ટોપીવાળાને શીદ મોકલ્યો !

("મુંબઈ સમાચાર" સં. ૧૯૮૩ ના દીપોત્સવી અંકમાં સંપાદક-ગોકળદાસ દ્વારકાંદાસ રાયચુરા.)

# ૨૦—નેતાઓં કે સંદેશ

**એમ૦ કે૦ ગાંધી**—ભારતવાસી બિનાતપસ્યા કે હી સ્વરાજ્ય પ્રાપ્ત કરને કી કલ્પના કરતે હૈં; પરંતુ સ્વરાજ્ય સભી સાંસારિક વસ્તુઓં સે મહંગી ચીજ હૈ. ઉસકે લિયે હમેં એક બાર અપના સર્વસ્વ બલિદાન કર દેના હોગા. વિદેશી કપડે કા વ્યાપાર ભારતવાસિયોં કે જર્જર શરીર કા રક્ત શોષણ કર રહા હૈ. ઉસસે છુટકારા પાને કે લિયે હમેં સૂત કાતના ઔર ખદ્દર ધારણ કરના હોગા.

**મદનમોહન માલવીય**—હમેં માલૂમ નહીં હો રહા હૈ, પરંતુ શીઘ્ર હી હમ ઇસ બાત કો અનુભવ કરેંગે કિ હિંદુજાતિ ક્રાંતિ કે પથ પર આરૂઢ હૈ. હિંદુસમાજ મેં ક્રાંતિ હોને સે હી એક બાર સમસ્ત દેશ મેં ક્રાંતિ હોગી. એક હજાર બરસ સે પડી સોતી હુઇ હિંદુજાતિ અબ ઔર અધિક દિન તક નહીં સો સકતી. પ્રભાતકાલીન સૂર્યોદય હો રહા હૈ, ઉસીકે પ્રકાશ મેં હમ ભારત કી વિજયલક્ષ્મી કે દર્શન કરેંગે.

**મોતીલાલ નેહરૂ**—નવયુવક દેશ કે ધન હૈં. ભારતમાતા કા આશા–ભરોસા ભી ઉન્હીં પર હૈં. ભારત મેં ભી અબ વહ સમય આ ગયા હૈ, જબ કિ ભારતમાતા કે સપૂતોં કો અપની જનની જન્મભૂમિ કે ઉદ્ધાર કે લિયે માતૃભૂમિ કી વિજયપતાકા હાથ મેં લે કર આગે બઢના હોગા. નવયુવકો! દેખતે કયા હો? આગે બઢો.

**લાજપતરાય**—મેં અભી યોરોપ સે ફિર લૌટા હૂં. મેરી ઇસસે પહલી યાત્રા મેં મૈં દેખતા થા કિ વિદેશી લોગ ભારત કી સ્વાધીનતાપ્રાપ્તિ કે આંદોલન કી બાતેં જાનને કે લિયે ઉત્સુક દિખાઇ દેતે થે; પરંતુ હમારે ગૃહ–કલહ ને હમેં ફિર 'પુનર્મૂષિકો ભવ' બના દિયા હૈ. સંસાર આજ ફિર હમસે ઉદાસીન હૈ. હિંદુસ્થાન કે અધિક પ્રિય પુત્ર હિંદુ હૈ. અપની માતૃભૂમિ કે ઉદ્ધાર કા ભાર ભી ઉન્હી પર હૈ. હિંદુઓં કો હી સબ વિઘ્નબાધાઓં કો હટાકર ચાહે જીસ તરહ સે હો જન્મભૂમિ કે લિયે આત્મોત્સર્ગ કરના હોગા.

**એસ૦ સકલાતવાલા**—મુઝે સંસાર કી બર્તમાન રાજનીતિ કા જો કુછ થોડા બહુત અનુભવ હૈ, ઉસીકે આધાર પર મૈં કહતા હૂં કિ ભારતવાસી જબ તક મજૂરોં ઔર કિસાનોં કા સંગઠન ન કરેંગે, તબ તક ભારત કા કલ્યાણ નહીં હો સકતા. ઇંગ્લૈંડ કી કોઇ પાર્ટી ભી બિનાયોગ્યતા દિખાયે સ્વરાજ્ય નહીં દેગી. દેશ કે જો નવયુવક માતૃભૂમિ કે પારતંત્ર્યદુઃખ કો અનુભવ કરતે હૈં, વે પૈસે ઔર વિલાસિતા કા મોહ છોડ કર કિસાનોં ઔર મજૂરોં મેં જા મિલ ઔર અપને ત્યાગ તથા સચ્ચરિત્રતા એવં દેશપ્રેમ પર ઉનકો મોહિત કર કે ક્રાંતિ કે લિયે તૈયાર કરેં, તભી મેરી માતૃભૂમિ સ્વાધીન હો સકતી હૈ. બિનાતૈયારી કે યદિ સ્વરાજ્ય મિલ ભી જાય તો ભારતવાસી ઉસકી રક્ષા ન કર સકેંગે.

**સરોજિની નાયડુ**—હમ અપની દેવભૂમિ કે સમાન માતૃભૂમિ કો અપની ઇન ધાર્મિક અસહિષ્ણુતાઓં સે નરકભૂમિ બનાને લગ રહે હૈં. હમારા ધાર્મિક ઉન્માદ, હમારી યહ અસહિષ્ણુતા, હમેં પીછે ઢકેલ રહી હૈ. હમ ધર્મ કી રક્ષા કે બહાને એક–દૂસરે કો કત્લ કર રહે હૈં ઔર માતૃભૂમિ કી પરતંત્રતા કી બેડિયોં કો ઔર ભી મજબૂત કર રહે હૈં. હમારા પાગલપન સીમા કા ઉલ્લંઘન કરતા જા રહા હૈ. હરએક દેશહિતૈષી કો ઇસે દૂર કરને કી યથાસાધ્ય ચેષ્ટા કરની ચાહિયે.

**શકિમ–હસન નિઝામી**—હરએક કૌમ કે અખબારાત અપને અખબાર કી બિક્રી ઔર શુહરત કે લિયે ઐસે મજામીન લિખતે હૈં જીનસે એક કૌમ કો દૂસરી કૌમ કે ખિલાફ જોશ પૈદા હોતા હૈ. મગર યહ અખબારોં કે એડીટરોં કી નાકાબલિયત હૈ. અગર યે યોગ્ય હોં તો ઝગડા બઢાને કે મજામીન કે અલાવા ભી અચ્છા મજામીન કે જરિયે અપને અખબારાતકોં તરક્કી દે સકતે હૈં. જાહિરા મેં હિંદુમુસલમાનોં કે ઝગડે, શુદ્ધિ ઔર તબ્લીગ કી બજાસે હૈં. મગર દરહકીકત મેં તાલીમયાફતા લીડરોં કા ઝગડા હૈ, જો અપની અપની કૌમ મેં અપના રસૂખ બઢાને કે લિયે ઝગડે કરાતે હૈં. મેરે ખ્યાલ મેં યે ઝગડે બરાબર હોતે રહેંગે, જબતક હિંદુ–મુસલમાન પબ્લિક મેં ઐસે આદમી

પૈદા ન હોં જો ઝગડે કરાનેવાલે લીડરોં કા બાયકાટ કર દેં. બસ, ઇતના હી મૈં આપકે દિવાલી નમ્બર કે લિયે લિખ સકતા હૂં.

**વિનાયક સાવરકર**—વહ યુગ ચલા ગયા, જબ ભૂલ યા ભ્રમ સે કોઇ હિંદુ-મુસલમાન કે હાથ કા જલપાનમાત્ર કર લેને સે સદા કે લિયે હિંદુજાતિ સે બહિષ્કૃત હો જાતા થા. સમય ને હમકો વિવશ કિયા હૈ કિ હમ અપની ભ્રાન્ત ધારણાઓં કો નમસ્કાર કર દેં." હિંદુ-ધર્મ ઇતના ઉદાર ઔર મહાન હૈ કિ ઉસ પર કિસી તરહ કી છુઆછૂત નહીં લગ સકતી. યદિ કોઇ વિકાર ઉત્પન્ન હો ભી જાય, તો **હમારે પાસ તો અબોધમંત્રરૂપી તુલસીપત્ર ઔર ગંગાજલ તથા રામનામ હૈ, જીસ કે પ્રભાવ સે હમ સાત કુલોં તક કો શુદ્ધ પરમ પવિત્ર બના સકતે હૈં.**

**જે૦ એમ૦ સેનગુપ્ત**—લોગ કહતે હૈં-અસહયોગ ને દેશ કો પીછે હટા દિયા. બ્રિટિશ-ગવર્નમેંટ ઇતની શક્તિશાલી હૈ, કિ બિના સહયોગ ઔર અનુનય-વિનય કે હમ ઉસસે કુછ ભી પ્રાપ્ત નહીં કર સકતે. યહ સુખ-લોલુપોં કા સ્વપ્ન હૈ, ઇતિહાસાનભિજ્ઞ લોગોં કી કલ્પના હૈ, પાગલોં કા પ્રલાપ હૈ. અમેરિકા, આયર્લેંડ, મિશ્ર, અફગાનિસ્થાન ઔર ચીન ઇસ બાત કે સાક્ષી હૈ, કિ બિના અપને આત્મ-બલિદાન-આત્મોત્સર્ગ કે સ્વાધીનતા જૈસી વસ્તુ નહીં મિલ સકતી. અસહયોગ કે મહામંત્ર ને જનની ભારતમાતા કી સ્વર્ગીય મૂર્તિ કો સ્થાપિત કિયા હૈ, કેવલ પ્રાણ-પ્રતિષ્ઠા કી જરૂરત હૈં; ફિર દેખો અંગ્રેજોં કે યે ભીષણ દમનાસ્ત્ર ભી હમારા કુછ ન કર સકેંગે.

**સુભાષચંદ્ર બોઝ**-ભારતવાસી કરોડોં રૂપયા પ્રમાદ ઔર વિલાસિતા મેં પ્રતિવર્ષ ખર્ચ કરતે હૈં. ધર્મ કે નામ પર ભી કરોડોં રૂપયા વિનાવિવેક કે બરબાદ કિયા જાતા હૈ. ઇસ લૂટતે હુએ અસંખ્ય ધન કો લોગોં કો કુછ ભી પરવા નહીં. પરવા હૈ, અસહયોગ કે સમય એકત્ર હુએ એક કરોડ રૂપયે કી. લોગ પૂછતે હૈં કિ "કોંગ્રેસવાલોં ને વહ કરોડ રૂપયા બરબાદ કર દિયા-ઔર સ્વરાજ્ય ભી નહીં ખરીદ દિયા." સ્વરાજ્ય કી કિંમત એક કરોડ સે બહુત અધિક હૈ. અપને સુખ-સ્વપ્નોં કો જલાંજલિ દે કર તથા અપને સર્વસ્વ કો માતૃભૂમિ કે ચરણોં મેં રખ કર જીસ દિન હમ ભારતવાસી માતા કી પૂજા કરેંગે ઉસી દિન હમકો સ્વાધીનતા મિલેગી. ઉસકે લિયે હમકો મોહ-મમતા છોડકર અપના સર્વસ્વ બલિદાન કરના હોગા. એક કરોડ રૂપયા તો તુચ્છ હૈ.

**એન૦ સી૦ કેલકર**-હિંદુ-મુસ્લીમ હી કયોં ભારત કી સમસ્ત જાતિયોં કા મેલ આવશ્યક હૈ. ઉસ એકતા સે હી હમારે દેશ કી સુખ-સમૃદ્ધિ બઢેગી; પર ઇસકા યહ ભી મતલબ નહીં હૈ કિ મુસલમાન ઔર ઇસાઇ યદિ હમસે મેલ ન કરેં તો હમ કુછ કર હી નહીં સકતે. કરના તો સબ કુછ હમકો હી હૈ, વે તો હમારે સહાયક હૈં, વે મિલેં તો હમ ઉનકા સ્વાગત કરેંગે; લેકિન હમ ઉનકે લિયે અપના પ્રસ્થાન મુલતવી નહીં રખ સકતે.

**શૌકતઅલી**—લક્ષણોં સે જાન પડતા હૈ કિ હોનેવાલી લડાઇ-નજદીક આ રહી હૈ. ઇસ બાર કી લડાઇ મેં ઇસ દેશ કો ભી ક્રિયાત્મક રૂપ સે ભાગ લેને કે લિયે વિવશ હોના પડેગા. ગોરોં કે લિયે અબ હમ એશિયાવાસિયોં ઔર હમ મજહબોં પર ગોલી ચલાને કી મૂર્ખતા ન કરેંગે. હિંદુ ઔર મુસલમાન જો મુર્ગે-મુર્ગિયોં કી તરહ સે અકારણ લડ રહે હૈં, ઉન્હેં ઇસ લડાઇ કો બંદ કર દેના ચાહિયે. ઇસ દેશ કે હિંદુ ઔર મુસલમાન દોનોં ગુલામ હૈં, ગુલામોં કા કોઇ ધર્મ નહીં હોતા. વિદેશી રાજ્ય કી છાયા મેં રહ કર હમ અપને ધર્મ કી રક્ષા નહીં કર સકતે. એક બાર હમેં ઇસ વિદેશી જૂવે કો ઉતારને કી ચેષ્ટા કરની ચાહિયે. યહ ઘર કી લડાઇ તો પુરસત કા કામ હૈ, ચાહે જબ નિપટ લેંગે.

**અબ્બુલ કલામ આઝાદ**-ભારતવાસિયોં પર મૂર્ખતા સવાર હૈ. પાખંડી ઔર સૈતાન લોગ ધર્મ કા નામ લે કર ભારત કી દો બડી જાતિયોં કો લડા રહે હૈં. ઇન ભટિયારિયોં કી લડાઇ કો દેખ કર માદર-હિંદ કી અંતરાત્મા ક્ષુબ્ધ હૈ; પરંતુ યહ બિમારી અસાધ્ય નહીં હૈ. યહ ધર્મોન્માદ-કી હવા યેરોપ મેં ભી ફૈલ ચૂકી હૈ. ઇસને બડે બડે અત્યાચાર કિયે હૈં, નૃશંસ યાતનાયેં દેશવાસિયોં કો સહની પડી હૈં; પરંતુ યેરોપ મેં વહ ઉન્મત્તતા અબ કહાં હૈ ? ભારત મેં ભી એક દિન રાત્રિ કે બાદ પ્રભાત હોગા.

('વિશ્વમિત્ર' સં. ૧૯૮૩ નાં દીપાવલિ અંકમાંથી ઉદ્ધૃત)

# ૨૧—મિસરનો તારણહાર—ઝઘલુલ પાશા

ગયા ઑગસ્ટની તા. ૨૪ મીના દિવસે મિસરની પ્રજાપર એક જબરદસ્ત વજ્રપાત થયો. સમસ્ત પ્રજાજનોપર એક ભયંકર વિપત્તિનું વાદળ તૂટી પડયું. એ કારમા દિવસે ક્રૂર વિધાતાએ મિસરના પ્રજાજનો વચ્ચેથી તેઓના હૃદયેશ્વર સૈયદ ઝઘલુલ પાશાને ઉપાડી લીધો. માતૃભૂમિને પોતાનું સર્વસ્વ અર્પણ કરી તેની સ્વતંત્રતાને માટે સદૈવ ઝુઝનાર, ત્રણ ત્રણ વખત દેશવટો વેઠવા છતાં પોતાના નિશ્ચયમાં અડગ રહેનાર અને બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ તરફથી ડગલે ને પગલે વિટંબનાઓ આવી પડવા છતાં સ્વતંત્રતાનો ઝુંડો નમવા નહિ દેનાર વીરકેસરી અને સમર્થ યોદ્ધા ઝઘલુલ પાશાના અવસાનથી આખા મિસરમાં હાહાકાર વર્તી રહ્યો, દેશને ખૂણેખૂણે શોક અને વિષાદની છાયા પથરાઇ ગઇ અને અસંખ્ય મિસરવાસીઓની આંખો અશ્રુથી ભીંજાઇ ગઇ.

લોકમાન્ય તિલક હિંદીઓના હૃદયમાં અને ડૉ૦ સુન-યાટ-સેન માટે ચીનાઓના હૃદયમાં જે જાતનાં માન અને પ્રેમ છે, તેજ જાતનાં માન અને પ્રેમ, મિસરવાસીઓ ઝઘલુલ પાશામાટે ધરાવે છે. અંગ્રેજોની રાજ્યલોભી નીતિ ઉઘાડી પાડી, મિસરની આઝાદીમાટે પ્રજાને સતત યુદ્ધ કરવાની પ્રેરણા કરનાર પહેલવહેલો પુરુષ ઝઘલુલ પાશાજ હતો. રાજદ્વારી ચળવળનો તે ધુરંધર હતો, રાષ્ટ્રીયત્વનો ઝંડાધારી હતો, બ્રિટનની જાલીમ રાજ્યનીતિનો કટ્ટો વિરોધી હતો, મિસરની આઝાદીનો પયગમ્બર હતો, માતૃભૂમિની સ્વતંત્રતામાટેના યુદ્ધનો જબરદસ્ત લડવૈયો હતો, યુવકોના હૃદયમાં પ્રેરણા તથા ઉત્તેજનોનો સંચાર કરનારો વીરકેસરી હતો, દેશાભિમાનની જીવંત ધગધગતી જ્વાળાસમાન હતો; ટુંકમાં તે પ્રજાનો હૃદયનાથ હતો અને મિસરનો તારણહાર હતો.

### ઝઘલુલની કારકીર્દિ

ઝઘલુલ પાશા ઇ.સ. ૧૮૬૦ માં ઇબીઆના જીલ્લામાં એક ઉમરાવ કુટુંબમાં જન્મ્યો હતો. ગામઠી શાળામાં ભણતરની શરૂઆત કરી, તેણે પોતાનું બાકીનું શિક્ષણ કૈરોની મશહૂર-અલ-અઝાર યુનિવર્સિટીમાં પૂરૂં કર્યું. ઇ. સ. ૧૮૮૦ માં તે સરકારી નોકરીમાં જોડાયો અને 'ઑફિશિયલ જર્નલ'નો અધિપતિ નીમાયો; પણ એ પદવી છોડીને તે ગીઝા પ્રાંતનો અમલદાર બન્યો. ઇ.સ. ૧૮૮૨ માં બ્રિટિશ સૈન્યે મિસરનો કબજો લીધો તે પ્રસંગે આરબ વિપ્લવમાં સંડોવાયેલા જે ઉમરાવોને નજરકેદ કરવામાં આવ્યા હતા, તેમાંનો એક ઝઘલુલ પાશા હતો. કેદમાંથી મુક્તિ મળી ત્યારે તે તેની પદવીપર રહ્યો ન હતો. ઇ. સ. ૧૮૮૪ માં ટ્રીબ્યુનલો નીમાઇ અને તેણે વકીલાત કરવા માંડી. ઇ. સ. ૧૮૯૨ માં તે અપીલ કોર્ટનો ધારાશાસ્ત્રી નીમાયો. ફ્રેંચભાષા અને ધારાશાસ્ત્રના જ્ઞાનમાં પ્રવીણતા મેળવીને તેણે ધારાશાસ્ત્રીતરીકે પ્રમાણપત્ર મેળવ્યું હતું. ઇ.સ. ૧૯૦૬ માં તે શિક્ષણમંત્રી નીમાયો. અભ્યાસ છોડયા પછીની પોતાની બધી પ્રવૃત્તિઓમાં તેણે ઉત્તરોત્તર પ્રગતિ કરી હતી. અત્યારસુધીમાં તે જે જે પદવીપર નીમાયો હતો, તેને લગતી પોતાની ફરજો બજાવવામાં તેણે પોતાનું પાણી બતાવી આપ્યું હતું. કેળવણી ખાતાના પ્રધાનતરીકે તેને પોતાના આદર્શોનો અમલ કરવાની સારી તક મળી અને તેણે મિસરની પ્રજામાં ત્વરિત ગતિથી શિક્ષણનો પ્રચાર કર્યો; પરંતુ આ પદવીપર પણ તે લાંબો વખત ટકયો નહિ. તેના નસીબમાં આગળજ વધવાનું હતું, એટલે તે એકાદ નાની પદવી સ્વીકારી સંતોષ પકડી બેસી રહે તેમ ન હતું. કૈરો એજન્સીની લૉર્ડ કીચનરની કારકીર્દિ દરમિયાન પ્રધાનમંડળમાં ફેરફાર થયો અને ઝઘલુલ પાશાના હાથમાંથી શિક્ષણખાતાની લગામ જતી રહી; પરંતુ તે વડી ધારાસભાનો ઉપપ્રમુખ નીમાયો. વડી ધારાસભાના કામકાજમાં તે ઘણોજ રસ લેતો હતો. ઇ. સ. ૧૯૧૪ માં યૂરોપમાં મહાન વિગ્રહ ફાટી નીકળ્યો, મિસરના દરજ્જામાં ફેરફાર કરવામાં આવ્યો અને વડી ધારાસભાની બેઠકો મોકુફ રાખવામાં આવી.

### યૂરોપની યાદવાસ્થળી

યૂરોપની યાદવાસ્થળી દરમિયાન મિસરપર બ્રિટિશ શાસનકર્તાઓની કરડી નજર થઇ અને ઇ. સ. ૧૯૧૪ ના ડીસેમ્બરની ૧૮ મી તારીખે પરદેશ ખાતાના બ્રિટિશ પ્રધાને નોટીસ બહાર

પાડી કે "તુર્કીનાં પગલાંથી ઉભી થયેલી લડાયક પરિસ્થિતિ જોતાં, મિસરને ના. શહેનશાહના રક્ષણુ નીચે મૂકવામાં આવે છે અને હવેથી તે બ્રિટિશ રક્ષણુ હેઠળનો પ્રદેશ (પ્રોટેક્ટોરેટ) ગણાશે. આમ મિસરપરના તુર્કીના શાસનનો અંત આવે છે અને મિસરના રક્ષણમાટે જરૂર પડતાં બધાં પગલાં ના. શહેનશાહની સરકાર લેશે તેમજ તેનાં હિતોનું તથા રહેવાસીઓનું રક્ષણુ કરશે." હજી આ નોટીસના ભણકારા લોકોના કાનમાં ચાલુજ હતા, એવામાં બીજેજ દિવસે બીજો ઢંઢેરો બહાર પડયો, જેમાં કૉન્સ્ટાન્ટીનોપલમાં વસતા ખેદીવ અબ્બાસ હીલ્મીને ના. શહેનશાહના શત્રુઓના પક્ષમાં જવામાટે પદભ્રષ્ટ કર્યાનું તથા કાકા હુસેન કમાલને ગાદીવારસતરીકે સ્વીકાર્યાનું જાહેર કરવામાં આવ્યું હતું. આ ઘોષણાની રૂએ શાહજાદા હુસેન કમાલે મિસરના સુલ્તાનની પદવી ધારણુ કરી. ઇ. સ. ૧૯૧૬ ના ડીસેમ્બરમાં સુલ્તાન હુસેનની બગડતી જતી તબિયત વધારે ગંભીર બની. આથી તેના વારસાના સવાલનો નિર્ણય કરવાની જરૂર જણાઇ. તેના એકના એક પુત્ર શાહજાદા કમાલેદીને ગાદીવારસ થવાની ના પાડી, એટલે ખેદીવ ઇસ્માઇલના છઠ્ઠા પુત્ર શાહજાદા આહમદ ફુઆદને આ પદવી આપવામાં આવી. યૂરોપીય વિગ્રહની સંધિ થઇ, ત્યારે ૧૯૧૮ ના નવેમ્બરમાં અંગ્રેજો અને ફ્રેંચોએ એવું જાહેરનામું બહાર પાડયું કે, પૂર્વના જે દેશોમાં તુર્કોનું રાજ્ય હતું, તે બધા મુલકોની પ્રજાને મિત્રરાજ્યો સંપૂર્ણ મતાધિકાર આપશે. આ અરસામાં મિસરમાંની વડી ધારાસભાના ભવિષ્યના વહિવટનો વિચાર કરવાને એક કમિશન નીમાયું. બરાબર આજ સમયે ઝઘલુલ પાશા પાછો મેદાને પડયો. તેના પ્રમુખપણા નીચે એક પ્રજાકીય સમિતિ નીમાઈ. ઝઘલુલે વડા કમિશ્નરની મુલાકાત લીધી અને મિસરની સંપૂર્ણ સ્વતંત્રતાનો કાર્યક્રમ રજુ કરવા માટે તેણે લંડન જવાની માગણી કરી. આ વાજબી માગણીનો બ્રિટિશ અમલદારે અનાદર કર્યો. આજ વખતે ના. સુલ્તાનની સંમતિથી વડા પ્રધાને મિસરની પરિસ્થિતિવિષે ચર્ચા કરવા માટે પોતે લંડન જવાની દરખાસ્ત કરી; પણુ તેને સુદ્ધાં લંડનની મુલાકાત મોકુફ રાખવાનું જણાવવામાં આવ્યું. આથી રશદી પાશા તથા અદલી પાશાએ રાજીનામાં આપ્યાં.

## ઝઘલુલને દેશવટો

હવે મામલો રસ પર આવ્યો. મિસરની આઝાદીની લડત વધારે ઉગ્ર બની. પોતાના માર્ગમાં ગમે તેટલાં વિઘ્નો આવવા છતાં ઝઘલુલ પાશા અડગ રહ્યો. બ્રિટિશ મુત્સદીઓ તેની લડતમાં અનેક અંતરાયો નાખતા હતા, છતાં તે જરાયે પાછો ન હઠયો. માતૃભૂમિને સ્વાધીન બનાવવાના પવિત્ર યુદ્ધમાં ઝઘલુલની સરદારીએ અસંખ્ય વીર યુવકોને તેના તરફ આકર્ષ્યા. આવા દેશભક્તોએ તેના પ્રમુખપણા નીચે બાર સભાસદોનું એક પ્રતિનિધિ મંડળ સ્થાપ્યું, જેને બીજા દેશોસમક્ષ મિસરના જન્મસિદ્ધ મનોરથો રજુ કરવાનું કામ સોંપાયું. આ પ્રતિનિધિ મંડળે સુલ્તાનપર એક નિવેદનપત્ર મોકલી આપ્યું, જેમાં તેણે મિસર બ્રિટિશોનો રક્ષિત દેશ (પ્રોટેક્ટોરેટ) હોવાનો ઈનકાર કર્યો હતો. હાથમાં આવેલી સોનાની ચલ્લી ઉડી જાય એ કોને ગમે? રાજ્યલોભી બ્રિટિશ સત્તાધીશોને ઝઘલુલની આ પ્રવૃત્તિ તો કયાંથીજ ગમે? તેઓ આ નવી પ્રવૃત્તિથી ભડકી ઉઠયા. તેઓને જણાયું કે, જો આ પ્રવૃત્તિને આગળ વધવા દેવામાં આવશે તો મિસરમાંની તેઓની સત્તાને જરૂર ધક્કો પહોંચશે; એટલે તેઓએ માર્ચની ૮ મી તારીખે ઝઘલુલ પાશા અને તેના ત્રણુ મુખ્ય અનુયાયીઓને ગીરફતાર કર્યા તથા બીજેજ દિવસે તેઓને દેશવટો આપી માલ્ટામાં નજરકેદ કર્યા; પરંતુ બ્રિટિશ રાજ્યસત્તા લાંબો વખત ઝઘલુલ અને તેના સોબતીઓને કેદમાં રાખી શકી નહિ. હવે ઝઘલુલ મિસરની સમસ્ત પ્રજાનો પ્રિય સરદાર બન્યો હતો અને પ્રજાને તેનેમાટે એટલાં બધાં માન અને પ્રેમ હતાં કે પોતાનો સરદાર કેદમાં પડયો હતો તે વખતે તે હાથ જોડીને ચૂપચાપ બેસી રહી નહિ. દેશભરમાં રાષ્ટ્રીય ચળવળ જોસભેર ચાલવા માંડી. આ ચળવળનો જુવાળ એટલો બધો પ્રબળ હતો કે બ્રિટિશ રાજ્યસત્તાને ઝઘલુલ પાશા અને તેના સોબતીઓને મુક્ત કરવા પડયા. ઝઘલુલ માલ્ટાથી છૂટીને તરતજ પારીસ ઉપડી ગયો, જ્યાં સુલેહ પરિષદ સમક્ષ તેણે મિસરની સ્વાધીનતા માટેની દલીલો રજુ કરવાના પ્રયાસો રજુ કર્યા; પરંતુ યૂરોપના સ્વાર્થાંધ અને રાજ્યલોભી મુત્સદીઓની એ પરિષદે ઝઘલુલની વાત સાંભળી નહિ. ઝઘલુલ આથી નિરાશ થયો નહિ. તેના હૃદયમાં અખૂટ આશાવાદ અને ધૈર્ય ભરેલાં હતાં

## બીજી વાર દેશનિકાલ

દેખીતી રીતે ઝઘલુલ પાશાની લડત વ્યર્થ જતી હોય તેવું ભાસતું હતું, છતાં તેની અસર થયાવગર રહેતી ન હતી. કોઇપણ શુભ કાર્ય વ્યર્થ જતું નથી, તો પછી પોતાની માતૃભૂમિને માટે મરી ફીટનાર વીર દેશભક્તના પ્રયાસો કેમજ વ્યર્થ જાય ? ઝઘલુલની સતત ચળવળને પરિણામે બ્રિટિશ સરકારે મિસરની અશાંતિનાં કારણો તપાસવા માટે તથા પ્રોટેક્ટોરેટ નીચે કયી જાતનું રાજબંધારણ સુલેહ-શાંતિ સ્થાપનારૂં થઇ પડે, એ વિષે હેવાલ રજુ કરવા માટે લૉર્ડ મિલ્નરના પ્રમુખપણા નીચે એક કમિશન નીમ્યું. આ કમિશનની તપાસની શરતો રાષ્ટ્રીય પક્ષને માન્ય ન હતી; અને ઝઘલુલ પાશાના નેતૃત્વ હેઠળ મિસરવાસીઓએ મિલ્નર કમિશનનો બહિષ્કાર જાહેર કર્યો. આમ છતાં ૧૯૧૯ ના ડીસેમ્બરની ૭ મી તારીખે કમિશન મિસર આવી પહોંચ્યું, પણ પ્રજાએ આ કમિશન સામે પોતાનો સખ્ત વિરોધ બતાવ્યો. તેના બહિષ્કારના ચિહ્નરૂપે લોકોએ હડતાળો પાડી અને મહોલ્લાઓમાં વિરોધ દર્શાવનારા દેખાવો કર્યા. પ્રજાએ એવી સબળ ચળવળ શરૂ કરી કે કોઇક જાણીતો મિસરવાસી કમિશન સમક્ષ જુબાની આપવા જઇ શકયો નહિ. આવા જોસભર્યા પ્રયાસો અંતે વિજયશાળી નીવડયા. બ્રિટને ઝઘલુલની માગણી સ્વીકારી અને મિસરની સ્વતંત્રતાવિષે તપાસ ચલાવવાનો કમિશનને હુકમ કરવામાં આવ્યો; પરંતુ આ તપાસનું પરિણામ ઝઘલુલની ધારણા પ્રમાણે ન આવ્યું. પોતાનો ઉદ્દેશ પાર ન પડે ત્યાંસુધી વીર યોદ્ધાઓ જંપીને બેસતા નથી. જ્યાંસુધી મિસર આઝાદ ન બને ત્યાંસુધી ઝઘલુલ કેવી રીતે જંપીને બેસે ? તેણે પોતાની લડત અગાઉ કરતાં બમણા વેગથી આગળ ધપાવી. બ્રિટનને આ વાત ન રૂચી અને એણે ઝઘલુલને દાબી દેવાનો પ્રયાસ કર્યો. ઝઘલુલે આવી જોહુકમીને જરાયે નમતું આપ્યું નહિ. તેણે પોતાનું સ્વાતંત્ર્ય યુદ્ધ ચાલુ રાખ્યું. અંતે બ્રિટન ગભરાયું અને ઝઘલુલને ઇ.સ. ૧૯૨૧ ની આખેરીએ પાછો પકડી દેશનિકાલ કર્યો. પ્રથમ તેને સિલોન અને તે પછી સીસીલીસ દેશપાર કરવામાં આવ્યો.

૧૯૨૨ ના માર્ચમાં બ્રિટને મિસરપરનું પોતાનું રક્ષણ-રાજ્ય (પ્રોટેક્ટોરેટ) જાહેર કર્યું અને એપ્રીલ મહીનામાં શાહજાદા ફુઆદને મિસરના સ્વતંત્ર રાજાતરીકે જાહેર કરવામાં આવ્યો; પરંતુ સુએઝની નહેરના રક્ષણમાટે ત્યાં બ્રિટિશ સૈન્ય રાખવામાં આવ્યું. આ નવી પરિસ્થિતિથી મિસરના રાષ્ટ્રવાદીઓને સંતોષ થયો નહિ; કારણ કે મિસરને મળેલી સ્વતંત્રતા માત્ર નામનીજ હતી. ઝઘલુલના દેશવટાદરમિયાન પ્રજા તેના વીર-સંદેશને ભૂલી નહોતી. દોઢ વર્ષનો દેશવટો ભોગવીને ૧૯૨૩ ની વસંતઋતુમાં વીરકેસરી ઝઘલુલ પાછો માતૃભૂમિમાં આવ્યો. આ ઘટનાએ પ્રજાશરીરની રગેરગમાં પાછું અદ્દભુત ચૈતન્ય ફેલાવી દીધું. ૧૯૨૩ ની શરદ્ઋતુમાં થયેલી ચુંટ-ણીમાં ઝઘલુલનો પક્ષ સંપૂર્ણ વિજયશાળી નીવડયો; એટલે તેણે નવા રાજ્યબંધારણથી મળતા અધિકારોનો સંપૂર્ણ ઉપયોગ કરવાની તક જતી કરી નહિ. ૧૯૨૪ ના જાન્યુઆરીમાં તેણે પોતાનું પ્રધાનમંડળ રચ્યું. આમ કરવામાં તેની અંતરેચ્છા બ્રિટન પાસેથી વધુ હક્કો મેળવવા-ની હતી. પોતાના ઉદ્દામ સહકારીઓનો વિશ્વાસ જાળવી રાખીને પ્રજાવિરોધી સરકાર સાથે સહકાર કરવાનું કામ અતિદુર્ઘટ હતું, બીજો કોઇ નેતા હોત તો આવી સ્થિતિમાં કયારનોય પ્રજાનો વિશ્વાસ ખોઇ બેઠો હોત; પરંતુ ઝઘલુલનાં બુદ્ધિ, ચાતુર્ય અને મુત્સદ્દીગીરીથી પ્રજા એટલી મુગ્ધ બની ગઇ હતી કે પ્રજાને તેના પ્રત્યેક કાર્યપર વિશ્વાસ હતો. આ વખતે બ્રિટનમાં કામદાર સરકારનું શાસન ચાલતું હતું. ઝઘલુલને કામદાર પક્ષપર થોડોઘણો વિશ્વાસ હતો, એટલે ઉનાળામાં તેણે લંડનની મુલાકાત લીધી અને તે સમયના વડાપ્રધાન મી૦ રામ્સે મેકડોનાલ્ડને તે મળ્યો. મી૦ મેકડોનાલ્ડ સાથેની વાતચીત પૂરી થતાંજ ઝઘલુલનો બ્રિટિશ કામદાર પક્ષપરનો વિશ્વાસ ડગી ગયો, તેની મસલત વ્યર્થ ગઈ. ઝઘલુલની વાજબી માગણી વડાપ્રધાનને ગળે ઉતરી નહિ. આથી ઝઘલુલે સઘળું બ્રિટિશ સૈન્ય, નાણાંપ્રકરણી અને ન્યાયપ્રકરણી સલાહકારો તથા ઘણી જાતનો બ્રિટિશ કાબુ મિસરમાંથી ઉઠાવી લેવાની માગણી કરી. વળી ઝઘલુલે સુએઝની નહેરપરથી પણ બ્રિટિશ સૈન્ય ઉઠાવી લેવાની માગણી કરી. મી૦ મેકડોનાલ્ડે જવાબ આપ્યો કે "કોઇપણ કારણે

બ્રિટિશ સરકાર સુએઝની નહેરનું રક્ષણ કરવાનું કામ છોડી દેશે નહિ; કારણ કે એ નહેર બ્રિટિશ સામ્રાજ્યનું અખંડિતપણું જાળવી રાખવા માટે જરૂરી છે." વડા પ્રધાને એટલી ખાત્રી આપી કે "સુએઝપરનું બ્રિટિશ સૈન્ય મિસરની રાજસત્તાના કામમાં દખલ કરશે નહિ. સુદાનમાં વ્યવસ્થા જાળવી રાખવાનો બ્રિટને નિશ્ચય કર્યો છે. તેણે ત્યાં જે કાર્ય કર્યું છે તેનાપર તે પાણી ફરવા દેશે નહિ અને ત્યાંનું કાર્ય પૂરૂં થાય નહિ ત્યાંસુધી બ્રિટન સુદાન છોડી જશે નહિ." આ વચનો હતાં કહેવાતી સ્વાતંત્ર્યપ્રિય કામદાર સરકારના વડા પ્રધાનનાં !

ઝઘલુલની આવી જાતની સહકારની નીતિથી મિસરના રાષ્ટ્રવાદીઓના મનમાં તેનાવિષે શંકા પેદા થઇ. આથી ૧૯૨૪ ના જુલાઇની ૧૨ મી તારીખે કેરોના એક વિદ્યાર્થીએ તેનું ખૂન કરવાનો પ્રયાસ કર્યો, જેને પરિણામે ઝઘલુલના ખભાપર સહેજ ઇજા થઈ. આમ માતૃભૂમિના એ સાચા સૈનિકને કુદરતે બચાવી લીધો; કારણ કે હજી તેને મિસરની ઘણી સેવાઓ બજાવવાની હતી.

## ઝઘલુલની મુત્સદ્દીગીરી

નવેમ્બર માસની ૧૬ મી તારીખે તેને રાજા ફુઆદ જોડે મતભેદ પડયો અને તેણે રાજીનામું આપ્યું. આમ છતાં ચુંટણીઓમાં રાષ્ટ્રવાદીઓની જબરદસ્ત ફતેહ થઇ અને ઝઘલુલની મહેરબાની વગર સરકાર સ્થાપી શકાય તેમજ ન હતું; પરંતુ સુદાનમાં ત્રાસ અને સીતમ ગુજારનાર સરદાર લી સ્ટેકના તા. ૧૯ મી નવેમ્બરે થયેલા ખૂનથી આખી પરિસ્થિતિ બદલાઈ ગઇ. દેશભરમાં ખળભળાટ જાગ્યો અને મિસરમાં ફરી લશ્કરી કાયદાનો કોરડો ફરી વળ્યો. મુત્સદ્દીગીરીમાં અતિનિષ્ણાત બનેલા બ્રિટને આ ઘટનાનો બરાબર લાભ લીધો. મિસરની સ્વતંત્રતાની લડતને દાબી દેવા માટે આના જેવો બીજો પ્રસંગ ફરીથી નહિ મળે, એ તેણે બરાબર જોયું; અને સરદારના ખૂનના બદલામાં તેણે અતિશય આકરી અને કચડી નાખનારી શરતો મૂકી. બ્રિટીશ વડા કમિશ્નર લૉર્ડ એલનબીએ જાતે કાઉન્સીલમાં જઇ અલ્ટીમેટમ આપ્યો. તેમાં જણાવેલું હતું કે, મિસરે પ્રથમ તો માફી માગવી, ગુન્હેગારોને સજા કરવી, બધી જાતનાં રાજદ્વારી આંદોલનો અટકાવવાં અને બ્રિટનને ૫૦૦,૦૦૦ પૌંડનો દંડ ભરવો. આ ઉપરાંત સુદાનમાંથી સઘળું મિસરી લશ્કર પાછું બોલાવી લેવાની પણ માગણી કરવામાં આવી. મિસરની સરકારે સુદાનને લગતી શરતો-સિવાયની બધી શરતો માન્ય કરી અને એવો મોટો ભારે દંડ ચોવીસ કલાકમાં ભરી દીધો. રોમનો નિર્દય પાદશાહ નીરો નિત્ય નવી નવી સ્વાદિષ્ટ વાનીઓ ખાતો હતો, છતાં તેને સંતોષ થતો ન હતો; તેજ પ્રમાણે મિસરે આટલી બધી શરતો સ્વીકારી છતાં લૉર્ડ એલનબીને સંતોષ થયો નહિ અને પોતાની માગણીઓનો તે જબરદસ્તીથી અમલ કરશે, એવી તેણે ધમકી આપી; એટલુંજ નહિ પણ એ ધમકીનો તેણે અમલ સુદ્ધાં કર્યો. તેણે તાબડતોબ બ્રિટિશ મનવાર મિસર બોલાવી. આથી ઝઘલુલે રાજીનામું આપ્યું; કારણ કે એ વીર દેશભક્ત બ્રિટિશ શત્રુઓને એમ નમતું આપે તેવો ન હતો. ૧૯૨૫ ની વસંતઋતુમાં ચુંટણી થયા પછી ઝીવર પાશાએ પોતાની બહુમતિ થયેલી ધારીને પ્રધાનમંડળ રચ્યું; પણ ઝીવરની ધારણા ખોટી પડી. ઝઘલુલે આ પ્રસંગે ખરી મુત્સદ્દીગીરી બતાવી અને મોડરેટોની જોડે સહકાર સાધીને તેણે મિસરનું નાવ તોફાની વાતાવરણમાં હંકારવા માંડયું. તેની અડગ અને હિમ્મતભરી સરદારી હેઠળ મિસર જાતજાતનાં વિઘ્નો સામે એકસરખી રીતે ટકી રહ્યું. આવા વિકટ સંજોગોમાં એક દેશનેતાતરીકે ઝઘલુલનું કાર્ય સહેલું ન હતું. તેણે પ્રજાને હિંમતથી દોરી અને ગમે તેવા સંજોગોમાં પ્રજા તેના વાવટાને વફાદાર રહી. એક મુત્સદ્દીતરીકે ઝઘલુલ પાશામાં ઘણી દીર્ઘદૃષ્ટિ હતી. દેશભક્તિની ધગધગતી ધગશ સાથે તેનામાં વ્યાવહારિકતા અને મધ્યમપણું પણ હતાં. ઝઘલુલે આ વખતે પોતાની મુત્સદ્દીગીરીનો લોકોને ખરો પરિચય કરાવ્યો. ઝીવરની ધારણા નિષ્ફળ નીવડી અને ચુંટણીમાં ઝઘલુલ પાશાનો વિજય થયો.

ઇ. સ. ૧૯૨૫ ના માર્ચની ૨૩ મી તારીખે મિસરની નવી પાર્લામેન્ટ મળી અને તેણે ઝઘલુલને પોતાના પ્રમુખતરીકે ચૂંટયો. આથી ઝીવર પાશાની સરકારે તાબડતોડ પાર્લામેંટ વિસર્જન કરી અને નવી ચૂંટણીમાટે તા. ૨૩ મી મેનો દિવસ ઠરાવ્યો; પરંતુ આ દિવસ પણ પાછળ-

થી લંબાવવામાં આવ્યો. આ આખી કાર્યપદ્ધતિને ગેરબંધારણસરની જાહેર કરી ઝઘલુલે તે સામે સખ્ત વિરોધ દર્શાવ્યો. નવેમ્બરની ૨૧ મી તારીખે તેણે અને તેના સાથીઓએ પાર્લામેંટની બેઠક ભરી, જેને સરકારે બિલકુલ દખલ કરી નહિ. ત્યાર પછી રાષ્ટ્રીય પક્ષે સરવત પાશાને પ્રધાનમંડળ રચવા દીધું અને ઝઘલુલ ચેમ્બરનો પ્રમુખ બન્યો; પણ સરકારને આ વાત રૂચી નહિ. એટલે તેણે પાર્લામેંટ ઉઘડી તેજ દિવસે વિસર્જન કરી. બાકીના આખા વર્ષમાટે મિસર પાર્લામેંટવગરનું રહ્યું.

આમ મિસર અશાંત વાતાવરણથી વિંટળાયેલું હતું અને તેની આઝાદીની લડત વિકટ અને ખરબચડે માર્ગે ધીમે પણ મક્કમપણે આગળ ધપી રહી હતી. એવામાં ઝઘલુલે પાકટ ઉંમરે પોતાની જીવનલીલા સંકેલી લીધી. હાલ તુરત તો મિસરનું ભાવિ એણે પેદા કરેલા તરુણ મિસરના હાથમાં આવ્યું.

## મિસરનો તારણહાર

રાષ્ટ્રના આ લડાયક વીર ઝઘલુલ પાશામાં દયાભાવ ઓછો નહોતો. તેણે પોતાના દેશબાંધવો જોડે એટલી એકવાક્યતા સાધી હતી કે, દરેક કાર્ય દેશનું હિત જોયા પછીજ તે કરતો. તેનું ઘર સુદ્ધાં બેટ–એલ–વતન ( માતૃભૂમિનું મકાન ) હતું. તેની ભાષા પ્રભાવશાળી હોવા છતાં દરેક મિસરવાસીને સમજાય તેવી સહેલી હતી. પ્રજામાં તેનાં આટલાં માન અને પ્રતિષ્ઠા હતાં, છતાં તેનામાં ઘણીજ નમ્રતા હતી. કેરોના વિદ્યાર્થીએ તેનાપર ગોળી છોડી અને તેને ખભાપર ઇજા થઇ ત્યારે તે બોલી ઉઠ્યોઃ–

" ખુદાને હું અરજ કરતો રહ્યો છું કે, આ મોટી મેદની મને માન આપવાને આવી છે તે જોઇને મને ઉપજતા અભિમાનનું તે ખંડન કરે " અને ગોળી વાગતાં તે ભોંયપર પટકાઈ પડયો. એ વખતે તે હસતાં હસતાં બોલ્યો કે " અલ્લાહે મારી બંદગી મંજૂર રાખી છે. " આવી તેની ખુદાપરસ્તી ( ઇશ્વરભક્તિ ) હતી.

ઝઘલુલના શરીરનો બાંધો સુદૃઢ નહોતો, છતાં તેનામાં અદ્ભુત ચૈતન્ય હતું. તેનાં અડગ ઉત્સાહ અને માનસિક સાવધાની, તેના શારીરિક બળની ખોટ જણાવા દેતાં ન હતાં. તેનું વ્યક્તિત્વ ઘણુંજ આકર્ષક હતું અને તેના દેશબાંધવો તો તેની પાછળ ગાંડાજ થઇ ગયા હતા. સ્વભાવે તે ઇટલીને મુક્તિ અપાવનારી પેલી પ્રખ્યાત ત્રિમૂર્તિ–મેઝિની, ગેરિબાલ્ડી અને કાવુર–માંના એક કાવુરના જેવો હતો. તેની ઇચ્છાશક્તિ મેરુપર્વત જેવી અચળ હતી. તેને લાંબા વખતસુધી દેશવટાનાં સંકટો વેઠવાં પડવા છતાં તેની ઇચ્છાશક્તિ ડગી ન હતી. તેણે બ્રિટિશ સરકારની નામોશીભરી શરતો કદી સ્વીકારી ન હતી. દેશવટો મળવા પહેલાં મિસરની સંપૂર્ણ સ્વતંત્રતાવિષે તેના જે વિચારો હતા તેજ તેના દેશવટા પછી ટકી રહ્યા હતા; એટલુંજ નહિ પણ ૬૭ વર્ષની વયે તેણે પ્રાણ છોડયા ત્યાંસુધી એ વિચારોને તે વળગી રહ્યો હતો.

ઘણું જીવો ઝઘલુલ ! મહાન પુરુષો કદી મરણ પામતા નથી. જ્યાંસુધી સામ્રાજ્યવાદ જગતના લાખ્ખો પાંગળા મનુષ્યોનું લોહી ચૂસી રહ્યો છે, ત્યાંસુધી તેઓ શાશ્વત આરામ લઇ શકવાના નથી. ચીનની રાષ્ટ્રીય ચળવળમાં સુન–યાટ–સેન હજી જીવંતજ છે; હિંદની આઝાદીની લડતમાં લોકમાન્ય તિલક પણ સજીવન છે; તેજ રીતે મિસરનો તારણહાર ઝઘલુલ મિસરની સ્વતંત્રતાની ચળવળમાં જીવંતજ રહેશે.

## મિસરનું ભાવિ

મિસરના ભાવિનો આધાર હવે ઝઘલુલ પાશાના અનુયાયીઓ વફદ (રાષ્ટ્રીય) પક્ષપર છે. મિસરની ચેમ્બરમાં હમણાં તેઓની બહુમતિ છે, છતાં સરકારનું તંત્ર લિબરલ પક્ષનો વડો પ્રધાન ચલાવે છે. વળી ઇંગ્લૅંડ અને મિસર વચ્ચેની કડવાશ હજી જેવી ને તેવી તીવ્ર છે અને થોડા વખતપરજ મિસરના યુદ્ધમંત્રીએ મિસરી લશ્કરપરથી બ્રિટિશ કાબુ કાઢી નાખવાનો ઠરાવ કર્યો, ત્યારે બ્રિટન ગુસ્સાથી ખળભળી ઉઠયું હતું. આ ઉપરાંત સુદાનનો પ્રશ્ન તો ઉભોજ છે. બ્રિટિશ

સુદાનને પોતાના હાથમાંથી છોડવાને નારાજ છે. આ બધા સિવાય મિસરની સંપૂર્ણ આઝાદીનો પ્રશ્ન પણ હજી અણઉકેલ્યો પડેલો છે.

ઝઘલુલે આદરેલું યુદ્ધ પૂરૂં કરવાનું કામ વફદ પક્ષનું છે. તેણે ઝઘલુલનાં ધૈર્ય અને હિંમત, અડગ સેવા અને અમર આશાથી લડતમાં ઝુઝવાનું છે. આ રીતેજ મિસર પોતાના પ્રિય અને માનીતા સરદારપ્રત્યેનું ઋણ ચૂકવી શકશે. પ્રભુ મિસરની પ્રજાને એ ઋણ અદા કરવાની શક્તિ આપે અને ઝઘલુલના આત્માને અખૂટ શાંતિ આપે ! અસ્તુ.

( 'મુંબઇ સમાચાર'ના સં. ૧૯૮૩ના દીપોત્સવી અંકમાં લેખક-રા. યોગેશ )

## ૨૨—ઈસાઈ બનાને કા અનુપમ સાધન

દેહલી કે સમીપ જમના નહર કે તટપર એક છોટા સા ગ્રામ હૈ. ઉસ ગ્રામ મેં આજકલ દો ઇટલી પ્રદેશ કી (નન્સ) પ્રચારિકા નિવાસ કર રહી હૈં. યહ બતલાને કી આવશ્યકતા નહીં કિ વહ કિસ મિશન કી ઓર સે ઔર કબ સે કામ કર રહી હૈં. કેવલ ઇતના હી બતલાના પર્યાપ્ત હોગા કિ વહ ઇસાઇ મત કા પ્રચાર કર રહી હૈં. દોનોં ને દરિદ્રતા, પવિત્રતા ઔર પ્રચાર કરને કી પ્રતિજ્ઞા લી હુઇ હૈ. વહ એક કચ્ચે ગ્રામ કે મકાન મેં નિવાસ કરતી હૈં. કમરે મેં કોઇ ફર્નીચર નહીં હૈ, દો ખાટેં પડી હુઇ હૈં. એક ચટાઇ પર બૈઠ કર વહ દસ્તકારી કા કામ કરતી હૈં, દાલ-રોટી ખાતી હૈં ઔર અપને હાથ સે હી ભોજન બનાતી હૈં, ખુદ મસાલા પીસતી હૈં. કુએં સે પાની લાતી હૈં, ઘર કા સારા કામ કરતી હૈં ઔર બચે હુયે સમય મેં પ્રચાર કરતી હૈં. ઉનકા પ્રચાર ભી ક્રિયાત્મક હૈ. ઉનકે પાસ 'મેડીસીન ચેસ્ટ' હૈ. રોગિયોં કો ઔષધિપ્રદાન કરતી હૈં ઔર બિમારોં કે પાસ જાકર સેવા કરતી હૈં.

શનૈઃ શનૈઃ ગ્રામ મેં લોગોં કી ઉન દોનોં પર અનન્ય ભક્તિ હો રહી હૈ. ઉન્હોંને ગ્રામ કે દો બાલક લે રખ્ખે હૈં. ઉન્હેં વે પાલ રહી હૈં. યહ દોનોં બાલક ઇટલી ભાષા બોલતે હૈં. ઇનમેં સે એક દેવી હિંદી, અંગ્રેજી ઔર ઇટલી કી ભાષા બોલતી હૈ; દૂસરી હિંદુસ્તાની ભાષા ઔર ઇટલી કી ભાષા બોલતી હૈ, અંગ્રેજી નહીં જાનતી. ઇસ કાર્યપ્રણાલી કા યહ ફલ હૈ કિ પ્રાયઃ સારા કા સારા ગાંવ ઇસાઇ બન ગયા હૈ. બાહ્ય આડંબર કા એક ભી સાધન ઉનકે પાસ નહીં. સ્કૂલ કે ન હોતે હુયે ભી વહાં પઢાઇ હો રહી હૈ. ગિરજે કે ન રખતે હુએ ભી વહાં પ્રભુ-પ્રાર્થના ઔર ઉપદેશ દિયે જા રહે હૈં. નિર્ધનતા કા વ્રત ધારણ કિયે ઇન દોનોં દેવિયોં ને સ્વલ્પ કાલ મેં વહાં વહ પ્રચાર કર દિખાયા, જો સાધારણસંપન્ન વ્યક્તિ ચિરકાલ મેં ભી નહીં કર સકતે.

જો આર્ય નર-નારી ઇસ સમાચાર કો અધિક જાનને કી લાલસા રખતે હો ઔર જો સજ્જન ઉનકી કાર્યપ્રણાલી કો અવલોકન કરના ચાહેંગે ઉન્હેં ઉસ સ્થાન પર પહુંચને કો સુવિધાયેં પહુંચા દે જાવેગી. વૈદિક ધર્મ મેં શ્રદ્ધા રખનેવાલે ગ્રામોં મેં જાકર સાધારણ જનતા કે ઉત્થાન કે લિયે કાર્ય કરના શુરૂ કર દેં. જો સુગમતાયેં હમારે લિયે સુલભ હૈ, વિદેશિયોં કે લિયે વહી દુર્લભ હૈં; પરંતુ ઉદ્યમશીલ વિદેશી હમ સે કિતના અધિક કામ કર રહે હૈં, ઇસકા પરિમાણ કરના ભી કઠિન હૈ.×

( 'સાર્વદેશિક'ના એક અંકમાંથી )

---

× કમનસીબે ભારતવાસીઓને હજી માત્ર એવાજ બડેખાં મળી શકે છે કે જેઓ માત્ર ખાદી અને અંગ્રેજોને મળતા થોડાકોને અપાતા શિક્ષણ પાછળ લાખો બરબાદ કરવામાંજ મોક્ષનો માર્ગ અને પોતાનું બધું મહત્ત્વ આવી રહેલું જોઇ શકે છે! ઇસાઇઓ વગેરે હજી પણ આ ભાગ્યાતૂટયા ભારતના પાયા ભલે જડમૂળમાંથી ઉડાવ્યે જાય, તેનું તેમને જરાય સ્નાન-સૂતક શામાટે હોય! પોતે માત્ર ભોળી પ્રજાને વાણીકૌશલ્યમાં આંજેલી રાખે, અને તેના ખર્ચે પોતાને પરમેશ્વરમાં ખપાવ્યા કરે તથા તેમની પેઠે ઝટ મોટાભા બની બેસવાનું શીખે એવાઓનાં ટોળાં જમાવે, એ પણ કાંઇ જેવી તેવી દેશ સેવા છે!

અમો સામાન્ય માનવોની કમનસીબી હોય અને ખ્રિસ્તીઓનો દહાડો હજી પણ ચઢિયાતો હોય તેથી કરીને પણ અમારા અગ્રેસરોમાં વધુ અક્કલ ન આવે તો તેમાં એમનો પણ શો દોષ!

લિ. ખરાબં ભિક્ષુ-અખંડાનંદ

# ૨૩—ભૂખ અને ભોજનવિષે ખાસ સૂચના

એવી રીતે ભોજન ખાવાની ટેવ રાખજો કે, બીજી વારનું ખાણું લીધા પહેલાં હોજરી પહેલી વારના ખાણાનો નીકાલ કરી નાખવા શક્તિમાન થઇ હોય. ભોજન જરપત થવા પછી થોડા વખતની આરામએશ તંદુરસ્તીને ઘણી લાભકારક થઇ પડે છે. જેમ હોજરીના તેમ હાથના સ્નાયુઓને ચપળ કામ બજાવ્યા પછી આરામની ઘણી જરૂર છે. જઠર રસનો એક સારો જથો ફરીથી ભરવામાટે પિંડોને વખતની જરૂર છે. ભોજન વચ્ચે ઓછામાં ઓછા પાંચ કલાકનો ગાળો પસાર થવો જોઇએ છે. એક વખતનું ભોજન લેવામાં આવ્યા પછી બીજી વારનું ભોજન લેવામાં આવે તે વખત દરમિયાન ખોરાકના રૂપમાં કાંઇ પણ ચીજ હોઠથી પસાર થવી જોઇતી નથી.

દરરોજ ત્રણ વખતના ભોજનથી વધુ ખોરાક લેવો નહિ, રાતનું ભોજન હલકું અને એવા ખોરાકોનું બનેલું હોવું જોઇએ, કે જે સહેલાઇથી જરપત થઈ શકે. નામાંકિત તબીબોનું એવું કહેવું છે કે, એક ઠેકાણે બેસી કામ કરનારાઓ અને જેઓને ભેજાંનો વધુ ઉપયોગ કરવો પડતો હોય, તેઓએ દિવસમાં ત્રણ વખત ભોજન લેવાને બદલે બે વખત લેવું, એ તેમની તંદુરસ્તીને ઘણુંજ લાભકારક થઇ પડશે; કેમકે તેઓને એવી રીતે કામ કરવું પડે છે, કે જેને લીધે તેઓએ ખાધેલો ખોરાક ઘણી સારી રીતે જરપત થવાની જરૂર છે. આથી દિવસમાં એક ભોજન ઓછું લેવાથી તેમની હોજરીને આરામએશ મળે છે અને આવી રીતે ખોરાક જરપત કરવાને હોજરીને આરામ-એશ મળવાથી ખોરાક ઘણી બહેતર રીતે જરપત થઇ શકે છે. યૂરોપ અને અમેરિકાના મહાન તબીબોનું એવું કહેવું છે કે, ત્રણ વખતના ભોજનથી જેટલો લાભ ઉધરલાવને થાય છે, તેટલો-જ લાભ બે વખતના ભોજનથી થઈ શકે છે; પણ બે વખતના ભોજનનો જે લાભ મળે છે, તે એ છે કે, હોજરીમાં ઉભાણુ થવાની કે હોજરી નબળી પડી જવાનો ભય રહેતો નથી. આ ભય અનેક દરદોને જન્મ આપનાર માતાનો ભાગ ભજવે છે.

રાતનું ભોજન બિછાને જવાની આગમચ ઓછામાં ઓછા ત્રણ—ચાર કલાક પહેલાં લેવાની ખાસ સંભાળ લેવી જોઇએ છે. એ વખતે ખોરાક લેવાની સહેજ પણ રુચિ ઓછી હોય તો હો-જરીની એ લાગણીનો અર્થ તેને જોઈતી આરામએશનો થાય છે. એ વખતે ઠંડા પાણીનું એક ગ્લાસ કે બહુ તો ફ્રૂટનો રસ કે એક નારંગી બહુજ લાભકારક થઈ પડશે. સવાર પડતાં તમોને પોતાને ખુલ્લું માલમ પડી આવશે કે, હોજરીને ગઇ રાત્રે ખોરાકની નહિ પણ આરામએશની જરૂર હતી. ઘણું ઠંડું અને ઘણું ગરમ ખાણું કે પીણું કદી પણ લેવું નહિ. તે તંદુરસ્તીમાં મોટી ઉથલપાથલ કરી મૂકે છે. ગરમ ખોરાક અને ગરમ પીણું ગળા અને હોજરીને કમજોર બનાવી દે છે. ગળાના સોજાનું મૂળ ઘણીક વાર ગરમ સુપ, ગરમ પીણું અને ગરમ ગરમ તરકારી છે. ઘણાકોને કાંઈ એવોજ ખ્યાલ ઠસી ગયો છે કે, ગરમ પાણી છૂટથી પીવાથી તંદુરસ્તીને ફાયદો થાય છે, પણ એ મોટી ભૂલ છે; કેમકે ગરમ પાણીના પીણાનો છૂટથી ઉપયોગ કરવાથી બદહજ-મિયતનું દરદ લાગુ પડે છે.

ભોજન કયારે લેવું નહિ, એ સવાલ ઘણો અગત્યનો છે; અને એ માટે ખોરાકના એકસપર્ટ તબીબોએ ઘણી ગંભીર ચેતવણી આપી છે. જે વખતે તમો થાકીને આવ્યા હો, તે વખતે કદી પણ ભોજન લેવાની ભૂલ કરતા નહિ. એ વખતે ખોરાક લેતાં પાચનશક્તિ મોટા ભયમાં આવી પડે છે; એટલા માટે થાકેલાંઓએ જમણ લેવા પહેલાં કાંઇ નહિ તો ઓછામાં ઓછી દશ પંદર મિનિટ આરામએશ લેવી જોઇએ છે. એમ કરવું એ તંદુરસ્તીને બહુજ લાભકારક થઇ પડે છે.

( દૈનિક "હિંદુસ્થાન" ના એક અંકમાંથી )

# ૨૪—હિંદી માતાઓને ખાસ શીખવા જેવી બાબતો

અંગ્રેજ બાળકો હિંદી બાળકો કરતાં વધારે તંદુરસ્ત, હિંમતવાન અને ચાલાક હોય છે. કેમકેઃ—

(૧) અંગ્રેજ સ્ત્રીઓ પોતાના દરેક બાળકના જન્મ પહેલાં 'એન્ટી-નેટલ ક્લીનીક'માં હાજરી આપે છે.

(૨) અંગ્રેજ સ્ત્રીઓ પોતાનાં બાળકોનો જન્મ ખાસ સુવાવડખાનામાં આપે છે; અને જેઓ ઘેર જન્મ આપે છે, તેઓ કુશળ દાયણોની માવજત હેઠળ હોય છે.

(૩) અંગ્રેજ સ્ત્રીઓ પોતાનાં બાળકોને દર પંદર દિવસે ઈન્ફન્ટ વેલફેર સેન્ટરની મુલાકાતે લઇ જાય છે અને એક કુશળ માતા બનવાનું જ્ઞાન હાંસલ કરે છે.

(૩) અંગ્રેજ માતાઓ પોતાનાં બાળકોને દિવસના વખતે ઘડિયાળના નિયમિતપણાની પેઠે પોતે મુકરર વખતેજ ધાવણ આપે છે અને રાત્રે કદી પણ ધવરાવતી નથી.

(૫) અંગ્રેજ માતાઓ બાળકોને ધાવણથી છોડવવા પછી દરરોજ એક પેન્ટ દૂધ આપે છે, કદી પણ બાળકોને ચ્હા તો પાતીજ નથી. એનો બદલો છૂટથી પાણી પાઇને વાળી આપે છે.

(૬) અંગ્રેજ માતાઓ બાળકોનો ખોરાક માખીઓથી બચાવી રાખે છે.

(૭) અંગ્રેજ માતાઓ દરરોજ સાદું અને તંદુરસ્તીને માફક આવે એવું ભોજન તૈયાર કરે છે, જે મોટા ભાગે તાજાં ફ્રૂટ અને શાકભાજીનું બનેલું હોય છે.

(૮) અંગ્રેજ માતાઓ પોતાનાં બાળકોને દરરોજ નવરાવી સાફ અને સુઘડ રાખે છે.

(૯) અંગ્રેજ માતાઓ પોતાનાં બાળકોને રાત્રે ૭ વાગે સુવાડી દે છે.

(૧૦) ઓરડાની દરેક બારી દિવસ અને રાત્રે ઉઘાડી રાખવામાં આવે છે, જેથી હવા આવ-જાવ કરી શકે છે.

(૧૧) અંગ્રેજ મરદો પોતાની સ્ત્રીઓનું દરરોજનું કામકાજ ઘણેક દરજ્જે સહેલ અને આસાન બનાવે છે.

( દૈનિક "હિંદુસ્થાન"ના એક અંકમાંથી )

# ૨૫—ગળાંની ટોનસીલ કઢાવવાથી થતા લાભો

વૉશિંગ્ટન ખાતે મળેલી તબીબોની સભામાં રોચેસ્ટરવાળા ડૉ૦ કયસરે પોતે મેળવેલા લાંબા અનુભવ ઉપરથી એવો પ્રકાશ નાખ્યો છે કે, જે બાળકોનાં ગળાંનાં ટોનસીલો કાઢવામાં આવતાં નથી તે બાળકો કરતાં, જેઓના ટોનસીલો કાઢવામાં આવે છે, તેઓમાં હૃદયરોગ સાધારણ રીતે ઘણો ઓછો જોવામાં આવે છે. ડૉ૦ કયસરે આ અનુભવ સ્કૂલોમાં જતાં પચાસ હજાર બાળકોની કરેલી બારીક તપાસ ઉપરથી મેળવ્યો છે.

ગળાંનાં ટોનસીલો કઢાવવાથી જે બીજો લાભ થાય છે તે એ છે કે, આવાં બાળકોને સંધિવા અને 'સ્કાર્લેટ ફીવર' નામનો તાવ લાગુ પડવાનો ઘણો ઓછો સંભવ છે. 'સ્કાર્લેટ ફીવર'નાં વિશેષ લક્ષણ ગળામાં સોજો આવવા સાથે શરીર ઉપર ફિક્કા રાતા રંગનાં ચાઠાં દેખાવા માંડે છે. આ પછી તે ઘેરો લાલ ચટક રંગ પકડે છે અને છઠ્ઠે કે સાતમે દિવસે ચામડી ઉપરથી ઝીણી ઝીણી પોપડીઓ પડી ચાઠાં નાબુદ થવા સાથે તાવ પણ ઉતરી જાય છે. આ તાવને સાધારણ રીતે "લાલ તાવ"તરીકે ઓળખવામાં આવે છે.

( દૈનિક "હિંદુસ્થાન"ના એક અંકમાંથી )

# ૨૬—ઈટાલીનો એક મહાવીર—મુસોલીની

## લુહારની કોઢમાંથી સરમુખત્યારીના સિંહાસને!

ઇટાલીના પ્રેડેપીઓ નામના એક નાનકડા ગામમાં એક પીઢ લુહાર પોતાની કોઢમાં કામ કરી રહ્યો હતો. તેની સામે ઉભો ઉભો તેનો હજુ તો યૌવનને ઉંબરે પગ મૂકતો પુત્ર એરણ ઉપર હથોડો ઠોકી રહ્યો હતો. તે વખતે એ પિતાને કે એના એ પુત્રને સ્વપ્નેયે ક્યાંથી ખ્યાલ હશે કે લોખંડનાં ધડતર ઘડનાર એ માણસ ઇટાલીના ભાવિનું ઘડતર ઘડવા સરજાયો છે કે એના હાથમાંના હથોડા જેવાજ લોખંડી હથોડાવડે એને દેશોદ્ધારનાં ઘડતર ઘડવાનું રહેશે. એમને ભલે એ કલ્પના ન હોય, પરંતુ સર્જનહારે તો એ નિર્માણ નક્કી કરી રાખ્યુંજ હતું. લુહારનો એ બાળક ઇટાલીનો ઉદ્ધારક બનવાજ સરજાયો હતો.

### જન્મ-કુટુંબ-સંસ્કાર

એ બાળકનું નામ બેનીટો મુસોલીની. એનો જન્મ ઈ૦ સ૦ ૧૮૮૩ના જુલાઇ માસની તા. ૨૯ મી અને રવિવારે બપોરે બે વાગે થયો હતો. તેના પિતાનું નામ સીનોર એલેકઝાન્ડ્રો મુસોલીની અને માતાનું નામ સીનોરા રોઝા. એ કુટુંબના પૂર્વજો મોસુલના મસ્લીનનો વેપાર કરતા હતા, તેથી કુટુંબનું નામ મુસોલીની પડયું હતું. ઇટાલીના એ ભાગ્યવિધાતાને બુદ્ધિ, શક્તિ, શૌર્ય અને સાહસના સંસ્કારો માતાપિતા પાસેથી વારસામાં મળ્યા હતા. એલેકઝાન્ડ્રો ભલે એક નિરક્ષર લુહાર હતો, પરંતુ તેની વકતૃત્વશક્તિ મુગ્ધ કરે તેવી હતી. પિતાની એ શક્તિ પુત્રમાં પૂરેપૂરી ઉતરી હતી. એલેકઝાન્ડ્રો ઇટાલીની સામ્યવાદની (સોશિયાલીઝમ) ચળવળનો આગેવાન હતો અને એ લડતને માટે એણે ત્રણ ત્રણ વર્ષના આકરા બંદીવાસ વેઠ્યા હતા. બેનીટોની માતા રોઝા પ્રેડેપીઓની દેવી મનાતી. પતિ પોતાની કોઢમાં ધમણ ફુંકતો અને લોખંડ ટીપતો, ત્યારે પત્ની બાળ ઉપર એક નાનકડી નિશાળમાં ઇટાલીનાં સંતાનોનાં દિલમાં સ્વતંત્રતાનો મંત્ર ફુંકતી હતી. ગામના લોકો તેને સાક્ષાત્ દેવી માફક પૂજતા. પુત્રનો નામકરણસંસ્કાર પણ એટલોજ વિચિત્ર હતો. એનું નામ એક મેકિસકન બળવાખોરના નામે પાડવામાં આવ્યું હતું. બેનીટો બાળપણથીજ અટકચાળો અને મસ્તીખોર હતો. માતાની નિશાળના બાંકડા નીચે ભરાઇ જઇ તે વિદ્યાર્થીઓને પગે ચુંટીઓ ખણતો અને પજવતો. એક નાનકડી છોકરીની તો એ પાછળજ લાગ્યો હતો. નિશાળ છૂટે કે બેનીટો એ છોકરીની પાછળ પડે, તેને જતી રોકી રાખે, તેના બાલની લટો પકડી ઘોડાની રમત રમે અને કદી કદી તો એ છોકરીને નિર્દોષ ચુંબનોથી નવરાવી નાખે. રોજ બહારથી રમીને આવે, ત્યારે માથું ફોડીનેજ આવે; છતાંયે કોઇનું અપમાન તો કદીયે સહન ન કરે. જેવો તે તોફાની હતો, તેવોજ બહાદુર પણ હતો. એક વખત મુસોલીનીની ટોળકી જામફળ ખાવા નીકળી. એક છોકરો ઝાડપર ચઢયો, બગીચાનો માળી જોઈ ગયો. તેણે ગુસ્સાના આવેશમાં પેલા ઝાડપરના છોકરાને બંદુક મારી. બધા છોકરા ગભરાઇને મૂઠીઓ વાળીને નાઠા; પરંતુ મુસોલીની અડગ ઉભો રહ્યો. તેણે પેલા ઝાડપરના છોકરાને નીચે ઉતાર્યો. તેના પગમાં ગોળી વાગી હતી ત્યાં પાટો બાંધ્યો, તેને ઘેર પહોંચાડયો અને પછીજ પોતે ઘેર ગયો.

### શિક્ષણ

તેને શિક્ષણ ઘણુંખરૂં ઘરેજ અપાયું હતું, તેની માતાજ તેની ગુરુ બની હતી. માતાએ બાળકમાં અક્ષરજ્ઞાન સાથે હૃદયસંસ્કારો પણ રેડયા હતા. આથી બેનીટોનું દિલ એટલું પ્રેમાળ બન્યું હતું કે જ્યારે સોળ વર્ષની વયે તેને પોતાના ગામથી દૂરના શહેરમાં કૉલેજમાં દાખલ થવા માટે જવું પડયું, ત્યારે તેને ખૂબ દુઃખ થયું અને તે રડી પડયો હતો.

વિદ્યાભ્યાસ પૂરો કર્યા પછી જીવનની શરૂઆત તેણે શિક્ષકતરીકે કરી. રેગીઓ એમીલિયા જીલ્લાના ગ્વાલ્ટીરી ગામમાં પ્રાથમિક શાળાના શિક્ષકતરીકે તેને જગ્યા મળી. તેના પ્રેમાળ સ્વભાવને લીધે તે થોડાજ સમયમાં વિદ્યાર્થીઓમાં પ્રિય થઇ પડયો. અહીં તેને જાહેર જીવનમાં ઝંપલાવવાનો એક પ્રસંગ મળી ગયો. ગ્વાલ્ટીરીમાં ઇટાલીના વીર યોદ્ધા ગેરીબાલ્ડીનું પૂતળું

ખુલ્લું મૂકવાનું હતું. શહેરના મધ્ય ચોગાનમાં પ્રચંડ મેદની જામી હતી. સભાનો સમય થયો, પરંતુ તે દિવસનો વક્તા આવી શક્યો નહિ. ગ્વાલ્ટીરીનો મેયર મુંઝાયો. બેનીટો આગળ આવ્યો અને પોતાને ભાષણ કરવા દેવા મેયરને પૂછ્યું. મૂછનો દોરો પણ નહોતો ફુટયો એવો અઢાર વર્ષનો જુવાન અને આવી પ્રચંડ મેદની! મેયરને ફજેતી થવાનો ભય લાગ્યો; પરંતુ બહુ વિચાર કરવાનો વખત નહોતો. બેનીટોએ સભા ગજાવી મૂકી. તેના બાગે-બુલંદ અવાજ, વકતૃત્વશક્તિ અને જ્ઞાનથી સભાજનો સ્તબ્ધ થઈ ગયા, મેયરના આનંદનો પાર ન રહ્યો.

## મોંઘી પડેલી કીર્તિ

પરંતુ એ કીર્તિ બેનીટોને મોંઘી પડી. ત્યાર પછી મેયરની સાથે તેને વારંવાર પ્રસંગ પડવા માંડયો; અને સ્પષ્ટવક્તા બેનીટોને મેયર સાથે ઝગડો થતાં શાળા છોડવી પડી. સ્વભાવે મોજીલો હોવાથી કાંઇ પૈસા બચાવ્યા નહોતા. સાહસવૃત્તિ ઘેર પાછા જવા ના પાડતી હતી. તેણે ઘેરથી પૈસા મંગાવ્યા. પિતા કાંઇક કામે બહારગામ ગયા હતા, એટલે માતાએ પોતાની પાસેથી ૪૫ લીરા તારથી મોકલ્યા. એ લઇને બેનીટો સ્વીટ્ઝરલેન્ડની સફરે ઉપડયો. ઓરબે સુધી પહોંચતામાં તો પૈસા ખલાસ થયા. નોકરી શોધવા માંડી, પણ અજાણ્યા પરદેશીને એકાએક નોકર કોણ રાખે? છેવટે તેણે મજુરી કરવાનો નિશ્ચય કર્યો અને એક કડીઆને ત્યાં ઇંટો અને ચૂના–સીમેંટનાં તગારાં ઉંચકવાનો ધંધો કરવા માંડયો. આવી કદી નહિ કરેલી મજુરીથી બેનીટો થાકી ગયો. તેનું અંગે-અંગ દુ:ખવા આવ્યું. બીજે દિવસે કામે ચઢવાનો વિચાર આવતાં તેને કંપારી આવી; પરંતુ પેટનો ખાડો પૂરવા બીજો કોઇ રસ્તો નહોતો. પરાણે કામે લાગ્યો, પરંતુ તેના કામની ગતિ ધીમી પડેલી જોઇ કડીઆએ તેને ધમકાવ્યો કે "તું તો કોઇ લહેરી લાલો લાગે છે!" મુસોલીનીનું મગજ ભમી આવ્યું. આટલી મજુરી કરવા છતાં આવું અપમાન! કડીઆનું માથું ફોડી નાખવાનું કે તેનું ગળું દાબી દેવાનું તેને દિલ થઈ આવ્યું; પરંતુ શરીરની વેદના, પેટનો ખાડો અને ઉઘાડા પગ–એ બધાએ એને લાચાર બનાવ્યો. ધુંધવાતા દિલે તેણે મજુરીના પૈસા લઇ ચાલવા માંડયું.

## જીવનસંગ્રામની વાટે

ત્યારપછી તો તેને અનેક વિટંબણાઓ વેઠવી પડી અને કડવા અનુભવો મેળવવા પડયા. લોસેનમાં એક વખત તેને એક ઇટાલિયન પાસે ભીખ માગવી પડી હતી. રાત્રિઓ તો તેને હમેશાં ખુલ્લામાંજ ગાળવી પડતી. લોસેનમાં એક વખત એવું બન્યું કે, રાતના વરસાદ પડતો હતો. કયાં સૂઇ જવું તેનો એ વિચાર કરતો હતો; એટલામાં તેની નજર એક છાપખાનાની ઉઘાડી રહી ગયેલી બારીપર પડી. તેણે અંદર કૂદકો માર્યો અને આરામથી સૂઇ ગયો. આખા દિવસની રખડપટ્ટીના થાક અને મગજની ચિંતાઓના પરિશ્રમને લીધે તેને ઘસઘસાટ ઉંઘ આવી ગઇ. સવાર થયું તેનુંયે ભાન ન રહ્યું. સવારમાં છાપખાનાનાં માણસોએ તેને અંદર સૂતેલો જોયો. તેઓએ તરતજ તેને પોલીસને હવાલે કર્યો અને જીવનની ભાવિ લડતમાં સહન કરવા નિર્માયેલા કારાવાસોનું મંગળાચરણ થયું. સદ્‌ભાગ્યે તેની સામે ચોરીના કશા આરોપ પૂરવાર નહિ થવાથી તેને થોડા દિવસમાં છોડી મૂકવામાં આવ્યો. ત્યારપછી તે જર્મની અને છેક રશિયા સુધી ભટકી આવ્યો અને ત્રણ ત્રણ વર્ષના રઝળાટ પછી ફરી પાછો ટોલમેઝો જીલ્લામાં કેનેવાલમાં શિક્ષકને ધંધે વળગ્યો. એ રઝળાટ અને વારંવારના કારાવાસના પરિણામે તેની આંખમાંથી આગના તણખા ખરવા માંડયા, તેનું દિલ કઠોર થઇ ગયું, તેની સખ્તાઇને લીધે વિદ્યાર્થીઓ તેને "જુલમગાર"ના નામથી ઓળખવા લાગ્યા. તે કોઇની સાથે ભળતો નહિ, ફાજલ સમયનો ગ્રીક અને લેટીનનો અભ્યાસ કરવામાં ઉપયોગ કરતો. અહીં પણ તેને ગ્વાલ્ટીરી જેવો પ્રસંગ મળ્યો. એક જંગી સભામાં તે ભાષણ સાંભળવા ગયો હતો, વક્તા ભાષણ કરતાં અચકાવા લાગ્યો. તરતજ મુસોલીનીને આમંત્રણ મળ્યું. તેણે એવું તો જુસ્સાદાર ભાષણ કર્યું કે લોકો હજુ પણ તે ભાષણ યાદ કરે છે; પરંતુ કદાચ એજ કારણને લીધે તે શિક્ષકની જગ્યાપર કાયમ થઇ ન શકયો. તે કેનેવાથી ઓનેગ્લિયા ગયો અને ત્યાં કોલેજીયો પુલીસ કાલવીમાં ફ્રેંચ ભાષામાં પ્રોફેસરતરીકે તેને જગ્યા મળી; પરંતુ પંતુજીના ધંધામાં તેને રસ પડતો નહોતો. રાજ્યદ્વારી વિષયનો તેનો અભ્યાસ ચાલુજ હતો. રજાના દિવસોમાં તે પોતાને વતન ગયો, ત્યાંના

મજુરપક્ષની લડતમાં તેણે ભાગ લેવા માંડયો; અને મજુરોની હડતાળમાં આગેવાની લીધી. તે અને તેના ગોઠીઆઓને ઇટાલીની સરકારે કેદ કર્યા, તેમની સામે કામ ચાલ્યું અને દશ દિવસની કેદની સજા થઇ. મુસોલીનીએ પરદેશના કારાવાસોનો ઠીક અનુભવ મેળવ્યો હતો, પરંતુ ઇટાલીમાં તો આ તેનો પહેલોજ કારાવાસ હતો.

### વિપ્લવવાદનો અભિનય

કૉલેજ કૉલેજને ઠેકાણે રહી. કેદખાનામાંથી છુટયો ત્યાં તેને ટ્રેન્ટના કામદાર મંડળનું આમંત્રણ મળ્યું અને તે ટ્રેન્ટના કામદાર મંડળનો મંત્રી બન્યો તથા એ મંડળના પત્ર "એવેનીર" નું તંત્રીપદ હાથમાં લીધું. એ પત્રની વલણ ઓસ્ટ્રિયાની તરફેણની હતી. મુસોલીનીને એ વાત ન રૂચી. તે ત્યાંથી છુટો થયો અને "પોપોલો" (પ્રજા) નામના પત્રમાં જોડાયો; પરંતુ અહીં પણ તે બહુ ટકી શકયો નહિ. "પોપોલો" નાં તેનાં લખાણોથી ઓસ્ટ્રિયન સરકારનાં સિંહાસનો ડોલવા લાગ્યાં. પચીસ વર્ષનો એ નવયુવાન ઓસ્ટ્રિયાની નોકરશાહીને કોઇ ભયંકર રાક્ષસ લાગ્યો. તેણે મુસોલીનીને ઓસ્ટ્રિયામાંથી હદપારીનો હુકમ સંભળાવ્યો. મુસોલીની ઘેર આવ્યો. આ અરસામાં ઇટાલીમાં સામ્યવાદનો સારો પ્રચાર થઇ ચૂકયો હતો. અનેક યુવાનોએ તેને ખાતર ભોગ આપ્યા હતા અને જીત મેળવી હતી. મુસોલીની એ મંડળમાં જોડાયો અને તેનો મંત્રી બન્યો. તરતજ તેણે "લોટા-ડી-કલાસ" નામનું પત્ર શરૂ કર્યું. ૧૯૧૦ ના જાન્યુઆરીમાં તેનો પહેલો અંક બહાર પડયો. તેનાં લખાણો એટલાં વજનદાર ગણાતાં કે સામ્યવાદીઓનું મુખપત્ર "અવાન્ટી" પણ મુસોલીનીના પત્રમાંથી ઉતારા ટાંકતું. એજ વર્ષમાં મીલાનમાં સામ્યવાદી મહાસભા મળી. મુસોલીનીએ તેમાં પાર્લામેન્ટ સામે સખ્ત ઝુંઝારો ચલાવ્યો અને પાર્લામેન્ટની બેઠકમાટે આપસઆપસમાં લડવા માટે ટોળકીઓ રચવાની વૃત્તિને તેણે સખ્ત શબ્દોમાં ધિક્કારી કાઢી.

### સશસ્ત્ર સત્યાગ્રહ

આજસુધી મુસોલીનીએ માત્ર આકરાં ભાષણો કર્યા હતાં અને તીખાં લખાણો લખ્યાં હતાં, પરંતુ હવે તેને એવાં કાર્ય કરવાનો પણ પ્રસંગ મળ્યો. ૧૯૧૧ ના સપ્ટેમ્બરમાં ઇટાલિયન સરકારે ટ્રીપોલીનો કબજો લેવા આક્રમણ કર્યું. સામ્યવાદી પક્ષ અને "અવાન્ટી" પત્રે તેનો સખ્ત વિરોધ કર્યો. તા૦ ૨૪ મી સપ્ટેમ્બરની જાહેરસભામાં મુસોલીનીએ સરકાર સામે સશસ્ત્ર સત્યાગ્રહ જાહેર કર્યો. તેણે સરકારી અમલદારોના કામમાં વિઘ્ન નાખવા, લશ્કરી સ્વયંસેવકો અને અમલદારોપર હુમલા કરવા, કારખાનાંઓ બંધ કરવા, ટ્રામ અને વાહનો અટકાવવા, તાર અને ટેલીફોનો તોડી પાડવા, રેલ્વે અટકાવવા અને પાટાઓ ઉખેડી નાખવા વગેરેની હિમાયત કરી; એટલુંજ નહિ પણ એ બધાં તોફાનોમાં જાતે ભાગ લીધો. એ બધાં રમખાણો મચાવી પોતે કશી પણ તકલીફવિના છટકી શકશે એવું તેણે કદી માન્યું નહોતું. અદાલતમાં તેણે એ બધું કબૂલ કરતાં જણાવ્યું કે "મેં દરેક પ્રકારનો વહેવાર અટકાવી આર્થિક સંકડામણ ઉભી કરી હતી. કોઇની પર મેં અત્યાચાર ગુજાર્યો નથી." છેવટમાં તેણે જ્યુરીને કહ્યું કે "તમે નિર્દોષ ઠરાવશો તો મને આનંદ થશે કે હું પાછો મારા કામે લાગી શકીશ; પરંતુ તમે મને સજા કરશો તો હું તેને મારૂં માન ગણીશ." અદાલતે તેને પાંચ મહીનાની કેદની સજા ફરમાવી; પરંતુ મુસોલીનીને મન કેદ એ નજીવી વસ્તુ હતી.

૧૯૧૨ માં તે કેદમાંથી છુટયો. એ અરસામાં રેગીઓ એમીલિયામાં સામ્યવાદી મહાસભાની બેઠક મળી. આ બેઠક વખતે તેણે નરમ વિચારના આગેવાનોને ખસેડી, એ પક્ષનો અને તેના પત્ર "અવાન્ટી"નો કબજો લીધો. સત્તા સામેનાં તેનાં આક્રમણો હવે વધુ ને વધુ આકરાં બનવા લાગ્યાં. એજ સાલમાં ફોરલીમાં દૂધ ખૂબ મોંઘું થતું ચાલ્યું. ગરીબોને તો દૂધ મળી પણ શકતું નહિ. શું માર્ગ લેવો, તેનો વિચાર કરવા શહેરીઓની જાહેર સભા મળી. નિયમ મુજબ જુસ્સાદાર ભાષણો થયાં, પરંતુ મુસોલીનીએ તો એકજ વાત કરી કે "દૂધ માંદાંઓ, બાળકો અને વૃદ્ધોમાટે અતિ આવશ્યક છે અને તે દરેકને મળવુંજ જોઇએ, બીજી વાત નહિ. કાં તો મેયર અને મુખી એ માટે પગલાં લે, નહિ તો તેમને ઉપાડીને ફેંકી દો! ચાલો, મારી સાથે!" અર્થશાસ્ત્રની બધી ચર્ચાઓ ઉડી ગઈ અને દૂધના ભાવ ઉતરી ગયા.

### બળવાના પ્રચારનો આરોપ

"અવાન્ટી" મુસોલીનીના હાથમાં આવ્યા પછી કૂદકે અને ભૂસકે વધવા માંડયું અને જોતજોતામાં તેની નકલો ૪૦ હજાર પરથી વધીને ૧ લાખની થઈ ગઇ. તેણે એ પત્ર જાહેર કરતાં કહ્યું હતું કે "અમારી લડત સરકારને ઉથલાવી પાડવામાટે નથી, પરંતુ સરકારે પ્રજાને જીંદગીની વધુ સગવડો આપવી જોઇએ–રેલ્વેઓ, મકાનો, પૂલો, પાણી, દીવાબત્તીઓ, હૉસ્પીટલો વગેરે આપવાંજ જોઇએ; અમારી લડત એ માટે છે." આ દિવસોમાં ઇટાલીની પ્રજાની દશા ઘણી કંગાળ હતી. લોકોને પેટપૂરતી મજૂરી પણ મળતી નહોતી. અજ્ઞાનતા, ભૂખમરો, નિરાશા વગેરે સર્વત્ર ફેલાઇ રહ્યાં, લોકોની ધીરજ ખૂટી. તેઓએ રમખાણ મચાવ્યું, ગોળીબાર થયા. ઇટાલીની ધરતી લોહીથી છંટાઈ. "સરકારે પ્રજાને જીંદગીની વધારે સગવડો આપવી જોઇએ" એમ કહીને "અવાન્ટી"એ લોકોને ઉશ્કેરી મૂકયા હતા; માટે આ રમખાણ થયું હતું એવું જણાવી ૧૯૧૪માં સરકારે મુસોલીની અને "અવાન્ટી" ના તેના ગોઠીઆઓને કેદ કર્યા અને કામ ચલાવ્યું. મુસોલીનીએ એ પ્રસંગે પણ "અવાન્ટી" નાં લખાણોની બધી જવાબદારી પોતાને માથે ઓઢી લઇને જણાવ્યું કે "કાયદાના સઘળા પ્રહારો મારાપરજ થવા જોઇએ; પરંતુ અમને આ અદાલતના ન્યાયાધીશોનો ઇન્સાફ માન્ય નથી. તેઓ તટસ્થ માણસો નથી. જ્યુરીએ અમને નિર્દોષ ઠરાવવા જોઇએ, પરંતુ તેનું કારણ એ નથી કે અમે ગુન્હો કર્યો નથી, ગુન્હો તો અમે કર્યોજ છે અને હજીપણ કરીશું."

### યુરોપીય યુદ્ધમાં ઈટાલી

હજુ આ આફતમાંથી મુસોલીની છુટો થયો નહોતો ત્યાં યૂરોપમાં યુદ્ધનાં વાદળ ઘેરાયાં. મુસોલીનીએ તા૦ ૧૬ મી જુલાઇના "અવાન્ટી" માં લડાઈની વિરુદ્ધ અગ્રલેખ લખ્યો; પરંતુ મુસોલીની તો કાર્યમાં માનનારો હતો. તેણે ઈટાલીના એકે એક મંડળના પ્રતિનિધિઓની ખાનગી સભા ભરી અને સરકાર પ્રજામતની અવગણના કરે તો દેશમાં સર્વસામાન્ય હડતાળ પાડવાની સરકારને ધમકી આપવાનો ઠરાવ કર્યો. ત્યારપછી તા૦૨૭ મી જુલાઇના "અવાન્ટી"ના અંકમાં તેણે સરકારને સ્પષ્ટ ચેતવણી આપી કે "જો સરકાર પ્રજામતની ચેતવણીની અવગણના કરીને કાંઇ પણ સાહસ ખેડશે, તો અમારી લડત અમે વિશેષ જોરથી ચાલુ કરીશું."

પરંતુ જર્મનીએ બેલ્જીયમપર આક્રમણ કરતાં મુસોલીનીનું વલણ ફેરવાયું, સપ્ટેમ્બરમાં આ બાબતપર વિચાર કરવા મળેલી સામ્યવાદીઓની સભામાં તેણે સ્પષ્ટ કહ્યું કે "આપણે સામ્યવાદી છીએ તે નથી ભૂલવાનું, પરંતુ તે સાથે આપણે ઇટાલિયન છીએ એ પણ નથી ભૂલવાનું." ત્યારથી તેણે જરૂર પડે તો લડાઇમાં જોડાવાની હિમાયત કરવા માંડી. તા૦ ૧૦ મી ઑક્ટોબરના અંકમાં તેણે લખ્યું કેઃ–

"દેશની અંદરના કે બહારનાં કોઇ કારણોસર લડાઇની જરૂરજ પડે તોપણ શું કોઇ રાજ્ય–પછી ભલે તે પ્રજાસત્તાવાદી હો કે સામ્યવાદી હો–લડાઇ નહિ કરે? બળવા પછીની સરકારને લડવું નહિજ પડે તેની કોણ ખાત્રી આપે છે? લડાઇ લડાઈ વચ્ચે ભેદ ન ગણવો અને "લડાઇ" શબ્દમાત્ર સામે વિરોધ ઉઠાવવો એ તો કેવળ મૂર્ખાઇ અને નિર્માલ્યતાની નિશાની છે." છેવટમાં તેણે ઉમેર્યું કે, "અણીનો પ્રસંગ આવી પહોંચ્યો છે, શું તમે એ તમાશો જોયાજ કરશો? સામ્યવાદીઓ! શબ્દને વળગી ન રહો, પરંતુ ખરા સામ્યવાદી બનો."

તેના બીજા સામ્યવાદી મિત્રોએ તેની સાથે જોડાવા ના પાડી, તે તરતજ એ પક્ષમાંથી છૂટો થયો અને "અવાન્ટી"ના તંત્રીપદનું રાજીનામું આપ્યું. તેની સેવાઓની કદરતરીકે સામ્યવાદી પક્ષે તેને એક હજાર લીરા આપવા માંડયા; પરંતુ તેણે તે લેવાની સાફ ના પાડી. તેનાવિષે અનેક અફવાઓ ઉડવા માંડી. "ફ્રાન્સ તરફથી તેને રૂશ્વત મળી છે તેથી તે ફરી બેઠો છે" એવાં અનેક આળો તેનાપર ઓઢાડવામાં આવ્યાં. મુસોલીનીને એની પરવા નહોતી. તેણે તરતજ નવું પત્ર સ્થાપ્યું. તેણે એ પત્રનું નામ "ઇલિ પોપોલો ઇટાલિયા" રાખ્યું. એ પત્રના નામની આજુબાજુ તેણે બે મુદ્રાલેખો મૂકયા કેઃ–

"જેની પાસે તલવાર છે, તેને રોટલી મળી રહે છે."

"બળવો એક એવી ભાવના છે કે જેને બંદુકોનો ટેકો મળી રહે છે."

એ પત્રના પહેલાજ અગ્રલેખમાં તેણે લડાઇમાં જોડાવામાટે સ્પષ્ટતાથી, જુસ્સાદાર, નિઃસંકોચપણે અને નિડરતાથી હિમાયત કરી. બીજેજ દિવસે સામ્યવાદીઓની સભાએ તેને "બેવફા" "ભાડુતી" "ખુની" વગેરે અનેક ગાળો ભાંડી. "અવાન્ટી" પત્રે પણ કટાક્ષભર્યા લખાણો કરી તેની ખૂબ નિંદા કરી; પરંતુ મુસોલીનીએ એ બધાની પરવા કર્યાવિના પોતાના પત્રમાં ટુંકા, જુસ્સાદાર અને કડક લેખો પોતાની સહી સાથે પ્રકટ કરવાનું અને લડાઇની હિમાયત કરવાનું ચાલુજ રાખ્યું. તેને કેટલાક ગોઠીઆ પણ મળી રહ્યા. "એટાગ્લી સીન્ડાકાલી" નામના પત્રનો 'ફીલીપો કોરીડોની' નામનો અતિ લોકપ્રિય તંત્રી મુસોલીની સાથે જોડાયો. તે પોતાની ૨૭ વર્ષની નાની વયમાં અનેક વખત કારાવાસ ભોગવી રીઢો થયેલો હતો. બળવાનો તે ચૂસ્ત હિમાયતી હતો–નિડર લડવૈયો હતો. ઇટાલીએ લડાઇમાં ઝુકાવ્યું, ત્યારે સ્વયંસેવકતરીકે જોડાનાર તે પહેલો હતો અને યુદ્ધની પહેલી હારમાં તે મૃત્યુને ભેટયો હતો. તેણે અને મુસોલીનીએ મળીને એક નવું મંડળ સ્થાપ્યું કે જે લડાઇ પછી "ફેસીસ્ટ" મંડળતરીકે ઓળખાય છે. ૧૯૧૫ માં મુસોલીનીને એક બીજો એવોજ સાથી મળ્યો. તેનું નામ ગેબ્રીલ દ એનનઝીઓ. ત્રણેએ સાથે મળીને યૂરોપીય યુદ્ધમાં ઝંપલાવવાનો નિશ્ચય કર્યો અને તા. ૨૪ મી મેના "પોપોલો દ ઇટાલિયા" ના અંકમાં મુસોલીનીએ લખ્યું કેઃ–

"માતા ઇટાલિ! જરાયે ભય કે ખેદવિના અમે અમારા પ્રાણ તારે ચરણે ધરીએ છીએ."

મુસોલીનીના શત્રુ બનેલા "અવાન્ટી" પત્રે બીજે દિવસે ટકોર કરી કે "લડાઇની હિમાયત કરનાર પોતે કેમ નીકળી પડતા નથી?"

મુસોલીનીની ધીરજ ખૂટી, તેણે લડાઇની તૈયારી કરી. બે લાખ સ્વયંસેવકો સાથે યુદ્ધનાં મેદાનો તરફ કૂચ કરવા માટે પોતાના પત્રદ્વારા વિદાય લેતાં તેણે લખ્યું કેઃ—

"ઇટાલીનું લશ્કર વિજય વરવા જાય છે! વિજય ચોક્કસ છે–અનિવાર્ય છે! અમે લડીશું–તમે પણ લડો! મારામાટે મને કશી ચિંતા નથી. કિસ્મતના સઘળા પ્રહારો ખમવા હું તૈયાર છું, મને તેની પરવા નથી."

લડાઇના મેદાનમાં પણ તેણે પોતાની કલમ નીચે મૂકી નહોતી. તેની યુદ્ધનોંધો પ્રતિદિન લખાયે જતી હતી. એ નોંધોમાં અનેક ઉપયોગી સૂચનાઓ પણ કરવામાં આવતી. ૧૯૧૬ ના નવેમ્બરમાં તે રજાપર આવ્યો ત્યારે તેણે જોયું કે, લડાઇની વિરુદ્ધ ચળવળ ચાલી રહી છે. તે ચળવળને તોડી પાડતાં તેણે લખ્યું કે, "આ નિંદાપાત્ર ચળવળ લોકોના મગજમાં ઝેર રેડી રહી છે." તેણે વડા પ્રધાન સીનોર ઓરલેન્ડોને તો ઉધડોજ લીધો કે, "લડાઇના સમયમાં ઢચુપચુ રાજનીતિ ચાલી શકેજ નહિ. લડાઇ વખતે સરકાર સૈનિકોની બનેલી હોવી જોઇએ. દુશ્મનોની સામે ધસવામાં દયા હોયજ નહિ."

## ગંભીર અકસ્માત

૧૯૧૭માં એક એવી ઘટના બની કે, મુસોલીનીને લડાઇનું મેદાન છોડવું પડયું. ફેબ્રુઆરીની તા૦ ૨૩ મીએ ઇટાલિયન લશ્કર દુશ્મનો સામે મારો ચલાવી રહ્યું હતું. એકાએક એક તોપ ફાટી, મુસોલીનીને સખ્ત ઇજા થઇ. તેને ડોક્ટરોની હૉસ્પિટલમાં ખસેડવામાં આવ્યો, શહેનશાહ પોતે તેની ખબર કાઢવા આવ્યા. એક પત્રે ઉત્સાહના આવેગમાં મુસોલીની અને તે જે હૉસ્પિટલમાં હતો તેની છબીઓ પ્રકટ કરી. બીજેજ દિવસે દુશ્મનોનું વિમાન હૉસ્પિટલપર ઉડવા માંડયું અને હૉસ્પિટલની આસપાસ બૉમ્બનો મારો ચલાવ્યો, સદ્‌ભાગ્યે કોઇને ઇજા ન થઇ.

મુસોલીનીના જખમો હજુ પૂરા રૂઝાયા નહોતા, પરંતુ સહેજ આરામ થતાંની સાથે તેણે પોતાના પત્રનું સુકાન પાછું હાથમાં લીધું. લડાઇની વિરોધી ચળવળ સામે ઝુંબેશ ચલાવતાં તેણે લખ્યું કે "રાજદ્વારી સ્વતંત્રતા શાંતિના સમયની વસ્તુ છે. લડાઇના સમયમાં તો એ કેવળ દેશદ્રોહ છે. જ્યારે લાખો માણસો લડાઇના મેદાનમાં માથાં ગુમાવી રહ્યા હોય, ત્યારે મુઠ્ઠીભર માણસોને મન માને તેમ વર્તવાની સ્વતંત્રતા આપવી અશક્ય છે; માટે 'સ્વતંત્રતા'ની વાત જવા દો!

અત્યારે તો સંયમનની જરૂર છે." આવા આવા લેખો પ્રતિદિન લખવા ચાલુ રાખીને તેણે પ્રજાને અને સરકારને લડાઇમાટે સજ્જ રાખી.

### ઘરમાં હોળી

૧૯૧૮ ના ઑક્ટોબરમાં યુદ્ધ વિરામ પામ્યું, વિજયના ઉત્સવો ઉજવાયા. વિજયી રાજ્યો લૂંટના ભાગ વહેંચવા બેઠાં. ઇટાલીએ પણ ફ્યુમ અને ડાલમાશિયા પોતાના હિસ્સાતરીકે માગ્યા. ત્યાં તો ઘરમાં હોળી સળગી. ડાલમાશિયાના સંબંધમાં મતભેદ પડયો. બીજી બાજુ લડાઇમાંથી પાછા ફરેલા સૈનિકોમાટે કશી વ્યવસ્થા ન હોવાથી અસંતોષ ફેલાવા લાગ્યો. સૌ કોઇ "પોપોલો"ની ઑફીસે ફરિયાદ કરતા આવવા લાગ્યા. રસ્તાઓપર ચાલવાની પણ જગ્યા ન રહે. મુસોલીનીએ સૌને આશ્વાસન આપ્યું, સૌને મદદ કરવા માંડી; પણ "પોપોલો"ના પૈસા કયાંસુધી પહોંચે ? આખરે તેણે અવાજ કાઢયો કે 'ઇટાલીમાં બોલ્શેવિઝમ નહિ ચાલે ! કદી નહિ, કદી નહિ!"

### ફ્યુમનો કબજો

આ બાજુ ૧૯૧૯ના ફેબ્રુઆરીમાં મીલાનમાં બોલ્શેવિક તોફાનો થયાં. મુસોલીનીએ તરતજ બોલ્શેવિઝમની સામે કમ્મર કસી. તા૦ ૨૩ મી માર્ચે "ફેસીસ્ટો"ની પહેલી સભા મળી. ત્યારે તો માત્ર પિસ્તાળીસજ સભ્યો, પરંતુ કોઇ ચમત્કારની માફક સભ્યો વધવા માંડયા. "પોપોલો"ને સામ્યવાદી દૈનિકને બદલે "સૈનિકો અને મજુરોના પત્ર' તરીકે જાહેર કરવામાં આવ્યું. ઉશ્કેરાયલા ફેસિસ્ટોએ એપ્રીલની તા૦ ૧૫ મીએ સામ્યવાદી પક્ષના પત્ર "અવાન્ટી"ની ઑફીસ આગથી તારાજ કરી અને એ રાખ ઉપર "ફેસિઝમ"નાં મંડાણ મંડાયાં. સામ્યવાદીઓએ પણ છેલ્લા પ્રાણ સાથે બાથ ભીડવા માંડી. હડતાળો તો કાયમની થઇ પડી. જરા જરા વાતમાં કામદારો કામે ચઢવા ના પાડે. અમલદારો અને સૈનિકોપર લોકો થુંકવા લાગ્યા. ઘાયલ સૈનિકોના પાટા ફાડી નાખી, તેમના ચાંદો પગનીચે કચડવા માંડયા. પાર્લામેંટનું ગાડું થંભી ગયું. ફ્યુમનો ઝગડો તો ઉભોજ હતો. સામ્યવાદીઓ છેલ્લી હદે પહોંચી ગયા હતા; પરંતુ મુસોલીની એવી આફતોથી ગાંજયો જાય તેમ નહોતો. તેના જોડીદાર ગેબ્રીલ દ એનનઝીઓએ ફ્યુમનો કબજો લીધો. "પોપોલો"એ એ સાહસની પ્રશંસા કરી ફ્યુમમાટે ફંડ ઉભું કર્યું.

### વિજય

આમ બે પક્ષ સામસામી બાથ ભીડી રહ્યા હતા, ત્યારે સરકારને નવા પક્ષ સામે પગલાં લેવાનું સહેલું જણાયું. ફેસિસ્ટોની ધરપકડો ચાલુ થઇ. આગેવાનોનાં મકાનોની ઝડતી લેવામાં આવી. મુસોલીનીપર પણ એ વાદળ ઝઝુમી રહ્યું હતું. મિત્રોએ તેને નાસી છૂટવા ચેતવ્યો; પરંતુ મુસોલીનીને એમાં બાયલાપણું લાગ્યું. તેણે સાફ ના પાડી. બે દિવસ પછી તે પકડાયો. એ ખબર આપતાં "પોપોલો"એ બીજે દિવસે મોટાં મથાળાં કર્યાં કે "ઇટાલીને બચાવવાના ગુન્હા બદલ બેનીટો મુસોલીનીને કેદમાં નાખવામાં આવ્યો છે." સરકાર તેની સામે વધુ પગલાં લઇ ન શકી. તેને છોડી મૂકવો પડયો, પરંતુ સામ્યવાદીઓનું જોર હજુ પૂરેપૂરૂં નહોતું શમ્યું. ૧૯૨૦ ના સપ્ટેમ્બરમાં તેઓએ કારખાનાં કબજે કર્યાં. માલેકો, ઇજનેરો અને કારીગરોને હાંકી કાઢયા. કેટલાએક માલેકોનાં કુટુંબને કેદ કરવામાં આવ્યાં. ટયુરીનમાં બે ફેસિસ્ટોને રિવોલ્વરથી ઠાર કરવામાં આવ્યા. લશ્કરમાં પણ બળવો જાગ્યો. તેઓએ પોતાના સરદારોને કેદ કર્યા. બોલોનામાં એક ફેસિસ્ટ મ્યુનિસિપલ કાઉન્સીલરને પથરાઓ મારી મરણશરણ કરવામાં આવ્યો. ફરેરામાં પણ સામ્યવાદીઓએ રમખાણ મચાવ્યું, જેમાં સાત-આઠ ફેસીસ્ટોએ પ્રાણ ખોયા. નાતાલના દિવસો આવતામાં તો એનનઝીઓએ મેળવેલું ફ્યુમ ખાલી કરવું પડયું. નવા વર્ષના શિયાળામાં સામ્યવાદીઓએ કાવત્રું રચ્યું અને ડિયાનાની નાટકશાળામાં ગોળીબાર કર્યા. સત્તર જણાઓ વિંધાઇ ગયા. મુસોલીનીએ ફરી પાછાં શસ્ત્ર સજ્યાં. સામ્યવાદ સામે ખુલ્લું યુદ્ધ જાહેર કર્યું, સામ્યવાદીઓને મુસોલીનીના પ્રચંડ બળ આગળ નમવું પડયું; પરંતુ થોડાજ દિવસોમાં સામ્યવાદીઓએ સુલેહની શરતોનો ભંગ કરવા માંડયો. ૧૯૨૨ના ઉનાળામાં આખા ઇટાલીમાં રેલ્વે હડતાળ પડી. મીલાનમાં સામ્યવાદીઓએ પાણીના નળ કાપી નાખ્યા. ઝાડુવાળાઓએ વધારે પગાર માગી હડતાળ

પાડી. આ વખતે ફેસિસ્ટો હથિયાર ઉઠાવવાને બદલે હડતાળની જગ્યાઓએ પોતે જાતે કામે લાગી ગયા; અને નાના-મોટા સૌ દશ દશ બાર બાર કલાકસુધી કામ કરવા લાગ્યા. મુસોલીનીએ જોયું કે, દેશમાં બે પક્ષનો અમલ રહે ત્યાંસુધી ઝઘડા થયાજ કરવાના. તેણે તા૦ ૨૪ મી ઑકટોબરના "પોપોલો" માં જણાવી દીધું કે "સરકારે બધો કારભાર અમને સોંપી દેવો જોઇએ; નહિ તો અમે તે કબજે કરીશું." એ શબ્દો લખીને તે કાંઈ બેસી ન રહ્યો. તેણે પોતાની સ્વયંસેવક ફોજને રોમ તરફ કૂચ કરવાનો હુકમ આપ્યો. પ્રજામાં ગભરાટ ન ફેલાય તે માટે તેણે "પોપોલો" મારફત ખેડુતો, મજુરો અને પ્રજાને આશ્વાસન આપ્યું અને જણાવ્યું કે "અમે આ તલવાર તમારા વિનાશમાટે નથી ઉપાડી, તમારાં બંધનો તોડવા માટે ઉપાડી છે." વડા પ્રધાન સીનોર ફાકટાએ સામે થવાનો પ્રયત્ન કર્યો. તેણે ઇટાલી દુશ્મનોથી ઘેરાયેલું જાહેર કરવાનો ઢંઢેરો તૈયાર કર્યો અને રાજા પાસે રજુ કર્યો. રાજાએ તેને જણાવી દીધું કે, હવે એ ફાંફાં મારવાં મિથ્યા છે. સેનાપતિએ પણ તે ઢંઢેરાપર સહી કરવા ના પાડી. મુસોલીનીએ ધસારો આગળ ચલાવ્યો. લોહીનું એક પણ ટીપું પાડ્યાવિના તેના લશ્કરે રોમમાં વિજયપ્રવેશ કર્યો.

## ઇટાલીનો ખરો રાજા

મુસોલીનીનો વિજયવાવટો ફરકવા માંડ્યો. ઇટાલીની સરકારે સુલેહનું કહેણ મોકલ્યું. મુસોલીનીએ જણાવ્યું કે "મને રાજા તરફથી સંદેશો નહિ મળે ત્યાંસુધી હું નહિ આવું." તા૦ ૨૯ મી ઑકટોબરની બપોરે શહેનશાહના એ-ડી-કાંનો ટેલીફોન આવ્યો. મુસોલીનીએ ઉપકાર માન્યો, પરંતુ પોતાને તાર ન મળે ત્યાંસુધી આવવા ના પાડી. અડધાજ કલાકમાં તેના હાથમાં શહેનશાહના આમંત્રણનો તાર આવ્યો. મુસોલીની મીલાનથી રોમ જવા ઉપડયો. આખે રસ્તે લોકોએ તેને હર્ષનાદથી વધાવ્યો. તા. ૩૦ મીએ બપોરના મંત્રણા ચાલી. મુસોલીની પ્રધાનો, મંત્રીઓ વગેરેની યાદી તૈયાર રાખીનેજ ગયો હતો. શહેનશાહે સઘળી નિમણુંકો મંજુર રાખી. ત્રણ વાગે વિજયના ડંકા વાગ્યા, તોપોની ગર્જના થઈ, વાવટા ફરકવા લાગ્યા. મુસોલીનીની સ્વારી નીકળી. રાજા, નામનોજ રાજા રહ્યો. ઇટાલીનો ખરો રાજા મુસોલીની બન્યો. રાજ્યની કુલ લગામ તેના હાથમાં આવી. એક લાકડીએ તેણે રાજ્યવહીવટની ગાડી હાંકવા માંડી, કલમની એકજ લીટીએ તેણે કાયદા ઘડવા માંડ્યા. ફેસિસ્ટ કાર્યક્રમ મુજબ ઇટાલીની તેણે પુનર્રચના માંડી.

## ફેસિસ્ટ કાર્યક્રમ

આજે આખું યૂરોપ ઇટાલીપર નજર માંડી રહ્યું છે. ઇતિહાસકારો અને લેખકો મુસોલીનીના વ્યક્તિત્વ અને કાર્યમાં રસ લઇ રહ્યા છે. ઘણાઓ તેને "આપખુદ" "જુલ્મી" "ઘમંડી" વગેરે અનેક વિશેષણો આપે છે. "ફેસીઝમ"વિષે પણ અનેક ગેરસમજો ફેલાઇ રહી છે. ઘણાઓ તેને "બોલ્શેવિઝમ" ની વિરોધી ચળવળ માને છે; પરંતુ જગતમાં એવી કયી વસ્તુ છે, કે જેની કોઇએ નિંદા નજ કરી હોય ? જે વસ્તુ એકને બિનઉપયોગી અને નુકસાનકારક હોય, તે બીજાને કદાચ ઉપયોગી અને ઉપકારક પણ હોય. કેવળ લોખંડ અને કોલસાની પેદાશવાળા ઇંગ્લાંડને યાંત્રિક ઉદ્યોગવાદ ભલે જરૂરી હોય; કેમકે તેના લોખંડ અને કોલસાના વેચાણમાંથી તેને અનાજ અને કાપડ જેવી જરૂરિયાતો ખરીદવાની રહી. પરંતુ હિંદુસ્થાન જેવા ખેતીપ્રધાન અને કાચી વસ્તુના ભંડારસમા દેશને એ વાદ ઉપયોગી ન હોય. તેને તો તેની ખાદીજ ઉપયોગી અને ઉપકારક હોય. અમેરિકા જેવા અઢળક દ્રવ્યમાં આળોટતા દેશને સામ્યવાદની જરાયે જરૂર ન હોય; પરંતુ રશિયા જેવા ગરીબ અને ખેડુતોના દેશનો એ માર્ગેજ ઉદ્ધાર હોય. તેમ ઇટાલીને અત્યારે એકહથ્થુ સત્તાની અને શાસનની જરૂર હોય. જ્યાંસુધી ઇટાલીની પ્રજાને તે સામે કશી ફરિયાદ ન હોય, ત્યાંસુધી બીજાઓએ શામાટે મિથ્યા કકળાટ કરવો જોઇએ ? વળી મુસોલીનીએ પોતાનો ફેસિસ્ટ કાર્યક્રમ જગજાહેર કર્યો છે કેઃ-

૧-મજુરીના આઠ કલાક રાખવાનો કાયદો કરવો.

૨-ઓછામાં ઓછી અમુક મજુરી તો આપવીજ, એવો નિયમ ઘડવો.

૩-ઔદ્યોગિક કારખાનાંના વહીવટમાં મજુરોને ભાગ લેવાનો હક્ક આપવો.

૪-બાહોશ પ્રજાકીય મંડળોને જાહેર ખાતાંઓની વ્યવસ્થા સોંપવી.

૫-વ્યવહારનાં બધાં સાધનો સુવ્યવસ્થિત કરવાં.

૬-માંદાં, વૃદ્ધો વગેરેના પોષણમાટે જરૂરી કાયદા ઘડવા.

અને આ કાર્યક્રમ કેવળ ઉપર ઉપરનો નથી. મુસોલીનીના હાથમાં સત્તા આવ્યા પછી એણે એ દિશામાં પગલાં માંડયાં પણ છે. અલબત્ત, ફેસીઝમ જૂની સંસ્થાઓ જાળવી રાખવામાં અને તેના પુનરુદ્ધારમાં માને છે. ફેસીઝમ મુડીને દેશના વિકાસમાટે જરૂરી ગણે છે અને તેથી મુડીવાળાઓના નાશમાં ફેસીઝમને શ્રદ્ધા નથી. આવી એક હીલચાલને બીજાઓ ગમે તેટલી કાળી ચીતરે, પરંતુ જ્યાંસુધી એ હિલચાલમાં પ્રજાકલ્યાણની ભાવના છે, ત્યાંસુધી તેનો નાશ શક્ય નથી.

### કેવળ પ્રવૃત્તિમય જીવન

મુસોલીની પોતાના આસનપર બેસે છે, ત્યારે તેનો દેખાવ કરડો અને બનાવટી દેખાય છે; પરંતુ તેની સરળતા તે જ્યારે પોતાની પાળેલી સિંહણ સાથે ખેલતો હોય છે ત્યારે નજરે પડે છે. આળસનો એ કટ્ટો શત્રુ છે. "પોપોલો" પત્રની નવી ઑફીસમાં તેણે આરામખુરશી જોઇ, ત્યારે તે બરાડી ઉઠયો કે "આરામખુરશી! આરામખુરશી!! આરામખુરશી તો માણસનું સત્યાનાશ વાળે છે." તે લખતાં થાકે તો વાંચવા બેસે, વાંચતાં થાકે તો ચર્ચા કરવા બેસે અને તેમાંથી કંટાળે એટલે મોટર હાંકવા નીકળી પડે. આમ તેને તદ્દન કામવગર બેસી રહેવું તો કદી ગમતું નથી. પ્રવૃત્તિ એજ એનો ખોરાક છે-એજ એનું જીવન છે. કોઇ એમ પણ માનતું હશે કે, તેને કીર્તિની ભૂખ છે, પરંતુ તેના દિલના ઉદ્ગારો એ વાતનો ઇન્કાર કરે છે. તેણે એક સ્ત્રી આગળ પોતાનું દિલ ખોલતાં કહ્યું હતું કે "સીનોરા! મેં શું કર્યું છે? કંઇજ નહિ. હું એક પત્રકાર છું અને બહુ તો થોડા કાળમાટે વડો પ્રધાન છું; પરંતુ ઘણાયે પત્રકારો અને વડા પ્રધાનો બને છે. મારી ઇચ્છા ઇટાલીની પ્રજામાં વ્યવસ્થા સ્થપાય એટલીજ છે. એટલું થાય એટલે હું મારૂં કાર્ય પૂરૂં થયું સમજીશ. મરતી વખતે 'મેં દેશમાટે કંઇક કર્યું છે' એટલો હું આત્મસંતોષ લઇ શકું એટલીજ મારી ઇચ્છા છે." મુસોલીનીના રાજદ્વારી વિચારોમાટે ગમે તેટલો મતભેદ હોય, પરંતુ તે એક વીર પુરુષ છે, તેના દિલમાં દેશની દાઝ છે, દેશકલ્યાણની તેના જીગરમાં ઝંખના છે, દેશોદ્ધારની ખાતર તેણે પોતાના પ્રાણ પાથર્યા છે, એ વાતનો તો કોઇ ઈન્કાર નહિ કરી શકે. એવા વીરને વીરપૂજકોનાં વંદન છે!

("મુંબઇસમાચાર" ના ૧૯૮૩ ના દીપોત્સવી અંકમાં લેખક રા. 'જીવન')

# ૨૭—સાધુ અને નિંદાખોરવિષે સમજુત

સારા માણસની, સાચા માણસની નિંદા કરનારની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે. અંધકાર પ્રકાશની નિંદા કરે ત્યારેજ એનું નામ અંધકાર. અસત્ સત્ની નિંદા કરે ત્યારેજ એનું નામ અસત્. મૃત્યુ અમરત્વની નિંદા કરે ત્યારેજ એનું નામ મૃત્યુ. દાનવ દેવની નિંદા કરે ત્યારેજ એનું નામ દાનવ. એ રીતે નિંદા કરનાર પોતાના દરજ્જાનું સમાજને ભાન કરાવે છે. સારા માણસોએ એવા નિંદકોથી જરાય બીવું નહિ, ગુસ્સે થવું નહિ. એની સામે દયાની દૃષ્ટિ નાખવી કે એ એની હાલની દુઃખદ સ્થિતિમાંથી મુક્ત થઇ સાચી મુક્તિ મેળવે. વિંછીનો સ્વભાવ કરડવાનો છે, સાધુનો સ્વભાવ એને માફ કરવાનો છે. સાચો માણસ એ સાધુસમાન છે. જ્યારે નિંદા કરનાર એ વિષભરેલ વિંછી જેવો છે એને મુક્તિ મળે એવી દૃષ્ટિએ એના તરફ જોવું એ સત્પુરુષોનું લક્ષણ છે. નિંદાખોરોનું પણ કલ્યાણ થાય એવી ભાવના સેવવી, એ સત્પુરુષોના જીવનની પ્રતીતિ છે.

("લોહાણા હિતેચ્છુ" ના તા. ૧૭-૧૧-૨૭ ના અંકમાંથી)

# ૨૮–પ્રભુને આંગણે અથવા પ્રભુ પાસે જવાના માર્ગ

આ સંસાર દુઃખોરૂપી ઉધઇના રાફડાઓથી ભરેલો છે. આ પૃથ્વી સંકટો, વિપત્તિઓ, ચિંતાઓ, પીડાકારીઓ તથા મોતના ભયના ભયાનક વિસ્તારથી લંબાયેલી હોવાથી કંટાળેલા મનુષ્યો પ્રભુને આંગણે વહેલા જવા ઇચ્છે છે; પરંતુ પ્રભુને પહોંચવાને કયા પંથે જવું અને કયો માર્ગ કાર્યસાધક થઇ પડશે, પ્રભુની પ્રસન્નતા શી રીતે થઇ શકશે, તેની મનુષ્યને ગમ પડતી નથી. માનવીને માથે જો પ્રભુનું છત્ર ન હોય તો મુશ્કેલીઓ અને મુશીબતોથી ઘેરાયલો મનુષ્ય આપઘાતસિવાય બીજો આરો કે ચારો ધરાવી શકે નહિ. જ્યાંસુધી પ્રાણી પોતાના પરમેશ્વરને પૂરેપૂરો પિછાની શકતો નથી, ત્યાંસુધી તેને કશી સૂઝ પડતી નથી; એટલા માટે તે મહાન પિતાને ઓળખવાના ચઢ–ઉતર ત્રણ ઘોરી માર્ગો સદ્‌ગુરુઓએ બતાવેલા છે. પહેલો કર્મમાર્ગ, બીજો ભક્તિમાર્ગ અને ત્રીજો જ્ઞાનમાર્ગ. એ ત્રણેમાં ભક્તિમાર્ગ સરળ છે, જેથી તેના ૯ પેટામાર્ગો બતાવેલા છે. તે નવ માર્ગો પૈકી પહેલા ૩ માર્ગો આમવર્ગ માટે, બીજા ત્રણ માર્ગો ખાસ લોકો માટે અને ત્રીજા ત્રણ માર્ગો ઉચ્ચ કોટિના સંત પુરુષોમાટે ઠરાવેલા છે. જ્ઞાનમાર્ગ પકડવાની શક્તિ કાંઇ સર્વ મનુષ્યોમાં હોતી નથી. ભક્તિથી ભાવ અને ભાવથી જ્ઞાન આવે છે, જેથી ઉત્તમ માર્ગ ભક્તિનો છે. ભક્તિ કરતે કરતે જ્ઞાન પણ સંપાદન થાય છે. તે એવી રીતે કે, જે વસ્તુનો અહોનિશ ભાવ, પ્રેમ, આસક્તિ રાખવાથી જેમ તે વસ્તુનું જ્ઞાન થઇ જાય છે, તેમ પ્રભુનું હરહમેશ ધ્યાન અને ધકના રાખવાથી પ્રભુમય થઇ જવાય છે. ઝાડ ઉપરથી આણેલા લીલા કીટ(કીડા)ને ભ્રમરી માટીના એક ઘરમાં પૂરે છે અને વારંવાર તે કીટને આવી આવીને ડંશ મારે છે, ત્યારે તે ભ્રમરીની ચાલુ ને ચાલુ ધગશમાં રહેલો કીડો છેવટે ભ્રમરીજ બની જાય છે; તે ન્યાયે કરીને મનુષ્ય પણ પ્રભુની ચાલુ ને ચાલુ ધકનામાં પ્રભુમય થઇ જાય છે. એ ભાવ–ભક્તિના શાસ્ત્રકારોએ જૂદા જૂદા નવ પેટામાર્ગો ઠરાવ્યા છે.

### ૧ લો માર્ગ—શ્રવણભક્તિ

શ્રવણેન્દ્રિય મારફતે જ્યાં પણ અને જ્યારે પણ ઇશ્વિરચર્ચા થતી હોય ત્યાં અને ત્યારે ઉંચા કાન કરી કરીને ઇશ્વિરની વાતો સાંભળતાજ રહેવાનો ચડસ રાખવો, એ પણ એક પ્રકારની ભક્તિજ છે, જે 'પ્રેઅર ઇન ઓડીશન' કહેવાય છે. શ્રીરંગ નામનો એક સાહુકાર, જે શ્રાવકનો જૈનધર્મ પાળતો હતો, તેને તેના નોકરે શ્રવણભક્તિનો રંગ લગાડયાથી તે ઇશ્વિરચર્ચા સાંભળવા લાગ્યો અને આમ કરતે કરતેજ તેને પરમાત્માવિષે જ્ઞાન થયું હતું. વેલિંગ્ટને કહ્યું હતું કે, પ્રભુને ભજવાની આ રીતિમાં ધર્મ અને નીતિનાં બધાં તત્ત્વો સમાઈ જાય છે. ઈ. સ. ૧૮૨૫ માં મુંબઇમાં મરણ પામેલા શ્રી ધાકૂ ઉર્ફે રામબુવા રત્નાગિરિથી મુંબઈ આવી મુકાદમનો ધંધો કરતા હતા. તેમની અતિસુંદર સ્ત્રી અને ધનનું હરણ થયાથી તેમને એવી ચોટ લાગી ગઈ, કે સંસારનો ત્યાગ કરીને જ્યાં પણ હરિકથા ચાલતી હોય, જ્યાં પણ હરિકીર્તન થતાં હોય, ત્યાં જરૂર હાજરી આપી કથાકીર્તન સાંભળવા બેસવું. આમ કરતે કરતે તેઓને પરમાત્માનું જ્ઞાન આ ભવમાંજ થઇ જવા પામ્યું હતું. 'સંસાર તરવાને કાજ નામ–નાવ છે મોટું ઝાજ.' પ્રભુનું માત્ર નામ સાંભળતાં સાંભળતાં તો કાનમાં પ્રભુજ ધમધમી રહે છે અને કાનવાટે એ નામની છાપ મન ઉપર સજ્જડ ચોંટી જાય છે. પછી સ્વપ્નાં પણ તેનાં ને તેનાંજ આવવા માંડે છે. આ પ્રકારનો પ્રભુ–પરિચય પરીક્ષિત રાજાને પણ થયો હતો. સો કામ પડતાં મૂકીને પરીક્ષિતરાજા હરિકીર્તન સાંભળવાને જ્યાં હોય ત્યાં દોડી જતો. રામનામનો મહિમાજ મોટો સમજવો. જ્ઞાન થવા લાયક જેમની મનઃશક્તિ કે મગજશક્તિ જોરાવર ન હોય, તેમણે તો જ્યાં અહુરમઝદવિષે વાયજી થતી હોય, પ્રભુની પ્રભુતાવિષે જ્યાં ઉપદેશ અપાતા હોય, ખુદાની યાદમાં જ્યાં બાંગ પોકારવામાં આવતી હોય, ત્યાં ધાઇ ધાઇને દોડી જવું.

**रामनामाश्रयं कृत्वा जलोपरि शिलाऽतरत् । शैलोऽपि तद्यभावाच्च तरुपत्रतुलांगतः ॥**

રામના માત્ર નામના આધારે પાણીના ઉપર પથ્થરો તરી શક્યા હતા; અને પ્રભુના માત્ર નામશ્રવણથી તો પહાડો પણ ઝાડનાં પાંદડાંની પેઠે હલકા થઇ જઇને જળ ઉપર તરી શક્યા છે; એટલા માટે કર્મ કરવાને જેઓ અસમર્થ હોય, જ્ઞાન ગ્રહણ કરવાને જેઓ અશક્ત હોય કિંવા બંદગી-માં જેમનું એકાગ્ર ચિત્ત ચોંટતું ન હોય, તેમણે પ્રભુની જ્યાં ભક્તિ થતી હોય, જશન કે યજ્ઞમાં, અથવા કથા કે વાયજીમાં ઈશ્વરનું જ્યાં નામ ચર્ચાતું હોય ત્યાં માત્ર સાંભળવાને ખાતર જઈ બેસવાની પણ વૃત્તિ થઈ આવે ત્યારે જિજ્ઞાસુએ પ્રભુને પ્રસન્ન કરવાનું પહેલું ડગલું ભર્યું, એમ સમજવું.

## ૨ જો માર્ગ—કીર્તનભક્તિ

પરમાત્માનાં કીર્તનો હરદમ કર્યા કરવાં, ગાયનો અને ગીતો પણ તેનાંજ ગાયા કરવાં અને તેનાજ રંગરાગમાં ગુલ્તાન બની જવું, એ પ્રભુને પ્રસન્ન કરવાનો બીજો માર્ગ છે. તુકારામ બુવા "વિઠ્ઠલ-વિઠ્ઠલ" શબ્દો રાગ કાઢીને તાનથી ગાયા કરતે કરતે વિઠ્ઠલનાં ભજનો ગાવા લાગતાં, વેપાર-રોજગાર ભાંગી પડયો. વઢકણી વહુ મેણાં મારે, પાડોશમાં મરણ થયું હોય, તો પણ રાગ કાઢીને બસ ભજનોજ ગાતા રહેવાથી ફળિયાના લોકો બહુ હીણે. આથી પણ તેમણે કીર્તન-ભક્તિ નહિ છોડવાથી અંતે સરસ્વતી દેવી તેમની જીભ્ભા ઉપર આવીને બેઠાં અને તેમણે પોતાનીજ બુદ્ધિથી જ્ઞાન સંપાદન કરીને ચાર કોટિ અભંગો જોડી કાઢી પોતાની નવીજ ગાથા પણ બનાવી હતી. કીર્તન-ભક્તિમાં નારદમુનિ, તુકારામ બુવા, નરસિંહ મહેતા તથા મીરાંબાઈનું નામ અમર રહેવા પામ્યું છે. નેપોલિયને એક વાર કહ્યું હતું કે "સાચેસાચા બુલંદ તત્ત્વને તમારે જોવાની ઇચ્છા હોય તો પ્રભુનાં ગાયનો ગાયા કરો. અહુરા નામની ગાથા ગાઓ કિંવા વિષ્ણુ નામનાં ભજનો કરો અગર ઇશ્વરના ગમે એ નામના ખ્યાલો ગાઓ, તોપણ તે ઇશ્વર પ્રસન્નતા-નોજ ભાવ ભજવે છે અને ઇશ્વરને આંગણેજ લઇ જાય છે.

**आकाशात्पतितं तोयं यथागच्छति सागरम् । सर्वदेवनमस्कारः केशवं प्रतिगच्छति ॥**

ગમે તે જગ્યાએ આકાશમાંથી ઉતરી આવેલું પાણી છેવટે તો સમુદ્રમાંજ જવાનું છે, તે પ્રમાણે પ્રભુને ગમે તે પ્રકારે ભજવાથી અને ગમે તે દેવનાં ગાન ગાવાથી તે સર્વ પરમાત્માને-જ પહોંચે છે; કેમકે આખી સૃષ્ટિમાં જૂદે જૂદે રૂપે સર્વત્ર પરમાત્માજ વ્યાપી રહેલા છે. સાવંત-વાડીવાળા શ્રી સોહિરોબા પોતાનું કુલકર્ણીનું દફતર લખતાં લખતાં પણ ઈશ્વરનાં ભજનો ગાતા હતા. આમ કરતાં કરતાં તેમને આત્મજ્ઞાન થયું; વેદાંતના અનેક ગ્રંથો રચ્યા; જેમાં ૧-અક્ષય બોધ, ૨-મહદનુ-ભવેશ્વરી, ૩-પૂર્ણાક્ષરી, ૪-અદ્વયાનંદ, ૫-સિદ્ધાંતસંહિતા તથા ૬-ચિત્સુખાનંદ, એ મુખ્ય છે; જેનાં ૪૦૦૦ પદ તો હજી પ્રસિદ્ધ થવાનાં બાકી છે. પાક નબી જરાથુસ્ત્રને કીર્તન (ગાથા)—ભક્ત ચિતારી **ग्रतउत्तर** એટલે ઉત્તમ ગાયનો ગાનાર પણ કહેવામાં આવ્યા છે. સુંદર હલકે અહુરમઝદનાં ભજનો કરી લોકોને આકર્ષનારતરીકે તે પેગમ્બરને વર્ણવેલા છે. જે ઘરોમાં યજ્ઞ-યાગ, જશન કે ભણતર પણ થતાં ન હોય પરંતુ સવાર પડતાંજ જો ખુદાઇ ગાયનો ગવાતાં હોય; નાટકી રસિયાં, રંગીલાં, ચુલબુલ્યાં, છલબલ્યાં ગાયનોને બદલે ભગવદ્‌ભજનો કે અહુરાની યાદીનાં ગાયનો ગવાતાં હોય; તો તે પણ ઉત્તમ ભકિત અને ઉમદા બંદગી હોઇ, જિજ્ઞાસુની વૃત્તિ છેવટે બ્રહ્મજ્ઞાન તરફજ તે ગાનારને ખેંચી જશે; જેમ સુરદાસ, સુંદરદાસ વગેરે કીર્તનકારોના સબંધ-માં બનવા પામ્યું હતું. એને 'ચેન્ટીંગ પ્સામ્સ' કહે છે.

## ૩ જો માર્ગ—સ્મરણભક્તિ

જેનાથી પ્રભુને શ્રવણભક્તિ અથવા કીર્તનભકિતથી પણ પ્રસન્ન કરવાનું ન બની શકે, તેને માટે સ્મરણભક્તિ બહુ ઉત્તમ છે. અહોનિશ કામકાજે, હાલતાં-ચાલતાં વખતોવખત પ્રભુની ચાલુ યાદ મનમાં કરતા રહેવાથી પ્રભુની પ્રસન્નતા મેળવી શકાય છે. કર્તાહર્તા પરમેશ્વરને કાંઈ જોઇતું નથી. તે તો પ્રેમનો ભૂખ્યો છે; તે તો ભાવ માગે છે; તે તો દિલદારી અને જાન-ફેશાનીનો તરસ્યો રસિયો છે. ઉત્તાનપાદ નામે ચક્રવર્તી રાજાના પુત્ર ધ્રુવજી પાંચ વર્ષના બાળક હતા, ત્યારથીજ તેમણે સ્મરણભક્તિનું સેવન એટલેસુધી કર્યું હતું, કે ઘણાં વર્ષ રાજ્યવૈભવ

ભોગવતે છતે પરમાત્માની ચાલુ યાદ, સ્મરણબહાર નહોતી રાખી; જેથી વિષ્ણુપદની તેમને પ્રાપ્તિ થઇ. આ અચળ પદ ધ્રુવના અચળ તારાની જોડે પૃથ્વીમાં આજે પણ કાયમ રહ્યું છે. રામદાસ સ્વામી, હરિશ્ચંદ્ર રાજા, ગોપીચંદ તથા ભર્તૃહરિ અને પ્રહ્લાદ સ્મરણભક્તિ ચાલુ રાખવાથી ભવપાર તરી શકયા હતા. એ ભક્તિને 'મેન્ટલ રેસીટેશન' કહે છે. જરથોસ્તીઓમાં મનથી યાદ કરવાના જે કલામો હોરમઝદ યસ્તમાં કહ્યા છે, તે આ સ્મરણભક્તિવિષે છે: 'ઉષિ અહુરહે મઝદાઓ યઝમઇદે, દરેથ્રાઇ માંથ્રહે સ્પેન્તહે; ખ્રતુમ્ અહુરહે મઝદાઓ યઝમઇદે, મરેથ્રાઇ માંથ્રહે સ્પેન્તહે; હિઝવાંમ્ અહુરહે મઝદાઓ યઝમઇદે ફ્રવાકાઇ માંથ્રહે સ્પેન્તહે"—માથ્ર સ્પેન્તને સ્મરણમાં રાખવાને માટે અહુરમઝદની હુશિયારીની અમે સ્તુતિ ગાઇએ છીએ; માથ્ર સ્પેન્તની ચાલુ યાદ મનમાં રાખીને અમો હોરમઝદની બુદ્ધિવિષે ભક્તિ કરીએ છીએ; માથ્ર સ્પેન્તનું સર્વદા સ્મરણ મનથી કરવાનું ચાલુ રાખીને અહુરાના ધ્વનિનાં અમો નિત્ય વખાણ ગાઇએ છીએ. મોબેદ શરોશને માટે કહે છે કે, દાદારનું સ્મરણ તે પળેપળ ધ્યાનમાં ને ધ્યાનમાં રાખતો હોવાથી, તે શું ખાણું ખાતો હતો, તેનું પણ ભાન તેને રહેતું ન હતું. નવસારીમાં મીનોચેર હોમજી ટોળામાં "દસ્તુર રૂસ્તમદારૂ" નામના છેલ્લા સૈકામાં (સો વરસના અરસામાં) થઈ ગયેલા એક મોબેદાન મોબેદ ચાલતાં ચાલતાં પણ ખુદાની યાદ ચાલુ રાખતા હોવાથી બેધ્યાન જણાતા. કહે છે કે, વરસાદ પડતો હોય અને તેઓ ચાલતા હોય તો તેમના શરીર ઉપર પાણીનો એક છાંટો સરખોએ પડતો ન હતો! આ વાત આજના તાર્કિક 'રેશનલીસ્ટ્સ' વિદ્યાર્થીઓને કથા જેવી જણાશે, અને માનવામાં આવી શકશે નહિ; પરંતુ ચાલુ વખતપર સુદ્ધાં અવધૂત સ્વામી જેવા ઇશ્વિરમય સંતોના સંબંધમાં એવા બનાવો બનેલા સાધારણ લેખાય છે. આ સ્વામીશ્રી નવસારી નજીકના જલાલપોર મુકામે જ્યારે ઉઘાડા ખેતરમાં પોતાનો પડાવ નાખીને રહ્યા હતા, તે વેળાએ ધોધમાર વરસાદ પડ્યા છતાં તેમના શરીર ઉપર એક ટીપું સરખુંએ પાણી પડતું નહોતું! આ બનાવ નજરે જોનારા ગૃહસ્થો આજે પણ તેની સાક્ષી પૂરે છે. આવા સત્પુરુષોવિષ કહ્યું છે કે:—

**प्रारब्धाधीन देहोऽयं गतेच्छोऽटति सर्वतः। कदापीच्छान जायेत स्वरूपेलीन एवच ॥**

આ દેહ તો પ્રારબ્ધને આધીન છે, એવું સમજીને જે સત્પુરુષો જીવન્મુક્ત થઇ સર્વથા ફરતા ફરે છે, તેઓને કદીએ કોઇ પ્રકારની ઇચ્છાજ ઉત્પન્ન થતી નથી. તેઓ તો પોતાના ઇશ્વિરમય સ્વરૂપવિષેજ તલ્લીન ને તરબોળ થઇને એવી રીતે ઘૂમે છે, કે તેમને કશોએ લેપ લાગતોજ નથી; માટે સ્મરણભક્તિ ઉત્તમ છે, એમ સમજી સર્વ મનુષ્યે તેનું સેવન કરવુંજ રહ્યું.

## ૪ થો માર્ગ—પાદસેવન-ભક્તિ

પરમેશ્વરનોજ પક્ષ પકડી રાખવો, તેનાજ ચરણની સેવા-પૂજા કરવી અને તેનેજ સર્વ કાળ નમન કરતા રહેવું, મનમાં તેનીજ મૂર્તિ ઉભી કરવી, મનમાં તેનાજ ચરણનો સંકલ્પ કરવો અને સદા તેનેજ નમતા રહેવું. એક કવિએ દ્વિઅર્થી કવિતા કહી છે કે:—

પાપ કરે સો પાપ કર, પાપ કરે પુન હોય;
પાપ કરે સોહી તરે, પાપ કરો સબ કોય.

સામાન્ય અર્થ એ થાય છે કે, હે બંદા! તું પાપ કરતો હોય તો પાપો કર્યેજ જા, પાપ કરવાથીજ પુણ્ય હાંસલ થાય છે. જે કોઇ પાપ કરે છે તે આ ભવસાગર તરી જાય છે; માટે સૌ કોઇ બસ પાપોજ કર્યા કરો! પરંતુ બાતેની અર્થ કરવાને સારૂ પા ને પકરે સાથે જોડી દઇને જો કવિતા બોલીએ તો—

પા પકરે સો પા પકર, પા પકરે પુન હોય;
પા પકરે સોહી તરે, પા પકરો સબ કોય.

એવી કવિતા બની જાય છે; જેનો ગુહ્યાર્થ એવો ઉલટાઇ જાય છે કે, હે બંદે! તેં જો પ્રભુનો પગ પકડ્યો, તો નિત્ય તેનોજ પગ પકડી રાખી પાદસેવન-ભક્તિ કરતો રહે, પાદસેવનથી પુણ્ય સંપાદન થશે. જેઓ તેનો પગ પકડી રાખીને પાદસેવન-ભક્તિને સેવે છે, તેઓ ભવસાગર તરી જાય છે; માટે સૌ કોઇ પાદસેવન-ભક્તિ કરો—અર્થાત્ નમો નારાયણ! નમસ્તે અહુરમઝદ!

પ્રભુપ્રસન્નતાવિષે જરથોસ્તી શાસ્ત્રમાં દરેક ભણતરની શરૂઆતમાં ભણવામાં આવે છે કેઃ—'ક્ષ્નઓથ્ર અહુરહે મઝદાઓ !" અર્થાત્–હોરમઝદની ખુશ્નુદી થાઓ! પરમાત્મા પ્રસન્ન રહો! પ્રભુના નામથી નમન કરતાં રહેવાથી મનના રોગ તો શું પણ તનના રોગ પણ મટી જાય છે; એટલા માટે મુખ્ય પાક માથ્રો ભણતી વખતે ત્રણ ત્રણ વાર ભણવામાં આવે છે કેઃ–" અહુનેમ્ વઇરીમ્ તનૂમ પાઇતિ " અર્થાત્–અહુનવર તમારાં શરીરનું રક્ષણ કરે છે! આ નમન પ્રભુને પસંદ છે. એને "ફીટ ઇમ્પ્રેશન વર્શીપ " કહી છે. મહાલક્ષ્મીજી આ પાદસેવન–ભક્તિમાટે સર્વથી પહેલી પ્રતમાં અંકાયાં છે. ભરત પાદસેવન–ભક્તિના મહા ઉપાસક ગણાયા છે. વિક્રમાદિત્ય, સુદામા અને બસવ પાદ-સેવન–ભક્તિથી ભવપાર કરી ગયા છે.

અર્થાત્–અજ્ઞાન મનુષ્યોમાટે ક્રિયાકર્મો કરીને પ્રભુને પ્રસન્ન રાખવાનો માર્ગ ખુલ્લો છે, પણ જરા આગળ વધેલા મધ્યમ કોટિના જીવોએ તો પ્રભુના અનેક ગુણોનો મનમાં સંકલ્પ કરી, સ્મરણ કરીને ભક્તિભાવથીજ હરિને પ્રસન્ન કરવાના રહ્યા; પરંતુ ભક્તિ કરતે કરતે જેમને પરમેશ્વર-વિષે જ્ઞાન થયું હોય એવા જ્ઞાનીને તો જ્ઞાનસાધનાવડેજ પરમેશ્વરને પોતાના રૂપે ઓળખવાના રહ્યા.

## ૫ મો માર્ગ–અર્ચનભક્તિ

પ્રભુપદ પામેલા એવા, પ્રભુમય બની ચૂકેલા એવા, પ્રભુરૂપ સાધુ–સંત–સત્પુરુષ–કિંવા સદ્-ગુરુનેજ પરમેશ્વર જાણી લઇને તેમનાપ્રત્યે અખંડ ભાવભક્તિ રાખીને પ્રભુને પ્રસન્ન કરવા, એ પણ પ્રભુભક્તિવિષે ઉત્તમ રસ્તો છે. ब्रह्मविद् ब्रह्मैव भवति । અર્થાત્–બ્રહ્મને જાણનારા બ્રાહ્મણ તે બ્રહ્મરૂપજ છે. પ્રભુને જોવા હોય તો પ્રભુરૂપ થયેલા સંતનાંજ દર્શન કરો.

" તાતા થૈ થૈ રાસ–સદનમાં, નાદ લહેર મહાભારી;
રૂમઝુમ નૂપુર દ્રવે રસ ઉરમાં, બ્રહ્મલય ધૂની જાગી. "

રાસમંડળમાં થૈ થૈકાર થઇ રહ્યો હોય, જ્યાં સર્વત્ર બ્રહ્મનાદ ઘૂમી રહ્યો હોય, આત્મજ્ઞાની-ઓના રૂમઝુમ કરતા નાદ તેની સાથે ધૂન મચાવી રહ્યા હોય, જે સર્વબ્રહ્મસ્વરૂપમાં એકતાન અને એકતાર લાગી ગયા હોય, તે પ્રભુપદ પામેલા સંતોને સંતોષવા, એ પ્રભુનેજ સંતોષ્યા બરા-બર છે. અશો, પહરેઝગાર, પાક સદ્દગુરુની કરેલી બંદગી તથા ભક્તિ ખુદાનેજ પહોંચે છે; માટે જે ભક્તો પ્રભુનાં મૂર્તિરૂપ દર્શન કરવાની લાલસા રાખતા હોય, તેમણે બલિરાજાની પેઠે, હરિશ્ચંદ્ર-રાજાની પેઠે, કર્ણરાજાની પેઠે સતી સુભદ્રાની પેઠે, સતી દુઃશલાની પેઠે, અર્ચનભક્તિના માર્ગે સાધુસંતોનું સેવન કરીને, સેવા–અર્ચા કરીને પ્રભુની પ્રસન્નતા મેળવવી. એ 'સેઇન્ટ વર્શીપ' કહેવાય છે. પ્રતાપરુદ્ર જગપતિ નામે એક ભાવિક ભક્તને માટે કહ્યું છે કે, જગન્નાથજીનાં દર્શને જે કોઇ સાધુસંતો આવતા તેમને જગન્નાથનું પદ પામેલા માનીને તે સર્વ સત્પુરુષોની દિલોજાન-થી સેવાચાકરી કરતા હતા. પોતાનું માથું આપવું પડે તો તે પણ સંતના ચરણે ધરતા. એ ભક્ત સત્પુરુષોની સેવાભક્તિથી ખુદ જગન્નાથજી પ્રતાપરુદ્ર ઉપર પ્રસન્ન થાય છે. એવા ભાવથી તેઓ એટલા તો વિરક્ત દશામાં રહેતા હતા, કે તેમનો આવો અખંડ ત્યાગ અને અડગ ભક્તિ-ભાવ જોઇને લાખો સંન્યાસીઓ પણ જગન્નાથજીની મૂર્તિ આગળ નાચ નાચવા મંડી જતા હતા. " ભક્ત આધીન ભગવાન " એ સૂત્રને એમના પ્રસંગે ખરૂં ઠરાવ્યું હતું. એટલે કે, મૂર્તિએ પોતાનું પ્રગટ દર્શન દઇને પ્રતાપરુદ્ર ભક્તને પોતાની છાતી સરસા ખૂબ દાબીને આલિંગન કર્યું હતું, એમ કહેવાય છે.

**सतामनुपमेयानां संग एव समागमः । निराशाविगततृष्णाः जायंते सर्वतः पृथक् ॥**

જેમનેવિષે કોઇ જાતની સરખામણી કરી ન શકાય, ઉપમા આપી ન શકાય, એવા સત્પુ-રુષોનો જે સત્સંગ તેજ સતસમાગમ છે. તેમની આશા–તૃષ્ણા નાશ પામેલી હોય છે અને તેઓ સર્વથી ન્યારાજ હોય છે. ચાલુ દશકામાં શ્રી સાંઇબાબા આ અર્ચન–ભક્તિને લાયક મહાગુરુ થઇ ગયા અને શ્રીઉપાસની મહારાજ સાકોરીમાં અને શ્રી મેહેરબાબા અહમદનગરમાં આજે પણ પોતાના ભાવિક સેવકોથી અર્ચન–ભક્તિવડે પૂજાય છે. આવા સિદ્ધ સદ્દગુરુઓની ભક્તિ પરમાત્માનેજ પહોંચે છે.

## ૬ ઠ્ઠો માર્ગ–વંદનભક્તિ

પ્રભુને હરદમ નમસ્કાર કરવા, સંતમહાત્માઓને નમન કરતા રહેવું, સદ્‌ગુરુને પ્રણામ કરવા, પિતૃઓની ભકિત કરવી, યઝદો–અમશાસ્પંદો–ફિરેસ્તાઓ–અશો ફરોહરોપ્રત્યે વંદનથી પૂજ્યભાવ દાખવવો, ઠાકોરજી વગેરેની જે તે ધર્મપંથવાળાઓએ, મૂર્તિની પૂજા–અર્ચા કરવી, અશો દસ્તુરને પાયે લાગવું, ગુરુના ચરણે માથું મૂકવું, સાષ્ટાંગ નમસ્કાર કરવા, અષ્ટાંગપાત કરવો,પરમેશ્વરના નામગુણોવડે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા. જેને "આમેસન્સ" કહે છે, તે સર્વ પ્રકારનાં નમન એ વંદનભક્તિના વર્ગમાં આવે છે. જેમનાથી ઉપર જણાવેલા પાંચે માર્ગે પ્રભુને પ્રસન્ન કરી શકાતું ન હોય, તેમને માટે આ સહેલામાં સહેલો માર્ગ શાસ્ત્રકારોએ શોધી કાઢેલો છે.

**मुक्तिस्तु त्रिपदी प्रोक्ता विद्या भक्त्या च कर्मणा। सोपानानि विनाऽऽरोहेन्म्रियन्तेऽज्ञानिनो वृथा॥**
**भक्तिर्मूर्द्धनिवर्वर्ति समाधानं भवेद्यतः । यत्रातयास्फुरेज्ज्ञानं पलायनो च संशयः ॥**

માણસો દુઃખોથી કંટાળીને જે મુક્તિ માગે છે, તે મુક્તિ મેળવવાનાં ત્રણ પગથીઆં છે. ૧ લું કર્મમાર્ગનું; ૨ જું ભકિતમાર્ગનું અને ૩ જું જ્ઞાનમાર્ગનું. એ પગથીએ પગથીએ જે કોઇ ક્રમે ક્રમે ચઢવાનું ન કરતાં એકદમજ ઉપર ચઢવાનું કરે, તે મૂર્ખ માણસ મિથ્યા મરણને શરણે જાય છે; પરંતુ એ ત્રણ પગથીઆંમાં સુરક્ષિત, સહેલું, સરળ અને વળી ઉત્તમ પગથીઉં તે ભકિતનુંજ છે; કારણકે ચિત્તની એકાગ્રતા ભક્તિ અને બંદગી કરવાના અભ્યાસવડેજ થાય છે. છેવટે જ્યારે ભક્તિ કરતે કરતે જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારેજ સર્વ સંશયો અને શંકાઓ નાશ પામવાથી ઝટ મુક્તિ મળે છે અને છેવટે મોક્ષ પ્રાપ્ત થાય છે. આ પ્રકારની ભક્તિ દિલીપ રાજાએ, શ્રવણે, ગોરક્ષનાથે, ઓધવજીએ, સતી મંદોદરીએ, સતી સાવિત્રી અને બીજી સર્વ મહાસતીઓએ તેમજ અકરૂર અને હિમાભકતે કરવાથી તેમને આત્મજ્ઞાનની લહાણી મળી હતી. આ પ્રેમભકિતવડે એક ભકતથી સર્વ નાના મોટાને વંદનજ થઇ જાય છે. પરમેશ્વરની પેદા કરેલી પેદાયશોને નમન કર્યાથી અને સર્વ પ્રાણીપ્રત્યે પ્રેમભાવ બતાવવાની ટેવ પડવાથી તે પ્રેમી ભકત ઉપર પ્રભુના આશીર્વાદોના વરસાદજ વરસી રહે છે. કેમકે—

**દાસ્યભક્તિ**–પ્રભુના દાસ થઇને રહેવું, પરમેશ્વરની નોકરીમાં દાસતરીકે આસન માંડીને બેસવું, સખા નહિ પણ સેવક થઇને પરમાત્માના ચરણ હેઠળ સેવા કરવી, એ દાસાસન ભકિત છે. નારદમુનિને એક વાર શંકરે ગુરુપદ આપવા માગ્યું, ત્યારે નારદે એવું વરદાન માગવાની બબ્બે હાથે ના પાડીને જણાવ્યું હતું કે "હે મહાદેવ! મને તો તમારો દાસજ રહેવાનું ગમે છે. દાસાસનમાં જેવો પરમ આનંદ મળે છે, એવો ગુરુ આસનમાં મળવાનો નથી; ગુરુને માથે તો ઘણી જવાબદારી, જંજાળ અને જોખમદારી પોતાના સેવકો અને જગતને વિષે રહેલી હોય છે; માટે મને તો તમારો દાસજ રહેવા દો!"

## ૭ મો માર્ગ–દાસ્યભક્તિ

જૈસે ફીરતે રહત હૈ, બિવાહ કાજ નર નાર;
તૈસે ફીરે હરિભક્તિ મેં, સંગ ફીરે કીરતાર.

વિવાહના વરઘોડામાં જે પ્રમાણે ભરપૂર આનંદમાં પુરુષો અને સ્ત્રીઓ અહીંથી તહીં અને ત્યાંથી ત્યાં એમ દોડધામ કરતાં ફરતાં ફરે છે, તેવાજ ઉલ્લાસ અને ઉમંગથી હરિના દાસો જો હરિની ભક્તિમાં ને ભક્તિમાં સંપૂર્ણ આનંદથી ફરતાં ફરે છે, તો કરીમો રહીમ કીરતાર તેમની પૂંઠે પૂંઠે ફરતાજ રહી પોતાના દાસને વશ થઇને રહે છે. એ દાસાસન ભક્તિને તથા સેવાના આ પ્રકારને 'ઑફિસ ઑફ ડીવોશન' કહે છે. સેંટ પૉલ, સેંટ જુડા, સેંટ જૉન અને સેંટ પીટર પ્રભુ ક્રાઇસ્ટની દાસાસન ભક્તિ કરવાથી ઉચ્ચ પદને પામ્યા હતા. અલી, અબુબકર, ઉમ્મર અને ઉસ્માન મોહમ્મદ હઝરતની દાસ્યભક્તિ કીધાથી સાખ્ય ભક્તો થઈ અમર નામ મૂકી ગયા. આહારોન, જેથરો અને ગેરસોહોમ દાસાસન ભક્તિવડે મુસા પેગંબર જોડે જીન્નતને પામ્યા. ગુસ્તાસ્પ, અસ્ફંદિયાર, જામાસ્પ અને પેશોતન દાસભક્તિ કરી પેગંબર જરાથુસ્ત્રની પ્રસન્નતા પામ્યાથી ખુદાની ખુશ્નીદી મેળવી, તેની ચમત્કારિક કુદરતોનો પ્રત્યક્ષ અનુભવ લેવા પામ્યા. કબીર-

જી, તુલસીદાસ, રામાનંદ અને રામાનુજ એજ દાસત્વથી કૈવલ્યને પામી ગયા; માટે દરેક જીવાત્માએ ગરુડ અને હનુમાનજીએ શ્રીવિષ્ણુ અને રામચંદ્રજીની કરી હતી, તેમ દાસ્યભક્તિ કરવી.

## ૮ મો માર્ગ—સખ્યભક્તિ

સખી અથવા સખા એ સંસ્કૃતમાં મિત્રના, દોસ્તના, સ્નેહી અને સહીમિત્તિના અર્થમાં વપરાય છે. જેમ આપણા ઇષ્ટમિત્રપ્રત્યે આપણો પ્રેમ દર્શાવીએ, તેવી રીતે પ્રભુ આપણો પ્યારો દોસ્ત હોય નહિ શું, એવા ઉમળકાથી સખ્યભાવે તે માલિકને સંબોધીને તેની પ્રાર્થના કરવાની પણ એક રીત છે. જ્યાંસુધી એક ભક્ત પહેલા પગથીઆ ઉપર નવોસવો અને કાચો હોય છે, ત્યાંસુધી તે જ્યારે પ્રભુપ્રાર્થના કરે છે, ત્યારે પ્રભુને ત્રીજા પુરુષમાં સંબોધીને **तस्यैवाहं**=હું તેનો છું, એમ બોલે છે. જ્યારે તે ભક્તિમાર્ગે લાગે છે, ત્યારે પ્રભુને બીજા પુરુષથી સંબોધીને **तवैवाहं**=હું તારો છું; એવો ઉચ્ચાર કરવાને અધિકારી થાય છે; અને જ્યારે કેટલાક જન્માંતરે તે મુમુક્ષુ, ઈશ્વરને પિછાનવાને લાયક જિજ્ઞાસુપદ ઉપરથી ઉંચે ચઢે છે, ત્યારે તે તું–તું પોકારતો બંધ પડીને **त्वमेवाहं**=હું પણ તુંજ છું, આમ પોકારવાને અધિકારી બને છે. આ તેની ભક્તિ સખાભક્તિના વર્ગમાં આવે છે. પાદશાહ જમશેદ "મનમ યઝદી" એટલે "હું ખુદા છું" પોકારવાને અધિકારી થયો હતો. મનસુર પણ "અન–અલ–હક" એટલે હું હકતાલાજ છું.:એવો ઉચ્ચાર કરવાને લાયક થયો હતો. અશો જરાથુસ્ત્ર દાદાર અહુરમઝદ સાથે મિત્રભાવે પુરશેશો પાસુખ યાને સવાલજવાબો કરવાને અધિકારી થઇ યઝદનો ઇલ્કાબ મેળવવાને અધિકારી થયા હતા. પરમહંસ દીક્ષા મેળવવા પામેલા સઘળા હિંદુ સદ્‌ગુરુઓ **तत्त्वमसि–अहं ब्रह्मास्मि** અર્થાત્–તું તેજ છે, હુંજ બ્રહ્મ છું, એવા ઉદ્‌ગારો કાઢવાને લાયક અધિકારીઓ થયા છે.

"મી તૂં બનલો, તૂં મી બનલી; તૂં આત્મા, મી કાયા બનલી.
યેવો ન અસા કાલ કદા હી; મી, મી, તૂં તૂં હોઉનિ રાહી."

મરાઠીમાં જે પ્રમાણે સખ્યભક્તિનું ગૌરવ ઉપર મુજબ કર્યું છે, તે મુજબ ફારસીમાં પણ કર્યું છે કે:—

મન તુ શુદમ તુ મન શુદી, મન તન શુદમ તુ જાં શુદી;
તા કસ ન ગુઇયદ બાદ અઝાં, મન દીગરમ તુ દીગરી.

હે પ્રિય સખિ! હું તું બની, તું હું બની; હું કાયા થઈ ને તું આત્મા બન્યો; એવો પ્રસંગ, હે સખિ! કદિયે ન આવજો, કે તું જૂદો અને હું જૂદી કહેવાઉં. એ પ્રકાર "ફ્રેન્ડ વરશીપ" નો કહેવાય છે.

## ૯ મો માર્ગ—આત્મનિવેદન–ભક્તિ

આ ભક્તિ છેવટની છે. આત્મજ્ઞાન તે આ પ્રકારની ભક્તિજ છે. પરમાત્માના સત્યસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ આત્મતત્ત્વવિષે ભાવમાં ને ભાવમાં લીન રહી, તેનાજ સ્મરણવિષે ગરક થઇ જવું, એ આત્મનિવેદન–ભક્તિ કહેવાય. એકનાથ, તુકારામ, હરિદાસ, રોહીદાસ વગેરે અનેક આત્મ–ભક્તો થઇ ગયા. શ્રીકૃષ્ણ, શ્રી મયૂરધ્વજ, શ્રી સગર, શ્રી જનક ઇત્યાદિ રાજાઓ આ ભક્તિમાં પૂર્ણતાને પામી ગયા. ચાલુ જમાનામાં શ્રી સાંઇનાથ, શ્રી ઉપાસની મહારાજ, શ્રી મેહેરબાબા, શ્રી હરનાથ પાગલ, શ્રી વાસુદેવ આનંદ, શ્રી નારાયણ મહારાજ (કેડગાંવકર), શ્રી તાજુદ્દીન ઓલિયા, શ્રી બાબાજાન (પુણા), શ્રી સુંદરનાથ વગેરે ઘણા થઇ ગયા; અને હાલ ઘણાક અસ્તિત્વમાં છે. આ વર્ગમાં, જ્યારે તાજુદ્દીન ઓલિયાએ દેહ છોડયો ત્યારે પેપરે પેપરે પ્રસિદ્ધ થયું છે કે, નાગપુરનાં બધાં દેવળોમાંની મૂર્તિઓની આંખોમાંથી નવધાર આંસુઓ નીકળતાં, જોવામાં આવ્યાં હતાં! મહાન જર્મન યુદ્ધની વ્યૂહરચના ગોઠવનાર સાંઇબાબાં કહેવાય છે. તેમણે યુદ્ધની શરૂઆત અને સમાપ્તિ કરેલી કહેવાય છે. યુદ્ધની પૂર્ણાહુતિ જેવી થઇ કે તુરત તેમણે પોતાનો દેહ છોડયો હતો. યોગીઓના કદીમથના રાજા શ્રી સુંદરનાથ પરમાત્મા–નિવેદનભક્તિમાં કેવા ચકચૂર હતા, તેનો તાજો બનેલો દાખલો આપી આપણે સમાપ્તિ કરીશું. હિમાલય ઉપર તિહારી નામક ઘોર અરણ્યમાં યોગસાધનામાં તેઓ

ગરક થઇ બેઠેલા હતા ( તેમના શિષ્ટ શિષ્ય તહલનાથના જણાવ્યા પ્રમાણે ). એવામાં તેઓશ્રી એક યૂરોપીયન શિકારીના દેખવામાં આવતાંજ નજીક જઇને પૂછવા લાગ્યો "તું કોણ છે રે? શા સારૂ અહીં બેઠો છે?" આ યોગી પૂર્ણ સમાધિમાં ગરક થઇ ગયેલા હોવાથી કાંઇજ ઉત્તર દઇ શકયા નહિ. આથી કરીને તે શિકારીએ ક્રોધાવેશમાં આવી જઇ, આ યોગી સન્મુખ ધગધગ બળતી ધૂણીમાંથી અગ્નિના અંગારા લઇ યોગીના અંગ ઉપર આગનો વરસાદ વરસાવી ચાલતી પકડી. બીજે દિવસે તે શિકારીએ ત્યાં આવીને જોયું તો યોગીનું શરીર બળી ગયું હતું અને પ્રાણ નીકળી ગયો હતો! આ યોગીની મોટી છબી મુંબઇના બાબુલનાથના મંદિરમાં ટાંગેલી જોવાથી જણાઈ આવે છે કે, આત્મનિવેદન-ભક્તિ કેવી કડક હોય છે. આ સાયુજ્ય મુક્તિ કહેવાય. આ જાતની ભક્તિની નિમગ્નતા એ છેલ્લામાં છેલ્લી ભકિત છે. ભકિતનાં જે નવ અંગો કહેવાય છે, તે યાદ રાખવાને સારૂ એક શ્લોકમાં તે ગુંથી લેવામાં આવે છેઃ—

**श्रवणं कीर्तनं विष्णोस्मरणं पादसेवनम्। अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥**

આ ઉપરથી જણાશે કે, પ્રભુની પ્રસન્નતા મેળવવા સારૂ ભક્તિ જૂદા જાદા ૯ માર્ગોમાં છે. તેમાંના કેટલાક સરળ અને સહેલા માર્ગો પણ આપણ મનુષ્યોને દેખાડેલા છે, જેથી કોઇ પણ એક અનુકૂળ પડતો ભક્તિમાર્ગ અખત્યાર કરીને આપણા પ્રભુ, આપણા અલ્લા, આપણા લૉર્ડ, આપણા અહુરમઝદ ખુદાને આપણે દરરોજ, દર વખત અને દર પળે યાદ કરવાની ફરજમાં આપણ સર્વ પ્રાણીઓ મૂકાયલાં છીએ. પ્રભુને ભજવાથી અને તેની બંદગી કર્યાથી આપણે પોતે આપણી લાયકાત વધારી લાયક થઈ શકીએ છીએ અને પ્રભુ પ્રસન્ન થઇ આપણને સુખજ આપે છે; આપણા પ્રત્યેક કાર્ય ઉપર તે સાહેબ આશીર્વાદોજ ઉતારે છે. તથાસ્તુ!

('મુંબઇ સમાચાર'ના ૧૯૮૩ ના દીપોત્સવી અંકમાં લેખક સોરાબજી મંચેરજી દેસાઇ.)

---

# ૨૯—બાળકોપર સૂરજનાં કિરણોની અસર

ડૉ૦ વૉરીનજર અને યૂરોપ અમેરિકાના નામાંકિત તબીબો એવો મત ધરાવે છે કે, બાળકોને તેમના જન્મ પછી થોડાક દિવસોથીજ સૂરજનાં કિરણોનો લાભ આપવામાં આવે તો તેઓ નિરોગી અને તંદુરસ્ત રહે. સૂરજનાં કિરણો બાળકો કે મોટી વયનાં માણસોના શરીરપર પડવાથી તેઓની તબિયત સુધરે છે; એટલુંજ નહિ પણ ચોક્કસ રોગોથી તેઓ મુક્ત રહે છે. અલ્ત્રા-વાયોલેટ અને સૂરજનાં કિરણોથી બાળકો પોતાને સાધારણ રીતે લાગુ પડતી તાણ, ખેંચ અને આંકડીની બિમારીથી મુક્ત રહે છે; એટલુંજ નહિ પણ તેમના લોહીની ખનીજતત્ત્વરચનામાં ઘણો સારો ફેરફાર થવા પામે છે. જે બાળકને રીકેટનો રોગ લાગુ પડવાથી હાડપિંજર જેવાં બની ગયેલાં હોય છે, તેઓ સૂરજનાં કિરણોથી તંદુરસ્ત બનવાના દાખલાઓ જાણીતા તબીબોએ વખતોવખત રજુ કર્યા છે.

બાળકોને રીકેટ, ખેંચ વગેરે લાગુ પડતા રોગ દક્ષિણોત્તરાયણ સીમા એટલે ઉષ્ણકટીબંધ દેશોમાં જવલ્લેજ માલમ પડે છે; જ્યારે ઉત્તર તરફ આ રોગો સાધારણ છે. વળી આ રોગો ગામડાંઓ કરતાં શહેરોમાં સાધારણ છે; તેમજ વળી શહેરોનો જે ભાગ ઘણોજ ચીચ હોય છે, તે ભાગોનાં બાળકોને આ રોગો વધુ મોટા પ્રમાણમાં લાગુ પડે છે; કેમકે આવા ઠેકાણે સર્વથી ઓછો તડકો દેખાવ દે છે, પણ આ રોગોવાળા દરદીઓને તડકામાં રાખવામાં આવે તો તેઓ સહેલાઈથી આ રોગોથી મુક્ત રહી શકે છે.

( દૈનિક 'હિંદુસ્થાન'ના એક અંકમાંથી )

# ૩૦—મહાન દેશભક્ત જૉન હેનરિચ પેસ્ટૉલોજી

પેસ્ટૉલોજી એક એવો માણસ હતો કે જે પોતાના સમસ્ત જીવનપર્યંત અસફળતાઓ સાથે યુદ્ધ કરતો કરતો આખર સુધી દૃઢ રહ્યો હતો. તેની ખાત્રી હતી કે, તેના વિચારો માનવજાતિને માટે ઘણાજ હિતકારી છે. પોતાના વિચારોને તેણે કેટલીયે વાર શબ્દોદ્વારા તેમજ કાર્યદ્વારા વ્યાવહારિક રૂપમાં પણ પ્રકટ કર્યા હતા. તેની જગાએ બીજો કોઇ હોત તો તેણે અસફળતાઓને તાબે થઇ ક્યારનાયે પોતાના વિચારો છોડી દીધા હોત. તેનું જીવન એ એક ગરીબાઇનો જીવંત ઇતિહાસ છે. જીવ્યો ત્યાંસુધી તો તેને વિજય પ્રાપ્ત થયો નહિ; પરંતુ તેના દેહાન્ત પછી આજે છેક સો વર્ષે આ દિવાની દુનિયા જોઇ શકી છે કે, તેના વિચારો કેટલા ગંભીર હતા. તેના અધુરા અનુભવો પણ આજે પ્રમાણભૂત દૃષ્ટાંતતરીકે ગણાય છે; અને જ્યાં શિક્ષણની જરા પણ ચર્ચા થાય છે, ત્યાં તેનું નામ આદરપૂર્વક સંભારવામાં આવે છે.

પેસ્ટૉલોજીનો જન્મ સને ૧૭૪૬ ની ૧૨ મી જાન્યુઆરીને દિવસે જ્યુરિચમાં થયો હતો. તેના પિતા જેઓ એક વૈદ્ય હતા તેઓ તેને પાંચ વર્ષનો મૂકી મૃત્યુ પામ્યા. પિતાના મૃત્યુ પછી તેની માતાએ પોતાનાં ત્રણ સંતાનોનું (પેસ્ટૉલોજીનો એક ભાઇ તથા બહેન) પાલનપોષણ એક નોકરની મદદથી બહુ ઉત્તમ રીતે કર્યું. કૌટુંબિક જીવનના અનુભવોથી પેસ્ટૉલોજીને ચાર બાબતોમાં દૃઢ વિશ્વાસ બંધાયો હતો કે, શિક્ષકોમાં માતાનું સ્થાન સર્વોત્કૃષ્ટ છે; શિક્ષકે શિષ્યપ્રત્યે પિતૃભાવથી વર્તવું જોઇએ; કૌટુંબિક સુખજ સર્વોચ્ચ સંસારી સુખ છે અને વિશ્વપ્રેમજ શિક્ષણની પૂર્ણતાને દર્શાવી આપનાર છે.

પોતાના ધર્મપ્રચારક પિતામહના વિચારો ધ્યાનમાં રાખીને પેસ્ટૉલોજીએ પણ પ્રચારક થવાનો નિશ્ચય કર્યો હતો; તેથી જૂરિચ યુનિવર્સિટીમાં દાખલ થતાંજ તેણે અધ્યાત્મવિદ્યા શીખવાનું શરૂ કર્યું. જે વિભાગમાં પેસ્ટૉલોજી રહેલો હતો તે વિભાગના લગભગ બધા વિદ્યાર્થીઓ ઉચ્ચ વિચારોના હતા. તેમણે પોતાનાજ પ્રબંધથી એક માસિકપત્ર કાઢવું શરૂ કર્યું અને તેનું મુખ્ય તંત્રીપદ પેસ્ટૉલોજીને આપવામાં આવ્યું. વીસમી સદીના વિચારો સાથે સરખાવીએ તો તો તે એક સાધારણ કામ ગણાય. પત્રમાં રાજનીતિને સ્થાન મળતું ન હતું; પણ તે સમયે સ્વતંત્ર વિચારો પ્રકટ કરવા તે પણ ભયંકર અપરાધ ગણાતો. એટલે આ પત્ર ઉપર પણ સરકારની નજર ચોંટી અને બળવાખોર ચળવળનું પૂર્વરૂપ ગણીને તેને તરતજ જપ્ત કરવામાં આવ્યું તથા તેના યુવક સંપાદક પેસ્ટૉલોજીને માત્ર ઓગણીસ વર્ષની ઉંમરે તેના કેટલાક સહાધ્યાયીઓ કે જેઓ તે પત્રમાં લેખો લખતા હતા તેમની સાથે કેદ કર્યો.

જેલમાંથી છૂટયા પછી તેણે રાજપ્રકરણમાં ઝુકાવ્યું અને ખેડુતોનું અત્યાચારોથી રક્ષણ કરવાનું કાર્ય હાથમાં લીધું. તેજ વખતમાં રૂસોનું "શુદ્ધ સ્વાભાવિક જીવનની પ્રશંસાઓ" નામનું પુસ્તક વાંચીને તેને સામાજિક જીવનનો અનુભવ પ્રાપ્ત કરવા માટે ખેડુતનું જીવન ગાળવાનું મન થયું. એક બાજુ એક ઉચ્ચ કુટુંબની કન્યા સાથે તેના વિવાહની ચર્ચા પણ થવા લાગી. એક વર્ષ સુધી ખેતીનું કામ શીખીને તેણે થોડી જમીન ખરીદી અને ખેતી શરૂ કરી દીધી. જે સ્ત્રી સાથે તેનાં લગ્ન થયાં તેની ઉપર લગ્ન પહેલાં લખેલા પત્રો વાંચતાં તો એક વાર આશ્ચર્યચકિત થઈ જવાય છે. પોતે કેવા વિચારનો માણસ છે તે તેને સ્પષ્ટ કહી દેવાનું તે પોતાનું કર્તવ્ય સમજતો હતો; તેથી તેણે લખ્યું હતું કે, હું નમ્ર સાથે ઘણોજ નમ્ર થઇ શકું છું, પણ એની સાથે મારામાં 'શિષ્ટાચાર'નો પણ અભાવ છે અને હું દેશપ્રત્યેનાં કર્તવ્યો પ્રથમ બજાવીશ અને તે પછીજ સ્ત્રીપ્રત્યેનાં કર્તવ્યો બજાવી શકીશ. તેની સ્ત્રીએ આ શરતો સ્વીકારી તે પછીજ તેણે તેની સાથે લગ્ન કર્યાં તથા તે એવી તો ઉત્તમ પતિભક્ત નીવડી કે તેના જેવી સ્ત્રીઓ સંસારમાં બહુ ઓછી જોવામાં આવે છે.

જો કે તે સ્ત્રી તેને સદાયે પૈસાની મદદ આપ્યા કરતી, છતાંયે તે ખેતીમાં નિષ્ફળ નીવડયો. એજ

અરસામાં તેને ત્યાં એક પુત્રરત્નનો જન્મ થયો. તેના વિચાર હવે શિક્ષણ તરફ વળ્યા; અને તેણે પોતાના ચાલુ કર્તવ્યની સાથે ઉત્તમ શિક્ષણ આપવાની પણ એક યોજના તૈયાર કરી અને પોતાને ઘેરજ એક શાળા ખોલી. એ શાળામાં ૨૦ વિદ્યાર્થીઓ દાખલ થયા. પોતાના ખેતરમાં તેમનાદ્વારા કામ લેવાની સાથેસાથે તેમને યોગ્ય શિક્ષણ પણ આપવા માંડયું. તેમની સાથે કોઇ પણ એવી વાત તે નહોતો કરતો કે જે વાતમાંથી તેમને કંઇપણ શીખવાનું ન મળે. તરતજ તેણે પોતાના પ્રયત્નથી વિદ્યાર્થીઓની સંખ્યા પચાસસુધી વધારી, પરંતુ આ વખતે પણ તે નિષ્ફળ થયો; અને તેની સ્રીનું ઘણું ખરૂં ધન તેમાંજ ખર્ચાઇ ગયું. પેસ્ટૉલોજી પોતાના વિદ્યાર્થીઓને ઉત્તમ ભોજન, વસ્ત્ર તથા અમૂલ્ય શિક્ષણ પણ આપતો હતો; છતાં પણ એ વિદ્યાર્થીઓનાં માતપિતા તો એમજ માનવા લાગ્યાં કે, એને ત્યાં તો અમારાં છોકરાં ઉલટાં બગડીજ જાય છે. આવા વિચારથી તેમણે પોતાનાં બાળકોને તેની સ્કૂલમાંથી ઉઠાડી લીધાં. ગરીબ પેસ્ટૉલોજી સાચેજ (ઘરનું ગોપીચંદન ખર્ચવા છતાં એટલે કે પૈસો અને મહેનત પુષ્કળ ખર્ચવા છતાં–જેમના ભલામાટે તે અસામાન્ય ભોગ આપી રહ્યો હતો, તેમના તરફથી આ પ્રમાણે અપયશ અને નિષ્ફળતાજ પામવાવાળો) અભાગીઓ મજુર હતો.×

આ પછીનાં અઢાર વર્ષો સુધી ખરૂં જોતાં પેસ્ટૉલોજીના આવા માઠા દિવસો રહ્યા કર્યા હતા કે, તે એવા સંયોગોમાં જીવતોજ શી રીતે રહ્યો, એજ એક આશ્ચર્યની વાત છે. એ સમયદરમિયાન તેને પૈસાના બહુજ સાંસા પડયા. મહીનામાં ઘણીખરી રાત્રિઓ તેને માત્ર પાણી પીનેજ ગાળવી પડતી હતી. કેટલીક વાર તો તેને કપડાંની સુદ્ધાં એટલી બધી તંગી આવી પડતી કે તેને લીધે તે સભ્ય સમાજમાં બેસી પણ શકે નહિ. આટઆટલું વીતવા છતાં પણ લોકશિક્ષણના સિદ્ધાંતોનો જેટલો વિચાર તેણે તે દિવસોમાં કર્યો હતો તેટલો કોઇ દિવસ કર્યો નહોતો.

હવે તે વધારે પ્રખ્યાત કેવી રીતે થતો ગયો તે પણ જાણવા જેવું છે. ખેતીનું કામ બંધ કર્યા પછી તેણે "લિયોનર્ડ અને ગરટ્રૂડ" નામની એક ચોપડી લખી અને તેનું ખૂબ વેચાણ થયું. જ્યાં જ્યાં જર્મન ભાષાનો પ્રચાર હતો, ત્યાં ત્યાં તેનો ખૂબ પ્રચાર થયો. એ એક નવલકથાનું પુસ્તક હતું. તેની નાયિકા 'ગરટ્રૂડ' નામે એક ગામડીઅણ હતી, કે જેણે પોતાના દિવ્ય ગુણોથી પતિને પણ સુધાર્યો, સંતાનોને પણ સુશિક્ષણ આપ્યું તથા પોતાના ગામડા ગામને પણ સ્વર્ગ જેવું બનાવ્યું હતું ! પેસ્ટૉલોજીનો આ પ્રથમજ ગ્રંથ તેના જીવનનું અણમોલ રત્ન હતો, પણ પાછળથી તેમાં બીજો વધારો કરવાથી તેની મહત્તા અનેક રીતે ઓછી થઇ ગઇ. આ પુસ્તકથી સ્વીટ્ઝરલેંડની સરકાર એટલી ખુશ થઇ ગઇ કે તેના લેખકને તેણે એક સુવર્ણચંદ્રક આપ્યો, પણ આ સમયે પણ પેસ્ટૉલોજીના એવા વસમા દિવસો વીતતા કે રોટીને ખાતર તેને આ સુવર્ણચંદ્રક પણ વેચવો પડયો. આ વખતે તેણે ફરીથી એક વર્તમાનપત્ર કાઢવું શરૂ કર્યું, પણ તેય ન ચાલ્યું. પુસ્તકો લખવા માંડયાં, પણ એ ખાતે પણ નિરાશા મળી. તેની આવી સ્થિતિ પચાસ વર્ષની ઉંમર સુધી રહી. ત્યાર પછીજ તેને પુનઃ એક એવો અવસર પ્રાપ્ત થયો કે જયારે પોતાના શિક્ષણ-સંબંધી વિચારોને વ્યવહારમાં ઉતારી શકયો. પૈસાની પણ હવે તેને પૂર્ણ સહાયતા મળી.

સને ૧૭૯૮માં ફ્રાંસની પ્રજાકીય સેનાએ સ્વીટ્ઝરલેંડ ઉપર ચઢાઇ કરી વિજય મેળવ્યો. તે સમયે લુસર્ની ઝીલુની આજુબાજુ સ્વીટ્ઝરલેંડનાં અનેક બાળકો અનાથ થઇ પડયાં હતાં. તેઓ તદ્દન અસહાય હતાં, તેમને ખાવાનું કે પહેરવા–ઓઢવાનું કંઇપણ ઠેકાણું ન હતું. તે વખતે ફ્રેન્ચ સરકારને પણ રાષ્ટ્રીય શિક્ષણનું મહત્ત્વ સમજાઇ ચૂકયું હતું. તેથી તે સમયના ફ્રેન્ચ અમલદારો(જેઓ તે સમયે સ્વીટ્ઝરલેંડનું રાજ્ય ચલાવતા હતા)એ સ્ટેંજના અનાથાશ્રમમાં આ બાળકોનું પાલન-પોષણ કરવાનો અને શિક્ષણનો પણ સઘળો કારભાર પેસ્ટૉલોજીના હાથમાં સુપ્રત કર્યો. ખર્ચ તો સરકાર પોતેજ આપતી હતી. તે ઉત્સાહી શિક્ષક અહીં પાંચ છ મહીનાથી વધારે ન રહી શકયો. તેને બીજા

× અહીં કૌંસમાં માત્ર આટલુંજ લખીને અટકવું પડે છે અને આવા દિવ્ય માનવના આ કડવા અનુભવની સ્વાભાવિકતા ઈત્યાદિવિષે જે કાંઈ લખવું જરૂરી લાગે છે, તે અનાવકાશને લીધે અને મંદ પ્રકૃતિને લીધે આ સેવક અત્યારે લખી શકતો નથી.

ભિક્ષુ–અખંડાનંદ

કોઇની મદદ ન હતી. તેના દેશબંધુઓ પણ તે "પ્રોટેસ્ટંટ" પંથનો હોવાનો સંદેહ રાખ્યા કરતા હતા; પરંતુ પેસ્ટૉલોજીએ પોતાનું કાર્ય અજબ ખુબીથી ચલાવ્યું. આ વખતે તેનો ઉદ્યોગ સર્વાંશે સફળ થયો, અને તે એટલે સુધી કે અધિકારીઓએ પણ સ્પષ્ટ રીતે જાહેર કર્યું કે, બાળકોની સાધારણ કરતાં પણ વધારે ઉન્નતિ થઇ છે. તેના જીવનમાં અમુક અંશે આ સૌથી ભારે વિજય હતો. આ કાર્યમાં તેણે પોતાના પ્રાણની પણ પરવા કરી ન હતી, પણ અંતે તેને તેમાંથી પણ દૂર થવું પડ્યું. ફ્રાન્સના અધિકારીઓને ઘાયલોને રાખવામાટે આ અનાથાલયની જરૂર પડી, એટલે પેસ્ટૉલોજી અને પેલાં બાળકોને ત્યાંથી વિદાય કર્યાં; પણ આ વખતે તેને પૂર્ણ અનુભવ થઇ ચૂક્યો હતો. તેને વિશ્વાસ હતો કે પોતે બાળકોને પૂર્ણ શિક્ષિત બનાવી શકે તેમ છે. એ પણ સાચી વાત કે, તે કોઇ બાહ્ય પંડિતાઇને ભણી ચૂકેલો બાહ્ય નીતિરીતિવાળો પંડિત ન હતો. તેના આચારવિચાર જૂના કાળના (પ્રાતઃસ્મરણીય જિજ્ઞાસુ અને મુક્તાત્માઓના જેવા) હતા. શરીર ઉપરનાં કપડાંની ટાપટીપને લગતી બહુ ઓછી પરવા તેને રહેતી હતી. તેનું એવું બાહ્ય રૂપ જોઇને તો કોઇ પણ તેને શિક્ષક બનાવે તેમ ન હતું; પરંતુ તેનો ઉત્સાહ પણ અજબ હતો. વર્ગડૂફમાં તેને એક શિક્ષકતરીકે જગા મળી અને ત્યાં તેણે ઇ. સ. ૧૭૯૯ થી ૧૮૦૪ સુધી કામ કર્યું.

તેજ અરસામાં તેણે 'ગરટ્રૂડે પોતાનાં સંતાનને કેવી રીતે શિક્ષણ આપ્યું ?' એ નામની એક બીજી ચોપડી લખી. પુસ્તકનું આવું નામ તેણે એજ વિચારથી રાખ્યું હતું કે આ પુસ્તકનો સંબંધ પણ પેલા સુવિખ્યાત પુસ્તક સાથે ગણાય. તેનાથી પણ તેની કંઇક ખ્યાતિ થઇ. હવે તેનું વ્યક્તિત્વ સમજાવા લાગ્યું. સન ૧૮૦૨માં પેરિસની સરકારે તેને કેટલીક બાબતો ઉપર વિચાર કરવા માટે ડેપ્યુટી બનાવીને સ્વીટ્ઝર્લૅંડથી પેરિસ બોલાવ્યો; પણ તેને રાજ્યપ્રકરણ કરતાં શિક્ષણ તરફ વિશેષ પ્રેમ હતો. તેણે નેપોલિયનને મળીને રાષ્ટ્રીય શિક્ષણપદ્ધતિ ઉપર વિચાર કરવા ઇચ્છયું; પણ નેપોલિયને તેને જોતાંવેંતજ તિરસ્કારપૂર્વક કહ્યું કે હું કાંઇ એ. બી. સી. ના ઝગડામાં પડવા નથી માગતો.

તેની શિક્ષણપદ્ધતિ જોવામાટે અનેક સ્થળેથી વર્ગડૂફની શાળામાં શિક્ષકો આવવા લાગ્યા. સન ૧૮૦૫માં તે ત્યાંથી ન્યૂચેટેલઝીલ ઉપર યવર્ડનમાં ચાલ્યો ગયો, અને ત્યાં તે વીસ વર્ષસુધી રહ્યો. પ્રસિદ્ધ પ્રસિદ્ધ શિક્ષકો તેની શિક્ષણપદ્ધતિ જોવા-શીખવા ત્યાં આવતા હતા; પણ ધીમે ધીમે આ સંસ્થાના અધિકારીઓમાં પણ વિખવાદ થયો અને એ સ્કૂલ પણ બંધ થઈ ગઈ. પેસ્ટૉલોજી નોહફ ગયો અને ત્યાં તેણે બાકીનું જીવન પોતાના જૂના ખેતીવાડીનાજ કાર્યમાં ગાળ્યું. વગમાં સન ૧૮૨૭માં તે મૃત્યુ પામ્યો.

પેસ્ટૉલોજીની આખા જીવનપર્યંત એજ ઇચ્છા રહ્યા કરી હતી કે, તે પોતાના શિક્ષણવિષયક વિચારો જગત સમક્ષ મૂકી જાય. તેની સમજમાં **ચારિત્રવર્ધક શિક્ષણ આપવું એજ એક મહાન શક્તિ આપવા બરાબર હતું.** મનુષ્યની મહત્તા તેના ગુણોનેજ લીધે હોય છે. તે સમયમાં જે શિક્ષણપદ્ધતિ ચાલુ હતી, તેમાં તેને અનેક દોષ દેખાતા હતા. વિદ્યાર્થીઓનાં મગજમાં બીનજરૂરી બાબતો જબરદસ્તીથી ઘુસાડવામાં આવતી હતી. તેમને માત્ર શબ્દજ્ઞાનજ આપવામાં આવતું; પણ તેણે વિચાર્યું કે, ગોખણપટ્ટી કરતાં વિચારશક્તિ ખીલવવાથી બાળકોને વધારે શિક્ષણ મળે છે. શિક્ષકનો એજ આદર્શ હોવો જોઇએ કે, તે પોતાના શિષ્યોનાં હૃદયોમાં સ્વાભાવિક શિક્ષણના અંકુર પેદા કરે. બાળકોના સ્વાભાવિક વિચારોને ઉત્તમ કામો તરફ વાળવાનો પ્રયત્ન કરવો જોઇએ. વ્યાવહારિક જ્ઞાનથી બાળકો જેટલું શીખે છે, તેટલું માત્ર પુસ્તકો ગોખી મારવાથી મળતું નથી. ખરૂં જોતાં પેસ્ટૉલોજીનો એજ ઉદ્દેશ હતો કે, બાળકોના માનસનો પૂર્ણ અભ્યાસ કરી તેમના માનસિક જ્ઞાનનો વિકાસ કરવો. તે સમજતો હતો કે, જ્યાંસુધી શિક્ષક અને શિષ્ય વચ્ચે સંપૂર્ણ સહાનુભૂતિ નથી, ત્યાંસુધી તેમનાં મગજમાં કોઇપણ બાબત જોઇએ તેવી પ્રવેશ કરી શકતી નથી; તેમજ તેમનો સ્વાભાવિક વિકાસ પણ થતો નથી. આથી પ્રથમ વિદ્યાર્થીઓના હૃદયમાં સ્થાન મેળવ્યા પછીજ તે તેમના મગજમાં પ્રવેશ કરવા ઇચ્છતો હતો.

વિદ્યાર્થીઓમાં શિક્ષણપ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરવો, એજ તેનો ઉદ્દેશ હતો.

(શ્રી. નર્મદેશ્વર શર્મા વિદ્યાર્થીના 'વિશ્વમિત્ર'માંના લેખપરથી સ્વતંત્રાનૂવાદ)

(અમારા હાલના પોતાને દેશભક્તો અને મહાન શિક્ષકોમાં ખપાવનારા તેમજ ખપાવવા મથી રહેલા સજ્જનોને આ ચરિત્રમાંથી કેટલું બધું સમજવા-આચરવા જેવું છે! ફ્રાન્સને તો પાછું નેપોલિયનદ્વારા બાહ્ય વિજય મેળવીને પણ છેવટે લૌકિક મોજશોખનાજ ખાડામાં જઇ ડૂબવું હતું, એટલે તે આવા સાચા મહાપુરુષની અવગણના ન કરે તો બીજું કરે પણ શું? પરંતુ શું હિંદવાસીઓને પણ એવાજ બનવું છે? જોજો કે, હવે દશકા દરમિયાનજ એવા લૌકિક શોખ-સ્વાર્થમાં ડૂબી રહેલા માનવીઓની કેવી દુર્ગતિ થાય છે!' લિ૦ અવગુણસાગર ભિક્ષુ-અખંડાનંદ

# ૩૧-ચીનનું સ્વાતંત્ર્ય-યુદ્ધ

"ચીનમાં રાજસત્તાવાદ પુનઃ જન્મે તે પહેલાં પર્વતો જમીનદોસ્ત થશે અને સમુદ્રનાં નીર સુકાઈ જશે."

હિંદમાં અસહકારની પ્રચંડ જ્વાળાઓ પ્રકટી અને સ્વરાજ્યગર્જનાથી દેશ ગાજી ઉઠયો તે પહેલાં સ્વ૦ તિલક મહારાજે જેમ 'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક્ક છે" એ મહામંત્ર ઉચ્ચાર્યો હતો અને એ ભાવનાનાં બીજ રોપ્યાં હતાં, તેમ ચીનમાં વિજયી વિપ્લવ પહેલાં લિયાંગ-ચી-ચાઉએ ઉપરનો મહામંત્ર ઉચ્ચાર્યો હતો; અને લોકોમાં પ્રજાસત્તાવાદની ભાવનાના પ્રથમ ગુરુની એ આત્મશ્રદ્ધા અસ્થાને નહોતી. કેમકે એ પોતાની પ્રજાને બરાબર પીછાણતા હતા. ચીની પ્રજાના બળની તુલના એણે બરાબર કરી હતી. તેમની એ ગણત્રી ખોટી નહોતી, એ આજથી માત્ર પા સદી પહેલાંનાજ અફીણીઆ, ટુંકપગા અને લાંબા ચોટલાવાળા ચીનાએ પોતાના વતનમાં પેઠેલા પરદેશીઓને ગાંસડાંપોટલાં બાંધવાની ફરજ પાડીને પૂરવાર કર્યું છે.

જગતમાં જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે સત્તાધીશો સીતમગારો બને છે, પ્રજાને પોતાની એડી નીચે પીલે છે, ભૂખે મરતી પ્રજાનાં લોહી ચૂસી વિલાસોમાં રાચે છે, પ્રજાના પ્રાણ સાથે ખેલ માંડે છે અને એ બધા અમાનુષી જુલ્મો અને અત્યાચારો સામે પ્રજા જ્યારે "ત્રાહિ-ત્રાહિ" પોકારી "ભૂખે મરવા કે ભાલે મરવા"ની પરિસીમાએ પહોંચે છે, ત્યારે ગમે તેવી નિર્માલ્ય પ્રજા પણ "ભાલે મરવાનું" પસંદ કરે છે અને જીવપર આવી કેસરિયાં કરે છે. પ્રજાકોપનાં એ પ્રચંડ મોજાંઓ સામે કોઇ સલ્તનત ટકી શકી નથી, કોઇ સામ્રાજ્ય ઉભું રહી શકયું નથી.

આજથી કેવળ અડધી સદી પહેલાં ચીનમાં એવીજ પરિસ્થિતિ ઉભી થઇ હતી. ચીની શહેનશાહતમાં સર્વત્ર અંધેર ચાલતું હતું; પ્રાંતના સુબાઓ આપખુદીથી અમલ ચલાવી રહ્યા હતા; કાયદા કે બંધારણ જેવું કશું હતું નહિ. સુબાનો શબ્દ એ કાયદો! તેના હુકમ સામે કશી દાદ-ફરિયાદજ ન હોય. પોતાના વિલાસોમાટે તે પ્રજાને ચૂસતો; સુબાનો સાગરીત ગમે તેને રંજાડી શકતો; પોતાના નિર્દોષ વિરોધીને તે પકડી શકતો અને ફાવે તે આરોપ તેની સામે મૂકી શકતો. ત્રણ ત્રણ દિવસસુધી અસહ્ય યાતનાઓ આપી ન કર્યા ગુન્હાનો એકરાર કરાવવામાં આવતો અને એમ છતાંયે ગુન્હો કબૂલ ન રાખે તેને પણ તેના શિકારીની લાગવગના પ્રમાણમાં સજા તો થતીજ.

### ચીનનો તારણહાર

સારાયે ચીનમાં આવા જુલ્મોનું સામ્રાજ્ય પથરાયું હતું. પ્રજાની સહનશક્તિ ખૂટી હતી, ભૂખમરો અને અસંતોષ વધતાં જતાં હતાં. જીવન-મરણની સંકડામણમાં આવેલું જનાવર પણ જીવપર આવી સામે થાય છે તો આ તો હતા મનુષ્યો; અને ચીન એટલે તો પૃથ્વીની સપાટીપરની

વસ્તીનો ચોથો ભાગ. કરોડો માણસના નિઃશ્વાસ અને પ્રકોપ ગમે તેવી સલ્તનત, ગમે તેવા સામ્રાજ્ય, ગમે તેવી સત્તાનો સર્વનાશ કરવા માટે બસ છે. આખું ચીન એ આગથી ધુંધવાઇ રહ્યું હતું. જરૂર માત્ર તેને ફુંક મારી સર્વસંહારક હોળીની પ્રચંડ આગ પ્રગટનારની હતી; અને એ તો સૃષ્ટિનો ક્રમ છે કે, કોઈ પણ પ્રજાનું અંતઃપતન થાય છે, તે આત્મભાન ભૂલે છે અને તેનું નામનિશાન પણ જાણે પૃથ્વીની સપાટીપરથી ભૂંસાઇ જશે, એવી અણીની ઘડી આવી પહોંચે છે ત્યારે તેનો ઉદ્ધાર કરનાર એક મહાવિભૂતિ જાગે છે. ચીનની એ મહાવિભૂતિ તે સ્વર્ગસ્થ ડૉ૦ સુન-યાટ-સેન. સારૂંયે ચીન આજે એ મહાપુરૂષને પોતાના તારણહારતરીકે પૂજે છે. આજે ચીનમાં એક પણ એવું જાહેર મકાન, ઘર કે ઝુંપડું નહિ હોય કે જ્યાં ડૉ૦ સુન-યાટ-સેનની છબી ન હોય. દરેક સોમવારે દરેક ઑફીસોમાં, શાળાઓમાં, એ તારણહારના માનમાં પ્રાર્થના થાય છે. રાષ્ટ્રગીત ગવાઇ રહ્યા પછી સૌ એ આત્માને ત્રણ ત્રણવાર શિર ઝુકાવીને વંદન કરે છે.

આજે ચીનમાં જે જાગૃતિ છે તે ડૉ૦ સુન-યાટ-સેનને આભારી છે. આજે દેહરૂપે તેઓ હયાત નથી, પરંતુ તેમના આત્માનો તો ચીનની પ્રજા વચ્ચે અમર વાસ છે. પ્રજાની નસોમાં તેમણે રેડેલું નવચેતન દિવસે દિવસે ઉલટું ખીલતું જાય છે. તેમણે પ્રગટાવેલી સ્વતંત્રતાની આગ પ્રજાનાં બંધનો બાળી રહી છે. તેમણે આપેલો આઝાદીનો મંત્ર પ્રજાના હૃદયમાં કોતરાઇ રહ્યો છે. તેમનું નામમાત્ર પ્રજાને આજેયે પ્રેરણા આપી રહ્યું છે. એ નામનો ચીનની પ્રજાપર જાદુ કંઇ ઓરજ છે. એ જનહિત જાદુગરની જીવનલીલા વાંચનારના દિલમાં પણ સ્વતંત્રતાની ધગશ જગાડે એવી હોઇ તેની આછી રૂપરેખા અહીં અસ્થાને નહિ ગણાય.

## સ્વ. ડૉ૦ સુન-યાટ-સેનની બાલ્યાવસ્થા

પુત્રનાં લક્ષણ પારણામાંથી વર્તાય એ કહેવત પ્રમાણે ચીનના એ ભાવિ ઉદ્ધારક બાળપણથીજ સુધારક હતા. બાળકોને વેચવાના, બાળકોને ટૂંપી નાખવાના, રખાતો રાખવાના, પગ સાંકડા કરવાના, મૂર્તિપૂજાના અને એવા અનેક જૂના કુરિવાજો સામે એ બાળમગજ કંપી ઉઠ્યું હતું અને તેની સામે માથું ઉઠાવ્યું હતું. મોટાભાઇ ડા-કો સાથે હોનોલુલુ રહેવાનો પ્રસંગ મળતાં પાશ્ચાત્ય વિચારોનો એમને પટ લાગ્યો. મોટાભાઇ ભડકી ઉઠ્યા અને તેમણે એ બાળકને ચીન ભેગો કર્યો; પરંતુ એ થોડા કાળમાંયે એ બાળમગજને સ્વતંત્રતાનો ચેપ લાગી ચૂક્યો હતો. ચીનમાં પગ મૂકતાંની સાથે ત્યાંની ગુલામી દશાથી તેમનું યુવાન લોહી ઉકળી ઉઠ્યું. તેમણે પોતાના વતનમાં છડેચોક ગર્જના કરવા માંડી કે "તમારાં નાણાં ક્યાં જાય છે? પેલા સ્વર્ગના પુત્રને! એ 'સ્વર્ગનો પુત્ર' તમારે માટે શું કરે છે? કશુંજ નહિ. એની રાજ્યપદ્ધતિ એટલી સડેલી છે કે તેની સાથે તમારે કશી લેવાદેવા નથી. તમે તમારા રસ્તાઓ અને પૂલો સસ્તામ બાંધી શકો છો, તમારી શાળાઓ સસ્તામાં નભાવી શકો છો; છતાં તમને ચૂસવામાં આવે છે." તેમણે ડિંડીમ બજાવીને પ્રજાને અને સત્તાધારીઓને સુણાવી દીધું કે "ટીન મીંગ વુ ચાંગ." (દૈવી હક્કના અમરપટા ન હોય.) આપખુદી સત્તાધારીઓનાં સિંહાસનો કેમ જાણે ડોલવા લાગ્યાં! તેમનાથી એ બાળકનો તાપ પણ ન જીરવાયો. તેઓએ સુન-યાટ-સેનને દેશપાર કર્યા અને હોંગકોંગ ધકેલ્યા; પરંતુ ઈશ્વર એમની પડખે હતો. હોંગકોંગમાં તેમને અનેક મિત્રો મળી ગયા. તેમણે એક ગુપ્ત મંડળ સ્થાપ્યું અને કેન્ટન કબજે કરવાનું કાવત્રું રચ્યું. જોકે એ કાવત્રું નિષ્ફળ ગયું, તોપણ વિપ્લવના ગણેશ તો ત્યારથીજ મંડાયા. એ કાવત્રાની કથા એમના પોતાના શબ્દોમાંજ રજુ કરીશું:—

## કેન્ટનનું કાવત્રું

"કેન્ટન કબજે કરવાનું અમારૂં કાવત્રું જો કે નિષ્ફળ ગયું હતું, તોપણ અમે તેને ક્ષણિક આઘાતજ ગણ્યો હતો. અમારો ઉત્સાહ જરાએ હણાયો નહોતો. અમારી સામે અનેક મુશ્કેલીઓ હતી એનું અમને ભાન હતું; પરંતુ તેની પાર ઉતરવા અમારો દૃઢ નિશ્ચય હતો. અમે ગુપ્તમંડળ સ્થાપ્યું હતું અને તેમાં પ્રજાકીય ધોરણે ચુંટણી કરી આગેવાનો અને એક નાયકની પસંદગી કરી હતી. દરેક પ્રાંતમાં અમારા ગુપ્તમંડળની શાખાઓ હતી. અમારાં મસલતસ્થાનો અમે બદલ્યાજ

કરતા હતા. દરેક જીલ્લામાં ત્રીસથી ચાલીસ મથકો એવાં મુકરર કર્યાં હતાં કે જ્યાં ઇસારો થતાંની સાથે ઓછામાં ઓછા એક હજાર માણસોસહિત બધો વહીવટ હાથમાં લેવા અમુક સભ્યો ખડે પગે તૈયાર હતા. બધા જીલ્લાઓ વચ્ચેનો વહેવાર દૂતોમારફત ચલાવતા. અમે કાંઈ લખી મોકલતા નહિ, પરંતુ મોઢેથીજ સંદેશો પાઠવતા. કોઇપણ વ્યક્તિને કનડવાનો અમારો લેશમાત્ર ઇરાદો નહોતો. અમારા ચુંટી કાઢેલા અનુયાયીઓને અમે બંધારણપૂર્વક વહીવટ કરવાની તાલીમ આપી હતી. સૈનિકો અમારી સાથે જોડાવા તૈયાર હતા, પરંતુ ત્યાંજ અમારી મુશ્કેલી હતી. બળવો જગાડવો સહેલો હતો, પરંતુ એટલી મોટી ફોજને કાબુમાં રાખવી એ મુશ્કેલ હતું. કાયદા કે વ્યવસ્થાનું તેમને ભાન નહોતું. તેઓ ઉશ્કેરાય તો પ્રજાના જાનમાલ જોખમમાં આવી પડે. રખેને તેઓ લુંટફાટ ચલાવે એવો ભય રહ્યા કરતો. આખરે ખૂબ મસલત પછી અમે ત્રીસ આગેવાનોએ સો સો ચુનંદા અંગરક્ષકો તૈયાર કર્યા. ત્રણ હજાર એ અને બીજા પ્રાંતના ત્રણ હજાર મળી છ હજાર સૈનિકો વ્યવસ્થા જાળવવા તૈયાર કર્યા. બળવામાટે ઑક્ટોબરનો એક દિવસ મુકરર કર્યો. હોંગકોંગનો અમારો એજંટ સઘળી તૈયારીની ખબર આપે; તેમજ ત્રણ હજાર સૈનિકો, દારૂગોળો અને સાતસો મજુરો મોકલે કે તરતજ અમારે બધાં મથકોએ દૂતો મોકલી, અમારી જુદી જુદી ટુકડીઓ પાડી દઈ, એકસાથે બધે બળવો જગાડવાની ગોઠવણ હતી. હોંગકોંગથી તૈયારીનો સંદેશો આવ્યો, દૂતો રવાના થયા. થોડી વાર પછી ત્રણ હજાર સૈનિકોને બદલે સંદેશો આવ્યો કે 'ગડબડ થઇ છે, સૈનિકો નહિ આવી શકે.' હવે શું થાય? દૂતોને પાછા બોલાવવાનું અશક્ય હતું. મેં મજુરો ન મોકલવા તાર કર્યો, પરંતુ કંઇક સમજફેર થઇ અને મજુરો આવી પહોંચ્યા. હવે તેમનો કોણ ધણી! તેઓ રખડતા થઇ પડયા, અમારો ભેદ ફૂટી ગયો."

### કેદ

"પછી તો સરકારના કોપની વાત શી? અમે આગેવાનો તો ચેતી ગયા હતા, એટલે સપડાઈએ તેમ નહોતું; પરંતુ સરકારે કેટલાયે નિર્દોષ મજુરોને ફાંસીને માંચડે ચઢાવી દીધા. સોળ આણસોને, તેઓ આગેવાન છે એમ ધારીને, સરકારે ગરદન માર્યા. અમે ખરા આગેવાન તો આબાદ છટકી ગયા. હું મારી સ્ટીમલૉન્ચમાં હોંગકોંગ ગયો. સરકારી જાસુસો મારી પાછળ છૂટયા હતા. હું ઘણી વખત તેમની પાસેથી પસાર થતો, પરંતુ કોઇ મને ઓળખી શકતું નહિ. ત્યાં અડવાડીઉં રોકાઇ મારૂં કુટુંબ, પત્ની, બાળકો અને માતા મારી પાછળ આવી શકે એવી ગોઠવણ કરી હું મારી પાછળ ભમતા મૂર્ખાઓની નજર સામે સ્ટીમરપર ચઢી ગયો. એક વર્ષ સુધી ભટકતો ભટકતો હું લંડન પહોંચ્યો. જાસુસો મારી પાછળ ભમતાજ હતા. આખરે લંડનમાં ચીની એલચી ખાતાની હદમાં હું ફસાયો. મને મારા અંગ્રેજ મિત્રોએ ચેતવ્યો હતો, પરંતુ હું એક વખત ફરવા નીકળ્યો હતો ત્યાં બે માણસોએ મને બોલાવ્યો. ચીની એલચી ખાતાની હદ હું ભૂલી ગયો હતો. પેલાઓએ મને બળવાવિષે ચર્ચા કરવા પોતાને ત્યાં આમંત્રણ કર્યું. મેં આનાકાની તો કરી, પરંતુ તેઓએ મને જબરદસ્તીથી પકડી એક મકાનમાં કેદ કર્યો. મારી આસપાસ મજબૂત ચોકી-પહેરો ગોઠવાયો. મેં છટકવાના ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ લાગ ન ફાવ્યો. આખરે ચીની એલચી ખાતાના એક અંગ્રેજ નોકરને ફોડીને મેં મારા અંગ્રેજ મિત્રોને મારી હાલતના સમાચાર પહોંચાડયા અને તેઓની મદદથી હું છુટયો."

### બળવાનો પ્રચાર

લંડનમાંથી છુટી તેમણે જાપાનનો માર્ગ લીધો. જાપાનમાં ચીની વિદ્યાર્થીઓએ તેમનું ઉત્સાહપૂર્વક સ્વાગત કર્યું. ત્યાં પણ તેમણે પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખી અને થોડાજ દિવસોમાં "ટુંગ-મીંગ-હુઇ" નામનું મંડળ સ્થાપ્યું. એ મંડળનો હેતુ ચીનને જાગ્રત કરવાનો, પ્રજાને પરાધીનતાનું ભાન કરાવવાનો અને આઝાદીના યુદ્ધમાટે કટિબદ્ધ કરવાનો હતો. એ હેતુથી "પીપલ" (પ્રજા) નામનું અઠવાડિક પત્ર શરૂ કરવામાં આવ્યું અને તેમાં મંચુરિયાની સરકારના સડા, જુલ્મો અને નિર્માલ્યતાના બનાવો છતા કરવા માંડયા. તે ઉપરાંત ભૂતકાળમાં પણ રાજસત્તાએ કરેલા અમાનુષી અત્યાચારો અને અન્યાયો પણ પ્રગટ કરવા માંડયા. "પ્રજાએ પોતાના પૂર્વજોપર ગુજ-

રેલા ગજબોનું વેર કાં ન લેવું ?" એવી ખુલ્લી ઉશ્કેરણી ચાલુ કરવામાં આવી. જોતજોતામાં આખાયે ચીનમાં અને બીજે જ્યાં જ્યાં ચીનાઓ વસતા હતા ત્યાં 'પીપલ'નો પોકાર પહોંચી ગયો. મંચુરિયાની સરકારનાં ગાત્ર ઢીલાં પડવા માંડ્યાં. તેણે પણ પોતાની ખરી પડતી ઇમારતો અને ડોલતાં સિંહાસનો બચાવવાના પ્રયત્નો આદર્યા. જાપાનની સરકારને તેણે વિનવી, ચીની રાજસત્તા સાથે મૈત્રી ઇચ્છતા જાપાને "પીપલ" બંધ કરાવ્યું. ચીની રાજસત્તાના એ મિથ્યા પ્રયાસો હતા. ખુલ્લી ચળવળ દબાવી દેવામાં આવતાં સુન–યાટ–સેને ગુપ્ત મંડળો સ્થાપવાં શરૂ કર્યાં. તેમણે "કુંગ–ચીંગ" (એકસંપે આગળ ધસો) નામનું મંડળ સ્થાપ્યું. એ મંડળનો હેતુ સૈનિકો અને વિદ્યાર્થીઓને સરકારની સામે બળવો ઉઠાવવા માટે ઉશ્કેરવા સારૂ પ્રાંતેપ્રાંતમાં પ્રચારકો મોકલવાનો અને બળવામાટે ફંડ એકઠું કરવાનો હતો. જેમને સૈનિક અમલદારો અને વિદ્યાર્થીઓમાં ઓળખાણ કે મૈત્રી હોય, તેવા ઉત્સાહી પ્રચારકોને શોધી શોધીને મોકલવામાં આવ્યા. તેમણે પોતાનું કામ પૂર વેગે ચલાવવા માંડ્યું. અલબત્ત એમાં જીંદગીનું જોખમ હતું, પરંતુ આઝાદીનાં મૂલ તો એવાં મોંઘાંજ હોય ! સઘળી વાતો ગુપ્ત રાખવામાં આવતી. મસલતનાં સ્થળો કોઇને વહેમ ન પડે એવાં મુકરર કરવામાં આવતાં; ખાનગી સભાઓ ભરવામાં આવતી. જેઓ બળવામાં સામેલ થવા આનાકાની કરતા, તેમને બૉમ્બથી ઉડાવી દેવાની ધમકીઓનો પણ પ્રયોગ કરવામાં આવતો.

### બૉમ્બ ફૂટ્યો.

આમ એક બાજુ પ્રચારકાર્ય ચાલી રહ્યું હતું ત્યારે બીજી બાજુ હેંકાઉમાં બૉમ્બ બનાવવાનું કામ પણ એટલાજ વેગથી ચાલુ હતું. સુન–વુ અને લિયુ–કીંગ નામના બે યુવાનો એ કાર્યમાં કુશળ હતા. ક્યાં ક્યાં કેટકેટલો ખજાનો હતો, તેની પણ બાતમી મેળવી રાખવામાં આવી હતી. છેવટે ૧૯૧૧ નો ડિસેમ્બર મહીનો વિપ્લવના મહાયજ્ઞના મુહૂર્તમાટે મુકરર કરવામાં આવ્યો. વાઇસરૉયપર બૉમ્બ ફેંકવો અને એ ધડાકાની સાથે આખા ચીનમાં બળવાનો પ્રચંડ ધડાકો કરવો, એવી વ્યૂહરચના રચવામાં આવી. લિયુ–કીંગની બળવાખોર પત્નીએ ફેરીવાળીનો વેષ લઇ વાઇસરૉયપર બૉમ્બ ફેંકવાનું બીડું ઝડપ્યું.

આ પ્રસંગે પણ એક કમનસીબ બનાવ બનવા પામ્યો અને અકાળે આગ સળગી ઉઠી. ૧૯૧૧ ના ઑક્ટોબરની તા૦ ૯ મીએ સાંજે ચાર વાગે બૉમ્બ બનાવતાં સુન–વુના હાથે કંઇક અફલત થવાથી એક જબ્બર ધડાકો થયો. બાજુમાંજ હેંકાઉનું રશિયન મથક હતું. રશિયન પોલીસ દોડી આવી. બૉમ્બનું કારખાનું, બૉમ્બ બનાવવાની સઘળી વસ્તુઓ, બળવા પછીના ઢંઢેરાની છાપેલી નકલો, ખાનગી પત્રો, બળવાખોરોનાં નામોની યાદી અને બળવાખોર સૈનિકોના નિશાનની પટ્ટીઓ વગેરે સઘળું પકડાઇ ગયું. સુન–વુનો ચહેરો બૉમ્બે છેદી નાખ્યો, એમ છતાં પણ તેને તો પોલીસની પધરામણી થતાં પહેલાં છુપી રીતે સારવારમાટે મોકલી દેવામાં આવ્યો. લિયુ–કીંગ પણ નાસી છૂટયો. તેના ભાઇ અને પત્નીને સરકારે કેદ કર્યાં, બીજા સંખ્યાબંધ માણસોને પણ બેડીઓનાં બંધન પડયાં. બીજેજ દિવસે સવારે ચાર જણાઓને ફાંસીને માંચડે લટકાવવામાં આવ્યા. લિયુ–કીંગના ભાઇને હજુ ફાંસી દેવામાં નહોતી આવી, કેમકે તેનાપર અત્યાચારો ગુજારી તેનો ભાઈ ક્યાં છે, તે તેની પાસેથી કઢાવવાની સત્તાધીશોની ધારણા હતી. તેમની એ ધારણા પાર ન પડી અને લિયુ–કીંગ તેમના હાથમાં નજ આવ્યો.

### બળવો

તા૦ ૯ મીની રાત્રે બૉમ્બના કારખાના પાસે રશિયન પહેરેગીરોસિવાય કોઇ નહોતું. સર્વત્ર સ્મશાન જેવું શૂન્યકાર હતું. હેંકાઉના એક ખૂણામાં લિયુ–કીંગ વિચાર કરતો બેઠો હતો. બળવાની આખી યોજના તેના હાથમાં હતી. તેણે વિચાર કર્યો કે, બળવાની વાત ફૂટી ગઈ છે, એટલે હવે તો હમણાંજ ધા કરી લેવો; નહિ તો સરકાર આખી બાજી ચુંથી નાખશે. તેણે બળવામાં ભાગ લેવા ઇચ્છતા લશ્કરને ખબર પહોંચાડી કે, બળવાખોરોની યાદી અને યોજના સરકારને હાથ ગઇ છે, એટલે તે તેમને ગરદન માર્યાવિના નહિજ રહે, તો પછી શામાટે બહાદુરીથી લડતાં

ન મરવું? લશ્કરને એ વાત ગળે ઉતરી. એજ રાત્રે દશ વાગે કાર્યનો આરંભ કરવાની ગોઠવણ કરવામાં આવી; પરંતુ બળવાખોરો ઉત્સાહમાં અધીરા બન્યા હતા. તેમણે તો સાત વાગ્યામાં મોરચા માંડયા; તોપોના ધડાકા થવા લાગ્યા; ગોળીઓ સનસનાટ છૂટવા લાગી. આ એકાએક આક્રમણથી સરકારી સેનાપતિ ચાંગ-પીઆઓ પોતાનાં મુઠ્ઠીભર માણસો સાથે પલાયન કરી ગયો. વાઇસરૉય પણ જીવ લઇને નાઠો. ધારવા કરતાં વહેલી શરૂઆત થઈ હતી, પરંતુ હવે તેવિષે વિચાર કરવાનો વખત નહોતો. લિયુએ રાતોરાત પોતાના ગોઠીઆઓની સભા ભરી. સેનાપતિ કોને નીમવો તેની ચર્ચા ચાલી. લિયુની નજરે કર્નલ લી-યુયાન-હંગ ચઢયો. તેણે તેને સેનાપતિ બનવાની સૂચના કરી. તે સેનાપતિનું માન સ્વીકારવા તૈયાર નહોતો; કેમકે એ માનનું મૂળ માથું છે, એ તે સમજતો હતો. તેણે કોઇ વધારે બાહોશ અને અનુભવી માણસની નિમણુંક કરવા વિનતિ કરી. આ ભાંજગડ કે વાટાઘાટ કરવાનો વખત નહોતો. છ નાગી તલવારો તેની ગરદન-પર ઝૂકી રહી. એકજ મિનિટ અને તે વધુ આનાકાની કરે તો તેનું માથું ધૂળમાં રગદોળાતું થાય! તેણે વખત વર્તી લીધો અને કિસ્મતનું પાસું તેની તરફેણમાં બદલાયું—ચીનને સાંકળોનાં બંધનોમાંથી મુક્તિ અપાવનારા વિજયી વિપ્લવના સેનાપતિની કીર્તિને એ વર્યો.

### પ્રજાસત્તાકની સ્થાપના

આમ મુકરર કરેલા મુહૂર્ત પહેલાં પણ કાળના કોઈ શુભ ચોઘડીએ વિપ્લવના મહાયજ્ઞના મંડપ રોપાઇ ગયા. પછી તો સીનેમાની ફીલ્મની માફક એક પછી એક બનાવોની પરંપરા ચાલી. તા૦ ૧૩ મીએ ચીનના સામ્રાજ્યનો દારૂગોળાનો મોટામાં મોટો હાનયાંગનો ભંડાર બળવાખોરો-એ કબજે કર્યો અને સ્વાતંત્ર્યયજ્ઞની જોઇતી સામગ્રીઓ સહેજે પ્રાપ્ત થઇ. તે પછીના થોડાજ દિવસોમાં વુચાંગ, હાનયાંગ અને હેંકાઉ તેમના હાથમાં આવ્યાં; સરકારી બેંકો તેમણે કબજે કરી અને તેના ભર્યા ભંડાર પણ મળી ગયા. આમ એક પછી એક વિજય મેળવતા બળવાખોર લ-શ્કરે આગળ ધપ્યેજ રાખ્યું. ઠેકઠેકાણે પ્રજાસત્તાક અને રાજ્યપક્ષ વચ્ચે દોઢ મહિનાસુધી નાની-મોટી ઝપાઝપીઓ ચાલી અને હારજિતની વારાફેરી પછી દક્ષિણચીનમાં તો પ્રજાસત્તાકની સ્થા-પનાનો પરદેશી રાજ્યોએ પણ સ્વીકાર કર્યો. ૧૯૧૧ના ડીસેમ્બરની ૩૧મી તારીખે પ્રજાસત્તાક જાહેર કરવામાં આવ્યું અને ડૉ૦ સુન-યાટ-સેન તેના પ્રમુખ ચુંટાયા. તેમણે પોતાના "ટુંગ-મીંગ-હુઈ" નામના મંડળને "કુ-મીંગ-ટંગ" (કુ=રાષ્ટ્ર; મીંગ=પ્રજા; ટંગ=મંડળ) એટલે રાષ્ટ્રીય પ્રજામંડળમાં ફેરવી નાખ્યું.

### રાજગાદીનો ત્યાગ

૧૯૧૨ના ફેબ્રુઆરીની ૧૩ મી તારીખે ચીનની રાજમાતાએ રાજ્યગાદીનો ત્યાગ કર્યો અને તે માટેનો આજ્ઞાપત્ર બહાર પાડયો. તેમાં રાજસત્તાએ કબૂલ કર્યું હતું કે "વુચાંગના બળવા પછી પ્રજાએ અમને ગાદીત્યાગ કરવાની ફરજ પાડી છે, તેથી અમે સઘળી સત્તા પ્રધાનોને સોંપી દઇએ છીએ. રાજકુટુંબ હવેથી રાજકાજમાં માથું નહિ મારે. વડા પ્રધાનનું સ્થાન પ્રજાસત્તાકના પ્રમુખ લેશે અને તેમની ચુંટણી પ્રજાજ કરી શકશે. સઘળી રાજ્યદ્વારી સત્તા પ્રમુખના હાથમાં રહેશે. રાજ્યપરિવર્તન દરમિયાન અંધાધુંધી ન વર્તે તે માટે પ્રજાસત્તાક અને જુની સરકારની બનેલી કામચલાઉ સરકાર સ્થાપવી. નવી સરકારમાં શહેનશાહને કશી સત્તા નહિ રહે, પરંતુ તે પોતાના અસલ રાજમહેલમાં રહી શકશે. પ્રમુખને પણ પેકીંગમાં રહેવાનો મહેલ મળશે. આ આજ્ઞાપત્ર છપાવી પ્રજામાં અને લશ્કરમાં વહેંચવું." આ અને આવી બીજી રાજ્યવ્યવસ્થાને લગતી કેટલીક કલમો પણ તેમાં હતી.

### અંગ્રેજોનો પગપેસારો

આ પ્રમાણે ચીનાઓએ પોતાના ઘરના સીતમગારોથી તો છુટકારો મેળવ્યો, પરંતુ તેમને હજુ વિદેશી કરારોની લોખંડી સાંકળોથી જકડી રાખનાર બીજી વધારે બળવાન સત્તાના સાંણસા-માંથી છૂટવાનું બાકી હતું. પોતાની આંતરિક મુક્તિ કરતાંયે એ કામ વધારે મુશ્કેલ હતું; કેમકે પરદેશી સત્તા એકલી નહોતી, તેમજ તેનાં સાધનો ચીનાઓ કરતાં વિશેષ અને ચઢીઆતાં હતાં.

પાશ્ચાત્ય પ્રજાઓને અને તેમાંયે ખાસ કરીને અંગ્રેજોને જ્યાં આંગળી મળે, ત્યાં પોંચો કરડી ખાવાની બદદાનત થયાવિના રહેતીજ નથી. જ્યાં જ્યાં તેમની નજર પડી છે, ત્યાં ત્યાંની પ્રજાની પાયમાલી નિર્માયેલીજ છે, એ વાત ઇતિહાસસિદ્ધ છે. વેપારને નામે પગપેસારો કરી કાવાદાવા, દગાફટકા અને પ્રપંચોની જાળમાં પરદેશી પ્રજાઓને સપડાવી પોતાના વાવટા તેણે ફરકત કર્યા છે. આત્મરક્ષણને નામે લશ્કરો જમાવી પરમુલકો પચાવી પાડવામાં તેનો ઉપયોગ કર્યો છે. પોતાનો સ્વાર્થ સાધવા ગમે તેવાં કાળાં કૃત્યો કરતાં તેમણે સંકોચ નથી રાખ્યો. નીતિને તો તેમણે નેવે મૂકી છે. ન્યાયનાં તો તે કેવળ નાટક ભજવે છે. ચીનમાં પણ અંગ્રેજોએ એવી રીતેજ પોતાનો પગપેસારો કર્યો હતો.

આજથી ચારસો વર્ષ પહેલાં સોળમી સદીમાં અંગ્રેજી વેપારી વહાણો ચીનના બંદરે લાંગર્યાં. ચીનાઓની દયા અને કૃપા ઉપર રહીને તેમણે પોતાના વેપાર ખેડવા માંડ્યા. બે સદીઓ એમ વીતી ગઈ. વેપારને નામે ઘેંટા અને વરૂના ન્યાયે પરદેશો હજમ કરવામાં નામચીન બનેલી બ્રિટિશ ઇન્ડિયા કંપનીએ અઢારમી સદીમાં કેન્ટન બંદરમાં પોતાના પાયા રોપ્યા, ત્યારથી તેણે પોતાના દાવ ખેલવા માંડ્યા. વેપારની વધુ સગવડો માગવા શહેનશાહ પાસે એલચીઓ મોકલવા માંડ્યા. ત્રણ ત્રણ પ્રયત્નો પછી પણ દાદ ન મળતાં ૧૮૩૯માં ઇંગ્લૅંડે દાદાગીરી ચલાવી અને ચીનનાં કેટલાંક બંદરો કબજે કરી કેન્ટનપર ઘેરો ઘાલ્યો. ત્રણ વર્ષના સતત યુદ્ધ પછી ચીનાઓ હારી ગયા અને ૧૮૪૨ માં ચીનાઓને નાનકીંગની નામોશીભરી શરતો સ્વીકારી, વિજેતાઓને ૨ કરોડ ૧૦ લાખ પૌંડનો ચાંલ્લો કરવો પડયો.

## કોલકરારોની જંજીરો

નાનકીંગની શરતોથી કેન્ટન, એમોય, ફ્યુચાઉ, નીંગપો અને સંઘાઈ, એમ પાંચ બંદરો પરદેશીઓમાટે ખુલ્લાં થયાં. ત્યાં તેઓ કશી પણ અટકાયતવિના પોતાનો વેપાર ખેડી શકે, સંપૂર્ણ સ્વતંત્રતાથી વસવાટ કરી શકે અને પોતાના વ્યવહારપર પોતેજ દેખરેખ રાખી શકે. જકાતના દર પણ તેઓજ નક્કી કરે અને તેમાં ચીનની સરકાર કશો વધારો ન કરી શકે. તે ઉપરાંત અંગ્રેજોસિવાયના જે જે પરદેશીઓને ચીનની સરકાર જે જે છટછાટો આપે, તે બધી અંગ્રેજોને પણ મળે. આમ આખી બાજી ઉલટાઇ ગઇ. હવે અંગ્રેજોએ દરેક બાબતમાં આપખુદી ચલાવવા માંડી. બે વર્ષ પછી એટલે કે ૧૮૪૪ માં અમેરિકન પ્રતિનિધિ કાબેલ કશીંગે ચીનપર નવી જાળ પાથરી અને અસાધારણ મુલકી હક્કના કોલકરારની જંજીરો ચીનના ગળામાં પહેરાવી દીધી. એ કોલકરાર પ્રમાણે તો કોઇ પરદેશી ચીનમાં ગમે તે ગુન્હો કરે, તો તેની તપાસ ચીની અદાલતમાં નહિ પણ પરદેશી અદાલતમાંજ ચાલે; એટલુંજ નહિ પણ કોઇ ચીનો એ હદમાં ગુન્હો કરે, તો તેની તપાસમાટેના પંચનો પ્રમુખ પણ પરદેશીજ બને. દિવસો જતા ગયા, તેમ તેમ પરદેશીઓએ કોલકરારોની કલમોનો મનમાન્યો અર્થ કરી પોતાના ખીલા મજબૂત ઠોકવા માંડ્યા. પછી તો ચીનની હદમાં પણ ગુન્હો કરીને કોઇ ચીનો પરદેશી હદમાં પલાયન કરી જાય, તો પરદેશી સત્તાની મંજુરીવિના ચીની અમલદાર તે ગુન્હેગારને પકડી પણ ન શકે. પરદેશી હદની મ્યુનીસીપલ ઉપજનો નેવુ ટકા હિસ્સો ચીનાઓ ભરે અને છતાં તેમનો મ્યુનિસિપલ વહીવટમાં કશોયે અવાજ ન મળે. ટુંકામાં પરદેશીઓજ ચીનના ખરા માલીક બની બેઠા. ૧૯૦૦ ના બોક્સર બળવા પછી "કાયદા અને વ્યવસ્થા" જાળવવાના બહાના નીચે પરદેશીઓએ પોતાનાં લશ્કરો અને નૌકાઓ ચીનમાં ખડકવા માંડ્યાં–ચીનની ભૂમિપર પોતાનીજ પોસ્ટ ઑફીસો અને વાયરલેસ ગોઠવવા માંડ્યા અને છેલ્લા યૂરોપીય યુદ્ધના ઇંગ્લૅંડના સંચાલક જ્યૉર્જ લૉઇડે તો સિંગાપુરમાં નૌકાથાણું નાખી ચીનના ગળાપર કાયમનો ફાંસો નાખવાનો દાવ અજમાવ્યો; પરંતુ આખો લાડવો ગળવા જતાં ખાધેલું પણ ઓકી કાઢવાનો સમય આવ્યો.

## સ્વાતંત્ર્ય-યુદ્ધ

૧૯૧૧ ના વિજયી વિપ્લવ પછી અને પ્રજાસત્તાકની સ્થાપના પછી ચીનને પોતાની પરાધીન દશાનું પૂરેપૂરૂં ભાન થઇ ગયું. તેને પોતાની ઉપર જડવામાં આવેલાં પોલાદી ચોકઠાં સામે

સખ્ત અણગમો ઉપજ્યો. યૂરોપીય મહાયુદ્ધ પછીની સુલેહ પરિષદ્‌માં ચીને પોતાની ઉપર જબરદસ્તીથી લદાયેલા એ બધા હડહડતા અન્યાયો સામે ફરિયાદ ઉઠાવી; પરંતુ જગતની સુલેહ અને શાંતિને નામે મહાયુદ્ધની લૂંટની વહેંચણી કરવા માટે મળેલા મદારીઓ પાસેથી ઇન્સાફની આશા ફોકટ હતી. આત્મનિર્ણયના અભિલાષી અને આઝાદીના ઉત્સાહી ચીનને હવે પરદેશીઓની દયા કે મહેરબાની નહોતાં જોઇતાં. તેને પરદેશીઓના સંહારક સરંજામોની પણ પરવા નહોતી. તે હવે માત્ર અરજીઓ અને આજીજીઓ, વિનતિઓ અને કાકલુદીઓ કરવા તૈયાર નહોતું. ઈન્સાફની પણ તે ભીખ માગતું નહોતું. હક્કથી તેને ઈન્સાફ જોઇતો હતો અને તેમ ન મળે તો પોતાનાં બાવડાંના બળે તે લેવાનો તેનો નિરધાર હતો. પરદેશીઓની મુત્સદ્દીગીરીની જાળમાં પણ તે હવે ફસાય તેમ નહોતું. તેણે પોતાના હક્કની લડતનાં આંદોલન આદર્યાં. જગતની પ્રજા સમક્ષ તેણે પોતાનો કેસ રજુ કરી દીધો. વિદ્યાર્થીઓએ પરદેશીઓના બહિષ્કારની અને તેમની સામેના ખુલ્લા તિરસ્કારની ચળવળ ઉપાડી લીધી. પરદેશી શાળા-કૉલેજોનાં બારણાંને તાળાં લાગ્યાં. પરદેશી કારખાનાં અને ગોદીઓના ચીના મજુરોએ પરદેશીઓમાટે પસીનો ઉતારવાની સાફ સાફ ના પાડી. અંગ્રેજોએ તેમના સ્વભાવ પ્રમાણે કાયદા અને વ્યવસ્થાને નામે ગોળીઓ ચલાવી. ચીનાઓ અને તેમની વચ્ચે ખુલ્લી ઝપાઝપીઓ ચાલી. ઘણા ચીનાઓએ માથાં ગુમાવ્યાં. અંગ્રેજો અને તેની સાથે બીજી પાશ્ચાત્ય પ્રજાઓએ પોતાની પ્રજાના અને વેપારના રક્ષણને નામે ચીનનાં બારાંઓમાં પોતાની નૌકાઓ ગોઠવી દીધી; ચીનની ભૂમિપર પોતાનાં લશ્કરો છોડી મૂક્યાં અને ચીનના એ સ્વાતંત્ર્ય-યુદ્ધને દાબી દેવા તેમનાથી બની શકે તેટલા ઉપાયો યોજ્યા. ચીનપ્રત્યે અન્ય પ્રજાની સહાનુભૂતિ ન રહે તે માટે ચીનાઓના અત્યાચારોની કપોલકલ્પિત કથાઓના તાર દેશેદેશમાં મોકલાવી, ચીનને દુનિયાની દૃષ્ટિમાં કાળું ચીતરવા માંડયું. પ્રપંચોથી પરદેશો પડાવનાર, પોતાના વેપાર-ઉદ્યોગની ખાતર પરદેશીઓને ભૂખે મરતા કરનાર, નિઃશસ્ત્રપર ગોળીઓ ચલાવનાર કયા ઉજળા મોઢે એ ચીનાઓને કાળા ચીતરતો હશે ?

## ઈંગ્લૅંડના મિથ્યા પ્રલાપો

પરંતુ એ બધાં કાદવ ઉડાડવાનાં કૃત્યોપ્રત્યે ચીનાઓ બેપરવા હતા; અને ઘડીભર માની લ્યો કે, યુદ્ધના આવેશમાં થોડાઘણા અત્યાચારો થયા હોય તોપણ શું ? પોતાની ભૂમિપર પરદેશીઓ ફાવે તેવા અત્યાચારો ગુજારે એ કયી પ્રજા-જો તે નિર્માલ્ય ન બની ગઇ હોય તો-નભાવી લે ? લંડનમાં ચીનાઓ છૂટથી વેપાર કરી શકે; તે સ્વતંત્રપણે રહી શકે; તે કાંઇ પણ ગુન્હો કરે તો તેની અંગ્રેજી નહિ પણ ચીની અદાલતજ તપાસ લઈ શકે; કોઈ અંગ્રેજ ગુન્હો કરીને ચીની હદમાં આશરો લે, તો પછી લંડનનો પોલીસ કમીશ્નર ચીના અધિકારીની રજાવિના ગુન્હેગારને પકડી ન શકે; ચીની હદમાં રહેતા અંગ્રેજો મ્યુનીસીપલ વેરાનો મોટો હિસ્સો આપે અને છતાં તેમને મતાધિકાર ન મળે; લંડનના બારામાં ચીનનાં લડાયક જહાજો રહે; ચીનના વેપાર અને પ્રજાના રક્ષણમાટે લંડનમાં ચીની લશ્કર રહે-એ બધું કોઇપણ અંગ્રેજ એક ઘડીભર પણ સાંખી શકશે ખરો કે ? તો પછી ચીનો શામાટે એ બધું સહી લે ? એવી પરિસ્થિતિ સામે બંડ ઉઠાવનાર અંગ્રેજ શૂરવીર કહેવાય, એટલુંજ નહિ પણ પરદેશીઓ ઉપર જુલ્મો ગુજારી, તેમનાપર હત્યાકાંડ રચનારા અંગ્રેજોની બહાદૂર સૈનિકતરીકે કદર કરવામાં આવે અને તેના કીર્તિ-સ્તંભો અને બાવલાંઓ ખડાં કરવામાં આવે, તો પછી પોતાના આત્મરક્ષણાર્થે લડનાર ચીનો અત્યાચારી શામાટે ? અન્ય દેશોના વેપાર તોડી પાડી પોતાના વેપાર જમાવવામાટે અને એક પછી એક દેશો હોઇયાં કરી જવા માટે અંગ્રેજો બીજાં રાજ્યો સાથે મૈત્રી કરી તેની મદદ મેળવી શકે; પરંતુ ચીન જો રશિયાની મદદ લે તો અંગ્રેજોથી તે સહન ન થાય! ચીનમાં બોલ્શેવીઝમ અને કૉમ્યુનીઝમ ફેલાશે એવી તે બૂમો પાડે! ચીને પોતાના સ્વાતંત્ર્ય-યુદ્ધમાં મદદ કરવા ઈંગ્લૅંડને આમંત્રણ કર્યું હતું, પણ ઈંગ્લૅંડને તેમ કરવામાં પોતાનો સ્વાર્થ આડો આવતો હોય, તો પછી ચીન બીજા ગમે તેની મદદ શામાટે ન લે ? ડૉ. સુન-યાટ-સેને સ્પષ્ટ બતાવી આપ્યું છે કે, ચીન જેવડા વિશાળ દેશમાં બોલ્શેવીઝમ કે કૉમ્યુનીઝમ શક્ય નથી. દેશ એટલો કંગાલ છે કે,

ત્યાં એવી કશીયે દોલત નથી કે જે વહેંચી લેવાનો ઝગડો થાય. આમ છતાં ધારો કે ચીનમાં બોલ્શેવીઝમ કે કૅામ્યુનીઝમ આવે, તોપણ તેની ચિંતામાં ઇંગ્લૅંડ કાં દુબળું પડે? ખરી વાત તો એ છે કે, ઇંગ્લૅંડને પોતાનો વેપાર, પોતાની લૂંટ, પોતાની આપખુદ સત્તા, એ બધું જવા બેઠું છે તેની ચિંતા પેઠી છે અને તે ડૂબતાની જેમ તરફડીઆં મારી રહ્યું છે.

પરંતુ દુનિયાની કે ચીનની આંખે હવે એ પાટા બાંધવાના પ્રયત્નો મિથ્યા છે. " ચીન ચીનાઓ માટે " એ સ્વ. સુન-યાટ-સેનનો મહામંત્ર પ્રજાની રગેરગમાં રમી રહ્યો છે. એ સિવાય બીજી કોઇ શરત તેમને મંજુર નથી. યુજેન-ચેન જેવા કાબેલ કારભારી બ્રિટિશ મુત્સદ્દીગીરીનો જડબાતોડ જવાબ આપી રહ્યા છે. જનરલ ચિયાંગ-કે-શેક પરદેશી બળોનો મુકાબલો કરી તેને બહાદુરીથી પાછા હઠાવી, અસાધારણ હકકો છોડી દેવાની ફરજ પાડી રહ્યા છે.

## વિઘ્નો

કમનસીબે વુ-પે-ફુ, ચાંગ-સો-લીન, સુન-ચાંગ-ફાંગ, ચાંગ-સુંગ-ચાંગ અને ફેંગ-યુ-સિયાંગ જેવા સ્વાર્થી અને સત્તાલોલુપ ચીના સરદારો અને પ્રજાસત્તાકના પ્રયત્નોમાં પથરા નાખી રહ્યા છે અને વુ-પે-ફુ જેવા તો પરદેશીઓના હાથમાં રમી રહ્યા છે, એટલે પ્રજાસત્તાક ચીન હજુ નિશ્ચિંત નથી બન્યું: પરંતુ નવું ચીન-પ્રજાસત્તાક ચીન-આઝાદ ચીન એ બધી મુશ્કેલીઓથી પાર ઉતરવા કટિબદ્ધ છે. સ્વ. ડૅા૦ સુન-યાટ-સેનનાં પત્ની આજે ચીનનાં મહારાણી જેવાં છે. તેઓ પોતાના પતિનું અધુરૂં રહેલું કાર્ય પૂરૂં કરવા મથી રહ્યાં છે. એ દરમિયાન પરદેશીઓના પંઝામાંથી મુક્ત થવાનું મથન ચાલુ છે, એનું ભાવિ ભાખવું મુશ્કેલ છે; તોપણ જગતમાં પ્રભુના ન્યાય જેવી વસ્તુ જો કોઇ હોઈ શકે તો વિજય-જરૂર ચીનનો છે. યુદ્ધ કે શાંતિના સમયમાં ચીનનું આંતર-રચનાત્મક કાર્ય ચાલુ છે અને એની રૂપરેખા-યોજના, સ્વર્ગસ્થ ડૅા. સુન-યાટ-સેન પોતાના "ઇન્ટરનેશનલ ડેવેલપમેન્ટ ઑફ ચાઇના" (ચીનની આંતરરાષ્ટ્રીય ખીલવણી) નામના પુસ્તકમાં દોરી ગયા છે. તેના મુખ્ય દશ વિભાગો નીચે પ્રમાણે છે:—

## પ્રગતિને પંથે

૧—વહેવારનાં સાધનોની ખીલવણી
- ક—૧,૦૦,૦૦૦ માઇલની રેલ્વે બાંધવી.
- ખ—૧,૦૦,૦૦૦ માઇલના પાકા રસ્તા બાંધવા.
- ગ—ચાલુ નહેરો સુધારવી.
- ઘ—નવી નહેરો બાંધવી.
- ચ—નદીઓની સંભાળ રાખવી અને સુધારણા કરવી.
- છ—આખા દેશમાં તાર, ટેલીફોન અને વાયર્લેસ નાખવા.

૨—વેપારી બંદરો ખીલવવાં
- ક—ઉત્તર, મધ્ય અને દક્ષિણચીનમાં ન્યુયૅાર્કના બંદર જેવડાં મોટાં બંદરો બાંધવાં.
- ખ—બીજાં નાનાં બંદરો બાંધવાં.
- ગ—જે નદીઓમાં સ્ટીમરો જઇ શકતી હોય, તેના કાંઠે ગોદીઓ બાંધવી.

૩—રેલ્વેમથકો અને દરિયાઇ બંદરો નજીક શહેરો બાંધવાં.

૪—પાણીમાંથી વિજળીક બળ ઉત્પન્ન કરવું.

૫—લોખંડ, પોલાદ અને સીમેન્ટના મોટા પાયાપર કારખાનાં ખોલવાં.

૬—ખાણો ખીલવવી.

૭—ખેતીવાડી ખીલવવી.

૮—ખેતરોને પાણી પૂરૂં પાડવા માટેની નહેરો બાંધવી.

૯—મધ્ય અને ઉત્તરચીનમાં ફરી જંગલો ઉગાડવાં.

૧૦—મંચુરિયા, મોંગોલિયા, સીકિયાંગ, કોકોનોર અને થીબેટમાં વસવાટ જમાવવો.

આ બધી યોજનાઓનો કેવી રીતે અમલ કરવો, તેને માટે નાણાં અને સાધનો કેવી રીતે

મેળવવાં વગેરે સંપૂર્ણ વિગતો તેમણે એ પુસ્તકમાં આપી છે. અનુભવીઓએ તેમની યોજનાનાં વખાણ કર્યાં છે. એ યોજનાઓનો અમલ થતાં ચીન આજના કરતાં કાંઈક જૂદુંજ હશે.

અને ચીન માત્ર પોતાનાં બહારનાં બંધનો તોડીને સંતોષ માની બેઠું નથી. તેણે પોતાના દોષો અને ઉણપો પણ નિહાળી લીધી છે અને પોતાની આત્મશુદ્ધિનો યજ્ઞ પણ આરંભ્યો છે. લાંબા ચોટલાઓપર તેણે એકજ સપાટે કાતર મૂકી દીધી છે, દેશના મોટા ભાગે અફીણ છોડયું છે અને બાકી રહ્યા છે તે પણ છોડતા જાય છે. પહેરવેષમાં પણ ફેરફાર કર્યો છે. સંખ્યાબંધ યુવાનો પરદેશમાં હુન્નરકળા અને ઉદ્યોગધંધાનું શિક્ષણ લઇ રહ્યા છે. અનેક યુવાનો પરદેશમાં લશ્કરી અને નૌકાની તાલીમ લઇ રહ્યા છે. આખુંયે ચીન પ્રગતિને પંથે વળ્યું છે. પ્રભુ ચીનના એ મનોરથો પાર પાડો અને પોતાની આઝાદી ઇચ્છતી પ્રજા ચીનના આ મહાયજ્ઞમાંથી પાઠ શીખો !

("મુંબઇ સમાચાર"ના સં. ૧૯૮૩ ના દીપોત્સવી અંકમાં લેખકઃ-રા. 'વિનોદ')

# ૩૨-ધાર્મિક ઘેલછા

થોડાક વખતપર બનારસ કૉલેજમાં અંગ્રેજી શિક્ષણ મેળવેલા નવયુવાન રાજા પોતાની સ્ત્રી તથા મા સાથે મુસાફરી કરતા તીર્થમાં ફરતાં અયોધ્યામાં આવ્યા. મા જુના વિચારની હતી. સરયૂમાં સ્નાન કર્યાં પછી માએ પુત્રને કહ્યું કે, હું તારા પિતાની સાથે અહીં આવી, ત્યારે તારા બાપે મને પંડયાને દાનમાં આપીને પછી મને ખરીદી હતી, તેથી મહાપુણ્ય ગણાય છે. શિક્ષિત બેટાને એ વાત ગળે ન ઉતરી. માતાને ઘણું સમજાવી, પણ તે શેનું માને? હારીને પુત્રે પોતાની સ્ત્રીને શણગાર પહેરાવી પંડયાને દાન કરી દીધી. સંકલ્પવિધિ પૂરો થતાં રાજાના નોકરોએ પંડયાને તે સ્ત્રીનું મૂલ્ય પૂછ્યું. પંડયાએ રૂપિયા નહિ લઉં એમ કહી મૌન પકડયું. માના કહેવાથી નોકરોએ હજારના તોડા પંડયા પાસે મૂકયા, પણ પંડયાએ જવાબ આપ્યો કે, રૂ. નહિ લઉં અને મને દાનમાં મળેલી ચીજ હું વેચવા માગતો નથી." એ ઉપરથી રાજાને ઘણી રીસ ચઢી અને હુકમ કર્યો કે, બદમાસને બુટ મારો અને પાલખી લઇ કાંઇ પણ આપ્યા સિવાય સ્ત્રીને લઈ લ્યો; પરંતુ ધર્માવતાર માએ પુત્રને ઠપકો આપ્યો અને પંડયાની આજ્ઞા સિવાય પુત્રવધૂ નહિ લેવાની આજ્ઞા ફરમાવી. આથી રાજા પાછા ઠંડા પડયા ને પંડયાને સમજાવવા માંડયો. વળી કિંમત પણ વધી તે એટલે સુધી કે રાણીના શરીરપરના તમામ દાગીના અને ૧૦ હજાર રૂપિયા રોકડા આપવાનું ફરમાન થયું; પરંતુ પંડયાજીના મનમાં તો રાણી વસી હતી, તેથી કોઇ રીતે સમજે નહિ. ગભરાઈ જઇ રાજા સાહેબે ફૈઝાબાદના કમીશ્નરને અરજ કરી. કમીશ્નર પણ આ વાત સાંભળી ખૂબ હસ્યો; પરંતુ આખરે પંડયાને કેદ કરી જેલમાં પૂર્યો. એક રાત કોટડીવશ થતાં પંડયાજી ઠેકાણે આવી ગયા અને શરીરના દાગીના તથા રૂ. ૧૦ હજાર લેવાની હા પાડી. કમીશ્નરે કહ્યું કે હવે માલની કિંમત ઉતરી છે, તેથી હવે એટલુંએ નહિ મળે. આખરે ૩ દિવસ કેદમાં રહ્યા પછી છેવટે હજાર રૂ. લેવા હા પાડી. તે પછી કમીશ્નરે રાજા પાસેથી હજાર રૂ. અપાવી રાણીનો કબજો સોંપાવ્યો.

("ખેડાવર્તમાન" ના તા. ૨૧-૧૨-૨૭ ના અંકમાંથી)

# ૩૩—ભારતીય સમાજશાસ્ત્રની આધારશિલા

## વર્ણવ્યવસ્થાનો શાસ્ત્રીય આદર્શ

**બ્રાહ્મણોના ગુણ, કર્તવ્ય અને અધિકાર—**

લોકો અધિકારની મારામારીમાં નહિ પડતાં કર્તવ્ય તરફ વિશેષ દૃષ્ટિ રાખે તો સમાજની વધારેમાં વધારે બુરાઇઓ આપોઆપજ દૂર થઇ જાય. જ્યારથી લોકોએ કર્તવ્યને નહિ ગણકારતાં સ્વાર્થબુદ્ધિથી પ્રેરાઇને અધિકારો ઉપર વિશેષ દૃષ્ટિ રાખવા માંડી, ત્યારથીજ જન્મસિદ્ધ જાતિભેદની હાનિકારક પદ્ધતિ ઉત્પન્ન થઇ અને ત્યારથીજ આપણા દેશનું અધઃપતન ઝડપથી શરૂ થયું. આથી એ વાતનો ઇન્કાર થાય તેમ નથી કે, આપણા સઘળા ધર્મગ્રંથોમાં બ્રાહ્મણનું સ્થાન સર્વોચ્ચ મનાયું છે અને એટલે સુધી કહ્યું છે કેઃ—

" सर्वस्वं ब्राह्मणस्येदं यत्किंचिद् जगती गतम् । "

સંસારમાં જે કંઇ પણ છે તેનો માલિક બ્રાહ્મણજ છે, બીજા બધા માણસો બ્રાહ્મણની દયાથીજ તેનો ઉપભોગ કરે છે વગેરે. પરંતુ તેવા બ્રાહ્મણનો જે કઠિન આદર્શ બતાવેલો છે, તેને ખ્યાલમાં નહિ રાખતાં લોકો કહી નાખે છે કે, ધર્મશાસ્ત્રકારોએ બ્રાહ્મણોનો અયોગ્ય પક્ષપાત કર્યો છે. ખરી રીતે વાત એવી નથી. મનુ૦ ૧-૯૮, ૯૯ માં બ્રાહ્મણ કોણ? એ વિષે લખ્યું છે કે, તે ધર્મની સાક્ષાત્ મૂર્તિસમાન છે. તે ધર્મને ખાતરજ જન્મ્યો છે; તેથી ધર્મનું પાલન કરતાં કરતાંજ તે મોક્ષ મેળવી શકશે. બ્રાહ્મણ ધર્મરૂપી ભંડારનું સંરક્ષણ કરવા માટેજ જન્મેલો છે અને તેથીજ તે સર્વ ભૂતપ્રાણીઓનો ઇશ્વર ગણાય છે. આ જાતના શ્લોકોથી સ્પષ્ટ થાય છે કે, ધર્મમૂર્તિ, મનુ મહારાજ ધર્મભંડારના રક્ષણ કરનાર પુણ્યાત્મા બ્રાહ્મણોનીજ પૂજા કરવાનો આદેશ આપે છે. નાનજાતનું મિથ્યા અભિમાન રાખનારા લાડુભટ્ટોની નહિ. મનુ. ૧૦-૩ માં બ્રાહ્મણ સર્વ વર્ણોમાં શ્રેષ્ઠ શામાટે ગણાય છે, તે વિષે સમજાવતાં કહ્યું છે કેઃ—

" वैशेष्यात्प्रकृतिज्यैष्ठयान्नियमस्य च धारणात् ।
संस्कारस्य विशेषाच्च वर्णानां ब्राह्मणः प्रभुः ॥ "

તાત્પર્ય એ છે કે, બ્રાહ્મણમાં બીજી વર્ણો કરતાં જ્ઞાન, તપ વગેરે વિશેષ હોય છે, તેની પ્રકૃતિ અથવા સ્વભાવમાં વધારે સાત્વિકતા હોય છે, તે વેદાધ્યયન વગેરે નિયમો તથા અગ્નિહોત્ર વગેરેનું ખાસ પાલન કરે છે અને બીજાઓને કરાવે છે, તેથીજ બ્રાહ્મણ સર્વશ્રેષ્ઠ છે. જ્યાં આ વિશેષતાઓ નથી હોતી, ત્યાં બ્રાહ્મણત્વ પણ હોઈ શકતું નથી; તેથી મનુ મહારાજે કહ્યું છે કે, જે માણસ બ્રાહ્મણકુળમાં જન્મવા છતાં પણ વેદનો અભ્યાસ કરતો નથી અને સંધ્યાદિ નિત્યકર્મોનું નિયમપૂર્વક અનુષ્ઠાન કરતો નથી, તે શૂદ્રજ છે. ( જુઓ મનુ ૨,૧૬૮ અને ૨,૧૦૩) હવે મનુસ્મૃતિનેજ આધારે અમે બ્રાહ્મણોના કઠિન આદર્શનો અત્રે થોડોક ઉલ્લેખ કરીશું. મનુ૦ ૨,૬૨ માં બ્રાહ્મણવિષે લખ્યું છે કેઃ—

संमानाद् ब्राह्मणो नित्यमुद्विजेत विषादिव ।
अमृतस्येव चाकांक्षेदवमानस्य सर्वदा ॥

અર્થાત્—સાચા બ્રાહ્મણે પોતાની પ્રતિષ્ઠાથી ઝેરની જેમ ડરવું જોઇએ અને અપ્રતિષ્ઠા અથવા તિરસ્કારનું અમૃતની પેઠે સ્વાગત કરવું જોઇએ. સાચા બ્રાહ્મણોનું પૂજન કરવું, એ મુખ્ય કર્તવ્ય છે; પરંતુ જેને પોતાનેજ તેની ચિંતા થતી હોય કે લોકો મારૂં સન્માન કરે તો સારૂં, તેવો બ્રાહ્મણ સાચા આદર્શથી હજુ અનેક કોશ દૂર છે, એમ માનવું જોઇએ. આજે બ્રાહ્મણત્વનું અભિમાન રાખનાર કયો માણસ આ આદર્શને પહોંચવાનો પ્રયત્ન પણ કરે છે? સાદાઇનો આદર્શ રજુ કરતાં મનુ મહારાજે ૪-૭ માં તો એટલે સુધી કહ્યું છે કેઃ—

कुशूलधान्यको वा स्यात्कुम्भी धान्यक एव वा ।
व्यहैहिको वापि भवेदश्वस्तनिक एव वा ॥

અર્થાત્-બ્રાહ્મણે પોતાની પાસે ૩ વર્ષ પૂરતો સામાન રાખવો અથવા ૧૨ દિવસનો અથવા ત્રણ દિવસનો અથવા સર્વશ્રેષ્ઠ બ્રાહ્મણ તો એક કાળની ભોજનસામગ્રી પણ પોતાની પાસે રાખતો નથી. ૪,૮ માં આ ચારે પ્રકારોમાંથી એકથી બીજાને ઉચ્ચ કોટિનો કહ્યો છે. તાત્પર્ય એ છે કે, બ્રાહ્મણે ધનધાન્યનો બહુ સંગ્રહ રાખવો ન જોઇએ. પોતાના જીવનનિર્વાહપૂરતુંજ પોતાની પાસે રાખવું, તેથી વધારે રાખવું જોઇએ નહિ. વેદભગવાને તો **ब्राह्मणोऽस्य मुखम्** કહીનેજ સમસ્ત આદર્શ રજુ કરી દીધો છે. મનુ ૨,૧૬૧ માં બ્રાહ્મણનાં કર્તવ્ય બતાવતાં કહ્યું છે કે, તેણે ગમે તેટલી આપત્તિમાં પણ બીજાઓનાં દિલ દુઃખાય તેવાં અપ્રિય વચનો કહેવાં જોઇએ નહિ, તેમજ મનથી કે કર્મથી બીજાનો દ્રોહ પણ કદી કરવો જોઇએ નહિ.

બ્રાહ્મણોની જવાબદારીનો પણ આ પ્રસંગે વિચાર કરવો જોઇએ. જનસમાજમાં સત્યજ્ઞાનનો પ્રચાર કરીને શાંતિ સ્થાપવી, એ બ્રાહ્મણોનુંજ કર્તવ્ય છે. માત્ર આધ્યાત્મિકજ નહિ, પણ વ્યાવહારિક જ્ઞાનભંડારનો અધ્યક્ષ-મુખ્ય માણસ પણ બ્રાહ્મણેજ થવું જોઇએ. તેથીજ મનુએ અ૦ ૧૦,૨ માં કહ્યું છે કેઃ—

सर्वेषां ब्राह्मणो विद्याद् वृत्त्युपायान् यथाविधि ।
प्रब्रूयादितरेभ्यश्च स्वयं चैव तथा भवेत् ॥
योऽनधित्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ।
स जीवन्नेव शूद्रत्वमाशुगच्छति सान्वयः ॥

અર્થાત્-બ્રાહ્મણે સર્વ વર્ણોની આજીવિકાના ઉપાયો જાણીને તેમને બતાવવા જોઇએ અને પોતે પોતાના કર્તવ્યમાં તત્પર રહેવું જોઇએ. મનુ૦ ૧-૮૮માં બ્રાહ્મણનાં કર્તવ્ય—

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयन् ॥

આ શ્લોકથી બતાવેલાં છે. તેમાં ભણવું-ભણાવવું, શાસ્ત્રો સાંભળવાં-સંભળાવવાં, યજ્ઞ કરવા-કરાવવા, દાન દેવું અને જરૂર પડતાં થોડુંક દાન લેવું, એ છનો ઉલ્લેખ કરેલો છે. સમાજમાં જ્ઞાનનો નાશ અને અજ્ઞાનનો વધારો થાય, ધર્મનો નાશ અને અધર્મનો ફેલાવો થાય, તો તે બધાની જવાબદારી ઘણે ભાગે બ્રાહ્મણોને માથે છે. બ્રાહ્મણોની જવાબદારી ધ્યાનમાં રાખીનેજ મનુ મહારાજે અધ્યાય ૮, શ્લો. ૩૩૭, ૩૩૮માં કહ્યું છે કે, શૂદ્રને ચોરીને માટે ૮ રૂપીઆ દંડ થાય ત્યાં વૈશ્યને ૧૬ રૂપીઆ, ક્ષત્રિયને ૩૨ રૂપીઆ અને બ્રાહ્મણને ૬૪, ૧૦૦ અથવા ૧૨૮ રૂપીઆ દંડ કરવો જોઇએ; કેમકે તેણે જ્ઞાનસંપન્ન હોવા છતાં પાપકર્મ કરેલું છે.

આ જાતના શ્લોકોથી સ્પષ્ટ જણાય છે કે, બ્રાહ્મણોની પ્રતિષ્ઠા સૌથી વધારે હોવી જોઇએ. આ પ્રમાણે જ્યાં ધર્મશાસ્ત્રોએ કહ્યું છે, ત્યાં તેમનું જીવન અત્યંત સાદું અને કઠણ તપસ્યાપૂર્ણ બતાવેલું છે અને સાથે સાથે સૌથી વધારે જવાબદારી તેમને માથે નાખી છે. તે પ્રમાણે નહિ સમજવાથી તેઓ ઉચ્ચ પદપરથી ભ્રષ્ટ થાય છે-અર્થાત્ ઉપર બતાવ્યા પ્રમાણે સૌથી વધારે પાપ અને દંડના ભાગીદાર થાય છે.

હવે બ્રાહ્મણોચિત ગુણો ઉપર અત્રે થોડું શાસ્ત્રીય દૃષ્ટિએ વિવેચન કરીશું. શુક્રનીતિસાર અ૦ ૧, શ્લોક ૪૦ માં–

ज्ञानकर्मोपासनाभिर्देवताराधने रतः ।
शान्तो दान्तो दयालुश्च ब्राह्मणश्च गुणैः कृतः ॥

આ પ્રમાણે કહ્યું છે તેનું તાત્પર્ય એ છે કે, જે પૂરાં જ્ઞાન, કર્મ અને ઉપાસનાદ્વારા પરમેશ્વર અને બીજા જ્ઞાનીઓની પૂજામાં તત્પર રહે છે, જે શાંત, સંયમી અને દયાળુ છે, તે શમ-

દમ વગેરે ગુણસંપન્ન પુરુષજ બ્રાહ્મણ છે. મહાભારત શાંતિપર્વ અ૦ ૧૮૯ માં ભારદ્વાજના પ્રશ્નનો જવાબ આપતાં ભૃગુએ કહ્યું છે કેઃ-

"सत्यं दानमथाद्रोह आनृशंस्यं तथा घृणा ।
तपश्च दृश्यते यत्र स ब्राह्मण इति स्मृतः ॥

અર્થાત્-સત્ય, દાન, અદ્રોહ, અક્રૂરતા, યોગ્ય શરમ, કરુણા અને તપ, એ ગુણો જેનામાં દેખાઇ આવે, તે બ્રાહ્મણ છે. આગળ જતાં એ પણ સ્પષ્ટ કહેલું છે કે, શૂદ્રના કુળમાં જન્મેલા કોઈ પુરુષમાં આ ગુણો જણાય તો તે શૂદ્ર નહિ પણ બ્રાહ્મણ છે અને જે બ્રાહ્મણકુળમાં જન્મેલા પુરુષમાં આ ગુણોનો અભાવ હોય તે બ્રાહ્મણ નહિ પણ શૂદ્રજ છે.

મહાભારત શાંતિપર્વ અધ્યાય ૭૯ માં પુરોહિતનાં જે લક્ષણો કહેલાં છે, તે પણ આ વિષયમાં ખૂબ મનન કરવા જેવાં છે.

'आनृशंस्यं' सत्यवाक्यमहिंसा तप आर्जवम् ।
अद्रोहोऽनभिमानश्च ह्रीस्तितिक्षा दमः शमः ॥
यस्मिन्नेतानि दृश्यन्ते स पुरोहित उच्यते ॥४॥

સત્યવાદીપણું, અહિંસા, તપ, સરળતા, ઈર્ષા અને દ્વેષનો અભાવ, નિરાભિમાનપણું, યોગ્ય શરમ, સહનશીલતા, મનોનિગ્રહ અને શાંતિ, એ ગુણો જેનામાં હોય તેને પુરોહિત કહે છે-બીજા કોઇને નહિ. હાલ જેઓ પુરોહિત ગણાય છે, તેઓમાંથી સેંકડે એક માણસમાં પણ આ લક્ષણો દેખાય છે? તેમ ન હોય તો તેમની પૂજા શાસ્ત્રાનુકૂળ શી રીતે છે, તેનો બુદ્ધિમાનોએ વિચાર કરવો જોઇએ.

શુક્રનીતિનો પુરોહિતવિષેનો લેખ આથી પણ વધારે સ્પષ્ટ અને શિક્ષાપ્રદ છે, તેનો ઉલ્લેખ કરવો ઘણોજ જરૂરનો લાગે છેઃ-

मंत्रानुष्ठानसंपन्नः त्रैविधः कर्मतत्परः ।
जितेन्द्रियो जितक्रोधो लोभमोहविवर्जितः ॥७८॥
षडंगवित्साङ्गधनुर्वेदविच्चार्थ धर्मवित् ।
यत्कोपभीत्या राजाऽपि धर्मनीतिरतो भवेत् ॥७९॥
नीतिशास्त्रास्त्र व्यूहादि कुशलस्तु पुरोहितः ।
सेवाचार्यः पुरोधायः शापानुग्रहयोः क्षमः ॥८०॥

આ શ્લોકોમાં પુરોહિત પૂર્ણજ્ઞાની અર્થાત્ વેદ-વેદાંગ, ધનુર્વેદ, નીતિશાસ્ત્ર, અર્થ, ધર્મ, શાસ્ત્ર વગેરેનો પૂર્ણ પંડિત હોવાનું જ્યાં વિધાન છે, ત્યાં સાથેસાથજ જિતેંદ્રિયપણું અને લોભ, મોહ, ક્રોધ વગેરેથી રહિતપણું પણ જરૂરનું ગણ્યું છે અને તેનામાં એટલું આત્મબળ હોવું જોઇએ કે તેના નાખુશ થવાના ડરથી રાજા હમેશાં ધર્મ અને નીતિને માર્ગે ચાલ્યા કરે. આ પ્રમાણે શુક્રાચાર્યે વર્ણન કર્યું છે. આવા મહાનુભાવોજ સમાજના આદર્શરૂપ હોવાથી તેમને સર્વશ્રેષ્ઠ સ્થાન આપવાં જોઇએ. શ્રેષ્ઠ સ્થાન આપવાનો અર્થ ૫-૧૦ હજારની માસિક નોકરીનો નથી; કેમકે જરૂર કરતાં વધારે પોતાની પાસે રાખવું તેને તો તે સાચા બ્રાહ્મણો પાપ માને છે. મતલબ એ છે કે, આવા નિઃસ્વાર્થ બ્રાહ્મણો ન્યાયાધીશ હોવાથી કદાપિ અન્યાય નહિ થાય અને પ્રજાની યોગ્ય સ્વતંત્રતા ઉપર કાપ મૂકનારા નિયમો કદીપણ થશે નહિ; પરંતુ ધર્મવિરુદ્ધ આચરણ કરનાર રાજાને પણ ગાદીએથી ઉઠાડી મૂકવાની તાકાત તેમનામાં હશે.

( **વૈદિક ધર્મ**-પોષ ૧૯૮૩ ના અંકમાં લેખક-પ્ર૦ સ્ના૦ ધર્મદેવ સિદ્ધાંતાલંકાર વિદ્યાવાચસ્પતિ, આચાર્ય ગુરુકુળ-મુલ્તાન એમના લેખ ઉપરથી અનૂદિત.)

# ૩૪—સંધ્યોપાસના અને તેનો બ્રહ્મવિદ્યા સાથે સંબંધ

આ વિષય બહુ વિશાળ, ગહન તથા ઉપયોગી છે. સંધ્યોપાસના એ આર્યોનું સર્વશ્રેષ્ઠ મંત્રાત્મક કર્મ છે. તેના એકેકા મંત્રની ભાવના, અર્થ અને શબ્દશક્તિનો વિચાર કરવાનું કાર્ય પણ વિશાળ છે. બીજી તરફથી બ્રહ્મવિદ્યા, જેને રાજવિદ્યા, અધ્યાત્મવિદ્યા ઇત્યાદિ નામોથી વ્યવહરાય છે; એ તો પ્રસિદ્ધ રીતેજ સર્વ વિદ્યાઓની માતારૂપ મહાવિદ્યા છે; એટલે એના ક્ષેત્રની વિશાળતાવિષે તો કહેવાનુંજ શું ? જે સત્કર્મ સર્વ ભાવનાઓના બીજભૂત સંસ્કારોના પ્રેરક બળતરીકે અત્યારસુધી સર્વ શિષ્ટજનોથી ઉપાસાતું આવ્યું છે અને જે ઉપનિષદ્‌ગમ્ય વિદ્યાના અભ્યાસથી ઈશ્વર, ગુરુ અને શાસ્ત્રના પ્રસાદવડે, મુમુક્ષુ જનો પરમ જ્ઞેય તત્ત્વને વિજ્ઞાત કરી પોતાના જીવનને સર્વાંશે કૃતકૃત્ય કરી લે છે, એ પુણ્યકર્મ અને મોક્ષવિદ્યાની મહાકક્ષામાં શું ન આવે? એજ પ્રશ્ન છે; તથાપિ અત્રે તો એ બન્ને વિષયોનું દિગ્દર્શન માત્ર વિહંગાવલોકન ન્યાયે કરીને તેમનો પરસ્પર સંબંધ દર્શાવવાનો યત્કિંચિત્ પ્રયત્ન કરવાનોજ અવકાશ છે.

સંધ્યોપાસના એ ઉપનયન સંસ્કારવાળા સર્વ દ્વિજોને સારૂ આવશ્યક નિત્યકર્મ છે અને બ્રહ્મવિદ્યા એ સર્વ મુમુક્ષુ જનોને સારૂ પરમાર્થસિદ્ધિનું એકાંતિક સાધન છે; એટલે એ બન્નેની ઉપયોગિતા પણ જાણીતીજ છે.

**अहरहः संध्यामुपासीत ।**

એ શ્રુતિભગવતીનું પુણ્યવિધાન છે, એ અધ્યાત્મવિદ્યાને વિસરનારને ઉપનિષદ્ કૃપણતરીકે વર્ણવે છે; કેમકે એ વિદ્યા પરમ શાંતિરૂપ—પરમ પુરુષાર્થરૂપ, મોક્ષની સાધક છે, તથાપિ અંતઃકરણની નિર્મળતા સાધ્યાવિના વેદાન્તના ગ્રંથોનો અભ્યાસ માત્ર વાગ્વિલાસને અર્થે કામ આવે છે, પણ મોક્ષ કે શાંતિને સાધી શકતો નથી. સંધ્યોપાસના એ વેદમૂલક કર્મ છે; માટે સર્વ સનાતનધર્માવલંબી સંપ્રદાયોને સરખી રીતે માન્ય છે. વેદશાખાદિવડે તેની મંત્રાદિ પ્રક્રિયામાં ભેદો હોય છે, તથાપિ એ પુણ્યકર્મ તત્ત્વતઃ સર્વને સુસંમત છે.સ્નાન, સંધ્યા, જપ, હોમ, દેવપૂજન, આતિથ્ય અને વૈશ્વદેવ, એ વિપ્રનાં ષટ્કર્મોમાં સંધ્યાવંદન એ મુખ્ય છે. પ્રાતઃકાળથી પુણ્યસંસ્કારોવડે જીવનતંત્રને નિયમવાની તેમાં ભાવના છે. ઉપનયન સંસ્કારવિનાના સર્વ આર્યોને પણ એ ભાવનાને અંગે સમયે સમયે ઈશ્વરસ્મરણાદિસંબંધી વિહિત ક્રિયાઓ કરવાની છે.

વર્તમાન સમયમાં બ્રહ્મવિદ્યાપ્રત્યે કંઈક ચાહના દેખાય છે; પરંતુ સંધ્યોપાસના તરફ અનેક સ્થળે નિખાલસ બેદરકારીજ દૃષ્ટિગોચર થાય છે. આના કારણમાં એક કારણ તો એ પણ છે કે,વેદાંતના ગ્રંથોનો અભ્યાસ કરવાનું કૉલેજના અભ્યાસક્રમમાં બની આવે છે, તેવો પ્રસંગ કર્મકાંડના અભ્યાસને સારૂ સંસ્કૃત પાઠશાળાઓમાં પણ ભાગ્યેજ પ્રાપ્ત થાય છે. વળી બીજું કારણ એ પણ હોવાનો સંભવ છે કે, વિદ્યા એ બુદ્ધિનો વિષય છે અને કર્મકાંડમાં ક્રિયાની આવશ્યકતા રહે છે. જ્ઞાનનો વિશેષ સંબંધ આંતર્જગત સાથે અને ક્રિયાનો બાહ્યજગત સાથે છે. જ્ઞાન પુરુષને અને ક્રિયા પ્રકૃતિને મુખ્યતઃ અવલંબે છે. જ્ઞાન સ્વયંવેદ્ય છે અને ક્રિયા પ્રકટરૂપે દેખાઇ આવે છે. નવા શિક્ષણથી ઉત્પન્ન થયેલા નવીન વાતાવરણમાં સ્વતંત્રતા તરફ મનુષ્યોનો ઝોક વધારે છે; અને તેથી આજ્ઞાપૂર્વક વિહિત કરાયેલી ક્રિયાઓ જ્યારે તે નિત્ય હોય અને આત્મસંયમની અપેક્ષા રાખતી હોય, ત્યારે તેના તરફ કંઇક ઉપેક્ષાવૃત્તિ રાખવામાં આવે છે. તથાપિ આંતર અને બાહ્યજગતમાં સાક્ષીરૂપે આત્મા ઓતપ્રોત છે અને જેમ નિઃશ્રેયસને સારૂ જ્ઞાનનું પ્રાધાન્ય છે, તેમ અભ્યુદય અને લોકસંગ્રહને સારૂ સત્‌ક્રિયાની આવશ્યકતા રહે છે. જ્યારે બાહ્યજગતનો ચિદ્‌વૃત્તિમાંથી લય થાય, ત્યારે ક્રિયાની અપેક્ષા નથી; પણ ત્યાંસુધી તો છે, એટલુંજ નહિ પણ સંધ્યોપાસના જેવી સાત્વિક ક્રિયાઓ તો જ્ઞાનને સારૂ અધિકારપ્રાપ્તિને અર્થે બહુજ ઉપયોગી છે અને ચિત્તશુદ્ધિવડે જીવનશુદ્ધિ સાધવામાં પણ બહુ સહાયકારક છે.

સંધિકાળ અનેક રીતે ગહન હોય છે. માનવજીવનમાં અવસ્થાની સંધિઓના સમય વિકટ હોય છે. પ્રજાજીવનમાં પણ ભિન્ન સંસ્કૃતિઓના, ભિન્ન સત્તાઓના અને ભિન્ન સમુદાયોના

સંધિપ્રસંગો ગહન હોય છે. એ સંધિના સમયની વિષમતા અને વિશિષ્ટતા એટલા માટે છે કે તે સમયે નવાં બળો પ્રગટતાં હોઇ મનુષ્યની ભાવનાઓ કયી દિશામાં જશે તે તે સમયના સંયોગોથી નિશ્ચિત થાય છે. અત્યારે આપણા દેશમાં પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિઓનો સંધિકાળ છે અને તેથી તે દુર્ઘટ છે. આવા દુર્ઘટ સમયમાં વિશ્વતંત્રના નિયામક પરમાત્માનું શરણ સ્વીકારી કલ્યાણનો માર્ગ સાધવાનું તત્ત્વજ્ઞો યોગ્ય ગણે છે.

સંધ્યોપાસનામાં સાવિત્રીદ્વારા સવિતા દેવતાની ઉપાસના છે. સવિતા એ ઈશ્વરની પ્રત્યક્ષ વિભૂતિ છે, ભૌતિક શક્તિનો મહાન સાગર છે, તેજના અંબારનો ભંડાર છે, ચૈતન્યશક્તિનો જાણે સ્રોતવાહી સમુચ્ચય છે અને દિવ્યતાની પ્રત્યક્ષ મૂર્તિ છે. સંધ્યોપાસનામાં મૂર્તિવડે અમૂર્તની-સૂર્યમંડળના પ્રત્યક્ષ અનુભવવડે વ્યષ્ટિમાં વ્યાપક સવિતાનારાયણની-ઉપાસના સાધવાની છે.

આ ઉપાસના પ્રતિદિન કાળસંધિના સમયે સાધવાનું ઋષિમુનિઓ વિધાન કરે છે. રાત્રિ અને પૂર્વાહ્નનો, પૂર્વાહ્ન ને અપરાહ્નનો, અપરાહ્ન અને પૂર્વરાત્રિનો તથા પૂર્વરાત્રિ અને પશ્ચિમરાત્રિનો, એમ પ્રતિદિન ચાર સંધિકાળ મુખ્ય મનાય છે. એ ચાર સંધ્યાઓમાં મધ્યરાત્રિની સંધ્યા જેને નિશીથ કહે છે, તેનો યોગીઓ અને મંત્રસાધકો ઉપાસનામાં વિનિયોગ કરે છે; પણ સામાન્ય રીતે દ્વિજોને સારૂ પ્રાતઃ, મધ્યાહ્ન અને સાયંસંધ્યાની ઉપાસનાનું વિધાન છે. પ્રાતઃસંધ્યામાં રક્તવર્ણા, બાલા, બ્રહ્મદૈવત્યા, હંસારૂઢા એવી સાવિત્રીદેવીની ભાવના છે. મધ્યાહ્નસંધ્યામાં યુવતી, શ્વેતવર્ણા, વૃષભાસના, રુદ્રદૈવત્યા ગાયત્રી દેવીની ભાવના છે અને સાયંસંધ્યામાં કૃષ્ણવર્ણા, વૃદ્ધા, ગરુડવાહના, વિષ્ણુદૈવત્યા સત્યવતી દેવીની ભાવના છે. વળી એ ત્રણે સંધ્યાઓમાં અનુક્રમે ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્લોક તથા ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદની પણ ભાવના છે. સંધ્યાવંદનમાં કાળની સંધિઓ દેવપરાયણતાવડે સાધવાનો સંકેત છે. એ કાલસંધિઓમાં સમ્યક્ પ્રકારે સવિતાની, સાવિત્રીની, સંધ્યાની, સગુણ બ્રહ્માની કે અહંગ્રહની ઉપાસના સાધનારની સર્વ શક્તિઓ સ્વાભાવિક રીતે પુષ્ટ થાય છે; અને તેને અપૂર્વ મનોબળ પ્રાપ્ત થાય છે. આ વિષયમાં જરત્કારુ મુનિનાં શીલસૌંદર્યવતી પત્નીના ત્યાગપ્રસંગની કથા જેવી લોકોત્તર તેવીજ કમનીય છે. ઈશ્વર પોતાના ટેકીલા અને દૃઢ ભક્તોને સારૂ શું ન કરે એજ કહેવું કઠિન છે. સંધ્યોપાસનામાં કાળનું પ્રાધાન્ય તો છેજ, તથાપિ એ કર્મ એટલું આવશ્યક અને ઉપકારક છે કે કદાચ કાળલોપ થાય તોપણ કર્મલોપ થવા ન દેવો, એમ વેદવિદો વિધાન કરે છે.

સંધ્યોપાસના એ નિત્યકર્મ છે અને નિષ્કામનાથી પરમેશ્વરપ્રીત્યર્થે તેનો વિનિયોગ કરવાનો છે; એટલે તેવડે પાપનો નાશ અને પુણ્યની પ્રાપ્તિ થાય છે, પણ ભોગપ્રાપ્તિને અર્થે તે નથી. વાસનાસરિતાના વહેવાના શુભાશુભ બે માર્ગો છે. તેમાંથી શુભ માર્ગમાં એને યોજવાનો સંધ્યાવંદનનો મુખ્ય હેતુ છે. આ પુણ્યકર્મમાં કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ, એ ત્રણેનું અદ્ભુત અને મનોહર એકીકરણ છે. આચમન, સંકલ્પ, પ્રાણાયામાદિમાં ક્રિયાનું, ન્યાસ, ઉપસ્થાન અને જપ આદિમાં ઉપાસનાનું તથા પ્રણવાદિ મંત્રોમાં જ્ઞાનનું તત્ત્વ સવિશેષતાએ દૃષ્ટિગોચર થાય છે.

સંધ્યોપાસનાને સારૂ પ્રશસ્ત સ્થાન જલાશયનો તટ ગણાય છે. આવાં સ્થાનમાં સૃષ્ટિ પોતાનાં અનેક સૌંદર્યો અને વૈભવોને વિકસાવતી જાણે સૃષ્ટિના સાનિધ્યમાં વિરાજે છે. એવાં ખુલ્લાં સ્થાનોમાં જઇ સૃષ્ટિસૌંદર્યનું દર્શન કરવાનું પાશ્ચાત્ય કવિઓ પણ મનુષ્યોને આહ્વાન કરે છે. સૃષ્ટિના વૈભવનો અનુભવ કરતા તથાપિ સૃષ્ટિમાં તદાકાર ન થઇ જતા મુનિઓ આવાં સ્થળોમાં ઈશ્વરને ઉપાસે છે.

જે અનેક મંત્રોનો સંધ્યોપાસનામાં વિનિયોગ છે, તેમાં પ્રણવ એ બીજભૂત છે અને ગાયત્રી એ પ્રધાન મંત્ર છે. પ્રણવ એ વેદત્રયી, લોકત્રયી અને ક્રિયાત્રયીના સારરૂપ છે તથા વેદનું સર્વવ્યાપી, સર્વસત્તાન્વિત અને સનાતન બીજ છે. ગાયત્રીમંત્રમાં ભગવાન સવિતાના વરેણ્ય ભર્ગનું ધ્યાન છે અને બુદ્ધિને સન્માર્ગમાં પ્રેરવાની પ્રાર્થના છે. ભસ્મધારણ, સંકલ્પ, પ્રાણાયામ, અઘમર્ષણ ઇત્યાદિના મંત્રો પણ અર્થ તેમજ શબ્દની અપ્રમેય અને અદ્ભુત શક્તિઓનાં નિવાસસ્થાન છે. એ મંત્રો બહુધા વેદની વિભૂતિઓ છે. વેદ એ અવ્યક્ત ઈશ્વરનું વ્યક્ત સ્વરૂપ છે.

આતિભાસિક પરમાણુઓના નૃત્યનો સનાતન રાસ શ્રુતિ ભગવતીના બીજરૂપ પ્રણવના એક દેશમાત્રમાં વિલસે છે.

સંધ્યોપાસનમાં આ પ્રમાણે યોગ્ય દેશ, કાળ, ક્રિયા અને મંત્રોનો વિનિયોગ છે. એના સમ્યગ્ પ્રયોગવડે અંતઃકરણની નિર્મળતા, જીવનની વિશુદ્ધિ, ભાવનાઓની ઉચ્ચતા અને જ્ઞાનસિદ્ધિની યોગ્યતા પ્રાપ્ત થાય, એ સમજાય એવુંજ છે.

હવે બ્રહ્મવિદ્યાનું દર્શન કરીએ. આ સર્વ ચરાચર જગતના અધિષ્ઠાનરૂપ તત્ત્વ કે જેનાવડે આ સર્વ વિશ્વ દૃશ્યમાન થઇ રહ્યું છે, જે દેશ–કાલ–વસ્તુથી અબાધિત અને સજાતિ–વિજાતિ–સ્વગત પરિચ્છેદરહિત છે, તે પરમ આત્મતત્ત્વની વિદ્યાને યોગ્ય રીતેજ રાજવિદ્યા અથવા બ્રહ્મવિદ્યા એ નામ અપાય છે. મન–વાણી એને પહોંચી શકતી નથી, એવું અપ્રમેય એ તત્ત્વ છે; તથાપિ સાધનસંપન્ન અધિકારીને તે સુપ્રાપ્ય પણ છે.

બ્રહ્મવિદ્યા એ એક પ્રકારની વિદ્યા છે; તેની પ્રાપ્તિને અંગે અધિકારની અપેક્ષા ઉપર આપણા વિદ્વાનો હમેશાં ભાર મૂકે છે. આમાં ઘણાને કંઇક વિચિત્રતા કે શંકા જેવું જણાય છે; તથાપિ જો બરાબર વિચાર કરીએ તો જણાશે કે, હૃદયસ્પર્શી, આદર્શસ્પર્શી કે ચારિત્ર્યસ્પર્શી જ્ઞાનને અંગે અંતઃકરણની પરિસ્થિતિ ઘણું પ્રાધાન્ય ભોગવે છે. સામાન્ય વ્યવહારમાં પણ આપણે કેટલીક કેટલીક સમજણ અથવા જ્ઞાનગુંથણીમાં અભ્યાસના પરિપાકની વા ચારિત્ર્યના પરિપાકની આવશ્યકતા જોઇએ છીએ. ગણિતનાં મૂળતત્ત્વોનો અભ્યાસ કર્યાવિના 'લોગરિથમ' સમજવાનું નજ બને. રોમિયો અને જુલિયટ જેવાંની જીવનકલિકાઓની આહુતિઓ અપાયા પછી મોંટેગ ને કેપ્યુલેટોને વિદ્વેષની નિઃસારતા દેખાય. હૃદયના પરિવર્તનની સાથે જ્યાં દોષો દેખાતા હોય,ત્યાં ગુણો પ્રતીત થવા માંડે છે અને રાજર્ષિ વિશ્વામિત્ર બ્રહ્મર્ષિપદને યોગ્ય બને છે. આત્મતત્ત્વ વસ્તુતઃ નિત્યપ્રાપ્ત છે, એટલે એની ઉપલબ્ધિ ભૂલાયેલા કંઠાભરણની પેઠે સહજ છે; પણ તે સત્કર્મવડે અંતઃકરણની શુદ્ધિ અને ભક્તિવડે ચિત્તની એકાગ્રતા થયાવિના સુસાધ્ય નથી; કેમકે આ જગત-(જેને કેટલાક અવિદ્યાનું દિવાનખાનું કહે છે તે)માં પ્રભુની માયાશક્તિની વિભૂતિરૂપ અવિદ્યાથી જ્ઞાન સહેજે આવૃત થઇ રહેલું છે. માનવજીવનનો પરમ પુરુષાર્થ મોક્ષ, જ્ઞાનવડે મોક્ષની પ્રાપ્તિ, જ્ઞાનને સારૂ ચિત્તની શુદ્ધિ ને એકાગ્રતાની આવશ્યકતા. આ શુદ્ધિ અને એકાગ્રતા સાધવામાં સંધ્યોપાસના એ એક બળવાન સાધન છે. ચિત્તરૂપી વૃક્ષને બે બીજો કહ્યાં છે, પ્રાણસ્પંદન અને વાસના તે બેના વા એકના પણ નિરોધવડે વૃક્ષનો નિરોધ થાય છે, પ્રાણસ્પંદનનો વિનિમય હઠયોગમાં અને વાસનાનો વિનિમય રાજયોગમાં મુખ્ય ગણાય છે. સંધ્યોપાસનામાં પ્રાણાયામ તેમજ નિષ્કામતાનું અવલંબન હોવાથી બંને યોગોની તેમાં સંકલના છે.

સંધ્યોપાસના એ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિનું સુકર સાધન છે; એટલુંજ નહિ પણ સંધ્યા, સાવિત્રી અને બ્રહ્મવિદ્યા, એ જગદંબા ભગવતીનાં સ્વરૂપોજ છે. માર્કંડેયપુરાણમાં આવેલ સપ્તશતીમાં માર્કંડેયઋષિ એજ સત્યનું દ્યોતન કરે છે:–

**सा विद्या परमा मुक्तेर्हेतुभूता सनातनी।**

અર્થાત્–એ બ્રહ્મવિદ્યા મોક્ષના ઉત્તમ હેતુરૂપ અને સનાતન છે; વળી—

**त्वमेव संध्या सावित्री त्वं देवो जननी परा।**

અર્થાત્–સંધ્યા, સાવિત્રી અને જગદંબા પણ એજ છે. આ રીતે સંધ્યા, સાવિત્રી અને બ્રહ્મવિદ્યા આધિદૈવિક એકતા છે. વળી જેમ સંધ્યોપાસનાથી સત્વશુદ્ધિ અને શાંતિ થાય છે, તેમ બ્રહ્મવિદ્યાથી દેહાભિમાન ગલિત થઇ જઇ–

**यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः।**

એ ધન્યદશાની સંપ્રાપ્તિ થાય છે. "હૃદયની ગ્રંથિ ભેદાઇ જાય છે, સર્વ સંશયો છેદાઇ જાય છે અને કર્મપ્રવૃત્તિ શિથિલ થઇ જાય છે."

આ રીતે સંધ્યોપાસના અને બ્રહ્મવિદ્યોપાસના ઉભયનું પારમાર્થિક તેમજ લાક્ષણિક ઐક્ય

છે. જેમ સર્વ સિદ્ધિઓ બ્રહ્મવેત્તાની સેવા કરે છે, તેમ યથાર્થ સંધ્યોપાસકને અભ્યુદયપ્રાપ્તિ પણ અનાયાસેજ થાય છે. સંધ્યોપાસનામાં ચિત્તશુદ્ધિને અર્થે અનેક શક્તિઓનો વિનિયોગ યોજાયેલો છે. માર્જન, અઘમર્ષણાદિમાં ભાવનાશકિત, ગાયત્રીજપ, અર્ધ્યપ્રદાનાદિમાં મંત્રશક્તિ, આચમન, ભસ્મધારણાદિમાં દ્રવ્યશક્તિ અને પ્રાણાયામાદિકમાં ક્રિયાશક્તિનો વિનિયોગ વિશેષરૂપે કરી સાધ્યની સિદ્ધિ કરવાની યોજના એ પુણ્યકર્મમાં સ્પષ્ટ જણાઇ આવે છે. આ બધા આયામવડે અપૂર્વ શક્તિઓ પ્રાપ્ત થાય છે. આવા નિત્ય નિયમથી એક પ્રકારની આત્મશ્રદ્ધા અને પ્રભુશ્રદ્ધા ઉત્પન્ન થાય છે.

આ સમયમાં ધાર્મિક ક્રિયાઓ તરફ ઉપેક્ષા વા આક્ષેપો થાય છે, પ્રતિકૂળતા જણાય છે; તથાપિ ઉપનયન સંસ્કારવાળા સર્વ દ્વિજોએ શિખાસૂત્ર અને સંધ્યાનું રહસ્ય સમજી પોતાના પરમહિતમાં ઉદ્યુક્ત થવું ઘટે છે. ભારતને સારૂ આ સંધ્યાનો સમય છે. સંધ્યોપાસના એ બ્રાહ્મણનું પરમ બળ છે અને આદર્શ બ્રાહ્મણો એ દેશનું દૈવત છે. એવા બ્રાહ્મણો સ્વાભાવિક રીતેજ બ્રાહ્મણો અને અબ્રાહ્મણો સર્વથી પૂજાય છે; પણ એ આદર્શ મહાન છે, એમાં વિલાસપરાયણતાને, સન્માનશોધનને, અર્થલોલુપતાને અવકાશ નથી. "બ્રાહ્મણનો દેહ ક્ષુદ્ર કામનાઓને અર્થે નથી" એમ વેદવ્યાસ પોતાની સમાધિભાષામાં કહે છે અને ભગવાન મનુ તેના ઉત્તરાર્ધનોજ જાણે ઉદ્ઘોષ કરતા હોય તેમ કહે છેઃ–

**स हि धर्मार्थमुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ।**

આ પરમ સાધ્યને અર્થે સંધ્યોપાસના કરવી એ શું બહુ છે? અને સંધ્યાની ઉપાસના–'પ્રયોગ' કરનારને બ્રહ્મવિદ્યાનું દર્શન કરાવશે, એવી આપ્તજનો તેમજ અનુભવ સાક્ષી તો પૂરે છે.

("ચિત્રમય જગત" ના સપ્ટેમ્બર ૧૯૨૫ ના અંકમાં લેખક રા. "વસંત")

# ૩૫–વિજયા–દશમીની વિશેષતા શું છે?

કોઇ પણ જાતિના તહેવારો એ તેના જાતીય જીવનના પ્રદર્શક હોય છે. એ તહેવારોદ્વારા જાતીય જીવન ઉત્પન્ન કરવામાં આવે છે અને તેને સ્થિર કરવામાં આવે છે. જે માણસ હિંદુ-જાતીયતાની અસ્મિતા ઉપર વિશ્વાસ નથી રાખતો, તે જો હિંદુઓના જાતીય તહેવારો તરફ ધ્યાન આપે તો તરતજ તેને જણાઇ રહે કે આ તહેવારો હિંદુઓને એક જાતિતરીકે કેવી રીતે તૈયાર કરે છે.

આપણા જાતીય તહેવારોમાં વિજયાદશમીનો તહેવાર મુખ્ય મનાયો છે અને જ્યાં પણ હિંદુજાતિનો કોઇ પણ બચ્ચો મોજુદ છે, ત્યાં તે તે દિવસે પોતાના હૃદયમાં ઉલ્લાસ અનુભવે છે. કોઈ ખાસ સમયે સૌના હૃદયમાં એકજ ભાવ ઉત્પન્ન થવામાંજ જાતીયતાનું બીજ રહેલું છે. આપણે એ જોવાનું છે કે, આ ભાવ ઉત્પન્ન થવાનું કારણ શું છે? એ યોગ્યજ છે કે, મર્યાદા પુરુષોત્તમ ભગવાન રામચંદ્રજીના જીવનનો સમગ્ર વૃત્તાંત તે દિવસે હિંદુજાતિની સમક્ષ ખડો થઈ જાય છે. આ વૃત્તાંત ગમે તેટલો ઉચ્ચ અને આપણે માટે સાચા આદર્શની ગરજ સારનાર હોય, તોપણ મારા ખ્યાલ પ્રમાણે તો–કેવળ એટલાજ કારણથી આટલો બધો મહાન તહેવાર યોજી શકાય નહિ. આ તહેવારના મૂળમાં એક વિશેષ ઉંડી બાબત હાથ લાગે છે. તે એ કે, તે દિવસે ભગવાને ભારતવર્ષની હદથી આગળ વધીને લંકાના રાજાને હરાવ્યો અને લંકામાં આર્યરાજ્યની સ્થાપના કરી. ભગવાન રામચંદ્રજીના જીવનમાં ઐતિહાસિક દૃષ્ટિએ વિશેષ મહત્ત્વની વાત એ છે કે, તેઓ આર્યજાતિના એક સર્વથી પહેલાજ રાજપુત્ર હતા, કે જેમણે ઉત્તરભારતથી ઉતરી આવી વિંધ્યાચળને ઓળંગીને દક્ષિણની જાતિઓમાં આર્ય સભ્યતાનો પ્રચાર કર્યો. તેમના લંકા-વિજયથી આર્યજાતિના હૃદયમાં જોશ અને આનંદની એવી લહેરો ઉઠી કે સમગ્ર જાતિએ તે દિવસને સદાને માટે એક વાર્ષિક તહેવાર બનાવી દીધો. લંકા–વિજયથી આર્યજાતિમાં એક એવી

શક્તિ પેદા થઇ કે જેથી તેઓ હિંદી મહાસાગરના સઘળા ટાપુઓમાં જઇને વસી શક્યા. જો ભગવાને સ્વયં સમુદ્રની પાર જઇને લંકા ઉપર વિજય ન કર્યો હોત, તો સિંહલદ્વીપ, જાવા, મલાયા અને મલાક્કા વગેરે દેશોમાં આર્યધર્મ અને આર્યસભ્યતા ફેલાવી અસંભવિત હતી; તેથી વિજયાદશમીનો તહેવાર હિંદુજાતિને તેના બહાર ફેલાયલા સામ્રાજ્યનું સ્મરણ કરાવે છે. આજની આપણી પતિત અવસ્થા તો જુઓ! આપણે આજે તો બસ એમજ સમજી બેઠા છીએ કે, સમુદ્રમાં થઇ વિદેશ જવાથી ધર્મભ્રષ્ટ થઇ જઇએ છીએ! કારણ એજ છે કે, આપણે એટલા પતિત થઈ ગયા છીએ કે આવા મહાન જાતીય તહેવારના મહત્ત્વને પણ ભૂલી ગયા છીએ. આપણો આ તહેવાર આપણાં સ્ત્રી-પુરુષ અને બાળકો સૌ કોઇને માટે માત્ર રમતગમત અને ખેલ-તમાશાનુંજ સાધન બની ગયો છે. આપણા બધા ઠાઠમાઠ અને પૂજાના આડંબર આપણા હૃદયમાં સાચા જાતીય પ્રેમની લહરિઓ ઉત્પન્ન કરી શકતા નથી. આપણે પોતે પતિત થવાની સાથે સાથે આપણા જાતીય તહેવારોને પણ પતિત બનાવી દીધા છે!

વધારે શું લખું? હું ઈશ્વર પાસે એજ વરદાન માગું છું કે, વિજયાદશમીના તહેવારને દિવસે હિંદુજાતિમાં નવેસરથી સ્વજાતિ-પ્રેમ ઉત્પન્ન થાઓ; આપણે પ્રત્યેક હિંદુને ગમે તેટલો નીચ જાતિનો હોય, તોપણ તેને આપણે આપણો ભાઇ સમજીએ અને નવેસરથી જાતીય તહેવારોના મહત્ત્વની સ્થાપના કરીએ.

('હિંદુપંચ' ના વિજયાંકમાંથી અનુદિત. લેખક-દેવતાસ્વરૂપ ભાઇ પરમાનંદજી એમ. એ.)

## ૩૬-વિજયે

સ્વાગત માઁ! સ્વાગત વિજયે!!
નિજ ગંભીર-નિનાદ-વિજય સે કર દે કમ્પિત દેશ,
હો ક્રોધિત ખુલવા દે હમ સે કાયરતા કા વેશ. સ્વાગત૦
ખોયા નિજ ગૌરવ સબ હમને હો વિલાસ-આધીન,
યહ વિલાસ-પ્રિયતા વિનષ્ટ કર ભર ઉત્સાહ નવીન. સ્વાગત૦
કાયર જન કી ભાંતિ મૂક હો સહતે અત્યાચાર,
ભર દે શક્તિ માતુ! કર પાયેં દુષ્ટોં કા પ્રતિકાર. સ્વાગત૦
તવ હુંકાર કર સકે હમમેં નવ-જીવન સંચાર,
હો જાયેં સ્વદેશ-વેદીપર મરને કો તૈયાર. સ્વાગત૦

('હિંદુપંચ'ના વિજયાંકમાંથી)

## ૩૭-દશરા અથવા દશહરા એટલે ?

પ્રાચીનકાળમાં ચારે વર્ણોને માટે જે રીતે જૂદા જૂદા વ્યવસાયો નક્કી કરેલા હતા, જેમકે બ્રાહ્મણોને માટે પઠન-પાઠન, ક્ષત્રિયોને માટે રક્ષણ-પાલન, વૈશ્યોને માટે વેપાર અને શૂદ્રોને માટે સેવા, તેજ પ્રમાણે પ્રત્યેક વર્ણને પોતપોતાની પ્રધાનતા દર્શાવવાનો અવસર મળે, એવા ઉદ્દેશથી વર્ષની અંદર ચાર મોટા મોટા તહેવારો નક્કી કરવામાં આવ્યા હોય તેમ જણાય છે. રક્ષાબંધન (બળેવ) એ બ્રાહ્મણોનો મુખ્ય તહેવાર છે; દશેરા ક્ષત્રિયોનો; દીવાળી વૈશ્યોનો અને હોળી શૂદ્રોનો. તેમાંથી ત્રણ તહેવારોનાં નામોના અર્થ તો સહેજે સમજાય છે; પરંતુ ચોથા દશેરાનો અર્થ સ્પષ્ટ

થતો નથી. રીંવા રાજ્યના ગેઝેટિયર–લેખકે દેશી શબ્દોની ‘ગ્લૉસરી’ માં નીચે પ્રમાણેની નોંધ આપી છેઃ—

દશેરાનો અર્થ દશ (પાપ) હરણ કરનાર થાય છે. તે આસો સુદી ૧૦ ને દિવસે આવે છે અને રાજપૂત તથા મરાઠાઓનો ખાસ તહેવાર ગણાય છે. રામે દુર્ગાની પૂજા કરીને રાવણસાથે યુદ્ધ કરવાને દશમને દિવસે પ્રયાણ કર્યું હતું અને તેજ દિવસે વિજય મળવાથી તેનું નામ વિજયા-દશમી પડયું છે. આ તહેવાર વર્ષાઋતુનો અંત દર્શાવે છે. તે દિવસથીજ ક્ષત્રિયો વિજય–પ્રસ્થાન કરતા હતા. આ ઉપરથી વિજયાદશમીનો અર્થ તો બરાબર સમજી શકાય છે; પરંતુ દશેરાનો અર્થ તો તેમ છતાંયે સ્પષ્ટ થતો નથી. એવાં કયાં દશ પાપો હતાં કે જેનું આ અવસરે હરણ થાય છે; તે પણ સમજાતું નથી. એ ઉપરથી લાગે છે કે, પ્રાચીનકાળમાં એ દશ પાપ એટલાં જાહેર હશે કે જેમને ગણાવવાની જરૂર નહિ પડતી હોય, જેમ વર્તમાન સમયમાં ચાતુર્વર્ણ્ય કહેવાથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રને ગણાવવાની જરૂર પડતી નથી. પ્રાચીન શાસનોમાં “દશાપરાધ” નો ઉલ્લેખ કરેલો છે, પરંતુ કયાંય તે દશ અપરાધોનાં નામ લખેલાં જણાતાં નથી. અલબત્ત, કાશીનાથ ઉપાધ્યાયના ધર્મસિંધુસારમાં નીચે લખેલા શ્લોકો મળી આવે છેઃ—

अदत्तानामुपादानं हिंसा चवावधानतः ।
परदारोपसेवा च कायिकं त्रिविधं स्मृतं ॥
पारुष्यमनृतं चैव पैशुन्यं चापि सर्वशः ।
असम्बद्ध प्रलापश्च वाङ्मयं स्याचतुर्विधं ॥
परद्रव्येष्वभिध्यानं मनसानिष्टचिन्तनम् ।
वितथाभिनिवेशश्च मानसं त्रिविधं स्मृतम् ॥
एतानि दश पापानि हर त्वं मम जाह्नवी ।
दशपापहरा यस्मात्तस्माद्दशहरा स्मृता ॥

અર્થાત–ચોરી, હત્યા અને પરસ્ત્રીગમન, એ ત્રણ શારીરિક પાપ છે. કટુવચન, જૂઠ, નિંદા અને મિથ્યાપ્રલાપ, એ ચાર વાચિક પાપ કહેવાય છે. બીજાના ધનનો લોભ, અનિષ્ટનું ચિંતન અને અસત્યની હઠ, એ ત્રણ માનસિક પાપ છે. આ દશ પાપો છે. હે ગંગા! તું આ દશ પાપોને હરી લે છે, તેથી દશેરા–દશહરા કહેવાય છે. આજ પ્રમાણે વાગ્ભટ્ટના અષ્ટાંગ હૃદયમાં લખ્યું છે કેઃ—

हिंसास्तेयान्यथा काममपैशुन्यं परुषानृते ।
संभिन्नालाप व्यापादमभिध्यादृग्विपर्ययम् ॥
पापं कर्मेति दशधा कायवाङ् मानसैस्त्यजेत् ॥

આમાં પણ ઉપર જણાવાયલાંજ દશ પાપ વર્ણવેલાં છે.

જેઠ માસમાં પણ એક દશેરા–દશહરા આવે છે, તે વખતે ગંગામાં સ્નાન કરવાથી દશે પાપ નાશ પામે છે.

( ‘હિંદુપંચ’ ના વિજયાંકમાંના રાયબહાદૂર હીરાલાલના લેખ ઉપરથી અનૂદિત )

# ૩૮—હા ! મૈયા ચંડિકે !

હે માતા ! આ (હિંદુ સંતાનો) જીવીને શું કરશે? કીડીઓની પેઠે સંખ્યામાં બાવીસ કરોડ તો શું પણ બાવીસ અબજ હોય, તોપણ શું કરી શકવાના હતા? હે ગૌરિ! તારા અનન્ય ભક્ત શ્રીરામે એકલાએ દુર્દમ્ય રાક્ષસવંશનો નાશ કરી નાખ્યો હતો. હે માયા ! ગણ્યા-ગાંઠ્યા થોડાક રાજપૂતોનેજ સાથમાં લઇને આર્યકુળકેસરી મહારાણા પ્રતાપે સમ્રાટ્ અકબરનો નાકે દમ આણી દીધો હતો. હે દેવિ ! એકલા ગુરુ ગોવિંદે, એકલા બાજીરાવે અને વીર વૈરાગીએ પણ એકલાએજ આર્યધર્મની રક્ષા કરી હતી. દેશનો ઉદ્ધાર તો લક્ષ્મીબાઇ અને પદ્મિની જેવી વીરાંગનાઓ કરશે કે આ વિષયી પુતળીઓ ? આ તીડનાં ટોળાંથી તો ધરતીનો ભારજ વધવાનો ! આ પાપીઓથી તો પૃથ્વી દબાતીજ ચાલવાની ! જે બગભગતો માતાને ખાતર કાંઇ પણ સંગીન ભોગ નથી આપી શકતા, તેમના શ્વાસોચ્છ્વાસથી તો દેશનું વાતાવરણ ગંદુજ થયા કરવાનું! તેથી ઓ ભૈરવિ ! આપની ક્રાંતિકારિણી ડાકણોને તરતજ મોકલો કે જેથી તેઓ દેશમાંથી એવાં તેવાં માનવોનો ભાર ઉતારી નાખે ! હે માતા ! વાર શું એટલાજ માટે કરો છો કે, તેમને નરકમાં પણ જગા મળે તેમ નથી !

હિંદુઓ ! જુઓ, નભોમંડળમાં વિપ્લવ મચી રહ્યો છે; જુઓ, પ્રલયકારી મહાભયંકર કાળ ચાલ્યો આવે છે, રાક્ષસી રક્ત-પિપાસા ખાઉ-ખાઉ કરતી ધસી આવે છે, તોપો વિનાશક ગોળાઓ ફેંકી રહી છે, અશાંતિની પ્રખર જ્વાળાઓ ભડભડ સળગી રહી છે, દશે દિશાઓ કંપી રહી છે, બ્રહ્માંડનો હૃત્પિંડ કંપી રહ્યો છે !!! તમારામાંથી કોઇપણ દુર્ગતિનાશિની દુર્ગામૈયાનું આવાહન કરનારો છે ? શું કોઇ દૈત્ય-મુંડોની આહુતિ આપનારો રાઘવેંદ્ર છે ? શું કોઇ લક્ષ્મણ-ની પેઠે ચૌદ વર્ષ અખંડ બ્રહ્મચર્ય ધારણ કરનાર આર્યપુત્ર છે ? શું કોઈ રણકંકણ અને લોહ-કવચ ધારણ કરનાર પેશ્વા છે ? શું કોઇ દેશોદ્ધારને કાજે મૃત્યુરૂપી પ્રિયતમાને આલિંગન કરશે ? શું કોઇ દુઃખીઓનો હાહાકાર અને કરુણ આક્રંદ સાંભળીને હૃદયમાં જ્વાળારૂપી માળા પહેરવાને તૈયાર છે ? શું કોઇ "જનની જન્મભૂમિ" નો અભયનિનાદ ગજવનારો છે ?

('હિંદુપંચ' ના વિજયાંકમાંથી અનૂદિત)

# ૩૯—શ્રીશક્તિ—પૂજા

જ્યોં કદલી કે પાત મેં, પાત પાત મેં પાત; ત્યોં પંડિત કી બાત મેં, બાત બાત મેં બાત.

જે સમયે ભારતના પ્રાચીન આર્ય વિદ્વાનોનો જ્ઞાનવિજ્ઞાનનો સૂર્ય ભારતના હિતરૂપી આકાશમાં મધ્યવર્તી હતો, તે વખતે તેમણે તેમનાં ભાવી સંતાનોના-અમો વર્તમાન શિખા-સૂત્રધારી ભારતવાસીઓના કલ્યાણને માટે જે જે રીત-રિવાજ ચાલુ કરાવ્યા હતા, તે દરેક પ્રકારનાં કલ્યાણપ્રદ શિક્ષણથી ઓતપ્રોત હતા અને છે પણ ખરા. તેમના અન્યાન્ય શિક્ષણ-પૂર્ણ રીતરિવાજોમાં શારદીય શક્તિપૂજા એ ઘણા મહત્ત્વની વસ્તુ છે. મહાખેદ અને દુઃખની વાત છે કે, હાલમાં આપણે ભારતવાસીઓ શક્તિપૂજાના બાહ્યસ્વરૂપ આગળજ અટકી જઇએ છીએ અને તેની અંદર ભરેલા અમૃતસુધી પહોંચીને તેનું પાન કરવાની કંઇ કાળજીજ કરતા નથી. શક્તિ-પૂજામાં આપણેમાટે જે અમૃત ભરેલું છે, તેની ઉપેક્ષા કરવાથીજ આપણી-વર્ત-માન શિખાસૂત્રધારીઓની-હાલમાં આવી દુર્દશા થઇ રહી છે, કે જ્યાં ત્યાં આપણાં ભાઇભાંડુ-ઓ, માતાઓ અને બહેનોને પશુવૃત્તિવાળા માણસો અપમાનિત અને કલંકિત કર્યા કરે છે. આપણા પૂર્વજોમાં પરશુરામજી અને મર્યાદા પુરુષોત્તમ શ્રીરામચંદ્રજી એવા હતા કે જેમણે પોતાનાજ બાહુબળથી પોતાના પ્રિયજનોનું અકલ્યાણ કરવાવાળા મોટમોટા રાજા-મહારાજાઓને પણ ધૂળ

થી. (૨) ૭ મૌલવિયોં ને હદીસ કે પ્રમાણુ પર એકમત હો કર લખનૌ કી એક સાર્વજનિક સભા મેં ફતવા દિયા થા કિ બકરીદ કે દિન ગૌ કી કુર્બાની ન કરની ચાહિયે. (૩) લખનૌ—ફિરંગી મહાલ કે સુપ્રસિદ્ધ મૌલાના અબ્દુલ બારી ને ગૌ કી કુર્બાની એકદમ રોક દી થી, જીસકે લિયે મહાત્મા ગાંધી ને ઉન્હેં ધન્યવાદ કા તાર ભેજા થા.

અફગાનિસ્તાન કે અમીર ને ગૌ કી કુર્બાની કે બારે મેં મૌલવિયોં કી રાય જાનની ચાહી થી. એક સૌ દસ મૌલવિયોં ને એકત્ર હો કઈ દિનોં તક ખૂબ બહસ મુબાહસા કિયા. અંત મેં વે ઇસ નિર્ણય પર પહુંચે કિ ઇસ્લામ કી ગૌરવ—રક્ષા કે લિયે ગૌ કી કુર્બાની કી બિલકુલ હી આવશ્યકતા નહીં હૈ. ઇસલિયે ઉન્હોંને ફતવા દિયા કિ ગોવધ રોકા જા સકતા હૈ. ઉસકે અનુસાર અમીર ને અપને રાજ્ય મેં ગોવધ કી મનાહી કર કે કડે કાનૂન બના દિયે હૈં. અમીર કે બાપ હબીબુલ્લા ખાં જબ ૧૯૦૭ મેં ભારત આયે થે તબ દિલ્હી મેં ઉનકે સ્વાગત મેં સૌ ગૌઓં કી કુર્બાની કરને કા વિચાર હુઆ થા; પર અમીર ને કહા, કિ "મેરી બાત અચ્છી તરહ સુનો ઔર સમઝો. મૈં ફજૂલ નહીં બક રહા હું, ઇસલિયે ધ્યાન દો. મૈં એક મિત્ર કી ભાંતિ યહાં આયા હું ઔર એક મિત્ર હી કી ભાંતિ યહાં સે જાના ભી ચાહતા હૂં. કિસકા મિત્ર ? કિસી એક જાતિ કા ? નહીં, મં સભી જાતિયોં ઔર મત કે લોગોં કા મિત્ર હૂં. ફિર કયા મેરે વિરુદ્ધ આપ દુશ્મન ખડે કરેંગે ? જીનકે બીચ મૈં મેલ ચાહતા હૂં કયા ઉનસે હી મેરી શત્રુતા કરાઓગે ? ખુદા ન કરે. મેરી ખાતિર તુમ સૌ ગૌએં કાટોગે ! તુમ એક ગાય ભી મત કાટો. યહ યા ઔર કોઇ કામ ઐસા ન કરો જીસસે બાદશાહ એડવર્ડ કી હિંદુ પ્રજા કા જી દુઃખે......અગર એક ગાય કી ભી કુર્બાની કી ગયી તો મૈં તુમસે ઔર દિલ્હી સે સદા કે લિયે મુંહ મોડ લૂંગા અગર મૈં હુકમ દે સકતા હૂં તો ઉસકા પાલન કરો. અગર નહીં તો કમસે કમ મેરી બિનતિ કા ખ્યાલ કરો. મૈં શાંતિ સે દિલ્હી સે જાના ચાહતા હૂં. અશાંતિ કે બીચ મુઝે ન જાને દો. મેરા મતલબ સાફ—સાફ સમઝો. અલ્લા ખુદા હૈ ઔર મુહમ્મદ ઉસકે પૈગમ્બર હૈં. પાક કુરાન આપ સબકે લિયે હૈ. મૈં તુમ્હેં કોઇ નયા કાનૂન નહીં દેતા હૂં ઔર ન પુરાને કાનૂન કા અર્થ બતાતા હૂં. તુમ્હારે ધાર્મિક રિવાજ તુમ્હારે અંતઃકરણુ કે વિષય હૈં. મૈં કેવલ ઇતના હી કહતા હૂં. મૈં મિહમાન હૂં ઔર મેજમાન કે ઘર મેં હૂં. મેરે મેજમાન કે સામને ગડબડ ન પૈદા કરો. મેરે રાસ્તે મેં ઝઘડા મત ખડા કરો."

## ભારત કે નવાબ

હૈદ્રાબાદ કે નિઝામ ને બહુત દિન પહલે હી અપને રાજ્ય મેં બકરીદ કે દિન ગૌઓં કી કુર્બાની બંદ કર રખ્ખી હૈ. બમ્બઇ અહાતે કે રાધનપુર કે નવાબ સાહબ, કઠિયાવાડ—માગરડી કે નવાબ સાહબ, પટોડી કે નવાબ સાહબ, ડોજના કે નવાબ સાહબ ઔર મુર્શિદાબાદ કે નવાબ સાહબને અપને ઇલાકોં મેં ગોવધ રોક દિયા હૈ. ઇતને બાદશાહોં, મૌલવિયોં ઔર નવાબોં ને નિશ્ચય હી ગોવધ કા નષેધ ન કિયા હોતા, યદિ વહ ઇસ્લામ ધર્મ કા કોઇ અંગ હોતા.

## મુસલમાન નેતાઓં કે વિચાર

મૌલાના મુહમ્મદ અલીને ગોમાંસ ખાના છોડ દિયા હૈ; જબ મહાત્મા ગાંધી ને ઇક્કીસ દિન કા ઉપવાસ હિંદુઓં ઔર મુસલમાનોં મેં મેલ કરાને કે લિયે કિયા થા, તબ જીસ દિન ઉન્હોંને ઉપવાસ તોડા થા. મૌ૦ મુહમ્મદ અલી ને કસાઇખાને સે ખરીદ કર એક ગાય મહાત્માજી કો ભેંટ કી થી. સીતાપુર કે વકીલ સૈયદ નજીર અહમદ ને મૈસૂરનરેશ કે પાસ કાનૂન બનાકર ગોવધ રોકને કે લિયે અભી પિછલે માર્ચ મેં અપની રાય લિખ ભેજી થી. કાશ્મીરરાજ્ય કી ૯૦ ફી સૈકડા આબાદી મુસલમાનોં કી હૈ, પર વહાં કાનૂન સે ગોવધ કા નિષેધ હૈ ઔર મુસલમાન ઉસ કાનૂન સે પરમ સંતુષ્ટ હૈં. સચ પૃછિયે તો જાનવરોં ઔર ગૌ કી કુર્બાની ઉસ ઇસ્લામ ધર્મ કા આવશ્યક અંગ હો હી નહીં સકતી, જો ઇશ્વર કો રહીમ યા દયાળુ માનતા હૈ. ઇસીસે દિલ્હી કે ખ્વાજા હસન નિજામી જૈસે કટ્ટર મુસલમાન કા કહના કિ "કુર્બાની ઐસે ગરીબ આદમી કે લિયે આવશ્યક (વાજીબ) નહીં હૈ જીસકા ઐસા વિત્ત નહીં કી કુર્બાની કે લિયે બકરા ખરીદ સકે. ઉસકે લિયે કુર્બાની કરના જરૂરી નહીં હૈ. કયા મુસલમાન ભાઇ અબ ભી ઇસ કૃષિપ્રધાન દેશ કે ઉપર દયા કરકે ગોવધ કરને સે અપના હાથ ન ખીચેંગે ? ('વિશ્વમિત્ર'ના દીપાવલિ અંકમાં લેખક—શ્રી. આત્મારામજી)

# ૪૭—ભારતીય યુવકો ! આગે બઢો.

મૈંને અભી યોરોપ કા દૌરા સમાપ્ત કિયા હૈ. યોરોપ કા સાહિત્ય, સભ્યતા, કલાકૌશલ, વિજ્ઞાન ઔર ઉસકે ક્રિયાત્મક ચમત્કાર હરએક આદમી કી આંખોં મેં ચકાચૌંધ પૈદા કર દેતે હૈં. લોગ કહતે હૈં કિ ગત યોરોપીયન મહાયુદ્ધ ને યોરોપ કો ચૌપટ કર દિયા; પરંતુ ઉસ કમી કો પૂર્ણ કરને કે લિયે હરએક યોરોપવાસી એક સે એક આગે બઢ કર દૌડ રહા હૈ. ઇંગ્લૅંડ ઔર ફ્રાંસ મેં અલગ તૈયારી હો રહી હૈ. ઇટાલી મેં ઔર હી ધૂમ હૈ. અમેરિકા કે વૈભવ કી ઓર તો સમસ્ત સંસાર જીભ નિકાલે બૈઠા હૈ. જર્મની અપની ઉસી કતર બ્યોંત (કાતરવું, માપવું) મેં લગા હુઆ હૈ. યથાર્થ ઉસે સામરિક આયોજન કરને કી વર્સેલીજ સંધિ કે અનુસાર આજ્ઞા નહીં; પરંતુ તબ ભી વહ ઇતના તૈયાર હૈ કિ એક દો રાષ્ટ્રોં કો અબ ભી પછાડ સકતા હૈ. રૂસ કા બોલ્શેવિક હૌવા આજ સામ્રાજ્યવાદિયોં કે લિયે બડા ભયાનક હો રહા હૈ; ઔર સામ્રાજ્યવાદી ઉસકી ભરપેટ નિંદા ભી કર રહે હૈં ઔર ઉસે હર તરહ સે બદનામ કર રહે હૈં. પરંતુ દિનપર દિન સંસાર મેં ઉસકી નીતિ કી વિજય હોતી જાતી હૈ. એશિયા કો તો વહ નગારે બજાકર ઉઠા રહા હૈ. ચીન મેં ઉસકા બોલબાલા હૈ. ટર્કી ઔર જર્મની સે ઉસકા બંધુત્વ હૈ. ઇરાન ઔર અફગાનિસ્તાનપર ઉસકા પૂરા પ્રભાવ હૈ. ભારતપર ઉસકે દાંત લગે હુયે હૈં. લાખ છિપાને કી ચેષ્ટા કી જાય, નિકટ ભવિષ્ય મેં ગુલ ખિલ કર રહેગા. આંતરાંષ્ટ્રીય પરિસ્થિતિ કે કારણ અંગ્રેજો કો યા તો ભારત કો સ્વરાજ્ય દેના હોગા નહીં તો ભારત સે હાથ ધોનેકો તૈયાર રહના હોગા; પરંતુ અંગ્રેજ લોગ બડે બુદ્ધિમાન હૈં. વે એકાએક ભારત કો કિસી તરહ સે ભી છોડને કો તૈયાર નહીં હોંગે. એક બૃટિશ રાજનીતિજ્ઞ ને તો યહાંતક કહા હૈ કિ હમ ભારત કો અપને અધિકાર મેં રખને કે લિયે અપને બચ્ચે બચ્ચે કો યુદ્ધ કી વેદીપર બલિદાન કર દેંગે. યહ કોરી અપની નહીં, સચ્ચી બાત હૈ. ઇસી બાત સે હમેં સોચ લેના ચાહિયે કિ હમેં કિતના સચ્ચરિત્ર, કિતના ત્યાગી ઔર કિતના દેશભક્ત હોના હોગા. હમેં સ્વાધીનતાપ્રાપ્તિ કી ભી તૈયારી કે લિયે હજારોં યુવકોં કો છાત્રવૃત્તિયાં દે કર કલા—કૌશલ ઔર કલ-કારખાને બનાને કી વિદ્યા શીખને કે લિયે વિદેશોં મેં ભેજના ચાહિયે. જાપાન, જર્મની—ફ્રાંસ—એશિયા ઔર ઇંગ્લૅંડ કે દરવાજે હમારે લિયે ખુલે હુયે હૈં. બૈરિસ્ટરી ઔર સિવિલ સર્વિસ કે પીછે ધક્કે ખાને સે વિશેષ લાભ નહીં હૈ. હમારે યે કલા—કૌશલ તથા કલ—કારખાનોં કા કામ સીખે હુયે નવયુવક બહુત કામ આવેંગે. બહુત જલ્દ ઇનકી જરૂરત પડનેવાલી હૈ. રાજનીતિક સ્વાધીનતા તભી હમારે કામ આ સકેગી, જબ હમ આર્થિક સ્વરાજ્ય ભી પ્રાપ્ત કર લેંગે; નહીં તો ઉન્નત રાષ્ટ્ર હમારી કમર તોડ દેંગે.

(" વિશ્વમિત્ર "ના એક અંકમાં લેખક—પંડિત જવાહિરલાલ નેહરૂ)

# ૪૮—"ઉદ્બોધન"

પથ કો અગમ અથાહ—સિંધુ લખ બીર હૃદય નહીં ઘબડાના,
યહ તો કઠિન પરીક્ષા તેરી આહ નહીં મુંહ સે લાના.
શાન્ત વાયુમંડલ મેં તુમને નાવિક બનકર ખેલા હૈ,
યહ અનંત સાગર અશાન્તમય ભીષણ જીવન—મેલા હૈ.
માયા કે બંધન મેં પ્યારે ! વિચલિત હો નહીં બંધ જાના,
યહ જીવન તો મરણ—ખેલ હૈ, અન્તિમ છટા દિખા જાના.

મધુસૂદન ઓઝા, "સ્વતંત્ર"

# ૪૯—વાચનનો ઉત્તમ લાભ કેવી રીતે લઈ શકાય?

દિનપ્રતિદિન શિક્ષણના વિસ્તાર સાથે વાચનનો પણ વિસ્તાર થતો જાય છે અને વાચનની રુચિને તૃપ્ત કરનારા લેખો પણ વૃદ્ધિ પામતા જાય છે. એ વાત સંતોષ ઉપજાવનારી છે; તથાપિ આપણે અને આપણા સ્થાને આવનારાં બાળકો શું વાંચીએ છીએ, કેવી રીતે વાંચીએ છીએ, એનો વિચાર કરવાની બહુ અવશ્યકતા છે. શરીરને પુષ્ટિ આપનાર અન્નની અને ભોજનની આપણે અનેક રીતે પરીક્ષા કરીએ છીએ; પણ મન અને આત્માને પુષ્ટિ આપનાર જે વાચન, તેની યથાયોગ્ય પરીક્ષા આપણે કરતા નથી. જેમ સર્વ વાતોમાં આજકાલ બહારની ટાપટીપ અને શોભા ઉપર વિશેષ લક્ષ અપાતું થયું છે, તેમ વાચનમાં પણ થઇ ગયું છે. આપણી શાળાઓ અને પાઠશાળાઓસુધી દૃષ્ટિ કરી જોઇશું તો કોઈ એક વિષયના તલસ્પર્શપર્યંત સાંગ અધ્યયનનો ક્રમ જોવામાં આવશે નહિ; સર્વ વિષયનું **પલ્લવગ્રાહી પાંડિત્ય** આપણા વિદ્યાલયમાંથી પદવી ધારણ કરીને બહાર આવતા યુવકોમાં પણ દીઠામાં આવે છે; ત્યાં અન્ય પ્રાકૃતોની તો વાતજ શી કરવી!

શાળાઓમાં જેમ ગણિતની કુંચીઓ, ઇતિહાસાદિના સંક્ષેપ, એવાં કૃત્રિમ સાધનો પ્રયોજાવા માંડયાં છે, તેમ મનુષ્યના જીવનને પરમોપયોગી એવા અતિગહન વિષયો પણ સંક્ષેપમાં હસ્તગત કરવાની લોલુપતા સર્વ પાસથી વધેલી દીઠામાં આવે છે. મનુષ્યોના વ્યાપારમાં વૃદ્ધિ થઇ છે કે મનુષ્યોની બુદ્ધિ ક્ષીણ થઇ ગઇ છે, પણ જાણે દોડતે દોડતેજ જ્ઞાનમાત્રને ઉપાડી લેવાય તો ઠીક, એવી અસાધારણ તૃષ્ણા દીઠામાં આવે છે. પુસ્તક હાથમાં લીધું, પ્રથમ પત્ર જોયું, અંત્યપત્ર જોયું, વચમાં આમતેમ ઉથામ્યું અને અમુક અભિપ્રાય તે પુસ્તકના વિષયસંબંધે ધારણ કરીને ઉંચું મૂકયું—એજ પ્રચાર પડયો છે. 'વખત નથી' એ તો એક બહુ સામાન્ય અને સાધારણ ફરિયાદ થઇ પડી છે; અને કેટલીક વાર તે ખરી હશે, તથાપિ સેંકડે પંચાણુ જનને સંબંધે તો આળસ, બેપરવા અને પોતાની બુદ્ધિનું અભિમાન સંતાડવાનો એ ખોટો માર્ગ છે.

આટલું છતાં એમ નથી કે, વાચનની રુચિ ઓછી થઇ છે, પ્રથમ કરતાં ઘણી વધી છે. અભણમાં અભણ માણસના ઘરમાં પણ ચાર પુસ્તકો હશે. ગાંધીની દુકાને હીંગ, મરી ને મરચાંની વાસમાં પણ નાટકનાં ગાયનો પડેલાં હશે. રેલ્વેમાં મુસાફરી કરતા ઘણા ખરા માણસોના હાથમાં પુસ્તક કે 'ન્યુસપેપર' હશે અને સર્વ કોઇ પોતાની શક્તિ અનુસાર કોઇ ને કોઇ 'પેપર' 'છાપું'—રાખતા હશે, અથવા રાખી નહિ શકતા હોય તો વાંચવાની જોગવાઇ કરી લેતા હશે. ઘણાક જનોને નિત્ય 'પેપર' જોયાવિના અન્ન ભાવતું નથી, એવી પણ સ્થિતિ છે. આટલી બધી વાચનની રુચિ બહુ સંતોષ ઉપજાવનારી છે, પણ એનો સાર શો છે? જેમાં કશો ઉપદેશ નહિ એવી અથવા આડકતરી રીતે અવળો ઉપદેશ આપનારી વાતો, તેવાંજ નાટકો અને વેપાર, લડાઇ, કેસ ઇત્યાદિની ખબર—અંતરોનાં 'પેપરો' એ વિના બીજા પ્રકારનું વાચન આ બધી પ્રવૃત્તિમાં દેખાતું નથી, એ બહુ શોચનીય છે.

આપણી શાળાઓ અને પાઠશાળામાં જેમ પરીક્ષા પાસ કરવા માટેજ અધ્યયન ચાલે છે, ગોખીને મોઢે રાખીને, ગમે તે રીતે પરીક્ષામાં ઉત્તર આપવા જેટલીજ તૈયારી કરવામાં અને કરાવવામાં આવે છે, તેમ આપણા વાચનમાં પણ કામ જેટલું, ખપ જેટલું, પૈસો પેદા થાય તેટલું વાંચવા ઉપર વાચકોનું લક્ષ છે. 'પાસ' અને 'નોકરી'ની ઉતાવળમાં જેમ શિક્ષણનો હેતુ—બાળકના મનનો વિકાસ કરાવી તેને વિચારતાં શીખવવું—તે ઉંધો વળ્યો છે, તેમ 'પૈસો, પૈસો' એ ઝંખનામાં વાચનનો વાસ્તવિક હેતુ—પ્રાકૃત જીવનને ઉન્નતિકારક પ્રવાહમાં ધોઇ સ્વચ્છ અને ઉન્નત કરવું—તે પણ ઉંધો વળી ગયો છે. વાચન તે જાણે વખત ગાળવાને માટેજ હોય એમ મનાવા લાગ્યું છે, વખત વાચનને માટે છે એમ મનાતું બંધ થયું છે. રેલ્વેમાં 'વખત જવા' માટે પુસ્તકો અને પેપરો સાથે રહે છે. વખત મળશે ત્યારે વિચારવાને માટે રહેતાં નથી. પ્રાચીન સમયમાં કોઇ પણ ગ્રંથને 'વિચારવો' એમ કહેવાતું, તેને સ્થાને હવે 'વાંચવો' એટલુંજ કહેવાય

છે, ને તે અન્વર્થ છે; કેમકે વિચાર્યાવિના વાંચી જવાય તેવાજ વાચનની આ સમયને ભૂખ છે.

કહેવાનું તાત્પર્ય એમ નથી કે, સર્વ કોઈ વાંચનારે તત્ત્વશાસ્ત્ર અને ગહન વિચારના ગ્રંથોજ વાંચવા અને વિચારવા; પરંતુ એવા વિષયોનેયે રેલ્વેની મુસાફરીમાં લઇ જવાને અને વખત ગાળવાને સાથે રાખેલાં વાતો તથા નાટકો કે પેપરના આર્ટિકલોની પેઠે ઉપર ઉપરથી જોઇને-જ હાથ કરી લેવાની આશા રાખવી, કે તે રીતે તે વિષયોને ચર્ચાયલા જોવાની ઇચ્છા કરવી, એ અતિશય અયોગ્ય અને હાનિકારક છે. ગહન વિષયોને એ રીતે ચર્ચી શકાતા નથી અને એ રીતે ચર્ચવાથી તેમનું સંપૂર્ણ જ્ઞાન ન થતાં સમજનારને વિચાર કરવામાં ભૂલ થયા વિના રહેતી નથી. વાચનની જે પદ્ધતિ પડી ગઇ છે; કથા, વાર્તા, નાટક, ન્યુસપેપર એટલામાંજ વાચનનો વિસ્તાર આજકાલ આવી રહ્યો છે; તેથી ગંભીર વિષયોની ચર્ચાનો અવકાશ જતો રહ્યો છે. આટલુંજ નહિ પણ જે વિષયો રુચિકર વાચનમાં ગણાય છે, તેમાં પણ તેના સ્વરૂપને અનુસરીને કે તેના તલસ્પર્શને અનુભવીને કાંઈ લખાતું જણાતું નથી.

ગંભીર વિષયોની ચર્ચાને અભાવે અને ગંભીર વિષયોનું વાચન અરુચિકર થવાને લીધે, તથા જે રુચિકર વાચન છે તેમાં પણ બહુ ઉંડાઇ ન હોવાને લીધે, વાચકોના જીવનમાંથી, વિચારમાંથી, આચારમાંથી, ગાંભીર્ય અને વિવેક પ્રત્યક્ષ રીતે ન્યૂન થતાં જાય છે. આ જગતમાં અવતરીને મરવાની વચમાં જાણે ખાવાપીવા અને મોજમઝા કરવા વિના બીજું કશું કર્તવ્યજ ન હોય તેવી લઘુતા, ચંચળતા, વિકળતા આપણા વાચકોના અંગમાં વારંવાર જણાય છે; અને અભિમાન તથા સંકુચિત મને અને વિચાર સાથે સ્વચ્છંદિતા, ગમ્મત, મોજ, એજ સર્વત્ર નિયામક થઇ ગયાં હોય એવું ખેદકારક ભાન વિચારવાનને થયા વિના રહેતું નથી. જીવન અને તેના ઉપયોગ અને નિર્વાહ તથા મહત્કાર્યોમાં પ્રવેશ કરવાનાં સાહસ, સ્વાર્પણ અને આગ્રહ પોતાના ચારિત્રમાં પ્રતિક્ષણે દર્શાવવાં, એ વાતજ જાણે આપણા વાચકોના લક્ષમાં ન હોય, કાર્યસિદ્ધિનો રહસ્યમાર્ગ ગંભીર વિચાર છે એનું જાણે વિસ્મરણજ થઇ ગયું હોય, તેવું વર્તમાન સમયના વાચનની સ્થિતિથી જણાઇ આવે છે.

આપણા દેશમાંજ આમ થયું છે એમ નથી; યૂરોપ અને અમેરિકામાં પણ દેશની ઉન્નતિના સ્વરૂપને સમજનારા વિચારવાન પુરુષો આવાજ પ્રકારની ફરિયાદ કરે છે. વરાળયંત્ર, વિજળી અને ચુંબકની પાંખો ઉપર ઉડતા અને મહાલક્ષ્મીની પ્રતિમાના પ્રતાપમાં ઝંખવાઇ ગયેલા આ સમયને પોતાનાં અંતઃકરણ અને બુદ્ધિમાં પણ વરાળયંત્ર, વિજળી અને ચુંબકનાં સાધનોથી વિચારવાનો અને નિર્ણય કરવાનો પ્રકાર જોઇએ છીએ. આમ હોવાથી આજ તમને એવાં સ્ત્રી-પુરુષો બહુ જડશે કે જેમણે ઘણાં શાસ્ત્રો, ઘણા ગ્રંથો, ઘણા વિચારોનાં મોટાં, પૂછડાં–ગમે તે પણ કાંઇક ને કાંઇક જાણ્યાં હોય; પરંતુ એવાં જન તો અતિ વિરલ જડશે કે જેને કોઇ એક વિષયનું તેના મૂળથી પરિપાકપર્યંત સાંગોપાંગ યથાર્થ જ્ઞાન હોય. આથી કરીને આ સમયનું જીવન કેવળ એક રમત જેવું, નકામું, હલકું અને સ્વાર્થી થઇ ગયું છે. જ્યાં જોઇએ ત્યાં રમત-ગમતની મંડળીઓ, ક્લબો, સોસાઇટીઓ છે; અને વિદ્યા કે જ્ઞાનના ગંભીર વિસ્તારમાટેનાં તેવાં સ્થાન અન્ય દેશોમાં ક્વચિત્ ક્વચિત્ દેખાય છે; તથાપિ આપણા ભરતખંડમાં તો એક પણ નથી, એ અતિશય શોકજનક દશા છે. વિદ્યાવિનોદ અને શાસ્ત્રચર્ચા, એ તો એક અનાદરનો વિષય છે. લૉનટેનિસ, બિઝિક, ક્રિકેટ, ચહાપાણી, જ્યાફ્તો અને વચમાં વચમાં નાટકોનાં "ગાયનો" એ આજકાલના વિદ્વાના ઉપાસકોનો શોખ છે.

પઠન–પાઠનનો જે પ્રાચીન સંપ્રદાય હતો તેનો તો અંત્યત ઉચ્છેદ થયો છે, અને આજ એક શતકથી પાશ્ચાત્ય કેળવણીના પ્રભાવથી આપણે વાંચતા અને લખતા થયા છતાં એક પણ શુદ્ધ પ્રતિભાવાળો (ઓરીજીનલ) લેખ ઉપજાવી શક્યા નથી! આપણું વાચન એજ આપણા જીવનનું ખરૂં પ્રતિબિંબ છે; માણસ કોની કોની સાથે રહે છે ને શું વાંચે છે તે કહો, એટલે તે કેવો છે એ કહી શકાશે, એમ જે જ્ઞાનીએ કહ્યું છે તેણે સત્યજ કહ્યું છે.

(સ્વ० મણિલાલ ન० દ્વિવેદીકૃત 'સુદર્શન ગદ્યાવલિ'માંથી)

# ૫૦—આત્મશુદ્ધિ કા સરળ માર્ગ

"હે મનુષ્ય ! તૂ રાત્રિ કે સમય નિદ્રાદેવી કી ગોદ મેં વિશ્રામ કરને કો તૈયાર હો. પરંતુ જબતક તૂ દિનભર કે કિયે કાર્યોંપર વિચાર ન કર લે, તબતક વિશ્રામ ન કર; તૂ અપને ચિત્ત મેં ઇસ પ્રકાર સે વિચાર કર, કિ મેરી કહાં ભૂલ હુઇ હૈ ? આજ મૈંને ક્યા ક્યા કાર્ય કિયે હૈં ? ઔર મેરે કરને યોગ્ય ઇસકે અતિરિક્ત કૌનસા કાર્ય થા, જિસે મૈંને નહીં કિયા ? યદિ તુઝકો યહ જાન પડે કિ તૂને કોઈ કાર્ય્ય ઉત્તમ ન કિયા, તો ઉસકે લિયે પશ્ચાત્તાપ કર ઔર ભવિષ્ય મેં વૈસા ન કરને કી પ્રતિજ્ઞા કર." ( મ૦ સૉક્રેટિસ )

ઉપર્યુક્ત વાક્ય ઇતને ગંભીર હૈં, કિ જો મનુષ્ય ઇનપર ધ્યાનપૂર્વક મનન કરેગા, વહ ઇન વાક્યોં કા મહત્ત્વ સમઝ, અપના આચરણુ સુધાર સકતા હૈ. પહલે જબ મનુષ્ય યહ જાન લેતા હૈ, કિ મેરે કરને યોગ્ય કૌનસા કાર્ય હૈ ઔર ન કરને યોગ્ય કૌનસા ? તબ ઉસે ભલી ભાંતિ જ્ઞાત હો જાતા હૈ, કિ ઉસને કહાં ભૂલ કી હૈ, યા ઉસને અપને કરને યોગ્ય કૌનસા કાર્ય નહીં કિયા? જબ યહ જ્ઞાન હો જાતા હૈ, તભી હમ શુભ કાર્ય કા ગ્રહણુ ઔર અશુભ કાર્ય કા ત્યાગ કર સકતે હૈં. ઇસીલિયે પ્રત્યેક આત્મશુદ્ધિ કરનેવાલે મનુષ્ય કો ઉચિત હૈ, કિ વહ રાત્રિ કે સમય સોને સે પૂર્વ હી ઉસ વિષયપર વિચાર કર લે. ઇસસે સ્મરણુશક્તિ કી યથેષ્ટ ઉન્નતિ હોગી ઔર સદાચારી હોને કા વિશેષ અવસર પ્રાપ્ત હોગા.

જિસ પ્રકાર પ્રતિદિન વ્યવસાયી અપના હિસાબ ઠીક કિયા કરતે હૈં, ઉસી પ્રકાર પ્રત્યેક મનુષ્ય કો અપને આચાર-વિચાર કા લેખા મિલા લેના ચાહિયે, હમેં અપને અંતઃકરણુરૂપી ન્યાયાધીશ કી સેવા મેં પ્રત્યેક દિવસ કે કિયે હુએ કાર્યોં કા વિવરણુ પ્રસ્તુત કરના ચાહિયે.

શુભ કાર્ય ક્યા હૈ ઔર અશુભ કાર્ય ક્યા હૈ—ઇસિકા વિશદ વિવેચન કરના ઇસ છોટે સે લેખ મેં અસંભવ હૈ. અતઃ સંક્ષેપ મેં હમ કેવલ કઇએક બાતેં બતા દિયા ચાહતે હૈં.

૧—અખિલ વિશ્વ-બ્રહ્માંડ કે નિયંતા પરમ પિતા પરમાત્મા કે પ્રતિ ભક્તિ એવં શ્રદ્ધા કા ભાવ રખના હમારા સર્વપ્રથમ કર્તવ્ય હૈ.

૨—અપને માતા-પિતા આદિ ગુરુજનોં કે પ્રતિ સન્માન કા ભાવ અપને હૃદય મેં રખેં ઔર ઉનકે સાથ વૈસા હી શિષ્ટ વ્યવહાર કરેં.

૩—સંગતિ કે વિષય મેં સદા સાવધાન રહના ચાહિયે, ઓછે લોગોં કી સંગતિ ભૂલ કર ભી નહીં કરની ચાહિયે.

૪—અપની ચિત્ત-વૃત્તિયોં કો સદા અચ્છી રાહ સે પરિચાલિત કરને કી ચેષ્ટા કરતે રહના ચાહિયે. શુભ ઔર સાધુ વિચારોં કો અંતઃકરણુ મેં સ્થાન દેના ઔર સંસાર કી નશ્વરતા કી ઓર દૃષ્ટિ રખ, સદા પરમાર્થ કી ચિંતા કરતે રહના સ્વભાવતઃ ઉચ્છૃંખલ ઇંદ્રિયોં કો વશ મેં લાને કા સર્વોત્તમ માર્ગ હૈ.

૫—ઇંદ્રિયોં કો અપને વશ મેં રખને કા પ્રયાસ સદા કરતે રહના ચાહિયે.

૬—વાણી કા પરિમાર્જન ભી પરમ આવશ્યક હૈ. જો કુછ શબ્દ કિસીસે કહા જાયે, મુંહ સે નિકાલને કે પહલે ઉનપર ભલી ભાંતિ વિચાર કર લિયા જાયે.

સારાંશ યહ, કિ હમેં વહી કાર્ય કરના ચાહિયે, જિનસે હમારે અંદર સે દુર્ગુણ દૂર હો ઔર ઉસમેં સદ્ગુણોં કા સમાવેશ હો.

યહ વિશ્વાસ આ જાને પર કિ મનુષ્યોચિત કર્તવ્ય-કર્મ ક્યા હૈ, એક ઉત્તમ માર્ગ સ્વભાવતઃ પ્રાપ્ત હો જાતા હૈ. ઉપર્યુક્ત કર્તવ્યોં કા વિચાર સોતે સમય કર કે અપને આપ યહ પ્રશ્ન કરો, કિ મૈં કહાં કર્તવ્ય સે પતિત હુઆ ઔર મૈંને કૌન કૌનસે ઉચિત કર્તવ્યોં કા પાલન કિયા ? ઇસકે ઉત્તર મેં યદિ તુમ્હારી અંતરાત્મા કહે, કિ આજ તુમને કિસી કર્તવ્ય કા ઉલ્લંઘન નહીં કિયા, તો તુમ આનંદિત હોગે; ઔર યદિ કહે કિ તુમને અમુક કર્તવ્ય કા પાલન નહીં

કિયા, તો ઉસકે લિયે તુમ્હેં પશ્ચાત્તાપરૂપી અગ્નિ મેં કૂદ કર અપને આપકો તપ્ત સુવર્ણ કી ભાંતિ શુદ્ધ એવં નિર્મલ કર લેના ચાહિયે. ઇસ નિર્મલતા કો પ્રાપ્ત કરને કી ચેષ્ટા આરંભ મેં બહુત અખરેગી. તુમ ઇસ ચેષ્ટા સે ભાગના ચાહોગે; પરંતુ સદિચ્છા કો પ્રબલ બનાયે રખનેપર વૈસા નહીં હોગા. કતિપય બાર અપને કર્તવ્યોં કા અન્વેષણ કિયે બિના હી તુમ્હેં નિદ્રા દબોચ લેગી; પરંતુ ઇસસે તનિક ભી વિચલિત નહીં હોના ચાહિયે.

તુમ્હેં અપને નિશ્ચયપર દૃઢ રહના ચાહિયે. કુછ હી દિનોં મેં તુમ્હારે માર્ગ કી યે રૂકાવટેં મિટ જાયેંગી ઔર અલ્પ કાળ મેં તુમ આત્મનિરીક્ષણ કે અભ્યાસી હો કર ઇંદ્રિયોં કો અપને વશીભૂત કર લોગે. પાપોં કો હમ દો ભાગોં મેં વિભક્ત કર સકતે હૈં. પ્રથમ યહ, કિ ન કરને યોગ્ય કામોં કા કરના; દ્વિતીય યહ, કિ કરને યોગ્ય કામોં કો ન કરના. ઇસલિયે યહી દો પ્રશ્ન હમેં અપની અંતરાત્મા સે પૂછના ચાહિયે કિઃ—

"આજ મૈં કૌનસા કાર્ય, જિસકા કરના આવશ્યક થા, ભૂલ ગયા હૂં?"—યહ પ્રથમ પ્રશ્ન હૈ. દ્વિતીય પ્રશ્ન સે યહ જ્ઞાત હોતા હૈ કિ પાપ કે દો ભાગ હૈં—એક તો ઉપકાર કરના ઔર ઉસસે વિસ્મૃત હો જાના. દ્વિતીય કિસીકા અપકાર કરના. ઇન દોનોં કે ક્ષેત્ર પૃથક્ પૃથક્ હૈં. એક પ્રવૃત્તિમાર્ગ કા ઉલ્લંઘન કરતા હૈ. ઉદાહરણ મેં શાસ્ત્રોં કી આજ્ઞા દેખિયે "માતા પિતા કી સેવા કરની ચાહિયે તથા ચોરી નહીં કરની ચાહિયે." જો મનુષ્ય અપને માતા-પિતા કી આજ્ઞા કે વિરુદ્ધ કર્મ કરતા હૈ, વહ પ્રવૃત્તિમાર્ગ કે વિપરીત ચલતા હૈ; ઔર જો ચોરી કરતા હૈ, વહ નિવૃત્તિ કે વિરુદ્ધ સિર ઉઠાતા હૈ. રાત્રિ કો આત્મ-નિરીક્ષણ કરતે સમય કઇ બાતેં ભૂલ જાતી હૈ. ઇસલિયે યહાં એક આવશ્યક સૂચના દી જાતી હૈ, જિસકે અનુસાર ચલને સે ભૂલોં કા ન હોના સંભવ હૈ—વહ યહ, કિ ઐસા સોચને કે બદલે કિ પ્રાતઃકાલ સે અબ તક ક્યા-ક્યા કાર્ય કિયે? યહ વિચાર કરના ચાહિયે, કિ મૈંને અબસે પ્રાતઃકાલ તક ક્યા ક્યા કાર્ય કિયે હૈ? ઐસા કરને સે ધીરે ધીરે સબ બાતેં ધ્યાન મેં આ જાયેંગી. એક ભી બાત વિસ્મરણ ન હો સકેગી; ઔર તુમ અપને અંતરાત્મારૂપી જજ્જ કે નિકટ ભલી ભાંતિ સબ બાતેં બતા સકોગે. ઇસકે અતિરિક્ત અંતરાત્મા સરીખા તુમ્હેં અન્ય જજ્જ ભી નહીં પ્રાપ્ત હો સકતા; ક્યોંકિ અંતરાત્મા સે કોઇ વિષય અજ્ઞાત નહીં હૈ. ઇસી પ્રકાર પ્રતિદિન વિચારપૂર્વક અંતઃકરણ કે સાથ પ્રયત્ન કરને સે અસત્કાર્યોં સે સર્વથા નિવૃત્તિ હો જાતી હૈ ઔર સત્કાર્યોં મેં ચિત્ત લગ જાતા હૈ. અતએવ યદિ તુમ્હેં ઉપર્યુક્ત વિચારોં સે લાભ ઉઠાના હૈ, તો સર્વદા નિમ્ન વિષયોંપર વિચાર કરો, ઉનસે કામ લો ઔર પરમાત્મા સે સાયંપ્રાતઃ ઘુટને ટેકકર પ્રાર્થના કરો કિઃ—

"હે પરમ દયાલુ, કૃપાલુ ક્ષમાસિંધુ ભગવન્! ગત દિવસ મનસા, વાચા, કર્મણા યદિ મુઝસે કુછ પાપ હો ગયા હો તો આપકે સન્મુખ સચ્ચે હૃદય સે આપસે ક્ષમા માંગને કો પ્રસ્તુત હૂં. હે પ્રભો! આપ અંતર્યામી હૈ. આપસે કુછ છિપા નહીં હૈ. મુઝસે જો પાપ હુઆ હૈ, ઉસે આપ ભલી ભાંતિ જાનતે હૈં, ઉસકે લિયે મૈં ક્ષમા ચાહતા હૂં. ઔર અબ ઇચ્છા રખતા હૂં, કિ પુનરપિ મુઝસે વૈસા કામ ન હો. નિમ્નલિખિત દશ અધર્મોં મેં સે પ્રમાદ યા અજ્ઞાનતા સે યદિ કોઇ અધર્મ મુઝસે હો ગયા હો, તો ઉસકો સ્મરણ કર કે મૈં અપની આત્મા ઔર આપકો સર્વવ્યાપી સમઝ કર ઉસકો અનુચિત સમઝતા હૂં ઔર ઐસા કામ પુનઃ ન કરને કી પ્રતિજ્ઞા કરતા હૂં.

## અધર્મ કે દશ લક્ષણ

**તીન પ્રકાર કે માનિસક પાપ હૈઃ**—(૧) દૂસરે કે ધન કો કુત્સિત વિચાર સે લેને કી ઇચ્છા કરના; (૨) કિસી જીવ કે નિમિત્ત અહિત વિચાર કરના; (૩) અસત્ય કો સત્ય મેં પરિણત કરના.

**ચાર પ્રકાર કે વાચનિક પાપ હૈઃ**—(૧) કટુ શબ્દ ભાષણ કરના, જિસસે કિસી કો દુઃખ પ્રાપ્ત હો; (૨) અંતઃકરણ મેં કુછ, ઔર કહના કુછ ઔર; (૩) પિશુતા (ચુગલી) ઔર નિંદા કરના; (૪) વ્યર્થ મેં બકવાદ કર કે અમૂલ્ય સમય કો નષ્ટ કરના.

**તીન પ્રકાર કે શારીરિક પાપ હૈઃ**—(૧) અન્યાયપૂર્વક બલાત્ કિસી કા ધન અપહરણ કરના; (૨) પરસ્ત્રી કે સાથ વ્યભિચાર કરના; (૩) સ્વાર્થવશ જીવોં કી હિંસા કરના.

હે ભગવન્! ઉપર્યુક્ત પાપોં કે ન કરને કી પ્રતિજ્ઞા જો આપકે સન્મુખ કી હૈ, ઉસે પૂર્ણતઃ પાલન કરને કી શક્તિ પ્રદાન કરો. હે પ્રભુ! મૈંને આજ જો પાપ કિયા હૈ, ઉસકે લિયે મૈં અંતઃકરણ સે દુઃખિત હૂં. મેરા ચિત્ત પવિત્ર કરો, જિસસે મુઝે પુનઃ ઉસ પાપ કે લિયે પ્રાયશ્ચિત્ત કરને કી આવશ્યકતા ન પડે. હે નાથ! મુઝે ઐસી શક્તિ પ્રદાન કરો જિસસે આત્મશુદ્ધિ કા સરલ માર્ગ નિશ્ચિત હો જાયે.

## દશ પ્રકાર કે ધર્મ

(૧) ચિત્ત કો સદા સ્થિર રખના ઔર ઉસકો ભિન્ન-ભિન્ન વિષયોં કે વિચારો મેં ભ્રમણ ન કરને દેના; (૨) સદૈવ ઇન્દ્રિયજિત બને રહના; (૩) સદૈવ સત્ય ભાષણ કરના; (૪) ક્ષમાવાન્ હોના; (૫) પરોપકાર કે લિયે મનસા, વાચા કર્મણા સદૈવ તત્પર રહના; (૬) દયા કરના. (૭) ઇશ્વરાનુરાગી હોના તથા અપને બડોં કા સન્માન કરના; (૮) મનસા, વાચા, કર્મણા કો સદૈવ શુદ્ધ રખના; (૯) જ્ઞાન-પ્રાપ્તિ કે હેતુ પ્રતિદિન પ્રયત્ન કરતે રહના; (૧૦) ઔર સંસાર કે હિત કે લિયે પ્રતિદિન કમ-સે-કમ પાંચ મિનટ તક બૈઠકર ચિંતન કરતે રહના.

ઉપર્યુક્ત દશ પ્રકાર કે આચરણીય કાર્યોં મેં સે યદિ મૈં કુછ ભી કર સકૂં, તો અપને કો શ્રેષ્ઠ સમઝતા હૂં. ઇસકે લિયે પ્રસન્ન હૂં ઔર ભવિષ્ય મેં ઇન શુભ કર્મોં કો કરને કે હેતુ શક્તિ પ્રાપ્ત હોને કી પ્રબળ ઇચ્છા રખતા હૂં. ઇસ પ્રકાર હે પ્રભુ ! મેરે સબ પાપ નિવૃત્ત હોં ઔર ઉક્ત દશ પ્રકાર કે ધર્મ મુઝમેં સદૈવ વૃદ્ધિ હોતે રહેં ઔર મેરી શક્તિ સદા ઉપકારક સિદ્ધ હો..

હે ભગવન્! અંતિમ પ્રાર્થના યહ હૈ, કિ ઇસ પ્રકાર કે " આત્મ-શુદ્ધિ કા સરલ માર્ગ " ભારતવાસિયોં કો લાભદાયક હો. મેરી યહી મનોકામના હૈ.

( "હિંદૂપંચ"ના એક અંકમાં લેખક-ઠાકુર રામહર્ષસિંહ )

# ૫૧-રામાવતાર કે કારણ ઔર કાર્ય

ધર્મ કી મિટી થી ધાક ધરણી વિકલ-સી થી, અધિક અધર્મ કા અઁધેરા વિશ્વ છાયા થા;
ક્રોધી, ક્રૂર-કર્મ, કામરૂપ, કુલ-દ્રોહિયોં કે-કપટ કુચાલ સે સમાજ ઘબરાયા થા.
સત્ય મેં અસત્ય, નીતિ-ભીતર અનીતિ, ઔર—પ્રીતિ મેં હલાહલ કા ગુણ પ્રકટાયા થા;
જબ વિપરીત સબ રીતિ હો ગયી થી તબ, ભીર ટારને કો રામ ભારત મેં આયા થા.૧

બાહુ-બલ—વીરતા સે વિશ્વ કે વિરોધિયોં કો, ધર્મ અવરોધિયોં કો માર કે ભગાયા થા;
દલિત દયા કે પાત્ર દુઃખિત દરિદ્રિયોં કો, કરુણા-નિધાન! તૂને દૌડ અપનાયા થા.
કુટિલ-અનીતિ, જગ-ભીતિ કે વિનાશ-હેતુ, અતિ વિકરાલ અગ્નિબાણ કો ચલાયા થા;
નારિ-કુલ-લાજ જો થી આકુલ ઉસે ઉબાર, સકુલ નિશાચરોં કો ધૂલ મેં મિલાયા થા.૨

( રચયિતા-કવિવર 'ત્રિદંડી.' 'હિંદૂપંચ'ના વિજયાંકમાંથી )

# પર—સમઢિયાળા—ઓઢાના એકદેવતુલ્ય દરબાર

આ ગામ (કાઠિયાવાડમાં ગાયકવાડના ખાંભા મહાલના) અસલ તો વાળા દરબારોનું હતું. પણ પછી ગાયકવાડ સરકારે તે હાથ કર્યું છે. અહીં દ. ઓઢાવાળા અને દ. વસ્તાવાળા જેવા ભડ પુરુષો પાકયા છે. આ ગામમાં, વાઢકાપના નિષ્ણાત દાક્તરોને પણ એક નવું જોવા જાણવાનું આપે એવી એક સુંદર વસ્તુ મેં જોઈ. અહીં ગોલણવાળા કરીને એક વયોવૃદ્ધ કાઠી દરબાર છે. તેમણે કોઇ નિશાળ જોઇ નથી, તો પછી મેડીકલ કૉલેજનું નામ સરખું પણ ક્યાંથી સાંભળ્યું હોય? છતાં તે ગાય, ભેંસ, ગાડર, બકરાં વગેરેનું—અરે, ઘેરાંનું પણ—આડું ભાગી શકે છે. જો ઢોરના પેટમાં પાડરૂં મરી ગયું જણાય અને આખે આખું નીકળી નજ શકે તેમ દેખાય, તો માત્ર હજામના દેશી સજૈયાવડે તે વાછરૂ—પાડરૂના ઢોરના પેટમાંજ કકડા કરી કાઢી લે છે. આવી રીતે તો તેમણે કેટલીયે ભેંસો ને ગૌમાતાઓ ઉગારી છે; અને દરબાર ગોલણવાળા આ કામનો શો બદલો લે છે તે દાક્તર સાહેબોને જાણવું છે? ગોલણભાઇને ત્યાં વાલેશરી સગાં આવ્યાં હોય ને કોઈ અજાણ્યો માણસ આવી બોલી નાખે કે, 'બાપુ! મારી ગાયને આડું આવ્યું છે, ગાયમાતા મરૂં મરૂં થઇ છે.' તો આ સાંભળતાંજ ભાણામાંથી મોંમાં મૂકવા ઉપાડેલો કોળિયો એમને હરામ બને છે. બસ, તરતજ હાથ ધોઇ, ઘરના ઉંટ કે ઘોડા-પર પલાણ નાખી, તે પેલાને ગામ જાય છે. ઢોરનું આડું ભાગે છે તે પછી તરતજ તે ગામનું પાણી પણ પીધા વગર પોતાને ઘેર આવી જમે છે. જે ગામ તે આવા કામે જાય, તે કામ પૂરતું તેમને અન્નજળ પણ નથી ખપતું. પછી ઢોરના માલીક પાસેથી મોટરભાડું, ટપ્પાભાડું, વીઝીટ—ફી, પટાવાળાનો વેરો, કાચો ખર્ચ વગેરે આજના દાક્તર સાહેબો તરફથી વસુલ થતી ફી લેવાનું તો કયાં રહ્યું? દરબાર ગોલણભાઇ વૃદ્ધ છે. તેઓ તેમની આ કળા કોઇને શીખવાડતા જાય, અગર થોડા કેળવાયેલા યુવાનો આ કળા હાથ કરવા આ ગામમાં આવી તકલીફ લે તો સારૂં; નહિતર આપણા આવા જૂના ખજાના ધરતી માતાના પેટમાંજ દટાઈ જશે—અને પછી તો એનો ફરીથી પત્તો લાગે ત્યારે ખરો! આ ગામમાં એક બીજું પણ સુંદર દૃશ્ય જોયું. આ તરફના ચીભડીયા તડના ઔદીચ્ય બ્રાહ્મણોનું એક તાલુકા—મંડળ અહીં મળેલું. તેમાં તેઓ વિધવા બ્હેનોની ખાસ સંભાળ લે છે; તેમજ જ્ઞાતિમાં કન્યાવિક્રય ને બાળલગ્નો ન થાય તેવી સાવચેતી રાખે છે, તેનું દર્શાવતાં સીધાં કાર્યો તેની કાર્યવાહીમાં દૃષ્ટિગોચર થયાં. બધા બ્રાહ્મણો અને વણિકો આવો પંથ પકડે તો કેવું સારૂં!

('સૌરાષ્ટ્ર' તા. ૮—૧૦—૧૯૨૭ના અંકમાં લેખક 'પ્રવાસી')

# પ૩—હિંદુ વિધવાઓનો આર્તનાદ

## સમાજના નેતાઓ કાન ઉઘાડો!

(હિંદુ સમાજમાં ફરજિયાત વૈધવ્યની ઘાણીમાં કચડાતી અસંખ્ય બાળાઓને બચાવવા નવજુવાનોએ બહાર પડવાની પારાવાર જરૂર છે.

આજકાલ હિંદુજાતિમાં જેટલી કુપ્રથાઓ જડ ઘાલી ગયેલ છે, તે સર્વેમાં વિધવાવિવાહની અટકાયત એ એવી કુરીતિ છે કે જેણે ઉચ્ચ સ્થાને વિરાજી સર્વોપરિ સત્તા ભોગવતી હિંદુજાતિનો વિનાશ કર્યો છે. પરદેશીઓનાં શસ્ત્રબળથી, આર્ય સંસ્કૃતિને અખંડ રાખતી હિંદુજાતિને એટલું નુકસાન નથી પહોંચ્યું જેટલું બાળવિધવાઓને પરાણે વિધવા રાખવાની કુપ્રણાલીએ પહોંચાડ્યું છે. અરે! વિવાહ એ કયું જનાવર હશે? એ પાંચ વર્ષની દૂધપીતી બાળા ન જાણી શકે તેને વૈકુંઠના વારસદારો (!) કસાઈવાડે જેમ ગરીબ ગાયને મૂકી આવે, તેવી રીતે પિતાતુલ્ય સાહ-

સિત્તેર વર્ષના મરણપથારીએ પડેલ હાડપિંજર સાથે પવિત્ર વેદમંત્રોને અપવિત્ર બનાવી લગ્ન કરાવી આપે છે.

### બાળવિધવાઓની દુર્દશા

ઓ વૃદ્ધ ભારત! સભ્ય રાષ્ટ્રોના સર્વોપરિ હિંદ! તારી મૈત્રી, ગાર્ગી અને અરૂંધતી જેવી આર્ય દેવીઓની વારસદાર ભારતીય આર્ય રમણીઓની આ દશા! પોતાનાં સગાં સહોદરના દેખતાં છતાં લાચારીથી પરવશ બની પલાયન થતી બાળવિધવાઓની દુઃખદ દશા દેખી કયું માતૃપ્રેમી હૃદય અકર્મણ્યતા સેવી શકે?

મારા પ્યારા હિંદુ નવયુવાનો! પાખંડપ્રવર્તકોનાં પાપકર્મથી વિખૂટી થયેલ આર્ય સન્નારીઓની લાજ તમારે હાથ છે. તમેજ બાળવિધવાઓની ડૂબતી નૌકાનાં તારણહાર સુકાની છો. યાદ રાખજો કે, ઉન્નતિને શિખરે વિરાજમાન, સંસારની સર્વ જાતિઓની મુકટમણિ, જગતને પોતાનો ઉચ્ચ આદેશ શીખવતી હિંદુજાતિ જો અધમાચરણ સેવશે, કિંચિત્ પણ ધર્મપથપરથી વિચલિત થશે તો જાણજો કે, તેનું નામનિશાન નાબુદ થશે.

### શાસ્ત્રોનો દુરૂપયોગ

મારે અત્યંત શોકથી કહેવું પડે છે કે, હિંદુઓનાં શાસ્ત્રોનાં વિદ્વત્તાપૂર્વક સંભાષણો કરનારા પંડિતો પણ કન્યાવિક્રય કરવામાં સંકોચજ નથી રાખતા. જો કોઇ જગોએ વિધવાવિવાહનો પ્રશ્ન ઉપસ્થિત થયો તો આપણા તેજ વિદ્વાન અને ધર્મના રાહદારીઓ સનાતન ધર્મની 'દુહાઇ' બોલવા મંડી પડે છે. જે સનાતન ધર્મમાં સાઠ-સિત્તેર કે પંચોતેર વર્ષના બુઢ્ઢાનાં લગ્ન મંજુર થાય છે અને જેને માટે શાસ્ત્રોની પણ જરૂર નથી, જે ધર્મમાં પુત્રી જેવડી કન્યા સાથે લગ્ન કરતાં 'બુઢાબાપા'ને જ્ઞાતિ, શાસ્ત્ર કે પંડિત અટકાયત નથી કરતા, તે ધર્મમાં સોળ કે સત્તર વર્ષે વિધવા થતી બાઇના પુનર્વિવાહમાં જબરદસ્ત અટકાયતો થાય છે! શાસ્ત્રો કે સ્મૃતિઓને જૂઠાં પ્રમાણો બતાવી તે શુભ કાર્યમાં અન્યાય અને અત્યાચારોનો છૂટથી ઉપયોગ કરવામાં આવે છે. જાણે કે સનાતન ધર્મની નૌકા મધ્યદરિયે ડૂબી જતી હોયની!

### પ્રાચીન પૂરાવા

વિધવાવિવાહની આવશ્યકતાવિષેના પ્રાચીન પૂરાવા જેમને જોઇતા હોય, તેમને માટે પણ તે રજુ કરૂં છું.

વાલીના મરણ બાદ તેની સ્ત્રી તારાનાં લગ્ન (જેને અંગદ નામનો પુત્ર હતો) સુગ્રીવ સાથે મર્યાદાપુરુષોત્તમ રામચંદ્રજીએ કરાવી આપ્યાં હતાં. મહારાજા ભીમકે નળરાજાના ગુમ થવાથી પોતાની પુત્રી દમયંતીનો સ્વયંવર બીજીવાર રચ્યો હતો. મહાભારતના ભીષ્મપર્વ અ. ૯૧ માં લખ્યું છે કે, નાગરાજ ઐરાવણે પોતાની વિધવા પુત્રીનો પુનર્વિવાહ અર્જુન સાથે કર્યો હતો. ટૉડ રાજસ્થાનમાં લખ્યું છે કે, મહારાણા ભીમસિંહે સરદાર માલદેવની વિધવા પુત્રી સાથે પોતાનાં લગ્ન કર્યાં હતાં. મહારાષ્ટ્રના પ્રાચીન ઇતિહાસમાં છે કે, પરશુરામ ભાઉ પટવર્ધને રાજપંડિતોની સલાહથી પોતાની વિધવા પુત્રીનો પુનર્વિવાહ એક બ્રાહ્મણ સાથે કર્યો હતો.

ઉપરનાં ઉદાહરણો જોઇ આજના મોક્ષના માર્ગદાતાઓ અને ધર્મના ઇજારદારો ચેતી જશે તો સારૂં છે, નહિ તો તેમને વિધવાવિવાહનાં પ્રચંડ મોજાં તળે ચગદાઇ મરવાનો વખત આવશે.

હિંદુઓ! રામ અને કૃષ્ણનાં સંતાનો! ઓ ગૌપૂજકો! શું તમો ભારતની આર્ય સંસ્કૃતિનો નાશ કરવા ચાહો છો? જો 'નહિ' તો તમારી રક્ષાનું એકજ સાધન અને બાળવિધવાઓના પુનર્વિવાહનો અગત્યનો સુધારો અપનાવી વિધવાવિવાહના પ્રચારમાં સહાયક બની તમારી બહેનો અને બાળાઓને અપાર કષ્ટથી બચાવો.

(દૈનિક "હિંદુસ્થાન"ના એક અંકમાં લેખક-શ્રી મોહનલાલ વિઠ્ઠલદાસ કટારીઆ)

# ૫૪–ધાર્મિક હિંદુઓનું હાલનું મંતવ્ય અને કર્તવ્ય

॥ अथ मंगलम् ॥

श्रीमंगलानृसिंहाभ्यां नमो विघ्नप्रशान्तये ।
ततो वच्मि स्वधर्मस्य रक्षणाय हिताय च ॥

ભાવાર્થઃ—શ્રી મંગલાદેવી અને શ્રીમન્નૃસિંહાચાર્ય ભગવાનને પ્રથમ નમસ્કાર કરીને પછી હું હિંદુઓના સનાતન સ્વધર્મના રક્ષણ અને હિતમાટે બોલું છું.

સનાતન હિંદુધર્મના રક્ષણને માટે અને હિતને માટે કાંઇ બોલવાની શી જરૂર પડી? એ પ્રશ્ન સૌથી પહેલો હરેક હિંદુના મનમાં આ વિષયનું મથાળું વાંચતાં ઉદ્ભવે, એવો હાલનો જમાનો છે; કેમકે અત્યારે નામદાર અંગ્રેજ સરકારના રાજ્યમાં કોઇના ધર્મ ઉપર કોઇ બળાત્કાર જબરદસ્તીથી ગુજારી શકતું નથી. પોતપોતાના ધર્મના રક્ષણમાટે અત્યારે કોઇ હિંદુ પુરુષને પોતાનું માથું આપવું પડતુ નથી; અને કોઇ હિંદુ અબળાને સતી થવું પડતું નથી. હિંદુ-મુસ્લીમ રમખાણોથી હાલમાં હિંદુઓની આ નિર્ભયતામાં કાંઇક ખલેલ પહોંચ્યું છે અને ચિંતાજનક પરિસ્થિતિ ઉત્પન્ન થઇ છે, તોપણ જે પ્રજા પોતાનો ધર્મ પાળવા માગે તેને પરાણે કોઈ તેનો સ્વધર્મ છોડાવે તેમ નથી–એવી નિશ્ચિંતતાનો આભાસ કોઇ પણ રીતે ઓછો થયો નથી; પણ કોઇ કોઇની ધાર્મિક લાગણી ના દુખાવે અને સર્વના મૂળપુરુષો અથવા મુખ્ય પુરુષોની કોઇ નિંદા કરે નહિ–એવો નવો કાયદો હમણાંજ પસાર થયો છે. આ વગેરે અનેક કારણાભાસોથી હજુ ધર્મરક્ષણસંબંધી નિશ્ચિંતતા આપણી હિંદુજનતામાં જેવી ને તેવી છે; એટલુંજ નહિ પણ એ નિર્ભયતા ધર્મરક્ષણસંબંધી ઉપેક્ષામાં પણ પરિણમી છે. આ ઉપેક્ષાનાં બીજાં પણ એક કરતાં વધારે કારણો છે; પણ હાલ તે કારણોના વિગતવાર વિચારમાં ઉતરતાં પહેલાં હું મારા હિંદુભાઇઓને **આ લેખની આવશ્યકતાના** મુખ્ય કારણતરીકે એ ઉપેક્ષાનેજ આગળ મૂકું તો તેમાં કાંઇ ખોટું નથી; કેમકે એ ધર્મસંબંધી ઉપેક્ષાએજ સનાતન ધર્મને નવ્વાણું ટકા જોખમાવે એવી પરિસ્થિતિ ઉત્પન્ન થવા દીધી છે.

### ધર્મસંબંધી ઉપેક્ષાનાં કારણો

જેમ રોગનાં કારણો અનેક હોય છે, તેમ આ ધર્મસંબંધી ઉપેક્ષાનાં કારણો પણ અનેક હોવા છતાં પણ તે પૈકીનાં કેટલાંક કારણો વધારે ધ્યાન ખેંચે તેવાં છે. તે કારણોનો યથાશક્તિ વિચાર આપણે સાવધ થવાને માટે ઉપયોગી છે; તેથી તે કારણોની મીમાંસા કરવામાં આવે છે. પરદેશીઓના વારંવાર થયેલા હિંદ ઉપરના હુમલાઓએ ઉપજાવેલી અવ્યવસ્થા એ ધર્મસંબંધી ઉપેક્ષાનું પ્રથમ કારણ છે. જે વખતે પ્રજા યુદ્ધમાં રોકાયલી હોય છે, તે દરમિયાન તેને પોતાના ધર્મનું અનુષ્ઠાન ગૌણ કરવું પડે છે; અને કોઈ વાર તો ધર્મની સઘળી ક્રિયાઓને અને આચારોને લાંબા સમય લગી ટોદલે મૂકવાં પડે છે. આવી સ્થિતિ લાંબો વખત ચાલે છે, તો પછી પ્રજાને એ આચારો અને ક્રિયાઓને ઉપેક્ષવાનું વલણ યુદ્ધનો સમય ગયા પછી પણ પ્રમાદને લીધે રહ્યા કરે છે. આવી દશા લાંબો સમય ચાલે છે, તો પછી તે એક ઉપેક્ષાની ટેવરૂપેજ બની જાય છે. હિંદુધર્મશાસ્ત્રોએ રણધર્મને ચારે વર્ણની પ્રજાના સામાન્ય ધર્મતરીકે અને ક્ષાત્રપ્રજાના વિશેષ ધર્મતરીકે આલેખેલો હોવાથી પરધર્મીઓના સેંકડો અને હજારો વર્ષલગીના સતત હુમલાઓમાં ગુંચાયલા રહેવા છતાં પણ તે પ્રજાની ધર્મભાવના હજુ લગી અકબંધ રહી શકી છે; તોપણ હુમલાઓ અને યુદ્ધોના સમય પછી થાક અથવા પ્રમાદથી જે ઉપેક્ષા ધર્મના સંબંધમાં ઉપજી, તે ઉપેક્ષાએ હિંદુપ્રજાને ઓછું નુકસાન કર્યું નથી. અત્યારે જેટલી અનર્થજાળમાં હિંદુ પ્રજા ફસાયલી છે, તે બધીય અનર્થજાળ સદરહુ ઉપેક્ષાનીજ-જ સંતતિ છે.

## સદરહુ ઉપેક્ષાથી થયેલો પ્રથમ અનર્થ-સંસ્કૃતિની શિથિલતા છે.

મુસલમાન ચઢાઈઓની પ્રથમ અનર્થરૂપ અસર તે એજ કે, વર્ણ અને આશ્રમોના સંસ્કારોની વ્યવસ્થામાં ખામી આવી ગઈ. તે ખામીનું પ્રત્યક્ષ સ્વરૂપ એ છે કે, બ્રાહ્મણવર્ણના સંસ્કાર તો બ્રાહ્મણોએ તેમના અરણ્યવાસ અને એકાંતવાસની નિવૃત્તિમાં જાળવી રાખ્યા; પણ બ્રહ્મચર્ય-આશ્રમની સંસ્થા તેઓ પૂર્વવત્ જાળવી શક્યા નહિ. વેદવ્રત અને સ્વાધ્યાયપ્રવચન જતાં રહ્યાં, તેમાં પણ વેદવ્રતનો કેવળ લોપજ થયો; અને તેથીજ તેમના સ્વાધ્યાયપ્રવચનમાંથી ચમત્કાર જતો રહ્યો. શાપાનુગ્રહ સામર્થ્યનું મીંડું વળી ગયું, હૃદબળ અને સંકલ્પસિદ્ધિ-ચાલ્યાં ગયાં. બ્રાહ્મણેતર વર્ણોના તો સંસ્કાર લોપ પામ્યા. બ્રાહ્મણેતર વર્ણો સંસ્કાર અને સ્વાધ્યાયરહિત બની **भवति भिक्षां देहि** ને બદલે 'વિદ્યાર્થીના આશીર્વાદ' થી બ્રાહ્મણતાનો આડંબર દર્શાવવા લાગ્યા. **ब्राह्मणानां ब्राह्मणत्व ब्रह्मचर्यात्प्रजायते**-અર્થાત્ બ્રાહ્મણોનું બ્રાહ્મણપણું વિધિવત્ બ્રહ્મચર્ય પાળવાથીજ ઉત્પન્ન થાય છે. આવા શાપ કે આશીર્વાદ આપવાના સામર્થ્યવાળા બ્રાહ્મણપણાના મૂળરૂપ બ્રહ્મચર્યનો તો ઉચ્છેદજ થઈ ગયો; ત્યારે વિદ્યાર્થીના આશીર્વાદની ડંફાસ ચાલી. જ્યારે શાપવરસામર્થ્યવાળું-વેદવ્રતવાળું બ્રહ્મચર્ય રખાતું, ત્યારે નમ્ર બ્રહ્મચારી વિનીતભાવે **भवति भिक्षां देहि** કહેતા, અને હવે "વિદ્યાર્થીના આશીર્વાદ" નો દમામ! 'ખાલી ચણો વાગે ઘણો!!'-એ કહેવતનો અમલ થયો. આથી લગ્ન અને ગર્ભાધાનના સમયસંબંધી હિંદુત્વ અને હિંદુજનતાની સંખ્યાના રક્ષણ અને વૃદ્ધિના જે સર્વોત્તમ નિયમો પાળવાજ પડતા હતા, તે નિયમો શિથિલ થઈ ગયા. પરિણામે હિંદુસમાજ બળ, સંખ્યા અને સુવ્યવસ્થામાં હીન થતો ગયો અને બીજા અનેક અનર્થો એક પછી એક ઉપસ્થિત થયા. આ એક પ્રકારના અનર્થોવિષે ટુંકામાં મેં ઉલ્લેખ કરી દીધો છે.

## અનર્થોના બીજા પ્રકાર

ઉપર વર્ણવી ગયા તે પ્રમાણે હિંદુપ્રજાની આંતરસંસ્કૃતિમાં શિથિલતા થવાથી બીજા એક પ્રકારના બાહ્ય અનર્થોના સમુદાય પણ હિંદુસમાજમાં પેદા. એ બીજો અનર્થસમુદાય વિદેશીઓના અને વિધર્મીઓના સંસર્ગોથી ઉપજેલા અનર્થોનો સમુદાય છે. આથી હિંદુઓનું સ્વાભિમાન નરમ પડ્યું. વિદેશીઓની તથા વિધર્મીઓની જે સૂગ હિંદુઓમાં હતી, તે નરમ પડી ગઈ. કાંઈક આના જેવીજ સૂગ ગોરા લોકોની પ્રજાઓ ને અન્ય રંગની પ્રજાઓ સામે છે; તેજ પ્રમાણે પ્રત્યેક પ્રજાને થોડે કે ઘણે અંશે અન્ય પ્રજા સામે છે. તેની સામે દરેક પ્રજા માંહેના શુષ્કજ્ઞાનીઓ અથવા જ્ઞાનભાસીઓ અથવા જ્ઞાનાભાસીઓ પરમતસહિષ્ણુતાનો પાઠ શીખવવાને માથાફોડ કરી રહ્યા છે, પણ તે માથાફોડ ફોકટ છે; કારણ કે એ પ્રજાઓની જે એકબીજાવિરુદ્ધ સૂગ છે, તે નૈસર્ગિક એટલે પ્રકૃતિસિદ્ધ છે. તેમાં કોઈ પણ પ્રકારે માનવજાતિનું કે વ્યક્તિઓનું અકલ્યાણ નથી. કર્મનિષ્ઠાની નિશાળ પ્રમાણે એ માનવવિકાસના વિવિધ દરજ્જા પ્રમાણે પ્રગતિજ કરાવનાર છે, સંકરતાને અટકાવનાર છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ '**प्रकृतिस्त्वां नियोक्ष्यति.**' વગેરે વાક્યો ગીતામાં કહ્યાં છે, તેનો ભાવ પણ એજ સૂચવે છે; પણ મિથ્યા જ્ઞાનીઓ અને વિદેશી ચેપવાળાં મનુષ્યો સદરહુ નૈસર્ગિક સૂગને કાઢી નાખવાને જૂઠા ઉદારભાવથી નકલ કરવાનો અને કરાવવાનો ઉપદેશ ફેલાવી રહ્યા છે. આમાંજ હિંદુજાતિનાં અને હિંદુધર્મના સમૂળ ઉચ્છેદનાં બીજ વવાઈ ચૂકયાં છે. જ્યાંસુધી એ બીજાનો નાશ કરવામાં નહિ આવે, ત્યાંસુધી હિંદુપ્રજા પ્રલયના જડબામાં જકડાયલી છે, એ સમજવા જેટલો પણ બુદ્ધિનો પ્રકાશ મળવો અશકયજ છે.

## ઉપર જણાવેલા બે પ્રકારના અનર્થોનો કારણ-કાર્ય-ભાવ

ઉપર જણાવી ગયા તે બંને પ્રકારના અનર્થો પૈકીના પ્રથમ પ્રકારના અનર્થો તે બીજા પ્રકારના અનર્થોના કારણરૂપ છે; અને બીજા પ્રકારના સદરહુ અનર્થો તે પ્રથમ પ્રકારના ઉક્ત અનર્થોના કાર્યરૂપ અનર્થ છે. આ બીજા પ્રકારના અનર્થોએ ક્યારનીએ હિંદુપ્રજાને અને તેના પ્રજાત્વને નાબુદ કરી નાખી હોત; પણ હિંદુધર્મના સંસ્કારી અને તે સંસ્કારોની અસર

જેમાં ઓતપ્રોત થયેલી છે એવા હિંદુસમાજના મર્યાદાબંધન એવાં તો બલિષ્ઠ છે કે તેમના ઉપર સદરહુ બંને પ્રકારના અનર્થો હજુ લગી વિનાશકારક કાર્ય ઘણા પ્રમાણમાં ઉપજાવી શક્યા નથી; તોપણ તેથી જે વિનાશકારક કાર્ય ઉપજી ચૂક્યું છે, તે એવું તો ભયંકર છે કે જેઓને હજુ પોતાના સ્વત્વનું ભાન રહેલું છે એવા મર્મજ્ઞ હિંદુ બચ્ચાઓ અત્યંત સ્પષ્ટ રીતે સમજે છે કે, જો હવે પૂર્વોક્ત બંને પ્રકારના અનર્થોને મૂળમાંથી ઉખેડીને ફેંકી દેવામાં નહિ આવે તો હિંદુજાતિ પોતેજ જડમૂળમાંથી ઉખડી જશે.

### અનર્થોને માટે આગેવાનોજ જવાબદાર છે-જુના આગેવાનો

સદરહુ બંને પ્રકારના અનર્થોને માટે જવાબદાર કોણ છે ? આ પ્રશ્નનો જવાબ ખુલ્લોજ છે કે, ઉક્ત બંને પ્રકારના અનર્થોને માટે જવાબદાર તો હિંદુપ્રજાના જૂના અને નવા આગેવાનો છે; કેમકે **" यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जन: "** ।

શ્રેષ્ઠ અર્થાત્ આગેવાન મનુષ્યો વર્તે છે તેજ પ્રમાણે બીજા મનુષ્યો પણ વર્તે છે. એ શ્રી ભગવદ્‌ગીતાનું વચન તેમજ લોકવ્યવહાર ઉપરથી સિદ્ધ થાય છે. હિંદુઓની પૂર્વસંસ્કૃતિમાં વિદેશી અને વિધર્મીઓના હુમલાઓ વખતે ઉપજેલી હાનિઓને દૂર કરીને હિંદુપ્રજાને પોતાના અસલ સંસ્કારોપર લાવવાનું કામ સદરહુ હુમલાઓનો સમય વીત્યા પછી જૂના આગેવાનોએ જે ત્વરા અને ઉદ્યોગ તથા ખંતથી કરવું જોઇતું હતું તે પ્રમાણે ન કર્યું; પણ તેથી ઉલટુંજ કામ તેઓએ કર્યું. પ્રજાના એ જૂના આગેવાનો બ્રાહ્મણો હતા, તેમની હું નિંદા કરવા માગતો નથી. **" तेषां निंदा न कर्तव्या "** એ વાક્ય મને શિરસામાન્ય છે; પણ **"युगरूपा हि ब्राह्मणाः"** એ વાક્ય પણ ભૂતાર્થ(ફેક્ટ)તરીકે મારે કહેવુંજ પડે છે. યુગ તો કળિયુગજ છે અને તે યુગરૂપ બ્રાહ્મણો હાલ બન્યા છે—એ વાત તો દરેક હિંદુએ સમજી રાખવીજ જોઇએ તેવી છે. તેવા બ્રાહ્મણોની પણ નિંદા કે દ્રોહ તો કરવોજ નહિ, પણ તેમની તરફ ધર્મબુદ્ધિથી માનબુદ્ધિ રાખવી; કારણ કે બ્રાહ્મણોમાં કાંઇ બધાએ બ્રાહ્મણો કાળયુગરૂપ બની ગયા નથી અને બની જવાના નથી. હજી પણ બ્રાહ્મણોમાં એવી ઘણી સદ્‌વ્યક્તિઓ છે કે જેઓ પોત ગુમાવવા બેઠેલી આ હિંદુપ્રજાની દયામણી દશાને માટે લાગણી ધરાવે છે અને દયાદૃષ્ટિ તથા ઉદારભાવથી પ્રજાના સંસ્કારનું પુનર્જીવન અને પુનઃસ્થાપન કરવાને માટે ઉત્સાહ અને ઉદ્યોગને સેવે છે; અને કળિરૂપ બનેલા બ્રાહ્મણજ્ઞાતિજનોની ઇતરાજી વહોરીને પણ પ્રજાના ઉદ્ધારનું કાર્ય દુઃખ વેઠીને પણ કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે. એ સત્પુરુષ બ્રાહ્મણોનો દાનમાનથી સત્કાર કરવો અને બીજાઓનો નમસ્કારમાત્રથી કરવો તથા જેઓ કળિયુગનેજ પુષ્ટિ આપનારા હોય તેવા બ્રાહ્મણોપ્રત્યે ઉપેક્ષાબુદ્ધિ રાખવી; કેમકે શ્રી મનુ ભગવાન પણ આજ્ઞા કરે છે કે, એવાઓને તો **"वाङ्‌मात्रेणापि नार्चयेत्"** અર્થાત્ વાણીમાત્રથી પણ માન આપવું નહિ. આ પ્રમાણે વિવેક રાખીને દરેક મર્મજ્ઞ હિંદુએ હિંદુઓનો ઉદ્ધાર કરનારા બ્રાહ્મણોપ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવી તથા બીજાઓને તેમ કરવાને માટે વાણી અને વર્તનથી ઉપદેશ આપવો.

### નવા આગેવાનો

ઉપર વર્ણવી ગયા તેવી ઉપેક્ષાવાળી અથવા શ્રમિત અથવા તંદ્રાવસ્થા જેવી સ્થિતિમાં પ્રજા અને તેના જૂના આગેવાનો હતા. તેવામાં પ્રજામાં એક નવો આગેવાનવર્ગ ઉત્પન્ન થયો. આ નવા આગેવાનો કોણ હતા ? સદરહુ ઢીલી પડી ગયેલી પ્રજાનાં સંતાનો પ્રજાના આગેવાનો થયા; પણ આગેવાનો થતાં પહેલાં તે નવા ઓળના યુવકોએ પોતાનું શિક્ષણ નવા રાજ્યકર્તાઓએ—અંગ્રેજોએ કરેલી કેળવણી ખાતાની વ્યવસ્થા પ્રમાણે મેળવ્યું હતું. લડાઇ—ટંટા અને લૂંટફાટના સમયો વહી ગયા હતા, નિરાંતે પગ વાળી બેસવાનો વખત પ્રભુએ અંગ્રેજી રાજ્યમાં આપ્યો હતો. સર્વ ચિંતા છોડી વિશ્રાંતિ ભોગવવા ભાગ્યનો ઉદય થયો હતો ! નવા રાજ્યકર્તાઓ પણ હિંદુઓની—અરે સમગ્ર હિંદીઓની હરેક પ્રકારની ચિંતાઓને દૂર કરવા અથવા તે ચિંતાઓને પોતાનેજ માથે ઉઠાવી લેવા ખુશી તેમજ તૈયાર હતા. પોતાનાં છોકરાંને કેળવણીની ચિંતા પણ હવે સાત્વિક સ્વભાવવાળા હિંદુઓને રહી નહિ. તે ચિંતા પણ, શાણી બ્રિટિશ સરકારે પોતાને માથે

ઉઠાવી લીધી અને એ પરદેશી અને પરધર્મી રાજ્યસત્તાને હાથે મળેલી કેળવણી અને ઉત્તેજનાથી તૈયાર થયેલા યુવકો તે પ્રજાના આગેવાન ધીમે ધીમે થઇ ગયા. સરકારે આ યુવકોને પોતાના સેવકો બનાવ્યા. નિશ્ચયપૂર્વક દર માસે વખતસર મળતા પગારથી આ યુવકો બેફીકર અને બેપરવા બની ગયા. તેમાં વળી તેઓ રાજદરબારનાં વિવિધ ખાતાંઓની કચેરીઓમાં ગાદીએ-ખુરશીએ ચઢીને બેસનાર થયા હતા. કોઇને હુકમ ફરમાવવાની સત્તા તો કોઇનો તે હુકમનો અમલ કરવાની પદ્ધતિમાં કરવામાં થોડો કે ઘણો હાથ હતોજ. રાજા અને પ્રજાની વચમાં સંસારમાં અનેક કાર્યોનો સંબંધ તો છેજ; તેથી બીજા પ્રજાજનો આ સરકારી નોકરોને બુદ્ધિમાન અને કમાતા-ધમાતા ગણી તેઓ તરફ માનની નજરે જોતા. તેમની સાથે સગાઈ-સંબંધ અને દોસ્તીમાં પણ પ્રજાજનો એક પ્રકારે હુંફ અને અભિમાન ધરવા લાગ્યા. તેજ પ્રમાણે કોર્ટમાં જઇને વાક્ચાતુર્ય અને અક્કલની આંટીઘુંટીઓના તોડ કરાવનાર વકીલો પણ તેવાજ માનપાત્ર થઈ પડયા. સરકારની પદ્ધતિ પ્રમાણે કેળવાયલા ડાકટરો પણ તેવાજ પૂજાવા લાગ્યા. અરે સરકારી રીતે શરાફી કરનાર બેન્કના નોકરો પણ બુદ્ધિના ઇજારદાર ગણાવા લાગ્યા અને જે કોઇ સરકાર સાથે દૂરનો પણ સંબંધ ધરાવે એવા ધંધા સાથે-સાળાનો સાળો દૂરનો પણ-સંબંધ ધરાવતો હોય, તે સર્વજ્ઞતરીકે તેમજ સર્વશક્તિમાનતરીકે મદદને માટે અને સર્વવ્યાપકતરીકે વ્યવહારમાં ગણાવા લાગ્યો. સરકારી નોકરો પૈકી જેઓ પેન્શનરો થતા તેઓ નાતજાતમાં પટલાઇમાં ભાગ લેનારા અને બુદ્ધિના સાગર ગણાતા. આવા બેફીકરો અને બેપરવા વર્ગમાંથી પ્રજાના આગેવાનોની પલટણ ઉભી થઇ હતી. આવા આગેવાનોનો પહેલો જમાનો કાંઇક પ્રાચીન હિંદુત્વનો સંસ્કાર વધારે ભાગે ધરાવતો હતો; પણ બીજો જમાનો હિંદુ નહિ પણ કેવળ માણસતરીકેજ ગણાવામાં અને આચારવિચારમાં રહેવામાંજ મોટાઇ સમજવામાં લાગ્યો. હિંદુત્વ એ બીજા જમાનાના આગેવાનોના મનમાં કેવળ ગૌણ થઇ ગયું હતું; અને ત્રીજો જમાનો તો મનુષ્યપણામાંથી સામાન્ય પ્રાણીત્વમાંજ ઉતરી પડવાના વેગવાળો પાશ્ચાત્ય પ્રજાનો ચેલો બન્યો છે. તે પોતાને હિંદુ જનસમાજ કરતાં ઘણોજ આગળ વધેલો સમજે છે. પોતે આગળ વધેલો હોવાથી પાછળ રહેલા સઘળા હિંદુસમાજને દોરવાનો અને દોરાયો ન દોરાય તો તો તેને નાક પકડીને ઘસડવાનો પોતાને હક્કદાર માને છે. આવા વર્ગમાંથી હાલના આગેવાનો થયા છે.

### નવા આગેવાનોની આગેવાનીનું ફળ

આ આગેવાનોએ હિંદુપ્રજાને એવે રસ્તે દોરી છે, કે જે રસ્તાની પૂરી માહિતી તે આગેવાનોને પોતાનેજ નથી, તે રસ્તાનો તેમને મોહમાત્ર છે. તેઓ પોતાની વિચારશક્તિની નિર્બળતાને પ્રત્યક્ષ પરિણામો જોવા છતાં પણ સમજી શકતા નથી. એ આગેવાનો થાક અને તંદ્રામાં પરાવલંબી બની ગયેલી તોપણ સમગ્ર હિંદુજનતાની પ્રકૃતિ અને સ્થિતિ શી રીતે સમજી શકે? હિંદુજનતાનો અંતરાત્મા પોતાની પ્રકૃતિ સમજે છે. ઝાંખો પણ પ્રતીતિજનક ખરો ખ્યાલ હિંદુજાતિને પોતાની પ્રકૃતિનો છે. હિંદુજાતિ પોતાની પ્રકૃતિને અનુકૂળ અને હિતકર પોતાના પ્રાચીન માર્ગને અને તેના સ્વરૂપને અસ્પષ્ટ રીતે પણ વિશ્વાસપાત્ર રીતે ઓળખે છે. આથી નવા આગેવાનો પાછળ હિંદુ જનતા ધ્રૂજતે પગે અત્યંત આનાકાની સાથે બાર માસે બે ગજની ગતિથી ચાલે છે. વખતોવખત આગેવાનોપર ગુસ્સે થાય છે, તેમનો તિરસ્કાર પણ કરે છે અને ઘણીવાર તો જનતા પોતાના શંકાગ્રસ્ત ભાવિમાટે ભય-ચિંતાથી સ્તબ્ધજ થયેલી જણાય છે. આમાં પ્રજાનો દોષ નથી, પ્રજાએ નવા આગેવાનોની નવી દોરવણીનાં ફળ નજરે જોયાં છે. એ નિશ્ચિત છે કે, એ ફળ સારાં આવ્યાં નથી. હિંદુજનતા હવે શંકાશીલ બની છે, ફરિયાદ ઉઠાવે છે અને નિરાશા દર્શાવે છે. આગેવાનો તે બધાનો દોષ હિંદુજનતા ઉપરજ નાખે છે. આગેવાનો કહે છે કે "તમે અમારી સાથે ચાલતા નથી, તેમજ અમારા કહ્યા પ્રમાણે ચાલતા નથી, તેથી તમોને અમારા કહેવા પ્રમાણે લાભ થતો નથી."

જનતા કહે છે કે "અમે જેટલે અંશે તમારી પાછળ ચાલ્યા અને જેટલે અંશે જે બાબતમાં તમારા કહેવા પ્રમાણે વર્ત્યા, તે પ્રમાણે તેટલે અંશે તે બાબતમાં પણ અમને કોઇ સારું ફળ જણાવું જોઇએ; તે જો જણાયું હોત, તો અમને તમારી સલાહ અને પ્રવૃત્તિ ઉપર કાંઇ

ભરોસો ઉપજત. અત્યારસુધી જે જે કાંઇ અમે તમારા સૂચવ્યા પ્રમાણે કર્યું, તેમાં અમારા ધર્મ, સમાજવ્યવસ્થા, શરીરસંપત્તિ, હૃદબળ, શૌર્ય, ધૈર્ય, ઉત્સાહ, બુદ્ધિબળ અને અમારા સ્વત્વમાં લાભને બદલે હાનિ થઈ છે. તમોએ અમોને ટુંકામાં વિદેશી અને વિધર્મી બનાવવાનો ધંધો આદર્યો છે. તમો પ્રજાત્વનો કિલ્લો ચણવાને બદલે પ્રજાત્વને હણવાનો ઉદ્યમ લેઇ બેઠા છો. તમોએ પ્રજાનું વિનાશકારક રૂપાન્તર આરંભ્યું છે. તમો રામ, કૃષ્ણ, હરિશ્ચંદ્ર, નળ, યુધિષ્ઠિર વગેરે પુણ્યશ્લોક આદર્શ પુરુષોની વાતો કરો છો; તે એવા પલટાને માટે કે એ પવિત્ર નામો પણ તમારા પાતકી શ્વાસોચ્છ્વાસના સંપર્કમાં આવતાં અપવિત્ર થાય છે. પ્રતાપ, શિવાજી વગેરે વીરનરોનાં નામ, આર્ય કુળોમાં બેઠે બેઠે અનાર્યતાની પરાકાષ્ઠાએ જવાને અને પ્રજાને ઘસડી જવાને કમર કસી ઉભા થયેલા તમારા જેવાના મુખમાં શોભતાં નથી. તમે રામાયણ અને મહાભારતના ગ્રંથોને વખાણો છો તે લોકોને ઠગવાનેજ; તમે તે ગ્રંથોની ચર્ચા કરો છો તે લોકોને ભ્રમણામાં નાખી ધર્મવિમુખતા અને સંકરતા ઉપજાવવાને માટેજ. તમારાં ધર્મશોધન, સમાજશોધન વગેરે ધતિંગ કેવળ ભ્રષ્ટતાના ભંડાર છે, અશુદ્ધિના આગાર છે. પ્રજાત્વનો નાશજ કરવાને તૈયાર થયેલા તથા બીજી પ્રજાઓમાં આટાલૂણ થઈ જવાની નિશાળ માંડીને તમો બેઠા છો. રાજકીય સત્તા અને હક્કો મેળવવાની જે જે વાતો તમોએ કરી, તે તે ઝેર ભેળેલા લાડુ–માટેની લોલુપતાજ હતી અને છે–એમ પ્રત્યેક દિવસ, ઘડી અને પળે પળે ઉઘાડું થતું જાય છે. તમારી રચનાત્મક કાર્યક્રમની વાતો તે હિંદુ પ્રજાત્વનાં નાશમાટે ખડાં કરાતાં ભયંકર મહાયંત્રનાં ચક્રો છે–એમ પ્રત્યક્ષ થતું જાય છે; છતાં પણ તમે પકડેલા ખરપુચ્છને સ્વર્ગના વિમાનનો દાંડો માનીને પકડયું છે, તેને છોડતા નથી; અને તમારા મિથ્યા હુંપદમાં 'હાજી' મિલાવનાર મૂર્ખ મુજાવરોની હુંફે તમારી દેવાળીયા પેઢીનો અંધાધુંધીનો વેપાર ચલાવ્યે જાઓ છો. આ ભેદની થોડે કે ઘણે અંશે હવે હિંદુ પ્રજાને ઝાંખી થઇ છે. તમારા જેવા મોહ–મદિરામત્ત મનુષ્ય પશુઓ આર્ય વંશમાં કેટલાએક પાકયા છે, તેમની મદદથી છળ–બળના પ્રયોગો કરી હિંદુજનતાનું નાક પકડી તેને અધર્મ અને જાતિભ્રંશના અગાધ ખાડા તરફ તમો ઘસડાવામાં આગેવાનીનું માન સમજી બેઠા છો; પરંતુ પ્રજા હવે તમને સુકી અને રોકડી વાતો સંભળાવે છે, પણ આગેવાનીની ખુમારીમાં તમે બહેરા બન્યા છો."

પ્રજાનું અંતઃકરણ ઉપર પ્રમાણે આગેવાનોને સંબોધે છે. એની સાબીતી પણ ખુલ્લે ખુલ્લી છે કે, આગેવાનોની પાછળ હવે પ્રજા ખેંચાતી નથી. હવે જેમ બ્રિટિશ સરકાર સ્વપ્રતિષ્ઠાની ખાતર પોતાની સત્તાનો આશ્રય લે છે, તેજ પ્રમાણે આગેવાનો પ્રજાના પ્રજાત્વનો અને જાતિનો ભ્રંશ કરવામાં તેમણે માનેલી સ્વપ્રતિષ્ઠા(પ્રેસ્ટીજ)ની ખાતર વિદેશી અને વિધર્મી સરકાર–સત્તાનો તથા ભ્રષ્ટ દેશી રાજાઓનો આશ્રય લઇ વ્યામોહની ખુમારીમાં મરજી આવે તેવા કાયદાઓ, સામાજિક અને ધાર્મિક વ્યવસ્થાનો સુધારો નહિ પણ, તે વ્યવસ્થાના વિદેશીકરણ અને વિધર્મીકરણને માટેજ કરાવે છે; એટલુંજ નહિ પરંતુ કોઇ પણ હેતુથી હિંદુ–મુખ્ય–દલથી વિશૃંખલ બનેલી વ્યક્તિઓને અને ટોળકીઓને તેમની વિશૃંખલતામાં અથવા બળવાખોરીમાં તે આગેવાનો ટેકો અને ઉત્તેજન આપે છે. આ રીતે હિંદુપ્રજા વિનાશ અને જાતિભ્રંશના ખાડામાં ઉતરતી જાય છે.

## થોડાંક ઉદાહરણો

હિંદુપ્રજાનું મુખ્ય દલ ઘણું મોટું અને આગળ શરૂઆતમાં જણાવી ગયા તે પ્રમાણે તંદ્રા અથવા પ્રમાદગ્રસ્ત તથા થાકેલું હોવાથી તેને વિનાશ્રમે રાજપ્રકરણી લાભો અને આખરે સ્વરાજ્ય મળવાની લાલચો બતાવી તેમાં વિશૃંખલતા ઉપજાવવાનું કામ ઘણું સહેલું છે! તે વિશૃંખલતાનું પ્રથમ બીજ વિદેશી અને વિધર્મીઓને હાથે આપવામાં આવતી કેળવણીથીજ રોપાઇ ચૂકયું હતું. તે કેળવણીના પ્રથમ ફાલરૂપ વિશૃંખલ વ્યક્તિઓ પાકી, તેમનો ઉપયોગ હિંદુજાતિભ્રંશથી જેમને લાભ છે એવાં અથવા જેમણે અભિનિવેશ ધારણ કરીને એવા હિંદુજાતિભ્રંશને હિંદુ પ્રજાના કલ્યાણના માર્ગરૂપે માની લીધેલો છે એવાં પાત્રોએ કરીને હિંદુજાતિને પીલી નાખવાની ઘાણીઓ જેવી સંસ્થાઓ અને હિલચાલો ઉભી કરી છે. તે

મર્મજ્ઞ સનાતનીઓ સારી પેઠે સમજે છે; છતાં પણ આ વિષયમાં અજાણ્યા હિંદુ ભાઈઓને ખ્યાલ આપવાને કેટલાંક ખાસ ઉદાહરણો આપીને લખવાની જરૂર પડે છે. જે વ્યક્તિઓ જાહેર રીતે હિંદુ-મુખ્ય-દલની સંહતિ(સંગઠિતતા)માં હાનિ કરનારી પ્રવૃત્તિઓ હાલ કરી રહી છે, તેમની જાહેરપ્રવૃત્તિ અને યોગ્યતાવિષે અમારે સ્પષ્ટ રીતે કહેવું પડે તો તેમાં અમારો હેતુ-અમારા મુખ્ય-હિંદુ-દલના સંરક્ષણનો-શુદ્ધ હેતુ છે, કોઇને ખોટું લગાડવાનો કે કોઇને ખોટું દેખાડવાનો અમારો હેતુ નથી.

પોતાને સુધારક માનનાર અને રાજપ્રકરણી આગેવાન ગણાવનાર ઘણાં મનુષ્યોએ અને તેમની ટોળકીઓએ તેમનું બનતું કરીને હિંદુજાતિમાં ધાર્મિક અને સામાજિક વર્ગીકરણ નહિ, પણ વૈમત્ય અને સંકરત્વ ઉપજાવવાનું કાર્ય માંડ્યું; પણ તેઓ તેમાં સફળતા પ્રાપ્ત કરી શક્યાં નહિ. નવ સંસ્કારમાં સૌ કરતાં સ્વતંત્ર રીતે આગળ વધેલું ટોળું તે બ્રહ્મોસમાજ છે. તેમાં હવે વસ્તીનો ઉમેરો થતો નથી. એટલે સુધારકમન્યોનો એ પ્રયોગ આટલેથીજ અટક્યો. આર્ય-સમાજે વેદનું ઓઠું અને યજ્ઞકુંડનું કમઠાણ આગળ ધર્યું, તેથી કેટલાક મર્મ નહિ સમજનાર સનાતનીઓ તેમાં ખેંચાયા; પણ તેઓ આર્યસમાજના સિદ્ધાંતને માનનાર પૂર્ણ અંશે નથી. કેટલાકો તો આર્યસમાજથી અણબનાવ કરી પાછા તેમાંથી બહાર નીકળ્યા; તેજ પ્રમાણે આર્યસમાજમાં કેટલાક અનર્ગલ સુધારકો પણ છે. તેમને નથી વેદની સાથે લેવાદેવા કે નથી યજ્ઞનું કામ. નિરંકુશ સુધારણાને નામે સ્વચ્છંદાચારનો પ્રચાર એજ એ મનુષ્યોનો હેતુ છે, તેથી આ પ્રયોગ પણ પટેલની ઘોડી પાદર સુધીની પેઠે છે. શુદ્ધિસંગઠનથી કચરોપૂજો એકઠો કરતાં પણ કાંઇ ચુસ્ત આયસમાજીઓની સંખ્યાં વધી નથી. આર્યસમાજમાં સમાજી અને નાતમાં "હાજી" એવાં સંખ્યાબંધ માણસો છે. વળી સુધારક નામપર જનતાને એવી તો અરુચિ છે કે તેમની વાતને એક તરંગી બ્રાંટતાની વાતતરીકે ઉવેખી કાઢે છે. તેથી જનતાને એ "સુધારા પર રુચિ ઉપજાવવાને તે પક્ષના લોકો વિવિધ યુક્તિઓનો આશ્રય લે છે. હિંદુજનતામાં કેટ-લીક વ્યક્તિઓ અને ટોળીઓ વિશૃંખલ હોય છે; તેમજ કેટલાક ભોળા પણ હોય છે. તેઓ એ યુક્તિઓમાં ફસાય છે. આવી યુક્તિઓ સનાતની આચાર્યાભાસો ખડા કરી, સનાતનીઓમાં ભંગાણુ પાડવાની હોય છે. પ્રજામાં ચાલેલી અસહકારી અને ખીલાફતની સંયુક્ત હિલચાલનો લાભ લઇ ભારતીકૃષ્ણ જેવી વ્યક્તિને અનભિજ્ઞોએ અને યુક્તિબાજોએ આચાર્યાભાસતરીકે ચલાવેલ છે. શ્રી શાંત્યાનંદ સરસ્વતીને શ્રીમંત ગાયકવાડ સરકારે દ્વારકાપીઠના શંકરાચાર્ય બનાવવાની પણ એવીજ સુધારક પક્ષની યુક્તિઓ યોજેલી હતી; તેવીજ યુક્તિનું ફળ ડૉ. કૂર્તકોટિ. એ હેતુવાદી-ઓના શંકરાચાર્ય કોલ્હાપુર રાજ્યના પેંતરાથી રાજપ્રકરણના ક્ષેત્રમાં વાજ્યા કરે છે. આ બધી પ્રવૃત્તિમાં અનભિજ્ઞ મતલબી વ્યક્તિઓ અને ટોળીઓ ભળીને અપાર હાનિ હિંદુત્વને સમાજ-સુધારાને નામે અને રાજપ્રકરણને આગળ ધરીને પહોંચાડવામાં આવે છે. મર્મજ્ઞ હિંદુઓ આ બધું સમજે છે; પણ વિશૃંખલો અને અનભિજ્ઞો, આવી પ્રવૃત્તિઓને-જો કે તેમનું કાંઈ વળતું નથી તોપણ-એક વિસંવાદી સૂરતરીકે નિભાવવા મહેનત કરે છે. મુખ્ય સનાતન હિંદુદલ આ વિસંવાદી સૂર તરફ વિરોધ કે ઉપેક્ષા દર્શાવે છે, તોપણ સુધારકમન્ય પક્ષ આ રીતે મુખ્ય-હિંદુ-દલને ક્ષોભ પમાડવા પ્રયત્નશીલ રહે છે. આ તો મોટાં મોટાં ઉદાહરણો બતાવ્યાં, પણ આવી બીજી અનેક યોજનાઓ ધર્મ અને જાતિને નાબુદ કરવા વિરોધી પક્ષ તરફથી કરવામાં આવે છે. આમાં શેઠીઆ કે પટેલીઆ બનવાની આતુરતાવાળા ધાલમેલીઆઓ અને અર્ધદગ્ધ તાલ-મેલીઆ બડેખાંઓ ધર્મને અને જાતિને જોખમાવી પોતાની વિવિધ મતલબો સાધવાને મચી રહેલા છે. ટુંકામાં સૂચવવાનું કે, આથી હિંદુધર્મને અને જાતિને અપાર જોખમનો સંભવ છે. તે જોખમના તણખા અને છમકલાં હવે નજરે પડતાં જાય છે; છતાં ધાલમેલીઆ અને તાલમે-લીઆ વ્યક્તિઓ પોતાના મિથ્યાભિમાનમાં આંખો મીંચી આગળ વધ્યે જાય છે. પ્રજાએ અને પ્રજાના હિતસ્વી આગેવાનોએ શા ઉપાયો સત્વર લેવા જોઇએ, તે નમ્રપણે જણાવવાનું હવે બાકી રહે છે.

### ઉપાયો

હવે પાશ્ચાત્ય અનુકરણના પ્રયોગોની હાનિકારકતાવાળા જે અનુભવો થયા છે અને થાય છે, તે ઉપરથી સમજી જઇ દેશ અને હિંદુજાતિની હયાતીની ખાતર અવનવા પ્રયોગ કરવાનું એકદમ છોડી દઇ પ્રજાને, ઘણા સમયથી ચાલી આવતી સમાજમર્યાદાની સડકે સડકે પ્રાચીન વર્ણાશ્રમ-ધર્મને, શ્રુતિસ્મૃતિ અને સ્વસ્વજ્ઞાતિના શિષ્ટાચાર પ્રમાણે આચરવા ઉપદેશ અને વ્યવસ્થા કરવા જૂના અને નવા આગેવાનોએ કામે લાગી જવું. સંસ્થાભાસો અને આચાર્યાભાસોને એક-દમ તિલાંજલિ આપી દો. પ્રજાના ગુરુ અને ખરા આગેવાનોએ-બ્રાહ્મણોએ વર્ણ અને આશ્રમની વ્યવસ્થા ને સંસ્કારો ચાલુ કરી ચાતુર્વર્ણ્યને સ્વસ્વધર્મકર્મપરાયણ બનાવી દેવી; અને સમાજ-ને ધર્મટેકી અને કર્મોત્સાહી બનાવી બાહુબળ, વિદ્યાકળાબળ અને બુદ્ધિબળ તથા આધ્યાત્મ-બળથી યુક્ત કરવા સર્વથા પ્રયત્નશીલ રહેવું. "नान्यः पंथो विद्यतेऽयनाय." હવે બીજો રસ્તો છેજ નહિ, ઇતિ શિવમ્. ("સંદેશ" ૧૯૮૩ના દીપોત્સવી અંકમાં લેખક શ્રી. સંઘવીજી.)

## ૫૫—શિક્ષણનો આદર્શ

આપણો ભારતવર્ષ જ્યારે પ્રાચીન સમયમાં ઉદ્યોગ, હુન્નર અને કળાકૌશલ્યમાં ઘણોજ પ્રવીણ હતો અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય શૂદ્ર અને અતિશૂદ્રાદિ પ્રજા પોતપોતાના ધર્મનું જ્ઞાન મેળવી પોતાનાજ ધર્મમાં દૃઢ રહીને તેનું પાલન કરતી અને સદાચારથી રહેતી, એટલુંજ નહિ પણ ધર્મને થતી હાનિ અને દેશના સંકટસમયે પોતાના પ્રાણ આપવાને તત્પર રહેતી; તે સમયે આપણો દેશ અત્યંત સુખી હતો. એ સમયમાં આપણને આપવામાં આવતું શિક્ષણ આ-પણા કુટુંબ, સમાજ અને દેશપ્રત્યેની ફરજો સમજાવનારૂં, ધર્મમાં દૃઢતા, નીતિપૂર્વક-રહેવાનું અને સાદાઇ રાખી કરકરસથી રહેવાનું હતું.

ભગવાન રામચંદ્રજી અને કૃષ્ણ પરમાત્મા જેવા પણ પોતાના ગુરુને ત્યાં જંગલમાંની પર્ણ-કુટિમાં રહી શિક્ષણ લેતા અને ગુરુ તથા ગુરુપત્નીની સેવા કરતા. એ વખતનું શિક્ષણ ઉચ્ચ ચરિત્ર ઘડતું; પરંતુ હાલમાં જે શિક્ષણ આપણા યુવાનોને અને યુવતીઓને આપવામાં આવે છે, તે પાશ્ચાત્ય આદર્શો ગ્રહણ કરાવે છે, કે જે આપણા હિંદુ સંસારને ઉપયોગી નથી; કારણ કે તે મોજશોખ અને વૈભવનાં સાધનો મેળવવામાંજ રોકાયલા રાખે છે; અને પરિણામે તે આપણને દુઃખરૂપ અને હાનિકર્તા થઇ પડે છે. આપણા દેશના યુવાનો ઉચ્ચ કેળવણી લે છે તે ઘણી મોંઘી છે અને તેમનો બોજો તેમનાં માતાપિતાના ઉપર હોય છે. તેઓ પોતાનો અભ્યાસ પૂરો કરવા પહેલાં પોતાની મોજશોખી હાજતો એટલી વધારી મૂકે છે કે પરિણામે તે પોતાનાં માતા-પિતાને મુશ્કેલીમાં મૂકે છે અને ઘણી વાર તો પોતાના ગુજરાન પૂરતું કમાઇ શકતા નથી; તો જેને અધવચ પોતાના અભ્યાસ ચાલુ રાખી ન શકવાથી પોતાનો અભ્યાસ છોડી દેવાની ફરજ પડે છે, તેને તો પોતાના ગુજરાન જેટલું ભાગ્યેજ મળી શકે છે; અને કેટલીક વાર તો તેને રખડવું પડે છે. આનું ખરૂં કારણ આપણા દેશમાં અપાતા શિક્ષણ સાથે હુન્નરઉદ્યોગસંબંધી-નું જ્ઞાન અપાતું નથી તે છે. આથી આપણા દેશમાં અપાતા શિક્ષણ સાથે હુન્નરઉદ્યોગમાં લાગી શકાય તેવું શીખવાડવામાં આવે તો લાભદાયક થઇ પડે. આપણે સંતોષ અને સાદાઇનો ત્યાગ કરી આપણું જીવન કમાતા થવા માંડવા પહેલાંજ મોજશોખી બની ખર્ચાળ બનવાથી સંસારવ્યવહારમાં પડતાં ગુજરાનના નિભાવમાટે અશક્ત બનીએ છીએ અને દુઃખી થઇએ છીએ. તેથી આવકના પ્રમાણમાંજ પોતાનું ખર્ચ રાખવું અને તેમાં સંતોષ માનવો એજ સુખી થવાનો માર્ગ છે. વળી શરીરની તંદુરસ્તીમાટે કસરત કરી શારીરિક બળ અને ધર્મ તથા નીતિસંબંધી જ્ઞાન મેળવવું અવશ્ય જરૂરી છે. વળી ફુરસદના સમયે નકામા રખડવા અને ગપ્પાં મારવા કરતાં દેશમાં થયેલા મહાન પુરુષોનાં જીવનચરિત્રો અને ધર્મનીતિસંબંધીના સારા લેખકો-નાં પુસ્તકો વાંચવાનો અભ્યાસ રાખવો.

બીજું આપણા દેશમાં હાલમાં સ્કૂલો તેમજ કૉલેજોમાં યુવાનો અને યુવતીઓને ભેગા બેસાડી ભણાવવામાં આવે છે, તેના સંબંધમાં અનુભવ થવા પછી કેટલાકના લક્ષમાં એમ આવ્યું છે કે, યુવાનો અને યુવતીઓ માટેની શિક્ષણ આપનારી સંસ્થાઓ જૂદી જૂદી હોવી ઇષ્ટ છે. કારણ કે શીખવવામાં આવતા અભ્યાસના વિષયો ધંધાને માટે યુવાનોને ઉપયોગમાં આવે એમ કેટલેક અંશે હોય છે, જ્યારે યુવતીઓને સામાન્ય જ્ઞાન મેળવવાનું હોવાથી તેમને માટે શિક્ષણ આપનારી સંસ્થાઓ જૂદી હોય તો તે તેમને ઉપયોગી વિષયોજ શીખવવાની વ્યવસ્થા રાખવામાં આવવાથી વધારે લાભદાયક થઇ શકે. દેશના યુવાનો અને યુવતીઓ ભવિષ્યનાં માતાપિતા છે અને ગૃહસ્થાશ્રમમાં એક રથના બે પૈડા જેવાં હોવાથી, જેમ એક પૈડુ બરોબર ન હોય તો ગમે તેવો સારો રથ હોય તોપણ તે ચાલી શકતો નથી, તેમ તેમનો ગૃહસ્થાશ્રમરૂપી રથ-સંસારવ્યવહાર સુખરૂપ ચાલી શકતો નથી અને તેથી આખું જીવન બન્નેનું કલેશમય અને દુઃખી અવસ્થામાં જાય છે. આથી યુવતીઓને અપાતા શિક્ષણસંબંધી જણાવવું જોઇએ કે, તેમને અપાતું શિક્ષણ ઘણી મોટી ઉંમરની થવા છતાં પૂરૂં થતું નથી, અધવચ છોડી દેવું પડે છે. તેના કરતાં ગૃહસ્થાશ્રમમાં પ્રવેશવા લાયક થતાં સુધીમાંજ સાધારણ રીતે સ્વભાષાનું સારૂં જ્ઞાન તથા અંગ્રેજી અને સંસ્કૃતનું સામાન્ય જ્ઞાન, પતિવ્રતાધર્મ તથા ગૃહવ્યવસ્થાસંબંધીનું જ્ઞાન; તેમજ સાથે સંસારવ્યવહારમાં માતાપિતા, પતિ, સસરા, સાસુ તેમજ વડીલોની સાથે કેમ વર્તવું-એમના પ્રત્યેની ફરજોસંબંધીનું જ્ઞાન આપવું. વળી પિયરમાં માતાપિતા અને સાસરે સાસુ-સસરાની આજ્ઞા પ્રમાણે કેમ ચાલવું; એટલુંજ નહિ પરંતુ હાલમાં શિક્ષિત યુવતીઓ પોતાના પતિને પોતાનો વિચાર પ્રમાણે ચલાવે છે એમ ન કરતાં પતિના વિચારને અનુકૂળ રહી-આજ્ઞા માની પોતાનો ગૃહસ્થાશ્રમ, દાંભિક મોટાઈમાં ન તણાતાં પોતાની આર્થિક સ્થિતિ પ્રમાણે સાદાઇથી રહી કરકસરથી કેમ ચલાવવો તેજ જાણવું ખાસ અગત્યનું છે. પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રીઓને ઘણું માન આપવામાં આવે છે, એમ કહેવામાં આવે છે; પરંતુ આપણા હિંદુધર્મમાં સ્ત્રીઓને ઓછું માન અપાતું નથી. તેમના સિવાય ધર્મસંબંધીની કોઈ પણ ક્રિયા ભાગ્યેજ કરી શકાય છે; તેમજ સંસારવ્યવહારમાં પણ સ્ત્રીઓનાજ વિચાર પ્રમાણે ગમે તેવા મોટા સુધરેલા પુરુષોને પણ મોટેભાગે પોતાના સુધરેલા વિચારોની વિરુદ્ધ ચાલવું પડે છે. યુવતીઓ કે જે ભવિષ્યની માતાઓ છે, તેમણે પોતાના સૌંદર્યની શોભા વસ્ત્રાલંકારો પહેરી લોકોને દેખાડવામાં ન માનતાં પોતાના ધર્મ અને નીતિસંબંધીના ઉચ્ચ ગુણો ધરાવી, કુટુંબમાં સમભાવશીલ રહી, નિયમિત આહારવિહાર કરી, શરીરની તંદુરસ્તી જાળવીને પોતાનાં સંતાનોની તંદુરસ્તી બાળપણમાં જાળવે અને ફુરસદનો વખત નકામા ગામગપાટા ઠોકવાનું ન રાખતાં આપણા રામાયણ અને મહાભારત જેવા ધાર્મિક પવિત્ર ગ્રંથોમાંથી ધર્મસંબંધી જ્ઞાન આપનારી, નીતિસંબંધી જ્ઞાન આપનારી તેમજ વીરતા ઉપજાવે તેવી કથાઓ, સ્વરાજ્યસંસ્થાપક છત્રપતિ શિવાજી મહારાજની માતા જીજાબાઇની પેઠે જાણીને પોતાનાં સંતાનોને તેમની બાલ્યાવસ્થામાં ઉચ્ચ ચારિત્ર ઘડનારૂં શિક્ષણ આપે ત્યારેજ આપણા દેશની ધાર્મિક અને સામાજિક ઉન્નતિ થશે.

વળી નવરાત્રના દિવસોમાં તેમજ અન્ય પ્રસંગોએ ગવાતા ગરબાઓ અને રાસો ધર્મ અને નીતિસંબંધીનું ભાન કરાવે તેવા મોઢે કરાવી ગવડાવાય તો તે સમાજને ઘણોજ લાભ કરી શકે એ ચોક્કસ છે. મનુસ્મૃતિના ૫ મા અધ્યાયમાં કહ્યું છે કેઃ--

સ્ત્રીએ સદાય અત્યંત આનંદમાં રહેવું; ઘરના કામકાજમાં ચતુરાઈ રાખવી, ઘરની સર્વ સામગ્રીઓને ઝાડી ઝુડીને સાફ રાખવી અને ઘરખર્ચમાં ખુલ્લા હાથથી રહેવું નહિ, એટલે કરકસર કરવી.

હિંદુધર્મમાં બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્તાશ્રમ, એમ ચાર આશ્રમો કહેલા છે. તેમાં ગૃહસ્થાશ્રમ સૌથી શ્રેષ્ઠ અને અત્યંત ઉપયોગી ગણવામાં આવ્યો છે, તેથી તે સુખરૂપ અને પરોપકારી કેમ થઇ શકે, તે સંબંધીનું જ્ઞાન પણ આપણા સંસાર-વ્યવહારમાં અત્યંત ઉપયોગી હોવાથી આપણે અવશ્ય મેળવવાનું લક્ષમાં રાખવું જોઇએ.

('સંદેશના' ૧૯૮૩ ના દીપોત્સવી અંકમાં લેખક-શ્રી. રતિલાલ મનસુખરામ પટેલ)

# ૫૬—હિંદના અંધો અને સંગીતનું શિક્ષણ

૧૮૯૪ માં મારા મુરબ્બી મોટાભાઇ દા. નીલકંઠરાયને આંખે એકાએક અડચણ આવી. પરિણામે એમને અને સાથે સાથે મારે પણ બ્રેઈલ-ઈંગ્રેજી અંધ કક્કો-શીખવાની જરૂર પડી. બીજેજ દિવસે અમે, પાડોશમાંથી એક એક અંધ છોકરીને આણી. આમ, અમદાવાદમાં અમારા ઘરમાંજ પહેલી અંધશાળા ઉઘડી. એ છોકરી કંઇ ઇંગ્રેજી જાણતી નહોતી. આથી ગુજરાતી અને દેશી ભાષાને માટે 'અંધ કક્કો' બનાવવાની જરૂર તરતજ જણાઇ. મારા ભાઇની સૂચના પ્રમાણે આમ કેળવણીમાં રસ લેનારા અમે પાંચ ભાઇઓ આ કામમાં વળગ્યા. અહીં અમને ઘણી ઘણી મુશ્કેલીઓ જણાઇ. અમે હિંદની, સમજ પડી તેટલી ભાષાના કક્કાની તપાસ કરી. એ સર્વને અનુકૂળ પડે એવો 'અંધ કક્કો' અંગ્રેજી બ્રેઇલને ધોરણે બનાવાય તો, એક સામાન્ય, કક્કો ભાષાપરત્વે જોઇતા થોડાકજ ફેરફાર સાથે હિંદને માટે સર્વસામાન્ય કક્કો નીવડે, એમ અમને લાગ્યું. આમ હિંદમાં ચાલતી ભાષાઓનાં મૂળ અને કક્કાઓ તપાસી, અમે 'ધી ઈંડિયન બ્રેઈલ' અથવા દા. નીલકંઠરાયના બ્રેઇલ કક્કાને નામે ઓળખાતો, દેશી ભાષાનો કક્કો બનાવ્યો. આ પ્રમાણે ઉભી થયેલી અમદાવાદની આ અંધશાળા આઠ વર્ષ સુધી અમદાવાદમાં જામી. કાળ જતે, ખીલતી ખીલતી તે અમારા ઘરમાંથી નીકળી, સાર્વજનિક સેવાને વધારે અનુકૂળ થઇ પડે તેમ, જાહેરમાં આવતાં, હવે તે ગુ. વ. સોસાઇટીવાળા હીમાભાઈ ઇન્સ્ટીટ્યુટના નીચેના ભાગમાં બેસવા લાગી. આ અરસામાં મર્હુમ મહારાણી વિકટોરિયાના સ્મારકમાં મુંબઇમાં, એક સારી રકમ ભેગી થઇ. એ ફંડની કમિટીની ઇચ્છાનુસાર, આઠ વર્ષ પછી, આ અમદાવાદની આખી અંધશાળા મુંબઇ આવી અને ધી વિકટોરિયા મેમોરિયલ અંધશાળા બની. અહીં દા. નીલકંઠરાયે, ૧૯૦૨ થી ૧૯૨૨ માં તેમનું અવસાન થયું ત્યાંસુધી, એકસરખું સારૂ કામ કર્યું. આમ આ અંધશાળા મુંબઇમાં દિવસે દિવસે વિકાસ પામી.

આ તમામ કાળ, મારા ભાઇને લીધે, મારે પણ અંધોના સંબંધમાં રહેવાનું થયું. આ પ્રમાણે ૩૪ વર્ષ થયાં, મને આંધળાઓને લગતા અનેક વિષયો વાંચવાનો, તેમને લગતા અનેક પ્રશ્નોનો વિચાર કરવાનો તથા તે પ્રશ્નોનો ઉકેલ કરવાનો, તેમજ અંધાપો અને આંધળાઓનાં દુઃખ જોવાનો અવકાશ મળ્યો. મારા ભાઈના અવસાન પછી, તેમનું કામ કોઇ ઉપાડી લે એવું માણસ ન મળવાથી શાળામાં પડતી અડચણ દૂર કરવાને તથા મારા ભાઇએ મૂકી દીધેલું કામ ત્યાંથી આગળ ચલાવવાને માટે શાળા તરફથી મને સૂચના થઇ. શાળા તરફનો પુષ્કળ આગ્રહ, મારો અંધભાઇઓ સાથેનો પરિચય તથા મારા ભાઇએ શરૂ કરેલું કામ બગડતું અટકે તે માટે તેને ઉપાડી લઇ આગળ ચલાવવાને માટે થતી માગણી લક્ષમાં લઇ મેં તે બોજો સ્વીકાર્યો છે. આમ છેલ્લાં પાંચ વર્ષથી હું અંધભાઇઓના સંબંધમાં વિશેષ આવ્યો છું. આજે હું તેમના પ્રશ્નોમાં ખાસ સ્વાર્થ ધરાવું છું. એ પ્રશ્નોને જેમ બને તેમ ચર્ચવા એ મારી ફરજ સમજું છું. આ સંજોગો ધ્યાનમાં લઇ વાચકોને નીચેની બાબતોનો વિચાર કરવા વિનવવા પ્રેરાઉં છું.

૧—આ શાળાનો એક ઉદ્દેશ આંધળાઓને શાસ્ત્રીય ધોરણે સંગીત શીખવવાનો છે. આ વિષેનો શાળાનો અનુભવ નીચે નોંધું છું:—

(અ) દશ વર્ષની અંદરના છોકરાઓ પણ, શરીર અને બુદ્ધિ સારાં હોય તો ગાવાનું, તાલ આપવાનું અને વાજીંત્ર વગાડવાનું શિક્ષણ સારી રીતે શરૂ કરી શકે છે.

(આ) સંગીત અંધને રૂચે છે.

(ઇ) સૂર મોઢે કાઢતાં તથા સા—રી—ગ—મ અને તેના પલટા શીખતાં આંધળાઓને અંધાપાને લીધે કોઇ પણ પ્રકારની ખાસ અડચણ નડતી નથી.

(ઈ) તાલ, માત્રા, સૂર વગેરે આંધળાઓ પણ દેખતા માફકજ સમજે છે.

(ઉ) વાજીંત્ર શીખવાને માટે ખાસ વખત થાય, તે પહેલાં ઘણો વખત અગાઉ, આ વિદ્યાર્થી-

ઓને મંજીરાની મદદથી, તાલ કેળવવાની શરૂઆત કરાવવામાં આવે છે. હાથની તાળી અને મંજીરા સાથે કંઇક અભ્યાસ થયા પછી, ધીમે ધીમે તેમને દિલરૂબાદ્વારા આગળ ચલાવવાનું કાર્ય શરૂ થાય છે. પછી દિલરૂબા તેમના હાથમાં સોંપી, પોતાને હાથેજ સૂર કાઢતાં શીખવી, તે પ્રમાણે કાન અને હાથને સાથે સાથે પદ્ધતિસર કેળવી, સંગીતમાં આગળ પ્રવેશ કરાવવામાં આવે છે. દિલરૂબા આ કામમાં ઘણુંજ બંધબેસતો જણાય છે. સીતાર પણ પડદાવાળું વાજીંત્ર છે, પરંતુ તે તેમને તેટલું રૂચતું જણાતું નથી.

(ઊ) એક વાર દિલરૂબા પર હાથ બેઠો, એટલે સારો અભ્યાસ થતે, ત્રણ ચાર વર્ષમાં, વિદ્યાર્થી દરરોજનો પાકો મહાવરો રાખે છે તો, આશરે પખવાડીઆમાં કે મહિનાના મહાવરામાં હાર્મોનિયમ, કોન્સરટીન, ફીડલ, મેંડોલીન, સારંગી, વાંસળી વગેરે ગમે તે વાજીંત્ર જાતેજ વગાડતાં શીખી શકે છે.

(ઋ) આંધળાઓ એજ પ્રમાણે સાથે સાથે તબલા પણ દેવતાઓની માફકજ શીખવ્યાથી વગાડી શકે છે. એમાં પણ કાળ જતે, કામ કરતાં કરતાં, હાથ અને કાન કેળવાય છે, તેમ તેઓ સારી પ્રવીણતા પ્રાપ્ત કરી શકે છે. તાલ, માત્રા અને સૂરને સમજી તે પર ધ્યાન આપે એ સઘળું આંધળાઓ ધીમે ધીમે આપોઆપ કરી શકે છે. આ દિશામાં રસ લઇ કામ કરનારાઓનું ભવિષ્ય ઉજ્જવળ જણાય છે.

૨—અહીં શીખી પાર ઉતરેલા વિદ્યાર્થીઓ મુંબઇ અને કાઠિયાવાડ, કચ્છ અને યુ. પી. અને હિંદના બીજા ભાગોમાં સંગીત શીખવી સારી રીતે ગુજરાન કરી શકે છે. એમાંના સારાઓ તો દેખતાઓની શાળાઓમાં પણ છોકરા, છોકરીઓ, એમ તમામને શિક્ષણ આપે છે. ખબર કાઢતાં આવા આંધળાઓની કમાઇ રૂા. ૧૫૦) થી ૨૦૦) અને ૨૫૦) લગણ થાય છે. છેક હલકી પંક્તિના અભ્યાસીઓ પણ રૂા. ૩૦–૪૦) માંથી જતા નથી, એમ જણાય છે; પણ આ સઘળી કમાઇ મોટાં શહેરોમાંજ થાય છે. ગામડામાં વસનારા આવા વિદ્યાર્થીઓને આવી તક કે લાભ મળતા નથી; પણ ગામડાંઓમાં ખર્ચ ઓછું, જીવન સ્વચ્છ, હવાપાણી સારાં, હરવા–ફરવાની હાડમારી ઓછી, એટલે સંતોષ માની રહેનારા કથાકારો, ભજન ગાનારાઓ અને કીર્તન કરનારાઓ જો ભગવાનની ભક્તિ તરફની વલણવાળા હોય છે તો તેમને તો ત્યાં સારૂં ફળે છે. મોટાં શહેરોની સહેલ–સપાટામાં મઝા માનનારા આંધળાઓ શહેરોની ગંદી જીંદગીમાં ફસાઇ જાય એવો ભય ભારે છે. નાટકશાળાઓમાં અથવા ખાનગી હલકી પંક્તિની સંગીત મંડળીઓમાં કામ કરવામાં, ખાવાપીવાનો, ચડસ લાગવાનો અને અનેક ન ઇચ્છવા જેવા સહવાસમાં રહેવાનો એટલો પ્રસંગ બને છે, ને આંખે અડચણવાળા તેમાં વહેલા ફસાઇ પડે છે. આંધળાઓને કામે લગાડનાર ભાઇબહેનોએ આ દિશામાં ખાસ લક્ષ આપવું ઘટે છે.

૩—દેશ, આંધળાઓ સંગીતમાં શું કામ કરી શકે છે તેથી તદ્દન અજાણ લાગે છે. દેશનું ધ્યાન, આંધળાઓ સંગીતમાં શું શું ચોક્કસ કરી શક્યા છે, એ તરફ લક્ષ દોરાવે તો અંધોદ્ધારની આ દિશામાં લોકો ધીમે ધીમે રસ લેતા થાય, આંધળાઓને તેમના જ્ઞાનના પ્રમાણમાં કામ મળે, દેશપર તેઓ બોજારૂપ થતા અટકે અને દેશસેવાનું પહેલું કાર્ય પેટીઉં કમાઇ, સ્વતંત્ર થઇ, સમાજને પણ યથાશક્તિ ઉપયોગી થાય. આ અંગે નીચે થોડીક વિગતો ટાંકું છું:—

(અ) આ શાળાના એક વિદ્યાર્થી આજે મુંબઇની એક જાણીતી દેખતાઓની હાઇસ્કૂલમાં કેટલાંક વર્ષથી સંગીત શિક્ષકનું કામ કરે છે.

(આ) બીજા એક ભાઇ, આ શાળા છોડ્યા બાદ, મુંબઇનું પાણી માફક ન આવવાથી, અમદાવાદની એક જાણીતી કન્યાશાળામાં કન્યાઓને સંગીત શીખવવાના કામમાં, છેલ્લાં બે વર્ષથી રોકાયા છે.

(ઇ) ત્રીજા એક ભાઇ, છેલ્લાં દશ વર્ષથી, લોનાવલાની હોટેલમાં સંગીત કરે છે; અને પોતાના સારા કામથી સંતોષ આપી, માલેકની મહેરબાની તથા વિશ્વાસ મેળવી, આંખે અડચણ હોવા છતાં પણ, હૉટેલની વ્યવસ્થાનું અટપટું કામ પણ હવે તે ઉપાડે છે, એમ સંભળાય છે.

(ઈ) ચોથો એક વિદ્યાર્થી યુ. પી. માં એક બોર્ડીંગ હાઉસમાં એવુંજ કામ કરે છે.
(ઉ) પાંચમા ભાઇ તો સૌથી વિશેષ ભાગ્યશાળી નીવડ્યા છે. તેમણે શાળામાં રહી અંધ જીવન-
માં શાળામાં અપાતું શિક્ષણ, સંગીત અને દરેક કામ સારી રીતે શીખી શકવાનો અ-
ભ્યાસ પૂરો કરવાના અરસામાં શાળા તરફથી તેમની આંખે નસ્તર મૂકવામાં આવ્યું. પરિ-
ણામે તે દેખતા થયા છે. વખત જતે આંખ કેળવાઇ છે ને આજે બીજા દેખતા જેવુંજ
તે સારૂં દેખી શકે છે. ગામમાં હરે છે, ફરે છે અને પોતે આ શાળામાં લીધેલા શિક્ષણ-
નો લાભ લઇ, આ શાળાના એક વખતે કામ કરનારા, પ્રૉ. દેવધરના ભેગા; તેમની ઇંડિ-
યન એકેડેમી ઑફ મ્યુઝીકમાં જોડાઇ, સંગીતશિક્ષકતરીકે કામ કરે છે.
(ઊ) વળી બીજા ચાર પાંચ જણ, કાઠિયાવાડમાં સ્વતંત્ર સંગીત શાળાઓ કાઢી પોતાનું ગુજ-
રાન નભાવે છે.
(ઋ) મુંબઇ તળમાં પણ આ શાળામાંથી પાર ઉતરેલા પારસી, મુસલમાન, ગુજરાતી અને
દક્ષિણી વિદ્યાર્થીઓ, એજ પ્રમાણે સંગીતમાં પણ છૂટક ટયુશનો આપી, સ્વતંત્ર
જીંદગી ગુજારે છે.
(ઋ) મુંબઇની ધી વિક્ટોરિયા ગાર્ડન્સમાં પણ આ શાળાના વિદ્યાર્થીઓને તેમના સંગીતના
કામને અંગે, જલસા કરવાને આમંત્રણ થયેલાં છે. તેવે દરેક પ્રસંગે તેમને પણ દેખતા
જેટલુંજ મહેનતાણું અપાયું છે.

૩--આવા વિદ્યાર્થીઓને પશ્ચિમમાં જે પ્રકારનું ઉત્તેજન મળે છે, તે ઉત્તેજન આપવામાં આવે તો, સંગીતમાં તેઓ ઘણું કામ કરી શકે; અને કોણ જાણે, પ્રભુ કરે તો સંગીતના પ્રદેશમાં દેશસેવાનું એક સમર્થ સાધન હિંદના આંધળાઓ પણ નીવડે. ત્યાં તો આંધળાઓને જલસાઓમાં જવાને તથા જાહેર સ્થાનોમાં થતાં સંગીત વગેરેનો લાભ મફત મળે, એ ખાતર અંધશાળાઓમાં મફત ટીકીટો મોકલવાનો રિવાજ દેખાય છે. આ ઉપરાંત સારા સંગીતશાસ્ત્રીઓ અંધશાળાઓમાં આવી, શાળાના કામને તપાસી, તેમાં યોગ્ય સૂચનાઓ કરે છે; તથા અંધ-સંગીતને દરેક પ્રકારે ઉત્તેજન મળે એ દિશામાં અનેક સહાય આપે છે. સારા સારા ગવૈયાઓ-નો લાભ આ આંધળાઓને મળે એમ હિંદ કરે તો?

૪--અગાઉથી ગોઠવણ કરી હોય તો, આ શાળાના વિદ્યાર્થીઓ શુભ પ્રસંગે અથવા જાહેર કામોમાં જલસાઓ વગેરેમાં હાજરી આપી શકે, એમ વ્યવસ્થા કરી શકાય.

૫--દેશની ઇસ્પિતાલોમાં પીડાતા દરદીઓને માટે તેમજ જેલમાં સડતા, કાળથી ફારેગ થયા પછી ફરી પાછા પોતાની જૂની વૃત્તિઓના વિચારમાં ફસાતા, આપણા ભાઇઓને માટે આ શાળાના વિદ્યાર્થીઓ અવારનવાર જઇ જલસા વગેરે કરી શકે. દરદીઓને સાજા કરવામાં મનને મજામાં રાખી, કોણ જાણે સંગીત કદાચ દવા જેટલોજ સારો ઉપાય નીવડે, ખાસ કરીને સાજા થતા દરદીઓને જેમને સહવાસની જરૂર જણાતી હોય, પણ જેમની પાસે જઇ બેસનારા માણસો, મોટા શહેરની મુસ્કેલીઓમાં ન મળે, તેવે દરેક પ્રસંગે આંધળાઓ ઘણું કામ ઉપાડી શકે. આ લાગ તેમને અપાય તો? એમાં બેવડો ફાયદો થાય.

૬--મીલે મીલે, કારખાને કારખાને, આવી શાળાઓના વિદ્યાર્થીઓ પગારને દિવસે, અથવા રજાના વખતે આવી, સંગીત કરે, કથા વાંચે, કીર્તન કરે એવી ગોઠવણ કરી હોય તો દારૂ, વગેરે અંગે બરબાદ થતા દેશના અઢળક ધનને રોકાવામાં, મજૂરોના મગજને મઝા કરા-વવામાં આરામ આપી તેમને નવું કામ કરવાને વધારે ઝડપથી તૈયાર થવામાં આવા સંગીત વગેરેની યોજના ખાસ મદદ કરે, એ બનવાજોગ છે. આ દિશામાં દેશ દૃષ્ટિ દોડાવે તો?

૭--દેખતાઓના સંગીતને માટે જેમ નોટેશન છે, તેમ આંધળાઓને માટે પણ તેમની લીપીમાં નોટેશન ઉતાર્યું છે. અંધશાળાઓમાં સારાં સારાં ગીતો, ભજનો, કીર્તનો, સંગીતો વગેરેનાં પુસ્તકો તેમના કર્તાઓ વગેરે તરફથી મોકલવામાં આવે તથા તે અંધ ભાષામાં ઉતા-રવાને માટે ગોઠવણ થાય તો દેશમાં અંધ એવા શું કામ કરે છે તે જોવાની નવીજ તક મળે.

આ દિશામાં ઘણું કામ થાય એમ છે, પણ આજે તો આ લેખ અહીંજ અટકાવીશું,

પણ તે બંધ કરતાં પહેલાં બે બાબતપર વાંચનાર ભાઇઓનું ખાસ લક્ષ્ય દોરૂં છું:—

(૧) શાળાઓમાં આંધળાઓ શું કામ કરે છે તે જાતે જુઓ. તે તમારા પાડપડોશમાં, ગામમાં, જ્યાં ત્યાં સર્વ કોઇ જાણે તેમ ગોઠવણ કરો.

(૨) આંધળા ગરીબ હોઇ મોટે ભાગે ભીખ માગે છે. તેવાં તમામ ભાઇબહેનને આ શાળામાં અથવા અન્ય ઠેકાણે મોકલી, બને તેમ, તેમને ભીખ અને તે અંગે સાથે સાથે આવતી અનેક અનીતિ અને બૂરી બદીમાંથી બચાવી, તેમનો ઉદ્ધાર કરો.

('મુંબઈ સમાચાર' ના દીપોત્સવી અંકમાં લેખક—રા. રા. હરિપ્રસાદ ડાહ્યાભાઇ છત્રપતિ. બી. એ. પ્રિન્સિપાલ—ધી વિકટોરિયા મેમોરિયલ અંધશાળા, તારદેવ, મુંબઈ.)

## ૫૭—મોટા લાડુભટ્ટ કોણ છે?

આપ કહેશો કે, લાડુઓ તો હિંદુઓજ ખાય છે; ત્યારે સારા જગતનો સવાલ શું કામ વચ્ચે લાવો છો? પણ વાચકો! શું લાડુભટ્ટો તે કાંઇ એકજ જાતના હોય છે? શું માત્ર હિંદુઓજ લાડવા ખાય છે? અને બીજી કોમો નથી જમતી? વાંચો તમો નીચલી વાત.

(૧) ખરૂં છે, કે બનારસમાં અને મથુરામાં બાસુદી પીનારા અને લાડવા ખાનારા એવા ભટ્ટો હોય છે, કે જે એકી વેળા પા—મણ, અર્ધો મણ, પોણો મણ કે એક મણ માલ સાફ કરી જાય છે!

(૨) કોઇ કહે છે, કે તેઓ જમવા આગમચ એક બે દિવસ ભૂખ્યા રહે છે અને જમ્યા પછી પણ એક બે દિવસ અપવાસ પાળે છે!

(૩) ભલે, તમો આ લાડુભટ્ટો ઉપર હસો; છતાં પણ તેઓ કેવળ નિર્દોષ છે!

(૪) તેઓ કાંઇ "રામનામ જપના ને પરાયા માલ અપના" કરનારા નથી! તમો જમાડો છો, તો તેઓ જમે છે; તેઓ કાંઇ લૂંટનાગ કે ખેંચનારા નથી!

(૫) ત્યારે તમે કહેશો કે, સારાય જગતમાં મોટામાં મોટા લાડુભટ્ટો આ પા—મણીયા, અધમણીયા કે મણીયા લાડુ ખાનારા છે! ખરૂંને? હા—અને નહિં!

**લાડુભટ્ટો ભલા પણ હડિદાસો નહિ!**

(૧) વાચકો! આ મથુરાના પેંડા કે લાડવા ખાનારા પરવડે! પણ ઓલા ગોરાઓ, જે આપણાજ લાડવા બનાવે છે—તે નહિ પરવડે!

(૨) આટો આપણો, ખાંડ આપણી, ઘી આપણું, મહેનત આપણી; અને છતાં આપણે તો ગુલામ અને એઓ શેઠ! કહો, એ 'રૉબ' કેમ પરવડે?

(૩) વળી આપણા લાડુભટ્ટો તો જે જે આપીએ તે જમે, અને દુવા દે! આ તો જે હોય તે બધુંજ જમી જાય! ઉપરથી દમ કરે! અને સલામ કેમ નહિ કીધી, તે સામું પૂછે! કહો, એ લાડુભટ્ટોને શું ઉપમા આપીએ?

(૪) વળી, જેઓ પ્રાંતના પ્રાંત ગળી જાય! બીજા દેશના વેપારવણજ ચાવી જાય! તેઓના હુન્નર—ઉદ્યોગ દબાવી જાય! તે લાડુભટ્ટોને શું નામ અપાય?

(૫) ઓ "બે ઘડીની મોજ" ના વાચકો! જરા ધ્યાનથી વાંચો અને વિચારો કે, આજે તમારા લાડવા કોણ ગળી જાય છે? આજે તમો અર્ધા ભૂખે કાં સુવો છો? યાદ રાખજો, કે લાડવા માટે લડવાથી લાડવો હાથમાંથી જાય છે! બીજાના પેટમાં ગરપ થાય છે!! અરે, જો શાંતિથી સમજીને તમો હિંદુમુસલ્લામો લડતા—વઢતા બંધ પડશો, તોજ લાડવો તમારા હાથમાં રહેશે—બાકી નહિ!

માટે સમજો, સજ્જનો! સમજો. કુસંપનો અંધકાર ઉડાડો! દિવ્ય દિવાળીની રોશની તમારા અંતરમાં પ્રવેશ કરો! અને નવું વેપારી વર્ષ આબાદ કરો! આમીન!

('બે ઘડી મોજ'ના દિવાળી અંકમાં લખનાર—શ્રી બરજોરજી ફરામજી ભરૂચા.)

# ૫૮–સોવીએટ રશિયામાં શિક્ષણપ્રચાર

આ શતાબ્દીના આરંભકાળમાં રશિયા શિક્ષણમાં બહુ પાછળ હતો; કારણ કે ઝારશાહીએ એ તરફ ઉદાસીનતા બતાવી હતી. એ વખતે શિક્ષણ કેવળ ઉચ્ચ વર્ગને માટેજ આવશ્યક મનાતું હતું. આથી ખેડુતો અને મજૂરોને શિક્ષણમાં ઘણાં વિઘ્ન ઉપસ્થિત થતાં હતાં. શિક્ષકોને પેટપૂર પગાર મળતો ન હતો: ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓમાં વિદ્યાર્થીઓપર કઠોર નિયંત્રણ રખાતું હતું. એનો ઉદ્દેશ એ હતો કે, ઉગતી પ્રજા સ્વતંત્રતાપૂર્વક વિચારજ ન કરી શકે! કિંતુ અંતે એનેજ ઝારશાહીને–નામશેષ થવું પડ્યું.

સોવીએટ સરકાર નવી હતી, પાસે દ્રવ્યનો પણ અભાવ હતો, દેશમાં ખૂન આદિની અંધાધુંધી હતી, દુકાળથી પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારી રહી હતી; પણ ત્રણજ વર્ષમાં સોવીએટ સરકાર એ મુશ્કેલીઓ ઓળંગી આગળ વધી. દેશની સમગ્ર પ્રજાને શિક્ષણ આપવાનો પ્રબંધ કર્યો.પ્રથમ એણે દેવાલય અને પાઠશાળા વચ્ચેનો પરાપૂર્વ સંબંધ તોડી નાખ્યો; કારણ કે ઝારશાહીના જમાનામાં પાદરીઓએ શુદ્ધ શિક્ષણપર જે આવરણ નાખ્યું હતું, તે દૂર કરવું આવશ્યક હતું.

આજે રશિયામાં પ્રત્યેક પ્રાંત પોતાના શિક્ષણનું નિર્માણ સ્વતંત્રતાપૂર્વક કરે છે. આખુંયે રશિયા એની સામાન્ય નીતિમાં સમતા રાખવાનો યત્ન કરે છે. ત્યાંની મધ્યવર્તી સત્તા પણ આ વિભિન્ન શિક્ષણસંસ્થાઓની સ્વાધીનતાનો નાશ કરી દે એટલી અવિચારી નથી. દરેક નાનાં નાનાં ગામો પણ પોતાનાં શાસન અને વ્યવસ્થા કરવા માટે સ્વતંત્ર છે.

શિક્ષણના ચાર ભાગો:—૧–બાળકોનું શિક્ષણ, ૨–પ્રાથમિક શિક્ષણ (શ્રમજીવી પાઠશાળા), ૩–ઉદ્યોગશાળા, ૪–ઉચ્ચ શિક્ષણ સંસ્થાઓ (કૉલેજ, યુનિવર્સિટી, ઇન્સ્ટીટ્યુટ)

### બાળકોનું શિક્ષણ

આમાં ૩ થી ૮ વર્ષનાં બાળકોનો સમાવેશ થાય છે. રશિયન જનતા એને વિદ્યાલયમાં જતાં પહેલાંનો સમય (પ્રીસ્કૂલ પીરિયડ) કહે છે; કારણ રશિયન શિક્ષણશાસ્ત્રીઓ નાનાં બાળકના શિક્ષણને માટે યોગ્ય ધ્યાન આપી શકતા નથી. આથી આ ક્ષેત્ર વિશેષ રૂપથી વિકસિત થઇ શક્યું નથી, છતાં એવાં સમસ્ત બાળકોનાં શિક્ષણને માટે જીવતોડ યત્ન કરી રહ્યા છે.

પ્રથમ એણે કિન્ડરગાર્ટન શાળાઓ ખોલી છે. એમાંની ઘણીખરી બહુ સુંદર છે; પણ એ શાળાઓ વિશેષે કરીને બાળકોને રમવાને ખુલ્લી જગા, સુંદર પોશાક અને સારી સંગતિના ઉદ્દેશથી ચલાવવામાં આવે છે.

રશિયન શિક્ષણશાસ્ત્રીઓ પૂરેપૂરા બળથી નવીન બાલસાહિત્ય નિર્માણ કરવાને તત્પર થઇ ગયા છે. આપણી પેઠે રશિયામાં પણ ભૂતકાલીન દેવી–દેવતાઓ, રાજા–રાણી અને પરીઓની વાતો પ્રચલિત છે. આપણા દેશની પેઠે ત્યાં પણ અનેક રસિક રાજકુમારો અને વીર સેનાપતિઓ થઇ ગયા છે; પણ હવે એ ભૂતકાળનું સાહિત્ય શા કામનું? દેવદેવીઓની કલ્પિત વાતો ફક્ત મનોરંજનજ કરી શકે છે. સોવીએટ સરકાર પોતાનાં બાળકો સન્મુખ નવીન દુનિયાનો આદર્શ રાખવા માગે છે. તે પણ દેવ–દેવીની માફક કલ્પિત નહિ, બલ્કે યથાર્થ અને પ્રત્યક્ષ. આથી વર્તમાન કળા અને વિજ્ઞાન બંનેને દૃષ્ટિપથમાં રાખી ત્યાં નવીન બાલસાહિત્ય નિર્માણ કરવાની તૈયારી થઇ રહી છે. આ સંપૂર્ણ પ્રયોગ જેટલો ગંભીર છે, તેટલોજ આકર્ષક પણ છે. આ વખતે તો સાચી દુનિયાજ બાળકોની સામે ખડી કરવી આવશ્યક છે અને તે પણ આધુનિક વિજ્ઞાન અને કલાની દૃષ્ટિ સામે રાખીને. આવી દશામાં શિક્ષણ લાભપ્રદ થઇ શકે છે. આવી રીતે રશિયાનાં ૩ થી ૮ વર્ષનાં બાળકોમાટે સોવીએટ સરકાર કિન્ડરગાર્ટન શાળાઓદ્વારા પૌષ્ટિક ભોજન, રમતગમતનાં સ્થાન, આરામ, કલાકૌશલ્યનો પરિચય, પ્રકૃતિનું જ્ઞાન તથા વર્તમાન સંસાર અને સામાજિક સંસ્થાઓનો પરિચય આપી ભાવી શિક્ષણનાં બીજ રોપી રહી છે.

## પ્રાથમિક શિક્ષણ

રશિયાની શ્રમજીવી શાળાઓ આપણી પ્રાથમિક શાળાઓ સાથે ઘણે અંશે મળતી છે. ૮ વર્ષની ઉંમરે ફરજીઆત નિશાળે જવું પડે છે. આ શાળાઓના બે વિભાગ છે. ૮ થી ૧૨ વર્ષ સુધીનો અને ૧૨ થી ૧૬–૧૭ વર્ષ સુધીનો. પણ આમાં મતભેદ છે; કારણ કે કેટલાક ૧૫ વર્ષ અને કેટલાક ૧૭ વર્ષથી ઔદ્યોગિક શિક્ષણનો આરંભ કરવાનું કહે છે. આથી ૧૫ થી ૧૭ વર્ષની ઉંમર સુધી આ શાળામાં રહેવું પડે છે.

આવી શાળાઓ મોટે ભાગે ગામડાંમાં છે. ૧૯૨૪ માં આવી શાળાઓ સેંકડે ૮૭ ગામડાંમાં અને શેષ ૧૩ શહેરોમાં હતી. ગામોમાં આવી શાળા ઘણી મુશ્કેલીથી ચાલે છે, કારણ કે સાધનોનો બહુધા અભાવ હોય છે. બિચારા ગામડીઆ સર્વથા અશિક્ષિત હોય છે. ઘરકામને માટે ઘણુંખરૂં પોતાનાં બાળકોને આમતેમ મોકલે છે. ખાસ કરીને ફસલ વખતે તો સ્કૂલ એકદમ ખાલી થઈ જાય છે. આવી મુશ્કેલીઓ વેઠીને પણ તરુણ રશિયા શિક્ષણપંથમાં બરાબર આગળ વધતોજ રહ્યો છે.

એક ગ્રામ્ય અધ્યાપિકા પોતાનો દશ વર્ષનો અનુભવ આ પ્રમાણે પ્રગટ કરે છેઃ–

"પ્રાચીન પદ્ધતિ સરળ હતી. હું લખતાં, વાંચતાં અને થોડું ગણિત શીખવાડતી. આખા વર્ગને ઉભો કરી કવિતા બોલાવતી. અધ્યાપકનું કામ ચોપડીમાં જોવા પૂરતુંજ હતું; પરંતુ આજે પુસ્તકોનું કામ નથી. બાળકોને માટે પોતાનું ઘર, મહોલ્લો અને ગામની વ્યવસ્થા આદિ જોવાનું કામ મુખ્ય છે. મારી શાળાનાં બાળકોએ આખા ગામની સ્વચ્છતાની તપાસ કરી, તેઓ એ નિર્ણયપર આવ્યા કે, લોકોને ગંદું પાણી પીવું પડે છે, એનો યોગ્ય ઉપાય કરવો જોઇએ. સારાંશ કે, આ સમયે શિક્ષણનો મુખ્ય આધાર અવલોકન અને તુલનાપર છે. પુસ્તકોની હવે જરૂર રહી નથી, શિક્ષકને પ્રતિદિન શિક્ષણની તૈયારી કરીનેજ શાળામાં આવવું પડે છે અને પોતાના વિષયનું સૂક્ષ્મતાપૂર્વક અધ્યયન કરવું પડે છે."

એક ગ્રામ્યશાળાપર દૃષ્ટિપાત કરતાં જણાશે કે, ત્યાં બાળકો પાસે પુસ્તકો નથી. બાળકોએ સપ્ટેમ્બર માસમાં શાળામાં આવવાનું શરૂ કર્યું છે, ત્યારથી એમણે વૃક્ષોનાં પાંદડાં, બી, ફળ, ફૂલ વગેરે સંગ્રહ કરવાનું શરૂ કરી દીધું હોય છે. નવરાશની વેળાએ તેઓ આ વસ્તુ એકઠી કરે છે, શાળામાં ગયા પછી આ વિષયોની ચર્ચા કરે છે. આવી રીતે ઋતુઓને અનુરૂપ પક્ષીઓ વગેરે પણ માટીનાં બનાવી લે છે. આ બાળકો અહીં દાખલ થયા પહેલાં કોઈપણ કિન્ડરગાર્ટન સ્કૂલમાં ગયેલાં હોતાં નથી. એઓએ પુસ્તકોદ્વારા શિક્ષણનો આરંભ કરવાને બદલે પોતાના ગ્રામ્યજીવનથીજ શિક્ષણનો પ્રારંભ કરી પ્રકૃતિરૂપી પુસ્તકથી જ્ઞાન સંગ્રહ કરવાનો ઉદ્યોગ કરેલો હોય છે. આવી સ્થિતિમાં કોણ અભણ રહે?

શહેરની પ્રાથમિક શાળાઓ વિશેષ સમૃદ્ધ હોય છે, છતાં આધુનિક શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિથી તો તે અપૂર્ણજ; કિંતુ વિષય, પદ્ધતિ અને વિદ્યાર્થી, એ ત્રણ બાબતોમાં એ શાળાઓ વિશેષ રૂપથી લોકોનું ધ્યાન ખેંચે છે.

શિક્ષણના વિષયોની ચુંટણી વિદ્યાર્થીના જીવનક્રમને જોઇને કરવામાં આવે છે. કોઈ સ્કૂલ ગામડાની સ્વચ્છતાનો વિષય ચુંટે છે, તો કોઇ આસપાસની ખાણની માહિતીનો વિષય ચુંટયા પછી તેની સાથે સંબંધ રાખનારા અભ્યાસક્રમને બાંધે છે.

એક શ્રમજીવી શાળાના આચાર્યના શબ્દોમાં કહેવામાં આવે તો—

"અમે શાળાનું કામકાજ અને નાગરિક જીવનને સંબદ્ધ કરવા માગીએ છીએ. અમે ગણિત, ભૂગોળ કે એવા બીજા કોઇ ગૂઢ વિષયમાં બાળકને ગુંચવી નાખતા નથી, પણ પ્રત્યેક કક્ષામાં અમે કોઇપણ એક વસ્તુ(પ્રોબ્લેમ)નું અધ્યયન, મનન અને વિવેચન કરાવીએ છીએ. તે વસ્તુ પણ બહારની નહિ, પણ પોતાનીજ આસપાસની સામગ્રીમાંથી ચૂંટીએ છીએ."

આપણે શિક્ષણશાસ્ત્રમાં જેને "પ્રોજેક્ટ મેથડ" કહીએ છીએ, તે રીતપર એ શ્રમજીવી શાળાઓ શિક્ષણ આપે છે. શિક્ષણનો વિષય મનુષ્યના જીવનક્રમમાંથીજ પસંદ કરવામાં આવે છે. એ સંબંધે જે શિક્ષણ મળે છે, તેથી થોડોઘણો–માનસિક–વ્યાયામ પણ થાય છે.

કેટલાક શિક્ષણશાસ્ત્રીઓનો મત છે કે, આ "પ્રોજેક્ટ મેથડ" પ્રારંભનાં ત્રણ-ચાર વર્ષ માટેજ લાભદાયી છે; છતાં હજી કોઇ નિશ્ચિત નિર્ણયપર આવ્યા નથી. સંભવ છે કે, શીઘ્ર તેઓ કોઇ સારા પરિણામપર પહોંચી જશે.

આ શાળાની એક વિશેષતા વિદ્યાર્થીઓના સંબંધની છે. રશિયાની તમામ શિક્ષણસંસ્થાઓમાં વિદ્યાર્થીવર્ગને ઘણા સન્માન સાથે રાખવામાં આવે છે.

શહેરની એ શાળાઓમાં પ્રત્યેક કક્ષામાં ત્રણ ત્રણ વિદ્યાર્થીઓની એક સમિતિ બનેલી હોય છે, જેનો એક મંત્રી હોય છે. સ્કૂલની પ્રબંધસમિતિમાં આ મંત્રીની સંમતિ લેવાય છે. આખી સ્કૂલમાં વિદ્યાર્થીઓની સમસ્ત પ્રવૃત્તિઓ કેવળ વિદ્યાર્થીઓનાજ હાથમાં રહે છે. સ્વચ્છતા, વ્યાયામ, રમતગમત આદિ વિભાગના મંત્રી પણ એજ સ્કૂલના વિદ્યાર્થી હોય છે; કિંતુ એ સૌથી અધિક મહત્ત્વપૂર્ણ કાર્ય વિદ્યાર્થીઓના નિયમનનું છે, તે પણ એમનાજ હાથમાં છે. અધ્યાપકો એમાં જરા પણ હસ્તક્ષેપ કરતા નથી; કિંતુ એથી એમ ન સમજવું કે, એ સ્કૂલોમાં ઘણી અવ્યવસ્થા હશે, પણ ત્યાંના વિદ્યાર્થી તો કક્ષા બદલતી વખતે પણ શાંતિથી કામ લે છે.

વિદ્યાર્થીગણ પોતાનો સહયોગી વ્યવહાર ચલાવી સામાજિક શિક્ષણ પ્રાપ્ત કરે છે. વિદ્યાર્થીમંડળની સ્વાધીનતા, અધ્યાપક અને વિદ્યાર્થીઓ વચ્ચે એકમત સ્કૂલ કમિટિમાં વિદ્યાર્થીઓનું સ્થાન, નિરીક્ષણ-કર્તાઓની પાઠશાળાની સંપૂર્ણ માહિતી કરાવવાના વિષયમાં કર્મચારીઓનું ઉત્તરદાયિત્વ આદિ કારણોથી વિદ્યાર્થી શાળાને પોતાનીજ માને છે.

## ઉદ્યોગશાળાઓ

શ્રમજીવી શાળામાંથી નીકળ્યા પછી વિદ્યાર્થીઓને કોઇ ઔદ્યોગિક શાળામાં દાખલ થવું પડે છે. તેમાં ચાર વર્ષ રહેવું પડે છે. એ શાળાઓ ત્રણ પ્રકારની છેઃ—(૧) કૃષિશાળા, (૨) શિલ્પશાળા, (૩) યંત્રકળા-વિદ્યાલય. આ સ્કૂલોમાં ચાર કલાક શિક્ષણ અને ચાર કલાક પરિશ્રમ (મજૂરી) કરવાનો નિયમ છે. રશિયાનાં વિભિન્ન વ્યાપારીમંડળ એ સ્કૂલના વિદ્યાર્થીઓને પોતપોતાની હિતની દૃષ્ટિથી ઉત્સાહિત કરે છે. યંત્રકલા-વિદ્યાલયોમાં બે પ્રકારના વિદ્યાર્થીઓને દાખલ કરે છે.

(૧) ઉમેદવાર-જેઓ આગળ વધી કોઈ કારખાનામાં કામ કરવા માગતા હોય તે.

(૨) કારીગર-કારખાનામાં કામ કરતાં કરતાં બુઢ્ઢા થયા હોય, પણ અત્યારસુધી જેમણે હસ્તકૌશલ સિવાય કોઇ વિષયનું સંસ્કારયુક્ત સૈદ્ધાંતિક જ્ઞાન પ્રાપ્ત કર્યું ન હોય તે.

આવી શાળાના વિષયમાં એક મુખ્ય અધ્યાપક લખે છે કે, વ્યાપારની દૃષ્ટિએ જોતાં આપણને એક ઉત્તમ અને પરિશ્રમી કારીગરની આવશ્યકતા છે. સામાજિક દૃષ્ટિથી આપણને એક ઉત્તમ નાગરિકની જરૂર છે. આથી એ બંને ઉદ્દેશોની પૂર્તિ કરી શકે, એવો અભ્યાસક્રમ આપણે આ શાળાઓમાટે બનાવવો જોઇએ.

એ શાળાથી વિદ્યાર્થીઓ કામ કરીને કમાય છે, શારીરિક શ્રમદ્વારાજ નિર્વાહ કરતાં શીખે છે. આથી વિદ્યાલયમાં શિક્ષિત થઇ નીકળતાંજ નોકરીની શોધમાં રખડવું પડતું નથી. દેશના જીવનમાં તે પોતાનું સ્થાન નિશ્ચિત કરી લે છે. સાથે એક ઉત્તમ નાગરિકનું કર્તવ્ય પણ બજાવે છે.

## ઉચ્ચ શિક્ષણસંસ્થાઓ

સને ૧૯૨૫ માં ઉચ્ચ શિક્ષણ પ્રદાન કરનાર સંસ્થાઓ નીચે મુજબ હતીઃ-ડાકટરી વિભાગની ૬૬, શિક્ષણશાસ્ત્રની ૩૩૧, કૃષિવિભાગની ૧૫૨, કળાકૌશલ્યની ૨૧૯, અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રની ૫૩, સંગીત અને કળાની ૯૨.

આમાંની કંઇ સંસ્થાઓનાં ભવન અને સાધનોપર દૃષ્ટિપાત કરવાથી તેની દરિદ્રાવસ્થાનો પ્રત્યક્ષ પરિચય મળે છે; પણ એમની પ્રયોગશાળાઓ અને પુસ્તકાલયોની અવસ્થા ઘણી સંતોષજનક છે. હજી સારી સ્થિતિમાં લાવવાના પ્રયત્ન ચાલુ છે.

ત્યાંની કૉલેજો આપણી આર્ટ કૉલેજો જેવી નથી; પણ ત્યાં એમને સ્થાને ઉચ્ચ કળાભુવન (ટેકનીકલ સ્કૂલ્સ) હોય છે. સ્ટેલીનોવમાં આવી એક કૉલેજ છે. એ કળાભુવનમાં ૨૫૦ વિદ્યાર્થી છે, એમાંથી અર્ધા તો ખાણસંબંધી કામ શીખે છે, બીજા મેકેનીકલ ઈંજિનિયરીંગના

પ્રયોગ કરે છે. સંસ્થા તરફથી શિક્ષણની વ્યવસ્થા, રહેવા માટે સ્થાન ને વિદ્યાર્થીના ભોજનાદિના ખર્ચનો પણ કંઇક પ્રબંધ કરવામાં આવેલો હોય છે. એ સિવાય દર માસે વિદ્યાર્થીને ૨૫ રૂબલ (રશિયન સિક્કો) આપવામાં આવે છે. આ ભવનની ઇમારતો આલીશાન તો નથી, પણ સુંદર, સાદી, મજબૂત તથા હવા અને પ્રકાશયુક્ત છે.

## કૉલેજ

આ કળાભવનમાં દાખલ થનારને કોઈ વ્યાપારી મંડળના પ્રમાણપત્રની આવશ્યકતા પડે છે. આવી રીતે સંસ્થામાં દાખલ થતાં પહેલાં વિદ્યાર્થીને કોઈએક વ્યવસાયમાં વર્ષભર કામ કરીને અનુભવ મેળવવો ફરજીયાત થઇ પડે છે; કારણ કે તે વિના સંસ્થામાં દાખલ થવાતું નથી. કળાભુવનમાં વેકેશનો–રજાઓ હોવા છતાં ઓછામાં ઓછા બે મહિના, ઇચ્છાનુસાર વ્યવસાયમાં મંડ્યા રહેવું પડે છે. આ દૃષ્ટિથી ત્યાંની કૉલેજો ઔદ્યોગિક શાળા કહી શકાય છે. સંસ્થામાંથી નીકળનાર વિદ્યાર્થી કેવળ યંત્રવત્ નહિ, પણ ખાસો વિચારશીલ વ્યવસાયીના રૂપમાં હોય છે.

બીજું નવા વિદ્યાર્થી કળાભવનમાં દાખલ થતાંજ 'વિદ્યાર્થી–સ્વરાજ્ય'ના સભ્યતરીકે ગણાય છે. તેને કળાભવનની સંપૂર્ણ વ્યવસ્થામાં મત આપવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. બે અધ્યાપકની પાછળ એક વિદ્યાર્થીના પ્રમાણથી એમના પ્રતિનિધિત્વની ગણના થાય છે. કળાભવનની પ્રત્યેક વિભાગની વ્યવસ્થામાં એની સંમતિ સ્વીકારાય છે. આમ વિદ્યાર્થીઓ કળાભવનના અંગભૂત બને છે ને તેથી એ સંસ્થાઓને આત્મભાવથી જુએ છે.

કળાભવનના વિદ્યાર્થીઓમાં પરણેલો છાત્ર કદાચજ કોઇ હશે અથવા તો ગૃહસ્થ બનવાની ઇચ્છા પણ વિરલજ કોઇના મનમાં હશે; કારણ કે ઘણાંખરાં એ શ્રમજીવી સમાજનાં બાળકો હોય છે. આથી તેઓ વિભિન્ન વ્યવસાયોમાં નિપુણ બનવાનીજ વધારે ઉત્કંઠા રાખે છે. સારાંશ કે, આ સૌ વિદ્યાર્થીઓ આ સમયે તો રશિયાના ભૂતકાળથી વિમુખ છે અને દેશનું ભવિષ્ય નિર્માણ કરવાને માટે જીવતોડ પ્રયત્ન કરી રહ્યા છે. સ્ટેલીનોવના કળાભવનમાં વિદ્યાર્થીગણ કઠિન પરિશ્રમી જીવન ગુજારે છે. ફક્ત ચટાઇપર સૂવે છે, ભોજન સાદું આડંબરરહિત જમે છે અને એશઆરામનું ત્યાં નામ નથી; છતાં વિદ્યાર્થીઓ તથા અધ્યાપકો ઉલ્લાસયુક્ત જીવન ગુજારે છે.

આ કલાભવનનો એક ખાસ વિભાગ છે. ત્યાં વધુ ઉંમર થઇ હોય એવા કારીગર નવા જમાનાની તાલીમ મેળવે છે. એ વિભાગનું નામ 'રબફક' છે. આ વિભાગદ્વારા જ્યારે સર્વ પુરાણા કારીગરો તાલીમ મેળવી રહેશે, ત્યારે એને બંધ કરવામાં આવશે. કોઇ 'રબફક' દિવસના ચાલે છે, તો કોઇ રાત્રે પણ તાલીમ આપે છે. સાધારણતઃ જેણે કોઇ ને કોઇ વ્યવસાયમાં ત્રણ વર્ષ કામ કર્યું હોય, તેને એ 'રબફક'માં દાખલ કરે છે.

## વિશ્વવિદ્યાલય

ભારતની યુનિવર્સિટી કરતાં રશિયાથી યુનિવર્સિટીનો ઉદ્દેશ ભિન્ન છે; ત્યાં તો એટલે સુધી કે યુનિવર્સિટી શબ્દપર સુદ્ધાં રાગ ઉત્પન્ન થયો છે; કારણ કે પુરાણી યુનિવર્સિટી ઝારશાહીની પોષક હતી.

આ વખતે તો જે લોકો કોઇ ખાસ વ્યવસાયમાં પ્રવીણ થવા માગતા હોય, અથવા તો જે વિદ્યાર્થીઓ વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન આદિ વિષયોનું ઉંડું અધ્યયન કરવા ઇચ્છતા હોય, તેઓ ઇન્સ્ટીટ્યુટમાં દાખલ થાય છે.

## ઇન્સ્ટીટ્યુટ્સ

આપણા વિશ્વવિદ્યાલયમાં જેમ 'પોસ્ટ ગ્રેજ્યુએટ વર્ક' છે, એજ શ્રેણીનું કાર્ય આ સંસ્થાઓમાં થાય છે. સોવીએટ સરકાર આ સંસ્થા ત્રણ ઉદ્દેશથી ચલાવે છેઃ–(૧) સોવીએટ સરકારની આર્થિક, રાજનૈતિક અને સામાજિક પ્રવૃત્તિના નેતાઓને યથાનિયમ શિક્ષણ પ્રાપ્ત થઇ શકે; (૨) ઉચ્ચ શિક્ષણનાં કલાભવન અને વિશ્વવિદ્યાલયો માટે અધ્યાપક તૈયાર કરી શકે; (૩) મનુષ્યની મર્યાદામાં આવનારાં સમગ્ર જ્ઞાનક્ષેત્રમાં ઉપસ્થિત નાનાવિધ પ્રશ્નોનું પ્રયોગશાળાઓદ્વારા નિરાકરણ થઇ શકે.

તેઓ જગતના પ્રખ્યાત વિદ્વાનોને પોતાના ઇન્સ્ટીટયુટ માટે આમંત્રણ કરે છે અને પ્રત્યેક ગૂઢ પ્રશ્નની અનેક પ્રકારથી ચર્ચા કરી અંતિમ નિર્ણયમાટે એમને રોકે છે.

કોઇ પણ પ્રશ્નનું અધ્યયન અને નિરાકરણ કરતી વખતે ત્યાં વૈજ્ઞાનિક અને શાસ્ત્રીય દૃષ્ટિનેજ પ્રધાનતા આપવામાં આવે છે. આથી નિર્ણય પણ સાર્વદેશીય બને છે.

('ચિત્રમય જગત'ના દીપોત્સવી અંકમાં લેખક—શ્રી. કરસનજી મણિભાઈ દેશાઇ)

---

# ૫૯—ચીનનો ધર્મ અને તત્ત્વજ્ઞાન

## કૉન્ફુત્સુ અને તેનું તત્ત્વજ્ઞાન

### (૧)

કૉન્ફુત્સુ"નું તત્ત્વજ્ઞાન બહુ ઉદાત્ત અને અભ્યસનીય છે. આપણી હિંદુ સંસ્કૃતિની સાથે તેનું પુષ્કળજ સામ્ય છે. સિવાય આજકાલ ચાલી રહેલી ઉથલપાથલને લીધે ચીન દેશ તરફ સૌ કોઇનું લક્ષ્ય લાગી રહ્યું છે, એવી વેળાએ ચીન દેશની સંસ્કૃતિસંબંધે ગુજરાતને કંઇક પિછાણ થાય તો તે તેની થોડી પણ જિજ્ઞાસાપૂર્તિ કરશે, એમ પ્રસ્તુત લેખકને લાગે છે.

કૉન્ફુત્સુનો જન્મ ઈ. સ. પૂ. છઠ્ઠા સૈકામાં થયો હતો. એ વખતે ચીનના સામ્રાજ્યના ટુકડે-ટુકડા થઇને પાંચ છ હજાર નાનાં નાનાં સંસ્થાનો અસ્તિત્વમાં આવી અવ્યવસ્થા અને અંધાધુંધી મચી રહી હતી. ચીનના ઇતિહાસમાં આ કાળને 'અરાજકતાના કાળ' તરીકે ઓળખે છે. "શાંગ" નામક રાજવંશ ઇ. સ. પૂ. ૧૧૨૫ ની સાલમાં વિનષ્ટ થયા પછી "ચાઉ" વંશ અધિકારારૂઢ થયો. આ ચાઉ વંશની સત્તા ઘણાં વર્ષ ચાલી હતી. છેવટે હિંદુસ્થાનમાં અશોકરાજાની ને ઇજીપ્તમાં 'ટાલેમિજ'ની કારકીર્દિના સમયમાં આ ચાઉ વંશને ઉતરતી કળા આવી. હુણ લોકોએ વચમાં ઘુસીને અંધાધુંધી ને અવ્યવસ્થા મચાવી ઠેકઠેકાણે પોતાનો અધિકાર સ્થાપવાની શરૂઆત કરી. સ્થાનિક માંડલિકોએ ખંડણી આપવાનું બંધ કર્યું અને તે સ્વતંત્ર થવા લાગ્યા. કૉન્ફુત્સુના જન્મની વેળાએ ચીનદેશની આવા પ્રકારની સ્થિતિ હતી. બૌદ્ધધર્મના સ્થાપક બુદ્ધદેવ પોતાના અવતારકાર્યની સમાપ્તિ કરી થોડુંક થયાં સ્વધામ સીધાવી ગયા હતા ને ખ્રિસ્તીધર્મનો પ્રસાર થયો નહોતો. આવા સંધિકાળમાં કૉન્ફુત્સુનો જન્મ થયો હતો.

કૉન્ફુત્સુએ આગળ જતાં જે ધર્મતત્ત્વોનો પ્રસાર કર્યો, તેનું મહત્ત્વ સમજવાને તત્કાલીન પરિસ્થિતિની માહિતી હોવાનું આવશ્યક હોવાથી ઉપરનું વર્ણન આપ્યું છે. કૉન્ફુત્સુની નજર સામે એક વિશિષ્ટ ધ્યેય હતું. જૂનું સુરાજ્ય નષ્ટ થયું હતું, જેથી પુરાતન કાળની સારી રીતભાતો, ઉપયુક્ત સંસ્થાઓ તેમજ શ્રદ્ધાને પુનરપિ સ્થાપન કરવાની હતી. એટલા સારૂ અસંખ્ય રાજાઓના દરબારમાં તે કેટલાંય વર્ષોસુધી ફરતો રહ્યો; પરંતુ તેને કોઇએ પણ આશ્રય આપ્યો નહિ. કદાચિત્ કોઈ રાજા તેને પોતાને ત્યાં રાખે, તો ત્યાં આગળ તેનો નિભાવજ ન થાય એવી સ્થિતિ હતી. આ અવધિમાં તેને પુષ્કળજ અનુયાયી મળ્યા; પરંતુ છેવટે તેનો અંત દુઃખમાં ને દારિદ્ર્યમાંજ ઇ. સ. પૂ. ૪૭૮ ની સાલમાં થયો!

કૉન્ફુત્સુ સંબંધેની પુષ્કળ માહિતી અત્યાર અગાઉ કોઈ કોઈ ઠેકાણે આવી ગઇ છે, પણ એથી તેની યથાર્થ કલ્પના કોઇનેયે વિશેષ રીતે થઇ નથી. કોઈ કોઈ તેને નૂતન ધર્મસંસ્થાપક-તરીકે ઓળખે છે, પણ તે ભૂલ છે; તથાપિ તે ચીનમાં ચિરંજીવ ને પ્રાતર્વંદ્ય થયેલો છે અને તેની યોગ્યતા પણ ખરેખર તેવીજ છે,એ બીના નીચેના વિવેચન ઉપરથી કોઇનાયે ધ્યાનમાં આવે એવી છે.

કૉન્ફુત્સુ ઉચ્ચકુળમાં જન્મ્યો હતો અને તે "લૂ" રાજ્યવંશની કારકીર્દિમાં થોડોક વખત મંત્રીપદપર હતો. વાસ્તવિક રીતે તે ન્યાયમંત્રી હતો. તત્કાલીન દુરવસ્થા તેના અંતઃકરણને દુભવતી હતી ને તે સુધારવાને તે કૃતનિશ્ચય હતો. મંત્રીપદની વેળાએ તે નાનકડા રાજ્યની માત્ર ત્રણ વર્ષમાંજ ઉત્તમ વ્યવસ્થા કરી બતાવવાની તેણે શરૂઆતમાંજ પ્રતિજ્ઞા કરી. તેની નૈતિક તેમજ શૈક્ષણિક કલ્પના નિશ્ચિત થઇ ચૂકી હતી; એનો તેને પ્રયોગ કરી જોવો હતો. પોતાનાં તત્ત્વોનો પ્રભાવ બતાવીને માત્ર એકજ વર્ષની અંદર રાજ્યને જરૂર સુસ્થિતિમાં આણી

મૂકીશ, એવી તેને ખાત્રી હતી; પરંતુ ત્યાર પહેલાંજ તેને ત્યાંથી વિદાયગીરી મળી. રાજ્યમાં થતો અન્યાય દૂર કરવાની તેની દૃઢ પ્રતિજ્ઞા હતી. કૉન્ફુત્સુનું અહિત કરવાને ટાંપી રહેલા બીજા એક રાજાએ જે રાજાને ત્યાં કૉન્ફુત્સુ મંત્રીપદે હતો, તે રાજાને ૮૦ સૌંદર્યવાન કળાવંતિણી નજરાણાતરીકે મોકલી. તેના મોહમાં લપટાઇને એ રાજાએ કૉન્ફુત્સુને તેના અધિકારપરથી દૂર કર્યો. અહીંજ તેની સુરાજ્યવ્યવસ્થાની પ્રતિજ્ઞાની ઇતિશ્રી થઈ!

"લાઉત્સી" નામનો બીજો એક સંપ્રદાયપ્રવર્તક કૉન્ફુત્સુના જેવોજ થઇ ગયો. એનું તત્ત્વ એવું હતું કે, સારાની સાથે સારા ને ખરાબની સાથે પણ સારા. ન્યાયને ન્યાય ને અન્યાયનેયે ન્યાયજ, સૌજન્યને સૌજન્ય અને દુષ્ટપણાનો પ્રતીકાર પણ સૌજન્યથીજ કરવો; પરંતુ કૉન્ફુત્સુનું તેમ નથી. તેને એક વાર પૂછવામાં આવ્યું કે, "દુષ્ટપણાનો જે સારાપણાથી પ્રતીકાર કરે છે, તેની બાબતમાં આપનો શો મત છે?"

અહીં કૉન્ફુત્સુએ સામો પ્રશ્ન કર્યો:-"તો પછી એવો માણસ સારાપણાનો બદલો કેવી રીતે વાળી શકે? યોગ્ય રીત તો એ છે કે, માણસે જેવાની સાથે તેવા થવું. સૌજન્યનો બદલો સૌજન્ય અને દુષ્ટતાનો બદલો દુષ્ટતા." ઠોંસાને ઠોંસો ને ધક્કાને ધક્કો, એજ તત્ત્વ તેને માન્ય હતું; એમ આ ઉપરથી જણાય છે. આટલા પૂરતું તેનું રામદાસ ને લોકમાન્યની સાથે સામ્ય દેખાય છે.

કૉન્ફુત્સુનામાં આત્મવિશ્વાસ બહુ હતો. વર્તમાનકાળની સુધારણા સારૂ ભૂતકાળની સ્થિતિ તરફ નજર દોડાવવી તેને ઇષ્ટ લાગતું હતું. પૂર્વજોના ઉપયુક્ત રીતરિવાજોની સ્થાપના તેને ફરીથી કરવી હતી. તેમ કર્યા સિવાય લોકો સુખી થવાના નથી, એવી તેની દૃઢ માન્યતા હતી. કેવળ લોકકલ્યાણ એજ તેની અખંડ ચળવળનું એકમાત્ર ધ્યેય હતું. તેના વિચાર, તેના પ્રવાસ અને તેણે સહન કરેલાં દુઃખો કેવળ લોકકલ્યાણને માટે હતાં. ધાર્મિક વિધિના આચાર તરફ તેનું વલણ વિશેષ હતું ખરૂં, પણ અહીં એ સુદ્ધાં કબૂલ કરવું જોઇએ કે, જે લોકોનું સ્વાભાવિક વલણ ધાર્મિક આચાર તરફ હોય છે અને જેમને અમૂર્ત તત્ત્વ સિદ્ધાંતોની બરાબર સમજ પડતી નથી એવા લોકોને શિથિલ થયેલા ધાર્મિક વિધિ ને આચાર ફરીથી શીખવવાની સમાજશાસ્તાઓને જરૂર પડે છે. એ સિવાય શાબ્દિક ધર્મતત્ત્વોની તેમની ઉપર જરા પણ અસર થતી નથી.

ઉપર કહી ગયા તે પ્રમાણે કૉન્ફુત્સુ એ કોઇ ધર્મસંસ્થાપક નહોતો, પણ પુરાણજીર્ણોદ્ધારક હતો. તે એક સંપ્રદાય-પ્રવર્તક હતો. તેની ગ્રંથરચનામાં નાવીન્ય ક્વચિતજ છે. તેણે પુરાણ ગ્રંથોનુંજ ફરીથી પ્રકાશન કર્યું. પ્રથમથીજ અસ્તિત્વમાં આવેલા વિસ્ખલિત વિચારોનું તેણે સંકલન કર્યું. એ વિચાર ઇતિહાસ, કાવ્ય ને નીતિ વગેરે વિષયોપરના હતા. ચીનનાં આ જૂનાં પુસ્તકો નીચે પ્રમાણે છેઃ—

(૧)—યિ-કિંગ—સ્થિત્યંતરવિષયક પવિત્ર ગ્રંથ, (૨) શુ-કિંગ-ઇતિહાસગ્રંથ, (૩) શિ-કિંગ-કાવ્યગ્રંથ, (૪) લિ-કિંગ-આચારબોધક ગ્રંથ.

(૧) યિ-કિંગઃ—આ ગ્રંથમાંના મૂળ મુદ્દાઓનું ઉત્પાદકત્વ "ફૂ-હિ" નામના પુરુષને હોવાનું મનાય છે. આ પુરુષ ઇ.સ. પૂ. ૩૦૦૦ વર્ષપર થઇ ગયો. એ ગ્રંથનું અધ્યયન ખુદ કૉન્ફુત્સુએ ખૂબ મન લગાડીને કર્યું હતું. તે કહેતો કે "મારૂં જો આયુષ્ય હજુ વધે તો હું બીજાં ૫૦ વર્ષ સુધી આજ ગ્રંથનો અભ્યાસ કરતો રહીશ."

(૨) શુ-કિંગઃ—આ બૃહદ્‌ગ્રંથમાં બીજા સો નાના નાના ગ્રંથોનો સમાવેશ છે. એ પૈકી હમણાં ૫૯ ગ્રંથ ઉપલબ્ધ છે. એમાંના જૂના ગ્રંથોનો રચનાકાળ ઇ. સ. પૂ. ૨૩ મા સૈકાનીએ પહેલાંનો છે ને બીલકુલ નજીકનો કાળ ઇ.સ. પૂ. ૮ મા સૈકા પહેલાંનો છે.

(૩) શિ-કિંગઃ—આ કાવ્યસંગ્રહના ૩૧૧ વિભાગ છે. એમાંથી હમણાં ફક્ત ૩૦૫ જ ઉપલબ્ધ છે. એનોય રચનાકાળ ઇ. સ. પહેલાંના ૧૨ મા શતકથી ઇ. સ. પહેલાંના છઠ્ઠા શતક સુધીનો છે. "આ કાવ્યગ્રંથ જેણે વાંચ્યો ન હોય તેની સાથે બોલવું પણ યોગ્ય નથી. આ ગ્રંથ જેણે વાંચ્યો હોય, તેના મનમાં નીચ કલ્પના કદી પણ નહિ આવે" એમ કૉન્ફુત્સુ કહેતો હતો.

(૪) લિ-કિંગઃ—આમાં "ચૌ" રાજવંશની કારકીર્દિની વેળાના ધર્મવિધિનું ને આચારોનું સંકલન કરેલું છે ને કૉન્ફુત્સુની કહેવતોને પણ વચમાં વચમાં તેમાં પાછળથી ઉમેરવામાં આવી છે.

કૉન્ફ્યુત્સુનો સ્વતંત્ર એવો એકજ ગ્રંથ છે. તેનું નામ "વસંતપર્જન્ય કથા" છે. ખરૂં જોઈએ તો આ ગ્રંથ શુ–કિંગ નામક ઇતિહાસગ્રંથની સ્વતંત્ર એવી એક પૂરવણીજ છે. તે પોતાનાં તત્ત્વોનું માત્ર ભાષણદ્વારાજ પ્રતિપાદન કરતો હતો ને એ તત્ત્વોનું તેના શિષ્યોએ સંકલન કરી રાખ્યું છે. કૉન્ફ્યુત્સુના આ મુખપ્રતિપાદિત તત્ત્વગ્રંથોના ત્રણ વિભાગ હોઇ આગળ જતાં તેમાં તેના વડા શિષ્ય મેનત્સુના વિચારોના એક ચોથા વિભાગનો ઉમેરો થઇને કૉન્ફ્યુત્સુ સંપ્રદાયના આ નવા ગ્રંથચતુષ્ટય એ સંપ્રદાયવાળાઓને વેદચતુષ્ટય પ્રમાણેજ પરમપૂજ્ય થઇ પડયા છે. આ ચાર ગ્રંથ તે આઃ–(૧) ત–હેઉચ–મહાવિદ્યા, (૨) ચંગ–યંગ–મધ્યમાવસ્થા, (૩) લન–યુ–કૉન્ફુત્સુના સ્ફુટ વિચાર, (૪) માંગ–ત્સિ–મેનત્સુના ઉદાત્ત વિચાર.

નીતિશાસ્ત્રદૃષ્ટિએ કૉન્ફ્યુત્સુના આ ગ્રંથોની કિંમત બહુ મોટી છે. કૉન્ફ્યુત્સુના આ ગ્રંથોમાં ભૂતકાળને વિશેષ મહત્ત્વ આપ્યું હોઇ પિતૃભક્તિને અસામાન્ય મહત્ત્વ આપેલું છે, તેની પાશ્ચિમાત્ય લોકોનાથી કલ્પના સુદ્ધાં થઇ શકશે નહિ. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિભિન્નતામાંનું વિશેષ છે તે આ. સિવાય એના ઉપદેશમાં ધાર્મિક વિધિના આચરણપર જે જોર આપેલું છે, તે તો પાશ્ચાત્યોને હાસ્યાસ્પદજ લાગશે. નૈતિક સદાચરણ એ તેના ઉપદેશનું બીજ છે. શુ–કિંગ ગ્રંથ તેનાજ સંપાદકપણા નીચે પ્રસિદ્ધ થયો. તેમાં એક નીચલો ઉતારો છે. આ ઉતારો મૂળનોજ હતો કે તે કૉન્ફ્યુત્સુએ નાખ્યો એ બાબતમાં શંકા છે. ગમે તેમ હોય, પણ એ ઉપરથી ચીની નીતિમત્તાનો નમુનો આપણને જોવા મળે છે. આ રહ્યો તે ઉતારોઃ—

ઇ. સ. પૂ. ૨૦૦૦ વર્ષના શુમારે સન નામનો રાજા રાજ્ય કરતો હતો. તેના પ્રધાનને 'નવ સદ્‌ગુણ કયા?' આવો પ્રશ્ન કરવામાં આવતાં તેનો તેણે જવાબ આપ્યો કેઃ—

૧–બોલવામાં નરમાશ, પણ તે રૂઆબદાર.
૨–સૌમ્યપણું, પણ એમાં મક્કમતા.
૩–બોલવામાં તીક્ષ્ણતા, પણ તેમાં સુદ્ધાં આદર.
૪–સ્પષ્ટ ને સચોટપણાનો વ્યવહાર, પણ એમાં પૂજ્યભાવ.
૫–શાલીનપણું, પણ તેમાં ધીટતા.
૬–નિઃસ્પૃહતા, પણ તેમાં શાંતપણું.
૭–સાદાઇ, પણ તેમાં વિવેકનું તારતમ્ય.
૮–જોમ, પણ બતાવવા પૂરતું નહિ; હૃદયથી.
૯–શૌર્ય, પણ તેમાં સુદ્ધાં ન્યાયનિષ્ઠા.

ઇ. સ. પૂ. ૨૦૦૦ વર્ષ પહેલાંના ચીનના આ નીતિવિચાર (હોવા છતાં અત્યારે પણ તે) ખરેખર સૌને વિચારણીયજ જણાશે.

કૉન્ફ્યુત્સુ તત્ત્વવાદના અતિરેકે કદી પણ જતો નહિ. તેને મધ્યમાવસ્થા પસંદ હતી. તે પોતાના તત્ત્વપ્રતિપાદનમાં પણ દુરાગ્રહી નહોતો. તેણે તરુણોને પિતૃભક્તિનો ઉપદેશ ભાર મૂકીને કર્યો અને તેની સાથે પ્રૌઢ માણસોને સંતતિવિષયક–પુત્રવિષયક કર્તવ્ય શીખવવાને પણ ઓછું કામ કર્યું નહોતું. તે ન્યાયમંત્રી હતો ત્યારે એક ચમત્કારી કેસ તેની પાસે આવ્યો. એમાં બાપ ફરિયાદી અને છોકરો આરોપી હતો! કૉન્ફ્યુત્સુએ બન્નેને કેદની સજા કરી. એણે ન્યાય આપતી વેળા જે ભાષણ કર્યું એમાં નીચેનો મજકૂર છેઃ—

"જેને 'પિતૃભક્તિ એટલે શું?' એ ઉદાહરણપૂર્વક કદીપણ શીખવવામાં આવ્યું નથી તોપણ એની પિતૃભક્તિમાં ફરક પડવા બદલ શું મારે તેનેજ શિક્ષા કરવી? પિતૃવિષયક કર્તવ્ય ચૂકનારા છોકરાના જેટલોજ પુત્રવિષયક કર્તવ્ય ચૂકનારો બાપ સુદ્ધાં દોષી નથી ઠરતો કે? માનવી સ્વભાવની અંદર ગુન્હેગારપણું એ કંઇ જન્મજાત નથી હોતું. એટલા સારૂ પુત્રે અગર પ્રજાએ પિતાવિરુદ્ધ અથવા કાયદાવિરુદ્ધ જો ગુન્હો કર્યો તો તેમને તેમનું કર્તવ્ય ન શીખવવા બદલ બાપ અને સરકારને પણ જવાબદાર માનવા જોઇએ. જનતામાં કાયદાકાનુનની યોગ્ય પ્રસિદ્ધિ ન કરવા છતાં તે અજ્ઞાત કાયદાનો ભંગ કરવા બદલ પ્રજાને શિક્ષા કરનારો રાજા તે રાજા શાનો? પ્રથમ સૂચના કે તાકીદ ન આપતાં જે રાજા કર વસુલ કરે છે, તે રાજાને જુલમીજ કહેવો જોઇએ. અપરાધના સ્વરૂપસંબંધનું જ્ઞાન ન શીખવતાં પ્રજાને દેહાંત સજા આપનાર રાજા પોતેજ ગુન્હેગાર છે, એમ સમજવું જોઇએ."

આ ઉતારા ઉપરથી કૉન્ફ્યુત્સુની રાજનીતિની પિછાણ થઈ શકે એમ છે.

માનવસ્વભાવના જન્મજાત સારાપણાની બાબતમાં કૉન્ફ્યુત્સુની પૂર્ણ ખાત્રી હતી ને કોઇને શિખામણ આપવી તે પોતાના આચરણથી આપવી એવો તેનો મત હતો. "સદ્વર્તની મનુષ્યના સંરક્ષણ સારૂ અસદ્વર્તની મનુષ્યને ઠાર મારીએ તો આપણને કેવું લાગે?" એવો એક વાર તેને રાજાએ પ્રશ્ન પૂછ્યો.

તરતજ કૉન્ફ્યુત્સુએ તેનો જવાબ આપ્યો કે "રાજ્યકારભાર ચલાવતી વેળા દેહાંત પ્રાયશ્ચિત્તની આવશ્યકતા પણ શી છે? લોકોએ સદ્વર્તની થવું જોઇએ, એવી આપની ઇચ્છા જાહેર કરો કે લોક સદ્વર્તની બનવા લાગશે."

કૉન્ફ્યુત્સુનો પ્રામાણિક મત એવો હતો કે, સ્વભાવતઃજ જે પ્રમાણે સોનું કઠણ ને અગ્નિ ઉષ્ણ છે, તે પ્રમાણે સ્વભાવતઃજ મનુષ્ય ઉદાર, સદ્વર્તની, સદ્વિચારી, શાણો ને નિષ્ઠાવાળો હોય છે. જગતમાં વ્યવહરતાં જેમ હમણાં ઘણેભાગે આપણને, તેવોજ ત્યારે તેને પણ તેના મતની વિરુદ્ધ અનુભવ રોજ મળતો હોવા છતાં તેણે પોતાનો આ મત કદી પણ તજ્યો નથી.

સાધારણ લોકમત એવો છે કે, તેના તત્ત્વજ્ઞાનમાં આધ્યાત્મિકતાનો અભાવ છે, પણ એ મત ખરો જણાતો નથી; કારણ તે વારંવાર કહે છે કે, નિષ્ઠા અને વિશ્વાસ હોવા સિવાય દુનિયામાં પગલુંજ ભરી શકાતું નથી, એટલી આ ગુણની માતબ્બરી છે. મનુષ્યના આચરણને દૃઢ નિષ્ઠાનો પાયો જોઇએ, એ તેના ઉપદેશનું ધ્રુપદ યાને પાલુપદ છે. નદીને તરી જનારાને જેવી નૌકા તેવી સદ્વર્તનને નિષ્ઠા, એ તેનું પોતાનું નક્કી થયેલું પાલુપદ છે. મનુષ્યના સામર્થ્યની બાબતના તેના વિચાર ખરેખર મનન કરવા જેવા છે. જે સમયમાં કૉન્ફ્યુત્સુને આ તત્ત્વો સુઝ્યાં, એ સમયનો વિચાર કરીએ તો આ તત્ત્વજ્ઞાનનું કૌતુક કરવાનીજ ઇચ્છા થાય છે. તે કહે છે કેઃ—

"મનુષ્ય દૈવાધીન નથી, પણ તે દૈવનેજ પોતાને અનુકૂળ કરી શકે છે. દૈવનેજ શું? પણ સામર્થ્યવડે તે સ્વર્ગ અને પૃથ્વીનીય બરોબરી કરી શકશે; ને સૃષ્ટિક્રમ ઉપર સુદ્ધાં પોતાની છાપ પાડી શકશે. મનુષ્ય નિર્દંભ વર્તનવડે આત્મોન્નતિ કરી શકે છે. પણ **આંતરિક સ્વોન્નતિ સાધી લીધા પછીજ પરોન્નતિ સાધવાનું તેને સુલભ થાય છે.** પોતાના માનવ બાંધવોની ઉન્નતિ પછી પોતાની આસપાસનાં પ્રાણી અને વસ્તુઓને પણ તે ઉન્નતાવસ્થાએ પહોંચાડી શકે છે. આટલું સાધ્ય થયા પછી તે સ્વર્ગ અને સમગ્ર પૃથ્વીના સામર્થ્યમાં ક્રાન્તિ કરીને પોતાનું સામર્થ્ય વધારી શકે છે. આટલું સામર્થ્ય પ્રાપ્ત થયા પછી તે પૃથ્વી અને સ્વર્ગમાં એકરૂપ થઇ જઇ પોતેજ ત્રૈમૂર્ત્યાત્મક બને છે. તેમની સાથે તે સમત્વ પામે છે. આમ થવાથી આખા વિશ્વમાં પણ સુસ્થિતિ વર્તવા લાગે છે. જ્યાં ત્યાં પૂર્ણતા અને પુષ્ટતાની સત્તા જામે છે. આદર્શ માનવીનું સામર્થ્ય આવી યોગ્યતાવાળું છે. આદર્શ માનવમાં મૂળથીજ આવી સ્વર્ગીય શક્તિ હોય છે. સર્વ મનુષ્ય સારાજ હોય છે ને તેમનામાં સ્વર્ગીય એવા આદર્શ ગુણોનું વાસ્તવ્ય હોય છે."

આમાંનાં તત્ત્વોને માટે મતભેદ હોઇ શકે; પણ તે ઘણાં ઉદાર છે, એમાં તો શંકાજ નથી. જન્મતઃજ મનુષ્ય ખરાબ છે એમ માનવા કરતાં તે સારો છે, એમ માનવું; એ માનવજાતિની સુધારણાને કોઇ પણ સંયોગમાં વધુ આશાજનક છે.

મનુષ્યમાત્રમાં રહેલી ઉદાર બુદ્ધિને માટે કૉન્ફ્યુત્સુને બહુજ વિશ્વાસ છે. આ ઉદારબુદ્ધિ ધર્મદાનમાટેજ નહિ પણ જીવનની અંદર હરેક પ્રકારે શ્રેયસ્કર છે, એવો તેનો મત છે. તેવીજ રીતે ન્યાયબુદ્ધિપર સુદ્ધાં તેનું પુષ્કળ જોર છે. આત્મોન્નતિજ જીવનના ધ્યેયસાધ્યનો મુખ્ય પાયો છે, એમ તેનું કહેવું છે.

"વૈયક્તિક ઉન્નતિ જો પ્રથમ સાધી હોય તો આપણી આસપાસનાં મનુષ્યોપર સુદ્ધાં તેની સારી અસર થાય છે ને એને પરિણામે આખા દેશની ઉન્નતિ કરવામાં કારણભૂત થઈ શકાય છે—અર્થાત્ પ્રત્યેક **મનુષ્યે સૌથી પહેલાં પોતાનુંજ જ્ઞાન ને વર્તન સુધારીને સ્વોન્નતિ કરી લેવી જોઇએ. સૌ પહેલાં પોતાનુંજ વચન અને વર્તન સૌ કોઈએ સાવધ રહીને તપાસતા રહેવું જોઇએ અને જે કંઈ અઠીક જણાય તેને પોતાના પંડમાંથી હદપાર કરીને ઉચ્ચતાને પેસવાનો યોગ્ય અવકાશ આપવો જોઇએ.** જીવનની મુસાફરીમાં મનૌદાર્ય એ વિશ્રાંતિસ્થાન, સદાચાર એ માર્ગ, દેશકાલાનુરૂપતા એ વસ્ત્ર, જ્ઞાન એ દીપક ને નિષ્ઠાને અદ્ભુત શક્તિ માનેલી હોઇ એ સાધનો સૌ કોઇએ મેળવી લેવાં જોઇએ. સુસંસ્કૃત મનુ-

ધ્યાનમાં ભવ્યતા, આદર, નિષ્ઠા અને વિશ્વાસ, આ ગુણો હોય છે. ભવ્યતાને લીધે તેનામાં અસાધારણતા દેખાઈ આવે છે, આદરવડે તે લોકપ્રિય થાય છે, નિષ્ઠાથી તે મહાન પદે પહોંચે છે અને વિશ્વાસુપણાને લીધે તે પોતે વિશ્વાસને પાત્ર બને છે. સત્કારબુદ્ધિ એ યથાકાલોચિતતાની નજીકમાં છે. કરકસર એ દયાળુપણાની નજીક છે ને સત્યનિષ્ઠા એ તત્ત્વપ્રતીતિની નજીક છે.

યથાકાલોચિતતા અથવા વ્યવસ્થિતપણું કૉન્ફ્યુત્સુને ખૂબ મહત્ત્વનું જણાય છે. તેના આ તત્ત્વમાં પ્રેમ અને આદરસત્કારનોએ અંતર્ભાવ થાય છે. તેનાં આ તત્ત્વોની ચીની લોકો ઉપર બહુ સારી અસર થઈ છે. કુટુંબના ને રાષ્ટ્રના ઘટકતરીકે ચીની લોકોમાં કર્તવ્યજાગૃતિ ઉત્પન્ન કરવાનું શ્રેય કૉન્ફ્યુત્સુનાં આ તત્ત્વોને આપવું જોઇએ. કૉન્ફ્યુત્સુનામાં બળવત્તર આત્મવિશ્વાસ હતો, છતાં તે ગર્વથી રહિત હતો; એ ધ્યાનમાં રાખવા જેવું છે. દુરાગ્રહ, અહંતા અને આત્મ-પ્રૌઢીના દોષથી તે અલિપ્ત હતો. તે પોતાની બાબતમાં એક ઠેકાણે લખે છેઃ—

"દયાળુપણાનો ને સાધુપણાનો મેળ જેનામાં થયો છે, તેની સાથે બરોબરી કરવાને હું કેવી રીતે જાઉં? એ ગુણો મારામાં આવે એને માટે હું અહર્નિશ પ્રયત્ન કરતો રહીશ; ને મારામાં તે ઉતરશે ત્યારે બીજાઓની અંદર પણ એ ગુણો ઉતારવાનો હું પ્રયત્ન કરીશ. એ ઉદ્યોગમાં હું કદી પણ નિરાશ થવાનો નથી."

આ બધું કૉન્ફ્યુત્સુ માટેનું થયું. હવે વ્યક્તિમાત્રને ઉપદેશ કરતી વખતે સુદ્ધાં તેની વાણીમાં પોતાનીજ વર્તણુકની થોડી ઘણી છટા પડેલી જણાય છે. એનો એક નમુનો જુઓઃ—

"એકાદ સદ્‌ગુણી મનુષ્યની મુલાકાત થતાં તેના ગુણ આપણામાં કેટલા છે, એ તપાસી જુઓ. તેવીજ રીતે કોઇ દુષ્ટ માણસ મળે તો તેના દુર્ગુણોનો આપણામાં પ્રવેશ થવા પામ્યો છે કે નહિ, એનું પરીક્ષણ કરો."

"માનો કે, અમે ત્રણ જણા પ્રવાસે નીકળ્યા છીએ; તો મને પોતાને બાદ કરીને બાકીના બેને હું મારા ગુરુ સમજીશ. તેમાં જે સારો હશે, તેનું હું અનુકરણ કરીશ ને જે ખરાબ હશે તેને જોઇને હું આત્મશોધન કરીશ—એટલે કે તેનામાં રહેલા દુર્ગુણ મારામાં નજરે પડતાં તે દુર્ગુણોને દૂર કરવાનો પ્રયત્ન કરીશ."

કૉન્ફ્યુત્સુના નીચલા ઉદ્‌ગાર જો કે અનેક વર્ષો પૂર્વે નીકળેલા છે, તોપણ તે આજના પોતાને સુધરેલા કહેવડાવનારા લોકોએ—વિશેષતઃ યુરોપીયનોએ—રોજ મુખોદ્‌ગત કરવા જેવા છે.

"લોકવ્યવહારમાં પોતાના વચનનું પ્રતિપાલન કરો. બોલવાનું હોય તે સત્ય ને અંતઃકરણથી બોલવું. જે કંઇ કરવાનું હોય, તે શોભવા જેવું ને આદરણીય હોવું જોઇએ. તદ્દન જંગલી ગણાતા લોકોની સાથે વ્યવહાર કરવાનો કાં ન હોય; પણ પોતાનું વર્તન લોકવ્યવહારમાં નિષ્કલંક રાખો."

"લોકોને સન્માન અને સંપત્તિ જોઇએ છે. ઠીક છે! પણ જો વિહિત માર્ગથી એ બન્ને મેળવવા શક્ય ન હોય તો તેનો છંદ છોડી દીધેલોજ ઠીક. ગરીબી અને અપમાન કોઇનેજ ન જોઇએ, પણ વિહિત માર્ગવડે જો એમાંથી છૂટી શકાય એવું ન હોય તો તેની પ્રાપ્તિમાં પણ સુખ માનીને રહેવાની પોતાની ફરજ છે, એમ સમજવું."

કૉન્ફ્યુત્સુની રાજનીતિ પણ વિચારણીય છે અને તેણે રાજાલોકોને કરેલો નીચેનો ઉપદેશ લાખ રૂપિયાની કિંમતનો છેઃ—

"રાજાએ પોતાના પ્રધાનની પસંદગી કરવી તે નજર સામે પ્રજાનુંજ કલ્યાણ રાખીને ને પોતાની વિવેકબુદ્ધિને આગળ રાખીને કરવી. સર્વસાધારણ વ્યક્તિમાત્રને જેવો 'કર્તવ્યકર્મ'નો નિયમ લાગુ છે, તેવોજ રાજાને સુદ્ધાં છે. રાજાએ પોતાનું કર્તવ્ય કરતી વેળાએ સર્વથી વધારે ધ્યાનમાં રાખવા જેવી કોઇ પણ બાબત હોય તો તે 'લોકકલ્યાણ'જ છે. કેમકે લોકકલ્યાણ એ વિશ્વપ્રેમનુંજ એક અંગ છે—અર્થાત્ પોતાના દોષનું સંશોધન કરીને પોતાની પૂર્ણાવસ્થા સાધવાની બાબતમાં કર્તવ્યકર્મના નિયમની બાબતમાં તો રાજા સુદ્ધાં મુક્ત રહી શકે તેમ નથી. તેને એક વાર એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો કે 'મરણ એ શું છે?' જવાબમાં તેણે જણાવ્યું કે "જીવન એટલે શું એજ જો સમજાતું નથી તો પછી મરણ એ શું છે તે કેવી રીતે કહી શકાય?'

(૩)

આજ જન્મમાં આદર્શ જીવન કેવી રીતે બનાવી શકાય, એનો પણ વિચાર દરેક જણે જરૂર કરવો, એમ કૉન્ફ્યુત્સુ કહે છે.

**"सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमंतःकरणप्रवृत्तयः ।"**

આમ કાલિદાસ કહે છે, અને કૉન્ફ્યુત્સુ સુદ્ધાં એમજ માને છે. સિવાય તે એમ કહે છે "વિચાર(મનન)સિવાયનું જ્ઞાનાર્જનજ નકામું છે અને જ્ઞાનાર્જનસિવાયના એકલા વિચાર તો અનર્થકારકજ છે!"

હવે પ્રશ્ન આવ્યો કે, જ્ઞાન એટલે શું ? તો "એક વસ્તુનું સમ્યક્જ્ઞાન થયું હોય તોજ તે થયું છે એમ સમજવું; અને તેવા પ્રકારનું જ્ઞાન થયું ન હોય તો તે થયું નથી, એમ સ્પષ્ટ-પણે કબૂલ કરવું" એનુંજ નામ જ્ઞાન કહેવાય. માનનીયને માન આપવું; સુખદુઃખ, ક્રોધ, આનંદ ઇત્યાદિને મનની સમતા ખોવા જેટલા પ્રબળ ન થવા દેવા; આત્મદમન કરવું, ઇંદ્રિયો-ને તાબામાં રાખવી; ગંભીરતા, ઔદાર્ય, લાગણી, દયાળુતા વગેરે શુભ ગુણોનો વિકાસ કરવો વગેરે બાબતોપ્રત્યે મનુષ્યપ્રાણીએ લક્ષ આપવું આવશ્યક છે.

કૉન્ફ્યુત્સુ પોતે નવધર્મપ્રવર્તક નથી, એ ઉપર એક વાર જણાવેલુંજ છે. માત્ર પહેલાંનાંજ ધર્મતત્ત્વો તેણે સમાજને વિશદ કરીને બતાવ્યાં છે. આપણે ઈશ્વરી સ્ફૂર્તિથી બોલીએ છીએ, કિંવા સ્વર્ગીય સંદેશ મર્ત્યલોકને આપીએ છીએ, એમ તો તે પોતે સુદ્ધાં કહેતો નથી. પૂર્વજોની ઉપર તેની ભક્તિ છે ને તેનુંજ દૃષ્ટાંત પોતે લે છે. તે પોતાનીજ બાબતમાં પોતે કહે છે કેઃ—

"ચિંતામુક્ત થવા જેટલો હું સદ્‌ગુણસંપન્ન નથી, દુઃખાતીત થવા જેટલો હું સુજ્ઞ નથી કે ભયાતીત થવા જેટલો હું ધીરજવાન નથી." થોડાશા લાભને માટે ગુલામગીરી સ્વીકારે એટલી હલકી બુદ્ધિનો તે નથી અથવા લોકોના મન ઉપર દાબ બેસાડવાની ભલતીજ મોટાઇમાં પડનારો પણ નથી. કૉન્ફ્યુત્સુની વિચારસરણી **"अति सर्वत्र वर्जयेत्"** ના સ્વરૂપની હતી; પણ આવા તત્ત્વપ્રતિપાદકે ધૈર્યનું મહત્ત્વ વર્ણવવું એ પણ એક નવાઇજ છે. એમાંય શારીરિક ધૈર્યના કરતાં માનસિક ધૈર્યને તે મહત્ત્વનું માને છે. સદાચારી અને ઉદાર મનનો હોય તેજ ખરો ધૈર્યવાન છે. અંતઃકરણને યોગ્ય લાગે તેજ આચરણ કરવું અને વિપત્તિકાળે પણ ન ડગમગવું, એજ ધીરપુરુષનું લક્ષણ છે એમ તે માને છે. પ્રત્યેક વ્યક્તિમાં ધૈર્ય હોવું જોઇએ, એમ તે કહે છે. ધૈર્યની તેણે કરેલી ચિકિત્સા અને મહત્ત્વને જોઇએ તો આપણને શ્રી સમર્થ રામદાસના ઉપદેશનું સ્મરણ થાય છે. ધૈર્યમાટેનો તેનો ઉપદેશ વાંચતાંજ કૉન્ફ્યુત્સુ રાજકારણી તત્ત્વવેત્તા હતો, એમ માનવુંજ પડે છે. જે જે ગુણોવડે દેશનું સંરક્ષણ થાય તે તે ગુણોની ઉપાસના કરવી, એવી તેની ઉપદેશાત્મક તાકીદ છે. લોકોનામાં રાષ્ટ્રનું સંરક્ષણ કરનારા ગુણો ઉદ્‌ભવીને એ ગુણોની વૃદ્ધિ પણ થવી જોઇએ, એ બાબતપર તેની એકસરખી નજર રહેતી; ને એજ ધ્યેયને નજર સામે રાખીને તેણે માનવી કર્તવ્યોની મર્યાદા આંકેલી છે. તે નીતિપ્રવર્તક તત્ત્વવેત્તા હતો. મનુષ્યના અંગમાં ધૈર્ય કેવી રીતે દૃઢીભૂત થઇ જવું જોઇએ, એનાં તે કેવાં ઉદાહરણો આપે છે તે જુઓઃ-

"સમુદ્રમાં જવું ને મગરમચ્છની સાથે લડવું; જંગલમાં પ્રવેશવું અને ગેંડા તથા વાઘ વગેરેથી બે હાથ કરવા; તીક્ષ્ણ શસ્ત્રો ધારણ કરનારાનો ભેટો થતાં મૃત્યુનેજ જીવન માનવું; એજ અનુક્રમે માછીઓનું, શિકારીઓનું ને સિપાઇઓનું ધૈર્ય છે; તથાપિ દારિદ્ર્ય એ ઈશ્વરી ઇચ્છાથી આવે છે ને ઉન્નતાવનતિની રેંટમાળ માનવજીવનમાં ફરતીજ રહે છે, એ સમજી લઇ તેનાથી બીવું નહિ. એ સાધુ પુરુષોનું ધૈર્ય છે.

તેની દૃષ્ટિ હમેશાં લોકકલ્યાણ ઉપરજ રહેતી. જે કંઇ કરવું તે બધું જનહિતને માટેજ કરવું, એ તેનું મુખ્ય તત્ત્વ હતું. એક વાર તેને કોઇએ પૂછ્યું કેઃ—

"લોકોને માટે શું કરવું ?"

"લોકોને સધન કરો." આવો તેણે ઉત્તર આપ્યો.

"વારૂ, એને માટે બીજું શું કરવું ?" આવો તેને ફરી પ્રશ્ન કરવામાં આવ્યો.

"એમને શિક્ષણ આપવું" તેણે કહ્યું.

"શુ-કિંગ" નામનું જે પુસ્તક કૉન્ફુત્સુના સંપાદકપણા નીચે પ્રસિદ્ધ થયું છે, તેમાં નીચેનું તત્ત્વ છે.

"લોકોના ઉપર પ્રેમ કરવો એના કરતાં બીજો કોઇ સદ્‌ગુણ નથી; અને લોકોનું હિત સાધવું એના કરતાં રાજસત્તાનું ઉચ્ચતર ઉદ્દિષ્ટ બીજું કોઇજ હોઇ શકતું નથી."

અત્યારસુધીની માહિતી ઉપરથી એ સ્પષ્ટ થશે કે, કૉન્ફુત્સુ એ કોઇ પણ એક વિશિષ્ટ સંપ્રદાયનો પ્રવર્તક નહોતો. એ વિચારશીલ ને જ્ઞાની હોવાથી પ્રસંગાનુસાર તે જે વાક્ય બોલતો, તેજ હવે કહેવતો બની છે, ને એ કહેવતોનેજ તેનો ઉપદેશ માનવો પડે છે. ચીની રાષ્ટ્રને ને તદ્દેશીય લોકોને ઉદ્દેશીને તે બોલ-તે વાક્ય નીકળેલાં હોવાને લીધેજ તે બધાનું એકસરખુંજ વ્યાપક સ્વરૂપ નથી; પણ એમાં એવાં પણ કેટલાંય સર્વસાધારણ તત્ત્વો છે કે જે પૃથ્વીપરના કોઇ પણ રાષ્ટ્રને વિચારણીય લાગશે. આખું ચીન તેને વંદ્ય માને છે. તેના મૃત્યુ પછી તેના અનુયાયી એક રાજાએ તેના સમગ્ર ઉપદેશને સોળ સૂત્રોમાં સમાવીને તે પ્રસિદ્ધ કર્યાં છે. તે ષોડષ સૂત્રી નીચે આપીએ છીએ.

### કૉન્ફુત્સુની ષોડષ સૂત્રી

૧-સામાજિક બંધનોને દૃઢ રાખવા સારૂ માતૃપિતૃભક્તિ અને બંધુપ્રીતિ ઉત્કૃષ્ટ રીતે આચરણમાં આણો.

૨-એકતા અને દિલદારપણું રાખવા સારૂ સગાસ્નેહીઓની સાથે ઉદારતાથી વર્તો.

૩-ટંટાબખેડા અને ન્યાયપંચાયતો ટાળવા સારૂ આડોશીપાડોશીની સાથે વિવેક ને શાંતિથી વર્તો.

૪-અન્નવસ્ત્રને માટે ખેતી અને વાવેતરનું મહત્ત્વ ઓળખી રાખો.

૫-ઉડાઉપણાનું દુષ્પરિણામ ટાળવા સારૂ મિતવ્યય અને કરકસરને આચરણમાં આણો.

૬-વિદ્યાર્થીઓની વિદ્યાર્જનની સગવડને માટે વિદ્યાપીઠો તેમજ પાઠશાળાઓની વૃદ્ધિ ને ખીલવણી કરો.

૭-સદ્ધર્મતત્ત્વોની વૃદ્ધિને અર્થે અધર્મતત્ત્વોનો નાશ કરો.

૮-અજ્ઞાની ને દુરાગ્રહી લોકોની બરાબર સમજુત કરવા સારૂ નીતિનિયમો બરાબર ને વિશાળ કરો.

૯-આચારવિચાર ને રીતરિવાજ બરાબર પળાય એટલા સારૂ આદરસત્કાર તથા શુભાશુભ વિચારને આચરણમાં પ્રગટ કરો.

૧૦-લોકોએ પોતાનું ઉદ્દિષ્ટ ધ્યેય પોતાની નજર સામે અટલપણે રાખવા સારૂ પોતાના ધંધાની અંદર સાવચેતીથી વર્તવું.

૧૧-બાળકો અને બંધુવર્ગ કુમાર્ગથી પાછા વળે એટલા સારૂ તેમને સારૂં શિક્ષણ આપો.

૧૨-પ્રામાણિક સજ્જનોના રક્ષણમાટે તેમનાપર ખોટા આરોપ કરવાની ટેવથી દૂર રહો.

૧૩-ઘાતકી લોકોના પાપમાં ભાગીદાર થતા અટકવા સારૂ તેમને આશ્રય ન આપો.

૧૪-તમારા તરફથી મળનારા પૈ-પૈસાની સુદ્ધાં જેમાં જરૂરીઆત હોય તેની પૂર્તિ કરવા સારૂ સરકારી કર આપવાને તત્પર રહો.

૧૫-ચોરીઓને ને ધાડોને બંધ કરવા સારૂ સૌની એકતા કરો.

૧૬-વ્યક્તિમાત્રનું ને જીવિતનું મહત્ત્વ સિદ્ધ કરવા સારૂ મત્સર તથા ક્રોધનો નાશ કરવાનો અભ્યાસ કરો.

આ બધાં તત્વો ખરેખર ઉચ્ચ દરજ્જાનાં છે. એ ઉપરથી સન્માર્ગની વિશેષ પ્રવૃત્તિ થાય એજ ઉદ્દેશ દેખાય છે; અને તેથીજ કૉન્ફુત્સુના તત્ત્વજ્ઞાનની માતબ્બરી વિશેષ લાગે છે. આ ષોડષસૂત્રી તેના ઉપદેશના સારતરીકે તેના અનુયાયીઓએ યોજેલી છે; પણ તેના મુખમાંથી નીકળેલાં તત્ત્વો પણ જેવાં ને તેવાં ઉતારી લઇને સંભાળપૂર્વક રાખી મૂકવામાં આવેલાં છે. એ પૈકી અષ્ટસૂત્રી નીચે ઉતારી લેવાનો મોહ અમારાથી અટકાવી શકાતો નથી. મનુષ્યમાત્રના કૉન્ફુત્સુએ એક બે પ્રકાર ગ્રહણ કરવા યોગ્ય માન્યા છે. એક તો ઉચ્ચ પ્રકારનો મનુષ્ય અને બીજો નીચ પ્રકારનો મનુષ્ય. તે કહે છે કેઃ-

## કૉન્ફુત્સુની અષ્ટસૂત્રી

૧–ઉચ્ચ પ્રતિનો મનુષ્ય જેની શોધમાં હોય છે, તે તેના પોતાનામાંજ હોય છે; નીચ મનુષ્ય જે શોધે છે તેજ બીજાની પાસે હોય છે.

૨–ઉચ્ચ પ્રકારના મનુષ્યનો દરજ્જો મોટો હોવા છતાં પણ તેને માટે તે લડાલડી કરતો નથી. તે સમાજમાં હળીમળી જનારો હોય છે, પણ પક્ષપાત કરતો નથી. કેવળ સારૂં સારૂં બોલવા ઉપરથીજ તે કોઇનોયે દરજ્જો નક્કી કરતો નથી, કિંવા કેવળ વ્યક્તિપ્રત્યે લક્ષ્ય રાખીને તેની મીઠી વાણી તરફ જાણી જોઇને દુર્લક્ષ્ય પણ કરતો નથી.

૩–ખુશામત ન કરનારા નિર્ધન લોક અને ધનમદવિનાના શ્રીમંત લોક સારા છે; તથાપિ તેમનામાં પણ જેઓ દારિદ્ર્યમાં આનંદ માનવાવાળા નિર્ધન લોકો હોય અને નીતિબંધનોને શિથિલ ન થવા દેનારા શ્રીમંત લોકો હોય તેમની બરોબરી થઇ શકશે નહિ.

૪–વિચારસિવાયનું જ્ઞાન જેમ વ્યર્થ છે તેમ જ્ઞાનસિવાયના વિચાર અનર્થકારક છે.

૫–ભાષાસરણી એવી હોવી જોઇએ કે તેમાંથી અર્થબોધ થાય.

૬–અતિવ્યયથી મર્યાદાભંગ થાય છે અને કંજુસપણાથી હલકાપણું આવે છે, માટે મર્યાદાભંગ કરવાના કરતાં હલકાપણું સ્વીકારેલું ઠીક.

૭–મનુષ્ય પોતે પોતાના સિદ્ધાંતોને અધિકાધિક ઉચ્ચકોટિએ પહોંચાડી શકે છે. કાંઇ સિદ્ધાંતો મનુષ્યને ઉચ્ચકોટિએ લઇ જતા નથી.

૮–સાવધતાપૂર્વક વર્તનારને હાથે સહસા પ્રમાદ થતો નથી.

આવા પ્રકારની અસંખ્ય કહેવતો ચીની જનતાના મ્હોંએ વસી ગઇ છે. આ કહેવતોની તેમના આચારવિચારોપર સુદ્ધાં બહુ અસર થઇ છે. આ વચનોનો ઉપયોગ મોટા મોટા ગ્રંથોની અંદર વેદવાક્ય પ્રમાણે ઉદ્ધૃત કરવામાં પણ થાય છે. કેમકે આ વચનોને ચીની વિદ્વાનો પૂરેપૂરાં પ્રમાણભૂત માને છે.

ચીન દેશનો જે સમયથી ઇતિહાસ ઉપલબ્ધ છે, તેના આરંભથીજ ચીન દેશમાં પિતૃપૂજા અને મૃતાત્માપ્રીત્યર્થ યજન કરવાની પ્રથા રૂઢ હોવાનું દેખાઇ આવે છે. આ રૂઢિના મૂળમાં કયી ધાર્મિક સમજુત રહેલી છે તે કંઇ કૉન્ફુત્સુ કહેતો નથી. એવી બાબતોમાં તે મનજ ઘાલતો નથી. "ત્સે–લુ" ના પ્રશ્નનો ઉત્તર આપતાં તે કહે છેઃ–

"જીવિત માણસને જો તારાથી કંઇ આપી શકાતું નથી તો પછી મૃતાત્માઓને તો તું શુંજ આપવાનો હતો ?"

કેવો મઝાનો આ જવાબ છે! દૃશ્ય જગતનો પણ વિચાર કરવાનો તેનો સ્વભાવ આ જવાબપરથી દેખાઇ આવે છે; પણ જીવંતપણે માતા–પિતાને કષ્ટ આપીને મૃત્યુ પછી તેમનું શ્રાદ્ધતર્પણ કરનારા કેટલાક હિંદી તરુણોની મનોભાવનાનો સુદ્ધાં ઉપલા પ્રત્યુત્તરમાં ઉપહાસ કરેલો પ્રતીત થાય છે.

એનો મત એવો જણાય છે કે, માણસને તેનાં સારાં–નરસાં કૃત્યોનું પરિણામ કદી ને કદી પણ ભોગવવુંજ પડવાનું. × × ×

## સુવર્ણવચન

"ત્સે–કુન્" નામના તેના એક અનુયાયીએ તેને પૂછયું કે, "જીવનકર્તવ્યનો ઉદ્‌બોધક અને આયુષ્યભર આચરણમાં ઉતારવા જોગ એવો એકાદ નિયમ એકજ શબ્દમાં સમાવીને આપ જણાવશો કે ?"

આ પ્રશ્ન વિકટ હતો, પણ કૉન્ફુત્સુએ તાબડતોબ એક શબ્દ કહી બતાવ્યો. એ શબ્દમાં બે અક્ષરાકૃતિ હતી. એક આકૃતિનો અર્થ "અંતઃકરણ" એવો હતો; ને બીજીનો અર્થ "જેવું અંતઃકરણ" એવો હતો. "જેવું અંતઃકરણ" તેનું તેણેજ પાછળથી આવું સ્પષ્ટીકરણ કર્યું– **'જેવું બીજાએ તારી સાથે વર્તવું જોઇએ એમ તને લાગે છે, તેવીજ રીતે તું પણ બીજાની સાથે વર્તતો ચાલ.'**

ખ્રિસ્તે પણ આજ વાક્ય ઉપદેશેલું છે. આ વચનને ચીની વાઙ્મયમાં સુવર્ણવચન કહે છે. ખ્રિસ્તની પૂર્વે આશરે પાંચસો વર્ષ પહેલાંથી આ ઉદાત્ત તત્ત્વ કૉન્ફ્યુત્સુએ જગતની અંદર પ્રચલિત કરેલું છે.

રાજનીતિમાં સુદ્ધાં કૉન્ફ્યુત્સુનો ઉપદેશ અત્યંત મનનીય છે. તે કહે છે કે, ખરાબ માણસને સત્તાધારી થવા દેવો નહિ. કુલપતિની પેઠે અથવા ન્યાયાધીશની પેઠે એવો અધિકારી નીતિ-બંધનોના ઉલ્લંઘનને માટે શિક્ષા કરશે એ ખરૂં, પણ એવા અજ્ઞાન લોકોને પોતાના વર્તનથી ઉત્તમ ઉદાહરણ બતાવી આપવાની પાત્રતા તેનામાં નહિજ હોય. તેના આ તત્ત્વની અસર પણ ચીન દેશની સંસ્કૃતિપર બહુ મજબૂત રીતે થયેલી છે.

## શાસનતત્ત્વો

એકાદ સંસ્થાનો કારભાર જો તમને સોંપ્યો હોય તો તમે શું કરશો ? આવો એક પ્રશ્ન તેના શિષ્યે તેને પૂછતાં તેણે જવાબ દાખલ કહ્યું કે " તે સંસ્થાના નામને સાર્થક બનાવવાનો પ્રયત્ન કરીશ." અર્થાત્ જ્યારે નામ પ્રમાણે આચરણમાં ઉતરે, ત્યારેજ રાજ્યમાં સુવ્યવસ્થા રહી શકે. સમાજ એ ઈશ્વરે નિર્મ્યો છે અને સમાજશાસન સારૂ સમાજમાંના પાંચ પરસ્પર સંબંધ બરાબર પળાવા જોઇએ. તે પાંચ સંબંધ તે આ પ્રમાણે છેઃ—

(૧) રાજા અને પ્રજા વચ્ચે, (૨) પતિ અને પત્ની વચ્ચે, (૩) પિતા અને પુત્ર વચ્ચે, (૪) મોટાભાઈ અને નાના ભાઇ વચ્ચે તથા (૫) મિત્ર અને મિત્ર વચ્ચે.

પહેલી ચાર જોડીમાં એક પક્ષ શાસ્તા હોય છે ને બીજો પક્ષ શાસિત હોય છે. શાસ્તાનું વર્તન ઉદારતા ને સદ્‌બુદ્ધિપ્રેરિત હોવું જોઇએ. શાસિતનું પણ વર્તન સદ્‌બુદ્ધિવાળું ને અંતઃકરણપૂર્વકનું હોવું જોઇએ. પહેલી ચાર જોડીઓનો આ પરસ્પર સંબંધ થયો, પણ છેલ્લી જોડી તેવી નથી. તેમાં શાસિત-શાસ્તા સંબંધ નથી. એમાં ઉભય પક્ષ સમાન હોય છે. તેમની પરસ્પરના સંબંધની વર્તણૂંકનું ધ્યેય સદ્‌ગુણસંવર્ધન હોવું જોઇએ. આ તત્ત્વો જો ન પાળવામાં આવે તો સમાજનું સ્વાસ્થ્ય ટકશે નહિ, એ કૉન્ફ્યુત્સુનો નિશ્ચિત મત છે. "પવનની લહેર આવતાં જેમ કુમળું ઘાસ નમી જાય છે, તેમ કનિષ્ઠોએ શ્રેષ્ઠોની સામે નમવું જોઇએ." આમ તે કહેતો. પોતાની આસપાસના સમાજની અત્યંત હીનાવસ્થા જોઇને તેનું અંતઃકરણ ચીરાઇ જતું ! તે કહેતો કે " કોઇ પણ એકાદ સંસ્થાનાધિપતિએ મારા કહેવા પ્રમાણે વર્તવું, એટલે રાજ્યયંત્ર ને સમાજતંત્ર સરળપણે ચલાવવાની જવાબદારી હું લઉં છું." પણ એવું કંઇ બન્યુંજ નહિ.

## શિષ્યસમુદાય

કૉન્ફ્યુત્સુના અનુયાયી આશરે ૩૦૦૦ હતા ને એ પૈકી ૭૦-૮૦ની ઉપર તેની વધારે મરજી હતી. તેઓ બહુ વિદ્વાન અને વ્યાસંગી હતા. તેઓ તેની સાથેજ હમેશાં રહેતા ને તેની હાલચાલનું, રીતરિવાજનું, બોલવા-ચાલવાનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતા રહેતા. કૉન્ફ્યુત્સુએ ઉચ્ચારેલો પ્રત્યેક શબ્દ તેઓ લખી રાખતા. કૉન્ફ્યુત્સુ પણ તેમની સાથે બરોબરીના સંબંધથીજ વર્તતો હતો. ચીન દેશમાં તેને ત્રિકાલવંદ્ય માને છે, એટલી તેની યોગ્યતા છે.

## વાચકોને

અહીંસુધી કૉન્ફ્યુત્સુના તત્ત્વજ્ઞાનની ચર્ચા કરી છે. ચીન દેશ બહુ પ્રાચીન છે. તેની પણ એક વિશિષ્ટ સંસ્કૃતિ છે. તે સંસ્કૃતિની સાથે હિંદી સંસ્કૃતિની પુષ્કળ સામ્યતા છે. હિંદુસ્થાનને તે તદ્દન પાડોશનો દેશ છે. હિંદુસ્થાનમાં ઉદ્દ્‌ભવેલો બૌદ્ધધર્મ ચીની રાષ્ટ્રને પ્યારો છે અને તેથીજ ચીની રાષ્ટ્ર હિંદી રાષ્ટ્રને ગુરુસ્થાને માનતું આવ્યું છે. મંગોલિયાની બાજુએ જે પુરાણ-વસ્તુસંશોધન ચાલુ છે, એમાં હિંદી દેવદેવતા ને હિંદી કલાવિશેષોનાં અવશેષ હાથ લાગે છે. પ્રાચીનકાળમાં ચીની રાષ્ટ્રે હિંદી રાષ્ટ્રની માહિતી મેળવવા સારૂ પોતાના પ્રવાસીઓ મોકલ્યા હતા. તેમના પ્રવાસવર્ણનને લીધે આપણને પણ આપણો ખરો ઇતિહાસ લખી કાઢવામાં આજ મદદ થઇ છે અને થાય છે. આ રીતે આ બન્ને રાષ્ટ્રની વચ્ચે અનેક બાબતમાં સાધર્મ્ય અને સામ્ય છે. ચીની રાષ્ટ્રે આજ પોતાની ચળવળવડે આખા જગતનું લક્ષ પોતાની તરફ ખેંચી

લીધું છે; તો એવા પ્રસંગે ચીની સંસ્કૃતિનું બની શકે તેટલું જ્ઞાન પ્રાપ્ત કરી લેવું, એ પ્રસંગોચિતજ છે અને એટલા સારૂજ કૅાન્ફ્યુત્સ્યુની તેમજ તેના તત્ત્વજ્ઞાનની માહિતી આટલા વિસ્તારથી આપી છે; પરંતુ ચીનની સંસ્કૃતિને એકલા કૅાન્ફ્યુત્સ્યુએજ માત્ર પૂર્ણતા આપેલી નથી. ચીન દેશમાં બૌદ્ધધર્મ તો પ્રમુખ છેજ, પણ એ સિવાય કૅાન્ફ્યુત્સ્યુની પેઠેજ "લાઉ–ત્સુ" નામનો એક બીજો મહાન ઉપદેશક થઈ ગયો છે. તેના સંપ્રદાયને "લાઉ" ધર્મ કહે છે. ચીનદેશમાં પિતૃપૂજા છે, મૃતાત્માઓનું અસ્તિત્વ મનાય છે, એ ઉપર જણાવવામાં આવ્યુંજ છે. ઉપરાંત તેમનામાં બીજી પણ કેટલીક ભોળી માન્યતાઓ છે.

("ચિત્રમય જગત"ના ઑગસ્ટ તથા સપ્ટેમ્બર ૧૯૨૭ના અંકપરથી)

---

# ૬૦—સામુદાયિક જીવનમાં સ્વચ્છતાના વિધિનિષેધો

ઘણો મોટો સમૂહ એક પ્રકારનું જીવન ગાળી રહ્યો હોય, ત્યારે વિશિષ્ટ પ્રકારનું જીવન ગાળનાર નાનકડા ભાગને એમની સાથે સામુદાયિક જીવન ગાળવું કઠણ થઈ પડે છે.

આપણા દેશમાં હવે અનેક વાર સ્વયંસેવકોદ્વારા પ્રવૃત્તિઓ કરવાના પ્રસંગો આવે છે; અને તેમાં કેટલાક એક બાજુથી નજીવા અને બીજી બાજુથી મુશ્કેલ પ્રશ્નો ઉઠે છે. એમાંના કેટલાકનો અહીં વિચાર કરૂં છું. એમાંનો એક સ્વચ્છતાના ધોરણવિષેનો છે.

મર્જાદી કુટુંબોમાં ઉછરેલા સ્વયંસેવકોને એવા સંસ્કારોવિનાના સ્વયંસેવકો સાથે એકત્ર રહેવાનો પ્રસંગ આવે છે, ત્યારે એ જીવનને અપનાવતાં કેટલી મુશ્કેલી લાગે છે, તેનો મને અનુભવ છે.

સ્વયંસેવકતરીકે દાખલ થયેલા પંક્તિભેદના નિયમોનો; બ્રાહ્મણીઆ, મર્જાદી કે દૂધની બનાવેલી રસોઈનો આગ્રહ રાખે તો તેને સ્વયંસેવકતરીકે કામ કરવું અશક્ય થાય, એટલું તો જાણે સ્વયંસેવકો હવે સામાન્ય રીતે સમજતા થયા છે; અને જેઓ આવા આગ્રહો છોડી નથી શકતા, તેઓ ધીમે ધીમે સ્વયંસેવક થવા બહાર પડતાજ નથી.

પણ રહેણીના કેટલાક નિયમો રૂઢ પાપ–પુણ્યની બુદ્ધિથી નહિ, પરંતુ સ્વચ્છતાની, સુઘડતાની અને આરોગ્યની દૃષ્ટિએ તેમનાં જીવન સાથે દૃઢ થયેલા હોય છે અને એ દૃષ્ટિનો ત્યાગ કરવા સૂચવવું અયોગ્ય ગણાય; છતાં મોટો સમૂહ પોતાને ઘેર પણ એવું જીવન ગાળતો ન હોવાથી, અપવાદરૂપ સ્વયંસેવકો પોતાનું ધોરણ બીજા પાસે પળાવવા ઈચ્છે તો તે તેમને એ નકામી કટકટ જેવું લાગે છે.

મર્જાદીઓનું સ્વચ્છતાનું ધોરણ બધું સયુક્તિક છે કે એમની સૂગને સ્વચ્છતા અને આરોગ્ય સાથે સંબંધજ છે, એમ નહિ કહી શકાય. ઘણી વાર એ આરોગ્ય વિઘાતક, કાલ્પનિક અને તારતમ્યહીન(આઉટ ઑફ પ્રોપોર્શન) પણ હોય છે; પણ તે સાથેજ આપણા પ્રજા–સમૂહનું સ્વચ્છતાનું ધોરણ અતિશય ન્યૂન છે અને એ ઉંચું થવાની આવશ્યકતા છે, એ પણ યાદ રાખવાનું છે.

આ વિષયનો વિચાર કરતાં મને જણાયું છે કે, નીચેના નિયમો પાળવા શક્ય છે, આવશ્યક છે અને એ પાળવાની ટેવ પાડવામાં કટકટ માનવી એ પ્રમાદ છે.

૧–દિશાએ જઈ આવી હાથ–પગ સ્વચ્છ અને ચોળીને ધોઈ નાખવામાં અને લોટો અજવાળવામાં કટકટ સમજવી અયોગ્ય છે.

૨–પીવાના પાણીના માટલાંમાં બોળવા માટે જૂદું વાસણ રાખવું ઈષ્ટ છે, બોટેલું વાસણ તો નજ બોળવું જોઈએ. માટલા ઉપર પાણી પડે એવી રીતે એની પાસે ઉભા રહીને પાણી પીવું અયોગ્ય છે.

૩—જ્યાં અનેક માણસો વચ્ચે પીવાનો એકજ પ્યાલો હોય, ત્યાં પ્યાલાને મોઢે માંડવો અયોગ્ય છે. ઉંચેથી પીવાની ટેવ પાડવી ઘટે છે અને એમ ન પી શકે તેણે જૂદો પ્યાલો રાખવો આવશ્યક છે.

૪—જમી ઉઠેલી જગ્યાએ દાળ-ભાત કે બીજી ખાવાની વસ્તુઓ વેરાઇ હોય તે જગ્યાને ઘરની અંદર હોય તો ધોઇ નાખવી અને ખુલ્લામાં હોય તો સારી પેઠે વાળી નાખવી આવશ્યક છે. એમ થયા પહેલાં એ જગ્યામાં હરફર કરવી અને વેરાયેલી વસ્તુથી ખરડાયેલે પગે ધોયાવિના સ્વચ્છ ઓરડામાં જવું અયોગ્ય છે, તેમજ એવી જગ્યાએ બીજાને જમાડવો એ પણ અયોગ્ય છે.

૫—સામાન્ય રીતે કડછી કે ચમચાથીજ પીરસવું જોઇએ. શાક, દાળ કે ભાત જેવી ચીજો હાથેથી પીરસવી અયોગ્ય છે. એથીયે વધારે અયોગ્ય ખાધેલે હાથે પીરસવું એ છે. રોટલા કે પુરી જેવી કોરી ચીજો પણ ખાધેલે હાથે આપવી ન જોઇએ અને કડછીવડે પીરસવામાંયે ખાધેલો હાથ ન વાપરવો ઘટે.

૬—જમનારની થાળી કે વાડકાને પીરસવાનું વાસણ અડકે એ અયોગ્ય છે; અને અડકવાની ધાસ્તીથી પીરસવાને બદલે ભાણામાં ફેંકવું કે વેરવું એ વધારે અયોગ્ય છે.

૭—ખરડાયેલે પગે પોતાની પથારીપર પગ મૂકવો એ પણ અયોગ્ય છે; પણ અનેક માણસો જ્યાં સાથે સૂતા હોય, ત્યાં ફરહર કરનારે કોઇની પથારીને ખુંદીને ચાલવું બહુજ અયોગ્ય છે.

૮—કામ કરી આવીને હાથ ધોયાવિના ખાવાની ચીજને અડવું કે પાણીના માટલામાં હાથ બોળવો અયોગ્ય છે. પાન, તંબાકુ, બીડી વગેરેનાં વ્યસનવાળાએ એ વિષે ખાસ કાળજી રાખવી ઘટે છે. કેટલાક માણસોને શરીરે ખજવાળ આવ્યા કરતી હોય છે, કેટલાકને ગુહ્યભાગોને વારંવાર સ્પર્શ કરવાની ટેવ પડેલી હોય છે,કેટલાકને વારંવાર નાક સાફ કરવું પડે છે; તેવા માણસોએ તેમજ દરેકે લઘુશંકા કરી આવીને હાથ ધોયાવિના ખાવા-પીવાની ચીજોને અડવું નજ જોઇએ.

૯—જે ડોલમાં કપડાં ધોયાં હોય તે ડોલને અજવાળીને ચીકાશ કાઢી નાખ્યા વિના કૂવામાં નાખવી અથવા એવી ડોલથી પીવાનું કે રાંધવાનું પાણી ભરવું અયોગ્ય છે.×

૧૦—ચોકડીમાં પેશાબ માટે બેસનારે પાસે વાસણ પડયાં હોય તો તેને બાજુએ મૂકવાં જોઇએ. એને છાંટા ઉડે એમ બેસવું અયોગ્ય છે. એવીજ રીતે એમાં છાંટા પડે એવી રીતે હાથ ધોવા કે કોગળા કરવા એ પણ અયોગ્ય છે.

૧૧—પોતે પહેરેલાં કપડાં ધોયા વિના બીજાને પહેરવા આપવાં અયોગ્ય છે; અને પોતાનાં કપડાં ગેરવલ્લે પડયાં હોય ત્યારે ગમે તેનાં પહેરી લેવાં અને પછી એ માણસને ધોયા વિના એ પહેરવાનો પ્રસંગ આવે એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવી અયોગ્ય છે.

મને લાગે છે કે, આ નિયમો પાળવામાં મર્જાદીની ચટ કે કટકટ નથી. હું જેમ ફરૂં છું તેમ તેમ જોઉં છું કે, આ નિયમો બહુ ઓછી જગ્યાએ પળાય છે. એટલે આવા નિયમો પાળવાની ટેવ પડી ગયેલી હોય એવાં કુટુંબો હું ધારતો હતો તેના કરતાં બહુ થોડાં છે. રૂઢ સ્વચ્છતાને બાજુએ મૂકીએ તો આપણું સ્વચ્છતાનું ધોરણ એટલું બધું નીચું છે કે એને સારી પેઠે ઉંચું કરવાની મહેનત કર્યા વિના ચાલે એમ નથી. ઉપર જે નિયમો છે, તે કેવળ મર્યાદિત સામુદાયિક જીવનને વ્યાપનારા છે. વ્યક્તિગત, કૌટુંબિક અને નાગરિક જીવનને અંગે જે કહેવાનું રહે છે, તેનો પ્રદેશ આથી ઘણો મોટો થાય એમ છે. એને માટે આજે વિચારવાનો અવકાશ નથી.

( 'મુંબઇ સમાચાર' ૧૯૮૩ ના દીપોત્સવી અંકમાં લેખક—શ્રી કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા )

---

× આપણી વાસણ અજવાળવાની રીતો કંઈ બહુ સારી નથી; પણ એ એક જૂદો વિષય છે. રસ્તામાંથી ગમે તેવી માટી ઉંચકી લાવી, એથી વાસણ ઘસી નાખવાં અને તળાવમાં ધોઈ નાખવાં એમાં અજવાળ્યા પછી સ્થૂળ સ્વચ્છતા જણાશે, દાક્તરી સ્વચ્છતા તો નથીજ.

# ૬૧—મોતીનું ભણતર

શહેરની બહાર એક ખૂણામાં વાલજી નામનો એક ભંગી રહેતો હતો. તેને મોતી નામનો એક છોકરો હતો. મોતી હતો તો જાતે ભંગી, પણ તે બહુ સારો છોકરો હતો. ખોટી-ગંદી વાતોથી તે દૂરજ રહેતો. તેને રોજ રોજ સારૂં સારૂં જાણવાની-શીખવાની ઇચ્છા થયા કરતી.

એક દિવસ મોતી શહેરમાં ફરવા ગયો. એક પંડિતજી હનુમાનજીના દહેરામાં બેઠા બેઠા રામાયણનો પાઠ કરતા હતા. મોતી રસ્તા ઉપર ઉભો રહીને રામાયણ સાંભળવા લાગ્યો. તે સાંભળીને તે અત્યંત આનંદ પામ્યો. ઘેર આવીને તેણે તેના બાપને કહ્યું કે "બાપા ! આજ પંડિતજી દહેરામાં બેઠા બેઠા રામાયણ વાંચતા હતા. તે સાંભળીને મારા મનમાં તો શુંનું શું થઇ રહ્યું છે! મારી ઇચ્છા છે કે, હું વિદ્યા ભણું અને પછી રોજરોજ રામાયણનો પાઠ કર્યા કરૂં. તમે મને ભણવાનો બંદોબસ્ત કરી આપજો."

પિતાએ મોતીને કહ્યું કે "બેટા! તું ભંગીનો છોકરો છે, તને કોઇ પાસે બેસવા તો દે નહિ, ત્યાં તું વિદ્યા શી રીતે ભણવાનો? ભગવાને આપણ ભંગીઓના ભાગ્યમાં વિદ્યાનો આનંદજ નથી લખ્યોને!"

પણ મોતી હિંમત ન હાર્યો. તેણે પિતાને કહ્યું કે 'તમે જરા તપાસ તો કરજો. કદાચ કોઇ દયાળુ સજ્જન ભણાવવા ખુશી પણ હોય.'

પિતાએ નારાજ થઇને જવાબ આપ્યો કે "તું એ વાતો નથી જાણતો. જેની આગળ હું વાંચવા-લખવાની વાત કરીશ, તેજ માણસ નારાજ થશે. મફતની ગાળો શામાટે ખાવી?"

પછી મોતીએ પિતાને કંઇ પણ ન કહ્યું. બીજે દિવસે મોતી ફરીથી તેજ દહેરા આગળ ગયો. પંડિતજી રામાયણ વાંચતા હતા. મોતી રસ્તાની એક બાજુએ બેઠો બેઠો રામાયણ સાંભળવા લાગ્યો. પંડિતજી રામાયણ વાંચી રહ્યા, એટલે મોતીએ તેમને કહ્યું કે "પંડિતજી ! મને પણ ભણાવો. હું પણ રામાયણનો પાઠ કરીશ." પંડિતજી હસીને બોલ્યા કે "જારે પાગલ ! તું તો રામાયણને અડકી પણ ના શકે. ફરીથી જોજે કોઇ દહાડો અહીં આવ્યો તો—"

ત્યાર પછી મોતી કેટલાય માણસો પાસે ગયો. તેમને તેણે ભણાવવાની વિનતિ કરી, પણ તેને કોઇએ ભણાવ્યો નહિ. હા, કોઇએ તેને ગાળો દીધી, કોઇએ તેને ધૂતકારી કાઢયો ખરો. આથી પણ મોતી નિરાશ ન થયો. તેણે સાંભળ્યું કે, નિશાળના એક મહેતાજી ખૂબ દયાળુ છે. બસ, તે તો નિશાળે જવા લાગ્યો; પણ કોઇએ તેની સાથે વાત સરખી પણ ન કરી. મોતી રોજ નિશાળે જતો, કલાકોસુધી બહાર બેસી રહેતો અને રજા પડતાં ઘેર પાછો આવતો.

એક દિવસ ગુરુજીએ તેને પૂછ્યું કે "છોકરા! તું રોજ રોજ અહીં કેમ આવ્યા કરે છે? ત્યારે મોતીએ આંસુભરી આંખે પોતાની સઘળી વાત કરી. ગુરુજી બહુજ પ્રસન્ન થયા. તેમણે કહ્યું કે 'કાલથી તું સ્લેટ-પેન લેતો આવજે, હું તને ભણાવીશ.'

મોતીના આનંદનો તો પાર રહ્યો નહિ. તેણે પિતાને બધી હકીકત કહી સંભળાવી. પિતાએ તેને એક નાનકડી સ્લેટ આણી આપી. હવે મોતી રોજ નિશાળે જવા લાગ્યો. મહેતાજી તેને દૂર બેસાડીને રોજ થોડી વાર ભણાવતા હતા. મોતી ઉત્સાહપૂર્વક ચિત્ત દઇને પોતાનાં પાઠ તૈયાર કરતો હતો. થોડાજ દિવસમાં મોતી હોશિયાર થઇ ગયો. તે સારી રીતે ચોપડીઓ વાંચવા લાગ્યો. ગુરુજી તેના ઉપર બહુ ખુશ થયા, તેને તેમણે એક રામાયણ આપી અને તેને કહ્યું કે "બેટા! હવે તું આનંદથી રામાયણનો પાઠ કર્યા કર. ભગવાન કરે ને તારી પેઠે બધાય ભંગીઓ રામાયણનો પાઠ કરતા થાઓ."

હવે તો મોતી રોજ રામાયણનો પાઠ કરવા લાગ્યો. બધા ભંગીઓ તેને ત્યાં રામાયણ સાંભળવા આવવા લાગ્યા. થોડાક દિવસ પછી તેમાંના કેટલાક માણસોને રામાયણ વાંચતાં શીખવાની

ઇચ્છા થઇ. આથી મોતી બહુ ખુશી થયો. હવે મોતીએ એક નાનકડી નિશાળ ઉઘાડી છે. ત્યાં ઘણુાયે ભંગી અને તેમનાં છોકરાં ભણવા આવે છે. મોતી તેમને ખૂબ પ્રેમપૂર્વક ભણાવે છે. બધા ભંગીઓ મોતીને ખૂબ ચાહે છે અને તેનો આદરસત્કાર કરે છે. એક વખતના મોતીઆને સૌ કોઇ 'મોતીભાઈ, ભલે પધાર્યા' એમ કહીને માન આપે છે.

( અધ્યાપક શ્રી. જહૂરબક્ષજી 'હિંદી–કોવિદ'ની વાર્તાને આધારે )

# ૬૨–હીરાની મોટાઈ

ગરમીના દહાડા હતા. ખૂબ તાપ પડતો હતો, ધરતી આગની પેઠે ધગધગતી હતી, હીરાના પગ દાઝતા હતા. તરસને લીધે બિચારાનું ગળું સૂકાવા લાગ્યું. તે પરસેવાથી રેબ-ઝેબ થઇ ગયો; ત્યારે ગભરાઇ જઇને રામવલ્લભ શેઠની દુકાને જઇને બેઠો. હીરો એક ગરીબ ચમારનો છોકરો હતો. તેનું ઘર ગામની બહાર હતું. બિચારો આવા બળબળતા બપોરે ગામમાં અનાજ લેવા આવ્યો હતો.

હીરો હજી સ્વસ્થ થયો ન હતો, એટલામાં તો રામવલ્લભ શેઠનો એક આઠ–દશ વર્ષનો છોકરો દુકાને આવ્યો. તેને જોઇને હીરાએ ખૂબ આતુર અવાજે કહ્યું કે "ભાઈ! તરસે મરી જાઉં છું, થોડુંક પાણી પાઓ, ખૂબ દયા થશે." બાળકે તેને જવાબ આપ્યો કે "ભાઈ! તું તો ચમારનો છોકરો, હું તને પાણી પાઉં અને પિતાજી નારાજ થાય તો હું શું કરૂં?"

રામવલ્લભ શેઠને કાને અવાજ પડયો, તેઓ એકદમ બહાર આવી પહોંચ્યા. પોતાની દુકાનમાં ચમારના છોકરાને જોઇને શેઠજીને તો પગથી તે માથા સુધી ઝાળ ઉઠી. તેઓ ઘુરકીને બોલ્યા કે "કેમ રે સાલા! સુવરના બચ્ચા! તું મારી દુકાનમાં પેઠો, આખું ઘર અપવિત્ર કર્યું; અને હવે અમારીજ પાસે પાણી માગે છે. ઠીક લેતો જા." એમ કહીને શેઠજીએ તે ગરીબને બે ત્રણુ લાતો લગાવી દીધી.

હીરો આંસુભરી આંખે ત્યાંથી ચાલ્યો ગયો.

× × × × ×

વરસાદ આવ્યો. ખૂબ પાણી પડયું, નદી–નાળાં છલોછલ વહેવા લાગ્યાં. ગામની નાનકડી નદી ખૂબ ભરાઇ હતી. રામવલ્લભ શેઠનો એજ બાળક નદીએ નહાવા ગયો. તે નદીમાં ઉતર્યો, તેનો પગ લપસી ગયો. તે તરતાં તો જાણુતો ન હતો, બિચારો ડૂબવા લાગ્યો. કિનારે બીજા પણુ બાળકો નહાતા હતા, તેઓ શેઠજીના બાળકને ડૂબતો જોઇ બૂમો પાડવા લાગ્યા; પણુ તેને બચાવવા કોઈ તૈયાર થયું નહિ.

તેજ વખતે હીરો ખેતર તરફ જતો હતો. બાળકોની બૂમનો અવાજ તેને કાને પડયો. દોડીને તે ઘાટ ઉપર આવ્યો, બાળકને ડૂબતો જોઇ હીરાનું હૈયું ભરાઈ આવ્યું. તે તરતાં સારી પેઠે જાણુતો હતો. પોતાના પ્રાણુનીયે પરવા કર્યાસિવાય તે ધબ લઇને નદીમાં કૂદી પડયો અને મહામહેનતે બાળકને બહાર કાઢી લાવ્યો; પણુ બાળક બેહોશ થઇ ગયો હતો.

હીરો બાળકને પીઠ ઉપર નાખી શેઠજીના ઘર તરફ ચાલ્યો. તેની પાછળ પાછળ બાળકોનું ટોળું પણુ ચાલ્યું. શેઠજી બધી વાત સાંભળીને બહુ ખુશી થયા અને હીરાને કંઇક ઇનામ આપવા લાગ્યા; પણુ હીરાએ તેમને કહ્યું કે "શેઠજી! મેં કાંઇ ઇનામ મેળવવા જેવું કામ નથી કર્યું, ડૂબતાને બચાવવાનો તો મારો ધર્મજ હતો." એટલું કહીને હીરો ચાલ્યો ગયો.

શેઠજી વિચારવા લાગ્યા કે "મેં તે દિવસે હીરાને બે ઘુંટડા પાણીમાટે લાતો મારી હતી. આજ એજ હીરાએ મારા બાળકનો જાન બચાવ્યો. અરે! મેં તે દિવસે કેવું ખરાબ કામ કર્યું!" શરમનું માર્યું શેઠજીનું મસ્તક નીચું નમી ગયું.

(અધ્યાપક શ્રી જહૂરબક્ષજી–"હિંદી–કોવિદ"ની વાર્તાને આધારે)

# ૬૩—સ્વીડનનું રાષ્ટ્રવિધાન

યૂરોપને કિનારે વાવાઝોડાં ઉઠ્યાં છે; રાષ્ટ્રવાદ, સમાજવાદ, મુડીવાદ—એવા એવા વાદોનાં એ તોફાનો ત્યાંના કાળજૂના વડપીપળાને જ્યારે જડમૂળથી ઉખેડી જમીનદોસ્ત કરી રહ્યાં છે, ત્યારે બીજી બાજુ આનંદે ઉભા છે નાના નાના નાજુક રોપાઓ. એનાં ડાળ-પાંદડાં નવપલ્લવિત બન્યે જાય છે. પવનના સૂસવાટા આવે, ત્યારે આ નાનાં વૃક્ષો ડાહ્યાં થઇને પોતાના ઝુંડને નમાવી લે છે. વંટોળીઓ વહ્યો જાય એટલે એ પોતાનું નિરવ, નીરાળું પોષણકાર્ય પાછું આરંભી મૂકે છે. યૂરોપમાં ચાહે તેવા વંટોળીઆ ચઢો; બ્રિટન, ફ્રાન્સ અને જર્મનીને હચમચાવો; પણ એ સ્વીટ્ઝરલાંડ, હોલાંડ કે સ્વીડન—નોર્વેનાં શાંત રાષ્ટ્ર-વિધાનને કોઇ રોકી શકતું નથી.

એ એકાંતવાસી ડાહ્યા દેશોમાંથી આજે આપણને સ્વીડન—નોર્વેની આંતર્દશામાં ડોકિયું કરવાનો અવસર મળે છે. યૂરોપની ઓતરાતી સરહદ ઉપર અબોલ ઉભેલી એ પ્રજા ઉત્તરધ્રુવની થીજાવી નાખતી ઠંડી વચ્ચે પણ સમૃદ્ધિની ઉષ્માએ ભરપૂર પ્રાણ લઇને જીવે છે. એને નૌકા-સૈન્ય નથી. બીજી પ્રજાઓએ પોતના નૌકા—બળમાં કેટલી મનવારો ઉમેરી તે જાણવાનીયે એને જરૂર નથી. એને આકાશભેદી યુદ્ધ—વિમાનો પણ નથી; કેમકે એને અન્ય કોઇ તાબેદાર પ્રજાનાં સુંદર લોકાલયો કે હરિયાળાં ખેતરો ઉપર દારૂગોળા વરસાવીને પોતાનું ગુજરાન કરવાની વાંચ્છના નથી. પોતાની ઉપજનો પોણો ભાગ ચાવી જનાર લશ્કર પણ એ નથી રાખતું; પણ પોતાના યુગ યુગજૂના વીરત્વના ઇતિહાસને સજીવન રાખવા માટે એ પોતાના પ્રત્યેક સૈનિકને જમીનનો ટુકડો ટુકડો આપીને (સેટલ્ડ ફાર્મર) સુસ્થિર ખેડુતને સ્વરૂપે પોષી રહેલ છે. એનું નાનકડું લશ્કર સંસ્કારશીલ ખેડુઓનું બનેલું છે.

સૌરાષ્ટ્રથી બમણુંજ મોટું એ રાષ્ટ્ર, ૬૦ લાખની એની જનસંખ્યા; એની જમીનના બારમા ભાગમાં મીઠું પાણી ભર્યું છે. એના ડુંગરાની ખીણેખીણ મહાનદીઓના જળધોધ ઝીલીને નિરંતર સરોવરોરૂપ બની રહે છે. એના ઉપર ઇશ્વરની કરુણા છવાઇ રહી છે અને એ કરુણાને તેઓએ મનુષ્યોના નાશમાટે નથી યોજી. કુદરતની દીધેલી સમૃદ્ધિને ઉદ્યમશીલ બની તે પ્રજાએ સરખે હિસ્સે વહેંચી છે. આપણા ઘરના ચૂલા ઉપર શોભતાં દિવાસળીનાં ખોખાં ઉપર-નું 'મેઇડ ઇન સ્વીડન' એવા લેબલ પાછળ સ્વીડનની સર્વસ્પર્શી આબાદી ઉભી છે; કારણકે સ્વીડન દેશ એનાં ગામડાંઓમાં વસે છે—નગરોમાં નહિ.

એ પ્રજાનેયે ઉજળો ભૂતકાળ છે. એણેય ચડતી—પડતીના દાવ ખેલ્યા છે. એની સંસ્કૃતિ ઉપર પણ સારી ને નબળી છાપ છે. એના પુત્રો એક સમયે દરિયામાં ચાંચીઆગીરી કરતા અને ધરતીપર લૂંટો ચલાવતા. આજ પણ એ 'વાઇકીંગો'ની વીરતા તેમજ ક્રૂરતાને યૂરોપી પ્રજાઓ સંભારે છે; પરંતુ આજના નવ—દીક્ષિત સ્વીડને એ ક્રૂરતાને કારણે પોતાના ભૂતકાળની વીરતાના વારસાનેએ જતો કર્યો નથી. માટીના પોપડામાંથી એણે કંચનને તારવી કાઢ્યું છે, પૂર્વજોનાં સાહસ—શૌર્યને એ પ્રજાએ આજની એની જ્ઞાન—શોધમાં યોજી દીધું છે.

રાજસત્તા અને અમીરસત્તા સામેની સ્વીડનના આમ—લોકોની ઝપાઝપી પણ શતકો સુધી ચાલી હતી. રાજસંસ્થાના સંતાપો એણે ચાખ્યા છે. 'રાજા ઇશ્વિર—અંશી' એ વહેમને કારણે પ્રજાએ અમુલખ બલિદાન દીધાં છે. સ્વાતંત્ર્યના વિગ્રહમાં સદીઓ સુધી ઝુઝી ઝુઝીને આજે એણે ઇંગ્લૅંડની માફક નિયંત્રિત રાજસત્તા (લીમીટેડ મોનાર્કી)નાં નિશાન ચઢાવી દીધાં છે. જેમ ઇટાલીના રાજદ્રોહી મેઝિની—ગેરીબાલ્ડીને બ્રિટનના કિનારાપર રક્ષણ મળતાં, તેમ આજે આપણા હરદયાલ જેવા વિપ્લવવાદી વીરનરોને પણ સ્વીડનની પ્રજા પોતાને કિનારે વધાવે છે—વધાવે છે એટલુંજ નહિ, પણ એની પાસેથી ભારતવર્ષની સંસ્કૃતિનો પ્રકાશ પામવા તલ્સે છે. એ દેશવટે રઝળતા લાલા હરદયાલ ત્યાંના સ્નેહ તથા આતિથ્યનું અતિકૃતજ્ઞતાભીનું વૃત્તાંત લખી મોકલે છે. એ વૃત્તાંતમાંથીજ સ્વીડનના રાષ્ટ્ર—વિધાનના કાર્યની થોડી રેખાઓ આપણને સાંપડે છે.

સ્વીડનને જ્ઞાનની ભૂખ લાગી છે; પણ એ જ્ઞાન તે સાધન—સંપન્ન શહેરીઓનું નહિ, મુઠ્ઠી-

બાર વિદ્વાનોની જિજ્ઞાસાની વાત નહિ. એ તો સ્વીડનની સાચી ગ્રામ્ય–જનતાનો પ્રાણ વધુ ને વધુ માહીતીમાટે વલખાં મારે છે. સ્વીડનના રાજપુરુષોની બસ એકજ ચિંતા છે અને સ્વીડનનાં વર્તમાનપત્રોની એ એકજ ધૂન છે, કે લોકોને જ્ઞાન શી શી રીતે પહોંચાડવું?

જ્ઞાનની આ પિપાસાને છીપવવા માટે સ્વીડનની પ્રજાએ જે દેશવ્યાપી યોજના કરી છે, તે યોજનાને આખું યૂરોપ આજે નમુનેદાર યોજનાતરીકે નિહાળીને અનુસરી રહ્યું છે. એ યોજના તે "જાદુઇ ફાનસ સાથેનાં વ્યાખ્યાનોની." ગામડે ગામડાના થોડા સંસ્કારી લોકો એકઠા મળીને વાર્ષિક આશરે એક રૂપીઆનું લવાજમ ઠરાવી પોતાના ગામની વ્યાખ્યાન મંડળી સ્થાપે અને પછી સરકાર એને વાર્ષિક સહાય મંજૂર કરે. આ મંડળીઓએ આખા વર્ષમાં બાર વ્યાખ્યાનો-ની વ્યાખ્યાનમાળા ગોઠવવાની ફરજ છે. એક પણ વ્યાખ્યાન અધુરૂં રહે તો સરકારી રકમ તે વર્ષમાટે રદ થઇ સમજવી. સ્વીડનનાં છસો ગામડાંમાં આજે આવી મંડળીઓ હસ્તી ધરાવે છે. રેલગાડીના સ્ટેશનથી પચીસ ગાઉ દૂર પડેલાં ગામોમાં પણ આ ગૌરવવંતી સભાઓ જન્મી ચૂકી છે. બિનસભાસદો દરેક વ્યાખ્યાન દીઠ બાર આના ભરીને સાંભળવા જઇ શકે. સત્યને માટે ઝંખતાં એ ગામડીઆંઓ જાદુઇ ફાનસની સમજાવટવાળાં વિધવિધ વિષયપરનાં વીણી વીણીને ગોઠવેલાં વ્યાખ્યાનોપર ફીદા થઇ પડે છે.

અને એ વ્યાખ્યાનકર્તાઓ ક્યાંથી આવે છે? આખા યૂરોપખંડમાંથી ચુનંદા વિદ્વાનોને ચૂંટી આણવા માટે એક મંડળ નીમાયું છે. વ્યાખ્યાન દેવા ઇચ્છનારો દરેક પુરુષ એ મંડળમાં સભ્ય નોંધાય છે. આખું મંડળ પ્રથમ પોતાના અધિકારીઓ સમક્ષ વ્યાખ્યાન કરાવી વ્યાખ્યાન-કારની પરીક્ષા લે છે. એ કસોટીમાંથી પાર થયેલાઓનાંજ નામ, તેમના વિષય સાથે પત્રકમાં નોંધાય છે ને પછી પ્રત્યેક ગ્રામ્ય સભા–મંડળી એ પત્રક પૈકીના હરકોઇ બાર પુરુષોને નિમંત્રણ આપે છે. નિમંત્રિત વ્યાખ્યાનકારને મુસાફરીભાડું, દશેક રૂપીઆ ખાધા–ખોરાકીના અને રૂા. ૩૦ પ્રત્યેક વ્યાખ્યાનના મહેનતાણાના એટલું ચૂકવે છે. ૭ ૭ મહિના અગાઉથી નિમંત્રણ અપાઇ જાય છે અને મંડળીઓ કરકસર કરી શકે તેટલા માટે એના એ વ્યાખ્યાનકારને આખા જીલ્લામાં એકજ આંટે ફેરવાય છે.

અને વ્યાખ્યાનો શા શા વિષયપર? આસ્માનથી તે પાતાળ સુધીના, તારામંડળથી તે સાબુ બનાવવાના, નગોરથી તે તુતાનખાનેમ સુધીના, ગમે તે વિષયનું શાસ્ત્રીય ને સુવ્યવસ્થિત વિવેચન સ્વીડનની પ્રજાને મન અતિમધુર લાગે છે. નવયુગના જ્ઞાન–મંડપમાં દીક્ષા પામેલી એ સૌમ્ય અને ભદ્રિક પ્રજા, હરકોઇ વસ્તુનું પિછાન લેવામાં નિઃસ્વાર્થ ને નિષ્કપટ આનંદ અનુભવે છે. ચીન, હિંદ કે આફ્રિકાવિષે વ્યાખ્યાન હોય, ત્યારે તો વ્યાખ્યાન–મંદિરમાં ઉભા રહેવાનીએ જગ્યા ન રહે. મુકરર સમયપૂર્વે એકેક કલાક સુધી એ સભા–ગૃહનાં બંધબારણાં ઉપર શ્રોતા-ઓની અતિશય ભીડ જામેલી હોય છે. કેટલેક સ્થળે તો એનું એ વ્યાખ્યાન, એની એજ સાંજરે ફરી વાર કરવું પડે છે. ત્યાંની લગભગ તમામ વિદ્યાપીઠોના આચાર્યો આ વ્યવસાયમાંથી થોડું થોડું રળી શકે છે. દેશનો સારોએ વિદ્વાનવર્ગ આ સેવાભાવનાથી જ્વલિત થયો છે. તેઓ પ્રજા-ની સુસંસ્કૃતિના પ્રચારક સાધુઓ જેવા થઇ રહ્યા છે.

અહીં તો ભાગ્યેજ કોઇને ભાન હશે કે, 'ભારતવર્ષ' શબ્દમાં સ્વીડનની પ્રજાને કેવો ચમ-ત્કાર ભાસે છે. એ એકજ શબ્દ કોઇ નિગૂઢ મંત્રોચ્ચારની માફક એ લોકોની કલ્પનામાં કોઇ વિસ્મય–ભૂમિ કે અમર–ભૂમિના સૌંદર્ય અને રહસ્યથી ભરપૂર કોઇ સૃષ્ટિના ખ્યાલો ઉત્પન્ન કરે છે. આજસુધી તો તેઓએ આ દેશવિષેનાં પોતાનાં અનુમાનો પેલા સ્વાર્થસાધુ પાદરીઓ પાસેથી આપણી મૂર્તિઓ, વિધવાઓ અને કાળી બાજુઓ સાંભળીનેજ બાંધેલાં; પણ હવે જ્યારે તેઓને કાને બુદ્ધની, પંચતત્ત્વોની, ઇંદ્રિયનિગ્રહ અને સહિષ્ણુતાની, આપણા શાયરો કે કલા-ધરોની, આપણા તાજમહાલની ને અજન્ટાની કથાઓ સાંભળે છે; ત્યારે તેઓ ચકિત થાય છે અને દુઃખનો ઉદ્ગાર કાઢે છે કે "અરરર! હિંદુઓ આટલા સંસ્કૃતિશીલ હશે એવી અમને ગમજ નહોતી!"

સ્વીડનવાસીઓએ રાષ્ટ્રવિધાનનું બીજું બીજારોપણ ક્યાં કર્યું? ખેડુતોની અલાયદી શા-

ળાઓમાં. એક નાનકડી ઘટનામાંથીજ આ પ્રબળ આંદોલન પેદા થઇ ગયું. એ દેશના સૌભાગ્ય-ની કોઇએક સુંદર ઘડીએ ડેનમાર્કના એક વિજ્ઞાનશાસ્ત્રીએ સ્વીડનના એક વર્તમાનપત્રકારને મોંએ મહેણું માર્યું કે, ખેડુતો તો બહુજ 'નિરક્ષર' અને 'નાદાન' છે ! એ બેજ શબ્દોએ પેલા દેશ-પ્રેમી પત્રકારના પ્રાણમાં ચીનગારી મેલી દીધી. ખેડુ–શાળાઓને માટે પ્રથમ ઝુંડો ઉઠાવનાર એ પત્રકાર ૧૮૭૪માં અવસાન પામ્યો; પણ તે પહેલાં તો એણે પેલા મહેણાનો જવાબ દેનારી ખેડુ શાળાઓ ખોલાવી દીધી હતી. તત્કાળ પ્રજાને ગમ પડી કે, સાર્વજનિક પ્રાથમિક શાળાઓમાં માત્ર ચારજ વર્ષ શીખીને–અને તેમાં પણ અંકગણિત અને જોડણીજ ગોખી ગોખીને ખેડુતોનાં ખર્ચાં ઉઠી જાય, તેનું પરિણામ શૂન્યજ કહેવાય. બસ, પ્રજાએ પોતાને ખર્ચે ખેડુશાળાઓ ખોલી દીધી. ૧૬ વર્ષની ઉંમરથી ઉપરની ચાહે તેટલી ઉંમરના ખેડુતોને દાખલ કરવા માંડ્યા; યુરોપની મુખ્ય ભાષાઓ, ભૂગોળ, ઈતિહાસ, રસાયણ, અર્થશાસ્ત્ર અને વનસ્પતિશાસ્ત્ર જેવા વિષયો શીખવવા શરૂ થયા અને તે શાળાઓને 'રેસીડેન્શિયલ સ્કુલ્સ' બનાવી દીધી. વર્ષમાં એક સત્ર કન્યાઓ ભણે, બીજું સત્ર છોકરા ભણે. હિંદનાં ઋષિકુળોની પેઠે અહીં પણ હેડમાસ્તરને ઘેરજ વિદ્યાર્થીઓને રહેવાનું ધોરણ ઠર્યું. માસ્તરની પત્નીજ એ સૌ બાળકોની માતા બને, સૌ એકજ ભેળા બેસીને ખાય–પીએ અને માતા–પિતાઓથી વિચ્છિન્ન થયેલાં બાળકોને વિયોગનાં દુઃખ વિસરાવવા માટે શિક્ષકો સંગીત ઇત્યાદિના સાંજરે જલસા ગોઠવે. ૧૬ વર્ષથી માંડીને ૪૦–૫૦ વર્ષના ડોસાઓને પણ આ શાળાઓમાં ભણવા આવતા શ્રી હરદયાલે ભાળ્યા છે. સરકાર આવી શાળાઓને ગ્રાંટ આપે છે.

એ શાળાઓમાં પરીક્ષા નથી. ત્યાં પ્રમાણપત્રો, પદવીઓ કે ચંદ્રકો નથી અપાતાં. પોતાના પૂર્વજોનો પવિત્ર ધંધો છોડીને કારકુની કરવા લોભાવે તેવી કશી ગોઠવણ ત્યાં નથી. ફક્ત કેળ-વણી–જ્ઞાન એજ આ નિશાળોનો ઉદ્દેશ છે, દેશાભિમાન અને વ્યવહાર–નિપુણતા, સામાજિક જીવન-વ્યવહારની રસ-જાગ્રતિ, સ્વતંત્ર વિચારણા અને જગત–પરિચય, એકાદ ટુકડો જ્ઞાન નહિ પણ જ્ઞાનની સતત પિપાસા; એ આ શાળાનું નિશાન છે.

સરકારને પણ પોતાનું લશ્કરી ખર્ચ ઘટાડીને શિક્ષણ ઉપર વધુ વાપરવાનો નિરધાર છે.

આ નમુનેદાર શિક્ષણશાળાઓ પાછળ સ્વીડનની સરકાર, તેનો લશ્કરી ખર્ચ ઘટાડીને પણ, જોઇએ તેટલું દ્રવ્ય ન્યોછાવર કરવા સદા તૈયાર રહે છે; પણ ખેડુતો માટેનાં એ શારદા–મંદિરોમાં પ્રજાજનોનેજ એટલો રસ પડે છે કે તેઓ પોતેજ પોતાનાં મંડળો સ્થાપી, તેનાં સભ્ય-પદનાં લવાજમ ઉઘરાવી, તે નાણાંમાંથી આવી રાષ્ટ્રવિધાયક નિશાળો ચલાવે છે. સ્વીડનની આવી સંસ્થાઓ છેલ્લાં થોડાં વર્ષમાં તો ઠેર ઠેર ઉભી ગઇ છે. આમ ખાનગી સંસ્થાઓમાંથી અનેક ખેડુત–શાળાઓ પોષણ પામે છે અને બારીની શાળાઓની સંભાળ સ્વીડનની શહેર સુધરાઇ અને ગ્રામ્ય પંચાયતો લે છે. આપણાં લોકલ બોર્ડો અને તાલુકા બોર્ડો જેવી એ સ્થાનિક સ્વ-રાજ્યની સંસ્થાઓ, તેમનું પ્રથમ કર્તવ્ય તો આવી શિક્ષણ–સંસ્થાઓને નિભાવવાનુંજ સમજે છે અને તે ઉપરાંતની, એ વર્તુલમાં ન આવતી અન્ય સંસ્થાઓને સ્વીડન સરકારનો આશ્રય મળે છે.

શિકારને માટે સદા મોં પહોળું કરીને આસપાસ બેઠેલાં યુરોપનાં મહારાજ્યોની વચ્ચે મૂકા-યેલું સ્વીડન તેનું જીવન અને તેની સમૃદ્ધિ, તેની આબાદી અને તેની જાહોજલાલી કાયમ એક અટલ સિદ્ધાંત બરાબર સમજી ગયું છે. સ્વીડન જાણે છે કે, તેની સરકાર ગમે તેટલી સબળ હોય, સ્વીડનની પાસે ગમે તેટલા શસ્ત્રભંડારોમાં ગમે તેટલી સમૃદ્ધિ ભરી હોય, પણ એ સાચું બળ નથી. સાચું બળ તો પ્રજાની કેળવણીમાં છે. જ્યારે સ્વીડનનો એકએક પુત્ર સુશિક્ષિત બની જાય, જ્યારે સ્વીડનના ગરીબમાં ગરીબ ગામડે જનતાનાં સંતાનોમાં કેળવણીનાં નવાં નૂર પ્રગટાવતી કેળવણી–સંસ્થાઓ સ્થપાઇ જાય, ત્યારેજ સ્વીડન સાચેસાચું સ્વાધીન બની શકે.

એટલેજ સ્વીડને બીજાં બધાં કાર્યો કરતાં આ શિક્ષણકાર્યને સર્વોપરિ પદ આપી, તેનાં બધાં સાધનો અને શક્તિ શિક્ષણપ્રચારની પાછળ ખર્ચવા માંડ્યાં છે; એટલેજ, જ્યારે યુરોપ-ની મહાપ્રજાઓ તેમનાં પોતાનાં મહાસામ્રાજ્યો સરજવાના અભિલાષ નોતરતી, એ ધૂનમાં,

વિનાશને માર્ગે વેગબંધ ધપી રહી છે, ત્યારે નાનકડા આ સ્વીડને રાષ્ટ્રવિધાનનું શાંત રચનાકાર્ય માંડયું છે.

સ્વીડનના રચનાકાર્યનો આ સ્વલ્પ પણ પરિચય આપવાની પાછળ એકજ અભિલાષા છે. આજે ભારતવર્ષમાં લડાઇનો આતશ બુઝાઇ ગયો છે; શસ્ત્રો ધારવાની-જંગ મચાવવાની ધગશ હોલવાઇ ગઇ છે અને ઠેરઠેર રચનાકાર્ય, શાંત રાષ્ટ્રવિધાનના કાર્યની બૂમો પડી રહી છે; પણ કોઈ દિશામાં નિશ્ચિત માર્ગ સ્વીકારી, જનસમુદાયને શિક્ષિત બનાવવાના વિધાનકાર્યનો આરંભ મંડાતો નથી દેખાતો. દેશસેવાની પ્રબળ ભાવનાથી ઉભરાતા તરુણો ધારે તો કોઇ-એક એક ગામડું સર કરી, ત્યાં થાણું નાખી, રાષ્ટ્રવિધાનનું સુંદર કાર્ય આરંભી શકે. સ્વીડનનું શિક્ષણ-પ્રચારનું કાર્ય એવા કાર્યના ઉત્સુકોને માટે માર્ગસૂચન કરે છે. એ આદર્શ દૃષ્ટાંતને દૃષ્ટિસમીપ રાખી તેને પગલે પગલે સ્વકીય જીવન ઘડવાનો લાલા હરદયાલનો હિંદને સંદેશ છે.

( 'સૌરાષ્ટ્ર' તા. ૧૦-૪-૧૯૨૬ના અંકમાંથી )

# ૬૪-અમેરિકામાં પણ કામદારોનીજ કુરબાની!!

વિદ્વાન અમેરિકન લેખક અપ્ટન સિંકલેરના નામથી ભાગ્યેજ કોઇ અપરિચિત હશે. અમેરિકા આજે દુનિયામાં સૌથી વધારે સમૃદ્ધ અને સ્વતંત્ર દેશ મનાય છે; પણ સ્વતંત્રતાની એ ભૂમિમાં જે સડો અંદરખાનેથી ચાલી રહ્યો છે અને ત્યાંનો ધનિક વર્ગ ગરીબ બિચારા કામદારોને કેવી રીતે નીચોવી રહ્યો છે અથવા તેમની કુરબાની કરી રહ્યો છે તેનાં ભોપાળાં સચોટ દલીલોસહિત આ લેખકે પોતાના એક સુથાર મિત્ર જુડને લખેલા પત્રો( લેટર ટુ જુડ )દ્વારા બહાર પાડ્યાં છે. દરેકે દરેક પત્રમાં લેખકના જલતા જીગરના અંગારા ભરેલા છે. લેખકે અમેરિકન રાજતંત્ર અને અમેરિકન જીવનનો ત્રીસ વર્ષનો અઠંગ અભ્યાસ કરેલો છે અને એ અનુભવને અંતે તેમણે જે અનુમાનો અને સિદ્ધાંતો તારવી કાઢ્યાં છે, તે દુનિયાના કામદાર વર્ગોને પણ ઘણાંજ ઉપયોગી નીવડે તેવાં છે. મિ૦ અપ્ટન સિંકલેર ગરીબ કામદારોના પરમ મિત્ર અને હિતચિંતક છે. હાલના સુધરેલા જમાનામાં દુનિયાનો ધનિક વર્ગ અને સુધરેલી સરકાર કામદારોને કેવાં સાધનોથી લૂંટી અને નીચોવી રહી છે તેનો સાદી ભાષામાં લેખકે આ પત્રોમાં અચ્છો ખ્યાલ આપ્યો છે. બેન્કો, મીલો, લિમિટેડ કંપનીઓ વગેરે સાધનોવડે ગરીબ કામદારોને ચારે તરફથી લૂંટવામાં આવે છે અને આ જાળ એવી ચતુરાઇથી બિછાવવામાં આવી છે કે તેનાથી તવંગરો કામદારોની મહેનતવડે વધારે તવંગર બનતા જાય છે; જ્યારે કામ કરનાર કામદારો વધારે ને વધારે ગરીબ બનતા જાય છે. ધનિકોના આ ભયંકર અન્યાયના થોકબંધ પૂરાવા અને હૃદય હચમચાવે એવી કથા સિંકલેરના આ પત્રોમાં પાને પાને ભરી છે. તે પત્રો ઘણાજ સુંદર હોવાથી અમે તે વાચકો સમક્ષ રજુ કરતા રહીશું.

પત્ર—૧

વહાલા મિત્ર જુડ,

કેટલીક વાત એવી છે, કે જેને માટે દલીલોની જરૂર હોતી નથી; અને હું, તું કે બધાજ તે પૂરાવાવિનાજ માનીએ છીએ. દાખલાતરીકે દરેક વ્યક્તિને બની શકે તો તેના પોતાના માર્ગ મુજબ સ્વર્ગ મેળવવાનો હક્ક છે, પણ આપણે કોઈના ધર્મમાં માથું મારવાની જરૂર નથી. બીજો સિદ્ધાંત આપણે એવો પણ માનીએ છીએ કે, બધાજ માણસો ન્યાયની દૃષ્ટિએ સમાન હોવા જોઇએ. આનો અર્થ એવો નથી કે, બધાનામાં સરખી શક્તિ હોવી જોઇએ; પણ દરેકને સ્વતંત્રતા, જીવન અને સુખ મેળવવાનો સરખો અધિકાર છે; તેજ પ્રમાણે જે માણસ પોતાનીજ મહેનતવડે જે કાંઇ પણ પેદા કરે છે, તે ઉપર તેનો હક્ક હોવો જોઇએ અને તેના આ પ્રાથમિક હક્કનું રક્ષણ કરવામાં પ્રમાણિક સરકારે તેને મદદ કરવી જોઇએ.

સાધારણ રીતે આપણે કહીએ છીએ કે, માણસોને એકલાજ રહેવા દઇને તેમનું ભાગ્ય ઘડવા દેવામાં આવે તો તેઓ વધારે સુખી બને. આપણે સરકારની કે તેની વધારે હકુમતની

જરૂર નથી. આપણા જેવા ગરીબોના ખિસ્સામાંથી બીજા માણસો હજારો તરકીબોથી પૈસા ઓળવી જાય છે તે જો સરકાર બંધ કરાવે તોજ બસ છે; તો પછી આપણે આપણા ઘરમાં સુખેથી બેસી શકીએ. વહાલા જુડ ! આને વ્યક્તિસ્વાતંત્ર્ય કહેવામાં આવે છે. જો કોઇ માણસ કામ ન કરે તો તેને કાંઇપણ મેળવવાનો હક્ક નથી, એ વાત આપણે કબૂલ કરી શકીએ; એટલે આપણે રખડતા લોફરો કે આળસુઓ માટે જરાએ દયા ખાવી જોઇએ નહિ, એ વાત પણ સાચી; પણ જેઓ સવારથી સાંજ સુધી લોહીનું પાણી કરીને વેતરૂં કરે છે, તેમને પોતાની મહેનતનું ફળ મળવુંજ જોઇએ. મારા વિચારોનો એજ મૂળ પાયો છે. આ સિદ્ધાંતરૂપી કસોટીપર આજની સુધરેલી દુનિયાને ચઢાવી જુઓ. હું પૂછું છું કે, આજે કામદારો જે માલ કે વસ્તુ પોતાની મહેનતથી પેદા કરે છે તે તેમને મળે છે કે પછી તે કોઈ ત્રાહીતજ તફડાવી જાય છે ? અથવા બીજી રીતે પૂછીએ તો આપણા દેશમાં એક એવો વર્ગ છે, કે જે કાંઇ પણ ઉપયોગી કામ કરતો ન હોય છતાં બીજાની મહેનતનો પૈસો પચાવે છે. આનો અર્થ એ થયો કે, જો કોઇ માણસ પોતે પેદા કર્યા વિનાની વસ્તુનો ઉપભોગ કરતો હોય તો દેખીતી રીતેજ એ વસ્તુના પેદા કરનારને તે વસ્તુ નજ મળી હોવી જોઇએ.

વહાલા જુડ ! હું તારોજ દાખલો આપીશ. તારા ઘડપણની દોલતતરીકે તેં જે ત્રણ ઘરો તારી જાતમહેનતથીજ બાંધ્યાં છે તેને ધાર કે, કોઇ ગાડામાં ઘાલીને ઉપાડી જાય તો તને કેવું લાગે ? અથવા ધાર કે, કોઇ આવીને તારા ઘરમાં ઘુસી જઇ ઘરનો માલીક બની બેસે તો તેને તું શું કરે ? જરૂર તું તેનાં હાડકાં ખોખરાં કરે. કાયદો પણ તને તેમ કરવાની સત્તા આપે છે, એટલે તું કાયદામાં શ્રદ્ધા મૂકતો થયો છે; પણ જુડ ! તને ખબર નહિ હોય કે, દુનિયામાં કેટલાક એવા માણસો પણ છે કે જે તરકીબથી તારાં બધાંએ ઘર પચાવી પાડે છતાં કાયદો તને જરાએ રક્ષણ ન આપે. ઉલટું કાયદો તને તારાજ ઘરમાંથી હાંકી કાઢે અને પેલા ત્રાહીતને તારી મિલ્કત પચાવવામાં મદદ કરે. જુડ ! સમજ ! અહીંઆંજ તારા જેવા હજારો કામદારોને ઘણું સમજવાનું છે. આ બધી રમત કેવી રીતે રમાય છે તે હું તને સમજાવીશ. તું જે ખોરાક ખાય છે, જે કપડાં પહેરે છે તેની કિંમત વધારી મૂકવાની જેઓના હાથમાં સત્તા છે, તેઓ જો તેની કિંમત વધારી મૂકે તો પછી તારી પાસે તે ખરીદવાની શક્તિ રહે નહિ અને તેના વિના તો તને ચાલે નહિ; એટલે તું તારાં ઘરો ગીરવે મૂકે અને તેમ છતાં તું પહોંચી ન વળે તો તારાં ઘરોનું લીલામ થાય અને એ રીતે કાયદોજ તને તારા ઘરમાંથી હાંકી મૂકે. બીજી તરફ નાણાંની કિંમત ઘટાડવામાં આવે તો તારા ડોલરની કિંમત અત્યારે છે તે કરતાં અડધી થઇ જાય; તો પછી તને નથી સમજાતું કે, આવી સત્તાવાળો માણસ તારાં બધાંજ ઘર વેચાવી નાખે ! આમ આવી યુક્તિઓ હજારો રીતે વાપરી શકાય તેમ છે. હું તને ખાત્રી આપું છું કે, આવા પ્રપંચો ઘણી વાર રમાઈ ગયા છે અને હજુ ઘણીએ વાર રમાશે; ને દુનિયામાં તું અને તારા જેવા ગરીબ અને અજ્ઞાન કામદારો વસી રહ્યા છે તે દુનિયામાં એવા શાહુચોરો વસે છે કે જેઓ હજારો યુક્તિ–પ્રયુક્તિઓથી તમારાં ખિસ્સાંઓ ખાલી કરી જાય છે અને છતાં તને કે તારા બીજા ભાઇઓને આવી ચોરીની ખબર પણ પડતી નથી.

જો કોઇ માણસ તારી પાસે સોનાની ઇંટ વેચવા આવે તો તું તેને હસી કાઢે; પણ જો કોઇ કંપની કામરકાટકામાં સોનાની ખાણોમાટે તારી પાસે શૅરો ભરાવવા આવે અગર કોઈ તેલની કંપનીના શૅરો ભરાવે તો તું ના પાડે નહિ. તુંજ મને કહેતો હતો કે, તેં એકાદ કંપનીમાં ૧૨૦૦ ડોલરના શૅરો ખરીદ્યા પણ છે. મિત્ર જુડ ! આ બધી રમત એવી સફાઇથી રમાય છે કે તેને કોઈ લૂંટ કહી શકે નહિ; અને તેને એવી સુંદર રીતે સમજાવવામાં આવે છે કે તારા જેવા હજારો મતદારો આવા માણસોને ખુશીથી મત પણ આપી આવે છે અને કદાચ તમે લોકો તેવાઓને માટે જાન પણ આપી દો. આવી બીજી યુક્તિ રક્ષણાત્મક જકાત અને બૅન્કોની અનામત રાખવાની રીતિ છે. બેંકવાળાઓ તમને લોકને કહે છે કે, તમારા ઘરમાં પૈસા એકઠા કરી રાખવા એ જોખમભરેલું છે અને પૈસાનો વ્યય કરવા જેવું છે; અને તારા જેવા બિચારા કામદારો તે વાત ખરી માને છે; પણ ખરી વાત એવી છે કે, બેંકો આ રીતે તમારાં નાણાંથી વેપાર કરે છે અને તમને લૂંટે છે. તને કોઇ દિવસ ખબર નહિ પડી હોય કે, જેમ જેમ વસ્તુ-

ઓની કિંમત વધતી જાય છે, તેમ તેમ તારાં બેંકમાં રાખેલાં નાણાંની કિંમત ઘટતી જાય છે.

વહાલા મિત્ર! હમણાં તો તું સવારે ચાર વાગે ઉઠતો હોઇશ; ચા સાથે બે ત્રણ પાઉંના ટુકડા વહેલો વહેલો ગળે ઉતારી દેતો હોઇશ, તારાં સસલાં કે મરઘાંને દાણા નાખીને તું ઝટપટ કામે દોડી જતો હોઇશ. આજે ચાળીસ વર્ષથી અઠવાડીઆના છ દિવસનો તારો કાર્યક્રમ આ મુજબ થઇ પડયો હશે; અને દિવસના આઠ–નવ કલાક નોકરી કરી રાતે તું થાકયો પાકયો ઘેર જતો હશે. ધ્યાન રાખ, જુડ! અમેરિકામાં તારા જેવી જીંદગી ગુજારનારા ચાર કરોડ કામદારો છે અને તેઓ જે મહેનતવડે અઢળક લક્ષ્મી પેદા કરે છે, તેનો ઉપભોગ તેઓ કરી શકતા નથી. જુડ! મોટાં આલીશાન મકાનોમાં અને ઑફીસમાં ટેબલ–ખુરશીપર હાથપર મોં ટેકવી રાખતા ધોળા સજ્જનોને આ ગરીબ કામદારોના ગદ્ધાવૈતરાની જરાએ ખબર હોતી નથી. જ્યારે કામદારો સખ્ત ટાઢ કે તાપમાં વૈતરૂં કરે છે, ત્યારે આ સજ્જનોને બેસીને વિચાર કરવા સિવાય બીજું કાંઇ કામ હોતું નથી; અને આ વિચાર એકજ હોય છે કે, તમારા જેવા ગરીબ કામદારો પાસેથી વધારે નાણાં શી રીતે કમાવાં? આ લોકો કહે છે કે, અમે ઘણાં મોટાં કામોનો ફેંસલો થોડી વારમાં કરી નાખીએ છીએ; પણ કામનો ફેંસલો કરવાને બદલે આ લોકો બિચારા કામદારોનો નિર્દય રીતે ફેંસલો કરે છે અને તેમને લૂંટવાને માટે આ લોકોએ મોટી ઇંદ્રજાળ ઉભી કરી છે, કે જેનાવડે તમારી મહેનતથી પેદા કરેલી લક્ષ્મી તેઓ ભોગવે છે અને આ પ્રમાણે માનવજાતિના ઇતિહાસમાં બની રહ્યું છે. આ ઇંદ્રજાળ કેવી રીતે રચવામાં આવી છે તે હું તને મારા બીજા પત્રમાં સમજાવીશ.

## પત્ર—૨

વહાલા મિત્ર જુડ,

ગયા પત્રમાં હું તને સમજાવી ગયો કે, ધનિકોએ કેવી ઇંદ્રજાળ ઉભી કરી છે કે જેના વડે તેઓ તારા જેવા હજારો બલ્કે લાખો કામદારોને નીચોવીને તાલેવંત બને છે. આપણે જાણીએ છીએ કે, માણસને એકલો રોટલો મળ્યો એટલે તે સુખી થયો ગણાતો નથી. રોટલા ઉપરાંત તેને આ જમાનામાં ઘણી વસ્તુની જરૂરીઆતો રહે છે. તેને રહેવાને સુઘડ ઘર, પહેરવાને સારાં કપડાં, વાંચવાને પુસ્તકો અને કામ પછી કાંઇ રમતગમતની શાંતિની જરૂર છે. પારાવાર ગરીબાઇ જેવું બીજું એક પણ ભયંકર દુઃખ નથી, કે જે માણસનાં સુખ અને શરીરસંપત્તિનો નાશ કરનાર હોય. પોતાનાં વહાલાં બાળબચ્ચાંઓને માટે જોઇતી ચીજો ન મળે એના જેવું બીજું દારુણ દુઃખ કયું હોઇ શકે?

દુનિયાના કેટલાક ભાગોમાં ગરીબાઇ એ કુદરતી કોપસમાન આવી પડે છે, પણ ૧૯૨૫–૨૬ ના અમેરિકામાટે તેમ નથી. આપણા દેશનો વિસ્તાર ૪૦ લાખ ઘનમાઇલ જેટલો છે. અને આપણે ત્યાં દુનિયાના કોઇ પણ દેશ કરતાં વધારે કુદરતી પદાર્થો પેદા થાય છે. હાલના મોટામાં મોટા ઉદ્યોગો આપણે ત્યાં છે. આપણે ત્યાંથી જે વસ્તુઓ નીકાશ થાય છે, તેમાંની ઘણી ખરી મોજશોખની વસ્તુઓ છે. જેવી કે સંગીતનાં વાજીંત્રો, બીજી ફેશનની ચીજો વગેરે. આપણા દેશમાં તાલીમ પામેલા ચારકરોડ કામદારો છે અને સારામાં સારા પાયા ઉપર ચાલતા હુન્નરઉદ્યોગો છે. આપણે દુનિયાનું ૪૦ ટકા જેટલું લોખંડ, પર ટકા જેટલો કોલસો, ૬૦ ટકા જેટલું તાંબું, ૭૫ ટકા જેટલું અનાજ અને ૮૫ ટકા જેટલી મોટરકારો બનાવીએ છીએ.

વીસ વર્ષ પહેલાં જ્યારે આપણી સરકારે ગણત્રી કરી, ત્યારે એવું માલમ પડયું હતું કે, હાથથી દશ હળો બનાવવાને માટે ૧૧૮૦ કલાક લાગતા હતા, તેને બદલે અત્યારે તેટલાંજ હળોને મશીનરીથી બનાવતાં ફક્ત ૩૭ કલાક લાગે છે; ૧૦૦ જોડ બુટ હાથથી બનાવતાં ૧૪૩૬ કલાક લાગતા, તેને બદલે હવે મશીનરીથી ફક્ત ૧૫૪ કલાક લાગે છે. આ ઉપરથી જોઇ શકાશે કે, યંત્રને લીધે મનુષ્યની કેટલી બધી મહેનત બચી જવા પામી છે. આજે ફૉર્ડની ફેક્ટરીમાં ૧,૬૫૦૦૦ માણસો કામ કરે છે, અને દર વર્ષે ૨૫ લાખ મોટરો અને બીજી ગાડીઓ ઉત્પન્ન કરે છે. શીકાગોમાં મોટી ફેક્ટરીઓ છે, જેમાં દરરોજના ૧૪,૪૦૦ પાઉં બને છે. આવી અજાયબીભરેલી વસ્તુઓ આપણે ત્યાં ઢગલાબંધ બને છે અને ઢગલાબંધ ધન દેશમાં ખડકાય છે. આ

બધું જોતાં આપણા દેશમાં પ્રજા ઘણીજ સુખી હોવી જોઇએ; અને ગરીબાઈ ૧૮૨૫ કરતાં સેંકડોગણી ઓછી હોવી જોઇએ. પણ જુઓ ! સ્થિતિ શું છે ? ગરીબાઇ તો હજુ તેટલીજ કે તેથી પણ વધારે છે. અસલના વારામાં કોઈ પણ ભૂખે મરતું નહિ. આપણા બાપદાદાઓને પેટપૂરતું ખાવાનું મળતું અને તેઓ દશ માણસોના કુટુંબનું કે કેટલીક વાર તો વીસ માણસોના કુટુંબનું સંતોષકારક રીતે ભરણપોષણ કરી શકતા. આજે આપણા મીલકામદારોમાંથી આટલા મોટા કુટુંબનું કોણ પોષણ કરી શકે એમ છે ? આરસના સુશોભિત મહાલયોથી શોભતા આપણા વૉશિંગ્ટન શહેરનું ચિત્ર મારા ઘરમાં છે; પણ આ ચિત્ર જરા જૂદા પ્રકારનું છે. એક ભવ્ય મહાલયની અગાશીમાંથી કામદારો જે વિભાગમાં રહે છે તે લત્તાનું આ ચિત્ર છે. કયાં આ મહાલયો અને કયાં બિચારા મહેનતુ કામદારોને રહેવાનાં જર્જરિત અને ગંદાં મકાનો ! આવાં કેટલાંએ મકાનો તને વૉશિંગ્ટનમાં મળી આવશે. અરે ન્યુર્યોર્ક કે જે આપણું વિલાસ, મોજમજાહ, અઢળક દ્રવ્ય અને ફેશનનું ધામ છે, ત્યાં જઇને જોશે તો કેટલાંએ ગરીબ લોકો ગંદાં મકાનોમાં સડતા દેખાશે. ન્યુ ઇંગ્લાંડમાં તો હજારો કામદારો નરકયાતના ભોગવતા નજરે પડે છે અને કેટલીએ સ્ત્રીઓ પૈસાને ખાતર પોતાની જાતને વેચે છે. અહીં કામદારો ઘરમાં નથી રહેતા, પણ અંધારા ભોંયરામાં રહે છે એમ કહીએ તો ચાલે. જ્યોર્જીઆમાં બચ્ચાંઓ પાસે મીલોમાં કામ કરાવવામાં આવે છે.

આવી સ્થિતિ છતાં આપણા અર્થશાસ્ત્રીઓ કહે છે કે, અમેરિકામાં કામદારોની સ્થિતિ સુધરતી જાય છે અને થોડા વખતમાં કોઈ ગરીબ જોવામાં આવશે નહિ. જુઓ ! આ બધું ધતીંગ છે. હું તને કહું છું તે નોંધી લે કે, છેલ્લાં પચાસ વર્ષમાં અમેરિકાના કામદારોની સ્થિતિ બગડતી ગઇ છે, અને તે કેવી રીતે ? તે આપણે તપાસીએ. દેખીતી રીતે કામદારોનો પગાર વધે તે ઉપરથી તેમની સ્થિતિ સુધરી ગઇ એમ માની લેવાનું નથી. પગારનું ધોરણ માણસના જીવનનિર્વાહ અને ચીજોના ભાવ ઉપર ઘણો આધાર રાખે છે. એટલે જો એક માણસને રોજના ચાર ડોલરને બદલે આઠ ડોલર મળવા લાગે અને જો ચીજોનો ભાવ હોય તેથી બમણો થઈ જાય તો તેથી તેની સ્થિતિ જરાએ સુધરી કહેવાય નહિ. એ તો મુડીવાળાઓ એ રીતે દુનિયાને ઠગે છે; એટલે કામદારે તો ઉપર ઉપરથી જે સુધારો થયેલો નજરે પડે તેથી ભોળવાઇ જવાનું નથી. આ સુધારાનાં બીજાં અનેક કારણો છે. દાખલાતરીકે હવેનો કામદાર વર્ગ પૈસાનો સમજુપણે ઉપયોગ કરતાં શીખ્યો છે, તંદુરસ્તી અને સુખાકારીના નિયમો શીખ્યો છે, તેની સંસ્કૃતિમાં ઘણો વધારો થતો ગયો છે; પણ તેથી કાંઈ તેના પગારમાં તેને ફાયદો થઇ ગયો છે, એમ માનવાનું નથી. બીજી તરફ જુઓ કે, કેટલા માલેતુજાર મુડીવાળાઓ ગરીબ બનવા પામ્યા છે ?

અમેરિકામાટે તો આ સવાલજ હસવા જેવો લાગે છે; કારણ કે હેન્રી ફૉર્ડ જેવા માણસો તો ૩૫ વર્ષ પહેલાંના કરતાં લાખોગણા પૈસાવાળા બન્યા છે. ૧૮૯૦ માં આપણા દેશની દોલત ૬૫ અબજ હતી, તે વધીને ૩૨૦ અબજ જેટલી ૧૯૨૨ માં થઇ છે અને આમાં કામદારોને કાંઈ મળ્યું નથી; એટલે પૈસાદાર માલેકોનીજ તીજોરીઓ ભરાવા પામી છે. ૨૫ હજારથી એક લાખ ડોલરની વચમાંની ઉપજવાળાઓની સંખ્યા ૩૭૬૬૩ થી વધીને ૫૨૧૫૮ જેટલી થવા પામી છે. આ ઉપરથીજ જોઇ શકાશે કે, તાલેવંતો વધારે ને વધારે તાલેવંત થતા જાય છે, જ્યારે ગરીબો વધારે ગરીબ બનતા જાય છે. જુઓ ! આપણાં છાપાંઓ આનો વિરોધ કરે છે; પણ સત્ય વાત તો એ છે કે, દુનિયાની સૌથી વધારે તાલેવંત પ્રજાનો કામદારવર્ગ ગરીબ બનતો જાય છે.

( 'હિંદુસ્થાન' તા ૪–૯–૨૬ ના અંકમાંનો અપ્ટન સિંકલેરના પત્રોનો અનુવાદ )

# ૬૫—શાળામાં ધર્મશિક્ષણ

શાળામાં ધર્મશિક્ષણ હોવું જોઇએ કે નહિ, તેનો એકાન્તિક જવાબ આપવો મુશ્કેલ છે. એક બાજુએ વિચારતાં શિક્ષણમાં ધર્મને સ્થાન ન હોય તો તે શિક્ષણ નકામું છે, એ સ્પષ્ટ રીતે દેખાય છે; અને બીજી બાજુએ 'ધર્મ' શબ્દમાં જે વિશાળ, અટપટો અને અગમ્ય અર્થ રહેલો છે, તે જોતાં શાળાની અંદર ધર્મશિક્ષણની શકયતાનો સમાધાનકારક નીવેડો નથી આવતો; પણ શિક્ષણશાસ્ત્રને આ પ્રશ્નનો ઉકેલ લાવ્યાવિના ચાલે તેમ નથી.

માણસના જીવનમાંથી ધર્મ બાદ કરીએ તો બાકી શું રહે?

મનુષ્ય–ધર્મ=પશુ

એવું સમીકરણ બધા વિચારકોએ નક્કી કરી રાખ્યું છે. **धर्मो हि तेषाम् अधिको मतो मे** આ વચન બહુ અર્થપૂર્ણ છે. ધર્મસંસ્કારવિનાનું મનુષ્યત્વ સંભવતું નથી. 'મેન ડઝ નૉટ લીવ બાય બ્રેડ એલોન' આ વચન નિતાન્ત સત્ય છે. ધર્મવગર મનુષ્ય મનુષ્યતરીકે જીવી શકે તે કલ્પનામાં ઉતરી શકતું નથી; એટલે મનુષ્યના જીવનમાં ધર્મને અનિવાર્ય સ્થાન છે. આ વસ્તુ સર્વમાન્યતરીકે માની લઇએ તો (અને તે સર્વમાન્ય છે. તેમાં બે મત હોઇજ ન શકે), શાળામાં ધર્મશિક્ષણને સ્થાન છે કે નહિ? એ વસ્તુના વિચારનો સરળ માર્ગ આપણને મળવાનો છે, માટે એ સિદ્ધાંત માન્ય રાખીનેજ આગળના વિચાર મૂકયા છે.

આપણે ઉપર જોઇ ગયા તેમ મનુષ્યના જીવનમાં ધર્મ અગ્રસ્થાને છે. તે ધર્મવિનાનું જીવન શૂન્ય છે. તે મનુષ્યજીવનજ નથી, તે પશુજીવન છે. શિક્ષણ મનુષ્યને જીવવાની કળા શીખવે છે. પછી શિક્ષણમાં ધર્મને સ્થાન ન હોય તો કેમ ચાલે? ધર્મશિક્ષણ આવશ્યક છે, એટલુંજ નહિ પણ અપરિહાર્ય છે. આપણે તેને આપણા શિક્ષણક્રમમાં રાખીએ કે નહિ, બાળક તે ગમે ત્યાંથી મેળવી લેવાનુંજ છે. જેવી રીતે બાળકની આંખો જોવા માટે તલસી રહેલી હોય છે, કાન સાંભળવા માટે તલસી રહેલા હોય છે અને જીભ બોલવા માટે તલસે છે, તેવીજ રીતે બાળકનો આત્મા ધર્મમાટે તલસે છે. આપણે એને ધર્મશિક્ષણ ન આપીએ તેથી કંઇ તે ધર્મવગર રહેવાનું નથી. બાળકની બુભુક્ષિત આંખો રૂપનું સાચું–ખોટું પણ જ્ઞાન કરી લેવાની છે, તેવીજ રીતે બાળકનો આત્મા સાચા–ખોટા પણ ધર્મનું જ્ઞાન મેળવવાનોજ છે. બાળક ખોટું જોતાં ન શીખે પણ સાચું જોતું થાય, એવી અનુકૂળતા તેને કરી આપવી, એવું વાતાવરણ તેની આસપાસ ઉભું કરવું એ શિક્ષણનું કાર્ય છે. શિક્ષણની હસ્તીજ એને માટે છે; તેવીજ રીતે બાળકને સત્ય ધર્મનું જ્ઞાન થાય એવી અનુકૂળતા એને કરી આપવી, એ પણ શિક્ષણનું કાર્ય છે. એવી અનુકૂળતા શિક્ષણ ન કરી આપે તો તે શિક્ષણ વિફળ છે.

ધર્મવગર મનુષ્યનું જીવન પશુતુલ્ય છે. આ સિદ્ધાંત સર્વમાન્ય હોવાથી ઘણાઓએ શિક્ષણમાં ધર્મને દાખલ કરવાના અખતરા કર્યા છે, પણ તેમાંનો એકે અખતરો સાચો નથી. ખ્રિસ્તી મિશનરીઓની સંસ્થાઓમાં બાઇબલના વર્ગો ફરજીઆત હોય છે; આર્યસમાજની સંસ્થાઓમાં વેદના મંત્રો ભણાવાય છે; આજકાલની રાષ્ટ્રીય શાળાઓમાં સમૂહપ્રાર્થનાનાં ભજનો ગવાય છે અને ધર્મના સમયો રખાય છે; પણ આ ત્રણે પ્રકારોમાં એકે માર્ગે સાચું ધર્મશિક્ષણ નથી મળતું. ધર્મનો અભ્યાસ, ધર્મનું અધ્યયન અને ધર્મની માહિતી એટલે કંઇ ધર્મશિક્ષણ નથી. બીજા વિષયોની માફકજ ધર્મની બાબતમાં પણ ધર્મનો સાક્ષાત્કાર થવાની જરૂર છે. કોઇ પણ વસ્તુ બુદ્ધિની મર્યાદા ઓળંગી હૃદયસુધી ઉંડી ઉતરે, ત્યારેજ તેનો સાક્ષાત્કાર થયો ગણાય. આજે દુનિયામાં શંકરાચાર્યના અદ્વૈતમતના પ્રતિપાદક પંડિતો ઓછા નથી. કોઇ પણ વિવાદકને પોતાની યુક્તિ–પ્રયુક્તિથી હઠાવી દેનાર તેમનું પાંડિત્ય દુનિયાને ચકિત કરે છે; પણ તેમના અદ્વૈતની શૂન્ય જેટલી પણ કિંમત નથી, તેમનું અદ્વૈત કેવળ બુદ્ધિની ભૂમિકા ઉપરજ હોય છે.

ઘરની અંદર જેમ તેઓ રાચરચીલાં રાખે છે, તેમજ મગજમાં તેઓ અદ્વૈતવાદનો ઘટપટાદિ ગોટાળો રાખે છે એટલુંજ. સામાન્ય લોકોમાં અને એમનામાં ફરક એટલોજ કે, સામાન્ય

લોકોના મગજ ઉપર હલકો બોજો હોવાથી તે હળવાં હોય છે; જ્યારે આ પંડિતોનાં મગજ ઉપર અદ્વૈત જેવા તત્ત્વજ્ઞાનનો ભારે બોજો હોવાથી તેમનાં મગજ દબાઇ જાય છે !

આજે શાળાઓમાં ધર્મશિક્ષણ દાખલ કરવાની જે પદ્ધતિ છે, તેમાંથી આવુંજ પરિણામ આવવાનું છે. વેદ, ઉપનિષદ્, બાઇબલ, કુરાન કે ગીતાનું અધ્યયન એટલે ધર્મશિક્ષણ નથી. અધ્યયનથી લાભ નથી એમ નથી, પણ તેની સાથે સાથે બીજી વસ્તુ હોય તોજ અધ્યયન લાભદાયી છે; અન્યથા તે નુકસાનકારક છે એવો ભય રહે છે. વૈદામાં કેટલીક દવાઓ એવી હોય છે, કે જે બીજી દવાઓ સાથે ભેળવીએ તો અમૃતસમી ગુણકારી થાય છે; પરંતુ એકલી તે ઝેર જેવી પ્રાણહારક હોય છે. ધર્મના અભ્યાસનું પણ એમજ છે. ધર્મનો કેવળ અભ્યાસ લાભદાયી નથીજ; ઉલટો હાનિકારક હોવાનો સંભવ છે. ધર્મના અભ્યાસની સાથે શ્રદ્ધા ઉમેરાય તો બંનેનો સમવાય મનુષ્યની ઉન્નતિ સાધે. શ્રદ્ધા એટલે ધર્મજીવનની અભિલાષા. ધર્મનું અધ્યયન અને ધર્મનું જીવન બન્ને સાથે સાથે ચાલે, તોજ ધર્મનું અધ્યયન ઉપકારી થાય છે. પુસ્તકદ્વારા ભૂગોળનો અભ્યાસ કરનાર માણસ પોતાનો લાભ પણ સાધે અને પોતાનું નુકસાન પણ સાધે. ભૂગોળના અભ્યાસની સાથે સાથે તેમાંથી જાણી લીધેલી વસ્તુઓ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર કરવાની વૃત્તિ તેનામાં જાગ્રત હોય તો ભૂગોળનો અભ્યાસ તેને ઉપકારક થાય; તેના દેશદર્શનના પર્યટનમાં તેને તે મદદરૂપ થાય; પણ કેવળ નકશા જોઇને અને પુસ્તકો વાંચીને પોતાને આખા વિશ્વનું જ્ઞાન થયું, એવા આત્મવંચક અહંકારમાં જે માણસ રહ્યો તેને કોઇ દિવસ વિશ્વનું પ્રત્યક્ષ જ્ઞાન થવાનું નથી. નકશો અને પુસ્તકમાંથી મળેલું ભૂગોળજ્ઞાન કેવળ આભાસમાત્ર છે; સત્ય જ્ઞાન તો પ્રત્યક્ષ દર્શનથી, સાક્ષાત્કારથીજ થઇ શકવાનું છે. ધર્મશિક્ષણની બાબતમાં પણ બરાબર એવીજ પરિસ્થિતિ ઉભી છે. ધર્મગ્રંથનું કેવળ અધ્યયન આભાસમાત્ર છે. મેં એવા શાસ્ત્રીઓ જોયા છે, કે જેમને સાચેસાચજ લાગે છે કે, પોતાના અદ્વૈતજ્ઞાને (!) તેમને મુક્ત સ્થિતિમાં મૂકી દીધા છે; પણ આ ભયાનક આત્મવંચના છે અને એનું કારણ તેનું અધ્યયન કેવળ બુદ્ધિની ભૂમિકા સુધીજ પહોંચ્યું હોય છે એ છે. ધર્માધ્યયનની સાથે સાથેજ ધર્મજીવનની અભિલાષા તેનામાં નથી, એટલે ધર્મનું એક પણ તત્ત્વ—એક પણ સિદ્ધાંત પોતાના જીવનમાં તે ઉતારતો નથી. અંતરમાં ઉછળતા દરેક જીવનકલહનો તે બુદ્ધિથી નિવેડો લાવે છે, પણ તેનું હૃદય કોરૂંજ રહે છે. તેનો આત્મા અણવિકસેલ ફૂલની માફક રહે છે અને અંતે તેની અણવિકસેલ પ્રાણનલિનીને મદોન્મત્ત હાથી હરી જાય છે.

શાળાઓમાં ધર્મશિક્ષણને સ્થાન આપવાની ઇચ્છા ધરાવનાર શિક્ષકોની જવાબદારી બહુ ભારે છે. ધર્મ આત્માનો ખોરાક છે. સાદા શરીરનો ખોરાક પૂરો પાડતાં પણ અનેકવિધ શક્તિઓનો વ્યય થાય છે. પછી આત્માના ખોરાકની તો વાતજ શી ? ધર્મજ આત્માનો—હૃદયનો ખોરાક છે. આ વસ્તુ એક વાર સ્વીકાર્યા પછી આ બાબતમાં ઝાઝું કહેવાપણું નથી રહેતું. જેનાથી હૃદયનો વિકાસ થાય, તેજ સાચું ધર્મશિક્ષણ. આનેજ હાર્દિક કેળવણીના નામથી ઘણા વિચારકો ઓળખે છે. મહાભારતમાં ધર્મરાજાવિષે એક પ્રસિદ્ધ વાર્તા છે. '**सत्यं वद**' આ એકજ વાક્ય શીખતાં એમણે અનેક દિવસો ગાળ્યા છતાં તે શીખ્યા ન હતા. શીખવામાટે એમના સહાધ્યાયીઓએ '**सत्यं वद। धर्मं चर। स्वाध्यायान्मा प्रमदः।**' ઈત્યાદિ ઇત્યાદિ અનેક ઋચાઓ મુખોદ્‌ગત કરી હતી. ધર્મરાજા શીખવાનો અર્થ બરાબર સમજતા હતા, બીજા બધાએ તે વ્યાખ્યાઓ કંઠગત કરી હતી અને કંઠગત વ્યાખ્યાઓ કંઠને ભલે ભૂષણરૂપ હોય, પણ તે જીવનને જરૂર ભૂષણભૂત નથી. આપણે પણ શાળાઓમાં ગીતાજીનો પાઠ કરાવીએ, વેદ ને ઋચાઓ ગોખાવીએ, મીરાંનાં પદો ગવરાવીએ એટલું બસ નથી; તેનાથી વાણી સુસંસ્કૃત થાય, શૃંગારનાં ગીતો ગાવા કરતાં ભજનીયાં સારાં એટલુંજ; પણ આથી વધારે એનું ફળ નથી. તે ફળને આથી આગળ લઈ જવું હોય તો બીજી કોઇ વસ્તુની જરૂર રહે છે.

ઉપલા વિવેચન ઉપરથી કોઈ એમ ન ધારે કે, ધર્મગ્રંથોનું વાચન ત્યાજ્ય છે. તે અત્યંત જરૂરી છે; પણ તેટલુંજ બસ નથી, એમ કહેવાનો ઉદ્દેશ છે. જેના પેટમાં ભૂખ નથી, તેને ઉત્તમમાં ઉત્તમ પકવાન્નનો પણ સ્વાદ નથી લાગતો. જેના હૃદયમાં ધર્મજિજ્ઞાસા નથી, તેની આગળ

ઉત્તમમાં ઉત્તમ ધર્મતત્ત્વો નકામાં છે. શરીરને કસરત આપીને ક્ષુધા જાગ્રત કર્યા પછીજ પક્વાન્નનો સ્વાદ લઇ શકાય, તેમજ ધર્મજિજ્ઞાસા પછીજ ધર્મનો આસ્વાદ લઇ શકાય અને કર્મોરૂપી કસરત કર્યા વગર કોઈ દિવસ જ્ઞાનની ભૂખ–ધર્મજિજ્ઞાસા આવવાનીજ નથી; માટેજ શાસ્ત્રકારોએ લખી રાખ્યું છે કે **आचारः प्रथमो धर्मः**। મનુષ્ય જે જાતનાં કાર્યો કરે, તે જાતની તેની ભૂખ જાગ્રત થાય છે; ધર્મવિહિત કાર્યોથી ધર્મજિજ્ઞાસા ઉત્પન્ન થાય છે.

એટલે હવે ધર્મશિક્ષણના પ્રશ્નનો ઉકેલ એવો આવ્યો કે, જે વિદ્યાર્થીઓને ધર્મશિક્ષણ આપવું હોય, તેમની આગળ ધર્મવિહિત કર્મોનું વાતાવરણ ઉભું કરવું જોઇએ. આવું વાતાવરણ ઉભું કરવાની જવાબદારી શિક્ષકોની છે. શિક્ષકો જેટલે અંશે પ્રાણવાન, જેટલે અંશે ત્યાગી, જેટલે અંશે સંયમી, તેટલેજ અંશે શાળાનું વાતાવરણ ધર્મમય થવાનું છે. ધર્મમય વાતાવરણનો અર્થ વિશદ કરવાની જરૂર છે. જે શાળામાં શિક્ષકોની સેવા ત્યાગ ઉપર રચાયેલી હોય, તે શાળામાં ત્યાગનું વાતાવરણ પોતાની મેળે ઉભું થવાનું છે. તે શાળામાં રહેતા વિદ્યાર્થીઓને ત્યાગથી વિરુદ્ધ વર્તન કરવાની પ્રેરણા પોતાની જાતની બહારથી–શાળાના વાતાવરણમાંથી નથી મળવાની. "હું સત્યાગ્રહાશ્રમનો વિદ્યાર્થી; મારાથી જૂઠું કેમ બોલાય ?" "હું રાષ્ટ્રીય શિક્ષણ લઉં છું; મારાથી રાષ્ટ્રદ્રોહ કેમ થાય ?" "હું દક્ષિણામૂર્તિનો વિદ્યાર્થી; હું વગરટીકીટે કેમ પ્રવાસ કરૂં?" ઇત્યાદિ ભાવનાઓ તે તે સંસ્થાના વાતાવરણને લીધે વિદ્યાર્થીઓમાં જાગ્રત થવાની છે. આ ભાવના એ વિદ્યાર્થીઓનું કવચ; આ કવચથી તેમનું અધર્મથી રક્ષણ થાય છે. આગળ જતાં અભ્યાસથી આ કવચજ એમનો પોતાનો સ્વભાવ થઇ જાય છે. સત્યાગ્રહાશ્રમની ખાતર, રાષ્ટ્રીય શિક્ષણની ખાતર, દેશની ખાતર, ગાંધીજીની ખાતર કે દક્ષિણામૂર્તિની ખાતર જે વસ્તુ તે અત્યારસુધી કરતો હતો, તે બધી વસ્તુઓનો તેને હવે સ્વાભાવિક રસ લાગી જાય છે અને તે વસ્તુ તેની પોતાની થઇ જાય છે. બાળક બહારથી સારા કે ખરાબ સંસ્કાર ગ્રહણ કરે છે, તેમાં હમેશાં આ પ્રમાણેજ ક્રિયા થાય છે. એટલા માટે જે સંસ્થાને ધર્મશિક્ષણ આપવાની ધગશ છે, તેણે શાળાનું વાતાવરણ ધર્માચરણને પોષક એવું બનાવવું જોઇએ–એવું બનાવવું એ એની પહેલી ફરજ છે.

આવું વાતાવરણ બની જાય તો વિદ્યાર્થીઓમાં ધર્મજિજ્ઞાસા ઉત્પન્ન થતાં વાર નથી લાગતી. તેમની આ ધર્મજિજ્ઞાસાને તૃપ્ત કરવામાટે શાળામાં ધર્મવિચારની ગંગા અખંડ વહેતી રાખવાની જરૂર છે. પૂર્વ, પશ્ચિમ, ઉત્તર કે દક્ષિણ ગમે તે દિશા તરફ એ જાય તો બધેય ધર્મગંગાનો મધુર પવિત્ર ખળખળાટજ એને કાને પડવો જોઇએ. એક જગ્યાએ મહાભારતનું વાચન ચાલતું હોય, તો બીજી જગ્યાએ ગીતા ઉપર પ્રવચનો થતાં હોય; ત્રીજી જગ્યાએ મીરાંનાં ગીતો ગવાતાં હોય અને રામનામની ધૂન ચાલતી હોય તો ચોથી જગ્યાએ વિદ્યાર્થીજીવનના સવાલો લઈ તેના ઉપર ધર્માધર્મની ચર્ચા ચાલતી હોય. આવી રીતે આખી સંસ્થાનું વાતાવરણજ ધર્મસાગરની ગંભીર સતત ગર્જનાથી ભરપૂર રાખવાની જરૂર છે.

એક બાજુએ ધર્મના આચરણનું વાતાવરણ અને બીજી બાજુ ધર્મના વિવરણનો અખંડ પ્રવાહ, એ ધર્મશિક્ષણનાં બે અંગો છે. બન્ને અંગો સાચા ધર્મશિક્ષણને માટે જરૂરી છે. કેવળ આચરણ જ્ઞાનવગર સ્થાયી થતું નથી, કેવળ જ્ઞાન આચરણવગર સ્વપ્નવત્ નિષ્ફળ રહે છે. આચારની કસરતથી જ્ઞાનની ભૂખ જાગ્રત કરી, જ્ઞાનના ભોજનથી નવા આચરણની શક્તિ બાળકે મેળવવાની છે. કર્મમાંથી જ્ઞાન અને જ્ઞાનમાંથી પાછું કર્મ, એવો વિકાસનો ક્રમ છે. એક કર્મના આચરણથી મનુષ્યધર્મના અમુક ભાગનો સાક્ષાત્કાર કરે અને તે સાક્ષાત્કારના પ્રકાશમાં એને નવા આચાર સ્ફુરે; તેમાંથી પાછું નવું જ્ઞાન અને તેમાંથી નવો આચાર, એજ સ્વાભાવિક વિકાસનો ક્રમ છે. આચાર અને વિચાર મનુષ્યના જીવનરથનાં બે પૈડાં છે. એકજ પૈડું તૂટે તોપણ રથ અટકે. ધર્મશિક્ષણનું પણ એમજ છે.

અહીં કોઇ એવી શંકા ઉભી કરશે કે, આ તો બધું તત્ત્વજ્ઞાન થયું. આમાંથી કંઈ પ્રત્યક્ષ માર્ગ જડતો નથી; પણ આ નિબંધ માત્ર સિદ્ધાંતનિદર્શનની ખાતરજ લખાયેલો છે. આ સિદ્ધાંતોનો અમલ કયી રીતે કરવો તે દરેક શિક્ષકની કે શિક્ષણસંસ્થાની શક્તિ અને વૃત્તિ ઉપર

આધાર રાખે છે. સાધ્ય ઉપર બતાવ્યું તે છે. તે કયે રસ્તે સાધવું તે તો દરેકે પોતાની મેળે જોઇ લેવાનું છે.

ધર્મશિક્ષણ ફરજીઆત હોય કે નહિ ? આ સવાલ પણ ઘણી વાર પૂછવામાં આવે છે. અનેક સંસ્થાઓમાં ફરજીઆત સંધ્યા, ફરજીઆત પ્રાર્થના ઇત્યાદિ હોય છે; પણ ફરજીઆત ધર્મશિક્ષણ આ પ્રયોગજ વદતોવ્યાઘાત જેવો છે. ફરજીઆત ભોજન આપી શકાય, તોજ ફરજીઆત ધર્મશિક્ષણ કરી શકાય. અન્ન શરીરનો ખોરાક છે, તેમ ધર્મ આત્માનો ખોરાક છે. આપણે છાત્રાલયમાં ખાવાની સુંદર સગવડ કરી મૂકીએ, એટલું બસ છે. બાળકની સહજ ભૂખજ એને ખાવાની ફરજ પાડે છે. આપણે એટલુંજ જોવાનું રહ્યું કે, કોઇ પણ કારણસર બાળકની ભૂખ મંદ તો નથી થઇ ? તેને અજીર્ણ તો નથી થયું ? તેના શરીરમાં કંઇ વિકાર તો નથી ? એવું કંઇ હોય તો તેને દવાપાણી કરી તેની ક્ષુધા જાગ્રત કરવી એ શિક્ષકની ફરજ છે. બાળકની ક્ષુધા જાગ્રત રાખવી અને તેની તૃપ્તિમાટે શુદ્ધ પૌષ્ટિક ખોરાક તૈયાર રાખવો—આ બન્નેમાંજ શિક્ષકનું કાર્ય ખતમ થાય છે. બાકીનું કાર્ય બાળક પોતાની મેળે કરી લે છે. તેવીજ સ્થિતિ ધર્મશિક્ષણની છે. કોઇ પણ કારણસર બાળકની ધર્મજિજ્ઞાસા પ્રસુપ્ત હોય તો તેને જાગ્રત કરવી અને તેની પરિતૃપ્તિમાટે ધર્મવિચારનો અખંડ પ્રવાહ ચાલુ રાખવો, એટલીજ શિક્ષકની ફરજ છે. ધર્મના શિક્ષણમાં નદીની વૃત્તિ રાખવી જોઇએ. તે તો અખંડ વહેજ જાય છે. જેને ઇચ્છા હોય, જેનું ભાગ્ય હોય તે આવીને તેના પ્રવાહમાં નાહી–ધોઈ પુનિત થઇ પાછા જાય છે. તેવીજ રીતે ધર્મનો પ્રવાહ આપણે જીવતો રાખીએ. જે બાળકને આવીને તેમાં નાહી–ધોઇ પાવન થવું હોય તે ભલે થાય. જેને એમ કરવાની વૃત્તિ નથી, તેને કંઇ ફરજ પાડી તેમ કરાવી શકાય તેમ છે ? **प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ।** ઓછામાં ઓછું ધર્મશિક્ષણની બાબતમાં તો ફરજનો વિચારજ હાસ્યાસ્પદ લાગે છે.

અને બીજી રીતે આપણે ધર્મશિક્ષણ અનિવાર્ય જરૂર કરી શકીએ તેમ છે. વિદ્યાર્થી કુદરતને નિહાળતો થાય એવી ઇચ્છાવાળો કોઇ શિક્ષક કુદરતનું દર્શન શાળામાં ફરજીઆત કરે તો તે મૂર્ખ ગણાશે. તેની પાસે સહેલામાં સહેલો રસ્તો એ છે કે, આખી નિશાળજ કુદરતના ખોળામાં વસાવવી. ઇચ્છા હોય કે ન હોય, બાળકને કુદરતનું દર્શન કર્યાવગર છૂટકોજ નહિ રહે. એક બાજુ ઉંચા ઉંચા પહાડો, બીજી બાજુએ મેદાનો, ત્રીજી બાજુએ ખીણો, ચોથી બાજુએ ઘટાદાર જંગલો વચ્ચેથી વહેતી નદીઓ અને સરોવરો; આવી રીતે જ્યાં કુદરત પોતાના સંપૂર્ણ વૈભવમાં વિકસતી હોય, ત્યાંજ શાળાનું અધિષ્ઠાન હોય તો બાળક કુદરત જોયા વગર ક્યાં જાય ? તેવીજ રીતે જેને બધા વિદ્યાર્થીઓ ધર્મશિક્ષણ લેતા થાય એવી ઇચ્છા હોય તેણે તો બાળકની આસપાસનું આખું વાતાવરણજ ધર્મમય કરી મૂકવું; એમ થશે તો આપોઆપજ એને ખબર પડ્યાવગરજ બાળક ધર્મશિક્ષણ લેવાનું છે.

શરૂઆતમાં ખ્રિસ્તી, આર્યસમાજી કે ઇતર પંથની શિક્ષણસંસ્થાઓમાં અપાતા ધર્મશિક્ષણનો ઉલ્લેખ મેં કર્યો છે. આવા ધર્મશિક્ષણથી કંઇ લાભ છે કે કેમ, તે તપાસવાની જરૂર છે. ધર્મશિક્ષણનો ઉદ્દેશ માણસના આત્માનો–હૃદયનો વિકાસ સધાય એ છે. જેનાથી તે વિકાસ સધાય તેજ સાચું ધર્મશિક્ષણ. ઉપર કહેલી સંસ્થાઓમાં જે શિક્ષણ ધર્મને નામે અપાય છે, તે અધર્મનું શિક્ષણ છે. માણસ પોતાના ધર્મ ઉપર પ્રેમ કરતો થાય તે આવશ્યક છે, પણ માણસ પારકાના ધર્મનો દ્વેષ કરતો થાય તે ઘાતક છે. ખ્રિસ્તીશાળામાં જો ખ્રિસ્તીધર્મજ સાચો અને બીજા બધા ધર્મો કનિષ્ઠ અને ત્યાજ્ય એમ શીખવવામાં આવતું હોય તો તે ધર્મશિક્ષણ નથી, પણ અધર્મશિક્ષણ છે; તેમજ આર્યસમાજની શાળાઓમાં જો વેદવિષેના પ્રેમની સાથે કુરાને શરીફ કે બાઇબલવિષે તિરસ્કાર ઉત્પન્ન થાય તો તે વેદનું અધ્યયન–અધ્યાપન અધર્મશિક્ષણ છે. એક જગ્યાએ પ્રેમ અને બીજી જગ્યાએ દ્વેષ જોનારો માણસ પ્રેમનો અર્થજ સમજ્યો નથી; અને આવી જાતનું શિક્ષણ ધર્મશિક્ષણ નથી. ધર્મશિક્ષણને નામે આ રીતે દુનિયામાં સંકુચિતતા અને કલહજ વધે છે.

ધર્મશિક્ષણ જેવા વિશાળ વિષય ઉપર જેટલો વિચાર કરીએ તેટલો ઓછો છે. ઉપરના લખાણમાં તો ધર્મશિક્ષણના સિદ્ધાંતોનું માત્ર દિગ્દર્શન કર્યું છે. ધર્મશિક્ષણ એ તો વાઘણનું દૂધ છે. જેનામાં તે પચાવવાની તાકાત હોય તેજ તેમાં ઝંપલાવે. બીજાએ તેને અસ્પૃશ્ય ગણી તેનાથી દૂર રહેવુંજ શ્રેયસ્કર છે; કારણ કે અધિકારવગર કરેલા કર્મનાં ફળ હમેશાં અનિષ્ટ આવે છે.

( કાર્તિક સં. ૧૯૮૪ ના 'દક્ષિણામૂર્તિ'માં લેખક-ગોપાળરાવ રામચંદ્ર કુળકર્ણી)

× × × × × ×

વિદ્યાર્થીઓને સામાજિક તાલીમ આપવામાટે કોઇ પુસ્તકોનો અભ્યાસ કે શિક્ષકોનાં તે વિષયપરત્વેનાં વ્યાખ્યાનોના શ્રવણ કરતાં વિધેયાત્મક ક્રિયાઓ વધારે સુંદર, વધારે સબળ સાધન છે. આવી ક્રિયાઓમાં રમત એ બાળ મન તેમજ તરુણ મનને વધારે અનુકૂળ હોય છે. શાળાઓમાં આજે રમતોએ હવે પોતાનું સ્થાન તો ઠીક ઠીક મેળવ્યું છે, પરંતુ રમતો રમાડવાની પાછળ જે દૃષ્ટિ ઉભી થવી જોઇએ, તે હજી નથી થઇ. આજે તો રમતો મોટે ભાગે શરીરવ્યાયામ ખાતર, નિર્દોષ આનંદ ખાતર અને વિદ્યાર્થીઓને તંદુરસ્ત પ્રવૃત્તિમાં રોકી રાખવા ખાતર મોટેભાગે રમાડાય છે. આ દૃષ્ટિની સાથે સાથેજ સામાજિક તાલીમની દૃષ્ટિ ઉમેરાવાની અત્યંત જરૂર છે. મનુષ્યને સામાજિક શિષ્ટજન બનવા માટે શિસ્ત, નમ્રતા, વિવેક, બંધુભાવ અને સહકાર જેવા જે જે સદ્ગુણો સંપાદન કરવાની અપેક્ષા રહે છે, તે બધાય રમતો જેવી વિદ્યાર્થીના મનને આકર્ષનારી પ્રવૃત્તિમાંથી સહેજે મેળવી શકાય તેમ છે. આ દૃષ્ટિથી રમતોની યોજના કરવામાટે શિક્ષકોએ તે દૃષ્ટિ કેળવવી પડશે અને વિદ્યાર્થીઓ પાસે તે ધરવી પડશે. તેમ થશે તો શિક્ષણની એક આવશ્યક પ્રવૃત્તિતરીકે રમતો યથાર્થ ગણાશે.

× × × × × ×

# ૬૬–કવિતાશિક્ષણ

ભાષાનું શિક્ષણ એટલે ગદ્ય અને પદ્યનો બાળકોને પરિચય કરાવવો. આ પરિચય જેટલો દૃઢ અને સ્પષ્ટ એટલું ભાષાનું શિક્ષણ બળવાન થવાનું. પરિચયનાં સાધનો મુખસાહિત્ય અને લિખિત સાહિત્ય છે. બાળક નાનપણથી મુખસાહિત્યના પરિચયમાં આવે છે. વાંચતુંલખતું થયા પછી તેને લિખિત સાહિત્યનો પરિચય શક્ય છે. મુખસાહિત્ય કે લિખિત સાહિત્યના પરિચયમાં ગદ્યાત્મક સાહિત્ય બાળક પાસે એકંદરે આજે વધારે અને વહેલેથી આવે છે, જ્યારે પદ્ય સાહિત્યનો પરિચય મોડો મોડો અને થોડો થોડો થાય છે. ઘરમાં આપણે બોલીએ છીએ તે મુખસાહિત્ય છે. ઘરમાં કે બહાર ગાનનો પરિચય વાણીના પરિચય સાથે સરખાવતાં સાવ ઓછો જણાય છે. પાઠ્ય પુસ્તકોમાં પાઠો કરતાં કાવ્યનું પ્રમાણ ઘણુંજ ઓછું હોય છે.

આમ હોવાથી બાળક ગદ્યનો આનંદ વહેલી ઉંમરે વધારે લેતું થાય છે. વળી આને પરિણામે એવી ખોટી સમજણ પણ ઉભી થઇ છે કે બાળકો કાવ્યને વહેલી ઉંમરે સમજી શકે નહિ તેમ તેનો આનંદ પણ લઇ શકે નહિ, તેથી તેમની આગળ કાવ્યો મોડાં અને ઓછાં આવવાં જોઇએ. પરિણામ એમજ આવ્યું છે. આપણે મોટાઓ સુદ્ધાં પદ્ય કરતાં ગદ્યમાં વધારે રસ લઇએ છીએ. ગદ્ય વધારે સહેલું લાગે છે, ગદ્યનો પ્રચાર ઘણો થાય છે, ગદ્યનું સર્જન પણ અધિકતર છે.

બેશક, સરખામણીથી જોતાં કાવ્ય વધારે અઘરૂં છે. ગદ્ય કરતાં પદ્ય જરા મોટી ઉંમરે વધારે આનંદ આપી શકે. મતલબ કે, કાવ્ય સ્વતઃજ જો ઉચ્ચ ભૂમિકાનું સર્જન છે, એમ લઇએ તો તેનો ઉપભોગ પણ જરા ઉચ્ચપણેજ થઇ શકે.

પરંતુ એ જવા દઇએ ને સીધો વિચાર કરીએ તો ઉપલું કથન અત્યારે તો વિચારવા જેવું છે–અર્થાત્ આપણે બાળકોને ગદ્યનો પરિચય વધારે આપીએ છીએ ને પદ્યનો ઓછો આપીએ છીએ, ને તેને લીધે આજે પદ્યમાં આપણે ઓછી મઝા લઇ શકીએ છીએ.

આ પરિસ્થિતિ દૂર કરવામાટે આપણે આજના કાવ્યશિક્ષણમાં સુધારા કરવાની જરૂર લાગે છે.

આપણો પહેલો સુધારો આપણી ખોટી સમજણ દૂર કરવાનો છે. તે એ કે, કાવ્યોને નાની ઉંમરે મૂકાય નહિ. જરા વિચારી જોઇએ તો આ સમજણ દૂર થશે. સાહિત્યના ઇતિહાસમાં જોઇએ તો ગદ્યથી પહેલાં પદ્ય છે, એમ જણાય છે. વાણીએ પહેલું સ્વરૂપ કવિતા મારફત લીધું. આપણી દુનિયાનાં લોકગીતો અને ઇલિયડ, મહાભારત, રામાયણ આદિ મહાકાવ્યો પ્રથમ પદ્યના નમુના છે. લેખનની શોધમાટે સાહિત્ય રાહ જોઇ નથી શક્યું. સાહિત્ય એટલે સર્જનાત્મક વૃત્તિનું એક વ્યક્ત સ્વરૂપ; અને આ વૃત્તિ તો મનુષ્ય બોલતો થયો તે પહેલાંની છે. વાણીની સાથે તે વાઙ્મયરૂપે દેખાઈ. જૂના પુરાણા લોકોનું વાઙ્મય એટલે પ્રથમતઃ કાવ્યનું વાઙ્મય. કાવ્ય એક કંઠેથી બીજે કંઠે સહેલાઇથી જઇ શકે. વેણુ-પદ્ધતિએ એનો અભ્યાસ કેવળ સરળ છે. કાવ્યની ગેયતાને લીધે સ્મૃતિપટે ચઢવાનું વધારે સીધું છે. કાવ્યમાં પ્રાસ અને છંદના બંધનને લીધે અથવા તેમાં રહેલા પુનરાવર્તનને લીધે તે અકબંધ રહે છે ને તેથી તે પરંપરિત વારસામાં ઉતારવાને માટે વધારે લાયક છે.

પ્રાથમિક લોકોનું સાહિત્ય-ધનભંડાર કાવ્ય હતું. કાવ્યમાં તેઓ પોતાનું ડહાપણ અને અજ્ઞાન ભરતા. કાવ્યમાં તેઓ પોતાની મહત્ત્વાકાંક્ષા અને લઘુતા દેખાડતા. કાવ્યમાં તેઓ પોતાનાં સ્વપ્નો અને ઇતિહાસ પ્રગટ કરતા. કાવ્યમાં તેઓ શોક, મોહ, પ્રેમ વગેરેને સંઘરતા. કાવ્ય એજ તેમનું સંગ્રહસ્થાન હતું, તેમનો ઇતિહાસકાર હતું. એ કાવ્ય લોકજીવનની જીવંત શાળામાં ઉચ્ચારાતું અને આબાલવૃદ્ધ એમાં જીવી જીવી એને જાણતા, શીખતા ને એમાંથી નવાં કાવ્યો રચવાનો પ્રાણ અને પ્રેરણા મેળવતા. આ જૂનું કાવ્ય એટલે લોકગીત-લોકકાવ્ય. મનુષ્યલોકની બાલ્યાવસ્થા કવિતાથી સાહિત્યનો પરિચય સાધતી અને આજે પણ બાલ્યાવસ્થા સાહિત્યનો પરિચય કાવ્યથી-જ માગે છે ને તે તેને મળવો જોઇએ.

જ્યાં મા હાલરડું ગાય છે ને બાળક ઉંઘી જાય છે; જ્યાં મા ગાતાં, ખાંડતાં, ભરતાં ગીતો ગાય છે ને બાળક તેની ફરતું હીંડે છે; જ્યાં પિતા પૂજા કરતાં સ્તોત્રો ગાય છે ને બાળક સામે શાંતિથી બેસે છે, ત્યાં લોકગીતનો-કાવ્યનો-બાળકને પરિચય છે, ત્યાં તેનું શિક્ષણ છે.

જેમ જેમ જૂના વખતમાં જઇએ, તેમ તેમ આવો પરિચય વધારે ને વધારે દેખાશે. આવો પરિચયજ માત્ર બાળકને રસ અને વસ્તુથી ભરતો. આજે પણ જ્યાં એ મુખસાહિત્યના જીવંત અવશેષ છે, ત્યાં બાળક તેનાથી રસાતું જાય છે; પરંતુ આજની દુનિયા બદલાતી ચાલી છે, લોકગીતો ભૂલાતાં જાય છે. આપણી જીવનસરણી બદલાતી જાય છે, તેમ લોકગીતોને રહેવાને જાણે જગા નથી રહેતી. ઘંટી આગળ લોકગીત રહેતું, તે ગિરણી આગળ નથી રહી શકતું; તે ચૂલા આગળ રહેતું, પ્રાઇમસ આગળ કેમ રહી શકે! છતાં લોકગીતોને છોડી દીધે ન ચાલે. અને કાવ્યશિક્ષણમાંથી તેને જવા દઇએ તો પાયાવિના જેમ મકાન ચણી નથી શકાતું છતાં ચણવાની કલ્પના કરીએ તેવું કવિતાશિક્ષણમાં થાય.

આથી કાવ્યશિક્ષણમાં પ્રથમ વસ્તુ લોકગીતોનો પરિચય છે. બાળમનુષ્યનાં ગીતોથીજ બાળકનું કવિતાશિક્ષણ થઇ શકે, આ વિચાર કેટલો સાચો છે તે અનુભવથી સ્પષ્ટ રીતે જાણી શકાય છે. લોકગીતો બાળકો સામે મૂકી જોઇએ અને તેની ખાત્રી કરી લઇએ. બાલ્યાવસ્થાના કાવ્યપરિચયમાં મુખ્ય વસ્તુ કાવ્યની ગેયતા, ડોલન, તાલની સ્પષ્ટતા અને ઉચિત વસ્તુ છે. બધાં લોકગીતોમાં ગેયતા છે, બધાં કાવ્યો એકલાં ગેય છે, છતાં તેજ કારણે તે બધાં બાળકોને ન ગમે. એમજ ડોલન, તાલની સ્પષ્ટતા અને ઉચિત વસ્તુપરત્વે તફાવત પડે છે. લોકગીતોનાં પડો તપાસીશું ને શિષ્ટ કાવ્યોને જોઇશું તો તેના વિકાસનો ક્રમ જણાશે. આપણે ગેયતા, ડોલન, તાલ અને ઉચિતતાનો ક્રમ શોધવો પડશે. લોકગીતોની ગેયતાનો ક્રમ સીધા પ્રયોગસિવાય જડી નહિ શકે. લોકગીતોનું સાહિત્ય તાલીમ વગર નજ મળે. સરખી સપાટી ઉપર તરતાં બધાં લોકગીતોમાં કોઇ પહેલાંનાં તો કોઇ નવાં એમ જડી આવશે, પણ શિષ્ટ કાવ્યો કે કવિતાની બાબતમાં તો આપણે ક્રમ શોધી કાઢી શકીએ; અને જે ક્રમમાં કાવ્યનું સાહિત્ય શરૂથી-બાલ્યાવસ્થાથી વિકસતું

આવ્યું હોય તે ક્રમે બાળકો પાસે કાવ્યો મૂકતા જઇ શકીશું. આમ કરીશું એટલે મોટેભાગે બાલકાવ્યનાં ક્રમિક લક્ષણોવાળી કવિતાઓ આપણા હાથમાં સહેજે પડશે.

લોકગીતોમાંનાં બાલ-લોકગીતો કયાં કયાં છે,-તે આગળ કહ્યું તેમ અનુભવથી નક્કી કરવું. તેવો અનુભવ કરનારને કેવાં લોકગીતો મૂકવાં ને કેવાં ઉપર પ્રયોગ કરવો, તે જાણવું પડશે.

ગેયતાને કારણે મોટેભાગે ગમે તે લોકગીત રસિક થશે; પણ બાળકો આગળ બીજાં કારણો સાથે હોવાથી કયું ગીત વારંવાર પ્રિય થઇ પડે છે, તે તેને સંભળાવીને જોવાનું છે ને તે ઉપરથી નિયમો તારવી કાઢવાના છે. બાળકોને પોતાની દુનિયાના સ્થૂળ તેમજ માનસિક અનુભવો વ્યક્ત કરતું લોકગીત ભાવે છે. પોતાની આસપાસનું જગત જેમાં પ્રતિબિંબિત થયું હોય છે, તેવું ગીત પણ તેને વધારે ખેંચે છે. પોતાનાં સુખ-દુઃખો સાથે જે ગીત વધારે જોડાયેલું હોય છે, તે પણ ગમે છે. હમેશના બનતા બનાવો ચીતરાયા હોય છે, તેવું ગીત પણ તેને ગમે છે. વળી પોતાની કલ્પનાઓને ઉડાડે, પોતાના તરંગોને પોષે તેવાં ગીતો પણ તે સાંભળે છે. વળી જે વાર્તા જેવું અને બનાવોની પરંપરા સાંકળતું ગીત હોય છે, તે તેને ઘણું ભાવે છે. આ બધું ગીતના વસ્તુ અને ભાવપરત્વે છે. ગીતની ભાષા એટલે તેની ઝડઝમક, તેના શબ્દો, અનુધ્વનિઓ, તેની ભાષા, રચના એ બધું પણ ગીતની પ્રિયતા-અપ્રિયતામાં સાથે રહે છે. ગીતની ગાન-સરળતા અને સ્મૃતિસરળતા પણ ગીતના પક્ષપાતમાટે ઉભાં રહે છે. આ બધું જોતાં જઇને બાલગીતોને ગીતસમૂહોમાંથી તારવી કાઢવાનાં છે.

જૂનાં ગીતો મૂકનારને માત્ર એકજ સૂચના આવશ્યક છે. જૂનાં ગીતોના સંગ્રાહકની દૃષ્ટિ સંગ્રહપૂરતી છે, પુરાતત્ત્વવેત્તાની ગીતપરત્વેની દૃષ્ટિ જૂદી હોય, જૂદા જૂદા મનુષ્યોની દૃષ્ટિ-આત્મલક્ષી કે પરલક્ષી-જૂદી જૂદી હોય; તેમજ શિક્ષકની દૃષ્ટિ જૂદી જોઇશે.

જૂના વખતમાં શું હતું તે લોકગીતદ્વારા આપણે બાળકોને શીખવવું નથી. જૂનાં ગીતનો એ ઉપયોગ આગળ જતાં ઇતિહાસ ભણનારમાટે હોઇ શકે. આપણે તો બાળકને નિર્દોષ આનંદ આપે તેવું બાલભોગ્ય ગીત આપવાનું છે; અને નિર્દોષનો અર્થ આપણે ખૂબ વિચારવો જોઇએ. આપણે આવતી કાલની સમાજમાં જે બધું જોવા ન ઇચ્છતા હોઇએ, તેવું બધું જે ગીતો પોષતાં હોય તેવાં ગીતોને છોડી દઇએ, છોડી દેવાંજ જોઇએ. આપણે વહેમી થવા નથી માગતા, આપણે સાસુ-વહુના કજીયાથી કંટાળ્યા છીએ, ઝેર દઇને મારી નાખવાનો શોક્યદ્વેષ આપણને નથી જોઇતો; એવું એવું જે બધું આપણને નહિ ગોઠતું છે તેવું ગીતમાં ન જોઇએ; કારણ કે ગીતની સાથે તે તે પણ બાળકને સ્પર્શે છે; ને જ્યાં ગીતનો ઝોક એવું એવું આદર્શ-તરીકે ધરવાનો હોય છે, ત્યાં તો તે વિષરૂપજ થઇ પડે છે. માટે ગીત ઉપર આપણે ચોકી-પહેરો બેસાડવો જોઇશે. ગીતમાં બાળજીવનને, મનુષ્યજીવનને ઉન્નત કરે તેવા ભાવો રહેવા દઇએ ને બાકીનાને ફેંકી દઇએ. તેમ કરતાં ગીત જાય તો જવા દઇએ. ખરી રીતે ગીતની કિંમત ગેયતા, સરળતા વગેરેમાં રહેલી છે. તેની વસ્તુની કિંમત છે, પણ તે તો ગૌણ છે. આપણે ગીતના જૂના ઢાળોમાં નવું વસ્તુ મૂકી ગીતોને નવાં કરીએ તો ઉત્તમ કાવ્યશિક્ષણની શરૂઆતનું સાહિત્ય તૈયાર કર્યું કહેવાય.

લોકગીતનો પરિચય ગાઇને આપવો. જે ગીતો ગવાય, બાળકોને જેનો રસ લાગે, તે ગીતો લખાઇને તેમની સામે આવે તો પરિચયને દૃઢ કરશે; પરંતુ ગીતનો પરિચય ગીતગાનથી થાય, ગીતવાચનથી ન થાય તે ભૂલવું નહિ. ગીતપરિચય માત્ર મોઢે કરવાથી કે બોલવાથી નથી થતો. એનો પરિચય ગીતના વાતાવરણમાં રહેવાથી થાય; માટે શાળામાં ગીતો છૂટથી ગવાય, એજ ઉત્તમ માર્ગ છે.

હવે કવિઓની કવિતાઓ બાળકો આગળ કેમ મૂકવી, તેનો વિચાર કરીએ. પ્રથમ વિચાર તેના ક્રમનો છે. આજના કાવ્યસંગ્રહો-બાલકાવ્યસંગ્રહો સફળ નથી જણાતા. વાચનમાળામાં મૂકવામાં આવેલાં કાવ્યો ઉપર બાળકોને પ્રેમ નથી થતો. ત્યારે શું કરવું ?

આપણું કવિતાનું સાહિત્ય અમુક હદસુધી વિકસ્યું છે. એ સાહિત્યને તપાસી તેના વર્ગો પાડીએ તો ટુંક આવા પડેઃ-એક વર્ગ છેક જૂના કવિઓનો એટલે હિંદી કે વ્રજ ભાષાની

જેના પર અસર થઇ છે તેવાઓનો; બીજો વર્ગ પ્રાકૃત ભાષામાંથી બહાર આવતી ગુજરાતી ભાષામાં જેનાં કાવ્યો થયાં છે તેનો; ત્રીજો વર્ગ શુદ્ધ ગુજરાતીનો અને ચોથો આજના ગુજરાતીનો. આપણી ભાષા સંસ્કૃતમાંથી પ્રાકૃતમાં થઇને પછી ગુજરાતી થઇ. આપણે બાળકો પાસે ગુજરાતી કાવ્યો મૂકવાં છે અને બાળકોમાટે તે મૂકવાનાં છે; એટલે તો ગુજરાતી કાવ્યવિકાસમાં જે પ્રાથમિક કાવ્યો હોય, તે મૂકવાં જોઇએ. આ પ્રાથમિક કાવ્યો કયાં અને તેના કવિઓ કયા, તે જોવું પડે. મોટેભાગે જે બધા ભક્તકવિઓ થઇ ગયા છે, તેઓ મિશ્રભાષાના અગર તો છાયા-ગુજરાતી ભાષાના કવિઓ છે. તેઓનાં કાવ્યો ગુજરાતી કાવ્યસરિતાના વિકાસની બહાર લાગે છે. પ્રેમાનંદ આદિ કવિઓ ગુજરાતી ભાષાના કવિઓ છે; પરંતુ તેમનાં કાવ્યો ઉપર સંસ્કૃત ભાષા અને વસ્તુ બંનેનો પ્રભાવ છે. તેઓ એક રીતે ગુજરાતી ભાષાના કાવ્યપ્રવાહના મૂળમાં છે તો બીજી રીતે તેઓ શુદ્ધ પ્રવાહની પેલી તરફના છે–અર્થાત્ જેમ કોઇ સપાટ પ્રદેશપરથી વહેતો જળપ્રવાહ ડુંગરપર થઇ નીચે આવે તોપણ તેની શરૂઆત તો ડુંગરથી થતા પ્રવાહથી થઈ ગણાય છે ને સપાટ સ્થળ ઉપરના પ્રવાહથી નહિ; તેમ આ કવિઓનાં કાવ્યોવિષે કહી શકાય. છતાં આ કવિઓ સંસ્કૃત પ્રભાને અને વસ્તુને ગુજરાતીમાં મૂકતાં છતાં કાવ્યનું શરીર તો નવુંજ ઘડતા હતા. તેઓ નવી ભાષામાં કાવ્ય રચતા હતા, તેથી તેમણે સંસ્કૃત કે વિકસેલી ભાષાનાં વૃત્તો ન લીધાં. તેઓએ લોકહૃદય–લોકમાનસને અનુકૂળ, સ્વાભાવિક અને સહેલાઇથી સ્પર્શી શકે એવા મારુ, વેરાડી વગેરે રાગો લીધા; અને ઢાળની દૃષ્ટિએ આ કવિઓ ગુજરાતી સાહિત્યની કવિતાનદીમાં મૂળ આગળ છે, એમ કહેવાય. ત્યારપછીના જે કવિઓ થયા તેઓએ ગુજરાતનું માનસ, ગુજરાતની જનકથાઓ, ગુજરાતના વહેમો, શક્તિ–અશક્તિઓ અને મહેચ્છાઓ પોતાની કવિતામાં દર્શાવ્યાં. શામળ વગેરે ને છેવટે દલપતરામને આ વર્ગમાં મૂકાય. તેમની કવિતાના ઢાળો સંસ્કૃત ઢાળોથી જૂદા છે.

હવે કવિતાના શરીરની દૃષ્ટિએ આપણે આ કવિતાઓનો વિચાર કરીએ. કવિતાપરિચયમાં કવિતાનું શરીર એ પહેલી વાત છે. તે શરીરમાં ઉઠતા ભાવો અને મૂકવાનું વસ્તુ જરા ગૌણ છે. કાવ્યવિકાસની શરૂઆતમાં ગુજરાતી કાવ્યે જે ઢાળો લીધા, તે પ્રાથમિક ઢાળો, રાગો કે છંદો ગણાય. તે સરળ છે, સાદા છે, અટપટા અન્વય તેમાં આવતા નથી. લોકગીતો જેમ લોકભોગ્ય અને લોકગત છે, તેમજ આ કવિઓ શિષ્ટ કરતાં લોકનાજ ગણાય છે ને તેમનાં ઘણાં કાવ્યો તો લોકગત થતાં લોકગીતપણાને પણ પામેલાં છે. આવા પ્રાથમિક ઢાળો બાળકોને ગમે છે. સ્વ૦ નવલરામે ગરબાની ચોપડી રચી તેમાં આ તત્ત્વ સ્પષ્ટ છે. સાધારણ લોકો–પ્રાથમિક માનસવાળાઓ આ જૂના ઢાળો હજી ગાયા કરે છે. તેમના કવિઓ, લેખકો જૂના ઢાળોમાં કથાવાર્તા લખે છે; માટે બાળકો પાસે કાવ્યના પ્રથમ પરિચયમાં આવા ઢાળોની કવિતાઓ મૂકવી.

જૂના કવિઓએ કે દલપતરામભાઇસુધીના મધ્યકાલના કવિઓએ–કોઇએ બાળકોમાટે કાવ્યો નથી રચ્યાં. તેમનાં કાવ્યો તે તે યુગની ભાવનાપ્રધાન કાવ્યો છે. બાળકોમાટેનાં ગીતોનો યુગ હમણાં છે, તેથી જૂના રાગોમાં નવાં ગીતો ત્રિભુવન જેવા કવિઓ સફળપણે આપે છે. ભક્તકવિ ભક્તિ ગાય છે, રસિક કવિ રસ ગાશે, શિક્ષક કવિ કે બાળકપ્રિય કવિ બાળકોને માટે કાવ્યો આપશે.

હમણાં આપણે જૂના ઢાળોવાળાં બાલમનોચિત કાવ્યો તારવી કાઢીએ ને તેને બાળકો પાસે મૂકીએ, ગાઇ બતાવીને તેમજ લખીને તેમને આપીએ. તેમ કરતાં તેમાં રહેલો ક્રમ પણ આપણને જડશે ને સાથે સાથેજ આપણે નવી વસ્તુ ભરી જૂના ઢાળોને સજીવન કરતા જઇએ.

ભાઇ ત્રિભુવન જૂના ઢાળો બાળકોમાટે વાપરવા વધારે લલચાય તો સારૂં થાય. જુગતરામ શબરી આખ્યાન વગેરે લખે છે ત્યાં આવીજ રીતે નવું બાલકાવ્યસાહિત્ય રચે છે.

કવિતાઓની પસંદગીનું એક ધોરણ આપણે જોયું કે, તેના ઢાળો વગેરે શરીર, ગુર્જર કાવ્ય-વિકાસને ક્રમે આપણે મૂકવું. બીજી વાત એ છે કે, તેનું વસ્તુ તપાસવું. આપણે શામળ વગેરેમાંથી બાળકોને અનુકૂળ વસ્તુવાળાં ઘણાં કાવ્યો શોધી શકીએ. તેઓ વસ્તુમાં પણ વિકાસ કરતાજ

હતા, તેથી તેમનાં કાવ્યો બાળઢાળો સાથે બાલવસ્તુથી ભરેલાં છે. તેઓએ ઊંટ અને ગધેડાની અને વાંદરા વગેરેની વાતો પણ કરી છે.

અગાઉ લોકગીતના વસ્તુસંબંધે જે કહેવામાં આવ્યું, તે કાવ્યોને પણ લાગુ પડે છે. તેમાં પણ આપણે જે નથી માગતા તેની વાત ન જોઇએ. આપણો જે આદર્શ આજે નથી રહ્યો, તે પ્રેરનાર કાવ્યવસ્તુનો ત્યાગ કરીએ. બીજી બાજુ આપણા ભવ્ય અવાજ તથા ગંભીર અને પોકળ આદર્શથી કાવ્યને ભારે કરી બગાડી ન નાખીએ. આજના બાળકના સહજ જીવનને પ્રેરક, પોષક એવી વસ્તુભર્યાં કાવ્યો એ આપણાં બાળકોનાં કાવ્યો છે.

એક બીજો વિચાર પણ વિચારીએ. બાળકો બન્ને જાતનાં કાવ્યોમાં રસ લઈ શકે છે. એક વર્ણનવાળાં કે એક ભાવવાળાં અને એક કથનવાળાં એટલે કે એક વાત કે વાર્તાવાળાં. આમાંયે સાદાં વર્ણનકાવ્યો કે ભાવકાવ્યો જેટલાંજ ઉત્કૃષ્ટ કાવ્યો બાળકોની નજરે આખ્યાયિકા કાવ્યો જણાય છે. આખ્યાયિકા કાવ્યો વાર્તારૂપ છે, તેથી વાર્તા તેમને જેટલી ગમે છે તેટલાંજ, તે ગમે છે. ઘણી વાર તો તે ખૂબ ગમે છે; માટે તેવાં કાવ્યો આપણે શોધવાં જોઇએ. જુગતરામ જેવા તેવાં કાવ્યો વધારે ને વધારે રચે તો સારૂં. પ્રાથમિક માનસને લંબાણ અને વાર્તાકથન જેવું વધારે ગમે છે. નાનાં બાળકોને તેવાંજ ગમે છે. આપણે મોટા થયા છીએ, એટલે ઉર્મિકાવ્યો આપણને વધારે ખેંચે છે; છતાં ગામડામાં મોટાં નરનારીઓ સુદ્ધાં ઓખાહરણ ને નળાખ્યાન કે મહાભારત જેવડાં મહાકાવ્યો સાંભળતાં થાકતાંજ નથી. કાવ્યો લાંબાં હોય પણ તેમાં બનાવની પરંપરા હશે તો બાળકો ઝીલશે; જ્યારે છેક નાનું કાવ્ય કેવળ ભાવપ્રધાન હશે તો નિરર્થક જશે.

આપણે બાળકોને કાવ્યપરિચય આપીને બેસી રહીશું તોપણ તેમને કાવ્યશિક્ષણમાં ઘણું શીખવ્યું કહેવાશે. ખરૂં શિક્ષણ વસ્તુમાં તરબોળ થવામાં છે અને પરિચયથી તરબોળ થવાય છે. પછી અર્થ, અન્વય વગેરે ચૂંથણાં તો સહજે સિદ્ધ થાય છે.

આપણે પરિચયની હિમાયત કરી. તે કેમ આપવો ? આગળ જરા કહી ગયા છીએ, છતાં અહીં પૂર્તિરૂપે જરા વિશેષ કહીએ. કાવ્યોનો પરિચય ગાઇને આપી શકાય. ગાવાની ઢબ, સુંદર રાગ, સરસ યોગ્ય અભિનય, છટા, તાલ વગેરે સરસ પરિચય કરાવવામાં સારી મદદ આપનારાં છે. પરિચય એટલે પરિચય. કાવ્ય ગોખાવાય નહિ, તે મોઢે કરી લેવરાવાય નહિ ને લેવાય પણ નહિ. તેનો સ્વાદ લેવાય ને તેમ કરતાં કરતાં પોતાનું કરાય.

પરિચય આપતી વખતે કાવ્યવિષે પ્રસંગોપાત કહેવાય, કાવ્યના વસ્તુવિષે જરા બે બોલ ચાલે, કાવ્યની અંદર રહેલ વાર્તાને મોઢેથી ટુંકાવીને કીધી હોય તો કાવ્યમાં ઝટ પ્રવેશ થાય ને બાળકો વધારે રસ લે. પ્રથમ ભૂમિકા રચવામાટે કાવ્યવિષે કંઇક કહેવું ઉપયોગી છે. વચ્ચે વચ્ચે પણ કોઇ શબ્દનો અર્થ કરી આવા કાવ્યની ખુબી કે અર્થ બહાર આણવાનું પણ જરૂરનું છે. વખતે વખતે કાવ્યને ગદ્યના રૂપમાં છટાથી બોલી જવું પણ કામનું છે.

જ્યારે બાળકો કાવ્ય વાંચતાં થાય, ત્યારે તો તેની સામે કાવ્યો પણ મૂકીએ તેમજ કાવ્યપાઠો પણ મૂકીએ. એટલે કે કાવ્યને પાઠના રૂપમાં ગોઠવીને તે મૂકીએ. ગીતપરત્વે ગીતપાઠ કહીએ ને કાવ્યપરત્વે કાવ્યપાઠ કહીએ. ગીત અને ગીતપાઠ સાથે વાંચતાં બાળકને કાવ્યનો અર્થ સ્પષ્ટ થશે અને અન્વય વગેરેના આડકતરી જાણ થશે; પરંતુ આમ દરેક કાવ્યપરત્વે થવુંજ જોઇએ એમ નથી. આ તો નમુનાતરીકે આપવાનું છે.

કાવ્યશિક્ષણના વિષયમાં કાવ્યપરિચયવિષે કંઇક આમ કહી શકાય છે.

( કાર્તિક સં. ૧૯૮૪ ના 'દક્ષિણામૂર્તિ'ના અંકમાં લેખક—ગિજુભાઈ. )

---

# ૬૭—નિવૃત્તશિક્ષણ

ફ્રાંસની રાજ્યક્રાંતિની ઘટનાના સંબંધમાં આવતી વ્યક્તિઓમાં રૂસો અને વૉલ્ટેરનાં નામે પ્રસિદ્ધ છે. આ લેખકોની લેખનશૈલી તેજસ્વી, જીવંત અને ક્રાંતિકારક છે. આ લેકોની લેખિનીને જેટલો ધાક તે કાળમાં લોકોને લાગતો, તેટલો બળવાન રાષ્ટ્રોના શસ્ત્રબળનો ધાક લોકોને લાગતો ન હતો. ફ્રેંચ રાજ્યક્રાંતિ એ આ વ્યક્તિઓના લેખોનું મૂર્ત પરિણામ છે. આ બંને ગ્રંથકર્તાઓમાં રૂસો વધારે ભાવનાપ્રધાન હતો. લેખો લખવા ખાતર તેણે કદી ભાષાશાસ્ત્રનો અભ્યાસ કર્યો નથી. એના વિચારો એટલા બધા વધી પડ્યા કે હૃદયની અંદર રહી ન શક્યા. બહાર પડવા માટે એ વિચારો વાણીને અંદરથી ખૂબ ધકેલવા લાગ્યા અને તેથી તેની ઇચ્છા ન હોવા છતાં પણ, જવાળામુખી ફાટીને જેમ અંદરથી ધગધગતો લાવા રસ નીકળે તે પ્રમાણે-તે કરતાંએ વધારે દાહક એવા તેના વિચારો લખાણરૂપે બહાર નીકળ્યા. તેના લેખમાં તેનું હૃદય બોલતું હતું; અને તેથીજ એ લેખો બૌદ્ધિક ને તાર્કિક દૃષ્ટિએ શ્રેષ્ઠ ન ઠરે તોપણ તેના લેખોએ જાણે કે જીવંત અગ્નિ જેટલી અસર કરી એ વાત ઇતિહાસને કબૂલ કરવી પડે છે. મૃતજીવન કરતાં જીવંત મૃત્યુ વધારે શ્રેયસ્કર છે, એ તેના લેખનું સૂત્ર હતું. આવા પ્રભાવશાળી, પ્રતિભાવાન ગ્રંથકારના શિક્ષણવિષેના વિચારોનો વિચાર કરવો એ આપણું કર્તવ્ય છે.

રૂસોના મત પ્રમાણે શિક્ષણના ત્રણ વિભાગ પાડવા જોઇએઃ-(૧) નિસર્ગશિક્ષણ, (૨) વ્યક્તિશિક્ષણ અને (૩) વ્યવહારશિક્ષણ. શરીરનો દરેક અવયવ પૂર્ણ રીતે અને વ્યવસ્થિત રીતે વૃદ્ધિ પામે; ઇંદ્રિયો ચાલાક, ચપળ, કાર્યપટુ બને; જૂદી જૂદી મનોવૃત્તિઓનો દરેક રીતે સંપૂર્ણ વિકાસ થાય; સ્મૃતિ, પ્રજ્ઞા, મેધા, ધૃતિ, તર્ક વગેરે બૌદ્ધિક શક્તિઓ પ્રગલ્ભ અને પ્રખર થાય; આ બધી નૈસર્ગિક ને પ્રાકૃતિક પ્રવૃત્તિઓનો સમાવેશ રૂસોના મત પ્રમાણે નિસર્ગશિક્ષણમાં થાય છે. આથી જૂદા શબ્દોમાં બોલીએ તો મનુષ્યની અંદર ને અંદરજ થતી શારીરિક, માનસિક અને બૌદ્ધિક વૃદ્ધિ-આત્મવિકાસ તેજ નિસર્ગશિક્ષણ કહી શકાય. તેજ પ્રમાણે માણસને બાહ્ય પરિસ્થિતિ ઉપરથી જે જ્ઞાન થાય છે, વ્યવહારમાં જે અનુભવ થાય છે, તે બધા પદાર્થજ્ઞાનને અથવા ભૌતિક માહિતીને રૂસો 'વ્યવહારશિક્ષણ' એવું નામ આપે છે; અને વ્યવહારજ્ઞાનની દૃષ્ટિએ નિસર્ગશિક્ષણને લીધે થયેલા આત્મવિકાસનો બાહ્ય જગતમાં કેવી રીતે ઉપયોગ કરવો, એ સંબંધે અન્ય મનુષ્યોના પ્રયત્નથી જે વાચિક, સાંપ્રદાયિક કે શાલીય (શાળામાં અપાતું) શિક્ષણ મનુષ્યને મળે છે, તેને તેણે 'વ્યક્તિશિક્ષણ' એવું નામ આપ્યું છે. એટલે તેની દૃષ્ટિએ વ્યક્તિશિક્ષણ એ વ્યવહારશિક્ષણ અને નિસર્ગશિક્ષણની વચ્ચેનો અંકોડો છે. વાસ્તવિક રીતે રૂસોએ શિક્ષણના વિભાગ કેટલા પાડ્યા છે, એ બહુ મહત્ત્વનો મુદ્દો નથી. અમુક વિષયના અમુક વિભાગ પાડવાજ જોઇએ એવો કાયદો નથી. આ બધા પ્રશ્નો સગવડના છે. અર્થાત્ દૃષ્ટિભેદને કારણે વર્ગીકરણ ભિન્ન ભિન્ન જાતનું થાય, એ સ્વાભાવિક છે. રૂસોએ પાડેલા ત્રણ વિભાગ અવશ્ય પાડવાજ જોઇએ, એવું નથી; કારણ વ્યક્તિશિક્ષણ અને વ્યવહારશિક્ષણ બંનેને માણસ બહારથી પ્રાપ્ત કરી શકે છે. ફક્ત નિસર્ગશિક્ષણજ અંદરથી મળે છે, એમ કહી શકાય. આ દૃષ્ટિએ જોતાં અંતઃશિક્ષણ અને બાહ્યશિક્ષણ એવા બે વિભાગ પાડવામાં શું અડચણ છે?

પરંતુ આથી પણ આગળ જઇને એમ પણ કહી શકાય કે, બાહ્યશિક્ષણ કેવળ અભાવાત્મક કાર્ય છે, જ્યારે અંતઃશિક્ષણજ ભાવરૂપ કાર્ય છે; તેથી અંતઃશિક્ષણ એ એકજ ખરો અને તાત્ત્વિક વિભાગ છે. આપણે જેને બાહ્યશિક્ષણ નામ આપ્યું છે, તે ફક્ત અન્ય માણસોમારફત કે શાળામારફતજ મળે છે, એવું નથી. આ અનંત વિશ્વના પ્રત્યેક પદાર્થમાંથી એ શિક્ષણ તે મળેજ છે. એમાં કદી ભંગ થતોજ નથી. શેક્સપિયરે કહ્યું છે તેમ વહેતા ઝરામાં પ્રસાદપૂર્ણ ગ્રંથો ભરેલા છે, પથ્થરમાં દર્શનો છુપાઇ રહ્યાં છે અને યચ્ચાવત્ પદાર્થોમાં શિક્ષણનાં બધાં તત્ત્વ ભરેલાં છે. વૃક્ષ, વનસ્પતિ, ફૂલો, નદીઓ, પર્વતો, આકાશ, તારા-એ બધી વસ્તુઓ પોતે દરે

મનુષ્યને શિક્ષણ આપ્યાજ કરે છે. નૈયાયિકોના અણુથી લઇને સાંખ્યોના મહત્તત્ત્વસુધી, ભૂમિતિના બિંદુથી માંડીને ભૂગોળના સિંધુસુધી બધા નાનામોટા પદાર્થો મનુષ્યના ગુરુજ છે. વિચક્ષણ વિજ્ઞાનવેત્તાઓની દૂર–ચક્ષુમાં (દુરબીનમાં), વ્યવહાર–વિશારદોનાં ચર્મચક્ષુઓમાં, કલ્પનાકુશળ કવિઓનાં દિવ્યચક્ષુમાં અથવા તો તાર્કિક તત્ત્વવેત્તાઓનાં જ્ઞાનચક્ષુમાં જે જે પદાર્થ હોય કે ન પણ હોય, તે બધા પદાર્થોમાંથી આપણને નિત્યપાઠ મળતા રહે છે. આ સૃષ્ટિ એ તો આપણા અભ્યાસમાટે આપણી સમક્ષ ઈશ્વરે ઉઘાડી રાખેલો શાશ્વત, દિવ્ય, આશ્ચર્યમય, પવિત્ર ગ્રંથ છે. તેની આગળ વેદ વ્યર્થ છે, કુરાન નકામું છે, બાઇબલ નિર્બળ છે; પણ આ ગ્રંથગંગા ગમે તેટલી ગંભીર હોય, તોપણ મનુષ્ય તો તેમાંથી પોતાનાજ કળશાથી પાણી લેવાનો; અને તેથી જેનાં અને જેટલાનાં બીજો આપણી અંદર હશે તે અને તેટલુંજ શિક્ષણ આપણને બહારથી મળવાનું. આનો અનુભવ તો દરેકને છે. આપણે આટલા આટલા વિષયો શીખીએ છીએ, આટઆટલા ગ્રંથો વાંચીએ છીએ, આટઆટલા વિચારો કરીએ છીએ, આટઆટલી વસ્તુઓ જોઇએ છીએ; પણ તેમાંથી કેટલી વસ્તુઓ આપણા સ્મરણમાં રહે છે? મતલબ કે, આપણે બાહ્યજગતમાંથી જે બધું શીખીએ છીએ તે ભૂલી જઇએ છીએ અને તેની જગ્યાએ સંસ્કારોજ માત્ર બાકી રહી જાય છે. કિંબહુના, શિક્ષણ એ માહિતી મરી ગયા પછી બાકી વધેલા સંસ્કારોજ છે. આમ થવાનું કારણ ઉપર બતાવ્યું છે કે, જે આપણી **અંદર** નથી તે **બહાર**થી મળવું અશકય છે. બાહ્યશિક્ષણ કોઇ સ્વતંત્ર કે તાત્ત્વિક પદાર્થ નથી, પણ કેવળ અભાવાત્મક કાર્ય છે.

હવે આવી જગ્યાએ હમેશાં બેવડો પેચ મૂકવામાં આવે છે. જો બાહ્યશિક્ષણને મિથ્યા ગણીએ, તો સંસ્કારના ઘડતરમાટે કાંઇ પણ બાહ્યનિમિત્ત કે આલંબન કે આધાર હોવો જોઇએ. ઉલટું બાહ્યશિક્ષણને જો સત્ય કે ભાવરૂપ ગણીએ તો ઉપર બતાવ્યા મુજબ અંતર્વિકાસને જેટલો અંશ અનુકૂળ હોય તેટલોજ અંશ, અને તે પણ સંસ્કારરૂપે બાકી રહે છે; એટલે ઉભય પક્ષે વિપ્રતિપત્તિ સિદ્ધ થાય છે. આવી સ્થિતિમાં આ બંને શિક્ષણોનો પરસ્પર સંબંધ કયો કહી શકાય? પણ આ વાત નવીન નથી, એટલે એનો નિકાલ પણ નવીન નથી. બધાં શાસ્ત્રોમાં આવી જાતના વાદ ઉભા થયા કરે છે અને તેનો સર્વત્ર ઉકેલ પણ એકજ હોય છે. વેદાંતી વાદનો દાખલો લઇએ કે "સુખનો બાહ્યપદાર્થ સાથે શું સંબંધ છે?" અહીં પણ આજ મુશ્કેલી છે. જો બાહ્યપદાર્થોમાં સુખ છે, એમ માનીએ તો હમેશાં તેનાથી સુખ મળવું જોઇએ; પણ એમ થતું નથી. મનઃસ્થિતિ જો નાદુરસ્ત હોય તો બીજા પ્રસંગોએ સુખ આપનારા પદાર્થો પણ સુખ આપી શકતા નથી. બીજે પક્ષે જો 'બાહ્યપદાર્થોમાં સુખ નથી, સુખ એ તો માનસિક ભાવના છે' એમ માનીએ તો એવો અનુભવ હમેશાં આવતો નથી. શેકસપિયરે કહ્યા પ્રમાણે ઇચ્છા પોતેજ જો ઘોડો બનત તો દરેક મનુષ્ય ઘોડેસ્વાર થયો હોત. ત્યારે આ પ્રશ્નોને કેવી રીતે ઉકેલવા? તેવુંજ બીજું ન્યાયશાસ્ત્રનું ઉદાહરણ લ્યો. 'માટી અને માટલાનો શું સંબંધ?' એ પ્રશ્ન છે. 'માટી એટલેજ માટલું' એમ જો કહેશો, તો માટીથીજ પાણી ભરો. શામાટે માટલું જોઇએ? માટી પણ જૂદી છે અને માટલું પણ જૂદું છે, એમ જો કહેતા હો તો અમારી માટી અમને પાછી આપો અને તમારૂં માટલું લઇ જાઓ. આવી પરિસ્થિતિમાં આ બંનેનો સંબંધ શું? આ કયો સંબંધ છે? તે અમે સમજી શકતા નથી' એમ આપણે જો ગુજરાતીમાં બોલીએ તો અમરથું અજ્ઞાન દેખાય; માટે સંસ્કૃતમાં આ સંબંધને 'અનિર્વચનીય સંબંધ' એવું ભવ્ય, પ્રશસ્ત અને સંસ્કૃત નામ છે; પણ આ સંબંધમાં અનિર્વચનીય હોય તોપણ એક પક્ષે જેમ **वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्** એટલે માટી તાત્ત્વિક અને માટલું અસત્ય, એમ જેમ તારતમ્યથી ઠરાવી શકાય છે; તેમજ બીજે પક્ષે અંતઃશિક્ષણ ભાવરૂપ અને બાહ્યશિક્ષણ અભાવરૂપ કાર્ય છે, એમ કહી શકાય છે.

પણ આમ કહ્યા પછી બીજો મૂલોત્પાટી પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આપણે શિક્ષણના બે ભાગ કરેલા છે. તેમાંનો અંતઃશિક્ષણ કે આત્મિકવિકાસ ભાવરૂપ હોય તોપણ તે દરેક વ્યક્તિ-

ની અંદર ને અંદરજ **થયા** કરે છે. તેને માટે આપણે કશું **કરી** શકતા નથી. તેનો કાંઇ અભ્યાસક્રમ બનાવી શકાતો નથી અને જો બનાવીએ તોપણ તેનો અમલ કરવો શક્ય નથી; અને બાહ્યશિક્ષણ એ સામાન્યતઃ અને વ્યક્તિશિક્ષણ એ વિશેષતઃ અભાવરૂપ છે, એવું ઠરાવ્યુંજ છે. આવી સ્થિતિમાં **न हि शशकविषाणं कोऽपि कस्मै ददाति** । એ ન્યાયે શિક્ષણવિષયક બધી ચળવળો એ શું મૂર્ખતાનું પ્રદર્શન છે? આ આક્ષેપદષ્ટિએ જેવો નિરુત્તર અને બીનતોડ લાગે છે, તેવો તે નથી એ કહેવું જરૂરી છે; કારણ કે આપણે જ્યારે બાહ્યશિક્ષણ એ અભાવાત્મક કાર્ય (નેગેટીવ ફન્કશન) છે એમ કહીએ છીએ, ત્યારે તે કાર્યજ નથી એમ નથી કહેતા. તે કાર્ય છે, તે ઉપયુક્ત કાર્ય છે, પણ તે અભાવાત્મક કાર્ય છે એટલુંજ કહેવાનું હોય છે. શિક્ષણથી કાંઇ સ્વતંત્ર નવું તત્ત્વ ઉત્પન્ન કરવાનું નથી. સૂતેલું, છુપાયેલું તત્ત્વ જાગૃત કરવાનું હોય છે; એટલે જે અર્થમાં લોકો શિક્ષણનો ઉપયોગ સમજે છે, તે અર્થમાં તેનો ઉપયોગ નથી એટલુંજ કહેવાનું છે, પણ એટલાથી શિક્ષણ નિરુપયોગી છે એમ કહી શકાય નહિ. જહાલ પક્ષના સુધારકોના 'વિધવાવિવાહોત્તેજન'ને સમાજશિક્ષક કર્વેનું 'વિધવાવિવાહ-પ્રતિબંધ-નિવારણ' જો નિરુપયોગી લાગે તોપણ તે નિરુપયોગી નથી. તેજ ખરી રીતે ઉપયોગી છે, એ વાત નાકબૂલ કરી શકાય તેવી નથી. મતલબ કે, શિક્ષણ એ ઉત્તેજક હવા નથી, પણ પ્રતિબંધ-નિવારક ઉપાય છે. રસ્કીને શિલ્પકળાની વ્યાખ્યા પણ આવીજ આપી છે. શિલ્પજ્ઞ માણસને માટીમાંથી કે પથ્થરમાંથી પૂતળું ઉત્પન્ન કરવાનું નથી; તે તો તેમાં છેજ. ફક્ત તે છુપાયેલું છે. તેને પ્રગટ કરવાનું કામ શિક્ષણનું છે. આ ઉપરથી શિક્ષણ અભાવાત્મક હોય તોપણ ઉપયુક્ત છે અને પ્રતિબંધ-નિવારણના જેટલાજ અર્થમાં પણ તેમાં થોડી ભાવાત્મકતા છે એ દેખાઇ આવશે. આજ અર્થ ધ્યાનમાં રાખીને ઉપર તારતમ્યથી અભાવાત્મક એવી સાવધાન ભાષા વાપરી છે. શિક્ષણ આત્મવિકાસના પ્રમાણમાં અભાવાત્મક છે એટલે કે તેનો 'ભાવ' બહુ ઓછો છે.

પણ આપણે શિક્ષણનો ભાવ પુષ્કળ વધારી દીધેલ હોવાથી આપણી અત્યારની શિક્ષણપદ્ધતિ અત્યંત અસ્વાભાવિક, વિપરીત અને અટ્ટહાસ કરવા યોગ્ય બની છે. બાળકની સ્મરણશક્તિ તીવ્ર છે એવું જણાતાંજ તેને કોઇ પણ વસ્તુ કંઠસ્થ રાખવાનું વધારે ઉત્તેજન આપવામાં આવે છે. પિતાને એમ લાગે છે કે, બાળકના માથામાં કેટલું ભરૂં ને કેટલું ન ભરૂં! આજ પરિસ્થિતિ પાઠશાળાની શિક્ષણપદ્ધતિમાં પણ સ્વીકારાયેલી છે. ઉલટું વિદ્યાર્થી મંદ હોય તો તેની તરફ ખાસ દુર્લક્ષજ રાખવામાં આવે છે. 'હોંશિયાર' તરીકે નામાંકિત થયેલ છોકરાઓ કૉલેજમાં પહોંચતાંસુધી તો માંડમાંડ ટકી રહે છે, પણ પછી મોટેભાગે પાછળ પડી જાય છે; અને જો કૉલેજમાં પાછળ ન પડે તો આગળ વ્યવહારમાં તો નિઃસત્વ ઠરે છે. આનું કારણ તેમની કુમળી બુદ્ધિ ઉપર વધારા પડતો પડેલો બોજોજ છે. જો ઘોડો ચપળ હોય અને રીતસર ચાલતો હોય તો તેને સતાવવો ન જોઇએ; પણ તેમ ન કરતાં ઘોડો ચપળ હોવાના કારણેજ તેને ચાબૂક મારવામાં આવે છે. આથી શું થાય? ઘોડો ભડકીને ખાડામાં પડવાનો અને ધણીને પણ પાડવાનો. આ મૂર્ખાઇભરેલો અને જંગલી પ્રકાર રાષ્ટ્રીય શાળામાં તો બંધ થવોજ જોઇએ.

વસ્તુતઃ પોતે શિક્ષણ લે છે, એવો વિદ્યાર્થીને ભાસ થાય કે શિક્ષણનું સ્વારસ્ય ગયું એમજ માનવું. નાનાં બાળકોને તો રમત એજ ઉત્તમ વ્યાયામ છે એમ કહેવામાં આવે છે, એમાં પણ આજ રહસ્ય છે. રમતમાં વ્યાયામ તો થયાજ કરે છે; પરંતુ 'હું વ્યાયામ કરૂં છું' એવી જાણ તેને નથી હોતી. રમતી વખતે તો આસપાસનું જગત અસ્તિત્વમાં છે, એ હકીકત પણ ભૂલી જવાય છે. બાળકો તદ્રૂપ બનીને અદ્વૈતનો અનુભવ લેતાં હોય છે. નથી લાગતાં તેમને તરસ કે ટાઢ-તડકો કે થાક. સારાંશ કે, રમત એ આનંદ હોય છે, તે વ્યાયામરૂપ કર્તવ્ય નથી હોતું. આજ વાત દરેક શિક્ષણને પણ લાગુ પડવી જોઇએ. શિક્ષણ કર્તવ્ય છે એવી કૃત્રિમ ભાવના કરતાં શિક્ષણ આનંદ છે એવી નૈસર્ગિક અને જોમદાર ભાવના ઉત્પન્ન થવી જોઇએ; પણ આપણાં બાળકોમાં આવી ભાવના હાલ જણાય છે? શિક્ષણ એટલે આનંદ છે એવી ભાવના તો

નથીજ; પરંતુ શિક્ષણ એ કર્તવ્ય છે એવી ભાવના પણ કાંઇ બહુ જોવામાં નથી આવતી. આજે તો વિદ્યાર્થીઓમાં એકજ ગુલામગીરીની ભાવના પ્રચલિત છે કે, શિક્ષણ એટલે શિક્ષા. છોકરામાં જરાક જેટલી પણ સ્વતંત્રતાની ચમક નજરે પડે, તેનામાં જરાક જેટલુંયે ચેતન દેખાય કે તરતજ ઘરનાં માણસો તેનાથી થાકીને 'આને હવે નિશાળમાં ઘાલવો જોઇએ' એવા ઉદ્દગારો કાઢવા લાગે છે. શાળા એટલે શું પૂરી રાખવાની જગા! અર્થાત્‌જ આ પવિત્ર કાર્યને ઉપાડનારા શિક્ષકો એટલે ઉપર્યુક્ત જેલ(શાળા)ના અધિકારીઓ!

પણ આમાં દોષ કોનો? આપણા શિક્ષણની બાબતના મતો અને તદનુસાર આપણે જે પદ્ધતિનો—અથવા પદ્ધતિના અભાવનો—અવલંબ કરીએ છીએ તેનો આ દોષ છે. વિદ્યાર્થીને ખબર પણ ન પડે, એવી રીતે તેને શિક્ષણ મળવું જોઇએ. નાનપણમાં બાળક માતૃભાષા જેટલી સ્વાભાવિક રીતે શીખી જાય છે, તેટલીજ સ્વાભાવિક રીતે તેને બધું શિક્ષણ મળવું જોઇએ. બાળક 'વ્યાકરણ એ શું ચીજ છે' એ નહિ જાણતું હોય, તોપણ કદી 'મા આવ્યો' એમ બોલવાનું નથી; એટલે કે તેને વ્યાકરણ સમજાઇજ ગયું છે. ફક્ત તેને 'વ્યાકરણ' શબ્દની ખબર નહિ હોય અથવા તો વ્યાકરણની પરિભાષા તે જાણતું નહિ હોય; પણ વ્યાકરણનું મુખ્ય કાર્ય તો થઈ ચૂકેલું છે. સાધ્ય–સાધનોની અદલાબદલી નહિ થવી જોઇએ. સાધ્યને માટે સાધનો હોય છે, સાધનોમાટે સાધ્ય નથી હોતું. આજ વસ્તુ તર્કમાં પણ લાગુ પડે છે. ગૌતમનાં ન્યાયસૂત્રો કે એરિસ્ટોટલનું તર્કશાસ્ત્ર શામાટે વાંચવાં? વ્યવસ્થિત વિચાર કરતાં આવડે, સાચાં અનુમાનો કરી શકાય એટલા ખાતર. દીવો ઝાંખો ઝાંખો થતો જાય તો 'ઘણું કરીને તેમાં તેલ નહિ હોય' એવું અનુમાન તો બાળક પણ કાઢી શકે છે. તેના ભેજામાં પણ તર્ક તો હોય છેજ. એટલું ખરૂં કે, તેને પંચાવયવી વાક્ય કે સિલૉજીઝમ માંડતાં નહિ આવડે, વિદ્યાર્થીમાં તર્કશાસ્ત્ર પ્રથમથીજ હોય છે. તેને વારંવાર ખોરાક મળ્યા કરે એવા પ્રસંગો ઉભા કરવાનું કામજ શિક્ષણનું છે. સર્વ કલા, સર્વ સદ્‌ગુણ બીજરૂપે મનુષ્યમાં સ્વયંભૂજ છે; આપણે તે બીજ જોઇ શકતા નથી, પણ એ દેખાતું નથી એટલા ખાતર એ નથીજ એમ સાબીત ન થઇ શકે.

પણ આ મત રૂસોને પસંદ નથી, એમ કેટલીક વાર દેખાય છે. મનુષ્ય સ્વભાવતઃ દુર્બળ અને અનીતિમાન છે, તેને શિક્ષણથી બળવાન અને નીતિમાન બનાવવાનો છે. મૂળથી તો તે પશુ છે, શિક્ષણથી તેને માણસ બનાવવાનો છે. તેનું પૂર્વસ્વરૂપ **पापोऽहं पापकर्माऽहं पापात्मा पापसंभवः।** છે, તેનું ઉત્તરરૂપ શિક્ષણથી ઉત્પન્ન થવાનું છે. આવી જાતની ભાષા તે કોઇક કોઇકિ વાર વાપરે છે. આની વિરુદ્ધનાં વાક્યો પણ તેના પુસ્તકમાં દેખાય છે તો ખરાંજ અને તેથીજ તેનો મત અમુકજ પ્રકારનો છે, એમ કહેવું કઠણ છે; પરંતુ જો તેનો એવોજ મત હોય તો તેમાં તેનો બહુ દોષ નથી, પણ તે સમયની પરિસ્થિતિનોજ દોષ છે, એમ કહી શકાય એમ છે. સ્વતંત્ર બુદ્ધિવાળા લોકો પણ પરિસ્થિતિના ગુલામ ભલે ન હોય, તોપણ કેટલેક અંશે તે પરિસ્થિતિથીજ બનેલા હોય છે. એમાં પણ રૂસોના સમયની ફ્રાંસની સ્થિતિ કેટલી ભયંકર હતી! આજે જેમ ભારતવર્ષમાં ૩૧ કરોડ જંતુઓનો ભયંકર દેખાવ નજરે પડે છે, તેમજ ફ્રાંસની પણ તેવીજ સ્થિતિ હતી. તેથી રૂસો જેવા જ્વાળામુખી અને જહાલ મનુષ્યનું ભાવનામય વિકારી હૃદય મનુષ્યજાતિના તિરસ્કારથી ભરેલું હોય તો તે ક્ષમ્ય છે. ગુલામગીરી જોતાંજ તેને ચીડ ચઢતી,તેનું લોહી ઉકળવા માંડતું, તેની વૃત્તિઓ અનાવર થતી. આવી પરિસ્થિતિમાં મનુષ્યજાતિના તિરસ્કારને લીધે માણસ એ પશુ છે અને શિક્ષણને લીધેજ કાંઇક માણસાઈમાં આવી શકે છે, એવો તેનો મત થાય તો તે સમજી શકાય તેમ છે; પરંતુ રૂસોમાટે આપણને ગમે તેટલી સહાનુભૂતિ ઉત્પન્ન થાય, તોપણ આવો મત ગમે તે માણસ ગમે તે પરિસ્થિતિમાં પ્રતિપાદન કરે તોયે તે અયોગ્ય છે, એમાં તો શક નથી. મનુષ્ય સ્વભાવથીજ દુષ્ટ છે, એમ માનવામાં મનુષ્યજાતિનો ઉપમર્દ તો છેજ; પણ નિરાશાવાદની પરાકાષ્ઠા છે. જો મનુષ્ય મૂળથીજ દુષ્ટ હોય તોપછી શિક્ષણને અવકાશજ નથી. વસ્તુથી તેનો સ્વભાવ કાયમને માટે દૂર કરવો એ તર્કદૃષ્ટિથી અશક્ય છે. તેમ મનુષ્યસ્વભાવ મૂળથીજ દુષ્ટ હશે તો તેને સુધારવાના

બધા પ્રયત્નો નિષ્ફળ થઇને નિરાશાવાદનું અને તેની સાથેજ પશુવૃત્તિનું સામ્રાજ્ય શરૂ થવાનું; કારણ શિક્ષણની આશાનો નાશ થતાં શિક્ષાનું રાજ્ય સ્થાપિત થવાનુંજ. બ્રિટિશ સરકાર ઉપરનો આપણો વિશ્વાસ સમૂળગો ઉડી ગયો છે, એવું ઘણા લોકો આવેશમાં ને આવેશમાં બોલે છે. સદ્‌ભાગ્યે આ કથન આવેશનુંજ હોય છે, પણ જો તે ખરૂં હોત તો તો કોઇ પણ શાંતિમય ચળવળનો અર્થ ફક્ત નિરાશામય કર્મયોગ એટલોજ રહ્યો હોત. 'સરકાર ઉપર વિશ્વાસ રાખીને ચાલવાનું નથી' એમ કહેવું એ સ્વાવલંબનની દૃષ્ટિએ સાચું છે, પણ જો એનો અર્થ એમ હોય કે 'અમારી ખાત્રી થઇ છે કે, અંગ્રેજોને હૃદય નથી, તેમનામાં કદી પણ સુધારો થવાનો નથી' તોપછી નિઃશસ્ત્ર ચળવળ એટલે કેવળ નાઇલાજનો ઇલાજ ગણાશે. 'દરેક મનુષ્યને આત્મા છે' એ મૂળભૂત કલ્પના ઉપરજ સત્યાગ્રહ કે શિક્ષણનો આધાર છે. જેમ શત્રુને આત્મા નથી, એમ ઠરે એટલે સત્યાગ્રહ બંધ પડે, તેમજ મનુષ્ય સ્વભાવથીજ દુષ્ટ છે, એમ ઠરે એટલે શિક્ષણની લગભગ બધીજ આશાનો નાશજ સમજવો. પછી તો 'સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે રમઝમ' એ એકજ સૂત્ર શિક્ષણનું સાચું સૂત્ર ઠરવાનું. એટલામાટે મનુષ્યમાં પૂર્ણતાનાં બધાં તત્ત્વો બીજરૂપે સ્વતઃસિદ્ધ છે, એવો સિદ્ધાંત વિચારક તત્ત્વજ્ઞોએ અને શિક્ષણવેત્તાઓએ ઠરાવ્યો છે. આ શાસ્ત્રીય સિદ્ધાંત સ્વીકારીએ તો અત્યારની હાસ્યાસ્પદ શિક્ષણપદ્ધતિ જેમ ખોટી ઠરે છે, તેમજ 'શિક્ષણનું કાર્ય નાગરિક બનાવવાનું છે' વગેરે આત્મસંભવિત તત્ત્વો પણ નિરાધાર ઠરે છે. આપણે શિક્ષણ આપીએ કંઇક, વિદ્યાર્થીના મન ઉપર પરિણામ થાય કશાકનું અને પછી તે પરિણામ અને આપણા શિક્ષણનું સમીકરણ બનાવીને **'अस्माकमेव अयं विजयः। अस्माकमेव अयं महिमा।'** વગેરે બોલીને રાચવા મંડી જઇએ છીએ! આવો આ માનવી મૂર્ખતાનો મહિમા છે. ઉપર કહ્યું કે, વિદ્યાર્થીને 'હું શિક્ષણ લઉં છું" એવો ભાસ પણ ન થાય એવી જાતની શિક્ષણની રચના હોવી જોઇએ. આમ થવા માટે તો 'હું શિક્ષણ આપું છું–શીખવું છું" એવી ઝાંખી ઝાંખી ભાવના પણ શિક્ષકના મનમાં હોવી ન જોઇએ. ગુરુ જાતે અનન્ય અને સહજ-શિક્ષક ન હોય તો વિદ્યાર્થીને સહજ–શિક્ષણ મળવું અશક્ય છે. જ્યારે તમને એમ કહેવામાં આવે કે 'અમે ફ્રૉબેલની, પેસ્ટૉલૉજીની કે મોન્ટીસૉરીની પદ્ધતિ પ્રમાણે શીખવીએ છીએ, ત્યારે ખુશીથી એમજ સમજવું કે, આ તો જીભને તસ્દી આપવાની છે, આ શબ્દશિક્ષણ છે, આ કોઈ પણ એક પદ્ધતિની અર્થશૂન્ય નકલ છે. આ પ્રેત છે. એમાં જીવ નથી. શિક્ષણ એ કાંઇ બીજગણિતની ફૉર્મ્યુલા નથી, કે તેનો ઉપયોગ કરતાંવેંતજ દાખલાનો જવાબ મળી રહે! જે **આપવામાં** આવે છે એ શિક્ષણ નથી. શિક્ષણ **આપવા**ની પદ્ધતિ એ પદ્ધતિ નથી. **'अंतरींचें धांवे स्वभावें बाहेरीं'** એ રીતે જે બહાર પડે તેજ શિક્ષણ. આ સહજ શિક્ષણ સદોષ હોય તોપણ ચાલી શકશે, પણ વિશિષ્ટ પદ્ધતિના ગુલામો પાસેથી મળેલું અજ્ઞાન નથી જોઇતું; કારણ શાસ્ત્ર એટલે શું? શાસ્ત્ર એટલે વ્યવસ્થિત અજ્ઞાન. આ સિવાય શાસ્ત્રનો બીજો શો અર્થ છે? શિક્ષણવેત્તા સ્પેન્સર શિક્ષણશાસ્ત્રવિષે લખતાં કહે છે કે, શિક્ષણથી અલૌકિક વ્યક્તિઓ **તૈયાર** થતી નથી. આવાં શાસ્ત્રોની શાસ્ત્રદૃષ્ટિએ શું કિંમત આંકી શકાય? **'एतद् बुद्‌ध्वा बुद्धिमान् स्यात् कृतकृत्यश्च भारत'** એવી શાસ્ત્રની પ્રતિજ્ઞા હોવી જોઇએ. આવી પ્રતિજ્ઞા જે શાસ્ત્ર નથી કરી શકતું એ શાસ્ત્ર એટલે લોકોની આંખોમાં ધૂળ નાખવાનો પદ્ધતિસરનો પ્રયત્નજ ગણાય. શેકસપિયરે કયા નાટ્યશાસ્ત્રનું અધ્યયન કર્યું હતું? અલંકારશાસ્ત્રના નિયમો ગોખીને કોઈ પ્રતિભાવાન કવિ કે કાવ્યરસિક પણ બન્યો છે ખરો? 'શાસ્ત્ર' 'પદ્ધતિ' એ બધી શબ્દસૃષ્ટિ છે, એ સિવાય એનો બીજો કશો **અર્થ** નથી; એ ખાલી ભ્રમ છે. **'यास्तेषां स्वैरकथास्ता एव भवन्ति शास्त्राणि'** મહાન પુરુષોની સ્વૈરકથા એજ શાસ્ત્રો છે, એવું ભર્તૃહરિનું એક માર્મિક વચન છે, તેજ આ બાબતમાં સત્ય છે. કોઇ પણ જાતની પદ્ધતિવગર જે પદ્ધતિસરનું થાય છે, કોઇ પણ ગુરુ જે નથી આપી શકતો છતાં જે અપાય છે, એવું **શિક્ષણનું** અનિર્વચનીય સ્વરૂપ છે; માટેજ શિક્ષણ કેમ આપવું એ અમે જાણતા નથી–**न विजानीमः** એવા ઉદ્‌ગાર દિવ્યદૃષ્ટિ મહાત્માઓએ ઉચ્ચાર્યા છે. (કેન ઉપનિષત્) શિક્ષણપદ્ધતિ, પાઠ્યક્રમ, સમયપત્રક વગેરે બધા અર્થશૂન્ય શબ્દો છે. એમાં આત્મવંચનાસિવાય બીજું કશું નથી. જીવવા-

ની ક્રિયામાંજ શિક્ષણ મળવું જોઇએ. જીવવાની ક્રિયાની બહારની એવી શિક્ષણ નામની એક સ્વતંત્ર ક્રિયા જ્યારે બને છે, ત્યારે વિજાતીય દ્રવ્ય શરીરમાં જવાથી જે પરિણામ થાય છે એવુંજ આ શિક્ષણનું મન ઉપર વિષારી અને રોગી પરિણામ થાય છે. કર્મની કસરત કર્યા વગર જ્ઞાનની ભૂખ લાગતી નથી અને આ સ્થિતિમાં જે જ્ઞાન વિજાતીયરૂપે અંદર ઘુસે છે, તે પચાવવા જેટલી પચનેંદ્રિયોની તાકાત નથીહોતી. એકલાં પુસ્તકો મગજમાં ઘુસાડવાથી જો મનુષ્ય જ્ઞાની થઇ જતો હોત, તો તો લાયબ્રેરીનાં કપાટોજ જ્ઞાની ગણાત! અકરાંતિયા થઇને ખાધેલ જ્ઞાનનું અપચન થઇને બૌદ્ધિક ડાયસેન્ટ્રી શરૂ થાય છે અને અંતે મનુષ્યનું નૈતિક મૃત્યુ થાય છે.

જે વાત વિદ્યાર્થીઓના શિક્ષણને લાગુ પડે છે, તેજ વાત લોકશિક્ષણને કે લોકસંગ્રહને પણ લાગુ પડે છે. મહાપુરુષોની દૃષ્ટિએ તો આખો સમાજ એ એક નાનું બાળક છે. ભીષ્માચાર્ય આમરણ બ્રહ્મચારી રહ્યા અને 'પુત્રસિવાય સદ્‌ગતિ નથી' એવું શાસ્ત્રવચન છે, તોપછી ભીષ્માચાર્યને સદ્‌ગતિ કેમ મળશે? આવી જ્યારે શંકા ઉત્પન્ન થઇ, ત્યારે ભીષ્માચાર્ય આખા સમાજના પિતાતુલ્ય હોવાથી તમે-અમે બધાં તેનાંજ બાળકો છીએ, એવું સમાધાન કરવામાં આવ્યું છે.અર્થાત્ લોકસંગ્રહનો પ્રશ્ન એટલે મહાપુરુષોની દૃષ્ટિએ નાનાં બાળકોને શિક્ષણ આપવાનો પ્રશ્ન કહી શકાય; પરંતુ શિક્ષણના પ્રશ્ન પ્રમાણેજ લોકસંગ્રહનો મોટો બાઉ કરીને જ્ઞાની પુરુષો ઉપર આ એક જવાબદારી છે, એમ કહેવાનો સંપ્રદાય થવા લાગ્યો છે. કોઈ પણ વ્યક્તિ ઉપર લોકશિક્ષણ આધાર રાખતું નથી. મારા પગ ઉપરજ આખું આકાશ ટકી રહ્યું છે, એમ માનીને ટીટોડી જેમ પગ ઉંચા કરીને સૂવે છે, તેવોજ જાતનો પ્રકાર 'મારા ઉપર લોકસંગ્રહ અવલંબી રહેલ છે' એમ માનવામાં છે. '**कर्ताऽहम्**'-'હું કરૂં છું' એ અજ્ઞાનનું લક્ષણ છે, જ્ઞાનનું નથી. '**कर्ताऽहम्**' એવી ભાવના જ્યાં જાગૃત છે, ત્યાં ખરૂં કર્તવ્ય હોઇ શકેજ નહિ. શિક્ષણની માફકજ લોકશિક્ષણ પણ અભાવાત્મક અથવા પ્રતિબંધ-નિવારણાત્મક કાર્ય છે. એટલેજ **लोकस्य उन्मार्गप्रवृत्ति-निवारणं लोकसंग्रहः**। એવું લોકસંગ્રહનું નિવર્તક સ્વરૂપ શ્રીમચ્છંકરાચાર્યે બતાવેલું છે. ખરો શિક્ષક જેમ શિક્ષણ **આપતો** નથી, તેની પાસેથી શિક્ષણ **મળે છે**; તેજ પ્રમાણે જ્ઞાની પુરુષ પણ લોકસંગ્રહ કરતો નથી, તેને હાથે લોકસંગ્રહ થાય છે. સૂર્ય પ્રકાશ આપતો નથી, તેની પાસેથી સ્વાભાવિક રીતેજ પ્રકાશ મળી રહે છે. આ અભાવાત્મક કર્મયોગનેજ ગીતામાં સહજકર્મ કહ્યું છે. મનુભગવાને આજ સહજકર્મને 'નિવૃત્ત કર્મ' એવી સુંદર સંજ્ઞા આપી છે. 'નિવૃત્તશિક્ષણ' સંજ્ઞા પણ આજ ધોરણે બેસાડવામાં આવી છે. આવું નિવૃત્તશિક્ષણ આપનારા આચાર્યો એજ સમાજના ગુરુ છે, એજ સમાજના પિતા છે, બીજા ભાડુતી ગુરુઓ એ ગુરુ નથી અને ફક્ત જન્મહેતુ પિતા એ પિતા નથી. ગુરુના પગ પાસે બેસીને જેમને શિક્ષણ મળ્યું છે, તેજ 'માતૃમાન્, પિતૃમાન્, આચાર્યવાન્' વગેરે ગૌરવને પાત્ર છે. બીજાં બધાં માબાપ વગરનાં બાળકો છે, બધાં અશિક્ષિત છે. કેટલાના નશીબમાં આવું ઉદાર શિક્ષણ મેળવવાનું હોય છે?

('દક્ષિણામૂર્તિ'ના પુસ્તક ૪, અંક ૨ માં લેખકઃ—શ્રી વિનોબા ભાવે)

# ૬૮—કન્યાવિક્રય

વિદ્યાની હાનિ થાય એટલે કેટલાક દુષ્ટ રિવાજ મનુષ્યમાં સહેજે પ્રવેશ કરે છે, એમાં કાંઇ સંદેહ રાખવાનું કારણ નથી. તેને ન્યાયબુદ્ધિથી તપાસતાં મનુષ્યજાતિને તે અધોગતિને આરે મૂકનાર છે. આવા રિવાજ પૈકીમાં આ જગ્યાએ પ્રથમ કન્યાવિક્રયને મૂકીએ તો કાંઇ ખોટું નહિ કહેવાય!

આ રિવાજથી કદી ચઢતી થતી હોય એમ તો સાધારણ રીતે મનાતું નથી. વળી કન્યાવિક્રયથી ઉપજેલાં નાણાંથી કોઇએ કાંઇ સત્કાર્ય કર્યું હોય, એવા દાખલા પણ મોજુદ નથી.

આવાં નાણાં હરપ્રકારે અવળે પંથે પગ કરતાં અમે ઘણી વખત સાંભળ્યાં છે. ધર્મશાસ્ત્રો-માં પણ ખાસ કરીને કન્યાવિક્રયનો બાધ મૂકવામાં આવ્યો છે; અને જે કોઇ કન્યાવિક્રયજ કરવાનું બધી રીતે કરે છે, તેને તે પાપી શબ્દથીજ નવાજે છે!

ધર્મહીન વિધવા પોતાના ગુજરાનનું સાધન પણ કન્યાવિક્રયમાંથી ગોતે છે, કોઇ બીજી પણ ઉમેદ રાખે છે; પણ છેવટ આ પાપમય કૃત્યમાંથી કોઇ સુખનો દમ ખેંચી શકશે નહિ.

કન્યાવિક્રયને નાણે વેપાર કરે તો વેપાર તેને તાણી જાય છે, નહિ તો ચોર; નહિ તો બીજી રીતે પણ એ સુખી તો નહિજ હોય. આવું આવું નજરે નિહાળ્યા છતાં કેટલાંક કુડાં માબાપો પોતાને ત્યાં કન્યાપ્રાપ્તિ માટે ધન્યભાગી માને છે અને ખુશી થાય છે અને પછી શું થાય છે? ઘરડા ડોસાઓ પોતાની નજીકમાંજ મોતના દરવાજા દેખે છે, છતાંય એ અક્કલબુટ્ટા ડોસાઓ ઉપરોક્ત માબાપોથી કુમળી વયની બાળાઓને પરણવાને નીકળે છે; અને દીકરીનાં માબાપોને તે ધરાય તેટલું ધન આપી આવી પોતાની દીકરી જેવી બાળાઓને સાટવી પરણે છે. રે! હિંદુસમાજ!

આવી આપ-લે મનુષ્ય રાખ્યા-વેચ્યા બરોબર ન કહેવાય? આવા વરરાજાઓને જાણે મોતજ માંડયું નથી! એટલી બુદ્ધિ અવળી કરીને આ કામ કરે છે.

આવા આધેડથી માંડીને વૃદ્ધ ડોસાઓ જીવી જીવીને કેટલું જીવવાના હતા? અંતે તે બે-પાંચ કે દશ વર્ષમાં આવી નાની વયની કન્યાસમાન વિધવાને અવતારે મૂકી મારીને મરે છે. પછી શું થાય છે? આવી યુવાન વયની સ્ત્રીઓ કેટલી મુસીબતોએ આખો જન્મારો પહોંચી વળે? કોઇ બે દિ વહેલી તો કોઈ બે દિ મોડી પાપે જવાનો ભય રહે છે.

અને આવી બાળાઓમાં સંખ્યાબંધ અનાચારો થતા આજે હિંદુજાતિ નિહાળી રહી છે. કોઇ મુસલમાન થઈ જાય છે તો કોઈ ખ્રિસ્તી બને છે અને કોઇ વટલી નાસી ભાગી જાય છે. આવો રિવાજ છતાંય બંધ થતો નથી, એ હિંદુસમાજની કાંઇ ઓછા અફસોસની વાત ન કહે-વાય! એનો વાંક કોને દેવો? ખરૂં પૂછો તો એ જ્ઞાતિબંધારણનીજ ખામી એક રીતે કહી શકાય. છતી આંખે જો કૂવામાં માણસો પડતા હોય તો આમજ! આ પ્રશ્ન વિધવાવિવાહ આગમચ મૂકી શકાય તેમ છે?

કેટલીક બાળાઓ વેશ્યાઓ બને છે. કોઇ નિર્વાહને અભાવે તો કોઇ કંઇ કારણે! અને આવી આવી વાતો જ્યારે કોઇ સાંભળે છે, ત્યારે તેનું પથ્થર જેવું હૈયું પણ પીગળી જાય એમાં કાંઇ નવાઈ નથી; છતાંય જાણે હિંદુસમાજ કોણ જાણે કયા સુખે, આ બધું વિસ્મરણ કરી દે છે! એ ભયંકર વસ્તુસ્થિતિ નહિ તો બીજું શું?

આથી કેટલાક પુરુષોને આમ ખૂટી જતી કન્યાને કારણે વિધુર રહેવું પડે છે. આ એક કોરે મૂકતાં કાંઇ ઓછી દિલગીરી પેદા થતી નથી?

આને માટે હવે શું થવું યોગ્ય છે? મજબૂતમાં મજબૂત બંધારણ થવાની ખાસ જરૂર છે; પણ એ થવાની હવે હિંદુસમાજની હાલના ભવિષ્યમાં આશા રાખવા બહુ ભાગે નકામી જેવીજ છે; કેમકે તેનો આજદિનસુધીનો દાખલો સાક્ષી પૂરે છે, ત્યારે શું કરવું? પૈસા લેનારજ દોષિત છે એવું કશુંજ નથી. લેનાર-દેનાર એકસરખા દોષિત છે અને ખાસ કાયદો થાય તોજ આ અનાચાર બંધ પડે.

રાજ્યસત્તા લગ્નનો ખાસ કાયદો બાંધે તોજ ઠીક. કોઇ પણ રીતે કહેવાતાં કઢંગાં લગ્ન થવા ન દેવાનો ખાસ હેતુપૂરતો એ કાયદો બસ થશે; છતાંય તેમાં અમુક કારણ અને નાણાં લેવા-દેવાનો સવાલ રહેશે કે કેમ? એ સવાલ છે.

હિંદુસમાજના અગ્રણીય કહેવાતા નાતના પટેલીયાની શી વાત કરવી? ગામમાં પોતે શ્રીમંત કે પછી તે ગામની નાતનો પટેલ; પછી તે ભલે ગમે તેવા ધંધા કરતો હોય કે પછી તેનામાં સારાસારની વિચાર કરવાની બુદ્ધિ ન હોય, એ કોણ જુએ છે? સાચું પૂછો તો આમ પણ હિંદુસમાજની અધોગતિ થતી જાય છે. આવા પટેલીયા લાગવગનો લાભ દઇ-લઇ પાપકર્મો કરવા ચૂકતા નથી.

હે પ્રભુ! હવે તો હદ થાય છે, બધી વાતનો હવે છેડો આવી રહેવા લાગ્યો છે. તારી યુગેયુગ ન ચળે એવી રાહતના વિશ્વાસુ બની બેઠેલા ભારતજનની તું દાદ સાંભળ! આશ્વાસન દે! અને ભારતભૂમિ કાજે વહારે ધા! વહારે ધા!! ઇત્યોમ્.

( સં. ૧૯૮૪ ના 'નવું ચેતન'ના દીપોત્સવી અંકમાં લેખકઃ—દુર્લભજી વિ૦ વિઠ્ઠલજી ફોજદાર )

# ૬૯—જગતજનની હીંદમાતા

ખગોળવિદ્યા અને જ્યોતિષશાસ્ત્ર—જગતનાં એ પુરાણપ્રસિદ્ધ શાસ્ત્રો--હિંદના એ ગૂઢવાદીઓનું જ્ઞાન સમગ્ર જગતની જ્ઞાનસીમાનું ઉલ્લંઘન કરીને આગળ વધ્યું અને જગતભરને એ વિદ્યાઓની પ્રસાદી દીધી. એમનાં દિવ્ય ચક્ષુઓએ આ અંધકારમય જગતનું ઉજળું ભવિષ્ય જોયું અને જગતને ઉજ્જ્વળ ઉષાના સંદેશ પાઠવ્યા.

અથાગ પરિશ્રમ, પરમ વિટંબણા અને અપાર દુઃખના તાપ સહન કરી અજ્ઞાનનાં અંધારાં ઉલેચનાર એ યોગીઓ, એ દ્રષ્ટાઓ સમગ્ર વિશ્વની પરમ શાંતિ, શાશ્વત સુખ, પરમ જ્ઞાનના મંત્ર ન પાઠવે તો જગતને એ સંદેશ બીજું કોણ પહોંચાડી શકે તેમ હતું?

રક્ત અને સફેદ એ બંને ગુલાબ પુષ્પો સરખાં સુંદર છે. નયનની ક્ષુદ્ર દૃષ્ટિને સુંદરતાના ભેદ કદાચ લાગે. ધર્મસિદ્ધાંતો નથી એકબીજાથી વધારે સુંદર કે નથી ખરાબ. કાળના ગર્ભમાંથી ભવિષ્ય કદાચ કોઇ એવું સુંદર તત્ત્વ લાવીને આપણને દેખાડે, કે જેનાવડે આપણે સમગ્ર જગતભરનું સૌંદર્ય અને સત્ય નવીન સ્વરૂપમાં, કંઈ નવાજ આનંદથી જોઇ શકીએ. આજ કોણ કહી શકે કે, જગતસૃષ્ટાનું એ નવું દર્શન-એ નૂતન વિશ્વધર્મ ક્યારે માનવતા જોવાની અને પરમ આહ્લાદથી તેને ભેટી અપનાવી લેવાની છે?'

હમણાંજ મેં ગુલાબના સૌંદર્ય ઉપર વાત કરી. કુદરતનાં ઘણાંયે તત્ત્વોએ તેના સૌંદર્યને ખીલવવામાં મદદ કરી છે; જમીન, બી, પાણી, તડકો, ખાતર-દરેકે તેના સૌંદર્યમાં જરા જરા પોતાના રંગ પૂરી .તેને સૌંદર્યની પરમ કક્ષાએ પહોંચાડ્યું છે. તેવીજ રીતે જગતના એ દરેક ધર્મો વિશ્વનાં અંતિમ સત્ય-બ્રહ્મદર્શનનો પોતપોતાનો નિરાળો માર્ગ દર્શાવે છે. દરેક માનવે આ બધા ધર્મોમાંથી વિશ્વનાં સૌંદર્ય, સત્ય, પરમ શાંતિ અને અનંત આશાની પોતાની તૃષા છીપાવે તે માર્ગ ગ્રહણ કરવાનો છે.

નિષ્પક્ષપાતપણે કદાચ હું બે-ચાર શબ્દો ઉમેરૂં. એ વિશ્વધર્મનું પ્રથમ દર્શન તો જગતની સમગ્ર વિચાર-સરણીની આદ્યજનતા. માનવતાનાં સમગ્ર આધ્યાત્મિક જ્ઞાનની જનની, જગતના વિચાર, આદર્શ, જ્ઞાનની પુરોગામિની, એ હિંદમાતાની પતિતપાવન ભૂમિમાંથીજ થશે, એવી મને અડગ શ્રદ્ધા છે. વિશ્વધર્મની એ જગત-જાહ્નવીનાં પૂર હિમાલયનાં ગગનચુંબિત શિખરોમાંથી નીકળી, માર્ગમાં અનેક ધર્મ-યમુનાઓને પોતાના એ વિરાટ ઉદરમાં ભેળવી સમગ્ર જગતપરની દરેક વ્યક્તિનાં મન અને આત્માને જીતીને ફરી વળશે.

માનવતાને, પોતાની આંખોમાંથી ધર્માંધતાનાં સર્વ ગાંડપણને દૂર કરી, ધાર્મિક અને રાષ્ટ્રીય અંટશો-વૈર વગેરેનો ત્યાગ કરી, ધર્મનાં એ નવીન વિરાટસ્વરૂપ અને વિશ્વધર્મને સ્વીકારવાનો કાળ આવી પહોંચ્યો છે. એની વિશાળ છાયા નીચે આશ્રય લઇને સઘળા ભેદ-ભાવ ભૂલીને દરેક માનવ સુખ, શાંતિ અને આનંદમાં પોતાનો કાળ નિર્ગમન કરશે. **લીલીઅન ગીશ**

( 'ક્ષાત્રતેજ'ના તા. ૧૧-૧૧-૨૭ ના અંકમાંથી )

# ૭૦—આ સારૂં કે તે?

આ સારૂં કે તે? એ પ્રશ્ન દરેક વ્યક્તિમાત્રને તેના હમેશના વ્યવહારમાં જરૂર ઉદ્ભવતો હશે, હરકોઇને તેની જીંદગીના અનેકાનેક કાર્યક્રમમાં 'આ સારૂં કે તે?' એવા સંકલ્પ-વિકલ્પ વારંવાર થાય છે.

મને પણ એક વખત તે પ્રશ્ન મારી મનોમય સૃષ્ટિના તરંગોમાં રમી રહ્યો હતો. હું મોહમયી મુમ્બાપુરી(મુંબઇ)ના ગીરગામ બેકરોડના રસ્તાપરથી તે વખતે પસાર થતો હતો. સમય રાત્રિના દશ વાગતાનો હતો. રસ્તાપર દિવસે દેખાતી ભું ભું કરતી મોટરગાડીઓ અને ટન ટન અવાજ મારતી ઘોડાગાડીઓ દૃષ્ટિગોચર થતી ન હતી. ઘૂરઘૂર કરતી ટ્રામ પણ બંધ થયેલી હતી; એટલે મારા વિચારોના તરંગોને ખલેલ થાય તેવું કાંઇ રસ્તામાં નહોતું. વિચારની ધુનમાં હું રસ્તાપરથી પસાર થતો હતો, તેટલામાં એક ઘરમાંથી હૃદયદ્રાવક અવાજ મારા કર્ણપથપર પડતાં મારા વિચારોમાં ખલેલ પડી,હું ત્યાં ઉભો રહ્યો તો નીચે મુજબ ગઝલ મારા સાંભળવામાં આવીઃ—

" કહીં તું જાય છે દોરી, દગાબાજી કરી કિસ્મત?
ભરોંસે તેં લઇ શાને, આ હરરાજી કરી કિસ્મત?
ચલાવી પુષ્પ માળાપર, નીચે સર્પો ભર્યા કિસ્મત?

ગાનારનું હૃદય ઘણું દ્રવતું હતું. ગાવાનો અવાજ બંધ થયો. મને ભાસ્યું કે, દુઃખી હૃદયને તેના ભૂતકાળના બનાવોનો આઘાત ઘણોજ થતો હશે. આવા વિચારથી મારા હૃદયમાં વધારે કુતૂહલ ઉપજ્યું. ગાનાર કોણ હશે? શું દુઃખ હશે? કિસ્મતના ઘા તેને શું લાગ્યા હશે? વગેરે જાણવાની જિજ્ઞાસાનાં આંદોલનો મારા મગજમાં ચાલતાં હતાં, તેટલામાં તો ગાનારે આત્મગાન બોલવું શરૂ કર્યું, તેનો ભાગ્યો-તૂટયો ભાવાર્થ મારા સાંભળવામાં આવ્યોઃ—"હું લક્ષ્મીદાસ એક વખતનો લખપતિ કે જેની જાહોજલાલીનો સૂર્ય અસ્ત થતાં મારી બિમારીના પ્રસંગે પણ મારૂં કોઇ સગું કે મિત્ર નહિ? વાહ કિસ્મત! તારી પણ બલિહારી છે! મારી જાહોજલાલીના સમયમાં 'જી હા' કરી એકઠા થનાર મિત્રો અત્યારે જાણે મને ઓળખતા પણ ન હોય! અહાહા! શું સમયનું પરિવર્તન!!! ખરેખર! ભાઇ ભગવાનદાસ જેવો કોઈ ભાગ્યશાળી નહિ. તે જો કે લખપતિ થયો નહિ, છતાં શું તેના માટે જનસમૂહનો ચાહ! શું તેનો સેવાધર્મ બજાવવાનો સ્વભાવ! મારો બાળસખા હોવા છતાં તેના વિચારોથી હું કદી મળતો થતો નહોતો. આજે તે સમસ્ત મુંબઇપુરીનો માનીતો મિત્ર થઈ પડયો છે. 'આ સારૂં કે તે?' એ પ્રશ્નનું નિરાકરણ ખરેખર હવે હું કરી શકયો છું."

આટલું લક્ષ્મીદાસ બોલી બંધ થયા. મારા કર્ણપર અવાજ આવ્યો કે "આ સારૂં કે તે?" એ પ્રશ્નનું નિરાકરણ ખરેખર હવે હું કરી શકયો છું, જે સાંભળતાં મારી મનોમય સૃષ્ટિના તરંગમાં જે વિચાર રમી રહ્યો હતો, તેનુંજ નિરાકરણ લક્ષ્મીદાસ કરી શકયા તે સાંભળી તેની મુલાકાત લેવાની મને ઇચ્છા તો થઇ; આથી લખપતિ લક્ષ્મીદાસ શેઠને હું નામમાત્રથી તો જાણતો હતો; પરંતુ પરિચય ન હોવાથી મેં મારી ઇચ્છાને માન ન આપતાં આગળ ચાલવા માંડયું.

આગળ આવતાં સેન્ડહર્સ્ટ રોડપર પહોંચ્યો તો વળી એક મકાનમાંથી શાંત-મધુર અવાજ મારા કાનપર પડયો. ગાયન એટલું તો આકર્ષક હતું કે રાત્રે મોડું થતું હતું, તોપણ હું ત્યાંજ ઉભો રહ્યો ને નીચે મુજબ સાંભળ્યું.

"જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહિ ભાસે, ન સારા કે નઠારાની જરાએ સંગતે રહેજે;
રહેજે શાંતિ સંતોષે સદાએ નિર્મળે ચિત્તે, દિલે જે દુઃખ કે આનંદ કોઇને નહિ કહેજે.

× × ×

સુણાવું તેમ કયાં બેસી નથી કો ઠામ રોવાનું, ભર્યું છે એકદર દુનિયાવિષે જ્યાં ત્યાં વગોવાનું."

× × ×

રહી નિર્મોહી શાંતિથી રહે એ સુખ મોટું છે, જગતબાજીગરીનાં તું બધાં છલબલ જવા દેજે.

વળી થોડી વાર પછી પાછો અવાજ સંભળાયો.

"જુએ જ્ઞાની બધું મારૂં જીવે યોગી તજી મારૂં, મુવો જેણે ભજ્યું મુવો દૂંધા શોધે મારૂં."

ગાનારના વિચારોનો પ્રતિધોષ સ્પષ્ટપણે સમજાતો હતો. ગાણું એટલું તો મધુર હતું કે, હું તો મુગ્ધ થઇ ત્યાં ઉભોજ રહ્યો હતો. તેટલામાં ગાનારનું આત્મગત સંભાષણ મારા સાંભળવામાં આવ્યું.

"હજારો હજાર શુક્ર છે તે પરમ માયાળુ પરમાત્માના કે તેમની માયાથી ભાઈ લક્ષ્મીદાસની સાથે હું નાનપણથી સોબતમાં હતો; છતાં મારા આત્મનિશ્ચયમાં અને મારા વિચારોમાંથી ડગ્યો નથી. ભલે મને મીલમજુરોની દોસ્તી રહી-ભલે હું દરદીઓનો સાથી રહ્યો. મને તે સેવામાં આરામ-વિરામ મળે છે. લક્ષ્મીદાસની મોટરના કરતાં તે ઘણે દરજ્જે મને વધારે પ્રિય છે. જાણે મારી આર્થિક સ્થિતિ સારી નથી તોપણ મારૂં દિલ તવંગર છે, તેજ મને શાંતિ છે-તેજ મારી દોલત છે. હું મારા નિશ્ચયમાંથી ડગીશ નહિ. આ સારૂં કે તે ? એ પ્રશ્નો ભલે ભાઇ લક્ષ્મીદાસ કર્યા કરે.

બોલવાનો અવાજ બંધ થયો. અલ્પ સમય પહેલાંજ સાંભળેલી લખપતિ લક્ષ્મીદાસની વાતપરના અનુસંધાનથી મને પ્રતીત થયું કે, ઉપરના ઉદ્‌ગાર તેના મિત્ર ભગવાનદાસના હોવા જોઇએ.

આ બે મિત્રોના ઉદ્‌ગાર સાંભળી એ વિષયપરત્વે વધારે જાણવાનું મને કુતૂહલ થયું; પરંતુ રાત્રિનો સમય ઘણોજ વ્યતીત થયેલો હોવાથી હું ઘેર ગયો અને વિચારના વમળમાંજ અર્ધનિદ્રા તંદ્રિત સ્થિતિમાં રાખી પસાર કરી.

વખતના વહેવાની સાથે ઉપરોક્ત રાત્રિની ઘટનાસંબંધી વિશેષ જાણવાનું મળ્યું.

લક્ષ્મીદાસ અને ભગવાનદાસ બે બાળમિત્રો નાનપણથીજ સહાધ્યાયી હતા. એ બન્નેનાં માબાપોનાં ઘર નજીક પડોશમાં હતાં. વળી તેઓ બન્ને ગીરગામ બેકરોડપરની ગુજરાતી શાળામાં એકજ વર્ગમાં અભ્યાસ કરતા હતા, એટલે બન્નેને મિત્ર થવાના સાનુકૂળ સંયોગો હતા; પરંતુ બાળપણથી બન્નેના વિચારોમાં જમીન-આસમાન જેટલું અંતર રહેતું હતું.

લક્ષ્મીદાસના વિચારો મોટરગાડીમાં ફરવાના, મુંબઇના શેરીફ, રાવબહાદુર અને જે. પી. થવાના અને કરોડાધિપતિ થઇ માત્ર શારીરિક વૈભવો ભોગવવાના હતા; જ્યારે ભગવાનદાસના વિચારો તો "**वसुधैव कुटुंबकम्**" એટલે સમસ્ત જગતને પોતાનું કુટુંબ માની-પોતાનાથી બનતી માનવજાતિની સેવા કરવી-ગરીબ અને દરદીઓના દુ:ખમાં મદદ આપી પોતાને મળેલા માનવજીવનનું સાર્થક કરવું અને તે પ્રમાણે સેવા કર્યા બાદ-દ્વૈતની જાળને તોડી "તત્ત્વમસિ" ના પાઠને અમલમાં મૂકી આત્માનું પણ શ્રેય કરી આ જીવનમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પુરુષાર્થને સિદ્ધ કરવાની અભિલાષા તેનામાં હતી.

'જેવાં બીજ તેવાં વૃક્ષ' તે મુજબ ખરેખર આ બે મિત્રોમાં બન્યું. લક્ષ્મીદાસ તો બી. એ. પાસ થયા પછી વકીલાતનો ધંધો સારો, માની લોકો પાસેથી પૈસા પ્રાપ્ત કરવાનું ઉત્તમ સાધન માની એલ. એલ. બી. નો અજમાશ કર્યો. બુદ્ધિચાતુર્ય ઉત્તમ હતું, એટલે તે પહેલે નંબરે પરીક્ષામાં ઉત્તીર્ણ થયા. ધંધો ધીકતો ચાલવા માંડયો. પૈસો પુષ્કળ એકઠો કર્યો. જે આવે તેને કહે મૂક પૈસા, નહિ તો "નો ટાઇમ" વાત કરવાનો વખત નથી. આવી રીતે લક્ષ્મીદાસે લક્ષ્મીનો સારો સમુચ્ચય કર્યો. બીજી બાજુ લક્ષ્મીદાસભાઇનો સ્વભાવ 'જી, હા !' કરવાનો ખુશામતીઓ; એટલે સરકાર-દરબારમાં, શેઠીયા-શાહુકારમાં પણ ઘણું સારૂં ફાવી ગયા. થોડા વખતમાં તેઓ "જે. પી" અને "રાવ બહાદુર" ની ઉપાધિ મેળવી શકયા અને બૅન્કના ડાયરેકટર, મીલના પ્રોપ્રાઇટર, લિમિટેડ કંપનીના સંચાલક વગેરે વગેરે લક્ષ્મીદાસને તો પૂંછડાનો પાર રહ્યો નહિ. પરોપકાર, આત્મભોગ વગેરે શબ્દો તેની નોંધપોથીમાં તો ન હતા.

પ્રિય પાઠક ! હવે આપણે ભગવાનદાસના જીવન તરફ નજર કરીએ. ભગવાનદાસે તો પ્રીવીઅસ પરીક્ષા પાસ કરી, ડૉકટરી પરીક્ષા પસાર કરી, યથાશક્તિ માનવસેવા કરવાનો નિશ્ચય કર્યો હતો. તેઓ પણ બુદ્ધિચાતુર્યમાં કુશળ હોઈ એમ. બી. બી. એસ.ની ડૅાકટરી પરીક્ષામાં પાસ થયા. પછીથી તેમ સરકારી નોકરી અને બીજી ખાનગી નોકરીની સારી સારી જગ્યાની નિમણુકના ચાન્સ મળતા હતા; છતાં તેમણે નોકરીનો સ્વીકાર કર્યો નહિ, પરંતુ ગરીબવર્ગની સેવા કરવાના ઉદ્દેશથી "પરેલ" અને "ભુલેશ્વર" દવાખાનાં ખોલ્યાં. પોતાના ઉમદા સ્વભાવથી અને લક્ષ્મીની લાલચ બીલકુલ નહિ હોવાથી ભગવાનદાસ ટુંક સમયમાં બહુજ લોકપ્રિય થઇ ગયા. પરેલના મીલમજુરોમાં તો

ભગવાનદાસ જાણે ભગવાન ન હોય, તેટલી લોકપ્રિયતા તેણે મેળવી લીધી. પોતે તટસ્થ વિચારના હોઇને જાહેર જનસમાજના કામકાજમાં પણ મક્કમ રહેતા અને સરકાર તથા પ્રજાપક્ષ બન્નેને સીધે રસ્તે દોરતા. સરકાર-દરબારમાં "જી, હા" કરવાનો સ્વભાવ ન હોવાથી તેટલા આદરને પાત્ર ન હતા, તોપણ લોકોમાં તેનું માન ઘણું હતું. દરેક જાહેરસમાજના મેળાવડામાં ભગવાનદાસને બોલાવવાની ફરજ પડતી હતી. મીલમજુરો અને ગરીબ લોકોના "ભગવાન"ના અવાજે, જેમ શ્રી મુરલીધરની બંસીએ ગોપીઓને મુગ્ધ કરી મૂકયા હતા, તેમ મોહમયી મુમ્બાપુરીના મનુષ્યોને પણ મુગ્ધ કરી મૂકયા હતા!!! પરંતુ જ્યારે એક બાજુ લક્ષ્મીદાસ લખપતિ થઈ ગયા હતા, મોટર અને બે ઘોડાની ગાડીઓમાં સહેલ કરતા હતા-ત્યારે બીજી બાજુ તેનો બાળસ્નેહી ભગવાનદાસ આર્થિક સ્થિતિમાં તદન ગરીબ હતો અને મજુરોની ચાલીઓમાં-ગરીબોનાં ઝુંપડાંમાં રાત્રિદિવસ ફરતો હતો.

× × × ×

આજે મીલો બંધ હતી. મજુરો મીલપર કામ કરવા જવાને બદલે સેન્ડહર્સ્ટ રોડપર ભગવાનદાસના મકાનપર એકઠા થતા જતા હતા, મહેતા-મુત્સદ્દીઓ સૌ સૌની દુકાને જવાને બદલે સેન્ડહર્સ્ટ રોડપર એકઠા થતા હતા; શાક મારકીટ બંધ, કાપડ મારકીટ બંધ! અરે ભાડુતી ગાડીવાળાઓ પણ બંધ! લોકોનાં ટોળાં સેન્ડહર્સ્ટ રોડપર ઉભરાઇ નીકળ્યાં હતાં; ઑફીસો બંધ છે. ટ્રામ ચલાવનારા માણસો પણ કહે છે કે, આજે અમો કામપર નહિ આવીએ. અમારા ભગવાનદાસના પંચભૂતના શરીરનો આજે વિલય થયો છે. મુંબઇના આબાળવૃદ્ધ સૌએ ભગવાનદાસે કરેલી સેવાના બદલામાં હાજર થઇ અશ્રુપૂર્ણ નયને સદ્‌ગત આત્માને માન આપ્યું. એક લાખ માણસના સમુદાય વચ્ચે 'ભગવાનદાસ' નામધારી મૃતશરીરને બહાર કાઢ્યું. પુષ્પોની વૃષ્ટિથી પૃથ્વીને ઢાંકી નાખી. સૌ કોઇ કહેવા લાગ્યા કે "ધન્ય છે ભગવાનદાસને! તેનાં માતપિતાને! દ્વૈતને જીતી તેણે ખરેખર તેના આત્માનો ઉદ્ધાર કર્યો છે!"

ભગવાનદાસે પોતાને પ્રાપ્ત થયેલા સ્થૂલ પંચભૂતના પિંજરથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારે પુરુષાર્થ સિદ્ધ કર્યાં અને ભવિષ્યની પ્રજામાટે એક આદર્શ પુરુષતરીકે તેનું નામ ચિરસ્થાયી કરી આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો. "

લખપતિ લક્ષ્મીદાસ ક્ષણિક અભ્યુદયના ઉન્નત શિખરે પહોંચ્યા તો ખરા; પરંતુ કિસ્મતની કરામત! ભાગ્યદેવીનો પ્રકોપ થતાં તેની જાહોજલાલીનો સૂર્ય અસ્ત થવા લાગ્યો. "**छिद्रेषु अनर्था बहुली भवन्ति**" તે નિયમ મુજબ એક સાંધે ત્યાં તેર તૂટે તેમ થવા લાગ્યું. બૅન્ક ભાંગી-આખી જીંદગીમાં સમુચ્ચય કરેલું દ્રવ્ય નાશ થયું. દ્રવ્ય જતાંની સાથે લક્ષ્મીનાં સાથી સગાં-સહોદર સૌ એક પછી એક ઓછાં થવા લાગ્યાં. શારીરિક વૈભવોનાં સાધનો ઓછાં થયાં. માનસિક શાંતિ તો જેને પહેલેથીજ હતી નહિ, બધું નાશવંત ભાસવા માંડયું! તેના બાળસખા ભગવાનદાસ યાદ આવ્યા અને ઘણી વખત ભગવાનદાસની સાથે "આ ઐહિક વૈભવો જે સેવાધર્મ કરતાં સારા છે" તે કરેલો વાદવિવાદ યાદ આવ્યો અને "ઐહિક વૈભવો નાશવંત છે, અને તે બ્રહ્મ અજર-અમર છે" તેનું તેને ભાન થયું.

હૃદય ખિન્ન હતું, કિસ્મતે દીધેલા દગા યાદ આવતા હતા અને 'આ' સારૂં નથી; પરંતુ 'તે' ભગવાનદાસનું સારૂં છે, તે યાદ આવતાં હું બહાર ફરવા નીકળ્યો હતો, તે વખતે લક્ષ્મીદાસને ગાતાં સાંભળ્યા હતા.

× × × ×

ભગવાનદાસના દેહનો વિલય થયો; પરંતુ તે તેના સિદ્ધાંત અમર કરી ગયા.

હવે તો માત્ર લક્ષ્મીદાસને નહિ, પણ સૌ કોઇને મુંબઈ નગરીમાં ખબર પડી કે, લક્ષ્મીદાસના 'આ' ઐહિક વૈભવો સારા નથી, પરંતુ 'તે' ભગવાનદાસનો સેવાધર્મ સારો છે.

પ્રિય પાઠક! 'આ સારૂં કે તે?' જ્યારે જ્યારે વિચાર કરવાનું ઉપસ્થિત થાય, ત્યારે ત્યારે લક્ષ્મીદાસ અને ભગવાનદાસની જીવનકથામાંથી નિર્ણય શોધી લેશે તો પ્રસ્તુત ઉલ્લેખનો શ્રમ સફળ થયો ગણવાનું લેખક ભાગ્ય માનશે. ઇતિ અલમ્!

('નવુંચેતન'ના ૧૯૮૪ની દિવાળીના અંકમાં લેખક:-ડૉકટર પોપટલાલ અ. ભુપતકર એમ.બી.બી.એસ.)

# ૭૧–સોવીએટ રશીઆ

## રશીઅન સાહિત્યમાં અદ્દભુત પ્રગતિ

બોલ્શેવિકોની નિંદા આખી દુનિયા કરે છે; પરંતુ જ્યારથી રશીઆપર સોવીએટનો અધિકાર થયો છે, ત્યારથી દેશમાં ભારે પ્રગતિ થઈ ગઇ છે. યૂરોપમાં રશીઆને સૌથી અસભ્ય દેશ ગણુવામાં આવતો હતો. ત્યાં સાક્ષરોની સંખ્યા આપણા હિંદ કરતાં પણ ઓછી હતી; પણ સોવીએટ રાજ્યે થોડાજ દિવસોમાં નિરક્ષરતાને મોટે ભાગે ઓછી કરી દીધી છે.

આ જમાનામાં રશીઅન સાહિત્યે જે ઉન્નતિ કરી છે, તેની બરાબરી કોઇ મોટામાં મોટું રાજ્ય પણ કરી શકતું નથી. એકલા મોસ્કો શહેરમાં ૪૦૦ ઉપર પ્રકાશન કાર્યાલયો છે, લેનીનગ્રેડમાં ૬૦૦ ઉપર અને સમસ્ત રાજ્યમાં ૧૦૦૦ ઉપર. આમાંનાં કેટલાંક કાર્યાલયો એવાં છે, કે જે વરસમાં હજારો પુસ્તકો પ્રસિદ્ધ કરે છે. ત્યાંની સ્ટેટ પબ્લિશીંગ કંપની (પુસ્તક પ્રકાશનની સરકારી કંપની) જગતમાં સૌથી મોટું કાર્યાલય છે. ૧૯૨૪માં એણે ૨ કરોડ ૧૭ લાખ પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં હતાં. એ વર્ષમાં લેનીનના લેખસંગ્રહની ૯૦ લાખ નકલો વેચી. કાર્લમાકર્સના સિદ્ધાંતોના ગ્રંથો ૧૯૨૪ માં દોઢ લાખ વેચ્યા. ૧૯૨૫ ના પૂર્વાર્દ્ધમાં ૧ લાખ ૬૦ હજાર પુસ્તકો લખાવ્યાં. એ લેખકોનાં નામ ઉપર જનતા ત્યાં જાન આપે છે. ૧૯૨૪માં સરળ સાર્વજનિક પુસ્તકનું સરેરાશ વેચાણ ૮૩૦૦ હતું. અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રનું વેચાણ સરેરાશ ૧૯ હજાર હતું. સોવીએટ રાજ્યના સિદ્ધાંતના ઉલ્લેખ કરનાર ગ્રંથોનું ૨૧ હજાર જેટલું વેચાણ હતું. આ ઉપરથી ત્યાંની જનતાની અભિરુચિ જણાઈ આવે છે. આ ઉન્નતિ એવી દશામાં થઈ કે જ્યારે સેન્સરની આજ્ઞાસિવાય એક પણ ચોપાનિયું છપાતું ન હતું ત્યારે. સાચી દેશભક્તિ ને સ્વરાજની આ ધગશ છે. આપણે ૧૫૦ વર્ષમાં પણ જેટલું ન કરી શક્યા તે સોવીએટ રશીઆએ ૫–૬ વર્ષમાં કરી બતાવ્યું છે.

### રશીઆમાં સંસ્કૃત

સંસ્કૃત અધ્યયનના શ્રીગણેશ ૧૮૮૦થી થયા. પ્રૉ. જે. કૌસોવિજે તથા એમનો શિષ્ય મિનયફ્ર સંસ્કૃતના ધુરંધર વિદ્વાન હતા. એ પછી જર્મનીના વિદ્વાન પ્રૉ. ઓ. વોથ લિંકનો નંબર આવે છે. એમણે "સેંટપીટર્સબર્ગ" નામનો કોષ સાત ભાગમાં ૧૮૫૫ માં રશિયાની વિદ્વત્પરિષદના ખર્ચથી છપાવ્યો. આ કોષ સંસ્કૃતના બીજા કોષોમાં શ્રેષ્ઠ છે. વળી પાણિનિની બે આવૃત્તિ છપાવી; મૃચ્છકટિક તથા કેટલાંક ઉપનિષદ્દના અનુવાદ પણ કર્યા છે. રશિયાનો પ્રસિદ્ધ સંસ્કૃત પ્રૉ. બી. વસીલીફ હતો, જેણે બૌદ્ધમતનો એક ઇતિહાસ લખ્યો છે અને 'તારાનાથ' નામના પુસ્તકનો અનુવાદ કર્યો છે. રશીઆમાં હાલમાં સૌથી પ્રસિદ્ધ સંસ્કૃતના વિદ્વાન પ્રૉ. ધી સ્ચેરનેટસ્કી છે. એમણે હિંદમાં બે વર્ષ રહી અધ્યયન કર્યું છે અને કેટલાક ગ્રંથો છપાવ્યા છે. ૧૯૨૫ના સપ્ટેમ્બરમાં રશીઆની વૈજ્ઞાનિક વિદ્વત્પરિષદે પોતાની અર્ધશતાબ્દી ઉજવી હતી. રશીઅનો વિજ્ઞાનમાં સંસ્કૃતના અધ્યયનને પણ સામેલ કરે છે. રશીઆએ ત્રણ પુરુષોને નિમંત્રણ કર્યું હતું:–પ્રો. સી. બી. રમન મુંબઇના પ્રૉ. મોદી તથા પ્રેસીડેન્સી કૉલેજના પ્રો. એસ. એન. દાસગુપ્તા. રૂસ સરકાર એમનો જવા–આવવાનો ખર્ચ આપવા તૈયાર હતી. પ્રૉ. દાસગુપ્તા જઇ શક્યા નહિ; પરંતુ ત્યાંની વૈજ્ઞાનિક પરિષદે સંસ્કૃત જ્ઞાનનું સન્માન કરી એમને "પીટર્સબર્ગ–સંસ્કૃત–જર્મન કોષ" પારિતોષિક રૂપમાં પ્રદાન કર્યો. આ પુસ્તક હમણાં છપાતું નથી. આમ છેલ્લાં નવ વર્ષમાં રશીઆએ અદ્દભુત પ્રગતિ કરી છે અને જગતનું ધ્યાન ખેંચ્યું છે.

( 'હિંદુસ્થાન'ના દીપોત્સવી અંકમાં લેખક–કસનજી મણિભાઈ દેશાઇ )

# ૭૨-શહેરી જીવનની ભ્રષ્ટતા અને ગ્રામ્યજીવનની શ્રેષ્ઠતા

(ગામડાનું જીવન કેટલું નિર્દોષ અને શહેરનું જીવન કેટલું ભ્રષ્ટ છે, તે દર્શાવનારૂં ભાવસૂચક એક કાવ્ય નજરે ચઢતાં તે અત્રે આપવામાં આવે છે.)

શ્યેરમાં[1] એલા જાણ માં[2] માંડણુ, શ્યેરમાં એલા જાણ માં;
શ્યેરમાં જા તો ઝાઝું રોકાણ માં[3] રે......માંડણીયા !
શ્યેરની હાંકડી[4] શેરીયું માંડણ, શ્યેરની હાંકડી શેરીયું;
ઘોલકાં જેવાં ઘર ન્યાં ખોટી થાણ માં રે......માંડણીયા !

બઝારે ભૂંકણુગાડીયું[5] ઘોડે, બઝારે ભૂંકણુગાડીયું;
જોતો જોતો હાલજે તું [6]કસરાણ માં રે......માંડણીયા !
કંગલાં[7] જેવાં માંનવી એનાં, કંગલાં જેવાં માંનવી;
હશી હડીયું[8] કાઢતાં ઇ ભટકાણ માં[9] રે......માંડણીયા !

'સા'નાં[10] રંગેડાં[11] ઉકળે ભૂંડાં, 'સા'નાં રંગેડાં ઉકળે;
આખા મલકનાં એઠાં ઇ પીવા જાણ માં રે......માંડણીયા !
રાંધ્યાં ધાન વેસાય[12] સે ન્યાં તો, રાંધ્યાં ધાન વેસાયસે;
કાસાં કોરાં[13] ખાઇ અનરવો[14] થાણ માં રે......માંડણીયા !

પાણીના શીંહા[15] વેસાય સે લાગઠે[16] પાણીના શીહા વેસાય સે,
ઇ રંગેલ ભાંભળાં[17] પાણી મોંને પાણ માં રે......માંડણીયા !
શ્યેરનાં માંણુહ પાંદડાં[18] સાવે, શ્યેરનાં માંણુહ પાંદડાં;
તું ભુખ્યો તરણો[19] એવા ડુસા ખાણમાં રે......માંડણીયા !

ફેલ ફતુરનો રાફડો ફાટયો સે, ફેલફતુરનો રાફડો;
ન્યાં નાગાં નાટક શેટક જોવા જાણ માં રે......માંડણીયા !
શ્યેડકઢાં[20] ન્યાં દૂધ નથી ભાઇ, શ્યેડકઢાં ન્યાં દૂધડાં;
નઇ હર્ય[21] મોરનાં આંહુ[22] જેવી સાણ માં[23] રે......માંડણીયા !

પાણીયે આખાં[24] નો મળે મીઠાં, પાણીયે આખાં નો મળે;
હંસે ભાંગેલ,[25] ભૂંગળે વે'તા[26] વાહમાં[27] રે......માંડણીયા !
હંસે[28] વાળ્યો સે ઓટલો[29] દેહનો, હંસે વાળ્યો સે ઓટલો:
મોટા હંસા ભાળીને ગાંડો થાણ માં રે......માંડણીયા !

ધનધૂતા નો પાર નથી ન્યાં, ધન ધૂતાનો પાર નઇ;
મોઢડે મીઠા ધૂતાથી[30] શેતરાણ માં[31] રે માંડણીયા !
મેડીયું ઉપર મેડીયું ભાળી, મેડીયું ઉપર મેડીયું;
આ નેહના[32] હિલોળા[33] તું ભૂલી જાણ માં રે......માંડણીયા !

("સૌરાષ્ટ્ર" તા. ૮-૮-૨૫ ના અંકમાં લખનારઃ-ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ)

---

૧ શહેરમાં, ૨ જઇશ માં, ૩ રોકાઇશ માં, ૪ સાંકડી, ૫ મોટરો, ૬ કચરાઇશ માં; ૭ સત્વ-હીન, ૮ દોટો, ૯ ભટકાઇશ માં, ૧૦ ન્હાનાં, ૧૧ દેગડાં, ૧૨ વેચાય છે, ૧૩ કાચાં-કોરાં, ૧૪ માંદો, ૧૫ સીસા, ૧૬ બધે ઠેકાણે, ૧૭ ખારાં-મોળાં, ૧૮ પાનપટ્ટી, ૧૯ તરસ્યો, ૨૦ ધારોષ્ણ, ૨૧ હરીશ નહિ, ૨૨ આંસુ, ૨૩ છાશમાં, ૨૪ વગર વલોવાયાં-કુદરતી, ૨૫ સંચાથી વલોવી નાખેલ, ૨૬ નળમાં વહેતાં, ૨૭ રહેઠાણમાં, ૨૮ સંચે-યંત્રોએ, ૨૯ પાયમાલી, ૩૦ ધૂતારા, ૩૧ છેતરાઇશ માં, ૩૨ નેસના, ૩૩ આનંદ-મજા.

# ૭૩—આજ અને કાલ

કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતના પાયા ઉપર રચાયેલા હિંદુ તત્ત્વજ્ઞાનના અનુયાયીઓ-માટે 'આજ'ના કરતાં 'આવતી કાલ' વધારે મહત્ત્વની હોય એમાં નવાઇ નથી. 'આજ' સાધન છે, 'આવતી કાલ' સિદ્ધિ છે. 'આજ' અસ્થિર, અનિત્ય છે; 'આવતી કાલ' સનાતન, નિત્ય, આદર્શ છે. હિંદુઓ 'આજ'ને માટે ન જીવે; 'આવતી કાલ'ને ખાતર જીવે અને જરૂર પડયે 'આવતી કાલ'ને માટે મરે પણ ખરા. 'આજ'ના તમામ ધમપછાડા 'આવતી કાલ'ની લક્ષ્ય-સિદ્ધિને અર્થે હોય; 'આજ'ની બધી વિહ્વળતા 'આવતી કાલ'ની પરમ શાંતિને અર્થે અનંત ભાસતું ઘોર યુદ્ધ 'આવતી કાલ'ના ગૌરવાન્વિત વિજયને અર્થે હોય.

પ્રાચીન ભારતે 'આવતી કાલ'ના આ પ્રાણપ્રશ્નને બહુજ સરસ રીતે ઉકેલી નાખ્યો હતો. 'આજ'ના જીવનને સંપૂર્ણ રીતે જીવી-જીરવી, 'આજ'ની ધાંધલમાંથી નિવૃત્ત થઈ બેઠેલા વાન-પ્રસ્થ ઋષિઓના સુંદર આશ્રમોમાં તેકાળે આપણી 'આવતી કાલ'નું ચણતર થતું હતું. 'આવતી કાલ'ના સ્વરૂપને સમજી તે પ્રમાણે તેને ઘડવાની તે ઋષિઓ પાસે શક્તિ હતી, ફુરસદ હતી અને સ્વતંત્રતા હતી. તેમની પાસે ફક્ત એકજ ધ્યેય હતું. આવતી કાલનું નિર્માણ તથા દૈહિક અને ઐહિક વિટંબનાઓવગરના એ ઋષિઓ એ નિર્માણકાર્યમાં બધી રીતે સ્વતંત્ર હતા. 'આવતી કાલ' 'આજ'ના કરતાં વધારે ઉજ્જવળ બને, સુંદર બને, નિર્મળ બને અને ભવ્ય બને એટલીજ તેમની અભિલાષા હતી. અને એ અભિલાષામાંથી ભ્રષ્ટ, ચ્યુત થવું પડે એવું કોઇ જાતનું દબાણ તેમના ઉપર ન હતું. કોઇ સરકાર-દરબારને રીઝવવા માટે એ અભિલાષા ઉપર સીધી કે આડ-કતરી રીતે અંકુશ મૂકવાની તેમને જરૂર નહોતી. તેમના જીવનનિર્વાહનો આધાર કોઇ સરકાર-દરબારોની મીઠી નજર ઉપર નહોતો. તેઓ સમાજમાન્ય હતા; સમાજ તેમને અનિવાર્ય ગણતો; સમાજને મન તેઓ ભૂતકાળની જીવંત જ્યોતિસમા હતા; સમાજ તેમને પિતૃસ્થાને ગણી "પિતૃ-દેવો ભવ" એ સૂત્રમાં શ્રદ્ધા રાખી તેમને નિભાવતો; એટલુંજ નહિ પરંતુ સન્માનતો અને પૂજતોયે ખરો. અને તેઓ પણ 'સમાજકલ્યાણ' એ એકજ સૂત્રને લક્ષ્યમાં રાખી, ભૂતકાળના પાયા ઉપર વર્તમાનના સંયોગોને અનુલક્ષી 'આવતી કાલ'નું ચણતર કર્યે જતા.

પરંતુ આજના વ્યવહાર ભણી વળીએ તો આથી કાંઇ ઉલટીજ વાત નજરે પડે છે. 'આ-વતી કાલ'ના નિર્માણને માટે આજે આપણે કેટલી કાળજી રાખીએ છીએ ? કેવળ સંતાનોત્પત્તિ ઉપરાંત બીજું આપણે શું કરીએ છીએ ? 'આવતી કાલ'ના વિધાયક એ સંતાનોને આપણા આદર્શો પ્રમાણે ઉછેરવા અને કેળવવામાટે આપણે દિવસનો કેટલામો ભાગ નિયત રાખીએ છીએ?

આપણે દલીલ કરીશું કે, આધુનિક યુગ શ્રમવિભાગનો યુગ છે; આધુનિક પ્રવૃત્તિની ગડમ-થલમાં એક ને એક માણસ અનેક ઠેકાણે પોતાની શક્તિઓને રોકી શકતો નથી. 'ભવિષ્યની પ્રજા' ઉત્પન્ન કરવી અને એ ઉત્પન્ન થયા પછી શાળાઓમાં જવાને યોગ્ય થાય ત્યાંસુધી એમને જેમ તેમ જીવતી રાખવી, એટલુંજ કાર્ય અત્યારે માબાપોએ કરવાનું છે; તેપછીનું બધું શાળાઓ-ની અંદર શિક્ષકો કરી લેશે. 'આવતી કાલ'ના નિર્માણનું બધું કાર્ય શાળાઓ અને કૉલેજોને-જ સોંપવામાં આવ્યું છે! ઇત્યાદિ. અને આ દલીલ પોકળ છે, એ વાતની શાખ તો આપણી શાળા-કૉલેજોમાંથી દર વર્ષે બહાર પડતો નવો-નમાલો ફાલ સચોટરીતે પૂરે છે. આ નવી સૃષ્ટિ જૂનીના કરતાં વધારે મૂઠીયાઉ, વધારે શક્તિસંપન્ન, વધારે આશાવંત તો નથીજ.

આજના આ યંત્રયુગમાં બીજી બધી બાબતોની પેઠે આ શિક્ષણમાંયે યંત્રથી કામ લેવાનું શરૂ થઇ ગયું છે; અને અનેક ભિન્ન ભિન્ન મનોવૃત્તિવાળા ભિન્ન ભિન્ન સંયોગોમાં ઉછરતા બાળકોમાટે એકજ પ્રકારની કેળવણી કાયદારૂપી સંચામાંથી તૈયાર થઇને નીકળે છે. 'આવતી કાલ'ના ખરા શિક્ષકો-તે આજે સર્જકો મટી, તે કેળવણીરૂપી મશીનના જૂદા જૂદા ચક્કર ચલાવવાવાળા મજૂરો જેવા બની ગયા છે. પોતાના આદર્શાનુસાર સર્જન કરવાની તેમને છૂટ નથી; મોટા ભાગમાં તો શક્તિએ નથી, કદાચ આદર્શો જેવુંએ કશું નથી. શિક્ષકવર્ગને સમાજ નિભાવે છે-પોતાની ઇચ્છાથી નહિ

પરંતુ આડકતરી રીતે-સન્માનતો તો નથીજ. આવા મજૂર-શિક્ષકોના હાથ નીચે કેળવણીના સંચા-માંથી નીકળતા આપણા નવજુવાનોને-એમને નવજુવાનો એ શામાટે કહીએ? એમનામાં નવીનતાયે નથી અને જુવાનીયે નથી! એમનામાં વિવિધતાયે નથી, સ્વયં પ્રેરણાયે નથી. મજૂર-શિક્ષકો પાસેથી એકજ જાતની ભાવના મળેલી હોય છે, બીજો ગમે તે પ્રકારનો ભોગ આપીને જેટલું બની શકે તેટલું સુખી જીવન ગાળવાની. એમનામાં એકજ જાતની આવડત છે અને તે માથું અને પેટ સલામત રાખવામાટે નાક જતું કરવાની!

આટલી સ્થિતિમાં કોઇ પણ ચિંતનશીલ વ્યક્તિને 'આવતી કાલ'માટે નિરાશા અને અશ્રદ્ધા ઉપજે તેમાં નવાઇ શી?

× × × × ×

('ક્ષાત્રતેજ' તા. ૧૧-૧૧-૨૭ નો મુખ્ય લેખમાંથી).

---

# ૭૪-દેશનો સાચો દોરવનાર-તારણહાર કેવો હોય?

## લૌકિક કીર્તિ કે અધિકાર સાચા પ્રભુપ્રેમીને ખપે નહિ.

### ('હંગેરીનો તારણહાર'* નું છેલ્લું પ્રકરણ-હંગેરીની પ્રજા વિજયોત્સવ ઉજવે છે.)

ત્રણ દિવસ અને ત્રણ રાત્રિઓસુધી આ વિજયોત્સવ ચાલુ રહ્યો. તેજસ્વી દીપમાલાએ રાત્રિદિવસ વચ્ચેનો ભેદ ભાંગી નાખ્યો. ડાન્યૂબ નદીના હરિયાળા કિનારાપર જનતાએ નૃત્ય, ગીત અને ભોજનના વિજય-કલ્લોલ પાથરી દીધા; પરંતુ આ માંગલિક અવસરમાં, આ જલસા-માં ને આ નાટારંભમાં, આ જમણમાં કે બંદગીમાં એક-એકજ મોં કયાંયે દેખાતું નથી. પ્રજાની લાખો આંખો અધીરી બનીને શોધે છે, પણ એ નરકેસરીનું ગગન-રમતું મસ્તક, ઝગારા કરતું આભ-કપાળ, ઘાટાં ભવાં ને ઝીણી આંખો કયાંયે જડતાં નથી. નાનાં બાળકો પોતાની માતાઓને પૂછે છે કે, અમને પૂલ ઉપર બેસાડી વાર્તાઓ કહેનાર ને મીઠાઇ આપનાર એ દોસ્ત કયાં હશે? ગરીબો પોતાને હમેશાં ખેરિયત દેનાર હાથને શોધતા શોધતા પૂછે છે કે, એ દયાળુ કયાં છે?

ડીક કયાં છે? તારણહાર કયાં છે?

તારણહાર નથી આવ્યો. એ પોતાની નાનીશી ઓરડીમાં બત્તી બુઝાવીને ઘુંટણીએ પડી પ્રભુની બંદગી ગુજારે છે. આવા ઉત્સવોમાં ભળવાની એને આદત નથી. શોરબકોરમાં સામેલ થવું એને ગમતું નથી. હર્ષાવેશને વશ થાય તેવી ક્ષુદ્ર મનોવૃત્તિ એ તારણહારની ન હોય. એ તો અંધકારમાં બેસી બંદગી કરી રહ્યો છે કે "ઓ પ્રભુ! મારા વીર મગિયરોનો આ વિજયોત્સવ શાશ્વત બનાવજે! આપીને પાછો લઇ ન લેતો! મારી બહાદૂર જાતિને વિલાસમાં ન ડૂબવા દેજે! ત્યાગ અને સંયમ શીખવજે!"

તારણહાર એવી પ્રાર્થના કરતો હતો. પ્રજાના એકેએક પક્ષે આવીને તારણહારને આજીજી કરી: "ઓ ડીક! સર્વાનુમતે અમે તને 'રક્ષક' પદે ચૂંટી કાઢયો છે; માટે તુંજ મહારાજાને મુગટ પહેરાવ!"

પણ એ ન માન્યો. "એ મહત્તાનો હું અધિકારીજ નથી. મને ફૂલો ન ચઢાવો. મને મારા અંધારા ખૂણામાં પડયો રહેવા દો, આ કીર્તિનો તાપ મારાથી નથી સહેવાતો."

ડીકને તો ૧૮૪૮ના યુદ્ધમાં રણક્ષેત્રપર પોઢેલા પોતાના સાથીઓ સાંભરે છે. આસ્ટ્રીયન જલ્લાદની ગોળીવડે વિંધાઇ પ્રાણ છોડતી વેળાની છેલ્લી પલકે "અમર હો મારો પિતૃદેશ!" ની દુવા પુકારતો બાંધવ બેથેની-આસ્ટ્રીયન કારાગૃહોના કાળા સીતમોથી પાગલ બની જઇને "મારી માતૃભાષા!" "મારી દેશભાષા!" એવી ઝંખના ઝંખતા અને ઘેલછાના તોરમાં મીઠી માતૃ-વાણીનાં વ્યાખ્યાનો રેલાવતા જુવાન ઝેકેનીનું કરુણાર્દ્ર દશ્ય-અને છૂટકારો મળ્યા છતાં દગલબાજીના સંદેહથી યૂરોપમાં દેશવટે રઝળનારો નિરાધાર વીર કોસ્યૂથ-એ બધા એની આંખોસન્મુખ તરે છે,

---

* એ નામનું પુસ્તક "સૌરાષ્ટ્ર" કાર્યાલય, રાણપુર (કાઠિયાવાડ) તરફથી બહાર પડી ચૂકયું છે. મૂલ્ય ૦ાા છે.

એનું દિલ ભરાઇ આવે છે, તારણહાર એકાંતે બંદગી કરે છે.

રાજાજી શોધે છે કે, મારો લાડીલો શત્રુ ક્યાં? જેના હાથનો પરાજય પામીને પણ હું આજે ગર્વ ધરૂં છું. એ સુભટ્ટને આજે મારી પાસે તેડી લાવો. મારે એની સાથે આજે કદી નથી મિલાવ્યા તેવી રીતે હાથ મિલાવવા છે. કોઇ ડીકને તેડી લાવો!

ડીક ન આવ્યો. એ બંદગી કરે છે.

રાજાજીનું હૃદય આજે રોકાતું નથી, એ ડીકની પાછળ દોડે છે. ડીક ઉપર એનો પ્યાર ઉભરાય છે. પ્રધાનને પૂછે છે કે "ઓ આન્ડ્રેસી! ડીકને હું કયી રીતે વિભૂષિત કરી શકું?"

પ્રધાને કહ્યું કે "મહારાજા! આપના હાથમાં લક્ષ્મી છે, પદવીઓ છે, હોદ્દાઓ છે-બધું છે. બીજા સૌ કોઇને આપ નવાજી શકશો, પણ ડીકને એ તમામ સમૃદ્ધિથી પણ નહિ નવાજી શકાય. હંગેરીનો તારણહાર તો એ બધાં પ્રલોભનોથી પર ચાલ્યો ગયો છે."

"બીજું તો કાંઇ નહિ, ખેર; પરંતુ આ મારી ને રાણીજીની એક છબી લઇ જાઓ અને ડીકને કહો કે, મારી આટલી ભેટ સ્વીકારે."

રત્નજડિત ચોકઠામાં મઢેલી એ રાજ–દંપતીની છબી રાજકર્તાના સાચા દિલનું સ્નેહ–ચિહ્ન કહેવાય; પરંતુ ડીકે તો એ પણ ન સ્વીકાર્યું.

ડીક પ્રાર્થના કરે છે; જગત્પિતાની સન્મુખ ખડો છે. રાજ–ભેટ એને નથી ખપતી.

રાજાજીએ દીન શબ્દોમાં એટલુંજ પૂછાવ્યું કે "ઓ ડીક! તારા સરખા અડગ દુશ્મનપર વીરપૂજાની અને અહેશાનમંદીની મારી જે ઉર્મિઓ ઉછળે છે, એને વ્યક્ત કરવાનો કોઇક રસ્તો તું બતાવ. મને નિરાશ ન કર ભાઈ!"

ડીકે કહેવરાવ્યું કે "મહારાજ! મારા મૃત્યુ પછી બસ આટલુંજ કહેજો કે "ડીક પ્રમાણિક આદમી હતો. બસ, એથી વધુ મારે કાંઇ ન ખપે."

ત્રણજ દિવસમાં ગુલ્તાન પૂરાં કરીને આખી પ્રજા ઉદ્યમે ચઢી ગઇ. રાજતંત્રનાં ચક્રો ગોઠવાવા લાગ્યાં. સર્વાનુમતની મદદથી રાજાએ ડીકને મુખ્ય સચિવના પદપર નિમંત્ર્યો; પરંતુ ડીકે ના પાડી. પ્રધાનમંડળના સામાન્ય સચિવ બનવાની પણ એણે ના પાડી.

"ઓ ડીક! તને આ શું થયું?"

"કાંઇજ નહિ ભાઇ! હું તો હવે મારા વતન કેહીડા ગામમાં ચાલ્યો જઇશ. વાર્ષિક ત્રણસો પાઉન્ડની મારી જે આવક છે, તે મારેમાટે ઘણી છે. હું બાકીનું આયુષ્ય ગ્રામ્ય શાંતિમાં ગુજારીશ, બેઠો બેઠો જગત્પિતાની બંદગી કર્યા કરીશ.મને જવા દો,હવે મારૂં કામ ખતમ થયું છે."

પણ પ્રજા આડી આવીને ઉભી રહી. ડીકનો રસ્તો એણે રોકી લીધો. માતાના વિયોગે બચ્ચાં રડતાં હોય, તેવી વેદના પામીને પ્રજા અશ્રુભીની આંખે આજીજીની દૃષ્ટિ માંડતી ઉભી રહી. જનેતાઓએ ફૂલસરખાં નાનાં બચ્ચાં લાવીને તારણહારના રસ્તા આડે સુવાડી દીધાં. લાકડીને ટેકે ડગમગુ ચાલતાં ડોસા–ડોસીઓએ આવીને ઠપકાનાં વચનો ઉચ્ચાર્યાં કે "તારણહાર! શું આટલો બધો નિર્દય થાય છે? ગામડામાં જઇને શું જલ્દી શાંતિ ભોગવવા બેસી જવું છે? પ્રજાને અંતરિયાળ રઝળાવવી છે કે?"

નિઃશ્વાસ નાખીને ડીક રોકાયો. તે પાર્લામેન્ટનો એક સાધારણ સભાસદ બનીને રહ્યો. નવ વર્ષસુધી એ નમ્ર સ્થાનપરજ બેઠો રહ્યો; પરંતુ સમર્થમાં સમર્થ પ્રધાન કરતાંયે એનો પ્રભાવ અધિક તાપે તપતો રહ્યો. એનું–હંગેરીના એ તારણહારનું વચન કોઇએ ઉથાપ્યું નહિ એની નિખાલસ સલાહોને સદાય સૌએ શિરપર ચઢાવ્યા કરી. એના મતના વિરોધી પક્ષો પણ એની સચ્ચાઇને વંદન કરતા રહ્યા. એ તો દેશ બધાનો આરાધ્ય દેવતાજ હતો. શ્વેત વાળથી વિભૂષિત એ સિત્તેર વર્ષનો પોલાદી દેહ પાર્લામેન્ટમાં અને સારાયે દેશમાં પોતાની પરિપક્વ વૃદ્ધાવસ્થાનો શીતળ પ્રભાવ પાથરતોજ રહ્યો. એના વિશાળ ચહેરાપરની કરચલીઓમાં પાંત્રીસ વર્ષના પ્રજાકીય ઇતિહાસની જાણે અકેકે પંક્તિ લખાઇ ગઇ હોય તેમ માનીને લોકો એ રેખાઓને ઉકેલતા, પ્રેરણા પીતા, નમી પડતા. એની છત્રછાયા તળે તો પ્રજાએ આબાદીના પંથપર કૈં કૈં અસાધારણ ડગલાં માંડી દીધાં. યૂરોપીય પ્રજાઓની અવગણના, હાંસી તેમજ તિરસ્કારભરી

ઠોકરનું પાત્ર મટીને હંગેરી જોતજોતામાં તો વિસ્મય, વાહવાહ અને અનુકરણનું અધિકારી બની ગયું. પ્રજા-શરીરના અંગેઅંગમાં નવું રુધિર ભરાયું અને પોતાનીજ આંખે પ્રજાનો આ વિસ્મયકારી વિકાસ નિહાળીને એ વીરનર, રાજદ્વારી સંગ્રામોની અણદીઠ યુદ્ધકલાનો એ શોધક, અવિદ્વાન અને ગામડીઓ છતાં ભાવિ તકદીરના તામ્રલેખ ઉકેલનારો એ યુગાવતાર ઇ. સ. ૧૮૭૬માં તોંતેર વર્ષનું તપસ્વી આયુષ્ય ખતમ કરી પ્રભુજીના દરબારમાં શાંતિ પામવા સીધાવી ગયો.

એ દિવસે હંગેરીની દશે દિશાઓ પડી ગઇ હતી. પ્રજા કદીયે નહોતી રડી તેટલી તે દિવસે રડી-છાતીફાટ રડી. બચ્ચાંઓ ને માતાઓ, તમામ રડી પડયાં. એટલાં બધાં આંસુ ઝર્યાં, કેમકે લાખો આંખોનો એ તારો હતો. લોકો એને સંઘિસીધાં ઓળખતાં હતાં. હંગેરી માતા વિલાપ કરતી જાણે પોતાના પ્યારા બેટાના મૃતદેહ ઉપર ઝુકતી હતી.

એની પાયદસ્ત પાટનગરના માર્ગોપરથી નીકળી, ત્યારે પગથી ઉપર પ્રજાજનો ઘુંટણીયે પડતાં હતાં અને હૃદયને બહુ બહુ રોકવા છતાં પણ ચોધાર રડી પડતાં હતાં. એના કૉફીન ઉપર મહારાણીજીનાં નેત્રોએ પણ સાચાં મોતી જેવાં આંસુ સાર્યાં અને એનો જીવનભરનો કટ્ટર રિપુ રાજા જોસેફ પણ અફસોસ કરીને ઉચ્ચારી ઉઠયો કે "આજે આપણો ઉમદામાં ઉમદા ને મહત્તમ માનવી ખોવાયો છે!"

તારણહાર કહી ગયો હતો કે "મારી આરામગાહ સાદામાં સાદી કરજો. હું જીંદગીભર જનતાના જેવીજ દબદબથી રહ્યો છું, તો મને મૃત્યુ પછી મારા ગરીબ ભાંડુઓથી જૂદો ન પાડતા."

એ આખરી માગણીને માન આપી પ્રજાએ સાદી કબરમાંજ એના શબને સુવાડી દીધું.

(૧૯-૧૧-૨૭ ના 'સૌરાષ્ટ્ર'માંથી)

# ૭૫-કેટલાક ભેખધારીઓમાં ચાલતો પિશાચોનો પંથ

(ધર્મને નામે કેટકેટલા પ્રકારના દંભો અને અનાચારો ચાલે છે? ધર્મનું લાંબું તિલક તાણનારા 'સાધુરાજો' ગાફિલ દુનિયાને કેવી કેવી રીતે પોતાની પાપજાળમાં ખેંચે છે? આજના શિક્ષિત, સુધારક, નીતિશીલ જનસમૂહમાંથી કેટલાક આ પ્રશ્નોના ઉત્તર આપી શકે તેમ છે? ગામના મધ્યચોકની વચ્ચે પ્રવર્તતા ધાર્મિક અનાચારોપરત્વે કેટલાક શિક્ષિત સજ્જનો સાચી માહિતી ધરાવે છે? આપણે ગામડે ગામડે ઉંડાં મૂળ નાખીને જામેલો માર્ગીપંથ એ આજે પ્રવર્તમાન એવા અનેક ધાર્મિક સડાઓમાંનો એક સૌથી વિશેષ વ્યાપક સડો છે, એની આપણા શિક્ષિત જનોને થોડી જાણ કરવા આજનો આ લેખ છે. × × વાચક એ વાંચે, વિચારે અને આપણા અધઃપતિત સમાજ ઉપર લાલ આંખ કરી, એ અધઃપાતનાં કારણોને નાબુદ કરવા દૃઢ નિશ્ચય કરે.)

(તંત્રી 'સૌરાષ્ટ્ર')

ભારતવર્ષનું સત્યાનાશ વાળવાનું માન આપણા ધર્મધુરંધરો-વિવિધ પંથની ધીકતી દુકાન ચલાવનારાઓ-ને જાય છે; અને તેમાંય રામનામને અપવિત્ર બનાવતા, ભગવાં ને સફેદ વસ્ત્રો નીચે કાળાં કૃત્યો છુપાવતા, સેવા અને સત્કારનાં ઢીમઢીમ્ બજાવતા, પેલા માર્ગીપંથે-મોટા પંથે તો હિંદુસમાજનો ઘોર દાટ વાળ્યો છે. એણે ધર્મને નામે અનેક ભોળી ભગિનીઓને ભ્રષ્ટાચારને માર્ગે વાળી સમાજનો ભયંકર દ્રોહ કર્યો છે. એ પિશાચી માર્ગીપંથમાં ધર્મના નામે કેવાં કેવાં કાળાં કૃત્યો થાય છે-થઈ રહ્યાં છે, એ સમાજ જાણે ને આંખ ઉઘાડે. એ સેતાનોને ઓળખી એ કહેવાતા ધર્મને દફનાવે, એ કહેવાતા ધર્મના બુરખા નીચે સમાજના શ્રેયને જલાવી દેનારા રાક્ષસોને-કહેવાતા સાધુઓને ઓળખી તેનાં પગલાં ટાળે, એ માર્ગીપંથની ભયાનકતા તાદૃશ્ય બતાવતા એના ખાસ ઉત્સવોથી જનતા પરિચિત બને.

### પાટપૂજા અને શંખાઢાળ

માર્ગીસાધુઓના મોટાપંથ-વામમાર્ગમાં પાટપૂજા અને શંખાઢાળ, એ ઉત્સવો પ્રધાનપદ ભોગવે છે. એ મહોત્સવોમાં એવી અધમ વિધિઓ છે કે તે સાંભળી કઠોરમાં કઠોર હૃદય પણ કંપે.

એ કૃત્યો આ લખનારે, એક મિત્રની મદદવડે નજરે નિહાળ્યાં છે.

આ 'પાટપૂજા'નો મહોત્સવ ચકલુંયે ન ફરકી શકે તેવા ગુપ્ત સ્થાનમાં કરવામાં આવે છે. એક બાજોઠ પર ચોખાથી સાથીઆ પૂરે છે, તેની મધ્યમાં સળગતી 'જ્યોત'–પિત્તળના પ્યાલા જેવા પાત્રમાં દીવેટ સળગાવી–મૂકવામાં આવે છે અને તેની આજુબાજુ એ 'મોટાપંથ'માં ભળેલાં અનુયાયીઓ–જેને 'ગત્ય' કહે છે તેઓ–બેસે છે. એ બાજોઠની નજીક 'પાટપૂજા'ની ગાદીનો 'આચાર્ય' કહેવાતો સાધુ બેસે છે. એ આચાર્યજીની આજ્ઞા પ્રમાણેજ એ આખું ટોળું વર્તે છે.

એ 'પાટપૂજા'ની નજીક કપડાના પડદા બાંધી, નાનો ઓરડો બનાવાય છે. તેને 'મોક્ષગૃહ' કહેવામાં આવે છે. ખરી રીતે તો એને વેશ્યાગૃહ કે નર્કગૃહજ કહી શકાય. એ વિધિની ચોકી કરવામાટે ચાર લઠ્ઠાધારીઓને–શસ્ત્રધારીઓને–રોકવામાં આવે છે અને તેને 'કોટવાળ' કહે છે. પોતાના અનુયાયી સિવાય અન્ય કોઇ આ ગુપ્ત કાર્ય જાણી ન શકે તે માટે આટલી અગમચેતી વાપરી 'ગત્ય' પોતાની વિધિ આગળ ચલાવે છે.

ઉપલી વ્યવસ્થા થઇ રહ્યા પછી 'હરનામ'ના પોકાર થાય છે અને પછી બીજી કેટલીક વિધિઓ થયા પછી, 'આચાર્ય' કહેવાતો સાધુ હાથમાં પાણીનો લોટો લઈ, તેમાંથી પાણીનાં છાંટણાં અનુક્રમે 'ગત્ય'માં બેઠેલાં સ્ત્રીપુરુષોને છાંટે છે. જે સ્ત્રી અને પુરુષપર એ છાંટા પડે છે, તે પેલા 'મોક્ષગૃહ'માં જઇ......પાછાં 'ગત્ય'માં આવી બેસે છે. એ રીતે 'ગત્ય'નાં તમામ નર-નારીઓ પડદા પાછળ ભ્રષ્ટાચાર સેવી આવ્યા પછી પેલા 'આચાર્ય'નો વારો આવે છે.

આ પાટપૂજાનો કોઇ ચોક્કસ નિયમ નથી. જ્યારે જ્યારે પિશાચવૃત્તિઓ જાગ્રત થાય, ત્યારે ત્યારે એ વિધિ થાય; પણ દરેક આષાઢ સુદ ર ને દિવસે, તમામ માર્ગી–સાધુઓએ આ 'ધર્મોત્સવ' કરવોજ જોઇએ એવી પ્રથા પડી ગઇ છે. આવોજ બીજો 'ધર્મોત્સવ' એ લોકો ઉજવે છે તે પણ જાણવા જેવો છે.

એ 'ધર્મોત્સવ'ને કહે છે 'શંખાઢાળ.' એ મરણ પાછળની ક્રિયા છે. એ પ્રસંગે પણ ઉપર જણાવ્યા પ્રમાણેની 'પાટપૂજા' થાય છે. માર્ગપંથનો કોઇ સાધુ કે અનુયાયી મરી જાય, એટલે તેની પાછળ 'શંખાઢાળ' થવોજ જોઇએ અને તેમાં 'પાટપૂજા'ને નામે ભ્રષ્ટાચાર ખેલાવોજ જોઇએ, એવી પ્રથા પડી છે–એ પ્રથા ચાલુ છે.

એ 'શંખાઢાળ'નો વિધિ એવો છે કે, મરેલા માણસના નામનું અડદના લોટનું એક પૂતળું બનાવવામાં આવે છે અને તેને પેલા 'જ્યોત'ના બાજોઠ પાસે મૂકવામાં આવે છે. પછી જુવારના સાંઠાના કકડા લઇ, તેની સાત પગથીઆંની નીસરણી બનાવવામાં આવે છે. તે નીસરણી સાથે સૂતરના જાડા દોરાનો એક છેડો બાંધી, બીજો છેડો જે ઘરમાં તે પ્રયોગ થતો હોય છે તે ઘરના મોભે બાંધે છે. પછી પેલા પુતળાને ક્રમે ક્રમે પેલી નીસરણીનાં સાતે પગથીઆં ચઢાવે છે અને પછી પેલા સૂતરના તાંતણાને સળગાવે છે. જો તે તાંતણો ઠેઠ મોભારાસુધી સળગી જાય, તોજ મરનારો સદ્ગતિને પામ્યો છે તેમ સિદ્ધ થાય છે. જો પ્રથમ વાર તાંતણો આખો ન સળગે તો ફરી વાર 'શંખાઢાળ' ઉજવાય. આ ઉત્સવ વખતે પણ 'પાટપૂજા'નો ખાસ વિધિ તો ખરોજ.

## વિધવાની આત્મકથા

અને એ પંથના બાવાઓ અને બાવીઓ આપણી ભોળી બહેનોને કેવી ચાલાકીથી તેમની 'ગત્ય'માં ભેળવે છે, એ સમાજે જાણી લેવું જરૂરનું છે. એ ઘોર પ્રચારકાર્ય સમજાવતી, એક ઉચ્ચ કુટુંબની વિધવા બહેને સ્વમુખે કહેલી અને 'સાધુ–સર્વસ્વ' માસિકમાં પ્રકટ થયેલી એક કથાનો સારભાગ નીચે મુજબ છેઃ–

"મારા સસરા ભક્ત કહેવાતા. હું બાળવિધવા થયેલી. અમારે ત્યાં માર્ગી સાધુઓનો ઉતારો હતો. ઘેર આવેલા 'સંત'નો ચરણસ્પર્શ કરવાનો ધારો હોઇ હું તેવાઓને નમતી. સસરાજી પણ મને 'હરિ, ગુરુ, સંત'થી 'ભેદભાવ' ન રાખવાનું અવારનવાર કહેતા. એ શબ્દો મને પ્રથમ તો નિર્દોષ લાગતા. એ અભેદભાવ કેળવવાનો ઉપદેશ આજે મને સમજાયો છે. જ્યારે જ્યારે હું એ ભગવાંધારીઓને નમતી, ત્યારે એ સાધુ નામને લજવનારા 'આ નિર્વાણ ચઢેલ છે?' એવો પ્રશ્ન પૂછતા. એ પ્રશ્નાર્થ ત્યારે ન સમજાતો...સમય જતાં મને માતાજીઓ–માર્ગીપંથની કુટ્ટણીઓ-

નો સહવાસ થયો. ભજનમંડળીઓમાં જવા લાગી. ત્યાં સંતોનાં ભજનોની જમાતોનો નાદ લાગ્યો. 'મેઘ, ધારવો, તોરલ, રૂપાંદે, લખમો માળી અને માર્કંડ'ની વાણી હું બરાબર ધ્યાનપૂર્વક સાંભળવા મંડી. 'આવ્યા અભ્યાગતને ઓળખો' 'જ્યોતુંને અજવાળે રે, રૂડાં દાન દીજીએ' એવાં એવાં કેટલાંય ભજનો મેં મોઢે કર્યાં.

"એક વખતે મારા ગામમાં એક 'બાપુ'ની મંડળી આવી. સૌ સ્ત્રીસમાજ સાથે હું પણ તે 'બાપુ'ના ચરણસ્પર્શ કરવા ગઇ. એ દિવસનો રંગ જૂદો હતો. 'બાપુજી' એક તોરણ–ચાકળાથી શણગારેલા નાજુક મંડપમાં ભગવાં વસ્ત્રો ધારી, પગે ચાખડી ચઢાવી, ઝુલાપર મંદમંદ હસતા ઝુલતા હતા. અમે સૌ નમ્યાં, ચરણસ્પર્શ કર્યાં. 'જે જે બેટા' કહી 'બાપુજી'એ આશીર્વાદ આપ્યો. મારા સસરાનું નામ સાંભળી, મારા તરફ તો તેનું ખાસ ધ્યાન ખેંચાયું. કોઇ કોઇ ભોળી ધર્મઘેલી બહેનો તો તે 'બાપુજી'ની ચરણરજ માથે ધરવા લાગી. થોડા સમય પછી કથા ચાલી. મને યાદ છે કે, તેમાં જીવ, આત્મા, પુરુષ, પ્રકૃતિ એવું એવું ઘણું આવેલું. હું ત્યારે કશુંય ન સમજતી. એ કથા વંચાઇ રહ્યા બાદ હું ઘેર આવવા ઉભી થઈ ત્યાં તો 'વહુ! બેસને, હજુ ખરી મજા તો બાકી છે' એમ કહી એક બુઢ્ઢીએ મને નીચે બેસાડી અને પેલા 'બાપુજી'ના યુવાન અલમસ્ત સફેદ વસ્ત્રધારી બાવાઓએ રાસમંડળ શરૂ કર્યું. 'આશાભર્યાં અમે આવીયાં ને મારે વ્હાલે રમાડયાં રાસ રે' એવા એવા રાસ ગવાયા. એ સાંભળવામાં હું તલ્લીન હતી, ત્યાં પેલી બુઢ્ઢીએ બીજો પાસો ફેંક્યો. તે બોલી કે 'બેટા! જો તું 'ગત્ય'માં ભળશે, તો તો તને ખૂબ મજા પડશે અને 'નિજ્યા' ધર્મની વાતું તો સાયરપેટાંનેજ કહેવાય હો, બા! એ તો હરચંદ-તારામતીનો ધરમ છે.' એ સાંભળી મેં તે ડોશીમાને તે નવી વાતો સમજવા ખૂબ પ્રશ્નો પૂછ્યા. પ્રત્યુત્તરમાં એ 'માતાજી'એ મૂળમાં ઘા કર્યો:–'બેટા! નિર્વાણ ચઢીશ ત્યારે બધું સમજાશે. તું હરિ–ગુરુ–સંત—ની થઇશ, 'આપપણું' મટાડીશ ત્યારે ધરમનો મરમ સમજાશે; અને તારી મરજી હોય, તો આજેજ વહેતી ગંગામાં નાહી લે. આજેજ ગત્ય મળવાની છે. તું કહે તો તને નિર્વાણ ચઢાવીએ.'

મારી અપક્વ બુદ્ધિ,યુવાવસ્થા અને એ અધમ નરનારીઓના સહવાસના પરિણામે હું વણસમજ્યે તેમાં પડી. મને તે ડોકરી નિર્વાણના સ્થાનમાં લઈ ગઇ. ત્યાં એક પુરુષ ઉભો હતો. તેણે કંઇક સાંકેતિક શબ્દ પૂછી, પેલી ડોશી સાથે હાથોહાથ મેળવ્યો. જો કે મને એથી ખૂબ નવાઈ લાગી, પણ 'નિજયા' ધર્મમાં 'જ્યોત' આપોઆપ પ્રકટે છે, રાવળમાતા, રૂપાંદે, હરચંદ અને તારામતી અને જેસલ–તોરલ જેવાં પણ આ ગતમાં ભળ્યાં હતાં. રૂપાંએ કુંવર વરોધ્યો, માળા ને ફૂલ બતાવ્યાં, તોરલે જેસલને સજીવન કર્યો; વગેરે ચમત્કારિક વાતો તે ડોશીને મોઢેથી મેં સાંભળેલી તેથી મને નિર્વાણ સમજવાની હોંશ થઇ. એથી મેં પેલી ચેષ્ટાની દરકાર ન કરી. હું અંદર ગઇ. ત્યાં કેટલાંક સ્ત્રીપુરુષો બેઠેલાં. ત્યાં ભોંયપર પાંચ ખંડ પૂરેલા ને પાંચ ગાદીઓ નાખેલી. બાજોઠ પર એક પાત્રમાં 'જ્યોત' હતી તે પ્રકટાઇ. 'હરનામ–હરનામ–હરનામ' એવા ત્રણ અવાજ થયા. પછી 'નમણા'ની ક્રિયા થઇ. આ બધું મને પેલી ડોશી સમજાવતી. થોડા ચોખા અને એક પૈસો હાથમાં લઇ, અમુક ઢબે જ્યોત તરફ ફેરવી, નમણના મંત્ર ભણી, ત્રણ વખત 'હર-નામ' 'ગત્ય' ને બોલાવ્યું. પછી પીરગાદીને, જોગણી ગાદીને, લાખીયા ગાદીને, વીરગાદીને વગેરે અનુક્રમે 'ૐ ગુરુજી' એ શબ્દથી શરૂ થતા ને 'આખા ચઢાવું' એ શબ્દોથી પૂરા થતા મંત્રવડે તે ક્રિયા પૂરી થઇ; અને ત્યાર બાદ 'આરાધ' શરૂ થયો. એક પુરુષ પાણીના છાંટા તે ટોળામાં છાંટવા મંડ્યો. જેને છાંટા પડે તે સ્ત્રીપુરુષો ઉઠી ઉભાં થાય, 'ગત'ને 'પંજો' મેળવે (અંગુઠે અંગુઠા મેળવી ડાબો હાથ જમણા હાથ બરોબર સજ્જડ દાબવો તેને પંજો મેળવવો કહે છે) ને પછી પડદા પાછળ જાય…મને પણ છાંટા પડયા. મેં તે નરપિશાચોના સહવાસમાં મારૂં અમૂલ્ય શિયળ લૂંટાવ્યું. જે આર્ય લલનાઓએ પોતાના મોંઘેરા શિયળની રક્ષા કાજ દેહલતાઓને અગ્નિમાં ઝંપલાવી છે, તે જાતિની હું આ રીતે ધર્મના નામે સર્વસ્વ ગુમાવી ચૂકી.

### નિર્લજ્જ વ્યભિચાર

આ વિધિ તે 'પાટપૂજા.' એ અધમ વિધિમાં કેટલાય પુરુષો પોતાની ગૃહલક્ષ્મીઓ,

બ્હેનો અને માતાસમ અન્ય નારીઓનાં શિયળ લૂંટાવે-લૂંટે છે. આ 'પાટપૂજા'ના પંથ-'ગત્ય'માં ભળેલાં નીચ નરનારીઓ 'પાટપૂજા'ના પ્રસંગસિવાય પણ વ્યભિચાર આચરે છે. તે લોકોને પાપકર્મ કરવાની યાચના કરવી હોય, ત્યારે એમાં ભળેલાં અન્યોન્ય 'ખીચડી ખાવી છે' એવી સાંકેતિક યાચના કરે છે અને પરિણામે દુનિયાની નજરમાં ધૂળ છાંટી પાપકર્મ આચરે છે. એ લોકોમાં 'ચાલતી શીરામણી'-એટલે કે 'છૂટક જારકર્મ' એવો પણ એક સાંકેતિક શબ્દ વપરાય છે. આજે હું આ અધર્મ છે એમ જાણી શકું છું અને એટલેજ તે પિશાચોથી દૂર થઇ, થયેલાં પાપનો પશ્ચાત્તાપ કરતી જીવન ગુજારૂં છું."

એ પિશાચોના પંથની પાટપૂજા જેવીજ બીજી ભયંકર વાતો, 'ખોળાદાન' અને 'ચર્ણામૃત' હવે પછી ચીતરી, જગતને એ ભયાનક ધર્મ-રે, ધર્મને નામે ચાલતા પાપપુંજ-થી વાકેફ કરીશું.

હિંદુસમાજ ચેત! સમાજ અને રાજ્યસત્તાઓએ આ પાપને દફનાવી દેવા સબળ પ્રયત્નો કરવા જોઇએ.

("સૌરાષ્ટ્ર" તા. ૧૯-૧૧-૨૭ ના અંકમાં લેખક 'વજ્રધારી')

## ૭૬-'એ કાંઈ સાચો માર્ગ નથી!'

રશિયાના પાટનગરમાં ફાંસીનો માંચડો ઉભો કરવામાં આવ્યો હતો. ઝાર એલેક્ઝાન્ડર ત્રીજાને ઠાર કરવાની કોશીશના ગુન્હેગાર એક જુવાન રશિયનને જીંદગીની કુરબાની કરીને તેના દેશપ્રેમની કિંમત ચૂકવતો જોવાને-ફાંસીને માંચડે ચઢતો જોવાને-રશિયનોની ઠઠ જામી હતી. ઝારશાહીની જડ ઉખેડી નાખવાનો, જાનને જોખમે ઝારશાહીના અંગભૂતોનાં ખૂન કરવાની હિંસક પદ્ધતિ અખત્યાર કરવી એ એકજ માર્ગ છે, એમ દઢતાપૂર્વક માનનારો એ જુવાન ફાંસીના માંચડા પાસે સ્મિત ફરકાવતો ઉભો હતો. 'મૃત્યુ પછી પુનર્જન્મ પામીને પણ હું આ ઝારશાહીનાં ઉચ્છેદનને માટેજ ઝઝુમીશ' એવો નિશ્ચય એના મુખની રેખાએ રેખા ઉપર અંકાયો હતો.

ઘંટડી વાગી, કાળા પોશાકમાં સજ્જ થયેલા ફાંસી ફરમાવનાર અમલદારે, હમેશનો ક્રમ હોય તેમ, લાગણીવિનાના નિર્ઘૃણ અવાજે ઉચ્ચાર્યું "......પાંચ મીનીટ રહી છે. મિત્રોને, માતા-પિતાને, સ્વજનોને-જેને જેને મળવું હોય તેને મળી લ્યો."

જુવાન દોડતો દોડતો, મેદનીને મોખરે તેનો નાનો બંધવો ઉભો હતો તેની પાસે ગયો. તેના આત્મામાં ગુંજન થઈ રહ્યું હતું કે 'મારી પાછળ મારૂં જીવનકાર્ય આ મારો સહોદરજ ઉઠાવી લેવાનો છે.' એક માતાના ઉછંગમાં ખેલવાથી ભ્રાતા ભ્રાતા વચ્ચે જે અપાર્થિવ પ્રેમ ઉપજે છે, એ પ્રેમથી ઉભરાતા આ જુવાને તેના ભાઇને ભેટી, તેને એક આલિંગન દઈ, તેનો હાથ પોતાના હોઠસુધી ઉંચો લીધો અને એક ચુંબન કર્યું-અને તેની સજળ બનેલી આંખોએ છેલ્લો વિદાયસંદેશ દીધો.

પણ એ બધું છતાં, જ્યારે સમસ્ત માનવમેદનીનાં હૃદય લાગણીથી ઉછળી રહ્યાં હતાં ત્યારે પણ, એ નાનો ભાઈ ખડકસમો અડગ ઉભો રહ્યો. એના મુખ ઉપર કોઇ પ્રકારના ભાવની એક પણ રેખા નહોતી. પોતાની છેલ્લી વિદાય લેતા શહીદ-ભ્રાતાના આ ભાવ-પ્રદર્શનના જવાબ-માં, સત્તર વર્ષનો એ છોકરો માત્ર એટલુંજ બોલ્યોઃ 'ઓ! એ સાચો માર્ગ નથી.'

સત્તર વર્ષના છોકરાની આ લાગણીહીનતા જોઈ, સકળ જનસમૂહ સજ્જડ થઇ ગયો.

આ વાતને બે વર્ષ થયાં. પોતાના મોટાભાઇની ફાંસી વેળા, 'ઓ! એ સાચો માર્ગ નથી' એવી અકળ વાણી ઉચ્ચારનાર એ યુવક તેના વિદ્યાલયમાંથી, તેની ક્રાન્તિકારી પ્રવૃત્તિ-ઓને કારણે બરતરફ થયો. એ અરસામાં રશિયામાં ભયંકર દુષ્કાળ પડયો. પ્રજાસેવકોએ, અમલદારોની સાથે મળીને રાહત-પ્રવૃત્તિઓ આરંભી.

એ દિવસોમાં રાહત-પ્રવૃત્તિનો કાર્યક્રમ ઘડવા કાર્યકર્તાઓની એક મોટી સભા મળી હતી. એ સભાના એક ખૂણામાં આ યુવક બેઠો હતો. સૌ સેવકનાં લાગણીભર્યાં, દર્દભર્યાં, રાહત–પ્રવૃત્તિ વિસ્તારવાને માટે વિનવણી કરતાં ભાષણો સાંભળી લીધા પછી તે છલંગ મારીને ઉભો થઇ ગયો અને ત્રાડ પાડીને બોલવા માંડયોઃ 'ના, ના; અમારે મદદ નથી જોઇતી. એ સાચો માર્ગ નથી. દુષ્કાળની દારુણતા ઓછી કરવા પ્રયત્ન કરવો એ ખોટો માર્ગ છે. એનો અર્થ એ છે કે, તમે ઝારશાહીની જીવનદોરી લંબાવવા ચાહો છો. ખરી વાત તો એ છે કે, ભૂખમરો જેટલો વ્યાપક અને ઉગ્ર બનાવી શકાય તેટલો બનાવો; અને એ રીતે અસંતોષ જેટલો સળગાવી શકાય તેટલો સળગાવો. તમે જે સંસ્થાનું–ઝારશાહીનું–નિકંદન ચાહો છો, તેનું નિકંદન કાઢવાનો એ એકજ માર્ગ છે. અને ઝારશાહીના નાશવિના, આ ગુલામીનો કદીજ અંત આવવાનો નથી.' એ જુવાન એટલા આવેશથી બોલ્યો અને એટલું પ્રભાવશાળી બોલ્યો કે આખી સભા પરવશ બની તેને સાંભળી રહી; પણ જ્યારે તે બોલી રહ્યો ત્યારે સભાપતિએ તેને ગાંડો માણસ ગણીને કાઢી મૂકયો.

× × × ×

આ પ્રસંગ પછી, એ જુવાને, બરાબર અઠ્ઠાવીસ વર્ષસુધી રશિયામાંથી દેશપારીની સજા ભોગવી અને એ અઠ્ઠાવીસ વર્ષ તેણે તેના વિચારોને અને જીવન-ફીલસુફીને મૂર્ત સ્વરૂપ આપવા દિવસરાત કામ કર્યું–ભૂખમરો અને બીજી અનેકવિધ હાડમારીઓની વચ્ચે, પળે પળે ઝારના હત્યારાઓને હાથે જાન ગુમાવવાની બીતિ વચ્ચે કામ કર્યું અને ૧૯૧૭ ના નવેમ્બર માસની ૭મી તારીખે તે પાછો સેન્ટ પીટર્સબર્ગ આવ્યો–હડધૂત થતા ગાંડા માણસતરીકે નહિ પણ રાષ્ટ્રદેવતરીકે–પૂજા પામતા પ્રજાના તારણહારતરીકે.

અઠ્ઠાવીસ વર્ષ પછી એ ફરી વાર પ્રજાસેવકોના સંઘ વચ્ચે, ખાસ ગોઠવેલી ઉંચી વ્યાખ્યાન-પીઠ ઉપર ચઢીને બોલવા ઉભો થયો; અને જાડા, બાંધી દઢીના, ખાસ આકર્ષણ ન કરી શકે એવા શરીરવાળો, આગળ નીકળી આવેલાં ગાલનાં હાડકાંથી અને ઉપસેલાં ભવાંથી લાક્ષણિક રશિયન જેવો લાગતો, વિશાળ ભાલ અને પર્વતશૃંગસમા મસ્તકથી સૌનું ધ્યાન ખેંચતો, ઝીણી, કાળી, ચંચળ આંખ-કીકીઓથી સૌ કોઇને વશ કરી લેતો એ પુરુષ શું બોલ્યો ? તે માત્ર એટલુંજ બોલ્યો કે 'એ સાચો માર્ગ નહોતો. આ માર્ગ એ સાચો માર્ગ છે !' ઝારશાહી-નું ઉચ્છેદન કરીને સોવિયેટ–તંત્રનું ખાતમુહૂર્ત કરતી મેદનીની તાળીઓથી અને હર્ષનાદથી સભામંડપ કયાંય સુધી ગાજી રહ્યો !

પ્રથમ ગાંડા માણસતરીકે અને પછી પ્રજાના તારણહારતરીકે રશિયાના ઇતિહાસમાં અમર બની જનાર એ પુરુષનું નામ લેનીન.

ઝારશાહીઓસમી માનવલોહીતરસી રાજસંસ્થાઓને મીટાવવા, ઇતિહાસના તખ્ત ઉપર લેનીન સમા પુરુષવરોનુંજ આગમન થવું જોઇએ છે.×

(તા. ૩-૧૨-૧૯૨૭ ના 'સૌરાષ્ટ્રમાં'થી)



# ૭૭–ગામડાનાં દુઃખદાયક દશ્યો

### પ્રાસ્તાવિક

કાઠિયાવાડનાં નાનાંમોટાં રાજ્યોનાં ઘણાં ગામડાંની યાત્રા કરતાં જે દુઃખદાયક દશ્યો ખુંચી રહ્યાં છે, તેનો યત્કિંચત ચિતાર સહૃદયી સુજ્ઞ વાચકોને આપવાનો આ પ્રયાસ છે. ગામડાંઓ હિંદુસ્તાનરૂપી વિરાટ સ્વરૂપના હાથપગો છે અને તે હાલ હાલમાં રાજાપ્રજા ઉભયનાં કમભાગ્યે સુકાવા માંડયાં છે. એ કાંઇ કરુણારસપ્રધાન કાવ્ય કે નાટક નથી, પરંતુ એ તો મહાત્મા ગાંધીજી કહે છે તેમ ખરો ખેલ છે. હિંદને લાગુ પડેલ આ જીવલેણ ક્ષયરોગનાં ચિહ્નો કોઇ ધન્વંતરીને વિગતે બતાવીને તેનું નિદાન કરાવવાની ભારે જરૂર છે; પણ આપણે તો બંધ આંખે આ ગામડાંઓમાં જઇએ છીએ અને એ બધું શૂન્ય હૃદયે સાંભળીએ છીએ.

શ્રીકૃષ્ણ–સુદામાની દ્વારામતી, જાદવોનું જાદવાસ્થળ, નરસિંહ–મીરાંની પુણ્યભૂમિ, જાડેજા–જેઠવાનાં જોમ, ગોહેલોનાં ગૌરવ, રાણકદેવીનો જૂનો ગઢ, મૂળુ–માણેકનાં ધીંગાણાં, ઘોડાનાં ઘમસાણ, બાપુજીનો બરડો, ગોવર્ધનભાઈનાં સુવર્ણગિરિનાં શૃંગો, રણજિતભાઇનાં લોકગીતો, કલુભાઈનાં ગોપકાવ્યો, રાયચૂરાજીની શૌર્યભીની વ્હાનીઓ અને કાકા કાલેલકરના ગ્રામ્યદેવતાઓ અત્યારે મરી ખૂટયાં છે. કાઠિયાવાડને એક છેડેથી બીજા છેડાસુધી ઢૂંઢી ઢૂંઢીને મરી જઇએ છતાંયે તેમાંનું કંઇ પણ દૃષ્ટિગોચર થાય તેમ નથી એ ખરૂં; પણ એ તો નિર્વિવાદિતજ છે કે, જો આપણે ખુલ્લી આંખે અને સહૃદય ભાવે ગામડાંઓની યાત્રા કરીએ તો પરાર્થે નીચોવાઇને ભાંગીને ભુક્કો થઇ ગયેલી કરુણાની લાખો મૂર્તિઓમાં આપણને મહાપ્રભુજીનો સાક્ષાત્કાર જરૂર થાય.

### ગામડે જતાં રસ્તામાં

શહેરોમાંથી ગામડે જતાં રસ્તામાં મળસ્કામાંજ માથે લદાયેલી લાકડાંની ભારીઓથી હાંપી રહેલી અને ઉંધું ઘાલીને પરાણે પરાણે દોડી રહેલી બાહોશ વણકર બહેનો આપણને સામી મળે છે. 'ઢઈઢીઓ'ના નામથી ઓળખાઈ રહેલી એ આપણી બહેનોના ભાગ્યમાં કાંતવા–વણવાનો ધંધો નાશ પામ્યા પછી માત્ર ભીખ, મજુરી અને ચોરીજ રહેલી છે. લણણી વગેરેની મોસમ ટાણે રાતદિવસ એ બહેનોને ખેતરોમાં દુષ્ટ સાથીઓની સંગે કલાકોના કલાકસુધી પેટને માટે એકાંતમાં તનતોડ મજુરી કરવી પડે છે. મોસમવિનાના દિવસોમાં જંગલમાં આથડી આથડીને કે ચોરી કરીને કે જંગલખાતાના કોઇ પાપીઓના ફંદામાં ફસાઇને તેઓ આ ભારીઓ એકઠી કરે છે. શહેરોમાં તે વેચવા જતાં બદમાશો તેઓની શી વલે કરે છે તે તો એક દીનાનાથજ જાણે છે. આ સિવાય સડક ઉપર મજુરી કરીને કે છંદમાં પડીને તેઓ પોતાનું ગુજરાન મહાતોબાએ કરે છે. મહાત્મા ગાંધીજી કહે છે તે પ્રમાણે ખરેખર "રેંટીઓ બાળીને આપણે ભૂખ ને વ્યભિચાર વહોર્યાં છે." એ તો કહે છે કે "ત્રીસ કરોડની વસ્તીમાંથી એક પણ બહેનને ધંધો ન મળવાથી પોતાની પવિત્રતા વેચવી પડતી હોય ત્યાંસુધી તમારે ને મારે–બધાયે શરમાવું રહ્યું છે."

જરા આગળ જતાં દૂધની તાંબડીઓ લઇને રબારણો અને ઘીનાં પારીઆં લઇને ખેડુ ગરાસીઆઓ શહેરમાં વેચવા જતા માલૂમ પડે છે. દૂધના દૂધમાં અને પાણીના પાણીમાં એ કહેતીનું રહસ્ય મહીઆરીઓની મટુકી ઠીક સમજાવે છે. દૂધના લોભથી આ રબારણો ઓકડાંમાત્રને જીવતાં રહેવાજ દેતી નથી. દિનપ્રતિદિન નિષ્ઠુર બની જઇ ભરવાડ લોકો આ બાપડાઓને જન્મે કે તરતજ ત્યાં ને ત્યાં વાડામાં ફેંકી દે છે અને તે ત્યાંજ ભૂખે તરફડીયાં મારી ઝુરી ઝુરીને મરી જાય છે. આ ખેડુત ગરાસીઆ પણ પાડાઓને ધવરાવ્યાવિના સ્વધામમાં પહોંચાડી દેવાનું મહાપાતક વહોરી રહ્યા છે; નહિ તો કંઇ બધે પાડીઓનાં ખાડાં ને ખાડાં હોય અને પાડો કયાંય શોધ્યો જડે નહિ એમ બને? આ પ્રાણીઓ પ્રભુએ સરજ્યાં હશે, ત્યારે એમને સ્વપ્નુંયે નહિ હોય કે માનવજાતિને બક્ષેલી બુદ્ધિ કુદરતની કૃતિનો સ્વાર્થને ખાતર આટલી હદે ગેરઉપયોગ કરશે. દૂધ વેચવું એ તો પ્રથમ પાપ મનાતું. હાલમાં તો એ કમાણીનું સાધન થઇ પડયું છે અને તે એટલે સુધી કે પોતાનાં પેટનાં બાળબચ્ચાંને પણ ટીપુંયે દૂધ આપી શકાતું

નથી, ઘીના છાંટાનું તો નામજ ક્યાંથી લેવાય! દૂધાળાં જાનવરોને નીચોવાય તેટલાં નીચોવી મારીને પૈસાદારની હોજરીમાં એ ખૂન ઠલવવામાં આવે છે. શહેરોમાં જેમ જેમ વસ્તી, પૈસો, હૉટેલ–ચાની બદી વગેરે વધતાં જાય છે, તેમ તેમ ગામડાનું ગોરસ આ રીતે છડેચોક લૂંટાવા માંડયું છે. ગામડાંનું નૂર ચૂસી લઈ શહેરોમાં તેનું 'ઇન્જેક્શન'–પીચકારી–દેતી મુંબઇની લોકલ ટ્રેનોની આવૃત્તિ હાલ હાલમાં કેમ જાણે સિહોર, ભાવનગર અને જેતલસર–રાજકોટ ટ્રેનમાં થતી હોય એમ જણાય છે. જ્યાં વ્હાડીસિવાય ઘી પીરસવામાં અવિવેક ગણાતો, ત્યાં હાલ ઘીનું પાવળું પણ ભાગ્યેજ ભરાય છે. જ્યાં તાંસળીઓમાં દૂધનાં દોણાં હોંશે હોંશે ઠલવાતાં હતાં ત્યાં હાલ મોરનાં આંસુ જેવી આછીપાતળી છાશનાયે સાંસા છે. અત્યારે તો બરડો આફ્રિકામાટે દુઝી રહ્યો છે અને વેરાવળનું બારૂં તો કેમ જાણે ગીરનું ગોરસ હણવા નિર્માયું હોય!

શાકભાજીના મોટલા, શેરડી–ગોળનાં ગાડાં, ખડકડબનાં ભરો, અનાજવજેના ગંજો, કપાસ-મગફળીનાં ભડાં, અધિકારીઓની લૂંટના ખજાના વગેરે એક પછી એક આપણને સામા મળ્યા-જ કરે છે. ધૂળમાંથી ધાન પેદા કરનાર ધાનમાટે વલખાં મારે અને ધાનમાંથી ધૂળ કરનારા ધાનમાં દટાઇ મરે છે એનો પૂરાવો જેઓને જોઇતો હોય તેઓએ અવશ્ય આ બધું જાતે જોઇને વિચારવું ઘટે. શહેરીઓનાં ખંજરોથી રૂંવે રૂંવે ભરાયેલ ગામડાંઓમાંથી લોહીની ધારાઓ વછૂટીને આ માર્ગે વહી રહી છે. આ ઘા મન, વચન અને કર્મથી રૂઝવવા કોઇ પણ ભોગે પ્રયાસ કરવો એ શું આપણા બધાનો ધર્મ નથી?

ધણ, વાઘ્ર અને ટોળાંમાંથી ખાટકીઓએ કતલખાનાંમાટે ખરીદીને વિખૂટા પડા-વેલ ગાય, ભેંસ, બકરાં, ઘેટાં વગેરે જ્યારે આપણને સામાં મળે છે, ત્યારે તો કાળમીંઢ હૈયે આંખો દાબ્યા છતાંયે આંખોમાંથી આંસુ સરી જાય છે અને અબુધ ગ્રામ્ય જનોની અપંગ દશા-માટે લાગણીહીન હૃદયમાં પણ સહેજે લાગી આવે છે. આવાં દુઃખદાયક દૃશ્યો જોઈ જોઇને કંઇ પણ ધાડ માર્યાવિના પ્રભુએ બક્ષેલી લાગણીઓ વિકુંઠિત કરવી તેના કરતાં તો બહેતર છે કે, શહેરોમાંજ દટાઇ મરવું. ઘરને આંગણે મૂલમજુરી નહિ મળતાં પોતાનાં બાળબચ્ચાંને ભૂખ્યે પેટે પ્રભુને ભળાવીને બહાર નીકળી પડેલ ગ્રામ્યજનો જ્યારે અશ્રુભીની આંખે આપણને સામા મળે છે, ત્યારે અનુભવાય છે કે ગામડાંનો સોથ વાળવામાં આપણે સૌએ લગીરે મણા રાખી નથી. આને માટે આપણે રાજાપ્રજા–તમામ ઇશ્વરના દરબારમાં પૂરેપૂરા જવાબદાર છીએ અને શ્રીમંત અને સંસ્કારી વિશેષ.

(૧૯૨૫ ના "શારદા" માસિકના તંત્રીઅંકમાં લેખક—રા. ચંદુલાલ બહેચરલાલ પટેલ)

## ૭૮–સુલેહરક્ષક પોલીસમેનો અને સ્વયંસેવકો કેવા જોઈયે!

જર્મનીસંબંધી આપને ઘણુંયે લખવાનું મન થાય છે. એ દેશજ મને કંઇ વિચિત્ર લાગે છે. આજે વળી બર્લિનસંબંધી થોડું લખું છું. કંટાળો તો નથી આવતો ને?

હેમ્બુર્ગથી અમે સીધાં બર્લીન ગયાં. યૂરોપના જૂદા જૂદા દેશોની ભાષાનું અમારૂં અજ્ઞાન અમને ડગલે ને પગલે નડવા લાગ્યું. જર્મનભાષા તો અમને કોઇનેયે ન આવડે! એટલે ઘણીયે વાર 'ગીતાને બદલે ઘેટાં' ની પુનરાવૃત્તિઓ થઇ. આપણા કોઇ હિંદી ભાઇ મળી આવે તો અમારો માર્ગ ઘણોજ સરળ થઇ જતો; એટલે અમે હેમ્બુર્ગથી નીકળ્યાં તે પહેલાં બર્લીનમાં વસતા એક હિંદી ભાઇને પત્ર લખેલો. બર્લીનના સ્ટેશનપર અમે તે ભાઇની ઘણીયે શોધ કરી; પરંતુ કંઇક ગલતી થઈ જવાથી તે ભાઇ સ્ટેશને ન આવી શક્યા. બર્લીનની અમારી મુસાફરીમાં ખાસ નોંધ લેવા જેવી બીના તો ત્યાંની પોલીસસંબંધીની છે. અમારી પાસે પેલા હિંદી ભાઇનો ટેલીફોન નંબર હતો. અમે પોલીસના એક સિપાઇને અમારા ભાષાના અજ્ઞાનની જાણ કરી. સિપાઈ અમને જાહેર ટેલીફોનના મથક પાસે લઇ ગયો. અમે તેને નંબર કહ્યો; એટલે તેણેજ નંબર જોડીને વાત કરી લીધી. મુંગાં–બ્હેરાં વાત કરે તેમ તેણે અમને નિશાનીઓથી સમજાવી

લીધું કે, પેલા ભાઇ બહાર ગયેલા છે. અમે તે સિપાઇને પેલા ભાઇનું શિરનામું આપ્યું. તેણે એક ભાડાની મોટર બોલાવી. મોટરના હાંકનારને અમારે જવાના સ્થળની ખબર કરી. અમારો સામાન મોટરમાં ગોઠવી આપવામાં પણ તેણે મદદ કરી. તેની આટલી સુજનતા જોઇ તેને કંઇક બક્ષીસ આપી દેવાની અમારી ઇચ્છા થઈ. અમે 'બક્ષિસ' તેની સામે ધરી. તેના મ્હોં ઉપર આછું આછું હાસ્ય ફરક્યું. તેણે કંઇએ લેવાની ના પાડી. અમારી મોટર ચાલી અને તેણે નમ્રતાથી અમને સલામ કરી. મને આપણા મુંબઈના પોલીસ સિપાઇઓ યાદ આવ્યા. બન્ને વચ્ચે કેટલું અંતર !

જર્મનીની પોલીસવિષે તો મેં હેમ્બુર્ગમાં ઘણું સાંભળેલું. કોઇ ગંદકી કરે અથવા સ્વચ્છતાના નિયમોનું અતિક્રમણ કરે, તો દંડ કરવા સુધીનો અખત્યાર પોલીસને આપવામાં આવેલ છે. દંડસંબંધમાં કદાચ વાંધો પડે તો તેનાપર અપીલ થઇ શકે છે અને એ વાત સાચી છે; પરંતુ પોલીસને પોતાની આવી સત્તાનો ઉપયોગ ભાગ્યેજ કરવો પડે છે. યૂરોપના લોકો સ્વચ્છતાના નિયમોનું પરિપાલન અતિશય દઢતાથી અને સહૃદયથી કરે છે; એટલે મ્યુની-સીપાલીટીનો બોજો પણ ઘણોજ ઓછો થઇ રહે છે. શરીરના આરોગ્યસંબંધમાં તો અહીંનું એક છોકરૂંયે અજ્ઞાત નથી; આપણો દેશ અનેક રોગોથી પીડાઇ રહ્યો છે, તેનું કારણ આરોગ્ય-તાના પ્રાથમિક નિયમોનું આપણું ઘોર અજ્ઞાન ! અહીંની ગલીગુંચીઓ, ઘરો, વાડાઓ વગેરે સઘળું સ્વચ્છતાના આદર્શરૂપ છે; અને તેની જોડે આપણા મુંબઇના માળાઓ, ચાલો અને ગલીગુંચીઓ સરખાવીએ તો ?

આ સ્થળે હું અમદાવાદમાં જે ઘરમાં ઉછરેલી તે ઘર અને પોળ યાદ આવી રહે છે. પાયખાનાંઓના ખૂણા મળમૂત્રથી ભરાઇ ગયેલા અને પાણી જવાના રસ્તાઓ તો છંદાઇજ ગયેલા હોય ! જ્યાં ત્યાં પાણીના રેલાઓ અને ગંદા પાણીથી ભરેલાં ખાબોચીયાંઓ નજરે પડે ! પોળનું પાણી એકઠું કરવા સારૂ મ્યુનીસીપાલીટી તરફથી કુંડાંઓ રાખવામાં આવે છે, તે પણ ભરાઇ ગયલાં. તેને ખાલી કરવા સારૂ ભંગી આવે; પરંતુ તે બિચારો કેટલું પાણી ઉલેચે ? ભંગીની એ ગંદુ પાણી ભરવાની ગાડી બે ચાર ઠેકાણેથી તો જરૂર કાણી હોય ! આવાં અનેક જાતનાં ગંદકીનાં સ્થાનોથી અમદાવાદ શહેર ભરેલું છે. અમદાવાદમાં રોગનો ઉપદ્રવ સવિશેષ પ્રમાણમાં રહે છે તેનું પણ આજ કારણ છે; અને વ્યાધિગ્રસ્ત લોકોમાં આનંદ, ચેતન અને ઉત્સાહ દૃષ્ટિએ ન પડે તેમાં નવાઇ શી ?

અહીંની–જર્મનીની સ્ત્રીઓ પણ સ્વચ્છતા જાળવવામાં તો અતિકુશળ છે. તેમના ઘરમાં કચરાનું કે ગંદકીનું નામનિશાન મળે નહિ. ખાદ્ય ખોરાકીની દુકાનોમાં પણ સ્થળે સ્થળે સ્વચ્છતા મૂર્તિમંત દેખાય ! હું એક વાત કહી લઉં કે, તેમને સ્વચ્છતા જાળવવામાં દિવસે દિવસે થતી વૈજ્ઞાનિક શોધો તેમજ બીજાં અનેક સાધનો મદદગાર છે; છતાંય આપણી અસ્વચ્છ-તાનો તો આથી કશોય બચાવ થઇ શકતો નથી. મુંબઇની મિઠાઈવાળાઓની કે દૂધ વેચનારા ભૈયાની દુકાન અંદર જઇને જોઈ છે ? તેની અંદર સ્થળે સ્થળે રોગોત્પાદક જંતુઓના આવાસ જોઇ શકાશે. ત્યાંની મ્યુનીસીપાલીટી 'પરવાનો' આપતી વખતે ઘણીયે 'કાળજી' દાખવે છે, પરંતુ પછી......પછીનું પરિણામ તો આપણી દૃષ્ટિ સમક્ષજ છે ને ! અહીંનાં ઘરોમાં પણ ઠેકાણે ઠેકાણે કચરો નાખવાની પ્રથા નથી, પરંતુ ઘરનો કચરો એકજ ઠેકાણે એકઠો કરી રાખી મૂક-વામાં આવે. સવારે મ્યુનીસીપલ કચરાગાડી આવવાના સમયે સૌ એ કચરાનાં ઢામ બારણાની બહાર મૂકી દે. કચરાની ગાડીવાળો એ સઘળાં ઢામ ગાડીમાં ઢાલવી દે.

ટ્રામગાડીઓમાં પણ અહીં બહુજ વિનય અને સંભાળ રાખવામાં આવે છે. ચઢતા–ઉતરતા માણુસોની સંભાળ અતિશય પ્રમાણમાં કંડક્ટર રાખે. કોઇ બાઇ બે–ચાર છોકરાંઓને લઇને ઉત-રવાની હોય તો કંડક્ટર પ્રથમ નીચે ઉતરી જાય અને પેલાં બચ્ચાંઓને તે નીચે ઉતારી આપે. તેવીજ રીતે કોઇ વૃદ્ધને નીચે ઉતરવું ચઢવું હોય તો કંડક્ટર મદદ આપવાને બંધાયલોજ હોય છે. ટ્રામ ઉભી રહેવાનાં સ્થળો પાસે જો મુસાફર ઉતરતાં કે ચઢતાં હોય તો તે બાજુથી આવતી દરેક મોટર અને ગાડીઓ આપોઆપ ઉભી થઈ રહે. આ કાનુનનો ભંગ કરનારને

તરતજ દંડ કરવામાં આવે છે. મુંબઈની ટ્રામગાડીઓની સરખામણી કરૂં? મુસાફરોપ્રત્યે-પછી તે સ્ત્રી હોય કે પુરુષ-કંડકટરની તોછડાઇ, અવિનયનો તો પાર નહિ. બાલબચ્ચાં ઉતરતાં-ચઢતાં હોય તેની દરકાર રાખ્યા સિવાય ટ્રામ ચલાવવાને ઘંટી મારી દે! ઉતારૂઓને મદદ આપી રહેવાનું તો આપણા કંડકટર મહાશયો શીખ્યાજ નથી! ઉતારૂઓ ચઢતા હોય કે ઉતરતા હોય તોપણ તે બાજુથી મોટર કે વિકટોરિયા તો ઉતારૂઓનાં અંગ ઉપર ઘસીજ આવવાની!

પણ આ સરખામણી કરવાથી શો ફાયદો છે? આપણાં ખાતાંઓ જોકે લોકોને પૈસેટકે, તેમને સુખસગવડ આપી રહેવાને ચલાવવામાં આવે છે, તોપણ તેમાં પ્રજાનો અવાજ નથી અને તે જ્યાંસુધી નથી ત્યાંલગી તો સ્થિતિ આવીજ રહેવાની.

( તા. ૩-૧૨-૨૫ ના 'કર્મભૂમિ'માં લેખિકા-સૌ૦ બ્હેન ભાનુમતી દલપતરામ ત્રિવેદી )

# ૭૯—ગાંડિવ

કોઇ સંધ્યાએ આપણે સમુદ્રને કાંઠે ઉભીએ. અનંત લાગતા આસમાની વ્યોમમાં નજર ફેરવીએ ન ફેરવીએ ત્યાં સમુદ્રને સામે પાર સૂર્યદેવ પાતાળમાં ઉતરી જાય છે અને આખું આકાશ સૂર્યાસ્તની સુવર્ણકાન્તિથી રંગાઈ જાય છે. સાથેસાથ સમુદ્રના શાંત નીર ઉપર આકાશની અદ્‌ભુત સુંદર તસ્વીર છપાય છે. એ જોતા અને મંદમંદ મધુર નાદે ગાન કરતી ચાલી આવતી શીતળ વાયુલહરિઓનો આનંદ માણતા, આપણે કોઈ અગમ્ય, અનિર્વચનીય, અજબ આનંદમાં ડૂબી જઇએ છીએ. તે ઘડીએ મનમાં કલ્પનાયે આવી શકે કે, એ મીઠી પવન-લહરિઓ પ્રલયકારી ઝંઝાવાતનું રુદ્ર રૂપ ધરી, પલકમાં તો સમુદ્રને વિનાશના દૈત્ય જેવો ભીષણ બનાવી મૂકશે? એમ બને ત્યારે માનવી મુંગી પ્રાર્થના ઉચ્ચારે કે 'નેતિ! નેતિ!'

એ વાત ચૂકી જઈ માનવીએ એક દિવસ સરજનહારના સમોવડીઆ હોવાનો ગર્વ જાહેર કર્યો. તેણે 'ટીટાનીક' નામની એક જબરી આગબોટ બનાવી અને એને લગીરે ઇજા કરવાની કોઇની તાકાત નથી એવા અહંકારથી સમુદ્રમાં તેને તરતી મૂકી. 'ટીટાનીક'ની મજબૂતી ઉપર મદાર બાંધીને તેણે સાથે પ્રાણસંરક્ષક કીસ્તીઓ પણ ન લીધી. પોર્ટસ્માઉથ બંદરેથી નીકળી આટલાંટિકનાં પાણી કાપતી, ટીટાનીક અમેરિકા ચાલી. એકાએક આટલાંટીકના ઉદરમાંથી પ્રચંડ મોજાં ઉછળવા માંડયાં. પાણી નીચે તરતા બરફના ડુંગરોએ મ્હોં ફાડયું. કુદરતના એ તરતા રાક્ષસોએ ટીટાનીકના ચૂરેચૂરા કરી નાખ્યા. તેનાં માણસો કાંપતાં, ધ્રૂજતાં, મરણમાંથી ઉગરવા તરફડીયાં મારવા લાગ્યાં. એ તરફડાટમાંથી સ્તુતિ ઉઠી 'નેતિ! નેતિ!'

જે શક્તિ માણસના મ્હોંમાંથી 'નેતિ! નેતિ!' બોલાવે છે, તેજ શક્તિ રાષ્ટ્રોનાં અને પ્રજાનાં ભાવિની દોરી પોતાના હાથમાં રાખી રહી છે. તેણે પ્રાચીન ગ્રીસ અને રોમની કબર રચી; તેણે મીસર અને બાબીલોનનાં મહારાજ્યોનાં દફન કર્યાં; તેણે રશિયાની ઝારશાહી અને યૂરોપની પોપશાહીનો વિનાશ કર્યો. તેજ શક્તિ આજે મીસરને નવો અવતાર આપી રહી છે. તેજ શક્તિ આજે ભારતનું અને ચીનનું નવસર્જન કરી રહી છે.

ઓ ભારતવર્ષ! જેણે તારે આંગણે અફઘાનોનાં ધાડાં અને મોગલનાં જૂથ ઉતારેલાં, જેણે તારી છાતીને યૂરોપીયનનોની એડી નીચે ખુંદાવી, જેણે તારી જીવનકથામાં અનેક વિજયો અને અનેક પરાજયો નોંધાવ્યા, તેજ સરજનહાર તને આજસુધી જીવાડી રહ્યો છે અને એજ પરમશક્તિ આજે તને સ્વાધીન બનવા પ્રેરે છે-તેજ મહાવિધાયક તને સ્વતંત્રતાનું યુદ્ધ લડવા આદેશ મોકલે છે. એનું એવું શાસન છે કેઃ-

'ભારત! તારૂં યુદ્ધધનુષ્ય ગાંડિવ સુદૃઢ પકડી રાખજે અને વિજયટંકાર કરજે. ગાંડિવને શિથિલ થવા દઇશ નહિ કે તું નિરાશ થઇશ નહિ. યુદ્ધસ્વ-સ્વાધીનતાનું યુદ્ધ લડો અને વિજય વરો એ મારી આજ્ઞા છે.'

એક મદ્રાસી કવિ

(તા. ૨૯-૮-૧૯૨૫ ના "સૌરાષ્ટ્ર"નું મુખપૃષ્ઠ)

# ૮૦—આપણે ગુમાવેલા અગત્યના ખજાના

સમયનો પ્રવાહ જગતને આટલા ત્વરિત વેગે ઘસડી જશે એવું નહોતું ધાર્યું. દહાડે દહાડે એકેક દશકાના અને દશકે દશકે એકેક યુગના પલટા અનુભવાઇ રહ્યા છે. કાળ-સાગરનાં મોજાં એક પછી એક આવીને કિનારાની પાકી પાળોનેય પોતાની થપાટોવડે પાણીમાં દફનાવે છે. ગઈ કાલની ઘટના આજે ભૂતકાળનો ઇતિહાસ—અરે કલ્પનાની કોઈ ઝળહળતી માયાવી આકૃતિ બની જાય છે. દુનિયાના સરજનહારે મનુષ્યોની સાથે આ તે કેવી લીલા આદરી છે!

એવાયે દિવસો હતા, કે જ્યારે ધરતીનાં સાત સાત પડ વચ્ચે થઇને ચાલ્યા જતા ઝરાઓને શોધી કાઢનારાં માનવી આપણે ગામડે ગામડે વસતાં હતાં. ભોંયની સપાટી સાથે કાન માંડીને ભૂતળમાં રમતી જતી સરવાણીઓનાં કલકલ ગીતો આ ગામડીઆ પાણી-કળાઓ કાનોકાન સાંભળી શકતા. સીમનું ઝાડવે ઝાડવું આ ગયબી જળ-શોધકોને માતા વસુંધરાના હૈયામાં ઉછળતી ગુપ્ત જળ-ધારાઓની બાતમી દેતું. પ્રભાતને ઠંડે પહોરે કે કડકડતે શિયાળે પણ ખેતરોનાં અમુક સ્થળોનાં ઢેફાંમાંથી અચાનક ઉની વરાળનો સ્પર્શ અનુભવતાં વેંતજ એ શોધક બંધુના દેહનાં પરમાણુઓ પોકારી ઉઠતાં કે આંહી છે-પાણી આંહી છે. પળવારમાં એ જ્ઞાનીની લાકડી એ સંકેત-સ્થાન ઉપર એંધાણી દેતી. કોદાળી અને ત્રીકમના ઘા શરૂ થતા. બરાબર ભાખ્યા મુજબ ધરતીમાં એક પછી એક ચોક્કસ રંગના વળા દેખાતા અને આખરે આપેલા કોલ અનુસાર એ નવાણના અમુક ઉંડાણેથી જળધારાઓ છૂટતી-ધરતી માતાના થાનેલામાંથી જાણે ધાવણની શેડો ઉછળતી. દેશનાં લાખો જળાશયો આજે એ ગામડીયા ઇલ્મની સાહેદી દેતાં મોજુદ ઉભાં છે.

અમારી તેમજ અનેકની સાંભરણની આવી ઘટનાઓ હશે. એક ગામમાં નવાણ ગળાય, બહુ ઉંડાં ખોદાણ થયાં; પણ પાણીનો પત્તો નથી. બોલાવો ગામના પાણી-કળાને. એ બંધુ બેય આંખે સુરદાસ! ખાટલીમાં બેસાડીને સુરદાસને રસીથી તળીએ ઉતાર્યો. ઉતરીને અંધ પુરુષે જાણે કે જુગજુગોની જૂની ઓળખાણ હોય તેવી મીઠાશથી પ્રત્યેક પથ્થરપર હાથ પંપાળ્યા. આંગળીઓનાં ટેરવાંવડે ભૂસ્તરવિદ્યાની ભાષા ઉકેલી, સ્થળે સ્થળે કાન માંડીને એણે કાળમીંઢ શિલાઓના પેટની વાત લીધી. 'આંહી ઘા કરો' એવી હાકલ મારીને એક પથ્થરપર આંગળી મેલી પહેલોજ ઘા, અને જાણે કે ગંગા મૈયા વછૂટયાં. સાત સાત દુકાળોએ ઉપરાઉપરી શોષ્યાં તોયે એ સાચાં નીર નથી ખૂટયાં; અને આટલા સંશોધનનું મહેનતાણું શું? શુકનનું એક શ્રીફળ અને અઢી રૂપીઆ. ચાર ચાર કોસનાં પાણી છલકાય તો ૪૦–૫૦ ની પાઘડી. પહેલું પરિણામ ને પછી ઇનામ. પાણી-કળાની આખી ઓલાદ ચાલતી. એવાયે દિવસો હતા!

આજે એ દિવસો ઉપર દશ કરતાં વિશેષ ચોમાસાં નથી વરસ્યાં; છતાં આજે કેવો એક યુગાન્તર બની ગયો! મેજર પોગ્સન નામનો એક અંગ્રેજ. મુંબઇની સરકારે પડો વજડાવ્યો કે, પોગ્સન સાહેબ ઇશ્વરી ચમત્કાર અજમાવીને પૃથ્વીનાં અંતર્ગત ઝરણાંને ઝાલી લ્યે છે. ચમત્કારોને તિરસ્કાર દેનારી, ઈશ્વરી સંકલ્પોને વહેમ કહેનારી અને વિજ્ઞાનવિદ્યાનાં પ્રત્યક્ષ પ્રમાણોમાંજ વિશ્વાસ કરનારી આ સરકારે પોગ્સન પયગંબરને માસિક રૂા. ૩ હજારને પગારે જળ-શોધક નીમ્યા છે.

પણ આ પયગંબર સાહેબની આજસુધીની કારકીર્દીની ભાળ લે તેવા ટીખળખોરોય હિંદમાં પડયા છે ને! ખબર પડી છે કે, કુલ ૧૨૬ જગ્યાઓ ઉપર પોગ્સન સાહેબે ખોદાણ કરાવ્યાં. તેમાંથી ફક્ત દશ જગ્યામાંજ શારડી ઉતરી શકી ને તેમાંથીયે છજ સ્થળોનાં તળ સાચાં નીવડયાં. પોગ્સન સાહેબને પાણીનાં ઝરણાં શોધવાનો ચમત્કાર તો આવડતો હોય યા ન હોય, પરંતુ હિંદી પ્રજાનું પેટ ફાડીને તેમાંથી વાર્ષિક ૩૬ હજારની નિર્મળ-ધવલ રૂપેરી સરવણી ખેંચી કાઢવાનો ઇલ્મ તો બેશક તેમને હાથે બેસી ગયો લાગે છે.

ગામડાના ગરીબ જળશોધકો-તેઓ પોગ્સન સાહેબ જેવા દશા જળમંત્રો નહોતા જાણતા. તેઓના હૈયામાં તો યુગયુગોનાં અનુમાનોની અનુભવસિદ્ધ ઉકલત હતી. અજાણ્યે અજાણ્યે પણ

તેઓનાં મસ્તકમાં કોઇ ભૂસ્તર વિદ્યાનું પ્રકરણ ઘુમી રહ્યું હતું. પોતાની ઇંદ્રિયોને તેઓએ અથાગ સંયમ પળાવીને આખરે કુદરતના હૃદયની આ ખાનગીઓ વાંચવા જેટલી સતેજ બનાવી હશે. એ ગામડીઆઓ બાંધ્યા દરમાયા ઉપર સહીસલામત રહીને પોતાની નિષ્ફળતાઓને અટપટી બુદ્ધિના ખુલાસાવડે ઢાંકી શકે તેવું નહોતું. કાં ફતેહ, નહિ તો આબરૂનો ને ધંધાનો નાશ. એ બેજ માર્ગોપર તેઓને જવાનું હતું અને તેઓની વિદ્યાની અજાયબ સફળતા જ્યાં જુઓ ત્યાં મોજુદ ઉભી છે.

કુદરતનો આ આખો જાસુસવર્ગ અત્યારે ફના થઇ જવાની અણીપર છે. કાળનાં ધમસાણ એને ઘસડતાં જાય છે; પરંતુ પોગ્સન-ઘેલડી સરકારને કદી ન સૂઝ્યું કે, એ અણમોલ અને અપરિપ્રાપ્ય વારસાને અખંડિત વહેતો રાખવામાટે ગામડાના એ શતકોજૂના જળ-શોધકોની એક સંસ્થા-એક ખાતું ખોલીએ. નજ સૂઝે! પરાધીન પ્રજાની પરાધીનતા જો કાયમ કરવી હોય તો એના ભૂતકાળને ઘસી ભૂંસી નાખો, એ વીસમી સદીના વિજેતાઓનો જીવન-મંત્ર છે. ભારતવર્ષપરત્વે તો કોઈ એકાદ લેસ્લી વિલ્સનનો નહિ પણ સમગ્ર અંગ્રેજ પ્રજાનો એ સંકલ્પ છે. ઢાકાનું મલમલ વણનારનાં કાંડાં છેદી નાખનારી શ્રીમતી ઇસ્ટ ઇંડિયા કંપનીનો એ તો અખંડ વારસો છે; નહિ તો અત્યારેયે મુંબઇ ઇલાકાને ગામડે ગામડે પથરાયલા એ પાણી-કળા વર્ગમાંથી મુંબઈની સરકારને એક સો દેશી પોગ્સનો મળી રહેત.

પરંતુ આટલો સાર વલોવીને આપણું કર્તવ્ય તો આપણાં રજવાડાંની સમક્ષ ધરવાનું રહ્યું. બ્રિટિશ હિંદની ભૂલોનો ઇતિહાસ રજવાડાંઓમાં પુનરાવર્તન ન પામે તેટલીજ આપણી ચેતવણી હોય. રજવાડો આજ ગાફલ બનીને અંગ્રેજોની નકલ કરવાને નાદે ચડ્યો છે. પોતાનાં રસોડાં પણ જેઓએ વિલાયતી પાકશાસ્ત્રીઓના-બબરચીઓના હાથમા સોંપી દીધાં છે, તેવા રાજબહાદૂરો આવા કોઈક પોગ્સનને પોતાના દ્વારમાં પધરાવતાં શી વાર લગાડવાના હતા? પરંતુ જે વાતમાં એક પરદેશી વેપારી રાજસત્તાનું જીવન છે, તેજ વાતમાં આપણાં રાજ્યોનો આપઘાત છે. પશ્ચિમનાં સુધરેલાં સાધનોના મોહમાં કેટલાંયે રાજ્યો પતંગીઆં બની ઝંપાપાત કરી રહ્યાં છે. ઉપરચોટીઆ વિદેશી જ્ઞાનનો હલ્લો આપણા ઉપર-મુખ્યત્વે આપણી ખેતીવાડીના ઉપર ચાલ્યો આવે છે. એનાં થાણાં સ્થપાવા લાગ્યાં છે. કાં તો એનું અંધ અનુકરણ આપણને બેય રીતે માર દેશે-એટલે કે, આપણી જૂની વિદ્યાને હોલવી નાખીને એ વિલાયતી ઇલ્મ આપણને નવો પ્રકાશ આપી નહિ શકે; અને કાં તો આપણે આપણી જૂની વિદ્યાને નવાં અજવાળાં સાથે સંયોગ કરાવી દેવો જોઇએ.

પરંતુ આપણાં રજવાડાં તો જૂના ખજાનાનું દટ્ટન ઠંડે કલેજે નિરખી રહ્યાં છે. કોઈ પણ રાજ્યના અહેવાલમાં પોતાની હદમાં વસતા પાણી-કળાઓની ટીપ છે? ખેતીવાડીના કુશળ કણબીઓનું પત્રક છે? વંશપરંપરાથી વૈદક કરતાં આવનારાં કુટુંબોની નોંધ છે? પોતાના દેશી વહાણવટીઓની-ખારવાઓની ઓળખાણ છે? મહાસાગરને તળિયે જઇ મોતી કાઢનાર મરજીવાઓની ઓલાદવિષે કોઇ બંદરવાળાં રાજ્યોએ કશી હકીકતો સાચવી છે? ઢોરનું વૈદું કરનાર, ખડેલાં હાડકાં ચડાવનાર, તૂટેલાં અવયવોનો સાંધો મેળવનાર, એવા અજાયબ ઇલ્મીઓ પોતાને ગામડે ક્યાં કેવી હાલતમાં વસે છે તેની તપાસ રાખી છે કોઇ રાજ્યે? ગીર, બરડો અને શિહોરી ડુંગરાના માલીકોને કદી સૂઝ્યું છે કે, આ અણમોલ વનસ્પતિઓનો કોઇ રસીલો જાણકાર પોતાને આંગણે ક્યાં અને કેવી રીતે જીવે છે? એના અનુભવની નોંધો તપાસી છે કદી? એમની પાસેથી જંગલ ખીલવવાની સલાહો મેળવી છે કદી? એવા એવા કેટલા ખજાનાઓ આપણે ગુમાવી બેઠા છીએ, તેનું સવિસ્તર વિવેચન આવતા અંકમાં કરીશું. દરમિયાન એવા નિપુણ પુરુષોની ટીપ કરીને અમને મોકલવા અમે જાહેર પ્રજાને વિનવીએ છીએ.

(તા. ૨૯-૮-૨૫ ના "સૌરાષ્ટ્ર"નો અગ્રલેખ)

# ૯૨—યુજન સેન્ડો

## ભીમસેન અને હર્ક્યુલિસ

વજ્રકાય ભીમસેનને બાળવયમાં અને મહાભારત યુદ્ધમાં કરેલાં શરીરબળનાં પરાક્રમોથી જગત આજે દિંગમૂઢ થાય છે. યૂરોપવાસીઓ એમના પૌરાણિક ભીમસેન હર્ક્યુલિસના અદ્દ્ભુત બળની વાતો વાંચી અશ્રદ્ધાના ઉદ્દગાર કાઢે છે કે 'માણુસમાં આવું બળ ના હોય.' એક વખત લોકો એમ માનતા કે, એ મહાપરાક્રમો તો કવિની ફલદ્રૂપ કલ્પનાના તરંગ છે, અતિશયોક્તિમાત્ર છે; પણુ જ્યારે વીસમી સદીમાંયે જગતને ભીમસેન અને હર્ક્યુલિસ સાંપડ્યા, ત્યારે માનવીઓનો ભ્રમ ભાંગી ગયો. જેના વિકસેલા શરીર ઉપર, સ્નાયુ-ગઠ્ઠાના ભવ્ય સૌંદર્ય ઉપર અને વજ્રકાયાની મહાશક્તિ ઉપર સારી દુનિયા વારી જતી, એવા ગઈ કાલેજ અનંત વિરામ પામેલા યૂરોપી ભીમસેન–યુજન સેન્ડોનો પરિચય હિંદી યુવકોને પ્રેરણાદાયી થઈ પડશે.

## સેન્ડોએ શરીર કેમ ખીલવ્યું ?

બરાબર ૫૬ વર્ષ પહેલાં જર્મનિના કનીગ્સબર્ગ ગામમાં કોઈ જર્મન મજુરની રશીઅન સ્ત્રીએ દુનિયાને ચરણે એક બાળક ધર્યો. એનું નામ યુજન પાડ્યું. સેન્ડો એ તો કુટુંબની અટક છે, માબાપની ગરીબીને ફેડવા એને દશ વરસની બાળવયથી જૂદે જૂદે ગામે વેપારીઓને ત્યાં વણોતરાં ઉઠાવવાં પડતાં.સાધારણુ શરીર-સંપત્તિવાળા માબાપના એ છોકરાની કાયા છેકજ નબળી હતી.એનો બાપ તો એને 'નિર્માલ્યદાસ' નો શિરપાવ પહેરાવતો; છતાં એની વૃત્તિઓ બંડખોર ને ઉછાંછળી તો હતીજ. વેપારીઓ એની ધીંગામસ્તીથી કંટાળી દુકાનેથી કાઢી મૂકતા. ૧૧ વર્ષની ઉંમરે માબાપ સાથે કમાણીમાટે તે રોમ ગયો. રોમન કલાધરોની છીણીમાંથી ઉપજતાં સ્નાયુબદ્ધ આરસ-બાવલાં જોઇ, એને ઉમળકો આવતો કે 'હું કયારે આવો થાઉં ?' સતત મજુરી સાથે એણે શરીરશાસ્ત્રનો અભ્યાસ અને વ્યાયામ આદરી દીધો. ઘોડેસ્વારી, દોડ, તોફાન વગેરેથી શરીર કસીને તેણે વજન ઉઠાવવાના ખેલ શરૂ કર્યા. શાસ્ત્રીય રીતે સ્નાયુગ્રંથિઓ(મસલ્સ)ને વિકસાવી લોકોને તે બતાવવા લાગ્યો. એ સમય એવો હતો કે, જાહેરમાં સાથળ કે શરીરનું ઢાંકેલું અંગ બતાવવું એ ગુન્હો લેખાતો; છતાં યુજનના સ્નાયુ-સૌંદર્ય ઉપર તો લોકો મુગ્ધ થતા ચાલ્યા. રોમના મૂર્તિકારોએ એના વિકસેલા શરીરને મૂર્તિવિધાનનો આદર્શ બનાવ્યું. ફૂલેલા સ્નાયુવાળી એની આખી કાયાને ખુલ્લી રખાવી, ડૉકટરો વિદ્યાર્થીઓને શરીરશાસ્ત્રના પાઠ આપવા લાગ્યા. એનાં માબાપને એ ન રૂચ્યું અને જુવાન યુજન, શિષ્ય તરીકે મુંડાવા માટે પાદરીને સુપ્રત થયો. યુજને બંડ કર્યું, એટલે માબાપે ઘરમાંથી રૂખસદ આપી. શરીરને વધુ ખીલવવા એણે સરકસમાં નોકરી સ્વીકારી.

યુજનના ખિસ્સામાંથી એક વાર પૈસા ખૂટયા, તુરત યુક્તિ શોધી. સરકસનું એક લોખંડી પાંજરૂં એણે બજારમાં ઉભું કર્યું. પાંજરામાં લોકો સિક્કા નાખે તો સળીઆ તોડીને તે લઈ લેવાની યુજને શરત કરી. પાંજરામાં હજારો રૂપિયા આવી પડયા. પાંજરૂં તોડી યુજને તે રૂપિયા ખિસ્સામાં માર્યા. પોલીસે એને પ્રથમ તો ગિરફતાર કર્યો, પણુ પછી છોડી દીધો.

## સેમ્સનની સામે

રોમમાં યુજનને લંડનનો એક કલાકાર મળ્યો. ૨૦ વર્ષના નવજુવાનના ફુલીને ફાટફાટ થતા સ્નાયુઓ જોઇ તે મોહી પડયો અને તેને લંડન લઇ ગયો. એ વખતે ત્યાં 'સેમ્સન' નામધારી મહામલ્લ અંગ્રેજોને પોતાના શરીરબળથી છક કરતો. શનિવારનો એનો પહેલોજ ખેલ સંગીત-શાળામાં હતો. યુજન પહોંચ્યો. સેમ્સને પ્રેક્ષકોને આહ્વાન દીધું: "આ મારા શિષ્ય સાઇકલોપ્સની સાથે બળની બરાબરી કરનારને ૧૦૦ પાઉન્ડ અને મારી સામે ઉતરનારને ૧૦૦૦ પાઉન્ડનું ઈનામ! છે કોઇની તાકાત ?" સેમ્સન ત્યારે દુનિયાનો સૌથી બલવાન પુરુષ લેખાતો.

પ્રેક્ષકોની ગેલેરી ઉપરથી એક સાધારણુ કદનો શ્યામવર્ણો જુવાનીઓ મલપતી ચાલે નીચે ઉતર્યો. ભાવી વિજયની આગાહીમાં તેના હોઠ મલકતા હતા. એણે સેમ્સનના શિષ્ય સામે ઉતરવાનું આહ્વાન ઝીલી લીધું. સંધ્યાકાળના ભૂરા પોશાક નીચે નાજુક દેખાતા એના દેહને જોઇ

પ્રેક્ષકો ખડખડાટ હસી પડ્યા. સેમ્સને તેને પાછા વળવા શિખામણ આપી. તિરસ્કારયુક્ત હાસ્યથી યુજને કહ્યું:–'હું ઠેઠ રોમથી તમારી તાકાત માપવા આવ્યો છું.' પ્રેક્ષકો એની દયા ખાવા લાગ્યા.

સાઈક્લોપ્સની સામે રંગભૂમિ ઉપર યુજન ખડો થયો. એનાજ શબ્દોમાં હરિફાઇનું વર્ણન આ રહ્યું–'સાઈક્લોપ્સે બન્ને હાથમાં ત્રણ ત્રણ મણનું વજન ઉંચકી માથા ઉપર ફેરવ્યું. મેં પણ એ કરી બતાવ્યું. એણે સાત મણનો સળીઓ જમીન ઉપરથી ઉંચકી માથે મૂક્યો. ઘણી સહેલાઇથી હું એમાં સફળ થયો. એણે એક છેડેથી ૭ મણનું મુદ્દગળ પકડી હાથ લંબાવી રાખ્યો, પછી નીચા વળી બીજું ત્રણ મણનું લઇ બીજા હાથમાં એવીજ રીતે રાખ્યું. છેલ્લે એણે ૧૩ મણના પથ્થરના કડામાં ટચલી આંગળી ભેળવી આખો પથ્થર ચાર તસુ ઉંચો કર્યો; જ્યારે મેં તો ૭ તસુ ઉંચો કરી દીધો. ત્રણ ત્રણ વાર અમે બધા અખતરા કર્યા અને ૧૦૦ પૌંડ મારા ખિસ્સામાં પડ્યા."

## યુજન સેન્ડોનો દિગ્વિજય

તુરતજ સેમ્સનને પોતાને યુજને આહ્વાન દીધું: "મારે તમારા હજાર પાઉંડ પણ જીતી લેવા છે." સેમ્સન ગમ ખાઇ ગયો. આવતો શનિવાર મુકરર થયો. લંડનની શેરીએ શેરીએ વાતો થતી કે 'છોકરો અદ્દભુત લાગે છે!' શનિવારે રંગભૂમિની ગેલેરીઓ પ્રેક્ષકોથી ઉભરાતી હતી. સેમ્સન યુજનને આંખથી માપતો સ્વસ્થ ઉભો હતો. વિજયની એને ખાત્રી હતી. લોકો યુજનવિષે શંકાશીલ હતા. બેન્ડ–પડઘમ વાગ્યાં ને સેમ્સને લોઢાનો જાડો સળીઓ લઈ કાંડાં, નળા ને ગરદન ઉપર બેવડો વાળી દીધો. યુજને એવોજ બીજો સળીઓ ઉઠાવ્યો, પ્રેક્ષકોના શ્વાસ રૂંધાવા લાગ્યા. સમસમાકાર શાંતિમાં યુજનના નળા ઉપર સળીઓ નિમિષમાત્રમાં બેવડાઇ ગયો. એવીજ રીતે કાંડા ને ગરદન ઉપર–એ પછી સેમ્સનની પેઠે યુજને છાતીના જોરથી તારનું દોરડયું તોડયું અને બાવડાના મસલને ફૂલાવી લોઢાની સાંકળ ભાગી. યુજને બીજા નવા પ્રયોગો બતાવ્યા. હાથે સાંકળો બાંધી ૩૦૦ પાઉંડનું ડમ્બેલ ઉંચકયું અને સાથે સાથે સાંકળોના ભુક્કા ઉડાવી દીધા. યુજનનો એ દિગ્વિજય હતો. યૂરોપનો સૌથી બળવાન મલ્લ એની આગળ નીચી મુંડીએ ઉભો રહ્યો. લંડન એની પાછળ ઘેલું બન્યું, ઇગ્લૅંડને એણે પોતાનું કાયમી વતન બનાવ્યું.

## હર્ક્યુલિસની પદવી

ઇગ્લૅંડને માનવશરીરનો મહિમા બતાવી, યુજને ખંડ ઉપર મુસાફરી આદરી. જર્મની, ફ્રાન્સ, ઓસ્ટ્રિયા, સ્વીડન, રશીઆ, ટર્કી–બધેજ એણે વિજયનો ડંકો વગાડયો. એના મસલોને–સ્નાયુગ્રંથિઓને જોવા યૂરોપનાં લોકો તૂટી પડતા. વીસમી સદીનો તે હર્ક્યુલિસ કહેવાવા લાગ્યો. ૩૦ વર્ષની ઉંમરે દુનિયાના સૌથી બળવાન માણસતરીકે યુજન સેન્ડોની ખ્યાતિ દિગંતમાં પ્રસરી ગઈ.

## અમેરિકામાં

અખંડ કીર્તિને વરી તે અમેરિકા ગયો. બોસ્ટન, ચિકાગો, ન્યૂયૉર્ક, ફિલાડેલ્ફીઆ–બધેજ એનાં અપૂર્વ સન્માન થયાં. એને જોવા માટે, એના મસલ્સને હાથ લગાડી દાબવા માટે અમેરિકાનાં નરનારીઓ હજારો ડોલરની કુરબાની કરવા લાગ્યાં.

## સિંહ સાથે લડાઇ

પણ એનું ભવ્ય, તાજપોષી પરાક્રમ તો સાનફ્રાન્સિસ્કોમાં લોકોએ દીઠું. બ્રૂન નામના પશુપાલકે સિંહ અને રીંછની લડાઈ ગોઠવી. ઉંચા પિંજરામાં સિંહને પૂર્યો હતો. રીંછને તેમાં દાખલ કરવાની તૈયારી થઇ, પણ પોલિસે અને દયાળુ લોકોએ ક્રૂર અખતરો બંધ રાખ્યો. પ્રેક્ષકોના આશ્ચર્ય વચ્ચે સેંડોના મિત્ર ઝિગફેલ્ડે જાહેર કર્યું કે 'સેંડો સિંહ સામે પાંજરામાં ઉતરવા તૈયાર છે.'

પોલિસને સમજાવી આ અદ્દભુત યુદ્ધની અનુમતિ લેવામાં આવી. ઝિગફિલ્ડ પોતે એનું વર્ણન આ પ્રમાણે આપે છે–'માર્કેટ સ્ટ્રીટમાં અમે સર્કસનો જંગી તંબુ ઉભો કર્યો. વચ્ચોવચ્ચ ઉંચા સળીઆનું ગોળ પાંજરૂં રચ્યું, અને ગામમાં ઢંઢેરો પીટાવ્યો કે, આવતી કાલે યુજન સેંડો સિંહ સાથે કુસ્તી ખેલનાર છે. આગલી સાંજે પશુઓનો રોજીંદો તાલીમ–માસ્તર સિંહને તપાસવા પાંજરામાં ગયો તેવોજ સિંહે તેને ચીરી નાખ્યો. છાપાંઓએ વાયુવેગે આ

ખબર ફેલાવ્યા. એકસામટી ૧૫૦૦૦ ટિકીટો ખપી ગઇ. જૂન પોતાના સિંહને લઇ અમારા તંબુ આગળ આવ્યો. સિંહને અમારા જંગી પાંજરામાં દાખલ કરતાં તે છટકી ગયો ને બજાર તરફ ત્રાડ દેતો નાઠો. હિંમતવાન માણસો લાઠી, રિવોલ્વર, તલવાર, બંદૂક લઇને આડા ફર્યા. મધ્યચોકમાં સિંહ ડણકાર કરતો ઉભો રહ્યો. સેંડો, સાંજે ફરીને મુકામે આવતો હતો. અચાનકજ તે તંબુ તરફ વળ્યો. ગભરાયેલા લોકો તરફ હાસ્ય કરતો તે ચોકમાં સિંહની સામે દોડયો. સિંહ તરાપ મારે તે પહેલાં તો તેણે એની ગળચી પકડી, બીજા હાથે પૂંછડી ખેંચી, ગાંસડીની પેઠે ઢસડીને પાંજરામાં પૂરી દીધો.

રાત્રે જાહેર પ્રજા સમક્ષ સિંહ સાથે દ્વંદ્વ થવાનું હતું. તંબુમાં મેદની માતી નહોતી. ઉંચા પાંજરામાં સિંહ ફાળ ભરતો આંટા મારતો હતો. સેંડો મક્કમ પગલે, છાતી કાઢીને પાંજરામાં દાખલ થયો. પ્રેક્ષકો ભયમાં ને આશ્ચર્યમાં જડ બની શાંત બેસી રહ્યા. સિંહ યુજન સામે તાકીને જોઇ રહ્યો, કેદ કરનારને ઓળખ્યો અને 'મીયાંની મીની' જેવો 'સોજો' થઈ, માથું નીચું નમાવી ઉભો રહ્યો–ન હાલે કે ન ઉંચું જુએ. સેન્ડોએ તેની પૂછડી પકડી અને પાછે પગે પાંજરામાં બે ચક્કર લેવરાવ્યાં.

પ્રેક્ષકોએ આનંદમાં ચીસાચીસ કરી મૂકી. કોઈ કહે કે, આ તો જાદુગીરી છે.

સેંડો જેવો પાંજરા બહાર આવ્યો તેવોજ સિંહ હુંકાર કરી ઉંચા ઉંચા કૂદકા મારવા લાગ્યો. લોકોના અવાજથી તે ઉશ્કેરાયો અને પિંજરાના સળીઆ પર રાક્ષસી જોરથી પંજા અફાળવા લાગ્યો. બધા પ્રેક્ષકો જોતજોતામાં તંબુની બહાર નાસી ગયા.'

### રાષ્ટ્રવીર

ઇંગ્લૅંડમાં રહી સેન્ડોએ વ્યાયામનો એટલો ફેલાવો કર્યો કે એની ગણત્રી રાષ્ટ્રવીરમાં થવા લાગી. એક બાજુ નવા નવા હુન્નર–ઉદ્યોગોમાં માથાં મારી એણે હજારો પાઉંડ પેદા કર્યા ને બીજી બાજુએ પૈસો છૂટે હાથે શરીરકેળવણીની સંસ્થાઓમાં વેર્યો. મહાયુદ્ધને વખતે ઇંગ્લૅંડના નબળા નબળા પુરુષોને વીણી, એણે તેમને લોખંડી સૈનિકો બનાવી દીધા. વ્યાયામ ઉપર પુસ્તકો રચી એનો ઘેર ઘેર પ્રચાર કર્યો. સેંડોનું નામ અને સેંડોની કસરતો પાંચ વરસનાં બાળકોથી ૬૦ વર્ષના વૃદ્ધોનો પરિચિત વિષય બન્યાં. આજે એનાં 'સ્પ્રીંગ–ગ્રીપ–ડંબેલ્સ' આખી દુનિયાનાં વ્યાયામ–શોખીન નરનારીઓ વાપરે છે, ઇંગ્લંડના રાજાથી તે રઝળતા ભિખારી સુધીની પંક્તિના માણસને એણે કસરતની લગની લગાડી. એનાજ સમયમાં યૂરોપ અને અમેરિકામાં રોલેન્ડો, માર્ક હના, સુલિવાન, લીલિયન રસેલ, સીજીમંડ, બ્રેકબાર્ટ જેવા સેંડોથી પણ વધુ બળવાન મલ્લ થઇ ગયા છે; છતાં એટલા સેંડોનું નામ શરીરબળના આદર્શ સાથે જોડાઇ ગયું છે. એનું એકજ કારણ એ છે કે, એણે સારી દુનિયાને એ શાસ્ત્રનો સંદેશ પહોંચાડયો અને સેંડો પોતે તો એના બળ કરતાંએ ઉપસતા સુઘટ્ટ દડા જેવા સુંદર સ્નાયુઓથીજ વખણાતો. એના શરીરનાં દર્શન કરવાં એ પણ એક લહાવો હતો. એનામાં વિનય અને ઉદારતા છલોછલ ભર્યાં હતાં. પોતાના કોઇ પણ શત્રુ ઉપર વેર લેવા એ અમિત બળનો ઉપયોગ કદીજ ન કરતો. ઇંગ્લૅંડમાં એક વાર એવો પ્રસંગ આવેલો. સેંડોની સ્ત્રી સામે હૉટલમાં એક બદમાશ નેત્રપલ્લવી કરતો બેઠો હતો. સેંડોએ એને વાર્યો, છતાં પેલો ન માન્યો, ત્યારે સેંડોએ ગરદન પકડી તેને બહાર કાઢવા મહેનત કરી. પેલો મદિરા-વિહારમાં હતો, એટલે ટેબલને વળગી રહ્યો. સેંડોએ તેને ટેબલસહિત ઉંચકી નીચે શેરીમાં ફેંકી દીધો. કોઇ કોઇ વાર માણસોને રમુજ આપવા સેંડો જબ્બર ઘોડાને ઉંચકી રંગભૂમિ ઉપર પીઆનોના અવાજ સાથે નૃત્ય કરતો. જેના ઉપર એનો રોષ ઉતરતો, તેજ માણસ સાંજે એના ટેબલ ઉપર મિજમાન બનતો. એટલું તેનું હૃદય માયાળુ હતું. કોઇને માઠું લગાડયા પછી તુરતજ એને પારાવાર દિલગીરી થતી. આવા લોખંડી માણસને પણ કોઈ અકસ્માતને વખતે કીચડના ખાબોચીઆમાંથી એકલે હાથે મોટર ઉંચકતાં ઘોરી નસ ઉપર ઇજા થયેલી. કેટલાંયે વર્ષો પછી ફરી એક વાર સામટા બળની અજમાયશ કરતાં એજ નસ તૂટી અને દુનિયાના વહાલા વ્યાયામ-શાસ્ત્રીનું મરણ નીપજયું.

### અને હિંદ !

હિંદમાં પણ એ સેન્ડો, એ રસેલ, એ બ્રેટબાર્ટ અને એ ગામાને પોતાના અતુલ શરીરબળ-

શી દંગ કરી દેનાર ભીમસેન જીવતો-જાગતો છે. વિલાયતના બળવાનો આપણા અથંગ ને પડછંદ મલ્લ રામમૂર્તિનું આહ્વાન નહોતા ઝીલી શક્યા, છતાં એ રામમૂર્તિનું સ્થાન ક્યાં છે ? એનામાં વિદ્યા છે, પણ તેને દેશ સમસ્તની બનાવવા એનામાં ધગશ કે તમન્ના નથી. આવા વ્યાયામશાસ્ત્રીઓના અખાડા જ્યારે હિંદને ગામડે ગામડે સ્થપાશે, ત્યારે હજારો સેંડાઓ અહીં ઉભરાવા માંડશે, હિંદમાં હજુ એ છુપી શક્તિ અવ્યક્ત રહેલી પડી છે. એને ખીલવવા માટે રાષ્ટ્રભાવનાવાળો અને સાધનસંપન્ન રામમૂર્તિ જોઇએ છીએ. લક્ષ્મીનંદનો ધારે તો થોડા સ્વાર્થભોગે હિંદના નવજુવાનોને એ મહામલ્લની તાલીમ નીચે વજ્રાંગ બનાવી શકે.

( "સૌરાષ્ટ્ર" તા. ૫-૧૨-૧૯૨૫ ના અંકમાંથી )

# ૯૩—સાચો મહાપુરુષ કેવો હોય ?

## સંઘ-શક્તિ કેવી રીતે ખીલે ?

બ્રિટિશ—જાતિ ને અપની સેના કે બલ સે ભારતપર અપના આધિપત્ય વિસ્તાર કર રક્ખા હૈ ઔર યહ કામ ઉસને ભારતવાસિયોં કી ઇચ્છા કે સર્વથા વિરુદ્ધ કિયા હૈ. હાં, યહ ઠીક હૈ; પરન્તુ ઇસસે ભી હમેં જો શિક્ષા મિલતી હૈ, ઉસે ભૂલના નહીં ચાહિયે. વહ શિક્ષા યહી હૈ કિ બ્રિટિશ-જાતિ મેં સંઘબદ્ધ શિષ્ટાચાર કી શક્તિ પૂર્ણમાત્રા મેં વિદ્યમાન હૈ; ઔર યહી ઉસકી વિજય કા કારણ હૈ. યહ શિષ્ટાચાર બહુત અંશોં મેં એક આધ્યાત્મિક ગુણ હૈ. હમેં ભી અપની સ્વતંત્રતા કે સંગ્રામ મેં ઇસ આધ્યાત્મિક ગુણવિશેષ સે કામ લેના પડેગા. હમેં અપને પ્રતિયોગિયોં કા મુકાબિલા કરને કે લિયે ઇસ શિક્ષા કો ગ્રહણ કરના હી પડેગા. યદિ હમેં અપને કો તથા અપને દેશ કો સ્વતંત્ર કરના હૈ, તો ઇસ આધ્યાત્મિક ગુણ શક્તિ કો અપનાના હી પડેગા. તુમ અપને કો એક બહુત બડી સેના કા સૈનિક સમઝો, અપનેકો દેશ કી આધ્યાત્મિક સેના કા સૈનિક સમઝો. યાદ રખો કિ તુમ્હેં સંઘબદ્ધ હો કર કામ કરના પડેગા. યહ આધ્યાત્મિક ગુણ—યહ સંઘબદ્ધ શિષ્ટાચાર હમેં બહુત કુછ પ્રદાન કર સકતા હૈ. ઇટલિ મેં આજ એક ઐસા હી પુરુષ પૈદા હુઆ હૈ ઔર વહ હૈ—મુસોલિની. મૈં સમઝતા હૂં કિ ઉસ મહાપુરુષ કે વિષય મેં બહુત કુછ ગલતફહમિયાં લોગોં મેં ફૈલી હુઈ હૈ. મૈં તુમ નવયુવકોં કે આગે ઇટલી કે ઉસ ભાગ્યવિધાતા કી ચર્ચા ઇસી લિયે કરતા હૂં, ક્યોંકિ વહ ભી એક નવયુવક હૈ ઔર ઉસને ઇટલી કી કાયા પલટ દી હૈ. કુછ વર્ષ પહલે ઉસને અપને સાથિયોં કે સાથ અપને દેશ કે શાસન કા સૂત્ર અપને હાથ મેં લિયા થા ઔર ઇન્હીં કઇ વર્ષોં મેં ઉસને અપને દેશવાસિયોં મેં એકદમ નવીન જીવન ભરકર આશ્ચર્યજનક પરિવર્તન કર દિયા હૈ. ઉસકી ઇસ સફલતા કા રહસ્ય વહી સંઘબદ્ધ શિષ્ટાચાર કી શિક્ષા હૈ. મુસોલિની ને જો કાર્ય આરંભ કિયા હૈ ઉસકા એક અંગ દેશ કે ભાવી સ્તંભો યાની બચ્ચોં કે કલ્યાણ સે સંબંધ રખતા હૈ. સંતાનોત્પાદન ઔર બાલકોં કે રક્ષણાવેક્ષણ કા ભી ઉત્તમ પ્રબંધ કિયા ગયા હૈ. મુસોલિની કે કાર્ય કા દૂસરા ભાગ સર્વ—સાધારણ કે સ્વાસ્થ્ય કી ઉન્નતિ કે સંબંધ મેં હૈ. ઇટલીવાલોં કે ઘર—દ્વાર કી સફાઈ દેખને યોગ્ય હૈ. મુસોલિની કે સંગઠનકાર્ય કા તીસરા વિભાગ દેશ કે બચ્ચોં ઔર યુવકોં કો હૃષ્ટ-પુષ્ટ, બલશાલી ઔર શુદ્ધ આચરણ-યુક્ત બનાને સે સંબંધ રખતા હૈ. હમારે ભારત મેં નવજાત શિશુઓં કી ઓર બહુત હી કમ ધ્યાન દિયા જાતા હૈ ઔર ઉનકે રક્ષણાવેક્ષણ ઔર શિક્ષણ કી સર્વથા ઉપેક્ષા કી જાતી હૈ. યહાં કી બાલ-મૃત્યુ સમસ્ત સભ્ય દેશોં કી અપેક્ષા અધિક હૈ. હમ લોગ શ્રીકૃષ્ણ કે પ્રતિ—બાલક શ્રીકૃષ્ણ કે પ્રતિ કિતની શ્રદ્ધા, આદર ઔર ભક્તિ રખતે હૈં; પરંતુ અપને દેશ કે શ્રીકૃષ્ણ-સ્વરૂપ બાલકોં કી ઓર હમ આંખ ઉઠાકર ભી નહીં દેખતે. ક્યા હમારે લિયે યહ ઉચિત નહીં હૈ, કિ હમ ઇન બચ્ચોં કે કલ્યાણ કે લિયે ચેષ્ટા

કરે-ઉનકી ઉન્નતિ કે લિયે યત્ન કરે ? ઐસે નાટકોં ઔર બાયસ્કોપોં કા તમાશા દિખાના ઇટલી મેં નાજાયજ સમઝા જાતા હૈ ઔર ઇસકે લિયે વહાં કાનૂનન મના હી કર દી ગયી હૈ, જિનસે-બાલક એવં નવયુવક દર્શકોં કા આચરણ બિગડ સકતા હૈ. કૃષિ-સંબંધી બાતોં કી ભી ઇટલી મેં યથેષ્ટ ઉન્નતિ હુઇ ઔર હો રહી હૈ. વહાં કે નિવાસિયોં કે લિયે યે હિતકર કાર્ય કેવલ સંઘ-શક્તિ કે દ્વારા સંચાલિત હો રહે હૈં. ઇસીસે હે નવયુવકો! મૈં તુમ્હેં સંઘબદ્ધ શિષ્ટાચાર કી શિક્ષા ગ્રહણ કરને કે લિયે કહ રહા હૂં. મૈં તુમ્હેં બાહ્ય સંઘ-શક્તિ-યુક્ત શિષ્ટાચાર કે લિયે નહીં કહતા. મૈં ઉસ ઉચ્ચતમ સ્તર કી સંઘ-શક્તિ ઔર શિષ્ટાચાર કી બાત કહતા હૂં, જિસસે તુમ આધ્યાત્મિક કલ્યાણ કર સકતે હો.

સંઘબદ્ધ હોને ઔર સંઘશક્તિ બઢાને કી જડ શિષ્ટાચાર ઔર ચરિત્ર-સુધાર મેં હૈ; અતએવ તુમ્હેં અપને ચરિત્ર કા સુધાર હી સર્વ-પ્રથમ આવશ્યક હૈ. જબ હમ અપના-અપના ચરિત્ર સુધાર લેંગે, તભી હમ ભારત કો નવીન ભારત બનાને કી શક્તિ અર્જન કરને મેં સમર્થ હોંગે.

( "હિંદૂપંચ"ના એક અંકમાંથી. લેખક-સાધુ ટી. એલ. વાસ્વાની. )

# ૯૪-સદ્ગત સ્વામી શ્રદ્ધાનંદજી કી અતીત સ્મૃતિયાં+

'× × × × પરંતુ મેરે વિચાર મેં મેરા નિકૃષ્ટ પતન ઉસ સમય હુઆ, જબ કિ એક બાર માનવપ્રકૃતિ કી દુર્બળતા કે કારણ કામ-પ્રવૃત્તિયોં ને મુઝે પરાજિત કર દિયા × × × ×!'

શુદ્ધ એવં પવિત્ર ભાવનાઓં કે ઇન પ્રબલ ઉદ્ગારોં સે સ્વામીજી ને એક સ્થાન પર સ્વ-રચિત 'કલ્યાણ-માર્ગ કા પથિક' નામક પુસ્તક મેં અપના ચરિત્રચિત્રણ કિયા હૈ. આત્મ-ચરિત્ર કે ઇસ નિર્ભિક, સાહસપૂર્ણ, સત્ય ઔર સ્પષ્ટ ઉલ્લેખન કો પઢતે હી હમારે હૃદય મેં યોરપ કે પ્રસિદ્ધ સામ્યવાદી રૂસો કા સ્મરણ હો આયા. રૂસો ઔર સ્વામીજી કે જીવન મેં બહુત કુછ સમાનતા હૈ. રૂસો કા જન્મ સન ૧૭૧૨ ઇ૦ મેં સ્વીટ્ઝર્લેન્ડ કે પ્રસિદ્ધ જેનેવા શહર મેં હુઆ થા. ઉસ સમય યોરોપીય સમાજ કા વાયુમંડલ આજ સે બહુત ભિન્ન થા. વહાં રોમન કૈથોલિઝમ ઔર પોપ કા બોલબાલા થા. ઇસમેં સંદેહ નહીં કિ પોપ કે પાખંડવાદ કે વિરુદ્ધ ૧૬ વીં શતાબ્દી મેં હી અપને પ્રાણોં પર ખેલનેવાલે લ્યૂથર આદિ ધર્મવીરોં ને અપની આવાજ ઉઠાઇ થી ઔર પરિણામસ્વરૂપ પ્રોટેસ્ટૈન્ટ ધર્મ કા ઉદય હો ચૂકા થા; તથાપિ યોરોપીય સમાજ કે અંધવિશ્વાસ એવં અંધભક્તિ કા અભી તક લોપ નહીં હુઆ થા. પાદરી ઔર ધની લોગ ગરીબોં કે સાથ પશુવત્ વ્યવહાર કરતે થે. સમાજ મેં અસામ્ય એવં વિશૃંખલતા કા સામ્રાજ્ય થા. ઐસે સમય મેં હી રૂસો કા જન્મ હુઆ થા. ઉસે ભી જીવનપથ કી અનેક કઠિનાઇયાં ઝેલની પડી ઔર વહ ભી સમાજ કી નિષ્ઠુરતા ઔર અત્યાચારોં કા શિકાર રહા; પરંતુ સંસાર મેં દુઃખ ભી નિષ્પ્રયોજન નહીં હોતા. ભગવાન કી અનંત સૃષ્ટિ મેં કોઇ વસ્તુ નિરર્થક ઔર અનાવશ્યક નહીં હોતી. રૂસો ને અપની કઠિનાઇયોં કે દ્વારા સમાજ કે ભયંકર અત્યાચારોં કો અગ્નિમય રૂપ મેં દેખા ઔર ઉસે દેખતે હી ઉસકી મનોવૃત્તિ મેં સામાજિક વિડંબનાઓં કે વિરોધ કી ભાવનાએં જાગ્રત હો ઉઠીં. ઇન ભાવનાઓં ને હી ઉસે દૃઢ સામ્યવાદી બના દિયા ઔર ઉસને અપના સારા જીવન સામ્યવાદ કે પ્રચાર મેં હી વ્યતીત કિયા. ઉસકે સિદ્ધાંત ઉસકે દ્વારા રચિત પુસ્તક 'ધી સોશ્યલ કૉન્ટ્રેક્ટ' મેં ગ્રંથિત હૈ. અસ્તુ.

રૂસો સામ્યવાદ કે સિદ્ધાંતો કા પિતા ઔર આધુનિક યોરપ કા નિર્માતા સમઝા જાતા હૈ. વાસ્તવ મેં ઉસમેં એક સમાજ-સુધારક કે સબ ગુણ વર્તમાન થે. વહ સાહસી થા, વીર થા, સત્ય ઔર ન્યાય કા ઉપાસક થા; પરંતુ ઇન સબ ગુણોં મેં શ્રેષ્ઠ ગુણ યહ થા કિ ઉસમેં નૈતિક

+ ગુજરાતીમાં સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણીદ્વારા એક સુંદર ચરિત્ર બહાર પડ્યું છે. જેમણે તે ન વાંચ્યું હોય તે જરૂર વાંચે. તેનું મૂલ્ય ૦॥, મળવાનું સ્થળ સૌરાષ્ટ્ર કાર્યાલય મું. રાણપુર (કાઠિયાવાડ).

સાહસ પૂર્ણરૂપ સે વિદ્યમાન થા. ઉસને અપની પુસ્તક 'કન્ફેશન્સ' મેં અપને સારે દોષોં ઔર અપરાધોં કા આરંભ સે અંત તક વર્ણન કિયા હૈ. ઇસ સાહસ ને ઉસે યોરપ કી જનતા કી દૃષ્ટિ મેં ઔર ભી અધિક ઉંચા કર દિયા. ઉસકે ઔર સ્વામીજી કે જીવન મેં સમાનતા યહ હૈ કિ સ્વામીજી ભી ઉસકી તરહ હી એક આદર્શવાદી વ્યક્તિ થે. સ્વામીજી ઉસકી હી તરહ સાહસી ઔર વીર થે. સ્વામીજી મેં ભી ઇતના નૈતિક સાહસ થા કિ અપને જીવિતકાલ મેં હી અપને દોષોં કો જનતા કે સામને રખને મેં સમર્થ હો સકે. સ્વામીજી ભી ન્યાય ઔર સત્ય કે ઉપાસક થે ઔર જિન લોગોં ને ઉનકે જ્યોતિર્મય જીવન કા ભલી-ભાંતિ અધ્યયન કિયા હૈ, વે ઇસ બાત કો અચ્છી તરહ સમઝ સકતે હૈં કિ સ્વામીજી કા જીવન તથા ઉનકા પ્રધાન ઔર મુખ્ય ધર્મ સત્ય કી પરમ ઉપાસના હી થા. સ્વામીજી કા ભી જન્મ એક ઐસે સમય મેં હુઆ થા, જબ કિ દેશ મેં પાખંડ ઔર મિથ્યાવાદ કા અટલ સામ્રાજ્ય થા. રૂસો કી તરહ સ્વામીજી કે હૃદય મેં ભી સમાજસેવા કી પ્રવૃત્તિ એવં સમાજ કે ભિન્ન-ભિન્ન અત્યાચારોં કો નિર્મૂલ કરને કી મનોવૃત્તિયાં અપની સ્વયં અનુભૂતિ કે દ્વારા હી ઉત્પન્ન હુઇ થીં. હાં, રૂસો ઔર સ્વામીજી કે જીવન મેં કઇ વિભિન્નતાઓં કે સાથ સબસે બડી વિભિન્નતા યહ હૈ કિ જહાં રૂસો ને અપને સિદ્ધાંતોં કે પ્રચાર કે નિમિત્ત એક દેશ સે દૂસરે દેશ મેં જા-જા કર પ્રાણરક્ષા કી, વહાં સ્વામીજી ને એક અત્યંત વીર સેનાપતિ કી તરહ અપને પ્રાણ કો સત્ય કે લિયે બલિદાન કર દિયા. ઇસ કારણ સ્વામીજી એક વીર શહીદ થે ઔર રૂસો એક દૃઢ ઔર સાહસી સમાજસુધારક થા.

માનવ-જીવન એક રહસ્ય હૈ. મનુષ્ય પરમ પિતા પરમાત્મા કી રહસ્યમયી લીલાઓં કો સમઝને મેં અસમર્થ હૈ! કોઇ ઇસ બાત કો નહીં જાનતા કિ વહ અનંત ભગવાન અપની કૃપાઓં કે દ્વારા મનુષ્ય કો કિસ પ્રકાર ઔર કિસ તરહ અપને ઉદ્દેશ્યોં કા સાધન બનાતા હૈ! વાસ્તવ મેં માનવ-જીવન એક સાધના હૈ, જો કિ અપની પ્રવૃત્તિયોં સે પતન ઔર પરમાત્મા કી મહિમામયી કરુણા સે ઉત્થાન કી ઓર પ્રવૃત્ત હોતા હૈ! મનુષ્ય ભગવાન કી સર્વોત્કૃષ્ટ રચના હોતે હુએ ભી દુર્બલ, અપૂર્ણ ઔર નિરુપાય હૈ. સ્વામીજી ભી મનુષ્ય થે, ઇસ કારણ ઉનમેં ઉનકે ગુણોં કે સાથ દુર્બલતાઓં ઔર ત્રુટિયોં કા હોના એકાંત નૈસર્ગિક થા. ફિર ભી જિસ સમય હમ ઉનકે ગુણોં કી ઓર ધ્યાન દેતે હૈં, ઉસ સમય હમારી દૃષ્ટિ મેં ઉનકી ત્રુટિયોં કા કોઇ સ્થાન હી નહીં રહ જાતા. સ્વામીજી કે મહાન ત્યાગ, ઉનકી સચ્ચાઈ એવં ઉનકી અપાર ધર્મનિષ્ઠા કે સન્મુખ માનવ-જીવન કી સારી દુર્બલતાએં ત્રસ્ત ઔર નત હો જાતી હૈં; ઔર હમ ઉનકે આદર્શ જીવન કો સત્ય કી પરમ સાધના ઔર કર્તવ્ય કી ઉચ્ચતમ ઉપાસના કે રૂપ મેં હી દેખતે હૈં. સ્વામીજી કા જીવન ઔર વિશેષ કર ઉનકી બાલ્યાવસ્થા એવં ઉનકા યૌવન, ઉનકી દુર્બલતા ઔર સજીવતા, ઉદ્યોગ ઔર સાહસ, મહત્ત્વાકાંક્ષા ઔર પરાક્રમ તથા ઉનકી વિફલતાઓં ઔર સફલતાઓં કા એક આશ્ચર્યજનક મિશ્રણ હૈ; ઔર ઇસસે ભી આશ્ચર્યજનક બાત યહ હૈ કિ ઉન્હોંને 'કલ્યાણ માર્ગ કા પથિક' મેં અપની સારી ત્રુટિયોં કી બ્યોરેવાર ચર્ચા કી હૈ. સ્વામીજી કા પ્રારંભિક જીવન વાસ્તવ મેં એક મહત્ત્વપૂર્ણ વિષય હૈ ઔર હમ ઇસકી મહત્તા કે કારણ 'ચાઁદ' કે પાઠક-પાઠિકાઓં કે સન્મુખ ઇસે ઉપસ્થિત કરના અપના કર્તવ્ય સમઝતી હૈં.

સંન્યાસ લેને કે પહિલે સ્વામીજી કા નામ મુન્શીરામ થા. મુન્શીરામ કા જન્મ સન ૧૮૫૫ ઇ० મેં જાલંધર જીલે કે તલબન ગ્રામ મેં હુઆ થા. યે જાતિ કે ખત્રી થે. ઉનકે પરિવાર કે લોગ સંપન્ન ઔર પ્રતિષ્ઠિત વ્યક્તિ થે. ચાર ભાઇ ઔર દો બહિનોં મેં મુન્શીરામજી સબસે છોટે થે. યદ્યપિ પંજાબ ઇનકી જન્મભૂમિ થી, તથાપિ ઇન્હોંને અપની બાલ્યાવસ્થા એવં યૌવન કા કુછ કાલ સંયુક્ત પ્રાંત મેં હી વ્યતીત કિયા થા. ઇસકા કારણ યહ થા કિ ઇનકે પિતા સંયુક્ત-પ્રાંત કે પુલીસ-વિભાગ મેં એક ઉચ્ચ કર્મચારી થે. તીન વર્ષ કી આયુ મેં મુન્શીરામજી બરેલી મેં આએ ઔર તત્પશ્ચાત્ પિતા કે સાથ બનારસ, બાંદા, બદાયૂં, મિર્જાપુર, બલિયા ઇત્યાદિ સ્થાનોં મેં રહે. નૌકરી મેં ભિન્ન-ભિન્ન સ્થાનોં મેં બદલી હોને કે કારણ ઇનકે પિતા ઇનકે અધ્યયન કી ઓર પૂર્ણ રીતિ સે ધ્યાન ન દે સકે. જબ ઇનકી પઢાઈ નિયમિત રૂપ સે બલિયા મેં આરંભ હુઇ, ઉસ સમય ઇનકી અવસ્થા ૧૪ વર્ષ કી થી. ઇસકે કુછ સાલ બાદ વે બનારસ કે ક્વિન્સ

કૉલિજિયેટ સ્કૂલ મેં પઢને લગે. બનારસ મેં વે ચાર–પાંચ વર્ષ તક રહે ઔર ઇસ અવધિ મેં અધિકાંશ સમય વે પિતા કે નિરીક્ષણ મેં ન થે; ક્યોંકિ નૌકરી કે કારણ ઉન્હેં ભિન્ન–ભિન્ન સ્થાનોં મેં જાના પડતા થા. ઇસ સ્થિતિ મેં પિતા કા પૂર્ણ દબાવ ન રહને કે કારણ બાલક મુન્શીરામ અપને આચરણ મેં કુછ સ્વેચ્છાચારી ઔર અધ્યયન મેં અનિયમિત હો ગએ. બીસ વર્ષ કી અવસ્થા મેં યે એન્ટ્રન્સ કી પરીક્ષા મેં સંમિલિત હુએ; પરંતુ ઉસ સાલ ઉન્હેં સફલતા ન મિલી. દૂસરે વર્ષ પરીક્ષા મેં પુનઃ સંમિલિત હોને પર વે ઉત્તીર્ણ હો ગએ. ઇસ સમય ઉનકી માતા કી મૃત્યુ હો ચૂકી થી. ઉન્હોંને બનારસ ઔર ઇલાહાબાદ મેં કુછ વર્ષોં તક કૉલેજ–શિક્ષા ભી પ્રાપ્ત કી; પર દો બાર એફ૦ એ૦ મેં અનુત્તીર્ણ હોને પર ઇનકે પિતા ને ઇસ બાત કો ભલી–ભાંતિ સમઝ લિયા કિ મુન્શીરામ કા મન પઢને મેં નહીં લગતા ઔર ઇસ દશા મેં ઇનકે ગ્રૅજ્યુએટ હોને કી કોઇ સંભાવના નહીં. ઇસકે પશ્ચાત્ ઉનકા અધ્યયન બંદ હો ગયા.

મુન્શીરામજી કા અધ્યયન ઔર યૌવન–કાલ ભાંતિ ભાંતિ કી પ્રતિદ્વંદ્વિની શક્તિયોં કા સંગ્રામ–સ્થલ થા. ઇનિ શક્તિયોં કે આઘાતોં–પ્રતિઘાતોં સે ઉનકી આત્મા એક બાર હી બિખર કર નિર્મલ હો ગઇ ઔર હમ દેખતે હૈં કિ યુવક ઔર નિરંકુશ મુન્શીરામ સંસાર કી સબ બાતોં સે પરિચિત હો કર અંત મેં અનંત કી સચ્ચી સાધના મેં લગ ગએ. મુન્શીરામજી કે સંબંધ મેં હમને નિરંકુશ શબ્દ કા પ્રયોગ કિયા હૈ. વાસ્તવ મેં સ્વામીજી ભી અધિકાંશ યુવકોં કી તરહ નિરંકુશ, સ્વેચ્છાચારી, વિલાસપ્રિય ઔર વ્યસની થે. ઉન્હેં શરાબ પીને કી અત્યંત બુરી લત થી; પરંતુ ઇન સબ દોષોં કે રહતે હુએ જબ હમારા ધ્યાન ઉનકે આધ્યાત્મક ઉત્થાન કી ઓર જાતા હૈ, ઉસ સમય ઉનકે પ્રતિ વિશેષ શ્રદ્ધા ઔર ભક્તિ ઉત્પન્ન હો જાતી હૈ. હમારે હૃદય મેં તો ઉનકા મહત્ત્વ ઉસ સમય ઔર ભી અધિક હો જાતા હૈ, જબ હમ દેખતી હૈં કિ ઇન દુર્બલતાઓં કા સામના કર તથા ઇન કુપ્રવૃત્તિયોં કો દબા કર હી ઉન્હેં અપને જીવન કો ધર્મ, દેશ ઔર સમાજ–સેવા કી તપોમયી સાધના મેં લગાના પડા. વહ સાધના નિષ્કામ, નિઃસ્પૃહ એવં સ્વાર્થરહિત થી. ઉસમેં કર્તવ્ય કા શ્રેષ્ઠતમ રૂપ ઔર સેવા કી અત્યંત પવિત્ર પ્રેરણા થી. ફિર ભી સ્વામીજી કા યૌવનકાલ ઔર વિશેષકર ઉસ અવસ્થા કા, જબ કિ ઉનકે ભીતર પ્રતિદ્વંદ્વિની શક્તિયોં કાર્ય કર રહી થીં, ઉલ્લેખ કરના અત્યંત હી આવસ્યક હૈ. વહ કાલ વિલાસ ઔર કર્તવ્ય, તમોગુણી ઔર સતોગુણી પ્રવૃત્તિયોં કે એક વિરાટ સંઘર્ષ કા સમય થા; ઔર હમ દેખતી હૈં કિ ઉસ સંઘર્ષ મેં કુપ્રવૃત્તિયોં ધીરે–ધીરે નષ્ટ હો ગઇ ઔર ઉનકે ભસ્માવશેષ પર ત્યાગ, સંયમ, નિઃસ્પૃહ સાધના ઔર પુણ્યમયી તપસ્યા કા આવિર્ભાવ હુઆ. ઇન સબ બાતોં કા ધ્યાન રખતે હુએ સ્વામીજી કા જીવન અત્યંત મનોરંજક ઔર શિક્ષાપ્રદ હૈ. અતઃ યહાં પર ઉનકી કુછ ઔર બાતોં કા વર્ણન કર દેના નિતાંત આવસ્યક પ્રતીત હોતા હૈ.

મુન્શીરામજી કે માતા–પિતા બડે ધર્મપરાયણ ઔર પુરાને વિચારવાલે કટ્ટર સનાતની હિંદુ થે. ઉનકે હૃદય મેં અસાધારણ ધાર્મિક પ્રવૃત્તિ થી. માલૂમ હોતા હૈ કિ મુન્શીરામજી ને ભી યહ ગુણ માતા–પિતા સે હી લિયા થા. પાઠક–પાઠિકાઓં કો યહ જાનકર આશ્ચર્ય હોગા કિ આર્ય–સમાજ કે પ્રધાન સ્તંભ સ્વામી શ્રદ્ધાનંદજી બાલ્યકાલ ઔર યૌવનાવસ્થા કે કુછ સમય તક કટ્ટર સનાતની થે; ઔર યદિ ઘટનાઓં કા પ્રવાહ ઉન્હેં ઇસ ઓર પ્રવાહિત ન કરતા તો બહુત સંભવ થા કિ સ્વામીજી કા આદર્શ ત્યાગ એવં ઉનકી અદ્ભુત શક્તિ આજ કિસી દૂસરે ઉદ્દેસ્ય કી પૂર્તિ કે સાધન મેં હી લગા ગઇ હોતી. જિન દિનોં મુન્શીરામજી બનારસ મેં અધ્યયન કરતે થે, ઉસ સમય નિત્ય ગંગા–સ્નાન તથા પ્રાતઃ ઔર સાયંકાલ વિશ્વનાથજી કે મંદિર મેં દર્શન કરને જાતે થે; પર એક દિન ઐસી આશ્ચર્યજનક ઘટના ઘટી, જિસને ઇનકે જીવન–પ્રવાહ કો સર્વદા કે લિયે બદલ દિયા. ઇસ સમય મુન્શીરામજી કી અવસ્થા લગભગ ૨૧ વર્ષ કી થી ઔર વે જયનારાયણ કૉલેજ મેં પઢતે થે. સંધ્યાસમય યે વિશ્વનાથજી કિ મંદિર મેં દર્શન કે નિમિત્ત ગએ થે. વે મંદિર મેં પ્રવેશ કરના હી ચાહતે થે કિ પૂજારયોં ને ઉન્હેં રોક કર કહા કિ રીવાં કી મહારાની સાહિબા દર્શન કો ગઇ હૈં. જબતક વે દર્શન

ન કર લેંગી, તબ તક આપ દર્શન નહીં કર સકતે. યદ્યપિ કોઈ સાધારણ વ્યક્તિ હોતા તો ઇન બાતોં કી પરવાહ ન કરતા, પર મુન્શીરામજી કે મસ્તિષ્ક મેં ઇસ ઘટના ને એક અશાંતિ પૈદા કર દી. ઇસસે ઉનકે કોમલ હૃદય કો બહુત ચોટ લગી ઔર દુઃખ એવં ક્ષોભ કે કારણ ઉન્હોંને સારી રાત નિરાહાર ઔર જાગકર હી બિતાઇ. ઉનકે મન મેં રહ રહ કે યહી પ્રશ્ન ઉઠતા થા—'ક્યા ભગવાન કી ઉપાસના મેં ભી ધની ઔર નિર્ધન કા ભેદ-ભાવ રહતા હૈ ?' ઇસકી મીમાંસા વે સ્વયં ન કર સકે ઔર દૂસરે દિન જબ જયનારાયણ કૉલેજ કે પ્રિન્સિપાલ રેવરંડ એસ૦ ટી૦ લુપોલ્ડ સે મિલે, તો ઉન્હોંને અપને તર્ક કી યુક્તિ સે ઇનકે હૃદયસ્થિત પ્રતિમા-પૂજન કે ભાવોં કો નિર્મૂલ કર દિયા. ઇનકા વિશ્વાસ હિંદૂ-ધર્મ સે જાતા રહા; પરંતુ ફિર ભી ઉનકી ધાર્મિક પ્રવૃત્તિ ને ઉનકે ભીતર એક કુહરામ મચા દિયા. ઉનકા ચિત્ત પરમ શાંતિ કી ઉપાસના કે લિયે ઉદ્વિગ્ન હો ઉઠા; પર શાંતિ કહાં થી ? મુન્શીરામજી ને દૂસરે ધર્મોં કે દ્વાર ખટખટાએ. ઉન્હોંને દેખા કિ ઇસ્લામ કે ભીતર ઉનકી વાંચ્છિત વસ્તુ કા અભાવ થા; ઇસાઇ-ધર્મ કે પ્રોટેસ્ટંટ સંપ્રદાયવાલોં સે મિલને પર ભી ઉન્હેં નિરાશ હી હોના પડા. ઇસકે પશ્ચાત્ એક રોમન કૅથોલિક પાદરી સે ઉનકી મુલાકાત હુઇ. યે સજ્જન બડે હી ઉદાર, સહિષ્ણુ ઔર પવિત્ર આચરણ કે થે. ઇનકે આચરણ કા પ્રભાવ મુન્શીરામજી પર ઇતના અધિક પડા કિ વે ઇસા મસીહ કો મનુષ્ય-જાતિ કા ઉદ્ધારકર્તા સમઝને લગે ઔર ઉન્હોંને ઇસાઇ ધર્મ ગ્રહણ કરના નિશ્ચય કર લિયા. જબ કુછ ઠીક હો ગયા ઔર કેવલ યહી શેષ રહ ગયા થા કિ ઉનકે બેપ્ટિઝમ લેને કી તિથિ નિશ્ચિત કર દી જાવે. ઇસ વિચાર સે વે એક દિન સંધ્યા કો ઉક્ત પાદરી મહોદય કે સ્થાન પર ગએ. પાદરી મહોદય કો અધ્યયન કે કમરે મેં ન પા કર વે ગૃહ કે ભીતર ગએ; પરંતુ વહાં એક નવયુવક પાદરી ઔર એક ઇસાઇ પ્રચારિકા કો પ્રણય-પાશ મેં આબદ્ધ દેખકર ઉનકા હૃદય કાંપ ઉઠા ! ઇસ ઘટના કા પ્રભાવ ઉનકે મસ્તિષ્ક પર ઇતના અધિક પડા કિ ઉનકા વિશ્વાસ ઇસાઈ-ધર્મ સે જાતા રહા. વે સંસાર કે સારે ધર્મોં કો પાખંડ તથા મિથ્યાપૂર્ણ સમઝને લગે ઔર નાસ્તિકવાદ ને ઉનકે હૃદય મેં અપના સ્થાન બના લિયા. મુન્શીરામજી અબ કટ્ટર નાસ્તિક હો ગએ.

ઇસ સમય સે મુન્શીરામજી કે જીવન મેં એક વિચિત્ર પરિવર્તન હોને લગા; ઉનકી ધાર્મિકતા યૌવન કી ઉદ્દામ સ્વચ્છંદતા મેં પરિણત હો ગઇ. ઉનકા પ્રકૃત-ગુણ વ્યસન ઔર વિલાસ મેં વિલીન હો ગયા; પરંતુ ઉનકે ગુણોં કી યહ વિલીનતા અસ્થાયી થી, જિસકે ભીતર બલ, વીર્ય, ત્યાગ એવં ઉત્સાહ કા એક વિશાલ વિશ્વ છુપા થા ! અસ્તુ.

હમ ઉપર કહ આઇ હૈં કિ મુન્શીરામજી કે અધ્યયનકાલ કા અધિક ભાગ સ્વચ્છંદતા સે હી વ્યતીત હુઆ. ઇસકા કારણ યહ થા કિ ઇનકે પિતા સરકારી નૌકરી મેં રહને કે કારણ સર્વદા ઇનકો અપને સાથ નહીં રખ સકતે થે; ઔર ઇસલિયે ઉનકા પૂર્ણ દબાવ ઇન પર નહીં પડ સકા. તત્પશ્ચાત્ મુન્શીરામજી કી ધાર્મિક પ્રવૃત્તિયોં કે પરિવર્તન ને ભી સહસા ઇન્હેં ઔર ભી સ્વચ્છંદ કર દિયા. ઐસી પરિસ્થિતિયોં મેં મનુષ્ય પ્રાયઃ કુસંગ મેં પડ જાતા હૈ. મુન્શીરામજી ભી ઇસકે અપવાદ ન થે. ફિર ક્યા થા ? દુર્ગુણોં ને ઇન પર અપના અધિકાર જમાના આરંભ કર દિયા ઔર કુછ હી દિનોં મેં મુન્શીરામજી ભાંતિ-ભાંતિ કે આમોદ-પ્રમોદ મેં ઉલઝ ગએ. સિગરેટ, શરાબ, જુઆ આદિ ભિન્ન-ભિન્ન વ્યસનોં ને સ્વામીજી પર અપના આધિપત્ય જમા લિયા; પરંતુ ઉનકા નિકૃષ્ટ પતન ઉસ સમય હુઆ જબ કિ એક બાર ઉન્હોંને કામપ્રવૃત્તિયોં કે સામને અપની હાર માની ! સ્વામીજી ને ઇસ સમય કી ઘટના કા સાફ સાફ વર્ણન અપની 'કલ્યાણ-માર્ગ કા પથિક' નામક પુસ્તક મેં કિયા હૈ. ઇસ સમય ઇનકે વિવાહ કા પ્રબંધ હોને લગા. મુન્શીરામજી કો વિવાહ કા શુભ સમાચાર સુન કર બડી પ્રસન્નતા હુઇ; ક્યોંકિ ઉન્હોંને સોચા થા કિ વિવાહ કે પશ્ચાત્ વે અપની અવસ્થા સુધાર સકેંગે. ઇસ બાત સે યહ સ્પષ્ટ પ્રકટ હોતા હૈ કિ નૈતિક પતન મેં ભી ઉનકે ભીતર સુધાર કી શકિતયોં કામ કર રહી થીં; ઔર યૌવન કી ઉદ્ધત પ્રવૃત્તિયોં ઉનમેં અસ્થાયી પતન કો ભલે હી આવિર્ભૂત કર દે. પરંતુ પતન કી ઉસ ઉપહાસાસ્પદ લીલાઓં મેં ભી આત્મિક ઉદ્ધાર કી સહજ ઔર

નૈસર્ગિક ઉત્કંઠા વિદ્યમાન થી. અંત મેં ઉનકા વિવાહ હો ગયા; પર ઇસ વિવાહ સે ઉન્હેં બડી નિરાશા હુઇ. ક્યોંકિ ઉનકી આશા કે વિપરીત ઉનકી ધર્મપત્ની એક પૂર્ણયૌવના રમણી ન હો કર, કેવલ ૧૨ વર્ષ કી એક છોટી બાલિકા થીં. વહ સાંસારિકતા કે જ્ઞાન સે અપરિચિત ઔર દાંપત્ય-ભાવ સે પૂર્ણ અનભિજ્ઞ થીં. મુન્શીરામજી કા હૃદય દાંપત્ય જીવન કી પ્રબલ ઉત્કંઠા સે લાલાયિત થા. પત્ની કે મધુર આલિંગન કી સુખદ લાલસા સે ઉનકા ચિત્ત આકુલ થા; પરંતુ વિવાહ હોને પર જબ ઉન્હોંને યહ દેખા કિ ઉનકી બાલિકા-પત્ની ઉનકી ભિન્ન-ભિન્ન દાંપત્ય-પ્રેરણાઓં કો સંતુષ્ટ કરને મેં એકાંત અયોગ્ય તથા ઉનકે પૂર્ણ પુરુષત્વ કો, અલ્પાયુ હોને કે કારણ અપના વિકસિત સ્ત્રીત્વ નિછાવર કરને સે સર્વદા અસમર્થ થીં; તો ઉનકી સારી સંચિત આશાઓં પર પાની ફિર ગયા! ઇસકે પશ્ચાત્ દો વર્ષ કી અવધિ અર્થાત્ જબ તક કિ ઉનકી બાલિકા-પત્ની ૧૪ વર્ષ કી ન હુઇં, ઉનકે લિયે એક અસહ્ય પ્રતીક્ષા કા સમય થા. સ્વામીજી ને લિખા હૈ કિ યહ સમય મેરે જીવન કા અંધકારમય યુગ થા. ઇસકે પશ્ચાત્ ઉનકે હૃદય મેં, અપની સ્ત્રી કો પઢાકર શિક્ષિતા બનાને કા વિચાર ઉત્પન્ન હુઆ; પરંતુ થોડે દિનોં કે હી સહવાસ મેં વે ઇસ બાત કો ભલીભાંતિ જાન ગએ કિ અપની ધર્મપત્ની કો શિક્ષિત કર અપને યોગ્ય બનાને કે પહિલે ઉન્હેં અપને આચરણ કો ઠીક કર સ્વયં ઉનકે યોગ્ય બનાના હોગા. એક રાત કો વે બહુત વિલંબ સે ઘર લૌટે. ઉસ સમય વે શરાબ કે નશે મેં ચૂર થે. ઉનકા નૌકર બડી કઠિનાઇ કે સાથ ઉન્હેં ઉનકે કમરે મેં લે ગયા. કમરે મેં પ્રવેશ કરતે હી વે બહુત જોર સે વમન કરને લગે. ઉનકી ધર્મપત્ની ને ઉસ સમય ઉનકે નષ્ટ કપડોં કો હટા કર ઉન્હેં અપને સહારે બિછાવન પર લિટાયા ઔર ઉનકી સેવા કરને લગીં. વે બહુત દેર તક અર્ધ-ચેતના કી અવસ્થા મેં રહે ઔર જબ ઉન્હેં ચેતના હુઇ તો દેખા કિ ઉનકી સ્ત્રી પાસ બૈઠી હુઇ ઉનકી સેવા કર રહી હૈં. પતિ કે ભોજન ન કરને કે કારણ ઉન્હોંને ભી ઉસ રાત કો અન્નગ્રહણ નહીં કિયા. મુન્શીરામજી કો અપની દશા પર લજ્જા આઇ ઔર ઉન્હોંને અપની અવસ્થા સુધારને કા નિશ્ચય કિયા. ઉનકા મ્લાન મુખ પત્ની સે ન દેખા ગયા ઔર ઉન્હોંને પતિ સે ઉદાસી કા કારણ પૂછા. મુન્શી-રામજી ને સ્પષ્ટ રૂપ સે કહ દિયા કિ શરાબવાલે કા ઋણ ચૂકાને કે લિયે ઉનકે પાસ રૂપયા નહીં હૈ. યહ સુનતે હી પત્ની ને ઝટ અપને સુનહલે કંકણોં કો ઉનકી સેવા મેં અર્પિત કર કહા કિ ઇસે બેંચ કર રૂપયે અદા કર દીજિયે. પહિલે તો મુન્શીરામજી ઇસ બાત પર પ્રસ્તુત નહીં હુએ, પર પત્ની કે બહુત આગ્રહ સે ઉનકી બાતેં માન લીં. પત્ની કી ઇસ ભક્તિ ઔર પ્રેમ કો દેખકર ઉન્હોંને અપને સારે પૂર્વ અપરાધોં કો ઉનસે કહ દિયા ઔર અપને આચરણ કો સુધાર કર ઉનકે યોગ્ય બનાને કા પ્રણ કિયા. ઇસ પર ઉનકી ધર્મપત્ની ને એક આદર્શ હિંદુ-રમણી કી તરહ કહા કિ આપ અપની બુરાઇયોં કો સુનને કી આજ્ઞા દે કર મુઝે ક્યોં પાપી બના રહે હૈં? આપ મેરે સ્વામી હૈં. મેરા કર્તવ્ય કેવલ આપકી સેવા કરના હી હૈ. ઉસ સમય રજની કી એકાંત નિઃસ્તબ્ધતા મેં મુન્શીરામજી ને અપની પુણ્યમયી પત્ની કા સચ્ચા સ્વરૂપ દેખા! વહ વાસ્તવિક મિલન કી સુખદાયિની રાત્રિ થી! વહ મિલન કા શુભ મુહૂર્ત થા, જબ કિ ભાવ ભાવ મેં છુપ જાતે હૈં, જબ કિ કલ્પના કલ્પના મેં ડૂબ જાતી હૈ, જબ કિ વિચાર વિચાર મેં અંતર્હિત હો જાતે હૈં ઔર જબકિ પતિ-પત્ની અપને કો એકદૂસરે મેં આત્મ-વિસ્મૃત કર તન્મય હો જાતે હૈં. ઇસ તન્મયતા મેં એક અદ્ભુત આહ્લાદ ઔર વિચિત્ર પવિ-ત્રતા રહતી હૈ ઔર ઇસ પવિત્રતા મેં પુણ્ય કી પ્રોજ્જ્વલ રશ્મિયોં પાપ કી દૂષિત ભાવનાઓં કા નાશ કર દેતી હૈં! મુન્શીરામજી ને દેખા કિ ઉનકી ધર્મપત્ની કે સતીત્વ કા અનંત પુણ્ય ઉનકી પતિત આત્મા કો ઉઠાને મેં પૂર્ણરૂપેણ સમર્થ હૈ! ઉસ દિન સે ઉનકે જીવન મેં એકરૂપ વિચિત્ર પરિવર્તન હોને લગા! ઉત્કર્ષ કા બીજ ઉસ શુભ ઘડી મેં હી બોયા ગયા થા જો કિ ગત ૧૯૨૬ ઇ૦ કી ૨૩ વીં દિસંબર કો એક બૃહદ્ વૃક્ષ કે રૂપ મેં ધર્મવેદી પર બલિદાન હો ગયા! યહાં ઇસ બાત પર ધ્યાન દેના અત્યંત આવશ્યક હૈ કિ મુન્શીરામજી કે આત્મિક સુધાર કા અધિકાંશ શ્રેય ઉનકી આદર્શ ધર્મપત્ની કો હૈ!

ઇન્હીં દિનોં બરેલી મેં ઉનકી સ્વામી દયાનંદ સે મુલાકાત હુઈ. સ્વામી દયાનંદ ઇસ

સમય બરેલી મેં વ્યાખ્યાન દેને આએ થે. મુન્શીરામજી પર ઉનકે વ્યાખ્યાન ઔર વ્યક્તિત્વ કા પ્રભાવ બહુત હી અધિક પડા; પરંતુ ફિર ભી ઉન્હેં ઈશ્વર કે અસ્તિત્વ પર વિશ્વાસ ન હુઆ. એક દિન સંધ્યાસમય ઉન્હોંને સ્વામી દયાનંદ સે ઇસ વિષય પર કઇ પ્રશ્ન કિયે, જીનકા સ્વામીજી ને ભલી-ભાંતિ ઉત્તર દિયા. ઇસ પર મુન્શીરામજી ને કહા કિ 'સ્વામીજી! યદ્યપિ આપને મુઝે અપની અપાર વિદ્યા સે મૂક કર દિયા હૈ, તથાપિ મુઝે ઈશ્વર કે અસ્તિત્વ પર વિશ્વાસ ન હુઆ.' ઉત્તર મેં સ્વામી દયાનંદ ને મુસ્કુરાતે હુએ કહા—'તુમને જો પ્રશ્ન કિયે ઉનકે મૈંને ઉત્તર દે દિયે હૈં. મૈંને તુમ્હેં આસ્તિક બના લેને કા બચન નહીં દિયા થા. યહ તો તભી હોગા જબ કિ પરમાત્મા કી ઇચ્છા હોગી.' સ્વામી દયાનંદ તો બરેલી સે ચલે ગએ, પર મુન્શીરામજી પર અપના બહુત હી અધિક પ્રભાવ છોડ ગએ. ઇસ સમય ઉનકી અવસ્થા ૨૩ વર્ષ કી થી. ઉનકા આત્મિક સુધાર આરંભ હો ગયા, પર વે કુછ વર્ષોં કે પશ્ચાત્ આર્ય-સમાજ કે સદસ્ય હોને પર હી પૂર્ણ રીતિ સે સુધર સકે.

મુન્શીરામજી કે પિતા કી યહ ઇચ્છા થી કિ ઉન્હેં કોઇ સરકારી નૌકરી મિલ જાય. અંત મેં પિતા કે પ્રયત્નોં સે ઉન્હેં બરેલી જીલે મેં તીન મહીને કે લિયે નાયબ તહસીલદારી મિલ ભી ગઈ. તહસીલદાર મહોદય ઇનકે પિતા કે મિત્ર થે, અતઃ ઇનકા સમય નૌકરી મેં સુખ સે વ્યતીત હોને લગા; પરંતુ અભી તીન મહીને કી અવધિ પૂરી ભી ન હુઇ થી કિ એક અરુચિકર ઘટના ઉપસ્થિત હો ગઈ. બરેલી સે આઠ-દસ મીલ કી દૂરી પર સે હોતી હુઇ એક અંગ્રેજી સેના કહીં જાનેવાલી થી. રાત કો નિશ્ચિત પડાવ પર રસદ આદિ કે પ્રબંધ કરને કા ભાર ઇન પર સૌંપા ગયા. યે ઉસ સ્થાન પર એક જમાદાર, ચપરાસી ઔર કુછ દુકાનદારોં કે સાથ ગએ. વહાં જાને પર એક દુકાનદાર ને ઇનસે શિકાયત કી કિ એક સૈનિક બિનામૂલ્ય દિયે હી દુકાન સે સારા અંડા ઉઠા લે ગયા હૈ. મુન્શીરામજી ને શીઘ્ર હી કર્નલ કે પાસ ઈસ બાત કી સૂચના દી ઔર કહા કિ યદિ ગરીબ દુકાનદાર કો પાઇ-પાઇ ચૂકા ન દિયા જાવેગા તો મૈં દુકાનદારોં કે સાથ લૌટ જાઉંગા. કર્નલ ને ઇસ પર ચીઢ કર કહા—'ઇસ કાર્ય સે તુમ સંકટ મેં પડોગે. તુમ્હારી ઈસ ધૃષ્ટતા કા કયા મતલબ હૈ?'

સ્વાભિમાની મુન્શીરામજી ને કહા—'મૈં યહ અપમાન નહીં સહ સકતા. મૈં અપને આદમિયોં કે સાથ વાપસ લૌટ રહા હું. તુમ્હેં જો કુછ કરના હૈ, કરો!'

અપને કથનાનુસાર મુન્શીરામજી વહાં સે શીઘ્ર હી વાપસ લૌટ ગએ. દૂસરે દિન પ્રાતઃકાલ મુન્શીરામજી કલક્ટર સે જા મિલે. કર્નલ ભી વહાં ઉપસ્થિત થા. ઉસને કલક્ટર સે પહલે હી શિકાયત કર દી થી. કલક્ટર ને મુન્શીરામજી સે પૂછા કિ આપને કર્નલ કો કયોં અપમાનિત કિયા હૈ? ઇસ પર ઉન્હોંને કલક્ટર કો એક સચ્ચી ઘટના કી લિખી રિપોર્ટ દી, જોકિ રાત કો ઉન્હોંને તૈયાર કી થી. સારાંશ યહ કિ મુન્શીરામજી કે વિરુદ્ધ કોઇ કાર્રવાઇ ન કી ગઇ ઔર ઉન્હોંને પ્રતિષ્ઠા કે સાથ તીન મહીને કી નૌકરી સમાપ્ત કી. ઇસકે પશ્ચાત્ ઉન્હોંને કભી ભી સરકારી નૌકરી ન કરને કા નિશ્ચય કિયા; પરંતુ અભી ઉનકે પિતા કે હૃદય મેં ઉનકે લિયે બડી બડી આશાએં થી. ઉન્હોંને બોર્ડ ઑફ રેવેન્યૂ કે સીનિયર મેમ્બર કે પાસ ઇનકી નૌકરી કે લિયે પ્રયત્ન કિયા. યે સજ્જન પહિલે પુલીસ-વિભાગ કે ઇન્સ્પેક્ટર જનરલ રહ ચૂકે થે ઔર મુન્શીરામજી કે પિતા કો બહુત ચાહતે થે. ઇન્હોંને મુન્શીરામજી કો ડિપ્ટી કલક્ટરી કી જગહ દેને કા વચન દિયા. મુન્શીરામજી ને સરકારી નૌકરી કે લિયે અપની અન્યમનસ્કતા પ્રકટ કી ઔર અંતિમ નિર્ણય કે લિયે દો મહીને કા સમય માંગા. સમય બીત જાને પર ઉન્હોંને અપને પિતા કી ઇચ્છા સે કાનૂન પઢ કર વકાલત કરને કા હી નિશ્ચય કિયા.

કુછ સમય તક ઘર પર રહકર સન ૧૮૮૧ ઇ૦ કે આરંભ મેં મુન્શીરામજી લાહૌર મેં વકાલત પઢને ગએ; પરંતુ વે વહાં કાનુન સે અધિક સમય અંગ્રેજી ઉપન્યાસોં ઔર કવિતાઓં મેં વ્યય કરતે થે. વે ઘર કે કાર્યોં મેં અધિક વ્યસ્ત રહને કે કારણ કલાસ મેં અધિક ઉપસ્થિત ભી નહીં હોતે થે. પરિણામ યહ હુઆ કિ નિશ્ચિત ઉપસ્થિતિ કમ હો જાને સે વે પ્રથમ વર્ષ પરીક્ષા મેં સંમિલિત ન હો સકે. દૂસરે વર્ષ સંમિલિત હુએ ભી તો અનુત્તીર્ણ રહે. ઇસ

સમય ઉનકે પિતા સરકારી નૌકરી સે અવસર પ્રાપ્ત કર ચૂકે થે. મુન્શીરામજી ઉનકે સાથ ઘર પર રહને લગે. દૂસરે સાલ અર્થાત્ સન્ ૧૮૮૩ ઈ૰ મેં ઉન્હોંને કેવલ મુખ્તારી પાસ કી. તત્પશ્ચાત્ ઉન્હોંને ફિલ્લૌર મેં મુખ્તારી આરંભ કર દી. આરંભ સે હી ઉન્હેં ઇસ કાર્ય મેં સફલતા મિલી ઔર વે શીઘ્ર હી જાલંધર ચલે ગએ. વકાલત કી પરીક્ષા ઉન્હોંને સન ૧૮૮૭ ઇ૰ મેં હી પાસ કર લી થી. આર્ય-સમાજ કી સેવા મેં અપના જીવન અર્પણ કરને કે પહિલે તક વે વહીં વકાલત કરતે રહે.

લાહૌર મેં વકાલત પઢને કે સમય મુન્શીરામજી કે જીવન મેં એક વિચિત્ર પરિવર્તન હો રહા થા. ઉન પર આર્ય-સમાજ ઔર બ્રહ્મ-સમાજ દોનોં હી સંપ્રદાયોં કા પ્રભાવ પડતા ગયા ઔર ઉન્હોંને ધીરે-ધીરે ઇનકી સારી ધાર્મિક પુસ્તકેં પઢ લીં. અંત મેં ઉનકી પ્રવૃત્તિ વિશેષકર આર્ય-સમાજ કી ઓર ઝુકી ઔર કુછ હી દિનોં મેં વે સમાજ કે એક ઉત્સાહી સદસ્ય હો ગએ. ઉસ સમય લાલા સાંઈદાસ આર્ય-સમાજ કે નેતા થે. વે બડે અનુભવી તથા ઉત્સાહી પુરુષ થે. ઉન્હેં માનવ-ચરિત્ર કા અચ્છા પરિચય થા. ઉન્હોંને મુન્શીરામજી કો સમાજ મેં એક વ્યાખ્યાન દેને કા આગ્રહ કિયા. મુન્શીરામજી કા વ્યાખ્યાન બડા હી પ્રભાવશાલી થા. ઉન્હોંને અપને વ્યાખ્યાન મેં કહા કિ 'આર્ય-સમાજીયોં મેં સિદ્ધાન્ત ઔર વ્યવહાર કી વિભિન્નતા નહીં હોની ચાહીએ; તથા વે હી મનુષ્ય આર્ય-સમાજ કા પ્રચાર-કાર્ય કરેં જો મન, વચન ઔર કર્મ સે આર્ય-સમાજ કે સિદ્ધાંતોં કા અનુકરણ કરતે હૈં. આર્ય-સમાજ કો ત્યાગી ઔર નિઃસ્વાર્થ પ્રચારકોં કી આવશ્યકતા હૈ, વેતન-ભોગિયોં કી નહીં. ઉનકા સંકેત ભજનોપદેશકોં સે થા. ઉસ સમય એક હી ભજનોપદેશક આર્ય-સમાજ, ધર્મ-સભા, દેવ-સમાજ આદિ ભિન્ન ભિન્ન સંસ્થાઓં સે વેતન પા કર ઉનકા પ્રચાર કરતા થા. ઉસ વ્યાખ્યાન કો સુનકર લાલા સાંઈદાસ ને કહા 'આજ આર્ય-સમાજ મેં એક નવજીવન કા સંચાર કિયા ગયા હૈ. દેખના હૈ, ઇસકા ક્યા પરિણામ હોગા.' જાલંધર જા કર મુન્શીરામજી વહાં કે આર્ય-સમાજ કે પ્રધાન નિર્વાચિત હુએ. આર્ય-સમાજ કે પ્રભાવ મેં ઉન્હોંને માંસ, મદિરા આદિ દુર્વ્યસનોં કો શીઘ્ર હી છોડ દિયા.

મુન્શીરામજી બડે હી દૃઢ વિચાર કે મનુષ્ય થે. વે જિસ વસ્તુ કો સત્ય ઔર યથાર્થ સમઝ કર એક વાર અપના લેતે થે, ઉસકે ગ્રહણ કરને મેં બહુત સાહસ ઔર તત્પરતા દિખલાતે થે. એક વાર ઉનકી કઠિન પરીક્ષા કા સમય આયા. વે અપને પિતાજી કે સાથ ઘર પર થે. પિતા ને ઉન્હેં એકાદશી કે દિન બ્રાહ્મણોં કો કુછ સંકલ્પ કર કે દાન દેને કો કહા. મુન્શીરામજી અપને પિતા કા હૃદય નહીં દુઃખાના ચાહતે થે, ઇસ લિયે ઉન્હોંને ઇધર-ઉધર કી બાતોં મેં ઉસ પરામર્શ કો ટાલના ચાહા. વૃદ્ધ પિતા ને બાત તાડ કર ઉનસે સાફ સાફ પૂછાઃ—'આખિર બાત ક્યા હૈ? ક્યા તુમ્હેં એકાદશી ઔર બ્રાહ્મણોં મેં વિશ્વાસ નહીં હૈ? મૈં તુમસે ઇસકા સ્પષ્ટ એવં નિઃસંકોચ ઉત્તર ચાહતા હૂં.' ઇસ પર મુન્શીરામજી ને કહાઃ—'પિતાજી! મુઝે બ્રાહ્મણોં મેં પૂર્ણ વિશ્વાસ હૈ, પરંતુ જિન બ્રાહ્મણોં કો આપ દાન દેને કે લિયે મુઝે આજ્ઞા દેતે હૈં, વે મેરી દૃષ્ટિ મેં સચ્ચે બ્રાહ્મણ નહીં હૈ. ઇસકે અતિરિક્ત મૈં એકાદશી કો વિશેષ મહત્ત્વ નહીં દેતા.' પુત્ર કી બાતોં સે પિતા કા હૃદય બહુત હી વ્યથિત હો ઉઠા. ઉન્હોંને કહાઃ—'મુઝે તુમસે બડી આશા થી. ક્યા મેરા યહી યથાર્થ બદલા હૈ? બહુત અચ્છા, તુમ્હારી જૈસી મરજી! ઉસ દિન મુન્શીરામજી બહુત દુઃખી રહે. ઉનકે મસ્તિષ્ક મેં એક અનોખા સંઘર્ષ હો રહા થા. એક ઓર ધર્મ કા સત્ય સિદ્ધાંત થા ઔર દૂસરી ઓર થી પિતા કી આજ્ઞા. વે એક વિચિત્ર ઉલઝન મેં પડ ગએ. ઉનકી આત્મા મેં એક વેદના થી; પરંતુ ઇસ વેદના કા અંત યહીં તક ન હુઆ. અભી ઉનકે વ્યવહારોં સે પિતા કો ઔર ભી દુઃખી હોના બદા થા. જાલંધર જાને કે સમય વે અપને પિતા કે કમરે મેં ઉનકી આજ્ઞા ઔર આશીર્વાદ પાને કી ઇચ્છા સે ગએ. પિતા ને પુત્ર કો આશીર્વાદ દિયા, પર સાથ હી અપની હાર્દિક ઇચ્છા પ્રકટ કી કિ વે જાને કે પહિલે મંદિર મેં જા કર ભગવાન કા દર્શન કર લે. મુન્શીરામજી ને કહાઃ—' પિતાજી! આપ જાનતે હી હૈં કિ મૈં મૂર્તિ-પૂજા મેં વિશ્વાસ નહીં કરતા, ઇસ દશા મેં મૈં અપની આત્મા કે વિરુદ્ધ કોઈ કાર્ય નહીં કર

સકતા. હાં, સાંસારિક બાતોં મેં મૈં સર્વદા આપ કી આજ્ઞા શિરોધાર્ય કરૂંગા.' પિતા કે હૃદય મેં મુન્શીરામજી કી બાતોં સે બડી ચોટ લગી. ઉન્હોંને કહાઃ—'ક્યા તુમ્હારા યહ વિશ્વાસ હૈ કિ હમારે દેવતાગણ નિરે પથ્થર કી મૂર્તિ હૈ?' ઈસ પર મુન્શીરામજી ને કહાઃ—'પિતાજી! મૈં ઇસ સંસાર મેં પરમાત્મા કે બાદ આપ કી હી પ્રતિષ્ઠા કરતા હૂં ઔર આપ જો કુછ ભી મુઝે આજ્ઞા દેંગે, મૈં ઉસે પૂરા કરને કે લિયે બાધ્ય હૂં; પર ક્યા આપ ચાહતે હૈં કિ આપકે લડકે ઝૂઠે હોં?' ઈસ પર પિતા ને કહાઃ—'કૌન અપને લડકોં કો ઝૂઠા બનાના ચાહેગા?' મુન્શીરામજી ને કહાઃ—'ફિર ઇસકા ક્યા અર્થ હૈ કિ મૈં ઉન પ્રતિમાઓં કી પૂજા કરૂં, જિન મેં મેરા વિશ્વાસ નહીં હૈ?' ઇસ પર પિતા ને એક ઠંડી સૌંસ લેકર કહાઃ—'આજ મુઝે માલૂમ હો ગયા કિ મરને પર કોઇ મેરા શ્રાદ્ધ ઔર તર્પણ ભી નહીં કરેગા!' જૈસી પરમાત્મા કી માયા..........! અચ્છા, ઇશ્વર તુમ્હારા ભલા કરે, તુમ સુખપૂર્વક જાઓ!' મુન્શીરામજી ને પિતા સે નમસ્તે કર જાલંધર કી યાત્રા કી; પર ઉનકે હૃદય પર એક ભારી બોઝ થા. ઉનકે મસ્તિષ્ક મેં શાંતિ ન થી! રાસ્તે મેં ઉન્હોંને સોચા કી યદિ મૈં પિતા કા મૃત્યુ કે બાદ ઉનકા શ્રાદ્ધ ઔર તર્પણ નહીં કર સકતા તો ઉનકી સંપત્તિ પર મેરા તનિક ભી અધિકાર નહીં. જાલંધર પહુંચતે હી ઉન્હોંને પિતા કે પાસ ઇસ સંબંધ કા એક અત્યંત મર્મસ્પર્શી પત્ર લિખા ઔર સાથ હી ઇસ બાત કા ભી ઉલ્લેખ કર દિયા કિ પ્રત્યેક સાંસારિક બાત મેં મૈં આપકી આજ્ઞા કે અનુસાર હી અપના આચરણ કરૂંગા. પિતા કા હૃદય પુત્ર કે ઇસ પત્ર સે પીગલ ગયા; ઔર ઉન્હોંને પુત્ર કી બાતોં સે અપના પુર્ણ સંતોષ પ્રગટ કિયા. ઇસસે મુન્શીરામજી કી આત્મા કો કુછ શાંતિ મિલી; પર ઇન્હેં સબસે અધિક આનંદ ઉસ સમય હુઆ, જબ કિ ઈનકે પિતા ને સ્વયં હી મૃત્યુ કે પહિલે આર્ય સમાજ કી દીક્ષા ગ્રહણ કી. તત્પશ્ચાત્ પિતા કે જીવન મેં સહસા એક પરિવર્તન હો ગયા ઔર વે મુન્શીરામજી કે સમાજસંબંધી કાર્યોં કો શ્રદ્ધા કી દૃષ્ટિ સે દેખને લગે.

અપની મૃત્યુ કે કુછ પહિલે ઉન્હોંને એક વસિયતનામા લિખા થા, જિસમેં અપની સંપત્તિ કા અધિક ભાગ મુન્શીરામજી કે નામ લિખ દિયા. યહ દેખ કર મુન્શીરામજી ને અપને શેષ તીનોં ભાઇયોં કી ઓર પિતા કા ધ્યાન આકર્ષિત કિયા ઔર પ્રાર્થના કી કિ ઉનકા અધિકાર ઉન્હેં મિલના ચાહીએ. ઇસ પર પિતા ને ઉનસે અપની ઇચ્છા પ્રકટ કી કિ મેરી સંપત્તિ ધાર્મિક ઔર પુણ્યકાર્યોં મેં હી વ્યય કી જાય ઔર મૈં ઈસ કાર્ય કે લિયે સબ સે અધિક યોગ્ય તુમ્હેં હી સમઝ કર અપની સંપત્તિ તુમ્હેં સૌંપતા હૂં. યહાઁ ઈસ બાત કે કહને કી આવશ્યકતા નહીં કિ મુન્શીરામજી પિતા કે ઇસ પ્રસ્તાવ પર સહમત નહીં હુએ ઔર ઉન્હોંને પિતા સે ઇસ બાત કા આગ્રહ કિયા કિ વે અપની સંપત્તિ કો બરાબર હી ચારોં પુત્રોં મેં વિભક્ત કરેં. સાથ હી ઉન્હોંને પિતા કો ઇસ બાત કા વિશ્વાસ દિલાયા કિ મૈં આપકી ઇચ્છાનુસાર અપને ભાગ કા તથા અપના ઉપાર્જિત ધન કા વ્યય કરૂંગા. ઇસ બાત કો ઉન્હોંને અંત તક નિબાહા.

પિતા કી મૃત્યુ કે પશ્ચાત્ મુન્શીરામજી ને અપના અધિક સમય આર્ય-સમાજ કે કાર્યોં મેં વ્યતીત કરના આરંભ કર દિયા. ઉનકી અધ્યક્ષતા મેં જાલંધર આર્ય-સમાજ (પંજાબ) કી ગિનતી પ્રાંત કે સર્વશ્રેષ્ઠ, પ્રસિદ્ધ ઔર ઉપયોગી સંસ્થાઓં મેં હોને લગી. ઉન્હોંને અત્યંત પરિશ્રમ કે સાથ પ્રચાર-કાર્ય કિયા ઔર ભિન્ન-ભિન્ન સ્થાનોં મેં આર્ય-સમાજ સ્થાપિત કિયે. ઉન્હોંને ધાર્મિક સાહિત્ય પઢને કે નિમિત્ત સંસ્કૃત અધ્યયન કિયા. આવશ્યકતા પડને પર વે શાસ્ત્રાર્થ મેં ભી ભાગ લેતે થે. એક બાર ઉન્હોંને દેખા કિ કુછ સનાતની પત્રોં ને શાસ્ત્રાર્થ મેં ઉનકે દ્વારા કિયે ગએ તર્કોં કો વિપરીત ઢંગ સે પ્રકાશિત કર અર્થ કા અનર્થ કર દિયા હૈ. ઇસ દશા મેં સામાજિક એવં ધાર્મિક સિદ્ધાંતોં કે પ્રચાર કે લિયે એક પત્ર કી આવશ્યકતા કા પૂર્ણ અનુભવ કરતે હુએ ઉન્હોંને 'સદ્ધર્મ-પ્રચારક' નામક એક હિંદી સાપ્તાહિક પત્ર નિકાલા. ઈસ પત્ર કે દ્વારા સમાજ-સુધાર મેં બડી સહાયતાએં મિલીં. ઉસ સમય જાલંધર નગર મેં કેવલ એક કન્યા-પાઠશાલા થી, જિસકા સંચાલન ઈસાઇયોં કે દ્વારા હોતા થા. ઉસ પાઠશાલા મેં લડકિયોં કો ઐસી દૂષિત શિક્ષા દી જાતી થી, જિસસે ઉનકે હૃદય મેં હિંદુ-ધર્મ કે વિરુદ્ધ ઘૃણા ઔર બૂરે ભાવ ઉત્પન્ન હોં. મુન્શીરામજી કે લિયે યહ બાત અસહ્ય થી. ઉન્હોંને શીઘ્ર

હી એક કન્યા-વિદ્યાલય સ્થાપિત કિયા. આજ જાલંધર કા પ્રસિદ્ધ કન્યા-મહાવિદ્યાલય ઉસી કા વિકસિત રૂપ હૈ. ઇધર ઉનકી વકાલત ભી બહુત અચ્છી તરહ જમ રહી થી ઔર આર્ય-સમાજ કી સેવા કે લિયે વકાલાત છોડને કે સમય યે જાલંધર નગર કે અત્યંત પ્રસિદ્ધ ઔર અચ્છે વકીલ થે. સન ૧૮૯૧ ઇ૦ મેં ઇનકી ધર્મપત્ની શિવાદેવીજી દો પુત્ર ઔર દો પુત્રીયોં કો છોડ કર ઇસ અસાર સંસાર સે ચલ બસી! ઇસ પારિવારિક દુર્ઘટના ને મુન્શીરામજી કો અત્યંત શોકાતુર કર દિયા. યે શિવાદેવી કો બહુત હી આધક પ્યાર કરતે થે! યે બાતેં સ્વામી શ્રદ્ધાનંદજી કે અતીત જીવન કી કુછ સ્મૃતિયોં હૈં. ઇસકે બાદ ઉનકા જીવન સાધારણતઃ સબ લોગ જાનતે હી હૈં. હાં, પ્રસંગવશ ઇતના કહ દેના આવશ્યક હૈ કિ મુન્શીરામજી હી ને સન ૧૯૦૨ ઇ૦ મેં ગુરુકુલ કાંગડી કો સ્થાપિત કિયા થા ઔર ઇસ સંસ્થા કો સફલીભૂત બનાને કે લિયે ઉન્હોંને અપની વકાલત છોડકર અપની સારી સેવા ઉસમેં કેન્દ્રીભૂત કર દી. સન ૧૯૧૭ ઇ૦ મેં મહાત્મા મુન્શીરામજી ને સંન્યાસ-આશ્રમ મેં પ્રવેશ કિયા ઔર સ્વામી શ્રદ્ધાનંદ કે નામ સે અભિહિત હુએ. તત્પશ્ચાત્ સન ૧૯૧૮ ઈ૦ મેં આર્ય-સમાજ-ભવન સંબંધી ઝગડે મેં સત્યાગ્રહ કે નિમિત્ત ધૌલપુર જાના, સન ૧૯૧૯ ઈ૦ મેં મહાત્મા ગાંધી કે સત્યાગ્રહ આંદોલન મેં સંમિલિત હોના, દિલ્હી મેં સરકારી ફૌજોં કી ઉઠી હુઇ સંગીનોં કે સમ્મુખ છાતી ખોલ કર અડ જાના, સન ૧૯૨૨ ઇ૦ મેં અકાલી સત્યાગ્રહસંબંધી વ્યાખ્યાન દેને કે કારણ કૈદ હોના આદિ બાતેં પ્રાયઃ સર્વસાધારણ કો ભલી-ભાંતિ વિદિત હૈં. સ્વામીજી કે અંતિમ દિન શુદ્ધિ-સંગઠન ઔર દલિતોદ્ધાર કે પવિત્ર કાર્યોં મેં વ્યતીત હુએ. ઇસિ કારણ અધિકાંશ મુસલમાનોં ને ઈનકે વિરુદ્ધ ઘૃણા ઔર દ્વેષ કે ભાવ ફૈલાના શુરુ કિયા. ઉનકે પાસ ઇસ આશય કી બહુત સી ગુમનામ ચિઠ્ઠિયાં આને લગીં કિ તુમ યદિ શુદ્ધિ ઔર સગંઠન કા કાર્ય ન છોડોગે તો માર ડાલે જાઓગે; પર સ્વામીજી ઇન કીડોં કી બાતોં કી પરવાહ ન કર અપને પવિત્ર કાર્ય મેં આગે બઢતે હી ગએ. અંત મેં અચાનક વે બિમાર પડ ગએ. ડૉક્ટરોં ને રોગ કો ન્યુમોનિયા બતલાયા. રોગ કી અવસ્થા મેં અત્યંત દુર્બલ હો કર સ્વામીજી અપને બિસ્તરે પર લેટે થે, ઇસ દશા મેં એક બદજાત ને અપની શૈતાની હરકતોં સે કિસ ભાંતિ ઉન પર કાયરતાપૂર્ણ આક્રમણ કિયા, ઇસ બાત કો લોગ જાનતે હી હૈં!

આજ સ્વામીજી કા શરીર હમારે સાથ નહીં હૈ, પરંતુ ઉનકી અત્યંત પવિત્ર આત્મા હમારી અભાગી જાતિ કી ચિર-નિદ્રા તોડને મેં નિશ્ચય હી સમર્થ હોગી! સ્વામીજી કે પ્રત્યેક રક્તબૂંદ સે એક એક લાખ શ્રદ્ધાનંદ ઉત્પન્ન હોંગે. વહ દિન દૂર નહીં હૈ કિ વિશાલ હિંદુ-જાતિ અપની બિખરી હુઇ શક્તિયોં કો એકત્રિત કર પૂર્ણ શક્તિશાલી હોગી; પરંતુ ઇસકે લિયે ત્યાગી, વીર ઔર સાહસી લોગોં કી આવશ્યકતા હૈ. આજ યદિ એક હજાર હિંદુ યુવક ઔર નવયુવતિયોં ધર્મ ઔર દેશ કે ચિર-કલ્યાણ કે નિમિત્ત શુદ્ધિ, સંગઠન ઔર અછૂતોદ્ધાર મેં લગ જાય તો નિશ્ચય હી હમારા ઉદ્ધાર હો સકતા હૈ!

('ચાંદ'ના એપ્રિલ ૧૯૨૭ના અંકમાં લેખિકા-શ્રીમતી વિદ્યાવતીજી સહગલ.)



# ૯૫—આ જગતમાં આપણે કયાં છીએ ?

મારવાડી વિદ્યાલયની સભાઓમાં નાનામોટા વક્તાઓ વારંવાર આપણને સમજાવવાનો તથા સંભારાવવાનો યત્ન કરે છે કે "આપણે કયાં છીએ ?" કદિક સાહિત્યવિષયક, તો કદિક સમાજ-વિષયક, તો મોટે ભાગે રાજકીયવિષયક અવસ્થામાં આપણી વર્તમાન દશા કેવી છે અને આપણી વિવિધ સંક્રાંતિઓમાં આપણે અમુક વખતે કયે સ્થળે છીએ, તેનું આપણને ભાન કરાવવાનો યત્ન થાય છે.

અત્યારે એજ પ્રશ્ન તથા એજ વિષયને વધારે ગંભીર રૂપમાં લઇએ "આપણે કયાં છીએ ?"

દરેક માણસને સામાન્યરીતે અમુક પ્રકારનો ખ્યાલ ને અમુક પ્રકારનું ભાન પોતાના સંબંધમાં હોય છેજ. જાણ્યે-અજાણ્યે તે હંમેશ તેની સાથેજ રહે છે; પરંતુ તેમાં કેટલાક ફેરફારો પણ થાય છે. કેટલીક કેટલીક વાર તો જાણે મોટી વિજળીનો ઝબકારો થયો હોય તેમ નવી સરખામણીઓ ને નવાં પ્રમાણો નજરે પડે છે. જૂની કિંમતો, જૂના ખ્યાલો એક ક્ષણમાં બદલાઇ નવાંને જન્મ આપે છે. તાજમહેલની પડોશમાં, સેંટ પીટરના મંદિરમાં, ઉંચા ગિરિવરને શિખરે કે અગાધ નિઃસીમ જણાતા મહાસાગરની ઉપર એકાએક મૂકાઇ જાય ત્યારે બહુજ થોડા એવા હશે કે જેને આ બધામાં પોતે કયાં છે તેનું નવીન ભાન થયું નહિ હોય.

તેજ પ્રમાણે અંધારી રાત્રે મેઘરહિત સ્વચ્છ તારાંકિત આકાશ તરફ દૃષ્ટિ કરતા તમે અગાશી-માં સૂતા હો, ને જે જે જુઓ તેના અર્થનો વિચાર કરો તોપણ તેજ સવાલ તમારૂં મન પૂછશે. "આપણે આમાં કયાં છીએ ?"

પ્રો. જીન્સ નામના વિદ્વાન ખગોળશાસ્ત્રીએ કેટલીક મહત્ત્વની વાતો આપણી સમક્ષ રજુ કરી છે. કેવળ વિદ્વાનો ને વૈજ્ઞાનિકોના ખપને માટે નહિ, પણ સર્વસાધારણને માટે. તે કહે છે કે, નરી આંખ, આવી રાત્રિએ, લગભગ પાંચ હજાર તારાઓ દેખી શકે છે; એક-ઇંચી દૂરબીન લઇએ તો એક લાખ તારાઓ જોઇ શકાય છે; દસ-ઇંચી દૂરબીન લઇએ તો પચાસલાખ લગી દેખી શકીએ અને જો સો-ઇંચી દૂરબીન મેળવી શકીએ તો કદાચિત્ દસકરોડ તારાઓનાં દર્શન કરી શકીએ !

અર્વાચીન ખગોળશાસ્ત્રીની ગણના પ્રમાણે આખા વિશ્વમાં "માત્ર દોઢ અબજ જેટલા તારાઓ હશે. આપણી પૃથ્વી એ તેઓમાં એક ને તે પણ મ્હોટો નહિ એવો તારો છે." અને પૃથ્વી ઉપર આપણે

હવે બીજી રીતે વિચાર કરીએ. નાના નાના તારાઓને છોડી દઇએ તો પૃથ્વીની પાસેમાં પાસે શુક્ર ને મંગળ ગ્રહો છે. પાસેમાં પાસે એટલે માત્ર અઢી ને સાડાત્રણ કરોડ માઇલને અંતરે ! પછી બુધ, જે લગભગ પોણાપાંચ કરોડ માઇલ દૂર છે. પછી આવ્યો સૂર્ય, જે સવાનવ કરોડ માઇલ દૂર છે. પછી જરા ગાળો મૂકી પોણાત્રણ અબજ (૨૮૦ કરોડ) માઇલને છેટે નેપ્ચુનનો ગ્રહ છે. પછી કરોડો માઇલલગી કાંઇ નહિ. પછી પહેલો ઝાંખો તારો, "પ્રૉક્સિમા સેન્ટોરી" નામનો નેપ્ચુનથી આઠ હજારગણે વધારે અંતરે, એટલે ૨,૪૦,૦૦,૦૦,૦૦,૦૦૦ માઇલ દૂર છે. આ પ્રમાણે ગ્રહોમાં આપણો જે પહેલો પાડોશી છે, તેના કરતાં લગભગ દશ-લાખ ગણે વધારે અંતરે પહેલો પાડોશી તારો આવે છે ! ને એનાથીય બમણે દૂર, પાંચ કરોડને દશ લાખે ગુણીએ ને જેટલા માઇલ થાય, ૫,૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ જેટલે દૂર, "સિરીઅસ" નામનો તારો છે, જે આકાશના તારાઓમાં સૌથી વધારે તેજસ્વી દેખાય છે.

પછીના તારકો ને તારકવૃંદોની તો વાતજ શી કરવી ? કહે છે કે, એક તારક-વૃંદ અથવા તારક-મેઘ (કારણ કે તે મેઘ સમું દેખાય છે) સિરીઅસના કરતાં પણ પચીસહજારગણું વધારે આઘું છે, ને લગભગ પાંચકરોડને દશલાખે ગુણી, તેને ફરીથી દશ લાખે ગુણીએ તેટલું દૂર તે હશે; એટલે ૧,૦૦,૦૦,૦૦,૦૦,૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ માઇલ તેના પ્રકાશને પૃથ્વી લગી પહોંચતાં સહેજજ દશ લાખ વર્ષ થયાં હશે !

એથી આગળ હજી હમણાંના વિજ્ઞાનશાસ્ત્રીઓ પહોંચી શકતા નથી ને કદાચિત્ આપણા

વિશ્વનો છેડો ત્યાંજ આવતો હશે, એમ માની શકાય.

પૃથ્વી સૂર્યની આસપાસ એક સેકંડમાં વીસ માઈલની ઝડપે ફરે છે ને આમ પૃથ્વી આખા વર્ષમાં લગભગ સાઠ કરોડ માઇલ જેટલી સફર કુંડાળામાંજ કરે છે. આપણી સફર પણ તેથી કમ નથી, કારણ કે પૃથ્વી ભેગા આપણે પણ ફરીએજ છીએ.

આ બધાં પરિમાણોનો જૂદી રીતે ખ્યાલ બાંધીએ. પૃથ્વીના પરિક્રમણનું આ આખું કુંડાળું જો એક ટાંકણીના માથાની સાથે સરખાવીએ અથવા તો, બીજા શબ્દોમાં, ૬૦ કરોડ માઇલના આ ચક્રને એક શતાંશ તસુની ત્રિજ્યાવાળા પૂર્ણવિરામચિહ્નતરીકે રજુ કરીએ, તો તેની અંદર પૃથ્વી પોતે એક-દશલક્ષાંશ તસુના વ્યાસવાળા રજકણ જેવી થઇ રહેશે, સૂક્ષ્મદર્શક યંત્રથી પણ દેખી નહીં શકાય; પણ માત્ર અતિસૂક્ષ્મદર્શક યંત્ર(અલ્ટ્રા–માઇક્રોસ્કોપ)થીજ પામી શકાય એવડી રહેશે. તે માપ ઉપર નેપ્ચુનના પરિક્રમણનું કુંડાળું, જેમાં આખું સૂર્યમંડળ માઇ જાય છે, તેનું કદ આપણા એક રૂપિયાના સિક્કાની બરોબર થાય! "પ્રોક્સિમા–સેન્ટોરી" નો તારો પછી ૭૫ વાર ( યાર્ડ ) દૂર આવશે, સિરીઅસ ૧૬૦ વાર ને જે છેલ્લું તારક–મંડળ આપણે ઉપર કહ્યું તે માત્ર—આ ધોરણેય—બાર હજાર માઇલ દૂર રહેશે! અને એથી આખું વિશ્વ આપણી પૃથ્વીની લગભગ બરોબર થઇ જશે. તેમાં, તે એક–દશલક્ષાંશ તસુના વ્યાસવાળા કણ ઉપર "**આપણે કયાં ને કેવડા છીએ?**"

"**महतोमहीयान्**"ની ઝાંખી થવાથી માનવીના પોતાના વિષયના ખ્યાલને કેવો આઘાત પહોંચે તે આ વર્ણનની કલ્પના કરનાર સમજી શકશે; પણ તેથી ઉલટી દિશામાં જઇએ તો "**अणोरणीयान्**" નું દર્શન પણ તેટલુંજ મૂર્ચ્છા પમાડનારૂં છે.

દરજીની એક અંગુઠીમાં જેટલી હવા છે તેમાં લગભગ ચાળીસલાખ કણો છે, પણ આમાંના એક કણની અંદર આશરે કેટલાં પરમાણુઓ છે, તેનો ખ્યાલ કોઇકજ લાવે છે. રસાયનશાસ્ત્રી તથા ભૌતિક શાસ્ત્રીઓની ગણત્રી પ્રમાણે આવા એક વાયુકણની અંદર એક કરોડને દશલાખે ગુણીએ, એટલે એકડાની પાછળ તેર મીંડાં મૂકીએ, ને જે સંખ્યા આવે તેટલા પરમાણુઓ છે! ઘણા કાળસુધી આ પરમાણુ સૂક્ષ્મમાં સૂક્ષ્મ કણતરીકે માનવામાં આવતું હતું; પણ વીસમી સદીની શોધોએ સિદ્ધ કર્યું છે કે, એ પરમાણુ—એવડું અકલ્પ્ય ને અદૃશ્ય સૂક્ષ્મતાવાળું પરમાણુ—તો પોતાની અંદર એક સૂક્ષ્મતર વિશ્વને રમાડી રહ્યું છે. તે તેની રચના તથા પ્રમાણની સમજ લેવામાટે પાછા આપણે આકાશના સૂર્યમંડળોનુંજ શરણ લેવું પડશે!

અર્થાત્ આવા એક નાના રજકણની અંદર પરમાણુઓનું એક સૂક્ષ્મ જગત છે, ને તે પ્રત્યેક પરમાણુની અંદર વિદ્યુદણુ ઇલેક્ટ્રોનનું અતિસૂક્ષ્મ બીજું જગત છે. એ સર્વના અસ્તિત્વની સિદ્ધિ તેમજ ગણના હવે જૂદે જૂદે પ્રકારે તથા વધતી ઓછી ચોકસાઇથી શકય છે.

પૃથ્વીની ગતિ એક સેકંડમાં વીસ માઇલને શુમારે છે; પણ આ વિદ્યુદણુની ગતિ એક સેકંડમાં માત્ર નેવુંહજાર (!) માઈલની છે!

આ બે સૃષ્ટિઓનું ભાન—એ બ્રહ્માંડોનું દર્શન મનુષ્યમાત્રને કેટલું બોધક છે? આટલા સાક્ષાત્કારથી કેટલું આત્મજ્ઞાન મળી શકે છે? આ બ્રહ્માંડોમાં આપણે કયાં છીએ તે સમજવાનો જે પ્રયત્ન વિજ્ઞાન કરે છે, તેના એક ભાગની આ જરા ઝાંખીજ છે.

(નવેમ્બર ૧૯૨૫ ના 'ચિત્રમય જગત'માં લેખક—"ગુજરાતી")

# ૯૬—બેંગલોર અનાથાશ્રમ

બેંગલોર ખ્રિસ્તી સેવાસમાજ તરફથી ઘરબારવિનાનાં ગરીબ લોકોને આશરો આપવાના હેતુથી એક અનાથાશ્રમ સ્થાપવામાં આવ્યું છે.

એક ચોરસએકર જમીનના વિસ્તારમાં એક પાકી ઇમારતવાળું આ આશ્રમ છે. ખુલ્લી જગ્યામાં એક મીઠા પાણીનો કૂવો છે. આશ્રમવાસીઓ માટે મલત્યાગ કરવાની ઓરડીઓ, નહાવાના ઓરડા અને સૂવા-બેસવા-ઉઠવાને એક મોટો ખંડ છે. રસોઇ કરવા માટે નાનાં નાનાં છાપરાંઓ છે. બિમાર અને અશક્ત માણસોમાટે જૂદોજ એક વિભાગ છે. માંદા અને રોગી નિરાધારોને ત્યાં આશ્રય મળે છે અને દવા-દારૂથી સારવાર કરવામાં આવે છે. આંધળાં, લૂલાં અને રોગીના પોષણમાટે એલાહીદી ગોઠવણ છે. દાણાનો એક કોઠાર છે, બીજું એક કપડાં અને જીવન-નિર્વાહ જોગી ખપ પડતી ચીજો માટે 'સ્ટોર-રૂમ' છે.

માંદા અને અશક્ત લોકોને આશ્રમ તરફથીજ ખોરાક મળે છે. સશક્ત માણસોને માત્ર આશ્રયજ મળે છે. તેઓ સવારનું નિત્યકર્મ કરી પ્રાર્થનામાં હાજર થઈ બહાર ભાખરી પેદા કરવા-ને નીકળી પડે છે અને સાંજના પાછા આશ્રમ તરફ વળે છે, જ્યાં તેઓ ફરીને પ્રભુપ્રાર્થનામાં ભાગ લે છે અને પોતાનાં છાપરાંમાં રસોઇ કરી જમી રાતના વિશાળ ખંડમાં બિછાનાવશ થવાનો લાભ લે છે. ગરીબ અને નિરાધાર સ્ત્રીપુરુષોનાં બાળકોને આશ્રમમાંજ સાચવવામાં આવે છે અને તેથી ગરીબ માબાપો પોતાનાં બાળકોથી બેફિકર રહી પોતાની રોટલી પેદા કરવાને શહેરમાં કામે લાગે છે.

બાળકોમાટે આશ્રમમાં રમતગમતનાં સાધનો છે અને શિક્ષણ લેવા યોગ્ય બાળકોમાટે શાળા પણ આશ્રમનાજ કંપાઉંડમાં છે.

માંદા માણસોને મોટા દવાખાનામાં લઇ જવા-લાવવા માટે વાહન રાખેલ છે અને બેકાર લોકો માટે ઉદ્યોગભવન ઉઘાડવાની પણ કોશીશ ચાલુ છે. હાલમાં ટોકરીઓ બનાવવાનું કામ બેકારોને આપવામાં આવે છે. સૂતર કાંતવા અને વણવાના કામનો બંદોબસ્ત થઇ રહ્યો છે.

આપણા દેશનાં મોટાં શહેરોમાં ઘરબારવિનાના ગરીબ મજુરો અને ભીખારીઓ શહેરના જાહેર રસ્તાઓ ઉપર ખુલ્લી જમીનમાં પડી રહી રાત ગુજારે છે. મદ્રાસ-મુંબઇ જેવા શહેરમાં ગરીબો ઇંટો-ઢેખાળાના ચૂલા બનાવી રસ્તા અને ગલીઓમાં પોતાની ભાખરીઓ બનાવતા ઘણી વાર નજરે પડે છે. દેશના આવા ગરીબ વર્ગમાટે આવાં આશ્રમોની દરેક મોટા શહેરમાં જરૂર છે.

સૂર્ય અસ્ત પામ્યે પશુઓ પોતાના આરામનું સુખકારક સ્થાન મેળવી શકે છે અને પક્ષીઓ ઝાડ ઉપર વિરામ પામી શકે છે; પણ મનુષ્યજાતનાં આ નિર્ભાગી પ્રાણીઓને રાતવાસો કરવાને સાડાત્રણ હાથની જમીન પણ મળતી નથી, જ્યારે એકાદ પૈસાવાળો પાંચસો વારની જમીન રોકી રાખી પોતાને અમનચેન કરતો માને છે! આ શું ખેદની વાત નથી?

આ આશ્રમના સ્થાપક અને હાલના ઑનરરી સુપ્રીન્ટેન્ડેન્ટ દયાળુ પુરુષ ડૉ. જી. બી. વેંકટે-સુલુ બેંગલોરની કૉમર્સ્યલ સ્ટ્રીટમાં પોતાની ડિસ્પેન્સરી ચલાવતા. તે વખતે અઠવાડીઆમાં એક વાર ગરીબ ભિખારીઓને પોતાના વતી ખવરાવવાને ભેગા કરતા. તેઓ ભોજન આપીનેજ સંતોષ માનતા નહિ, પણ ભિખારીઓને ઉપદેશ આપતા અને સશક્ત ભિખારીઓને કામધંધે વળગવાનું કહેતા. દરદી અને માંદા ભિખારીઓની મફત દવા કરતા અને જરૂર પડે મોટાં દવાખાનાંઓમાં મોકલી આપતા. રાતના વખતમાં ડૉક્ટર વેંકટેસુલુ માંદા ભિખારીઓની તપાસમાટે નીકળતા અને ખાવાનું લેવા આવનારા ખરેખરા ઘરબારવિનાના છે કે કેમ તે તપાસતા તથા દવાખાનામાં પડેલા દરદીઓની પણ સંભાળ લેતા અને ખપ પડતાં લુગડાં અને અન્ન પહોંચાડતા.

આ પ્રમાણેનું એમનું કામ ૭ વર્ષસુધી ચાલ્યું; તેવામાં અકસ્માત્ મિસિસ. ઇ. જી. ઇટન નામનાં એક અમેરિકન બાનુ બેંગલોરમાં આવી ચઢયાં અને તેમણે પરોપકારી પુરુષ વેંકટેસુલુની

મુલાકાત લીધી. વાતચીત ઉપરથી તે ભલાં બાનુએ ડૉકટરને આ પરોપકારી કામ કોઇ ચાલુ સંસ્થારૂપે કરવાની સૂચના કરી અને તે માટેના બંદોબસ્તનું એક અંદાજપત્ર માગ્યું. ડૉકટર વેન્કટેસુલુએ પોતાની યોજના તે ભલી બાઈ પાસે રજુ કરી અને તેમાં માત્ર એ જણાવ્યું કે, બેંગલોરના ગરીબો અને ભિખારીઓને રાતના આરામ લેવા માટેના એક છપ્પરની ઘણીજ આવશ્યકતા છે. તે બાનુએ તેઓને એવી કોઇ જગ્યા ખોળી કાઢવાને જણાવ્યું; પણ એવી જગ્યા તુરત ડૉકટર વેંકટેસુલુને મળી શકી નહિ. છેવટે માંડમાંડ રૂ. ૬૫ ના માસિક ભાડાનું એક કુશાદે મકાન મળી શકે એમ તેમને જણાયું. તે ભાડું તે બાઇએ આપવા કબૂલ્યું અને ડૉકટર વેન્કટેસુલુને આશ્રમ ચાલુ કરવા જણાવ્યું. ૧૯૨૩ ના મે માસમાં ડૉ. વેન્કટેસુલુએ ગરીબો અને રસ્તામાં ભટકતા લોકોને આરામ લેવાનું સ્થાન ચાલુ કર્યું. એટલામાં તે મિસિસ ઇટનને અમેરિકા જવાનું થયું; પણ જતાં જતાં તેઓ વચન આપતાં ગયાં કે, આ કામમાટે તેઓ સારૂં એવું ભંડોળ મોકલશે.

ટુંકમુદતમાંજ એ અમેરિકન બાનુએ રૂપિયા ૧૮૦૦૦ અઢાર હજાર મોકલ્યા. ડૉ. વેંકટેસુલુએ મ્યુનિસિપાલીટી પાસેથી વાર્ષિક એક રૂપીઆના ભાડાની જમીન મેળવી અને અમેરિકાથી આવેલાં નાણાંથી તેના ઉપર આ આશ્રમનાં મકાનો બંધાવ્યાં.

પુણ્યશીલા દાનેશ્વરી ભારતવર્ષની ભૂમિમાં દાનનો પ્રવાહ ધોધબંધ ચાલ્યો જાય છે. અત્યારે એ પ્રવાહને ઉપર નિર્દિષ્ટ માર્ગોમાં વહેવડાવવાની જરૂર છે.

આ આશ્રમમાં જોકે આશ્રય દરેક હિંદુ-મુસલમાન ગરીબ અને ભિખારીને મળે છે, પણ પ્રાર્થનાઓ તો ખ્રિસ્તીધર્મના પ્રમાણેની અને શિક્ષણ પણ ખ્રિસ્તીધર્મનેજ અનુસરતું હોય છે.

આ દેશનાં આ પ્રમાણે હિંદુ-મુસ્લીમ સંતાનોને પરદેશના અને પરધર્મનાં મનુષ્યો પોષી રહ્યાં છે! લાખો શ્રીમંતોની હયાતી છતાં કેટલો વિષમ જમાનો છે!!

('મલબાર સમાચાર'ના એક અંકમાથી)

## ૯૭–'દુઃખિયા કે આઁસૂ'

મત સમઝો મેરા ક્યા ધો સકતે હૈં દુઃખિયા કે આંસૂ—
દો બૂઁદોં મેં વિશ્વ ડુબો સકતે હૈં દુઃખિયા કે આંસૂ!
કહીં નિકલ કર બહતે હૈં યે કહીં પ્રભાવ દિખાતે હૈં—
નર ક્યા પરમેશ્વર કા ભી દૃઢ આસન શીઘ્ર હિલાતે હૈં?
કહીં સિંચતે ઔર કહીં પર આગ પ્રચંડ લગાતે હૈં—
કહીં સૂખતે કહીં અનેકોં ધારા બન કર આતે હૈં,
બડોં-બડોં કો જડ સે ખો સકતે હૈં દુઃખિયા કે આંસૂ—
દો બુંદોં મેં વિશ્વ ડુબો સકતે હૈં દુખિઃયા કે આંસૂ. ૧
સીતાજી કે આંસૂ ને રાવણ કા બંટાઢાર કિયા—
પાંચાલી કે આંસૂ ને કૌરવ-કુલ કા સંહાર કિયા,
દુઃખિયા જનતા કે આંસૂ સે સુખિયોં કા સુખ ઊબ રહા—
વિધવાઓં કે આંસૂ મેં યહ હિંદૂ-જીવન ડૂબ રહા!
કભી 'રમેશ' ન નિષ્ફળ હો સકતે હૈં દુઃખિયા કે આંસૂ—
દો બુંદોં મેં વિશ્વ ડુબો સકતે હૈં દુઃખિયા કે આંસૂ. ૨

('માધુરી' તુલસી સં. ૩૦૪, પોષમાસના અંકમાં લેખક શ્રી. શિવરામ શર્મા વિશારદ "રમેશ")

# ૯૮—એક મહાન દેશભક્તનું સ્વરાજ્ય—સ્વપ્ન

(સ્થાન—આનંદભવન. સ્વરાજ્ય કે પરમ ભક્ત મિ૰ કટહલજી સ્વરાજિસ્ટ કા અપને કમરે મેં ટહલતે વક્ત સનક મેં આ કર બકના.)

"સ્વરાજ્ય, સ્વરાજ્ય" હર ઘડી સ્વરાજ્ય-સ્વરાજ્ય ચિલ્લાઓ, સબ લોગ સ્વર સે સ્વર મિલાકર ચિલ્લાઓ. એકસાથ ન ચિલ્લા સકો, તો કોઈ પરવાહ નહીં, અલગ અલગ ચિલ્લા-ઓ. યહ ભી ન કર સકો તો ઘોડા, બૈલ, કુત્તા, ગધા, બિલ્લી, મુર્ગા કી તરહ ચિલ્લા-ચિલ્લા-કર રસ્મ પૂરી કરો. અગર યહ ભી ન કર સકો તો બાબા! મેરી હી તરહ ચિલ્લાઓ (અજીબ આવાજ મેં સ્વરાજ્ય-સ્વરાજ્ય ચિલ્લાના); મગર ચિલ્લાઓ જરૂર. અબ તો ચાહે પચાસોં પંચાયતેં હોં, ચાહે સૈકડોં સિફારિસેં હોં, ચાહે હજારોં કા હર્જ હોં, ચાહે લાખોં કી લાલચ દિખાઇ જાયે; મગર અબ ન તો મૈં સ્વરાજ્ય કા પિંડ છોડ સકતા હૂં ઔર ન સ્વરાજ્ય મેરા. ક્યા મૈં લંડન કે કિસી લેક્ચરર સે લડ નહીં સકતા? ક્યા મેરી બુદ્ધિપર બેવકૂફી કા બુર્કા પડા હૈ? ક્યા મેરી હિંમત હિમાલય પહાડ કી હવા ખાને ચલી ગયી હૈ? ક્યા મેરા ત્યાગ તીલિયોં કા તમાશા હૈ? ફિર બાત ક્યા હૈ, જો મેરી બાતપર ઐરેગૈરે નત્થૂ-ખૈરે ચૂહોં કી તરહ નાક-ભૌં સિકોડતે હૈં? કસમ હૈ ખદ્દર કે દુપટ્ટે કી, જો મેરા એક લફ્જ ભી ઝૂઠ હો. મૈં તો સિર્ફ આપસે હાથ જોડકર યહી ન કહતા હૂં કિ બાબા! મેરે સાથ-સાથ ચલે ભર ચલો, ફિર દેખિયે સ્વરાજ્ય આપસે આપ મિલતા હૈ કિ નહીં? ક્યોં રે ખરબૂજા!

(ખરબૂજા નૌકર કા આના)

૧—ખર૰—હાં, હુજૂર.

૨—કટ૰—તુઝે સ્વરાજ્ય પ્યારા હૈ કિ નહીં? બોલ, જલ્દી બોલ.

ખર૰—પ્યારા તો હૈ મગર આપકે પીછે-પીછે.

કટ૰—અચ્છા, યહ ભી બતા કિ તેરે સરપર સ્વરાજ્ય કા શૈતાન સવાર હુઆ કિ નહીં?

ખર૰—સવાર તો હૈ, મગર આપકે પીછે-પીછે.

કટ—ક્યા તૂ સ્વરાજિયોં કી સી ચાલ નહીં ચલતા?

ખર૰—ચલતા તો હૂં, મગર આપકે પીછે-પીછે.

કટ૰—ખરબૂજા, ઓ ખરબૂજા! દેખ, ઇધિર દેખ, અબ ન તો મૈં સ્વરાજ્ય કા પિંડ છોડ સકતા હૂં ઔર ન સ્વરાજ્ય મેરા. બોલ, તેરા ક્યા ઇરાદા હૈ?

ખર૰—ઇરાદા તો મેરા ભી વહી હૈ, જો આપકા; મગર જરા સા ફર્ક હૈ.

કટ૰—વહ ક્યા?

ખર૰—વહ યહ, કિ આપ તો ન સ્વરાજ્ય કા પિંડ છોડ સકતે હૈં ઔર ન સ્વરાજ્ય આપકા; મગર મૈં (શિર ખુજલાતે હુએ) ન આપકા પિંડ છોડ સકતા હૂં ન આપ મેરા.

કટ૰—યહ કૈસે? ઇસે ભી જલ્દી બતલા.

ખર૰—બોલું ક્યા? મૈંને ઘર કો ચિટ્ઠી લિખ દી હૈ, કિ અબ મૈં ઘર ન આઉંગા ઔર અગર આઉંગા, તો જન્માષ્ટમી તક કલકત્તા હો કર આઉંગા.

કટ૰—બહુત ઠીક કિયા, બહુત ઠીક કિયા. શાબાશ, નૌકર હો તો ઐસા હો. શાબાશ ખર-બૂજા! ઘબડાના નહીં. દિસમ્બર તક સ્વરાજ્ય ન મિલા, તો રામનૌમી તક તો કોઈ ધોખા નહીં. અગર કોઇ છોટા-મોટા વિઘ્ન આયગા, તો ફિર જન્માષ્ટમી તક તો કહીં નહીં ગયા. દોનોં જલસે એક સાથ મનાયેંગે.

ખર૰—ઔર અગર કિસી શૈયતાન કી ખોપડીને ઇશ્વિર ઔર ખુદા કા મનમોટાવ કરા દિયા તબ?

કટ૰—તબ, તબ સન્ ૧૯૨૮ મેં તો કહીં ગયા હી નહીં. સન ૨૮ કે નામ સે તો નિમૂછએ જ્યોતિષી ભી તાલ દેને કે લિયે મૂછેં બઢાને કી ફિક્ર મેં હૈ. ક્યોં ખરબૂજા! ક્યા મૈં ઝૂઠ કહતા હૂં?

ખર૦—નહીં હુજૂર! ઝૂઠ બોલે સ્વરાજ્ય કે દુશ્મન. આપ તો દૂધ કે ધોયે, આંચ કે તપે, સતયુગ કે સફેદ બતાશે હૈં. ચાહે દેવી પર ચઢાવેં ચાહે દેવતા પર. દોનોં પ્રસન્ન હોંગે.

કટ૦—ફિર મેરી નીતિ પર કીચડ ઉછાલને સે લોગોં કો ક્યા લાભ? પરમાત્મા ને જબ મુઝે ઇસ બોઝ કો ઉઠાને કે યોગ્ય સમઝા, તબ હી ઇસકા ભાર સૌંપા. ક્યા તૂ યહ બોઝ ઉઠા સકતા હૈ?

ખર૦—ઉઠા સકતા હૂં, મગર આપકે પીછે–પીછે.

કટ૦—ખરબૂજા! શુભ કામ મેં પીછે રહના અચ્છા નહીં. સ્વરાજ્ય તો સ્વર્ગ કા ખજાના હૈ, ખજાના. અગર કોઇ તુઝે લાખ, દો લાખ ઈનામ મેં દેના ચાહે, તો પહલે લેગા યા પીછે?

ખર૦—(સોચકર) જન્માષ્ટમી કે પહલે દેના ચાહેં, તો જરૂર લે લૂંગા.

કટ૦—નહીં તો?

ખર૦—નહીં તો આપકે પીછે–પીછે.

કટ૦—બેઇમાન! હરકામ મેં પીછે–પીછે. ઐસે પાજી કો મરને પર નરક મિલતા હૈ.

ખર૦—મગર આપકે પીછે–પીછે.

કટ૦—ખરબૂજા! તેરે પીછે રહને સે મુઝમેં ઇતની હિંમત આ ગયી હૈં, કિ ચાહૂં તો સ્વરાજ્ય કી ચાલ બદલ દૂં ઔર ઇસ ચાલ સે સભી ધર્મવાલે મેરી જયજયકાર મનાયેં.

ખર૦—લેકિન હુજૂર! જન્માષ્ટમી કા ત્યોહાર ન છૂટને પાયે.

કટ—નહીં, નહીં. યહ ત્યોહાર તો મેરા સ્વરાજ્ય–સ્વપ્ન હૈ. મૈં અબ ભી દેખતા હૂં, કિ જમુનાજી બઢ રહી હૈ. વસુદેવજી કાલી ભયંકર રાત્રિ મેં કૃષ્ણજી કો લિયે ગોકુલ કી ઓર દૌડે જા રહે હૈ.

ખર૦—હુજૂર! ઔર ભી કુછ દિખાઇ પડતા હૈ?

કટ૦—હાં, મૈં દેખતા હૂં, લક્ષ્મી સોલહો સિંગાર કિયે ચમક–દમક કે સાથ મેરે ચારોં ઓર ઘૂમ રહી હૈ.

ખર૦—ઔર કુછ હુજૂર?

કટ૦—હાં, યહ ભી દિખાઇ પડતા હૈ, કિ મૈં એક જિમ્મેદાર સભાપતિ બનાયા ગયા હૂં. મૈંને નામ પૈદા કરને કી ઇચ્છા સે મનમાને ઢંગ સે હિંદૂ–મુસલમાન કા મેલ કરા દિયા હૈ.

ખર૦—ઇસકે બાદ ભી કુછ દિખાઈ પડતા હૈ?

કટ૦—હાં, કાન ખોલ કર સુન. હર જગહ ગૌએં કટ કટ રહી હૈં ઔર હિંદૂઓં કે જુલુસ ભી રૂકે પડે હૈં.

ખર૦—તો હુજૂર! મુઝે અભી છુટ્ટી દે દીજિયે, જિસસે જન્માષ્ટમી કા ઉત્સવ તો મના લૂં!

કટ૦—લેકિન અબ તો મૈં ધિક્કાર કી ધાર મેં બહને જા રહા હૂં.

ખર૦—તો હુજૂર! જન્માષ્ટમી તક તો ઠહર જાઇયે.

કટ૦—તો અબે, જન્માષ્ટમી ગઇ જહન્નમ મેં.

ખર૦—મગર આપકે પીછે–પીછે.

(દોનોં કા પ્રસ્થાન)

('હિંદૂ–પંચ' ના એક અંકમાં લેખક—બાબા બાલ્ટીદાસ)



# ૯૯—વડોદરામાં આર્યકુમાર આશ્રમની શૂરી પ્રવૃત્તિ

××× હું તો સીધો જઇને આર્યકુમાર આશ્રમના પ્રણેતા શ્રી. આનંદપ્રિયજીને મળ્યો. હું તેમના કંપાઉંડમાં દાખલ થયો, ત્યારથીજ મેં જોઈ લીધું કે, તેમના આશ્રમનું જૂનું મકાન તો છેલ્લી રેલને લીધે ખખડી ગયેલું હોવાથી તેમણે જરા દૂર નાની ઓરડીઓની હારમાળા બંધાવી દીધી હતી અને તેમાંજ મહામુશીબતે સર્વે વિદ્યાર્થીઓ અને શિક્ષકોનો સમાવેશ કર્યો હતો. શ્રી આનંદપ્રિયજીએ મને જણાવ્યું કે, રેલમાં તો તેમનાં ઘણાં ખરાં પુસ્તકો, હીસાબો, કપડાં, સરસામાન—બધુંજ તણાઇ ગયું અને તેથી જાણે એકડે એકથીજ તેમને ફરી વાર શરૂઆત કરવી પડી. સદ્‌ભાગ્યે મુંબઇના સદ્‌ગૃહસ્થ શ્રી નારણલાલ મોતીરામ શિવલાલની મદદ હજી જેવી ને તેવી કાયમજ છે અને તેથીજ જરાય પણ અંતરાયવિના બધું કામ ચાલી રહેલું છે; પણ આ આશ્રમ કંઇ ત્રીસેક વિદ્યાર્થીઓનેજ રાખવાનું કામ કરતું નથી. તે આશ્રમ તો હાલ સમસ્ત ગુજરાતના અંત્યજોની કેળવણી અને ઉન્નતિનું અને તેમને સરકાર તેમજ પ્રજાના જુલમોમાંથી ઉગારવાનું મુખ્ય મથક બની ગયું છે. કોઇ ગામેથી કોઈ ચમાર આવીને કોઇ પટેલના જુલમની ફરિયાદ કરે; બીજે ઠેકાણેથી કોઇ ભંગી આવીને ત્યાંના મુસલમાનોના ત્રાસની કહાણી સંભળાવે અને વળી દૂર દૂરના કોઇ ગામડેથી કોઇ ભરવાડો આવીને તેમના પર મુખી—પટેલો તરફથી ગુજરતા જુલમની ફરિયાદ કરે. આવા માણસો આખો દિવસ આવ્યાજ કરે અને તેમની સાથે વાતચીત કરી તેમને ગામે જવાની કે બીજી કાંઇ લખાપટી કરવાની વ્યવસ્થા શ્રી આનંદપ્રિયજીનેજ કરવી પડે.

### વિધવાઓનો વિસામો

આ ઉપરાંત હતભાગી વિધવાઓ અને સ્ત્રીઓના દુઃખની વાતોનો પણ વરસાદ એ આશ્રમપર હાલ વરસે છે. ત્યાં છેલ્લા થોડાજ અઠવાડીઆમાં ઉપરાઉપરિ કેટલાયે વિધવાવિવાહ કરવામાં આવ્યા છે તેની વાત આખા ગુજરાતમાં ફેલાઇ છે અને તેથી ઉત્તેજન પામીને કેટલીયે વિધવાઓ અથવા કોઇ સેતાનોના હાથમાં સપડાયેલી બાળાઓ પોતાના દુઃખની હૃદયભેદક કથાઓ આશ્રમપર મોકલાવે છે. આ બધી ટપાલજ ત્યાં ખૂબ વધી પડી છે અને તે વાંચવાથી ગુજરાતના સ્ત્રીજીવન ઉપર ઓરજ ભયંકર પ્રકાશ પડે છે. આશ્રમમાંજ એક ખવાસણને મેં કામ કરતી જોઈ. તેનેવિષે વાત કરતાં તેની કરુણાજનક કથા મને શ્રી આનંદપ્રિયજીએ ટુંકામાં કહી સંભળાવી. તે કથા હવે વિગતસર અઠવાડીક 'પ્રજામિત્ર' માં પ્રગટ થઇ ચૂકી છે. શ્રી૦ આનંદપ્રિયજીનો વિચાર તો ત્યાં આગળ આવી સ્ત્રીઓના રક્ષણને માટે એક અબળાશ્રમ કાઢવાનો છે; અને તેને માટે એક મકાન બાંધવાની પણ જોગવાઇ ચાલે છે. હું અંતઃકરણપૂર્વક આશા રાખું છું કે, આ સાચા અને શૂરા સેવકની આ પ્રવૃત્તિ દિનપ્રતિદિન ખીલતીજ જશે અને આખા ગુજરાતની સ્ત્રીઓ અને અંત્યજોની અસંખ્ય આશિષો તેઓ થોડા વખતમાં મેળવશે.

### વિદ્યાર્થીઓની તાલીમ

વળી તેજ સાંજે હું જ્યારે છેલ્લી વાર તે આશ્રમપર ગયો, ત્યારે મેં કંઇ ઓરજ દૃશ્ય જોયું. તે વખતે આશ્રમના બધા વિદ્યાર્થીઓની કવાયત રાખવામાં આવી હતી. તેઓ બધા સ્કાઉટના વેશમાં સજ્જ થયા હતા—જો કે તેઓ સરકારી સ્કાઉટમાં નથી, પણ તેમનું ઇલાયદુંજ મંડળ છે. તેમાં નાના તેમજ મોટા છોકરાઓ—જૂદી જૂદી જ્ઞાતિના હતા, તેમ જૂદા જૂદા પ્રાંતના પણ હતા—ચમારથી તે ભંગી સુધીની બધી કોમ ત્યાં હાજર હતી અને છેક અમૃતસરથી તે નીલગિરિ સુધીના પ્રાંતના પ્રતિનિધિઓ પણ ત્યાં મોજુદ હતા અને તેમાં વળી એક તો ગુજરાતી પિતા અને હબસી સ્ત્રીનો પૂર્વઆફ્રિકાથી આવેલો છોકરો હતો. તેવા મિશ્ર વર્ણના છોકરાઓ પહેલાં મુસલમાનોને સોંપવામાં આવતા હતા, પણ આ મહત્ત્વાકાંક્ષી પંડિતને આ વાતની ખબર પડી તે તેમનાથી સહાઇ નહિ; તેથી તેમણે આ એક બાળકથી શરૂઆત કરીને ભવિષ્યમાં બીજા મેળવીને તેમને સાચા હિંદુ બનાવી શકશે, એવી તેમની ઉમેદ છે.

આ બાળકોએ લશ્કરી કવાયત કરવા માંડી અને પછી થોડીજ વારમાં તેમણે લશ્કરી છાવણી-ના જેવું વાતાવરણ જોતજોતામાં ફેલાવી દીધું. મોટા ઢોલની સાથે સૂરીલા પાવાઓ અને પિત્તળ-નાં વાજાં વાગતાં ગયાં તેમ કંઇ ઓરજ ચમકારો લાગતો ગયો. પછી મારી સૂચનાથી જાત-જાતનાં લડાયક આર્યસમાજી ગાયનોના સૂર એજ બેંડમાંથી વાગતા ગયા. પછી તેની સાથે થોડું ઘણું ગાવાનું પણ શરૂ થયું. છેવટે વળી એક ઓર લહેજત મળી. નીલગિરિના છોકરાએ એક ગીત તામીલમાં અને એક પોતાની અસલ ભાષામાં ગાયું. તેના રાગ ઘણાજ મીઠા લાગ્યા અને તેમાં સ્વામી વિવેકાનંદનું નામ સાંભળીને અને ભારોભાર સંસ્કૃત શબ્દો આવતા જોઇને હું તો હેબતાઇજ ગયો. પછી અમૃતસરના એક વિદ્યાર્થીએ પંજાબીમાં ગીત ગાયું અને પેલા હબસી છોકરાએ આફ્રીકાની અસલ હબસી જબાનમાં એક ગીત ગાઇને અમને હેરત પમાડી મૂકયા.

આ બધું જોઈ-સાંભળીને હું જ્યારે પાછો ફર્યો, ત્યારે મને ખરેખર આ આશ્રમ કોઇ અવ-નવી ધાર્મિક શુદ્ધિ અને રાષ્ટ્રીય સંગઠનના કેન્દ્રસ્થાનરૂપે તેમજ અત્યંજો અને સ્ત્રીઓના ઉદ્ધારના એક પવિત્ર ધામતરીકે જણાવા લાગ્યો; અને મારી એવી ખાત્રી થઈ કે, પંડિત આનંદપ્રિય જેવા બાહોશ અને ઉદ્યમી સેવકો અને વ્યવસ્થાપકો દેશભરમાં ઠેકઠેકાણે આવા આશ્રમો જમાવે તો આપણા આર્યાવર્તના ઉદ્ધારનો દિવસ જોતજોતામાં ઉગી નીકળે.

("હિંદુસ્થાન" તા. ૨-૨-૨૮ના અંકમાં લખનાર એ પત્રના ખાસ પ્રતિનિધિ)

## ૧૦૦—સન્નારીનાં સાચાં ભૂષણ

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને.........એ રાગ)

બ્હેની ! સદાય મોટું મનડું રાખીયે, કહે કોઈ કંઈ તો ના વદીયે વેણ જો !
મર્યાદા મ્હોટાંની જાળવવી સદા, ના સ્હામું મ્હોટાંની બહેન થવાય જો !
એમાં ભૂષણ સન્નારીનું છે રહ્યું. ૧
સાસુ—સસરાની સેવા કરીએ સદા, લઇએ ઘરડાંના શુભ આશીર્વાદ જો !
પતિ એજ પરમાત્મા પ્રમદાએ ગણી, કરવી તેની બ્હેન ! અહોનિશ સેવ જો ! એમાં૦ ૨
બેની ! સાસરીએ માથે ઠીક ઓઢીએ, મ્હોટેથી તાણી ના વદીએ વેણ જો !
વિનોદ-ગોષ્ટિ પરજનની સાથે કદી, કરીએ ના બ્હેની એમાં છે દોષ જો ! એમાં૦ ૩
'આળસ છે દળદર' બ્હેની ! એ કાઢીએ, કરવું હોંસે સઘળું ઘરનું કામ જો !
કામ થકી ના અકળાઈએ બ્હેની ! કદી, કરવી તેની બ્હેન ! અહોનિશ સેવ જો ! એમાં૦ ૪
નિંદા કુથલી અન્ય તણી કરવી નહિ, ના કે'વા કડવા કોને કદી બોલ જો !
જ્ઞાન મળે એવાં પુસ્તક નવરાશમાં, સુધારવો વાંચીને નિજ સંસાર જો ! એમાં૦ ૫
મોજશોખ મેલી રહીએ સાદાઈમાં, વસ્ત્રાભૂષણ કાજ ન દમીએ નાથ જો !
મળી ઝુંપડી ગણવી નૃપતિમહેલશી ! સૂકો રોટલો સ્વામીનો પકવાન જો ! એમાં૦ ૬

(સુરતના 'મહિલાભૂષણ'માં લેખક—રા. 'બાલ-રશ્મિ')

# ૧૦૧—દક્ષિણહિંદુસ્તાનનું પ્રખ્યાત જૈનતીર્થ—શ્રમણ બેળગુળ

દ્રવીડદેશમાં આર્ય લોકો અગસ્ત્ય ઋષિની સરદારી નીચે વિંધ્યાચળ પર્વત ઓળંગીને ગયા. દક્ષિણમાં આર્ય સંસ્કૃતિ ફેલાયાનો એ પ્રથમ બનાવ હતો. વેદકાળ ગયા પછી યજ્ઞ-યાગનો જમાનો આવ્યો હતો અને એ જઈ ભવ્ય દેવળો બંધાયાનો યુગ આવ્યો. દક્ષિણમાં હિંદુધર્મનાં—શિવ, શક્તિ અને વિષ્ણુનાં અસંખ્ય, શહેરો જેવડાં મોટાં દેવાલયો બંધાયાં અને સનાતન હિંદુધર્મે દ્રવીડ પ્રજાઓની પૂરેપૂરી ધાર્મિક જીત કરી લીધી.

ત્યારપછી ભદ્રબાહુ નામના ઉત્તરના એક જૈન યતિને જ્ઞાન થયું કે, ઉત્તરહિંદમાં ૧૨ વર્ષનો મોટો દુષ્કાળ આવવાનો છે. તેમાંથી લોકોને બચાવવા માટે દિગંબરી જૈનોના એક મોટા સંઘને એ દક્ષિણમાં લઇ ગયા. એ દિવસથી દક્ષિણમાં જૈનધર્મનો પ્રચાર થયો અને શ્રમણ બેળગુળ એ ભદ્રબાહુના સમયથી એટલે લગભગ ૨૦૦૦ વર્ષથી જૈનધર્મનાં તત્ત્વનો પ્રકાશ ફેલાવતું યાત્રાનું સુપ્રસિદ્ધ ધામ ગણાવા લાગ્યું.

જૈનધર્મનો તેજસ્વી પ્રકાશ પાડતું એ શ્રમણ બેળગુળ મ્હૈસુર રાજ્યમાં બેંગલોરની પશ્ચિમે આવેલું છે. હિંદની પ્રાચીન મહત્તા જાણવાની ઇચ્છાવાળા એકેએક હિંદીએ એ તીર્થનાં દર્શન કરવાં જોઇએ.

જૈન પુરાણોમાં લખ્યું છે કે, આ સ્થળે ચંદ્રગુપ્તે જૈનધર્મ અંગીકાર કરી ભદ્રબાહુ સાથે નિવાસ કર્યો હતો અને પોતાના જીવનનો ઉત્તરકાળ ગાળ્યો હતો. જે ટેકરીપર એમણે તપશ્ચર્યા કરી અનશન વ્રતથી પોતાનો દેહ ગાળી નાખ્યો, એ ચંદ્રગિરિ નામથી ઓળખાય છે.

ચંદ્રગિરિની બરાબર દક્ષિણે બીજી ટેકરીપર ગોમતેશ્વરની ૬૦ ફીટની મૂર્તિ છે. શરીરનું પ્રમાણ યોગ્ય માપસર છે. ૧૦૦૦ વર્ષથી એ ભવ્ય મૂર્તિ પૃથ્વીનાં નિર્બળ મનુષ્યોને ઇંદ્રિયો પર વિજય મેળવવાનો વીર સંદેશ આપતી ઉભી છે. એ નગ્ન છે છતાં નિર્દોષ બાળક જેવી એ નગ્નાવસ્થા તમે કોઇ પણ પ્રકારના વિકારવગર જોઇ શકો.

કથા એમ છે કે, પહેલા તીર્થંકર આદિનાથે સંસારત્યાગ કર્યા પછી એમના બે પુત્રોમાં રાજ્યગાદીમાટે લડાઇ થઇ. ભરત મોટો ભાઇ હતો. ખરો ગાદીનો વારસ એ હતો. બાહુબલિ—જેમની આ મૂર્તિ છે—એ નાનો હતો. બાહુબલિએ ભરતને હરાવ્યો ને ગાદી છીનવી લીધી; પણ થોડાજ સમય પછી એમને પોતાનાં કર્મનો પશ્ચાત્તાપ થયો. મોટાભાઇને બોલાવી એમણે ક્ષમા માગી ને રાજપાટ છોડી આ સ્થળે આવી તપ આદર્યું. જૈનધર્મનાં તમામ અંગોનું એમણે જ્ઞાન મેળવ્યું, એટલે 'કેવલી' અથવા કેવળજ્ઞાની (પરમ જ્ઞાની) ગોમતેશ્વર નામથી એ પ્રસિદ્ધ થયા.

એમના અવસાન પછી ભરતે પોતે આ પર્વતની ટોચ કોતરાવી એમની સુવર્ણની મૂર્તિ (એટલે કે જેમાં પથ્થરના વજન જેટલું સુવર્ણ ખર્ચાયું હશે એવી) બનાવડાવી. આ મૂર્તિ નગ્ન છે. નથી એને ભસ્મ કે નથી લંગોટી. ઉપર આભ અને નીચે ધરતી છે. પર્વતની ટોચપરથી એ સંસારપર નજર નાખે છે. પગ પાસે વેલા ઉગી નીકળ્યા છે, પાસે સાપ ફરે છે, પણ એને પોતાના દેહની દરકારજ નથી. સંસારના જીવોપર એ પ્રેમ અને કરુણાથી જોઇ રહી છે.

કાળબળે ત્યાં જંગલ થઈ ગયું. કુક્કુટ સર્પો—એટલે કે કુકડા જેવા સાપ—ત્યાં ફરી વળ્યા; છતાં કેટકેટલા યતિઓ, રાજાઓ ને ગૃહસ્થો ત્યાં યાત્રાએ જતા. એક સમયે જીનસેન નામના એક યતિ મદુરા પાસે વિહાર કરતા હતા. ત્યાંના સેનાનાયક ચામુંડરાય જૈનધર્મી હતા. યતિએ એમનાં માતુશ્રીને શ્રમણ બેળગુળની યાત્રાનો મહિમા કહ્યો અને માતાએ દર્શન કર્યા પહેલાં દૂધ ન લેવાની બાધા રાખી. ચામુંડરાયની સ્ત્રીએ સાસુજીની બાધાની હકીકત કહી અને ચામુંડરાય લાવલશ્કર સાથે શ્રમણ બેળગુળ જવા નીકળ્યા. બહુ મહેનતે સૌ ચંદ્રગિરિપર પહોંચ્યા, પણ ગોમતેશ્વરનો પત્તો લાગ્યો નહિ.

આખરે માતા અને પુત્રને એકજ જાતનું સ્વપ્ન આવ્યું અને દક્ષિણદિશાએ બાણ મારવાથી

ગોમતેશ્વર જડશે, એવી ભવિષ્યવાણી સંભળાઈ. ચામુંડરાયે સોનાના ધનુષ્યપર સોનાનું બાણ ચઢાવીને માર્યું અને ત્યાં બરાબર ગોમતેશ્વર જડયા.

પછી તો એ સ્થળનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો અને મહાપૂજા રચાઇ. લખ્ખો યાત્રાળુઓને નિમંત્રણ કરવામાં આવ્યાં. વાજીંત્રો, ફૂલ, ધજા, મંડપો ને ભોજનસામગ્રીઓનો પાર ન રહ્યો. પછી અભિષેક થયો. સેંકડો દેગડા દૂધથી ગોમતેશ્વર ભગવાનને નવડાવવામાં આવ્યા; પરંતુ ત્યાં એક આશ્ચર્ય બન્યું.

દૂધની ધારા ભગવાનની કેડ આગળથી નીચે પડી જાય, પણ ચરણકમળ સુધી પહોંચેજ નહિ! ચામુંડરાયે અફસોસ કરવા માંડયો ને વિદ્વાનોને તેનું કારણ પૂછ્યું. એક ગરીબ બાઇ બીલાના કાચલામાં દૂધ લઇને પૂજા કરવા આવેલી તે બિચારી દૂર ઉભી રહેલી. યતિ જીનસેને ચામુંડરાયને એ દૂધ લઇ લેવા કહ્યું અને એ બાઇ તરફથી ભગવાનને ચઢાવવાની આજ્ઞા કરી. આ દૂધ તરત ચરણકમળ સુધી પહોંચ્યું અને પછીની પૂજા નિર્વિઘ્ને પૂરી થઇ.

ચામુંડરાયનાં પડળ હવે ઉઘડી ગયાં. પૂજાના આડંબર અને ઠાઠથી એનામાં અભિમાન આવેલું હતું તે એ સમજી ગયો ને પેલી ગરીબ બાઇનું પાશેર દૂધ એના લાખ્ખો રૂપિયાની પૂજા કરતાં અધિક છે, એમ એને સમજાઇ ગયું. આ બાઇનું નામ ગુલકાયાજી પડયું. ગોમતેશ્વરની સામે એ બાઇની ખરી ભક્તતરીકેની, પૂર્ણ કદની, બીલીફળના કાચલામાં દૂધ લઇને ઉભેલી મૂર્તિ આજે પણ ત્યાં ભાવપૂર્ણ નયને જોઇએ છીએ અને આનંદ થાય છે.

પણ એ જીર્ણોદ્ધારનેયે આજ ૧૦૦૦ વર્ષ થઈ ગયાં છે. ઈ. સ. ૧૨૦૦ પછી દ્રવીડ અને કર્ણાટક દેશમાંથી જૈનધર્મનો ભારબોજ તો તૂટી ગયો છે, છતાં કાનડી ભાષાના ઘડતરમાં અને જૂના સાહિત્યમાં એની મદદ જેવીતેવી નથી.

આપણે સંપ્રદાયોના કુંડાળાથી પર થઇ આ સ્થાને યાત્રાળુઓના જેવા પૂર્ણ ભાવથી જઇશું તો-પણ અમૂલ્ય લાભ મેળવીશું એમાં શક નથી. મૂર્તિ પવિત્ર, ગંભીર અને પ્રેરક છે. આપણા શિલ્પીઓને માટે પણ પૂર્ણ માન ઉત્પન્ન કરાવે એવી છે.

શિવાજી કે નેપોલિયનનાં બાવલાં જોઇને જે વીરતા માટે આપણે ધ્યેય ધારીએ તેના કરતાં પણ વિશેષ ઇન્દ્રિયો પર વિજય મેળવવાનો આખા જૈનધર્મનો સંદેશો આ સ્થાનેથી આપણને મળી રહે છે; અને ભોગવિલાસના આ જમાનામાં એ સંદેશાની આપણને કેટલી બધી જરૂર છે?

આ મૂર્તિનાં કવિજનોએ અને ભક્તોએ ખૂબ વખાણ કર્યાં છે. એનાં તો વખાણ જેટલાં થાય એટલાં ઓછાં છે. એક સાધુ લખે છે કે 'લિખિતંગ ગૃહસ્થ લોકોનો સાળો (એટલે સૌ ગૃહસ્થોની સ્ત્રીઓને બહેન ગણનારો): ગોમતેશ્વરને જુઓ! શું એમને કોઇપણ વાસના અસર કરી શકે?'

બીજા એક કવિ કહે છે કે 'ગોમતેશ્વરનાં કૃપાકટાક્ષ જેનાપર પડે છે તેના આશય શુદ્ધ થઇ જાય છે.'

(સં. ૧૯૮૪-માગશરના 'કુમાર' માં લેખક-ડૉ. હરિપ્રસાદ વ. દેસાઈ.)

## ૧૦૨—ભિખારી

મેરે હૃદય કે રંગ મેં, સારે જહાઁ કે અંગ કો! તૂ ને રંગાયા ઔર મૈં, ફિર ઢુંઢતા કિસ રંગ કો!!૧
મેરે હૃદય કે સાજ સે, સારી ધરા હૈ સજ રહી! મેરે હૃદય કી બાંસુરી, સારે ગગન મેં બજ રહી!!૨
મેરે હૃદય કે પ્રેમ સે, તૂ ને બનાયા હેમ કો! ફિર ભી ભિખારી કી તરહ, મૈં ઢુંઢતા કિસ હેમ કો!!૩
હૈ પ્રેમ-ગંગા બહ રહી, તેરે હૃદય કે આસપાસ! ફિર ભી સદા તૃષાર્ત્ત તૂ-ક્યોં હી બતા દે પ્રેમદાસ?૪

(રચનાર શ્રી હરીંદ્રનાથજી ચટ્ટોપાધ્યાય)

# ૧૦૩-શ્રી વીરતત્ત્વ પ્રકાશક મંડળ-શિવપુરી
## ( એક આદર્શ જૈન સંસ્થા )

ગયા જાન્યુઆરી મહિનામાં હું એક મિત્રના પુત્રની જાનમાં શિવપુરી (ગ્વાલિયર) ગયો. શિવપુરી મહારાજા સિંધીઆનું નિવાસસ્થાન છે. અહીં મહારાજા સાહેબે પ્રચૂર ધનવ્યય કરીને જંગલમાં મંગલ કરી દીધું છે, એક ઘણા મોટા જંગલને રમણીય પાર્ક તરીકે પરિવર્તિત કરી દીધું છે અને કૃત્રિમ બંધોદ્વારા જલરાશીને જલાશય, ઝરણાં તથા મંદગામિની નદીના રૂપમાં પ્રવાહિત કરેલ છે. અહીં વિવિધ પ્રકારનાં સુંદર વહાણો, દર્શનીય સ્ટીમરો અને બોટ તથા નાવડાં દેખાય છે. બગીચાની અંદર ચારે તરફ ઘણી સુંદર સડકો છે અને ઉચિત સ્થાનો ઉપર સુસજ્જિત બંગલા અને મોટી કોઠીઓ શોભાયમાન છે.

મહારાજા સાહેબનાં માતાજીની સ્મૃતિમાં એક વિશાળ મંદિર બનાવ્યું છે, જેમાં તેમની શાંતિમયી મૂર્તિ સ્થાપિત છે. તેની દેવમૂર્તિના જેવીજ પૂજા અને માનતા થાય છે. માતાપ્રતિ પુત્રના જીવતા-જાગતા પ્રેમસમ્માનનું આ પ્રમાણ છે.

મહારાજા માધવરાવ સિંધીઆ, જેમના અકાલ મૃત્યુએ આ દિવ્ય સ્થાનને વૈધવ્યરૂપ આપી દીધું છે, તેઓ હમેશાં માતાના મંદિરમાં જઇ સવિનય અને શ્રદ્ધાપૂર્ણ પૂજા કરતા હતા. આજ મંદિરની સામે તેમની સ્મૃતિમાં પણ એક વિશાળ અને દિવ્ય મંદિર બની રહ્યું છે. આની લાગત લગભગ ૧૦-૧૨ લાખ રૂપિયાની થશે. ભારતવર્ષમાં મૂર્તિપૂજા ક્યારે અને કેવી રીતે ચાલી? આ પ્રશ્નનો ઉત્તરાભિલાષી પુરુષ આ સ્થાનમાં આવીને સ્વયં જોઇ શકે છે.

શિવપુરીમાં રાજમહેલ પણ મોટા દાદવાળો છે; અને અહીં કચેરીઓ તથા અનેક મનોવિનોદનાં સ્થાનોની ઇમારતો ઘણી શોભાયમાન છે.

શિવપુરી રેલ્વે સ્ટેશનની પાસે એક અત્યંત સુંદર અને દિવ્ય જૈન સંસ્થા છે, જેનું વિસ્તૃત વર્ણન આ લેખનો વિષય છે.

આ સંસ્થાનું નામ શ્રી વીરતત્ત્વ પ્રકાશક મંડળ છે. સાત વર્ષથી આનું અસ્તિત્વ છે. આના જન્મદાતા સ્વર્ગીય શાસ્ત્રવિશારદ જૈન આચાર્ય શ્રી. વિજયધર્મસુરી છે. આ સંસ્થાનો ઉદ્દેશ્ય સંસ્કૃતના ધુરંધર વિદ્વાનો, ત્યાગી, સચ્ચરિત્રશાળી, ઉચ્ચાશયી તથા ધર્મપરાયણ ઉપદેશક અને સંચાલક ઉત્પન્ન કરવા, એ છે. પહેલાં આ સંસ્થા મુંબઇમાં હતી. તે પછી બનારસ ગઇ, ત્યાંથી આગ્રે અને હવે ત્રણ વર્ષથી શિવપુરીમાં છે. આ સંસ્થા જૈનસમાજની સહાયતાથી સ્થાપિત થઇ છે અને પ્રધાનતઃ જૈનોની સહાયતાથી ચાલી રહી છે. એટલામાટે આને જૈન સંસ્થાજ કહેવામાં આવે છે. અત્યારે આમાં ૪૫ વિદ્યાર્થી છે. શિક્ષણક્રમમાં ૯ કક્ષાઓ રાખવામાં આવી છે. ૬ કક્ષાઓ વિદ્યાલયની અને ૩ મહાવિદ્યાલયની. વિદ્યાલય વિભાગમાં સંસ્કૃત, અંગ્રેજી, ધાર્મિક, ગણિત, હિંદી આદિ વિષયો છે અને મહાવિદ્યાલય વિભાગમાં સંસ્કૃત અને અંગ્રેજી. શારીરિક વ્યાયામ બંને વિભાગમાં આવશ્યક છે. ચરિત્રસુધાર મુખ્ય વિષય છે. ચાર અધ્યાપકો વૈતનિક છે. બે એક આજ સંસ્થાના ઉત્તીર્ણ વિદ્યાર્થી અને કેટલાક જૈન સાધુ-જેઓ અહીં રહે છે-આ કાર્યમાં દત્તચિત્ત થઇને સહાયતા કરે છે. જૈન સાધુઓના સાથે રહેવાથી વિદ્યાર્થીઓના ચારિત્ર ઉપર મોટો પ્રભાવ પડે છે.

પાઠશાળાની સાથેજ બોર્ડીંગ હાઉસ પણ છે, જેમાં વિદ્યાર્થીઓની રહેણી-કરણી અને ખાનપાન પ્રાચીન ગુરુકુલ પદ્ધતિ પ્રમાણે હોઇને એક પ્રાચીન આદર્શનું સ્મરણ કરાવે છે. શિક્ષણમાં તથા અન્ય વિષયોમાં પણ પ્રાચીન અને નવીન આદર્શોનું મિશ્રણ છે.

વિદ્યાર્થીઓને ખાનપાન, કપડાં, પુસ્તક વગેરે આજ સંસ્થા તરફથી અપાય છે. આને માટે વાર્ષિક ખર્ચ દશ-અગિયાર હજારનું લગભગ છે. સ્થાન રમણીય છે તથા હવાપાણી ઉત્તમ છે. એટલા માટે વિદ્યાર્થીઓની તંદુરસ્તી સારી રહે છે. દેશી ખેલોદ્વારા તેઓની પાસે પૂરી કસરત કરાવવામાં આવે છે.

વિદ્યાર્થીઓની વ્યવસ્થાને માટે વિદ્યાર્થીઓમાંથીજ ૭ નિયંતા નિશ્ચિત કરવામાં આવ્યા છે. તેમાં પ્રત્યેકને ૭–૭ સાત–સાત વિદ્યાર્થી સુપ્રત કરવામાં આવ્યા છે. તે વિદ્યાર્થીઓનાં કપડાં તથા અન્યાન્ય બાબતોનો ખ્યાલ આજ નિયંતા રાખે છે. જો કંઈ વિશેષ આવશ્યકતા હોય તો નિયંતા સુપ્રીન્ટેન્ડેન્ટને સૂચિત કરે. વિદ્યાર્થીઓને સ્વાવલંબી બનાવવાનો અહીં પૂરો પ્રયત્ન કરવામાં આવે છે. સંસ્થાના મંદિરની સફાઈ, દેવમંદિર તથા ગુરુમંદિરની સફાઈ, શાક લાવવું વગેરે ઘણાં કામો વિદ્યાર્થીઓ જાતે કરે છે. જ્યારે રસોઇયો નથી આવતો, ત્યારે તેઓ પોતાની રસોઇ પણ બનાવી લે છે. તેઓ સ્વયંપાકના અભ્યાસી થઈ ગયા છે.

આ વિદ્યાર્થીઓને દર રવિવારે વક્તૃત્વ—કળાસંબંધી શિક્ષણ પણ આપવામાં આવે છે. આ કાર્ય પ્રસિદ્ધ વક્તા શ્રી મુનિ વિદ્યાવિજયજીએ પોતાના હાથમાં લીધું છે. ૪–૫ વિદ્યાર્થી તો આ વિષયમાં સારી તરક્કી કરી ચૂક્યા છે.

આ વિદ્યાર્થીઓ ધર્મ—પતાકા નામનું એક હસ્તલિખિત માસિકપત્ર પણ કાઢે છે, જેમાં તેમના હિંદી, ગુજરાતી, સંસ્કૃત આદિમાં લેખો રહે છે. આવી રીતે એમની લેખનશક્તિનો વિકાસ થાય છે.

વિદ્યાર્થીઓ કેવળ સ્થાનિકજ નહિ, પણ ઘણા દૂર દૂરથી આવે છે. ઘણા વિદ્યાર્થીઓ તો ગુજરાત પ્રાંતથી આવેલા છે.

હમણાં બે વર્ષોથી અહીંના વિદ્યાર્થીઓ કલકત્તા વિશ્વવિદ્યાલયની સંસ્કૃત પરીક્ષાઓ પણ આપવા જાય છે અને લગભગ બધાજ પાસ થાય છે. આ સંસ્થાની સાથે એક સારૂં પુસ્તકાલય પણ છે. અધ્યાપકો અને વિદ્યાર્થીઓ આનાથી સારો લાભ ઉઠાવે છે. આ ઉપરાંત સંસ્થાના કમ્પાઉન્ડમાં એક સુંદર વાટિકા છે, જે હરી-ભરી અને ફળી–ફૂલી રહે છે. તેમાં વિદ્યાર્થીઓ ઉદ્યાન સંબંધી કળાનું શિક્ષણ પણ પ્રાપ્ત કરી લે છે.

આ સંસ્થાની વ્યવસ્થા બે કમિટિઓદ્વારા થાય છે. એક કમિટિ શિવપુરીમાં છે, જેના સભ્ય થોડાક વિદ્વાન રાજ્ય ઑફિસરો છે અને થોડા નગરના ગૃહસ્થ સજ્જન. બીજી કમિટિ મુંબઇમાં એડવાઈઝરી બોર્ડ.

આ સંસ્થાને ગ્વાલિયર રાજ્ય તરફથી પણ સમયે સમયે સહાયતા મળતી રહે છે. ગયા વર્ષમાં આ સંસ્થાને રાજ્ય તરફથી ૨૦૦૦ની મદદ આપવામાં આવી હતી. સંસ્થાના બોર્ડીંગ હાઉસ-માટે જમીન પણ હમણાં આપવામાં આવી છે. આથી સ્પષ્ટ થાય છે કે, આ સંસ્થા તરફ રાજ્યની દૃષ્ટિ સારી છે.

આ સંસ્થાના સ્થાપક શ્રી વિજયધર્મસુરી હતા, કે જેઓનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેઓ જૈનધર્મના પારંગત પંડિત અને પ્રસિદ્ધ ધર્માચાર્ય હતા. તેમનું નામ દૂર દૂર દેશોમાં વિખ્યાત છે. યૂરોપ અને અમેરિકાના વિદ્વાનો જેમનો જૈનધર્મ સાથે પરિચય છે, તેઓ પ્રાયઃ તેમને લખ્યા કરતા હતા અને જૈનધર્મ તથા દર્શનસંબંધી પ્રશ્નોનું તેમની સહાયતાથી સમાધાન કરતા હતા. આ સ્વનામધન્ય ધર્માચાર્યજીનો સ્વર્ગવાસ શિવપુરીમાં સં. ૧૯૭૯ માં (૧૯૭૮માં) થયો. તેઓની પવિત્ર સ્મૃતિ સુરક્ષિત રાખવાને માટે જૈનોએ એક સમાધિમંદિર બનાવ્યું છે. આ મંદિરની જમીન શિવપુરી સ્ટેશનની પાસે જે ઘણી મોકાની છે, તે સિંધીયા સરકારે આપી હતી. મંદિર ઘણું સુંદર છે. એમાં ઉક્ત આચાર્ય મહારાજની દિવ્ય મૂર્તિ સ્થાપિત છે. આજ મંદિરની સાથે પૂર્વોક્ત સંસ્થાને સંબંધ છે.

શ્રી વિજયધર્મસુરીજીના સ્વર્ગવાસ પછી આચાર્યના આસન ઉપર તેમના સુપ્રસિદ્ધ શિષ્ય શ્રી વિજયેન્દ્રસુરી વિરાજમાન થયા, જેઓ આ સંસ્થામાં રહીને અથવા ભિન્ન ભિન્ન સ્થાનોમાં જઇને ધર્મોપદેશ કરે છે. તેઓ સંસ્કૃત, હિંદી, ગુજરાતીના સારા વિદ્વાન અને અંગ્રેજી ભાષા તથા સાહિત્યથી પણ સુપરિચિત છે. તેમની સાથે મુનિ વિદ્યાવિજયજી તથા જૈન દર્શન સાહિત્ય-ના પ્રખર વિદ્વાન અને સુવિખ્યાત વક્તા અને અન્ય તપસ્વી સાધુ રહે છે, જેમના પવિત્ર ચારિત્રનો પ્રભાવ આ સંસ્થાના વિદ્યાર્થીઓ ઉપર ઘણો સારો પડે છે. મુનિ વિદ્યાવિજયજીને આ સંસ્થાના આત્મા કહી શકીએ. તેઓ રાતદિવસ પરિશ્રમ કરીને સંસ્થાની દેખરેખ રાખે

છે અને પોતાનો વિશેષ સમય વિદ્યાર્થીઓને શિક્ષણ તથા ઉપદેશ આપવામાં રોકે છે. તેઓ કેટલાક વિષયોના પ્રખર અને પૂર્ણ વિદ્વાન તો છેજ; તે ઉપરાંત સરળતા, સચ્ચરિત્રતા અને સજ્જનતામાં પણ એક્કાજ છે. શ્રી વિજયેંદ્રસુરી મહારાજ, જેઓ અત્યારે આચાર્ય પદવીપર છે, તેઓ જૈનધર્મના એક આદર્શ સાધુ છે. આટલી ઉંચી પદવી ઉપર હોવા છતાં પણ તેમને અભિમાન અને અહંકારનો સ્પર્શ પણ નથી. એવો કયો મનુષ્ય છે, કે જે તેઓને મળીને પ્રસન્ન અને પ્રફુલ્લિત ન થઇ જાય! દર્શન કરતાંજ તેમની પવિત્ર, પ્રસન્ન અને દિવ્ય મૂર્તિનો બધા ઉપર પ્રભાવ પડે છે. તેઓ મીલનસાર પણ ઉંચા દરજ્જાના છે. કેવળ જૈનોપરજ તેમનો પ્રભાવ છે એમ નહિ, પરંતુ હિંદુ, મુસલમાન, ઇસાઈ આદિ દરેક ધર્મના લોકો ઉપર પણ છે. બધાં એમનું સન્માન કરે છે. તેમનું ધર્મ અને લોકસંબંધી જ્ઞાન એટલું બધું ઉન્નત છે કે તેમની સાથે કોઇપણ વિષય ઉપર વાતચીત કરતાં તમને તેજ વખતે બરાબર ઉત્તર મળશે. હું જૈન નથી, પરંતુ મને જૈન સાધુઓ અને ગૃહસ્થોને મળવાનો બહુજ અવસર મળ્યો છે. જૈન સાધુઓના સંબંધમાં હું વિનાસંકોચે કહી શકું છું કે, તેઓમાં કોઇકજ એવો સાધુ હશે, જે પોતાના પ્રાચીન-પવિત્ર આદર્શથી નીચે પડયો હશે. મેં તો જેટલા સાધુ જોયા, તેઓને મળવાથી ચિત્તમાં એજ પ્રભાવ પડયો કે તેઓ ધર્મ, ત્યાગ, અહિંસા તથા સદુપદેશની મૂર્તિ છે-તેઓને મળવાથી ઘણી પ્રસન્નતા થાય છે. જે સાધુ મહારાજાઓનો અહીં ઉલ્લેખ કર્યો છે, તેઓ તો અસાધારણ વ્યક્તિ છે. કેવળ તપસ્વી સાધુ નહિ, બલ્કે પ્રકાંડ વિદ્વાન અને અનુભવી.

આ સંસ્થામાં એક નવી જાત જોવામાં આવી. લગભગ દોઢ વર્ષ થયાં જર્મનીથી એક વિદૂષી મહિલા અહીં આવીને રહી છે. એનું અસલી નામ ડૉ૦ શાલોટે કૃઝે અને ભારતીય નામ સુભદ્રાદેવી છે. તે પી. એચ. ડી. ની ઉપાધિથી વિભૂષિત અને લીપઝિગ યુનિવર્સિટિની એસિસ્ટંટ પ્રોફેસર છે. આ બાઇ ભારતવર્ષની કેટલીયે ભાષાઓથી પરિચિત છે. સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી, મરાઠી, હિંદી પહેલવી વગેરે. યૂરોપની તો બધીયે ભાષાઓ તે જાણે છે. આ સંસ્થામાં તે જૈન તત્ત્વજ્ઞાન, જૈન આગમ, જૂની ગુજરાતી વગેરેનો અભ્યાસ કરી રહી છે. થોડો સમય થયાં તેણીએ આચાર્યશ્રી વિજયેંદ્રસુરી મહારાજની પાસે જૈન દીક્ષા લીધી છે. માંસાહારાદિનો તેણીએ સર્વથા ત્યાગ કર્યો છે અને હિંદુસ્થાની જ્ઞાતિ પ્રમાણે દાળ-ભાત-રોટલી-શાક વગેરેનું ભોજન કરે છે. હિંદી સભ્યતા ઉપર તેણીનો ઘણોજ અનુરાગ છે. 'ધર્મ-ધ્વજ' નામની ગુજરાતી માસિકપત્રિકામાં તેણીના ગુજરાતી લેખો પ્રાયઃ પ્રકાશિત થતા રહે છે. આ વિદૂષી બાઇ, આ સંસ્થાના ઉચ્ચ કક્ષાના વિદ્યાર્થીઓને અંગ્રેજી પણ ભણાવે છે. તેણીએ ભાષા-વિજ્ઞાનસંબંધી સારી શોધ કરી છે. બેએક પુસ્તકો પણ તેણીનાં બહાર પડી ચૂકયાં છે. હું આ વિદૂષીને મળ્યો અને મળવાથી ચિત્ત ઘણુંજ પ્રસન્ન થયું. આ બાઇ ઘણીજ સરલ સ્વભાવવાળી, વિનયી અને શીલસંપન્ના છે. તેણીની જૈનધર્મ તથા અન્ય ભારતીય ધર્મોપર શ્રદ્ધા જોઇને મને ઘણીજ પ્રસન્નતા થઇ.

આ સંસ્થા દિન-પ્રતિદિન ઉન્નતિ કરતી રહે અને જે ઉદ્દેશ્યથી તેની સ્થાપના થઇ છે, તેની શીઘ્ર પૂર્ણરીતિથી પૂર્તિ થાઓ, એજ મારી હાર્દિક શુભાકાંક્ષા છે.

(પૌષ ૧૯૮૪ ના 'સુધા'માંના લાલા કન્નોમલજી એમ. એ. ના લેખપરથી સ્વતંત્રાનુવાદ.)

# ૧૦૪–વિધવાવિવાહવિષે શાસ્ત્રોના પૂરાવા

## ધર્માચાર્યોના વિરોધનાં કારણો

જ્યારે આખું જગત એમ બૂમ મારી રહ્યું છે કે, વિધવાવિવાહ કરવો જોઇએ; મહાત્મા ગાંધીજી જેવા વિચારવંત પુરુષોએ પણ કહ્યું કે, યુવાનોએ વિધવાઓનો હાથ પકડવો જોઇએ; અનુભવ અને બુદ્ધિ પણ એમ સાબીત કરે છે કે, વિધવાવિવાહ આવશ્યક છે; ત્યારે કેટલાક ટુકડાખાઉ શાસ્ત્રીઓ અને પંડિતો જેઓને અમારે વેદીઆ ઢોર કહેવા જોઇએ, તેઓ 'વિધવા-વિવાહ શાસ્ત્રસંમત નથી' એમ સિદ્ધ કરવા નીકળી પોતાની પંડિતાઇથી વિધવાઓના પૈસા હજમ કરવા ઇચ્છતાં ધર્મને નામે અધર્મનો પ્રચાર કરી રહેલા ધર્મગુરુઓને ખુશ કરવા પ્રયત્ન કરી રહ્યા છે, એ ખરેખર ખેદ ઉપજાવનારૂં છે. વિધવાવિવાહનો વિરોધ કરનારાઓને અમારે જણાવવું જોઇએ કે, ખુદ મનુ ભગવાન લખે છે કે, પાંચ આપત્તિઓમાં સ્ત્રીએ બીજો પતિ કરવો. મહાભારતમાં પણ એ માટે પ્રમાણ છે. જ્યારે નલરાજાનો પત્તો ન લાગ્યો, ત્યારે દમયંતીએ બીજો પતિ મેળવવા સ્વયંવર કરાવ્યો હતો. અથર્વ વેદમાં પણ એ માટે જોઇએ તેટલાં પ્રમાણો મળી શકે છે.

ધર્મ એ સર્વની ઉન્નતિમાટે છે. મનુ ભગવાન કહે છે કે–**'यस्तर्केण धर्मं जानाति स तं वेत्ति नेतरः'** જે માણસ ધર્મને તર્કથી સમજવા કોશીશ કરે છે,તેજ માણસ તેને સમજી શકે છે; બીજો નહિ. એ પ્રમાણે વિધવાવિવાહથી લાભ છે કે નહિ તેના વિચારવિના એમ કહેવું કે તે યોગ્ય નથી, એ મૂર્ખાઇ નહિ તો બીજું શું છે? જે શાસ્ત્રમાં એકજ જાતિને ન્યાય મળતો હોય, તે શાસ્ત્રને કૂવામાં નાખી દેવું જોઇએ. જે શાસ્ત્ર દુઃખી વિધવાઓનો નાદ નથી સાંભળતું તે શાસ્ત્ર ન કહેવાય.

આ વેદીઆ ઢોરો વિધવાવિવાહનો વિરોધ કરે છે, તેનાં ઘણાં કારણો છે. તેમાંના કેટલાકો ધર્મગુરુઓને ખુશ કરવા માટે તેમ કરે છે. પંડિતોને અમુક પગારની લાલચ છે. આજ વિધવાઓને ફસાવી ધર્મગુરુઓ કામવાસનાઓ તૃપ્ત કરે છે અને તે બિચારીઓ પાસેથી લાખો રૂપિયા કઢાવી મોજ ઉડાવે છે. મંદિરોમાં ઘણીખરી ઉપજ વિધવાઓ તરફનીજ હોય છે. હવે જો એ વિધવાઓ પુર્નલગ્ન કરે તો ધર્માચાર્યોની મોજમજા નાશ પામે. આ પ્રમાણે પોતાના અંતઃકરણના અવાજની વિરુદ્ધ વેદીઆ ઢોરો પોતાનાં શિંગડાં ઉંચાં કરે છે, એમાં નવાઇ નથી.

આ વેદીઆ ઢોરોને અમારે પૂછવું જોઇએ કે, વિધવાઓને પુનર્લગ્નની છૂટ નહિ મળવાથી અને તમારા તેમનાપરના અનહદ જુલમથી જ્યારે તેઓ ઇસાઈ કે મુસલમાન બનશે, ત્યારે શાસ્ત્રોને કોણ પૂછશે? તમે તમારી સ્મૃતિઓને ચાટતા રહી જશો, તમારી વહુ–બેટીઓ દુઃખની ભોગ થઈ ઇસાઇ કે મુસલમાન બની જશે, જે તમે આજ જોઇ રહ્યા છો. વિધવાવિવાહના વિરોધ-માં સમસ્ત હિંદુજાતિનો વિનાશ દેખાય છે. શું તમારી સ્મૃતિઓ એમ કહે છે કે, હિંદુજાતિનો નાશ થવા દેવો? શું તમારાં શાસ્ત્રો એમ કહે છે કે, તમારી વિધવાઓ વેશ્યાઓ બને? આજની હિંદુજાતિની અધોગતિ વિધવાવિવાહના વિરોધથીજ થઇ છે. જ્યાંસુધી વિધવાઓના દુઃખનો અગ્નિ બળ્યા કરે છે, ત્યાંસુધી બીજી સ્વરાજ જેવી બાબતોની વાત કરતાં શરમ કેમ ન આવે! માટે વિધવાવિવાહને ઉત્તેજન આપવું જોઇએ. તેમાં મોટું પુણ્ય છે. દરેક માણસે પોતાની જાતિ અને દેશની રક્ષામાટે વિધવાવિવાહનો પક્ષ લેવો જોઇએ. આ વાંચીને વેદીઆ ઢોરો સમજે તો સારૂં.

("હિંદુસ્થાન" દૈનિકના એક અંકમાં લખનાર–શ્રી વલ્લભદાસ ભગવાનજી ગણાત્રા.)

# ૧૦૫–સેવાધર્મનો સંન્યાસી

સંવત ૧૯૭૯નો હડહડતો દુષ્કાળ છે. મરેલાં ઢોરનાં ઢેરઢેર મુડદાંનો તો પારજ નહિ. દુષ્કાળે રાડ બોલાવી છે. દલિતોના બાપાને કાને આ અવાજ પહોંચે છે અને આજ દુષ્કાળમાં નવદીક્ષિત થયેલા, સેવાની સાક્ષાત્ મૂર્તિસમા સુખદેવભાઇ સાથે ઝાલોદ તાલુકાની નિરીક્ષામાટે તેઓ સંચરે છે. ભગવાન સૂર્યનારાયણ આ પ્રદેશ ઉપર જાણે ખાસ ગુસ્સે થયા હોય તેમ, આકાશમાંથી ચોમેર અંગારા વરસાવી રહ્યા હતા. જ્યાં જુઓ ત્યાં લૂખું સૂકું વેરાન, રસકસનું ક્યાંય નામ–નિશાન નહિ. આકડા દૂધવિહોણા સુકાઇને ઉભેલા. જ્યાં જુઓ ત્યાં ઉકળાટ, ઉદ્વેગ અને આક્રંદ.

આવા વિકટ દેશકાળમાં સીમલાની શીતળ ટેકરીપરથી, ત્યાંની શીતળતા આ મરુભૂમિ પર પ્રસરાવવા મુદ્દામ આવી પહોંચેલા આ દેવ–પાર્ષદ શંકરપુરા નામના ભુંડા–ભુખ જેવા ગામને પાદરે આવી પહોંચ્યા. બપોરના ધગધગતા ઘોમમાં નરી કંગાલિયતના ઓળા સમું કંઇક સરી જતું જોયું. એ શું હતું? અન્નને અભાવે પેટ અને પીઠ જેનાં એક થઇ ગયાં છે, જળને અભાવે જેનું શરીર રસકસવિહોણું રૂક્ષ અને વસ્ત્રને અભાવે સાવ નગ્ન, એવું કેવળ હાડકાંઓનું એક માનવ–માળખું હતું. એ એક વૃદ્ધા હતી. ઢસડાતે પગે તે પસાર થઇ રહી હતી. બાપાનો અણધાર્યો ભેટો થયો. આ દૃશ્યથી બાપાની આંખે અંધારાં આવ્યાં, આંખે હાથ દીધા અને પીઠે ફરી વસ્ત્રો પાછલે હાથે ડોસી તરફ ફેંક્યાં. બાપાને પંચમહાલમાં આણી ભીલ સેવાની પ્રથમ દીક્ષા દેનારો આ પહેલો પ્રસંગ.

× × × ×

નીતર્યાં બિલોર જેવું તમારી સામે એક સુંદર તળાવ કલ્પો. એની ઉપર મઝાની એક નાનકડી રામટેકરી અને એના શિખર જેવી ઉગતા સૂરજના રતુંબડા તાપમાં ખીલી નીકળતી એક સુરમ્ય ભીલશાળા. દાહોદથી ૧૬ માઇલ છેટે, અરણ્યમાં મૂડાહેડા નામના ગામડાનું આ દૃશ્ય. વર્ષમાં ઘણીવાર આ શાળાના નિરીક્ષણ માટે બાપા આવે, તેમ આજે પધારેલા છે. હાથેપાણી લેવા ન ટેવાયેલા ભીલ બાળકોને સુઘડ બનાવવા ભીલસેવામંડળની દરેક શાળામાં બાપાનું ફરમાન છુટેલું છે કે, શિક્ષકે જાતિદેખરેખ નીચે નિત્ય સ્નાન કરાવવું. એ પ્રમાણે આજે ભીલ વિદ્યાર્થીઓની એક ટોળી વૃદ્ધ બાપાને મોખરે રાખી સ્નાનમાટે ઉતરી પડી. સૌ નહાવા લાગ્યા. એવામાં સડેલ માથાવાળું ગોબરૂં ભીલ બાળક બાપાની નજરે પડયું. બાપાએ એ બાળકને પ્રેમપૂર્વક ચોળી ચોળી ઘણી મિનિટ સુધી નવરાવ્યું–હાથ ધોયા, પગ ધોયા, ગરદન પણ ચોળી ચોળીને સાફ કરી અને પેલું ગંધાતું માથું કશાએ સોચવિના સાફ કર્યું. બાળક તો નાહી રહ્યું. તેને પોતે નહાય ત્યાંસુધી ટાઢમાં શી રીતે ભીનું રખાય? એટલે કિનારા ઉપર પડેલો પોતાનો સુઘડ ટુવાલ લઇ એ ભીલ બાળકનો સારોય દેહ અને પેલું માથું ઘસી ઘસીને લૂછયાં; અને પછી બાકી રહેલું પોતાનું અડધું કોરૂં શરીર પાણીમાં ઝબોળી, બહાર આવી જાણે કશુંજ ન બન્યું હોય તેમ તેજ ટુવાલે પોતાનું શરીર લૂછયું......સ્વામીશ્રી વિવેકાનંદજીના દરિદ્ર નારાયણ સાથેનો આવો અનેરો સાક્ષાત્કાર ખરેખર દુર્લભ...ઓ સુધરેલા વાચકો! આ અભેદ દર્શનથી તમે શી લાગણી અનુભવો છો? એ એકાંતમાં તમારા અંતરાત્માને જરૂર પૂછી જોજો.

× × × ×

સંવત ૧૯૭૯ના આશ્વિનની વિજયાદશમી છે. ભીલસેવા મંડળનું ઠામ હજી શરૂઆતનું છે. ૩૦ વિદ્યાર્થીઓ અને ૧૦ મોટેરા મળી ૪૦ જણ દેવગઢ બારિયાની દશેરામાં ભાગ લેવા, જેસાવાડેથી એક દિવસના લગભગ બાવીસ માઇલની ઘોર વગડાની મુસાફરી કરી લોથપોથ થઇ, એક ઓળખીતાને મેડે પડયા છે. એ મેળાનું, એના 'ફેન્સી ફેર'(જુગારખાના)નું અને એ મેળાને અંગે ઠેરઠેર મંડાતી દારૂની પરબોનું વર્ણન પૂજ્યશ્રી ઠક્કર બાપાને વરદ હસ્તેજ, એક વખત 'સૌરાષ્ટ્ર'-માં આવી ગયું છે, એટલે એ કથા અત્ર મોકુફ.

સંધ્યા વીતી ગઇ છે. સેંકડો ભીલ દંપતીઓ, ઘુઘરમાળ બાંધી રોહવિના સૂર પૂરી, કલ્લોલ કરતાં, નાચતાં–કૂદતાં, સારાયે ગામમાં ઘૂમે છે. ત્યાં તો મોટી મોટી મશાલો સાથે બારિયાની 'ભીલ–કોર' દેખાઇ, સવારી આવી લાગી. તાજેતરમાંજ ભીલસેવા મંડળે છપાવેલું ભીલોમાટેનું

સ્વચ્છ રહેવું, દારૂ ન પીવો વગેરે દશ શિખામણોનું એક પતાકડું છુટાછવાયા ભીલ સેવકો આ મેળામાં ખપાવી રહ્યા હતા.

અંધાધુંધીવાળી આ સવારી પૂરી થવા આવી. ચકોર દિવાન સાહેબ એમના પારદર્શક ચશ્મા-માંથી ઝીણી દૃષ્ટિએ વસ્તુસ્થિતિ પામી ગયા; મુસલમાન સુપ્રીન્ટેન્ડેન્ટ, તેમજ ફોજદારો વચ્ચે ‘હોમરૂલિયો’ ‘હોમરૂલિયો’ની ગુસપુસ થવા લાગી.

હજુ અમે સહુ ઉતારે જઇ માંડ ઠામ પડીએ છીએ, ત્યાં તો ઉપરાછાપરી તેડાં આવ્યાં. ‘હોમરૂલિયેકું બુલાતે હૈ.’ પૂજ્ય ઠક્કર બાપા તથા અમે સહુ ચાવડી ઉપર ગયા. ઘણો લાંબો સમય ત્યાં નીકળી ગયો. મોડા મોડા ફોજદાર સાહેબ આવ્યા અને રાતોરાતે બારિયાના દરબારની હદ છોડી જવાનું ફરમાન છૂટયું. આ વખતે લગભગ રાતના અગીઆર થયા હતા. બારિયાની હદ છોડવા આઠ માઇલનું જંગલ નાનાં બાળકોને લઇ વટાવવું પડે તેમ હતું.

દિવાન સાહેબ વસ્તુસ્થિતિ સમજ્યા હતા કે, “અમૃતલાલ નામનો એક બુઢ્ઢો ખાદીધારી ‘હોમ-રૂલિયો’ ભીલોને બ્હેકાવવા, ચાળીસેક ચળવળીઆની ફોજ લઈ બારિયાની સામ્રાજ્યનિષ્ઠાની પ્રતિષ્ઠા ખરાબ કરવા શહેરમાં દાખલ થઈ ગયેલ છે.” પરિણામે રાતોરાત હદપારીનો આ મૌખિક હુકમ.

પણ બાપા ક્યાં ગાંઠે તેમ હતા? લેખિત હુકમ માગ્યો. તે તો હતો નહિ, એટલે બાપાએ કહ્યું કે ‘આ મારાં નાનાં બાળકોને લઇને આટલી રાતે જવું મારેમાટે શકય નથી. અમને ઉંચકીને તમારી હદની બહાર મૂકી આવો.’ આમ કહી રજા લઈ, ઉતારે આવ્યા; તો ત્યાં મુકામ આપ-નાર ઉપર તવાઇ હતી. અંતે મકાન તો ખાલી કરાવ્યું અને અમે તો આટલી મોડી રાતે ભૂખ્યાં-તરસ્યાં નાનાં બાળકોને લઇ ગામના તળાવ ઉપર ઠંડીમાં જઇ પડયા. વચ્ચે બાપા અને આસપાસ મુંબાઇના શ્રીકાંત શેઠ અને રતીલાલ શેઠ; ચોતરફ બાળકોનું કુંડાળું રાત ગાળવા પડયું. જરા ઝોકું આવ્યું કે એકાદ ફોજદાર ઘોડે ચઢી આવ્યોજ હોય; ‘કેમ અમૃતલાલ કાકા! કંઇ અડચણ તો નથી ને?’ સવારે ઉઠયા, ને આકાશમાં ભળભાંખળું થતાં પથારીઓ ઉપાડી તો નીચેથી ગામલોકોએ શૌચ જઇ કરેલો બગાડ નીકળ્યો. જાહેરસેવકનાં બિછાનાં કંઇ ફૂલનાં તો થોડાંજ હોવાનાં છે?

× × × ×

‘ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે!’—યશવાટિકા આશ્રમમાં આવેલા રામજી મંદિરમાં બ્રાહ્મ-મુહૂર્તની આરતિ આટોપાઇ. જેસાવાડા ભીલસેવા મંડળમાં વીસ વર્ષની પ્રતિજ્ઞા લઇ, દીક્ષિત થનારા સેવકો પાસેના કૂવાપર શીત સ્નાન કરી, રંગમંડપમાં પોતપોતાને આસને ગોઠવાયા. ક્રમવાર એક એક સભાસદને ઉદ્દેશીને પૂ. બાપાએ શિખામણનું પ્રવચન શરૂ કર્યું. સૌ કોઇના કર્ણોમાં એકજ ધ્વનિ સંભળાતોઃ “પવિત્ર રહેજો, જે કામ લીધું છે તેમાં ઓતપ્રોત થઇ, હાડકાં એ લોકોમાંજ પાડજો અને તમારા નિર્દિષ્ટ સ્થાને પહોંચ્યાવિના કદી પણ થાક ખાવા રોકાશો નહિ.” એમના શબ્દેશબ્દ ટાંકું તો સાત સભાસદો માટેનાં સારાં સરખાં સાત પ્રકરણો થાય. વાત તો આજ કહી, પણ એટલી બધી ગંભીર રીતે કહી કે સૌ સ્તબ્ધ થઈ, શરૂ થતી સમા-ધિના ઘેનમાં ઘેરાવા લાગ્યા. પ્રવચનને અંતે પ્રતિજ્ઞાઓ લેવાઇ અને પછી પૂજ્યશ્રી મામા સાહેબ ફડકેનું ‘રે શિર સાટે નટવરને વરીએ’ તેમજ શ્રીકાંતભાઇનું ‘પ્રભુ મેરે અવગુણ ચિત્ત ન ધરો’ ગવાયાં. છેલ્લે ‘એકજ દે ચીનગારી મહાનલ, એકજ દે ચીનગારી’ અશાવરીની લયમાં ગવાયું. પૂ. બાપા તેમજ સૌ સભાસદો તલ્લીન થઈ, અશ્રુપ્રવાહમાં ભીંજાઈ તરબોળ થઇ ગયા. સાક્ષી થવા પૂર્વમાં ધીર ગંભીર છટાથી ભગવાન ભાસ્કરનો પ્રાદુર્ભાવ ધીમે ધીમે થયો. ‘ઉગે છે પ્રભાત આજે ધીમે ધીમે, ઉગે છે ઉષાનું રાજ્ય ધીમે ધીમે.’

× × × ×

પૂજ્ય બાપાના હમેશના પોશાકની યાદી—માથે ખાદીનો ફેંટો, ખાદીનો કોટ, કેડીયું ને ખા-દીનુંજ ધોતીયું. હાથમાં દોહદમાં હોય ત્યારે લાકડી અને બહાર જાય ત્યારે એકાદ પુસ્તક. કપડાં હાથે ધોયેલાંજ રોડવાય, ધોબીની જરૂર નહિ.

પૂ. બાપા સ્કાઉટ પ્રવૃત્તિમાં માને છે. મંડળ પોતે પણ સો ઉપરાંત સ્કાઉટ્સ ધરાવે છે; અને આ વખતની મુંબઇની ‘સ્કાઉટ જામ્બુરી’માં ભાગ લેવા પચાસ સ્કાઉટ્સની એક ટુકડી ગયેલી પણ ખરી.

જામ્બુરીના મેદાનમાં આજે સમસ્ત સ્કાઉટની કૂચ છે. સહુ 'રાઈટ લેફ્ટ, રાઈટ લેફ્ટ' કરતા ઘૂમી રહ્યા છે. તેમની વચ્ચે આ શું? આ કોણ? ખાખી 'નીકર,' ખાખી પહેરણ, કમરપટો, મોજાં, માથે ફેંટો અને સહુને ટપી જાય એવા પગમાં કાળા કાનપુરી દોરીવાળા બૂટ. મંડળના 'સ્કાઉટ ઑર્ગેનાઇઝર' પેલા વણકર બાદશાહ ભેળા કદમજોશ મીલાવતા. આ પડછંદ વીર કોણ છે? જાણવું છે? એજ પેલા ઠક્કર બાપા. વાંચનાર! આશ્ચર્યમાં પડીશ નહિ. ખુલાસો પૂછતાં ઠક્કર બાપાએ જવાબ આપ્યો છે: "જેમાં હું માનું છું, જે હીલચાલને મારો સાથ છે, તેના સઘળા કાયદા અને શિસ્ત મારે શિરસાવંદ્ય છે. શિસ્ત ફરમાવે છે કે, મારે યુનિફૉર્મમાં સજ્જ થવું અને તે મારે અનુસર્યેજ છૂટકો." હજી કાનપુરી જોડા જેમના તેમ અનામત છે, ભીલસેવા મંડળની ઑફિસમાં પડયા છે. પુણ્યસ્મરણ તરીકે અમે તો જાળવીજ રાખવાના.

× × × ×

આ તો હજી ગઈ કાલનોજ બનાવ છે. રેલસંકટને કામે બાપા વડોદરે જાય છે. પાવાગઢ, બેડીયા વગેરે માટે 'મેડીકલ એઇડ ટુર'માં સેવક પણ સાથેજ હતો. કેટલાક વખતથી પૂજ્ય બાપાનું રાત્રિભોજન ટ્રેનમાંજ થાય છે. નિયમ પ્રમાણે આજે પણ, ઑફિસના મહારાજે ભાખરી, શાક ને ગોળ બાંધી આપેલ છે. ગોધરામાં રાત પડી ગઈ. એક મહારાષ્ટ્રી મેજીસ્ટ્રેટ એમના એક ડૉકટર સગાને વિદાય દેવા આવેલા. તેમણે ડૉકટરને ઓળખાણ આપી: "ઠક્કર સાહેબ ચા નાવ એકટા આહે કા? હેચ તો મી. એ. વી. ઠક્કર." એમ ઓળખાણ અપાઇ. અરસપરસ જય જય થયા. ડૉકટર સાહેબને આવા મોટા જાહેર પ્રજાસેવક સામે બેસવું પડયું. સંકોચાઇ બેઠા ને ગાડી ઉપડી. પૂ૦ બાપાએ ગોધરા સ્ટેશનના નળમાંથી એક પ્યાલામાં મારી પાસે પાણી ભરાવી રાખેલું. ગાડી વેગમાં આવ્યા બાદ, 'કાં નાસ્તો શરૂ કરીશું ને?' એમ કહી એક ખૂણાને પાટીએ ચઢયા. આ સાદાઇ ડૉકટર સાહેબ તો જોઇજ રહ્યા.

આજે ભીલસેવા મંડળની વ્યવસ્થાપક સભામાંથી પરવારી, અમે મુસાફરીએ નીકળ્યા હતા. વ્યવસ્થાપક સભામાં એક ભાઇને તેના ગુન્હા બદલ માફી અપાઇ હતી. એ વિચારમાં બાપાનો આનંદ માતો નહોતો. એમનું માનસિક વાતાવરણ કેવળ ધાર્મિક કવિતામય બન્યું હતું, જાણે એમની જુવાની પાછી પાંગરતી હતી.

નાસ્તો બાંધેલું છાપાનું પડીકું છુટયું. અંદરની વાનીમાં પોષક તત્ત્વના ૩૦ ટકા હતા, તો જુલાબના ૭૦ ટકા હતા. ખારી ખારી ભાખરી, બટાકાના અર્ધકાચા અને ફિક્કા કકડા અને થોડોક ગોળ. બટાકાનું મીઠું પણ મહારાજે ભાખરીમાં નાખ્યું લાગતું હતું. સેવક તો માંડ ધીમે ધીમે ચગળીને એક નાનકડી ભાખરી પતાવી શકયો. બિચારા ભૂખ્યા બાપા તો કલાપિની

'હા પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે; પાપી તેમાં ડૂબકી દઇને પુણ્યશાળી બને છે.'

વગેરે કવિતા માણતા હતા. ભોજનની એમને ઓછીજ પડી હતી? આજે તો એક ગુન્હેગારને માફી બક્ષી તેની મોજ મણાતી હતી. ઑફિસના મહારાજે આવાં તો કેટલાંયે વાળુ એ વૃદ્ધ સંન્યાસીને કરાવ્યાં હશે; પણ એ વિતરાગે હજીસુધી, એ બાબતમાં મહારાજને કશુંજ કહ્યું નથી. આ સ્થિત-પ્રજ્ઞને તો રસાસ્વાદની કશીજ નથી પડી.

विहाय कामान् यः सर्वान् पुमांश्चरति निःस्पृहः। निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति॥

× × × ×

૧૯૭૯નો દુષ્કાળ કંઇક શમ્યો છે. ધગશની મૂર્તિસમા શ્રી ઈન્દુલાલભાઇએ બાપા સાથે મળી ભીલોના એ કાયમી દુઃખના નિવારણાર્થે કંઇક કરવું એવો નિશ્ચય કરી દાહોદથી આઠ માઈલ છેટે ગુજરાતની રળિયામણી અગાશીસમી મીરાખેડીની ટેકરી ઉપર કોઇક શુભ ચોઘડીએ આશ્રમની ખુંટી રોપી. હવે અમારા બાપાના આશ્રમની શરૂઆત, એટલે ઉપર કંઇક છાયા, આસપાસ ખુલ્લું અને કહેવાતા મકાનમાં ધસી આવતા પવન અને ધૂળના ગોટાનો સહકાર. આ વસ્તુસ્થિતિમાં બે જુવાનીઆઓ વિદ્યાર્થીઓને ભણાવવા રસાળા ગુજરાતમાંથી આવ્યા અને મુકામ નાખ્યો. દિવસ પછી દિવસ અને મહિના પછી મહિના વીત્યે ગયા. ગમે એટલા પણ નવજુવાન શોખીન અને રસીલા ગુજરાતનિવાસી, ઉપરના એકધારા અરણ્યવાસથી કંટાળ્યા અને એક દિવસ વિચાર કર્યો જાફત ઉડાવવાનો. દાહોદના બજારમાંથી પાકેલા પપૈયા આણ્યા. પૂરી તળાઇ અને ભજીયાંનું ખીરૂં

પણ તૈયાર થયું; પણ પેલું છેટે ધોળા ફેંટાવાળું લાંબું સરખું પ્રૌઢ સડકપર શું દેખાય છે? વિદ્યાર્થીઓમાં ને શિક્ષકોમાં બાપા આવ્યાની ચર્ચા ઉલ્લાસભેર ચાલી. સડકથી આશ્રમ સુધીનો અડધો માઇલ વટાવી બાપા આવી પહોંચ્યા. આશ્રમમાં આવી વસ્તુસ્થિતિને પામી ગયા. કશું બોલ્યા નહિ. આમ ફર્યા તેમ ફર્યા, ત્યાં તો ભીલ બાળકોને રસોડે જમવાનો સમય થયો. ઘંટ વાગ્યો અને આસનો ગોઠવવામાં આવ્યાં. યુવાન શિક્ષકોએ જોયું કે, એ પંગતમાં બાપા પણ સામેલ છે. તેઓ બાપા પાસે આવ્યા, કાલાવાલા કર્યા. પોતાની મ્હેફીલમાં ભાગ લેવા ખૂબ સમજાવ્યા; પણ ઉંડા મૂક ગુસ્સાથી રાતાચોળ થઈ ગયેલા બાપા એકના બે ન થયા તે નજ થયા. આખરે, પપૈયાનું મનમોહન સિકંજબીન ભીલ બાળક સમસ્તમાં થોડું થોડું વહેંચાયું, ત્યારેજ બાપાએ થોડું ચાખ્યું. ભીલોમાં ભીલ જેવા—એમની માફક મકાઈની થુલી, પાનીયા રોટલા ને અડદની દાળ ખાતા. ત્રણ થીંગડાંવાળું ખાદીનું કરકરી કુમાશનું પહેરણ પહેરતા, ભીલોમાં ઓતપ્રોત થઈ જતા એમને જોવા એ તો આ સેવાયુગનું એક દર્શન છે.

× × × ×

"બાપા, જાવ નહિ હો. આખી રાત વરસાદ વરસ્યો છે અને નદી—નાળાં બે કાંઠે ભરપૂર હશે ને હજી ક્યાં વરસાદ નથી આવતો!" આમ જન્મથીજ મીશનરીનું ઉપનામ મેળવનાર એક કુમળી વયના, પણ પુખ્ત ઓદ્ધો ધરાવનાર જાંબુઆ શાળાના આચાર્યે કાકલુદીભર્યા અવાજે બાપાને વિનવ્યા.

"મગન, ગઇ કાલે તો આખો દિવસ તેં મને રોકી રાખ્યો. આજ તો ગયેજ છૂટકો." વહેલા વહેલા ઉઠી, મીઠાનું દાતણ કરી, બોકડીનું દૂધ પી, દાહોદથી તેર માઇલ દૂર, મુંબાઇ ઇલાકાને અને માળવાને છૂટા પાડનારી બરાબર હદ ઉપર આવેલા આ રમણીય અર્ધ આશ્રમમાંથી ઝટપટ બાપાએ ચાલવા માંડયું. ઘનઘોર વાદળ, મેઘલી સવાર, ઝરમર ઝરમર વર્ષતો મેહ, સાગરશય્યામાંથી મહત્ત્વના કામમાટે દોડી આવેલા નારાયણસમા વૃદ્ધ બાપાના હાથમાંનો લાંબો દંડ અને વરસાદ ખાળવાને શેષફણા જેવી કામળીની ભીલોડી ઘુમટી અને આસપાસ વરસાદમાં ન નીકળવા આગ્રહપૂર્વક વિનવતું પણ કલ્પાગરૂં સેવકવૃંદ—આ બધું કોઈ પણ પ્રકારના દિલને પલાળવા પૂરતું હતું. કાદવમાં લદબદ થતા, પલળતા ધીમે ધીમે બાપા આગળ વધ્યા. ખરેજ, નદીની ધસ પર આવતાં જોયું તો નદી બે કાંઠે પૂરપાટ વહી જતી હતી. આ ગાંડી જંગલી નદી ભલભલાના છક્કા છોડાવી દેવા સમર્થ છે. તીરે આવેલા એક વૃક્ષ નીચે બેસી જઇ કંઇક વિચાર કર્યો અને ફરી ઉઠયા. નદીના મૂળ તરફ આગળ જતાં ક્યાંક ઉતરાશે એવી આશામાં બાપા આગળ ને આગળ ચાલવા મંડ્યા. ત્યાં તો કોઇક જમાના પહેલાંના દુષ્કાળનો એમનો પુરાણો સાથી નામે રણજિત પોતાની ઝુંપડીની બાદશાહત માણતો એમને લાધી ગયો. શિષ્ટાચાર પ્રમાણે રામરામ થયા. અનુકંપાની લાગણીઓથી આ નાનકડું ભીલ કુટુંબ આ મેઘલી આફતમાં વિચરી રહેલા આ મહાપુરુષ તરફ બાઘાની જેમ જોઇ રહ્યું. નદીપાર ઉતરવાના આ વૃદ્ધના દૃઢ નિશ્ચયને નમતું આપી, ચાર—પાંચ પઠ્ઠા ભીલ સાથીઓને લઇ ભીલ રણજિતે બાપાને સાથ દીધો. ઘણું ચાલ્યા બાદ, કેડ સમાણા પાણીમાં ધસમસતી ઘુઘવતી નદી વટાવી, સવારના છ વાગ્યાના નીકળેલા પાણીથી તરબોળ થઇ ગયેલે કપડે બપોરે અગીઆર વાગ્યે પાંચ કલાકે પાંચ માઇલ વટાવી, આપણા બાપા જાંબુઆથી ગરબાડા આવી પહોંચ્યા. અનેક આફતોની વિકટ નદીઓ અગર જો એમના કાર્યમાં વિઘ્ન તો નાખતી હશે, તોપણ તેને તરી જવા એ ખચિતજ શક્તિમાન છે, એ પૂરવાર કરી આપવા આટલો એકજ બનાવ પૂરતો છે. આ બનાવ પછી ઘણા દિવસ સુધી વૃદ્ધ કેડ દુઃખી છે, સારૂંયે બદન કળ્યું છે, પગ હજી કોઇ દિવસ કોઇ સાથીને ગરબાડેથી જાંબુઆ જતાં, નદીપરનું પેલું ઝાડ વચમાં આવતાં, બાપા પુલકિત ચ્હેરે "આજ તે ઝાડ" કરી નિર્દેશે છે.

('સૌરાષ્ટ્ર' તા—૨૦—૧—૨૮ ના અંકમાં લેખક શ્રી. ઈશ્વરલાલ વૈદ્ય)

# ૧૦૬—શાહી સીતમોની સામે ઝુઝનાર

## હજરત મુસ્લીમ બીન અકીલે આપેલી આહુતિ

(કરબલાનો ધર્મજંગ આખી દુનિયામાં જાણીતો છે. એ જંગની તૈયારી કરનાર હજરત ઈમામ હુસેનના સેંકડો સંગાથીઓ જુલ્મી સુલ્તાન યઝીદને હાથે રહેંસાઈ ગયા છે. એવા એક પરાક્રમી જવાંમર્દ શહીદની કથા નીચેની ઐતિહાસિક વાર્તામાં આપી છે. કથાની રચના રા. હસનઅલી નાનમહમદના ' હજરત ઈમામ હુસેનનો સત્યાગ્રહ ' નામના પુસ્તકના આધારે કરેલ છે. મૂળ પુસ્તક પોણોસો અરબ્બી ગ્રંથોના દોહનરૂપ છે. મૂળ વસ્તુ માટે રા૦ હસનઅલીનું બંધુકૃત્ય સ્વીકારીએ છીએ.)

સાંજ પડવા આવી હતી. આફતાબ પોતાની રોશની સંકેલી લઇ જાણે કે દમીશ્કના જુલમગાર સુલ્તાન યઝીદનાં પાપોથી શરમાતો શરમાતો ક્ષિતિજ નીચે સંતાઇ જવા દોડતો હતો!

કુફાનગરની શેરીઓમાં ઘોડાઓના તબડાટ સંભળાતા હતા. સમશેરધારી સૈનિકો એકજ માણસની શોધ કરતા હતા. ઘરે ઘરનાં બારણાં ઉઘડાવી તેઓ બૂમ મારતા હતા કે, મુસ્લીમ બીન અકીલને બહાર કાઢો, બહાર કાઢો! લોકોના શ્વાસ ઉંચા ચઢી ગયા હતા.

આવે ટાણે કુફાના એક દૂરના ખૂણાની મસ્જીદમાં મગરીબ ઇશાની નમાઝ પછી એક મુસાફર બહાર આવ્યો. આખા દિવસની ભૂખ અને તરસથી તેના ગળામાં ખરેડી પડતી હતી. ધીમે અને થાકેલે પગલે એ મુસાફર એક ગલીમાં દાખલ થયો. કોઇ ઘરના બારણા આગળ એક ડોસી આતુર ચહેરે ઉભી હતી. તે મનમાં બબડતી હતી કે "મારો બિલાલ ક્યારે આવશે?"

ડોસી પાસે જઇ મુસાફરે સવાલ કર્યો કે "અય અમ્મા! હું આખા દિવસનો તરસ્યો છું, મને પાણી પાશો?"

મુસાફરનું કોમળ મુખ જોતાં, એની આંખોમાંથી નિર્દોષતા ઝરતી જોઈ ડોસીએ કહ્યું—

"અય ખુદાના બંદા! આજની વેળા ઘણીજ જોખમી છે; માટે તારાં બાળબચ્ચાંની સંભાળ લેવા ઘર ભેગો થઇ જા...ચાલ તને પાણી આપું."

મુસાફર ડોસીની પાછળ પાછળ ઘરમાં ગયો અને દિલભર પાણી પીને જરા વાર બેઠો. પછી તેણે રજા લીધી. એટલામાં ડોસીને કંઇક કુતૂહલ થતાં તેણીએ પૂછ્યું.

"મુસાફર! તારૂં નામ શું?"

"અમ્મા! મારૂં નામ મુસ્લીમ બીન અકીલ છે."

"ઓહોહો!!" ડોસીના મ્હોંમાંથી આશ્ચર્યના ઉદ્ગાર નીકળી પડયા: "અય મારા સરતાજ! આપ આ દશામાં?! આજે તો મારે ઘેરજ રહી જાઓ, આપની સેવા કરવાની મને તક આપો."

હજરત મુસ્લીમ બીન અકીલને આખા દિવસના રઝળાટથી થાક લાગ્યો હતો; એટલે હજરતે એક ઓરડીમાં ઉતારો લીધો. થોડુંઘણું અનાજ લઈ હજરત ખુદાની બંદગીમાં લાગી ગયા.

રાતના દશ વાગ્યા હતા. હજરત મુસ્લીમ બીન અકીલની ઓરડીમાં ઝાંખો દીવો બળતો હતો. ઓરડીમાંથી કુરાને શરીફના કલમા સંભળાતા હતા.

બિલાલ મોડો મોડો ઘેર આવ્યો. ઓરડીમાં દીવો જોઇ તેને નવાઇ લાગી. તેણે પોતાની વૃદ્ધ અમ્માને પૂછ્યું—

"ઓરડામાં કોણ પૂરાયું છે?"

"બેટા! એ તો આજની રાતનોજ મીજમાન છે, ગરીબ મુસાફર છે."

"પણ તેનું નામ શું?"

"બેટા! કોઇને કહીશ નહિ. એ તો હજરત મુસ્લીમ બીન અકીલ છે."

બિલાલ ગમ મારી ગયો. કંઈ પણ બોલ્યા વિના તે પથારીમાં પડી ઉંઘી ગયો.

હજરત મુસ્લીમ બીન અકીલ સત્ય અને ઇન્સાફના ખરા સંગાથી હતા. શામના જાલીમ સુલ્તાન યઝીદની સામે બંડ જગાવનાર હજરત ઈમામ હુસેનના તે જીગરજાન દોસ્ત હતા. હજરત ઇમામ

હુસેન એ યઝીદની સત્તા તોડવા પોતાના ચુનંદા માણુસો સાથે કુફા તરફ કૂચકદમ ચાલ્યા આવતા હતા. કુફામાં હજરત મુસ્લીમ બીન અકીલ એમના એલચીતરીકે પ્રજાને જુલમી સુલ્તાન સામે તૈયાર કરી રહ્યા હતા; પણ એવામાં ઓચીંતુંજ યઝીદનું લશ્કર કુફા ઉપર આવી પહોંચ્યું હતું; અને કુફા સર કરી, તમામ દરવાજા બંધ કરાવી સુલ્તાનના એ લશ્કરનો સરદાર ઓબયદુલ્લાહ, મુસ્લીમ બીન અકીલની શોધ કરવા લાગ્યો હતો. કુફા સર થયું છે અને એટલેજ હજરત ઇમામ હુસેનમાટે કુફા આવવું અતિશય જોખમભરેલું છે, એવી ખબર ઇમામ હુસેનને પહોંચાડવા માટે કોઇ પણ માર્ગે નાસી છૂટવાનો લાગ શોધતા હજરત મુસ્લીમ બીન અકીલ છુપાતા છુપાતા ફરતા હતા. બે દિવસના ઉપવાસને અંતે આજે તેમણે આ ડોશીનો આશ્રય લીધો. એમને પકડવા માટે તો યઝીદના વિજયી સેનાપતિ ઓબયદુલ્લાહે ઇનામો કાઢ્યાં હતાં. રાત અને દિવસ તેના સિપાઇઓ ઘરઘરનાં બારણાં ઠોકી મુસ્લીમ બીન અકીલની ખોજ કરતા હતા.

પથારીમાં પડ્યો પડ્યો બિલાલ ભયંકર વિચારોમાં ગુંથાયો હતો, મુસ્લીમ બીન અકીલની આજે ઘણા દિવસોથી શોધ થાય છે, એ તે જાણતો હતો. તેની તલાસ આપનારને ભારે નજરાણો મળશે, એ પણ તેને ખબર હતી. તે વિચારના ઘોડાપર ચઢ્યો.

" હવે મારૂં દારિદ્ર ફીટી જશે. બસ, સવારમાં સહુથી પહેલી ખબર પહોંચાડી દઉં. "

પરોઢીઆના ચાર વાગ્યા, કુકડાના પ્રથમ અવાજે હજરત મુસ્લીમ બીન અકીલ પથારીમાંથી બેઠા થયા. બેઠા થઇને એમણે પરવરદિગારની બંદગી આદરી.

બિલાલ પણ પથારીમાંથી ઉઠ્યો. તેની મા ઉંઘમાં ઘોરતી હતી; એટલે તે મુસ્લીમ બીન અકીલની ઓરડી પાસે ગયો. બારીની ચીરાડમાંથી તેણે અંદર નજર નાખી જોયું તો હજરત આંખો મીંચી બંદગી કરતા હતા. ઘડીભર બિલાલને દિલમાં ડંખ થયો, પણ તેની નજર આગળ સરદાર ઓબયદુલ્લાહની મહેરબાની નાચવા લાગી. મક્કમ પગલે તે ઘરબહાર ચાલ્યો ગયો.

હજરત મુસ્લીમ બીન અકીલ તો ધ્યાનમગ્ન હતા. ખુદાની સાથે તે એકતાન બન્યા હતા. હાથમાં તસ્બી ધીમે ધીમે ફરતી હતી, બહાર કુકડો સવારની છડી પોકારતો હતો.

મુસ્લીમ બીન અકીલે વઝીફો–નમાજ પછીની દોઆ શરૂ કરી; એટલામાં બહાર રસ્તાપરથી સંખ્યાબંધ ઘોડાના દબડાટનો અવાજ આવવા લાગ્યો. એ અવાજ નજદીક આવતો હતો.

ડોશી પથારીમાંથી સફાળી ઉઠી.

" સરતાજ ! નાસો, નાસો ! કોઇએ દગો કર્યો જણાય છે...અલ્યા બિલાલ, ઓ બિલાલ !" પોતાના છોકરાને ડોસી બૂમ મારવા લાગી.

પણ બિલાલ ક્યાંથી જવાબ આપે? ડોસીએ બિલાલની પથારી ખાલી જોઇ.

" યા ખુદા ! મારા હરામી દીકરાએ ગજબ કર્યો ! એણેજ બાતમી આપી દીધી ! !"

ડોસી કલ્પાંત કરવા લાગી.

એટલામાં તો ઘોડેસ્વારો ઘરના દરવાજા નજીક આવી પહોંચ્યા. નાસવાનો લગારે સમય નહોતો. અચણુચ બખ્તર પહેરી સમશેર અને ઢાલ લઇ તેઓ બહાર નીકળી પડ્યા.

એમની સામે સિત્તેર સ્વારો સમશેર ચમકાવતા ઉભા હતા. સવારના આછા અજવાળામાં એ સઘળા ભયંકર ભૂતાવળ જેવા લાગતા હતા.

ખુદા તાલાહનું નામ લઇને હજરત એમના ઉપર ત્રાટક્યા. પ્રથમ ઝટકેજ પહેલા સ્વારને ઉડાવી દઇ વિજળીના વેગે તે ઘોડાપર કૂદ્યા અને પછી કોઇ હજાર હાથવાળા મહાવીરની જેમ સમશેરના ઝપાટા બોલાવવા લાગ્યા. રસ્તો સાંકડો હતો, એટલે એમને સામાવાળાઓ ઘેરી શકે તેમ નહોતા. જેમ જેમ તેમની સામે સ્વારો આવતા ગયા, તેમ તેમ તો ધડથી માથાં જૂદાં પડવા લાગ્યાં. હજરત મુસ્લીમ બીન અકીલ એક અથંગ લડવૈયા હતા. એમની તલવાર જેનાપર પડતી તે ભોંયભેગોજ થતો હતો. સ્વારો પાછા હઠવા લાગ્યા. હજરતને અજાયબ શૂરાતન ચઢ્યું. એ તો ભાજીમૂળાની જેમ શત્રુઓને વાઢવાજ માંડ્યા. દિવસ ઉગ્યો એટલી વારમાં તો તે ગલીમાં મુડદાના ઢગલા થઈ પડ્યા અને લોહીની નદી વહેવા લાગી.

હજરત મુસ્લીમ બીન અકીલ અજબ જવાંમર્દીથી જંગ ખેલી રહ્યા હતા. એમનું ધ્યાન કેવળ સમશેર ચલાવી શીર જૂદાં કરવામાંજ હતું. એવામાં થોડા ઘોડેસ્વાર જંગમાંથી લાગ જોઇ નાસી ગયા. એમણે સેનાપતિને હજરતની કાતીલ બહાદૂરીની ખબર આપી. થોડી વાર થઇ કે તુરતજ તાજા તાજા દોઢસો ઘોડેસ્વારો તબડાટી કરતા આવી પહોંચ્યા. એમણે આવતાંવેંતજ હજરત ઉપર દૂરથી તીરોનો વરસાદ વરસાવ્યો, પથરાઓનો ધોધમાર હલ્લો ચાલુ કર્યો, લડાઇના કાનુનોથી ઉલટા જઇ એમણે આમ બેવફાઈથી જંગ આદર્યો, ત્યારે હજરત શાંત બનીને ઘોડા ઉપર બેઠા રહ્યા.

"સનનન્!" કરતો એક જંગી કાળમીંઢ પહાણો આવીને હજરત મુસ્લીમ બીન અકીલના કપાળમાં ચોંટયો. તીરના સતત મારથી એમનું શરીર વિંધાઇને ચારણી જેવું થઇ ગયું. ઘોડા ઉપરથી આમ ડફ દઇને નીચે પડયા; પરંતુ ભીંતને ટેકો દઇ બેસી ગયા. ફૂટેલા કપાળમાંથી વહેતા લોહીથી તેમની સુરત લાલ ચણોઠી જેવી બની રહી.

ઓચિંતોજ એ દિવાલ આગળથી એક માણુસ નીકળ્યો. એણે પોતાની સમશેર સોઇ ઝાટકી-ને મુસ્લીમ બીન અકીલને લગાવી. હજરતનો હોઠ લઇને તલવારનો એ ઘા ચાલ્યો ગયો. છેલ્લી ઘડીએ આમ ચારે કોરથી ઝટકા સહન કરતા તે દિવાલને ટેકે દઇ થઈ બેઠા રહ્યા.

ઘોડેસ્વારોએ આવીને તેમને ઘેરી લીધા. તેમને મુસ્કે ટાટ બાંધી સાંઢિયા ઉપર બેસાડીને જુલ્મગાર સરદાર ઓબયદુલ્લાહ પાસે લઇ ગયા.

મુસ્લીમ બીન અકીલનો શ્વાસ રૂંધાતો હતો. એમની કાયા ઉપરના અપરંપાર ઝખ્મો ઠરતા હતા. મોત એમનાથી બહુ દૂર નહોતું. એમણે ઓબયદુલ્લાહને કહ્યું—

"જાલીમોના ઓ દૂત! યાદ રાખજે કે, આખરે સત્યનોજ વિજય છે. કુફા અને શામના ખરા માલેક તો હજરત ઇમામ હુસેનજ છે. થોડા વખતમાં તારા સીતમગાર સુલ્તાનના તખ્તને-એ તારાજ કરશે.

ઓબયદુલ્લાહ લાલચોળ થયો. એણે બરાડો નાખ્યોઃ 'નાપાક આદમી! અત્યારે મોતને આરે ઉભો છે, છતાં તારૂં ગુમાન નથી જતું. તારી લાશને તો ગીધ–ગરજાં આગળ ફડાવી નાખવી જોઇએ.' એમ કહીને તેણે પોતાના માણસને હુકમ આપ્યો—

"આ બંડખોરને કોઠા ઉપર લઈ જઈ તેનું માથું વાઢી તેની લાશને નીચે ખાઇમાં ફેંકી દો."

મુસ્લીમ બીન અકીલને તો જીંદગીની પરવાહ નહોતી; પરંતુ એમને છેલ્લી એક બે ઇચ્છા-ઓ રહી જતી હતી, એટલે એમણે કહ્યું—

"શયતાનના ઓ સાથી! હું આ જીંદગીને ચાહતો નથી, પણ મારે છેલ્લી વસિયત્ત કરવી છે; માટે કોઇ કુરેશીને બોલાવી આપ."

ઓબયદુલ્લાહે મુસ્લીમ બીન અકીલની આ છેલ્લી માગણીનો સ્વીકાર કર્યો. કુરેશી આવ્યો. સૌને એમ થયું કે, મરતાં મરતાં પણ આ ઓલીઆને સ્વાર્થ સાંભરતો હશે, એટલે વસિયત કર-વાનું તેને સુઝયું છે. સૌ એકધ્યાન થઇ હજરત મુસ્લીમના છેલ્લા શબ્દો સાંભળવા ઉભા રહ્યા. મુસ્લીમ બીન અકીલે ચલાવ્યું—

"અય કુરેશી! મારા ઉપર સાતસો દરહમનું કરજ છે. ખરા મુસ્લીમ બચ્ચા ઉપર દેવું ન હોય; માટે મારી આખરી ભલામણ છે કે, મારૂં આ અજોડ બખ્તર વેચી નાખી, દેવાના પૈસા ભરી આપજે, એથી મારા જીવને શાંતિ થશે."

તુરતજ મુસ્લીમ બીન અકીલને એક ચાકર કોઠા ઉપર લઇ ગયો.

એ વખતે આફતાબ મધ્યઆકાશમાં કડક તેજે પ્રકાશતો હતો. જાણે કે સત્યના સોખતી ઉપર ગુજરતો અન્યાય દેખી એને રીસ ચઢતી હોય તેમ તેની રોશની ઉગ્ર બળતી હતી. ખાઇમાં નીચે સમડીઓ ચીચીઆરી કરી રહી હતી. હજરત મુસ્લીમના જખ્મોમાંથી ધખધખ લોહી વહેતું હતું. એમણે માથું નીચું નમાવી ખુદાતાલાની પનાહમાં બંદગી ગુજારી—

"હે પરવરદિગાર! મારા પ્યારા સરદાર હજરત ઇમામ હુસેનને તું આ કુફ્ર શયતાનો ઉપર ફતેહ આપજે. એમના સર ઉપર દમીસ્કનો તાજ આરોપજે."

ઉનકે સાધુત્વ કા કૈસા પ્રભાવ પડા થા. ઉનકે શિષ્યોં મેં "રામા" નામક એક મહાર (અંત્યજ) બહુત જ્ઞાની ઔર સાધુ થા. ઉસસે ભી જબ લોગ અસ્પૃશ્યતા કા બ્યવહાર કરને લગે, તબ એકનાથ ને કહા:—

> રામા મહાર વૈષ્ણવ ભક્ત, શ્રીહરિ ભજની ઝાલા રત;
> ષડવૈરી જિંકિલે સમસ્ત, તરી અંત્યજ યાતેં મ્હણૂં નમે. ૧
> અનામિકા ચેં લક્ષણ યાહી, એક હી ન દિસે યાચે દેહીં;
> ભાગવત ધર્મ બોલીલે સર્વ હી, તે યાચે ઠાયીં અસતી. ૨

અર્થાત–રામા મહાર વૈષ્ણવ-ભક્ત હૈ. યહ સદૈવ ભગવદ્ભજન મેં રત રહતા હૈ. ઇસને કામ, ક્રોધ ઇત્યાદિ છઓં વૈરિયોં કો જિત લિયા હૈ. ઇસિ લિયે ઇસકો અબ અંત્યજ ન કહના ચાહીએ. અંત્યજ કા લક્ષણ અબ ઇસમેં એક ભી નહીં પાયા જાતા; બલ્કિ ભાગવતધર્મ મેં જિતની બાતેં કહી હૈં, સબ ઇસમેં મૌજૂદ હૈં.

(૨) શ્રી એકનાથજી ક્ષમા ઔર સહનશીલતા કે માનો અવતાર થે. ઇસકા એક દૃષ્ટાંત ઉનકે ચરિત્ર-ગ્રંથોં મેં લિખા હૈ. કહતે હૈં કિ એક બાર યે નદી સે સ્નાન કિયે હુએ આ રહે થે કિ એક ગુંડા મુસલમાન ને ઇનકે ઉપર થૂક દિયા. યે ઉસસે કુછ નહીં બોલે; ઔર ચૂપકે ફિર સ્નાન કરને ચલે ગયે. લૌટ કર આતે હી ફિર ઉસ મુસલમાન ને થૂક દિયા. એકનાથ ફિર નદી પર સ્નાન કરને ચલે ગયે. ઇસી પ્રકાર ગુંડાપન ઔર સહનશીલતા કા ઝગડા શામતક હોતા રહા. સૈંકડોં મનુષ્યોં કી ભીડ ઉસ સ્થાન પર જમા હો ગઈ. અંત મેં ઉસ મુસલમાન કા મુખ થૂકતે થૂકતે થક ગયા, તબ ઉસને લજ્જિત હો કર એકનાથ સે ક્ષમા માંગી.

ચોરોં ઔર બદમાશોં કે સાથ ભી યે ક્ષમા ઔર સહનશીલતા કા બર્તાવ કર કે પશ્ચાત્તાપ સે ઉનકો સદાચારી બના દેતે થે. એક બાર ઇનકે ઘર મેં ચોર ઘુસે. એકનાથ ને ઉનકો પકડ કર મારપીટ નહીં કી,બલ્કી ઔર કુછ બચા હુઆ દ્રવ્ય ભી ઉનકો દેને લગે. તબ વે લજ્જિત હોકર ઇન-કે શરણ આયે. ઇસી ઘટના કો લક્ષ્ય કર કે મહારાષ્ટ્ર-કવિવર્ય મોરોપંત ને યહ આર્યા લિખી હૈ:—

> રીતિ ન કોણાચી હી, યા અતિ સરલ રીતિશીં તુકલી.
> સાધુ મ્હણે તસ્કર હો, ધ્યા તુમચી એક આંગઠી ચુકલી.

અર્થાત્–સાધુ કા જૈસા સરલ સ્વભાવ હોતા હૈ, વૈસા ઔર કિસીકા નહીં હોતા. વહ ચોર સે કહતા હૈ, "અહો ચોર, યહ તુમ્હારી એક અંગૂઠી છૂટી જાતી હૈ. ઇસકો ભી લિયે જાઓ."

(૩) શ્રી એકનાથજી મેં ભૂતદયા ઔર પરોપકાર કા બહુત ભારી ગુણ થા.વે કથા ઔર કીર્તન કે દ્વારા મનુષ્ય માત્ર કો જ્ઞાનદાન તો કરતે હી થે-ઇસકે સિવા દીન-દુઃખી ઔર પંડિતોં કો અપને ઘર મેં આશ્રય દે કર ઉનકી સેવા ભી કરતે થે. ઉનકી સારી આમદની અનાથ ક્ષુધિત ઔર અપંગ લોગોં કો ભોજન ઔર વસ્ત્ર-દાન મેં ખર્ચ હો જાતી થી. ઉનકી સહધર્મિણી ભી ઉનકે ઇસ પવિત્ર મત મેં પૂર્ણ સહાયતા કરતી થી. દુઃખી મનુષ્ય કા દુઃખ એકનાથજી નહીં દેખ સકતે થે. સબ પ્રકાર કા કષ્ટ સહકર, જિસ પ્રકાર હો સકે, દુઃખિયોં કી સહાયતા કરને કો વે સદૈવ ઉદ્યત રહતે થે. ગોદાવરી કે મૈદાન મેં જો દીન-હીન ઔર અનાથ બાલક ઉનકો પડે હુએ મિલ જાતે થે—ફિર વે ચાહે કિસી જાતિ કે હોં—ઉનકો પ્રેમ સે ઉઠા લાતે થે; ઔર પુત્રવત્ ઉનકા પાલન કરતે થે.

## અલૌકિક ચમત્કાર

ઐતિહાસિક સાધુઓં કે ચરિત્રોં કે સાથ સાથ ઉનકે અલૌકિક ચમત્કારોં કા ભી ઉલ્લેખ અવશ્ય રહતા હૈ. યહ બાત હિંદૂ-ધર્મ કે સાધુઓં મેં હી નહીં પાઇ જાતી; બલ્કિ બૌદ્ધ, ઇસાઇ ઔર મુસલમાન સાધુઓં કે ઇતિહાસ મેં ભી કરામતોં કા પ્રધાન અંગ હૈ. આજ-કલ કે અશ્રદ્ધાલુ યુગ મેં લોગોં કા ચમત્કારોં પર વિશ્વાસ નહીં હૈ. વિશ્વાસ હો, યા ન હો; પર ઇતિહાસ મેં એક ભી સંતચરિત્ર ઐસા નહીં પાયા જાતા, જિસકે સાથ ચમત્કાર ન દિયે હોં. હાં, યહ બાત જરૂર હૈ

કિ સંત લોગ જનતા મેં કેવલ અપને વ્યક્તિત્વ કી છાપ બૈઠાને, અથવા કિસી મદારી કી તરહ ખેલ કરને કે લિયે કરામતેં નહીં કિયા કરતે થે. બલ્કિ ઈન ચમત્કારોં કે કરને મેં ભી ઉનકા ઉદ્દેશ લોગોં કો સન્માર્ગ દિખલાના હી થા. એકનાથ મહારાજ કે ચરિત્ર મેં ભી ચરિત્રકાર મહીપતિ સ્વામીને અનેક ચમત્કાર દિયે હૈં.ઉનમેં સે સિર્ફ એક-દો ચમત્કારોં કા ઉલ્લેખ હમ યહાં પર કરેંગે.

હમ ઉપર કહ ચૂકે હૈં કિ શ્રી એકનાથ ઔર ઉનકે પુત્ર હરિપંડિત મેં બહુત મતભેદ થા. હરિપંડિત સંસ્કૃત કે મહાવિદ્વાન કટ્ટર બ્રાહ્મણ થે ઔર એકનાથ કે વિચાર આજ-કલ કે રાષ્ટ્રીય સુધારકોં કે સે થે. અછૂતોદ્ધાર તો ઉનકે જીવન કા વ્રત થા. અસ્પૃશ્યતા યા છૂતછાત વે નહીં માનતે થે. રામા નામક મહાર (અંત્યજ) સાધુ, જો ઉનકા શિષ્ય થા, ઉસકે ઘર મેં જા કર ભી વે ભોજન કરતે થે. યે સબ બાતેં હરિપંડિત કો પસંદ નહીં થી. ઈસકે સિવા હરિપંડિત સંસ્કૃત કે કટ્ટર પક્ષપાતી થે ઔર ઉનકે પિતા એકનાથ "ભાષા"(મરાઠી)મેં હી અપને ગ્રંથ લિખતે થે; ઔર ઉસીમેં કથા-પુરાણ તથા કીર્તન કર કે લોગોં મેં ધર્મનીતિ કા પ્રચાર કરતે થે. ઈસ બાત પર ભી પિતા-પુત્ર મેં ઘોર મતભેદ થા. અતએવ હરિપંડિત અપને પિતા સે રૂઠ કર કાશી ચલે ગયે થે. કાશી કે સંસ્કૃત-પંડિતોં મેં યે અગ્રગણ્ય સમઝે જાતે થે. અસ્તુ. એક બાર એકનાથ કાશી ગયે, ઔર ઈસ શર્ત પર કિ " અબ હમ ભાષા મેં પુરાણકથા ન કહેંગે; ઔર પરાન્ન કા ભોજન ન કરેંગે. " અપને પુત્ર કો સમઝા-બુઝા કર ઘર લે આયે.

પ્રસંગવશ એક બાર કિસી ભાવુક શ્રદ્ધાળુ વૃદ્ધા સ્ત્રી ને એકનાથ કો અપને ઘર ભોજન કે લિયે નિમંત્રણ દિયા; પરંતુ ઉપર્યુક્ત શર્ત કે કારણ એકનાથ નિમંત્રણ સ્વીકાર કરને મેં અસમર્થ થે. અંત મેં પિતા-પુત્ર કે મતૈક્ય સે યહ નિશ્ચિત હુઆ કિ હરિપંડિત સ્વયં અપને ઘર સે સામગ્રી લે જા કર ઉસ વૃદ્ધા કે ઘર મેં ભોજન બનાવેં ઔર પિતા-પુત્ર વહીં પર ભોજન કરેં. હરિ પંડિત ને ઐસા હી કિયા. વૃદ્ધા સ્ત્રી કો સાધુ એકનાથ પર બડી ભક્તિ થી. અતએવ ઉસને અપને ઘર મેં ઉનકે લિયે કુછ પાપડ ભૂન રખ્ખે થે. યે પાપડ લા કર ઉસને ભોજન કરતે સમય એકનાથ ઔર હરિ પંડિત કે સામને પરોસ દિયે. બસ, ફિર કયા થા? હરિ પંડિત એકદમ બિગડ કર " **अब्रह्मण्यं-अब्रह्मण्यं** " ચિલ્લાતે હુએ પત્તલ છોડ કર ઉઠ ખડે હુએ; ઔર અપને પિતા તથા ઉસ વૃદ્ધા સ્ત્રી દોનોં કો કટુવાકય કહને લગે. યહી નહીં, બલ્કી ઉન્હોંને પત્તલ-બત્તલ ભી સામને સે ઉઠા કર ફેંક દિયે; ઔર હાથ ધો કર ઘર આયે તો ચમત્કાર કયા હુઆ કિ ફિર વૈસે હી પત્તલ પરોસે હુએ તૈયાર! અબ હરિ પંડિતને બાર બાર પત્તલ ઉઠા કર ફેંકે ઔર દૂસરે પત્તલ ફિર ઉસી પ્રકાર પરોસે હુએ તૈયાર હોતે જાવેં. અંત મેં પંડિતજી પત્તલ ઉઠાતે ઉઠાતે થક ગએ. ઉનકી કમર દુઃખને લગી, તબ ઉનકો માલૂમ હુઆ કી ઉનકે પિતા કોઈ સાધારણ વ્યક્તિ નહીં હૈં. ઉસ દિન સે ઉનકો ભી અપને પિતા પર બડી ભક્તિ હો ગઈ, ઔર ઉન્હોંને પિતા કા વિરોધ કરના છોડ દિયા.

એકનાથજી કા એક ચમત્કાર અબ ભી ઉનકી જન્મભૂમિ પૈઠન મેં દેખા જાતા હૈ. લોગોં કા વિશ્વાસ હૈ કિ એકનાથજી કી ભગવદ્ભક્તિ સે સંતુષ્ટ હો કર સ્વયં ભગવાન " **कृष्णभट्ट** " નામક એક બ્રાહ્મણ કા રૂપ ધર કર અપને ભક્ત કી સેવા કિયા કરતે થે. યહી બ્રાહ્મણ એકનાથજી કી પૂજા કી સામગ્રી તૈયાર કરતા થા, ઉનકો ચંદન ધિસ કર દેતા થા; ઔર બહેંગી સે ઉનકે ઘર મેં પાની ભરતા થા. ઉનકે ઘર મેં પથ્થર કા એક ભારી કુંડ થા. ઈસી મેં ભગવાન પાની ભરતે થે. યહ કુંડ અબ તક એકનાથજી કે સ્થાન પર મૌજૂદ હૈ. પ્રતિવર્ષ, ફાલ્ગુન કૃષ્ણા ષષ્ઠી કે દિન, એકનાથજી કી જયંતિ પર લાખોં આદમિયોં કા મેલા પૈઠન મેં લગતા હૈ. કહતે હૈં કિ ઉક્ત તિથિ પર વહ કુંડ આપ હી આપ પાની સે ભર જાતા હૈ. હજારોં આદમી ઉસીકા પાની તીર્થજલ કી તરહ ગ્રહણ કરતે હૈં ઔર કુંડ બરાબર ભરા હી રહતા હૈ. ઉત્સવ સમાપ્ત હો જાને પર કુંડ ફિર ખાલી હો જાતા હૈ. હમને સ્વયં ઈસકો નહીં દેખા હૈ, પર જિસ લોગોં ને દેખા હૈ, વે કહતે હૈં કિ યહ બિલકુલ સચ હૈ.

## વકતૃત્વ ઔર ગ્રંથ–રચના

એકનાથજી વાગ્દેવી કે અનન્ય ઉપાસક થે. વકતૃત્વ ઔર કવિત્વ, દોનોં કે દ્વારા વે "જનતારૂપ જનાર્દન" કી સેવા કરતે થે. ઉનકા કીર્તન (સંગીતસહિત ભક્તિ–વ્યાખ્યાન) ઔર પુરાણ-કથા સુનને કે લિયે સબ જાતિ ઔર સબ ધર્મોં કે હજારોં મનુષ્ય—બચ્ચે, બુઢ્ઢે, સ્ત્રી–પુરુષ–એકત્ર હોતે થે. તત્કાલ હી કવિતા રચ કર ઉસીકો તંબૂરે પર ગાતે હુએ વે કીર્તન કરતે થે. સાથ મેં મૃદંગ, કરતાલ, ઝાંઝ ઇત્યાદિ ઔર ભી વાદ્ય રહતે થે. ઉનકી વાણી મધુર, ભાષા સરલ ઔર સુબોધ તથા વર્ણનશૈલી ચિત્તાકર્ષક હોતી થી. ઉપમા, અલંકાર, દૃષ્ટાંત ઇત્યાદિ સે અપને કીર્તન ઔર પુરાણ કો વે રોચક બનાતે થે, સચ્ચે સાધુ હોને કે કારણ ઉનકી વાણી સત્ય સે સિંચિત થી; અતએવ જનતા પર ઉનકે ઉપદેશ કા પ્રભાવ ભી ખૂબ પડતા થા. સબ જાતિ ઔર સબ ધર્મ કે લોગ સમાન હી રૂપ સે ઉનકા સત્કાર કરતે થે.

એકનાથજી કી ગ્રંથ–રચના કે દો ભાગ કિયે જા સકતે હૈં. એક ચરિત્ર–વિષયક ઔર દૂસરા અધ્યાત્મવિષયક. "ભાવાર્થ રામાયણ" ઔર "રૂક્મિણી સ્વયંવર" દો ગ્રંથ ચરિત્રવિષયક હૈં; ઔર "એકનાથી ભાગવત" "સ્વાત્મસુખ" "ચતુઃશ્લોકી ભાગવત" (ટીકાગ્રંથ) "હસ્તામલક" ઔર "આનંદલહરિ" યે પાંચ ગ્રંથ આધ્યાત્મિક હૈં. ઇસકે અતિરિક્ત ફુટકર અભંગ ઔર પદ ભી બહુત સે હૈં.

ભાવાર્થ રામાયણ ઔર રુકિમણી સ્વયંવર નામક ચરિત્રવિષયક ગ્રંથ બહુત હી સુંદર ઔર સરસ હૈં. ભિન્ન ભિન્ન પ્રસંગોં કા કવિ ને ઇતની વિદગ્ધતા સે વર્ણન કિયા હૈ કિ પઢતે સમય હર્ષ, શોક, આનંદ, આશ્ચર્ય, ભય, કરુણા, ગાંભીર્ય ઇત્યાદિ ભાવોં મેં પાઠક તલ્લીન હો જાતા હૈ; ઔર હૃદય કા વિકાસ બરાબર હોતા જાતા હૈ. અધ્યાત્મવિષય સ્વાભાવિક હી બડા ગહન હોતા હૈ; પરંતુ એકનાથ ને અપને વર્ણન–ચાતુર્ય ઔર પ્રસાદગુણ કે કારણ ઉસકો ઇતના સુગમ બના દિયા હૈ કિ બાલક ઔર સ્ત્રીયોં ભી ઉનકે ગ્રંથોં સે પૂરા પૂરા લાભ ઉઠા સકતી હૈ. ભિન્ન ભિન્ન આશ્રમ કૌનસે હૈં; ઉનકે લક્ષણ ક્યા હૈં; સચ્ચા સંન્યાસ કિસે કહતે હૈં; ષડ્રિપુઓં કો કૈસે જિતના ચાહીએ; શમ, દમ ઇત્યાદ દૈવિક શક્તિયોં કો કિસ પ્રકાર બઢાના ચાહીએ, ઇત્યાદિ વિષયોં કા વર્ણન એકનાથ ને પ્રાસાદિક કવિતા મેં બડી સુંદરતા સે કિયા હૈ. સારાંશ યહ હૈ કિ ઉનકે સબ ગ્રંથ ધર્મ ઔર નીતિ કે કાવ્યમયી ઉપદેશ સે ભરે હુએ હૈં.

એકનાથજી કે પહલે મરાઠી મેં સિર્ફ દો પ્રસિદ્ધ સાધુ–કવિ હુએ થે. એક મુકુંદરાજજી ઔર દૂસરે જ્ઞાનેશ્વરજી. જ્ઞાનેશ્વરજી ને ગીતા કી જ્ઞાનેશ્વરી ટીકા કી હૈ. એકનાથજી ઇસ ટીકાપર ભી એક ટીકા લિખનેવાલે થે; પર કહતે હૈં કિ જ્ઞાનેશ્વરજી ને ઉનકો સ્વપ્ન મેં દર્શન દે કર વૈસા કરને સે નિષેધ કિયા. ઇસ લિયે એકનાથ ને ફિર ઉસકી ટીકા ન કર કે નવીન રૂપ સે ઉસકા સંપાદન કિયા. ઉસકે કઠિન શબ્દોં કી વ્યાખ્યા કર દી. ઇસસે જ્ઞાનેશ્વરી કા પ્રચાર ખૂબ બઢા.

જિસ પ્રકાર જ્ઞાનેશ્વર કી "જ્ઞાનેશ્વરી" હૈ, રામદાસ કા "દાસબોધ" હૈ, તુકારામ કી "અભંગ–ગાથા" હૈ, ઉસી પ્રકાર એકનાથ કા "એકનાથી ભાગવત" મહારાષ્ટ્ર મેં પરમ પ્રસિદ્ધ ગ્રંથ હૈ. યહ ગ્રંથ શ્રીમદ્ભાગવત કે એકાદશ સ્કંધ પર ટીકારૂપ મેં લિખા ગયા હૈ, ઇસકી ભાષા બહુત સરલ ઔર ભાવ બહુત ગંભીર હૈ. જ્ઞાનેશ્વરી કે તીન હી સૌ વર્ષ બાદ ઇસ ગ્રંથ કી રચના હુઈ હૈ; પર જ્ઞાનેશ્વરી કી અપેક્ષા ઇસકી ભાષા બહુત સુગમ સમઝી જાતી હૈ. કહને કી આવશ્યકતા નહીં કિ મરાઠી મેં સુગમ ભાષા લિખને કી પરિપાટી એકનાથ ને હી પ્રચલિત કી.

કહતે હૈં કિ સંસ્કૃત કે ધર્મગ્રંથોં કો ભાષા મેં અવતીર્ણ કરને કે કારણ ઉસ સમય કે સંસ્કૃત–પંડિતોં ને એકનાથ કે ઉપર બડા પ્રકોપ કિયા થા. સ્વયં ઉનકા પુત્ર હી ઉનસે અસંતુષ્ટ રહતા થા, ઇસકા ઉલ્લેખ ઉપર હો ચૂકા હૈ. ઇસકે સિવા કાશી કે અન્ય પંડિતોં ને ભી ઉનકે વિષય મેં કુત્સિત ભાવ રખકર ઉન્હેં કાશી બુલાયા થા. કાશી મેં એકનાથી ભાગવત કે વિષય મેં બડા શાસ્ત્રાર્થ હુઆ; પરંતુ અંત મેં પંડિતોં કો એકનાથજી કી વિદ્વત્તા કા લોહા માનના પડા; ઔર ઉનકે ગ્રંથોં કી કાશી મેં બડી પ્રતિષ્ઠા કી ગઈ.

## જલ-સમાધિ

લગભગ ચાલીસ વર્ષ તક અપને સાધુત્વ ઔર કવિત્વ કે દ્વારા જનતા કી સેવા કરને કે બાદ સન ૧૬૦૯ ઈ૦ મેં ફાલ્ગુન કૃષ્ણ પંચમી કે દિન મહાસાધુ એકનાથજી કી તબિયત કુછ ખરાબ હો ગઈ; ઔર ઉનકો થોડી સી મૂર્ચ્છા આ ગઇ. મૂર્ચ્છા સે સાવધાન હોને પર ઉન્હોંને અપને શિષ્યોં કો બુલાકર કહા કિ "કલ મૈં પ્રયાણ કરૂંગા. ઇસલિયે પ્રાતઃકાલ ગોદાવરી કે મૈદાન મેં હી કીર્તન કી સબ તૈયારી કી જાય. કીર્તન કરને કે બાદ દો પહર કો મૈં અપની દેહ કા વિસર્જન કરૂંગા."

યહ વાર્તા દસ-બીસ કોસ આસપાસ તુરંત ફૈલ ગઇ; ઔર દૂસરે દિન હજારોં નરનારી ઉનકે અંતિમ દર્શન કો એકત્ર હુએ. કીર્તન કે દ્વારા ભગવદ્ભજન ઔર લોગોં કો નીતિ-ધર્મ કા ઉપદેશ કરને કે બાદ સબસે આજ્ઞા લે કર એકનાથજી ગોદાવરી મેં પ્રવિષ્ટ હુએ. દર્શક લોગોં કે નેત્રોં સે આંસુઓં કી ધારા બહ રહી થી. સબકે દેખતે દેખતે એકનાથ ને "જય જનાર્દન" કી ગંભીર ધ્વનિ કે સાથ જલ-સમાધિ લે લી. એકનાથજી જીવન્મુક્ત સાધુ થે. શરીર કો રખના અથવા ઉસકા વિસર્જન કરના, ઉનકે લિયે કૌતુક-માત્ર થા.

ઇકસઠ વર્ષ કી અવસ્થા મેં ફાલ્ગુન-કૃષ્ણા ષષ્ઠી કો ઉન્હોંને શરીર કા ત્યાગ કિયા. યહ તિથિ મહારાષ્ટ્ર મેં 'નાથષષ્ઠી' કહલાતી હૈ. ઈસી દિન એકનાથજી કે જન્મસ્થાન પૈઠન મેં બડા ભારી મેલા લગતા હૈ.

## એકનાથજી કી હિંદી-રચના

મહારાષ્ટ્ર કે પ્રાયઃ અધિકાંશ સંતોં ને સૈકડોં વર્ષ પહલે હિંદી(રાષ્ટ્ર-ભાષા)મેં અપને કુછ પદ રચે હૈં. સાધુવર્ય એકનાથ ને અબ સે કોઈ ચારસૌ વર્ષ પહલે જો હિંદી-રચના કી હૈ, ઉસકા નમૂના દેખિયે.

પદ-૧

બંદે હુસ્યાર રહના બે! સાહેબ રાજી રખના બે! (ટેક)
ગાંજા દારુ મત પિયો યારો! અક્કલ ગુંગ હોતી, અપને પલ્લે કા દામ ખરચ કર, મુખ મેં મખિયાં જાતીં.
જુવેબાજી મત કરો યારો! અક્કલ ગુંગ હોતી, અપને પલ્લે કા દામ ખરચ કર, સિર પર જુતિયાં પડતીં.
રંડીબાજી મત કરો યારો! અક્કલ ગુંગ હોતી, અપને પલ્લે કા દામ ખરચ કર, હાથ મેં ચવરી આતીં.
"એકા જનાર્દન" કા બંદા અક્કલ તુજકૂં દેતા, દિલ ચાહે તો શિક લે પ્યારે! નહીં તો ખા જા ખત્તા.

(૨)

ભજન બિન ધિગ ચતુરાઇ ગ્યાન (ટેક)
પોથી પુરાન વાચત સબ હી, કામ નહીં ગુરુ-ગ્યાન;
લોક કહે હમ આતમજ્ઞાની ગ્યાન નહીં અભિમાન.
"એકા જનાર્દન" ગુરુ કા બંદા, ભક્તિ ભજન મેં પ્રાણ.

ઇત્યાદિ કઇ હિંદી-પદ એકનાથજી કે પાયે જાતે હૈં. યે અપની કવિતા મેં "એકા જનાર્દન" પદ રખતે થે. 'એકા' અપને લિયે ઔર 'જનાર્દન' અપને ગુરુ કે લિયે.

ઉપર્યુક્ત હિંદી-પદોં મેં ઉપદેશ સાધારણ હૈ; પર ઉસ સમય કે મહારાષ્ટ્ર-સંતોં કે હિંદી પ્રેમ કા અચ્છા પરિચય મિલતા હૈ. કહના નહીં હોગા કિ વર્તમાન મહારાષ્ટ્ર સજ્જનોં મેં જો રાષ્ટ્ર-ભાષા-પ્રેમ વિશેષ પાયા જાતા હૈ, વહ ઇન સંત-મહાત્માઓં કી કૃપા ઔર આશીર્વાદ કા હી ફલ હૈ. (હિંદી માસિક 'સરસ્વતી' માં લેખક-શ્રી લક્ષ્મીધર વાજપેયી)

# ૧૨૨—જીભ સે જો ગાઓ રાજા રામગુણ ગાઈયે!

"કમલેશ" નૈન સોં નિહારો નિત રામછબિ, કાન જો સુનેં તો કથા રામ કી સુનાઈયે;
હાથ જો પસારો તો પસારો એક રામ આગે, ચલિબો વિચારો તો પૈ ચિત્રકૂટ જાઈયે.
દુઃખ મેં પુકારો તો પુકારો મિત્ર રામ હી કો, નેહ જો લગાઓ બસ રામ સોં લગાઇયે;
લાઇયે હિયે મેં રામ હી કે ચરણારવિંદ, જીભ સોં જો ગાઓ રાજા રામગુણ ગાઈયે.

('હિંદૂપંચ' ના એક અંકમાં લખનાર—પં૦ રામનાથ શર્મા 'કમલેશ')

# ૧૨૩—વિચિત્ર પરિવર્તન

ભુજંગપ્રયાત

કભી વિશ્વ મેં પુષ્પસા જો ખિલા થા, જિસે આર્ય સમ્માન સચ્ચા મિલા થા;
પ્રભા મેં કભી સ્વર્ણ સે જો તુલા થા, જહાં દ્વાર જિજ્ઞાસુઓં કો ખુલા થા.
સુખોં કી જહાં છા રહી થીં ઘટાયેં, નહીં નામ કો થીં કહીં આપદાયેં;
જહાં સભ્યતા સંપદા છા રહી થી, જહાં સૃષ્ટિ કી રમ્યતા આ રહી થી.
જહાં કી ધરા રત્નદા, ઉર્વરા થી, શિવા, પ્રાણદા ઔર વિશ્વંભરા થી;
જહાં સ્વાર્થ કા નામ પાતે નહીં થે, દુરાચાર કે ભાવ આતે નહીં થે.
જહાં ન્યાય સે કામ લેતે સભી થે, અધર્માવલંબી ન હોતે કભી થે;
જહાં ચાહતે થે સભી કી ભલાઈ, નહીં સોચતે થે કિસીકી બુરાઈ.
ઉસી દેશ કી દુર્દશા ક્યા બતાઉં, વ્યથા સે ભરી મૈં કથા ક્યા સુનાઉં;
હુઆ દેશ કા વેષ કંગાલસા હૈ, પડા ભેદ આકાશ પાતાલસા હૈ.
ખિલા પુષ્પસા થા, જરાસા ગિરા હૈ, કહાં સંપદા આપદા સે ઘિરા હૈ;
દુરાચાર કે હાય! પાલે પડા હૈ, પરાધીનતા કે હવાલે પડા હૈ.
પિપાસા ક્ષુધા કષ્ટ સે રો રહા હૈ, પુરા—જ્ઞાન વિજ્ઞાન કો ખો રહા હૈ;
બઢા પૂર્વ મેં થા, ગિરા આજ ઐસા, નહીં પાસ મેં નામ કો એક પૈસા.
પદાક્રાન્ત હો વેત્રસા કાંપતા હૈ, લજાયા હુઆ આંખ કો ઢાંપતા હૈ;
કહાં પૂર્વ કી વીરતા ધીરતા હૈ? નહીં લેશ ભી શેષ ગંભીરતા હૈ.
અકર્મણ્યતા ને દિવાલા નિકાલા, અહંકાર કામાદિ ને પીસ ડાલા;
પડા મૃત્યુ કી ગોદ મેં રો રહા હૈ, બિના તેલવાલા દિયા હો રહા હૈ.

("હિંદૂપંચ"ના એક અંકમાં લેખક—શ્રીયુત પં૦ રામલાલ પાંડેય)

# ૧૨૪—શક્તિ—સ્તોત્ર

**सर्वाश्रयाऽखिलमिदं जगदंशभूतमव्याकृता हि परमा प्रकृतिस्त्वमाद्या ॥**
(દુર્ગાસપ્તશતી)

હે દેવિ! તુમકો પરમા પ્રકૃતિ કહા હૈ. તુમ્હીં માયા ઔર શક્તિ રૂપ સે સંસાર કા સૃજન કરતી હો. તુમ્હીં કો વેદાંતી લોગ "બ્રહ્મ" કહતે હૈં—"**ब्रह्म शक्त्योरभेदोऽहं ममोतिवत्**" તુમ્હીં કો સાંખ્યવાલે પ્રકૃતિ માનતે હૈં. તુમકો હી વૈજ્ઞાનિક લોગ પ્રાકૃતિક નિયમોં કે રૂપ મેં દેખતે હૈં. તુમ સંસાર કી આદિકારણ હોને કે હેતુ સબકી અભીષ્ટ હો. તુમકો સબ વશ મેં કરના ચાહતે હૈં. સબ હી 'શક્તિ' ઔર 'પ્રભુત્વ' કે રૂપ મેં તુમ્હારી ખોજ મેં હૈં, કિંતુ વહ નહીં જાનતે, કિ તુમ્હારી પ્રાપ્તિ કિસ પ્રકાર હો સકતી હૈ.

શુંભ-નિશુંભ ઐસે બલશાલી સર્વરત્નોં કે પતિ આપ પર આધિપત્ય જમાને મેં અસમર્થ રહે! આપકો કિસને પાયા? જટા-જૂટધારી, કપાલી, આધંબર-ધારી મહેશને!

વહ રુદ્ર હો કર ભી શિવ-કલ્યાણરૂપ હૈં. જો સંસાર કે સંહાર કા સામર્થ્ય રખતે હુએ ભી આશુતોષ કહે જાતે હૈં, વહી આપકો ધારણ કર સકતે હૈં. જો કામ કો ભસ્મ કરને કી શક્તિ રખતે હૈં, વહી પાર્વતી-પતિ મહેશ્વર કહલાને કા ગૌરવ પાતે હૈં.

હે દેવિ! આપકે અનેક રૂપ હૈં. આપ 'સર્ગ' 'સ્થિતિ' ઔર 'લય' તીનોં કાલ મેં ભિન્ન ભિન્ન રૂપ સે વર્તમાન રહતી હૈં. સબ મેં આપ હી કા કામ પડતા હૈ. સૃજનસમય આપ 'સરસ્વતી'રૂપા હૈં, રક્ષણ મેં આપ 'લક્ષ્મી'રૂપા હૈં ઔર સંહાર-કાલ મેં આપ 'ચંડિકા' રૂપા હૈં. વિદ્યા, ધન ઔર બલ આપ હી કે રૂપાન્તર હૈ. યહી તીન શક્તિયોં સંસાર કો ચલા રહી હૈં. ઇન્હીં કે સદુપયોગ મેં સંસાર કી સ્થિતિ કી આશા હૈ ઔર દુરુપયોગ મેં સંસાર કે વિધ્વંસ કી સદા આશંકા રહતી હૈ. અસાધુઓં કે સંગ સે યહ શક્તિયોં વિવાદ, મદ ઔર પર-પીડન કે કામ આતી હૈ—**विद्या विवादाय धनं मदाय शक्तिः परेषां परिपीडनाय**—ઔર સાધુઓં કે સંગ મેં જ્ઞાન, રક્ષણ ઔર દાન કે લિયે હોતી હૈં. હે દેવિ! આપ હમકો પ્રાપ્ત હો કર અપના સદુપયોગ સિખાઇયે. આપ ભલે-બુરે લોગોં કે યહાં ઉનકે ગુણોં કે અનુકૂલ રૂપ ધારણ કર નિવાસ કરતી હૈં. યદ્યપિ મૈં સજ્જન નહી હૂં, તથાપિ મૈં પ્રાર્થના કરતા હૂં, કિ જિસ રૂપ સે આપ સજ્જનોં કે ગૃહ મેં બસતી હૈં ઉસી રૂપ સે હમારે ઘર મેં વાસ કરકે હમારે ગૃહ ઔર હૃદય કો પવિત્ર કીજિયે.

**या श्रीः स्वयं सुकृतीनां भवनेष्व लक्ष्मीः । पापात्मनां कृतिधियां हृदये सुबुद्धिः ॥**
**श्रद्धा सतां कुलजनप्रभवस्य लज्जा । तां त्वां नताःस्म परिपालय देवि! विश्वम् ॥**

("હિંદૂપંચ" ના કમલાંકમાં લેખક શ્રી. ગુપ્ત.........)

# ૧૨૫—હમ ક્યા હૈં?

અબલા નહીં પ્રબલ સબલા હૈં, માતા હૈં હમ વીરોં કી;
શૂરોં કી હમ શક્તિ રહી હૈં, બહિનેં હૈં રણ-ધીરોં કી.
મા દુર્ગા કી પ્રતિમા હૈં હમ, લક્ષ્મી કી હૈં જ્યોતિ-કલી;
દીપ્તિ-માન હમ અગ્નિ-શિખા હૈં, સ્નેહ-સુધા કી શુભ-સ્થલી.
હમ જાગ ઉઠીં સબ સમઝ ગઇં, અબ કર કે કુછ દિખલા દેંગી;
હાઁ, વિશ્વ-ગગન મેં ભારત કો, ફિર એક બાર ચમકા દેંગી.

(સબલ કુમારી રાઠોડ)

# ૧૨૬—અનુભવેલા સાદા અને સહેલા ઉપાયો

(૧)

( 'શ્રીચિકીત્સક'ના ઑગસ્ટ સન ૧૯૨૬ ના અંક ઉપરથી અનુવાદ )

**સર્વ પ્રકારની ખાંસીની ગોળી**—કાળાં મરી અને પીપર એકેક તોલો, જવક્ષાર અર્ધો તોલો અને દાડમનાં છોડાં બે તોલા, એ ચાર ચીજોને ખાંડી ચૂર્ણ કરવું અને આઠ તોલા ગોળમાં ભેળવીને ચાર ચાર માસાની ગોળી બનાવવી. આ ગોળી મોંમાં રાખીને તેનો રસ ઉતરવા દેવાથી સર્વ પ્રકારની ખાંસી મટી જાય છે, એમાં કંઇ પણ શક નથી.

**શ્વાસરોગ માટે ગોળી**—ભોરિંગણી, જીરૂં અને આંબળાં, એ ત્રણે સમભાગે લઇ તેને ખાંડીને ચૂર્ણ કરી તેમાં મધ મેળવી ચાર ચાર માસાની ગોળી બનાવી રાખવી. આ ગોળી મોંમાં રાખીને તેનો રસ પેટમાં ઉતરવા દેવાથી ઊર્ધ્વવાયુ, ઉંચે ચઢતો શ્વાસ, મહાશ્વાસ અને તમકશ્વાસ, એ બધા રોગો જલદીથી મટી જાય છે.

**શ્વાસ ચઢીને ખાંસી આવે તેની ગોળી**—સૂંઠ, મોટી હરડે અને નાગરમોથ, એ ત્રણે ચીજોનું ચૂર્ણ કરી તેમાં બમણો ગોળ ભેળવીને ચાર ચાર માસાની ગોળી બનાવવી. આ ગોળી મોંમાં રાખી તેનો રસ ઉતરવા દેવાથી સર્વ પ્રકારની ખાંસી અને શ્વાસરોગ થોડાજ દિવસમાં નાબુદ થાય છે.

**ખાંસીનો સરળ ઉપાય**—બહેડાંનું છોડું અને સિંધવની કાંકરી વારંવાર મોંમાં રાખી તેનો રસ પેટમાં ઉતારવાથી ખાંસી ( ઉધરસ ) દૂર થાય છે.

**મરડાની ગોળી**—સૂંઠના ચૂર્ણમાં ગોળ ભેળવી ચાર-ચાર માસાની ગોળી બનાવવી અને દિવસમાં ત્રણ વાર એક એક ગોળી ખાવાથી મરડામાં આરામ થાય છે.

**અજીર્ણની ગોળી**—ગોળ અને પીપરના ચૂર્ણની ગોળીઓ બનાવી તેનું સેવન કરવાથી અજીર્ણ મટી જાય છે.

**મૂત્રકૃચ્છ્ર ઉપર ગોળી**—ગોળ અને વાટેલા જીરાની ગોળી બનાવી તેનું સેવન કરવાથી મૂત્રકૃચ્છ્ર મટી જાય છે.

**હરસ ઉપર ગોળી**—નાની હરડેના ચૂર્ણમાં ગોળ મેળવી ગોળી બનાવી તેનું સેવન કરવાથી હરસ નાબુદ થાય છે.

**સર્વ પ્રકારના હરસ ઉપર ગોળી**—સુરણને સૂકવીને તેનું ચૂર્ણ કરી તે ચૂર્ણ ૩૨ તોલા લેવું. ચિત્રકનાં છોડાં ૧૬ તોલા, સૂંઠ ૪ તોલા અને કાળાં મરી બે તોલા લઇ બધાનું ચૂર્ણ કરી તેની બરોબર ગોળ મેળવી ગોળી બનાવી, તેનું નિત્ય સેવન કરવાથી સર્વ પ્રકારના હરસ મટી જાય છે.

**વહેતો ઘા, નાસુર અને ફોલ્લા ઉપર મલમ**—ચંબેલીનાં પાન, લીમડાનાં પાન, પરવળનાં પાન, હળદર, દારૂહળદર, કડુ, મજીઠ, જેઠીમધ, મીણ, કણજીયાં, ખસખસ, અનંતમૂળ અને મોરથુથુ, એ બધી ચીજો છ છ માસા લઇ તેનું ચૂર્ણ કરી પાણીમાં ચટણીની જેમ લસોટવું અને તેમાં ચારગણું ગાયનું ઘી બરાબર ભેળવીને આખો દિવસ તડકામાં રાખી મૂકવું. બીજે દિવસે ધીરે તાપે તેને ગરમ કરવું અને સઘળું પાણી બળી જાય તથા માત્ર ઘીજ બાકી રહે એટલે તે ઉતારી લઇને શીશી અથવા ડબ્બીમાં ભરી લેવું.

આ ઘી નાસુરના ઘામાં ચોપડવાથી નાસુરનું ગમે તેવું દર્દ પણ થોડાજ દિવસમાં મટી જાય છે. હરેક જાતના લીલા ગંભીર ઘા કે જેમાંથી પરૂ વહેતું હોય, ખૂબજ દુઃખ થતું હોય, તેને પણ જલદીથી આરામ થાય છે.

**સર્વ પ્રકારની દાદર માટે તેલ**—હળદરને પાણી સાથે ચટણીની જેમ લસોટવી. તેનાથી ચારગણા સરસવના તેલમાં તે લસોટેલી હળદર ભેળવી દેવી. પછી તેલ કરતાં ચારગણાં આકડાનાં પાનનો રસ નાખીને તેલને ધીમે તાપે ગરમ કરી બધું બળી જઇને તેલજ બાકી રહે ત્યારે ઉતારી લઈ ગાળીને શીશીમાં ભરી રાખવું.

એ તેલ ચોપડવાથી દરેક પ્રકારની દાદર, ફોલ્લા, ફોલ્લી અને ચેળ વગેરે થોડાજ દિવસમાં નાબુદ થાય છે, એ નિઃસંશય વાત છે.

**બહેરાપણા માટે તેલ**—કુંળી કુંળી બીલીઓને ગોમૂત્રમાં વાટીને ચટણી જેવું કરી તેમાં ચારગણું તેલ ભેળવવું અને તેલથી ચારગણું બકરીનું દૂધ અને દૂધ જેટલું પાણી નાખીને ચૂલા ઉપર ધીમે તાપે ચઢવા દેવું; જ્યારે પાણી, દૂધ વગેરે બળી જાય અને માત્ર તેલજ રહે, ત્યારે ઉતારીને ગાળી લઈ શીશીમાં ભરી રાખવું. તે કાનમાં નાખવાથી બહેરાપણું દૂર થાય છે.

**મોઢાનાં ચાંદાં માટે**—મધના પાણીના કોગળા કરવાથી મોઢાનાં ચાંદાં તથા ઘા, મોઢું બળવું અને તરસ લાગવી વગેરે જલદી મટી જાય છે અને મોઢું સારું થાય છે.

**દાંત હાલે તે ઉપર**—તેલ અને સિંધવ ભેળવીને કોગળા કરવાથી થોડાજ દિવસોમાં હાલતા દાંત મજબૂત થાય છે, દાંતનું દુઃખવું બંધ થાય છે અને સર્વ પ્રકારે દાંત સારા થાય છે.

**આંખોના રોગો ઉપર**—હરડે, સિંધવ, ગેરૂ અને રસાંજન, એ ચારે વસ્તુઓ સમભાગે લઇ પાણીથી લસોટી આંખનાં પોપચાં ઉપર લેપ કરવાથી સર્વ જાતનાં આંખોનાં દર્દ નાબુદ થાય છે.

**ભૂખ વધારવા માટે-વડવાનળ ચૂર્ણ**—જેમની ભૂખ ઓછી થઇ જવાથી ખાધેલું અન્ન પચતું ન હોય, પેટમાં ગુડગુડ થતું હોય વગેરે દૂર કરી ભૂખ વધારવા માટે સિંધવ એક તોલો, પીપળીમૂળ બે તોલા, પીપર ત્રણ તોલા, ચવક ચાર તોલા, ચિત્રક પાંચ તોલા, સૂંઠ ૭ તોલા અને હરડે સાત તોલા મંગાવીને તેનું ચૂર્ણ કરી રોજ ૭ ૭ માસા બે વખત ભોજન કર્યા પછી ખાતા રહેવાથી જઠરાગ્નિ અત્યંત પ્રદીપ્ત થાય છે-અર્થાત્ પેટના અનેક વિકાર દૂર થઈ ભૂખ ખૂબ વધે છે. વૈદક શાસ્ત્રમાં આ ચૂર્ણને **વડવાનળ ચૂર્ણ** કહે છે.

**બીજું ચૂર્ણ**—હરડે, સૂંઠ, પીપર, કણુજાં, બીલીનો ગર અને ચિત્રક, એ બધી ચીજો સમભાગે લઇ ચૂર્ણ બનાવી તેના જેટલીજ ખાંડ મેળવી ભોજન પછી બન્ને વખત ૭ ૭ માસાનું સેવન કરવાથી આ ચૂર્ણ ખૂબ જમેલું પણ જલદીથી પચાવી દે છે.

**હિંગાષ્ટક ચૂર્ણ**—સૂંઠ, મરી, પીપર, અજમો, સિંધવ, જીરૂ અને કાળુ જીરૂ, એ સમભાગે લઇને તે બધાના આઠમા ભાગ જેટલી હીંગ લેવી અને બધાને ખાંડી ચૂર્ણ કરી રોજ ૭ ૭ માસા બન્ને વખત ઘીમાં ભેળવી ભોજનના પહેલા કોળીઆમાં ખાવાથી ભૂખ લાગે છે અને પેટના વાયુસંબંધી સર્વ વિકારો નાશ પામે છે.

## (૨)

( 'ચાંદ'માંના શ્રીમતી હુકમાદેવીજી છાત્રાના લેખ ઉપરથી અનુવાદ )

**માકણ**—ખાટલામાં માકણ પડે તો ગંધક અને કાંદાની ધૂણી આપવાથી તેમનો નાશ થશે.

**ટાઢીઓ તાવ**—ટાઢીઓ તાવ આવતો હોય તો એક કે બે રતીભાર હીંગ પાવલીભાર ગોળમાં ઘાલીને ખવડાવવાથી ફાયદો થશે. **બીજી દવા**—ફટકડીને દેવતા ઉપર ફુલાવી તેને ત્રીણી વાટી ગળોના ક્વાથ(કાઢા)માં મેળવી તેની ચણીબોર જેવડી ગોળીઓ કરી તેને તડકે સૂકવી દિવસમાં ત્રણ વાર એક એક ગોળી ઠંડા પાણી સાથે આપવાથી ટાઢીઆ તાવમાં ફાયદો થશે.

**ચોટ લાગવી:**—કોઈ પણ જગાએ ચોટ લાગી હોય અને લોહી વહેતું હોય તો પીળા ફૂલની ખરેટીનાં પાનાંનો રસ કાઢીને ચોપડવાથી તે મટી જશે. **બીજી દવા:**—ચોટ લાગ્યા પછી ૩–૪ રતી શિલાજિત દૂધમાં મેળવીને પાવાથી અને શિલાજિતને ગાયના મૂત્રમાં મેળવીને લેપ કરવાથી બહુ ફાયદો થાય છે. ઘા લાગ્યા ઉપર આ પરમ ઔષધિ છે.

**રક્તાતિસાર યાને લોહીનો મરડો:**—જો રક્તાતિસાર થયો હોય તો ધાવડીનાં ફૂલ ૭ માસા દહીંમાં મેળવીને ખાવાથી તેમાં આરામ થશે. પથ્યતરીકે દહીં ને ભાત ખાવા આપવું.

**દાદર:**—કસોંદીનાં મૂળને સીરકામાં લસોટીને તેનો લેપ કરવાથી દાદર જતી રહે છે. **બીજી દવા:**—ગરમાળાનાં પાનને કાંજીમાં વાટી લેપ કરવાથી પણ દાદર જતી રહે છે. **ત્રીજી દવા:**—અંજીરનાં પાન વાટીને ચોપડવાથી દાદરમાં ફાયદો થાય છે.

**દાંતની મજબૂતી:**—નાગરમોથ, હરડે, સૂંઠ, મરી, પીપર, વાવડીંગ અને લીમડાનાં પાન સમભાગે લઇ પાણીમાં લસોટી તેની ગોળી બનાવી છાંયામાં સૂકવવી. રાત્રે સૂતી વખતે એ

ગોળીઓને દાંત નીચે દબાવીને સુઇ જવું. આથી દાંત ઘણાજ મજબૂત થાય છે.

**દાંતનું હાલવું**—દશમૂળના ક્વાથમાં તેલ અથવા ઘીને પકાવીને દાંત ઉપર રોજ ચોપડવાથી દાંત હાલતા બંધ થાય છે. આ તેલ દાંતને મજબૂત બનાવવા માટે ઉત્તમોત્તમ ઔષધિ છે.

**દંતમંજન**—પીપર, સિંધવ, ધોળું જીરૂ—એ ત્રીજે સમભાગે લઈ તેનું ચૂર્ણ દાંતોએ ઘસવાથી દાંત સાફ થાય છે.

**ગુદા પાકે ત્યારે**—પરવળનાં પાન, જેઠીમધ અને મહુડાંને પાણીમાં રાંધીને તે પાણીથી ગુદા ધોવાથી પાકેલી ગુદામાં ફાયદો થાય છે. **બીજી દવા**—બકરીના દૂધમાં મધ અને સાકર મેળવીને ગુદા ધોવાથી પણ ગુદાપાકમાં ફાયદો થાય છે.

**વિંછી કરડે તેના ઉપર**—અંજીરનું દૂધ ઘસવાથી ફાયદો થાય છે.

**ધોળા કોઢ ઉપર**—કાચાં અંજીરને વાટી કેટલાક દિવસ સુધી ચોપડવાથી ફાયદો થશે.

**પથરી રોગ**—તલસરાંની કુંપળોને છાયામાં સૂકવી તેની રાખ કરવી અને ત્રણ માસા (પાવલીભાર) રાખ મધમાં રોજ ખાવાથી પથરીમાં ફાયદો થશે. **બીજી દવા**—મૂળાનાં પાનનો રસ કાઢીને એક અઠવાડીઆ સુધી પીવાથી પણ પથરી તૂટી જઇને બહાર નીકળી જાય છે.

**ઉન્માદરોગ**—મૂર્છા અથવા ઉન્માદ (ગાંડપણ) થાય ત્યારે ચૂનો અને નવસાર સમભાગે મેળવી સુંઘાડવાથી ફાયદો થાય છે.

**દમરોગ**—દમમાં નવસારની ધુમાડી પાવી ફાયદાકારક છે.

**જળો**—સીરકામાં નવસાર મેળવી કોગળા કરાવવાથી ગળે ચોંટેલી જળો બહાર નીકળી જાય છે.

**મોતીયો**—નવસારનું અંજન ફાયદાકારક છે.

**પેટના કરમીઆ**—ઓછી પાચનશક્તિને લીધે બાળકના પેટમાં કરમીઆ થાય તો ડુંગળીનો રસ પાવો ફાયદાકારક છે.

**નાકમાંથી લોહી નીકળવું**—જો નાકમાંથી લોહી પડે તો અર્ધો તોલો ફટકડી એક તોલા પાણીમાં ઓગાળીને તે વડે નાક ધોવાથી અને તે પાણી સુંઘાડવાથી ફાયદો છે. **બીજી દવા**—સૂકાં આમળાં ઘીમાં શેકીને પાણી સાથે વાટી તેનો લેપ કરવાથી પણ નાકમાંથી લોહી પડતું બંધ થાય છે.

## ૧૨૭—પીંપળાનું લાકડું, ગુંદર અને ટીશીઓનો ઉપયોગ

પીંપળાના લાકડાનો પ્યાલો બનાવી તેમાં રાત્રે પાણી ભરીને પ્રાતઃકાળમાં પીવું અથવા તેમાં થોડી વાર દૂધ ભરી રાખીને તે પીવાથી માથામાં તાજગી આવે છે અને વીર્ય દૃઢ થાય છે, તેમજ ચામડીનાં દરદો નાબુદ થાય છે. પ્રાચીનકાળમાં દેવતાઓ સોમરસ પણ પિંપળાના વાસણમાં પીતા હતા.

પીંપળાના ગુંદરમાં અને તેના ફળમાં પુત્રોત્પાદક શક્તિ હોય છે. પક્ષીઓ પણ તે બહુ ખાય છે. તે ખાવાથી પક્ષીઓમાં પણ કામશક્તિ જાગૃત થાય છે. પીંપળાના ગુંદરને છાંયડામાં સૂકવી વાટીને તેનું ચૂર્ણ કરી રાખવું. તે ચૂર્ણનો શીરો બનાવીને ખાવાથી શક્તિ ખૂબ વધે છે. પ્રદરરોગમાં બહુ ફાયદાકારક છે, કમરનાં દર્દ અને મોંનાં ચાંદાં પણ મટી જાય છે; પીંપળાનાં ફળના ચૂર્ણમાં સમભાગે સાકર મેળવી દૂધ સાથે ફાકવાથી અથવા મધની સાથે ચાટવાથી પણ શીરાના જેવો ફાયદો કરે છે. નાનાં નાનાં બાળકો અને ગર્ભવતી સ્ત્રીઓને તે વધારે ફાયદો કરે છે.

પીંપળાનાં કોમળ પાન વાળી ટીશીઓને ઉકાળીને તે ઉકાળેલા પાણીમાં સાકરની ચાસણી કરી તેમાં બાફેલી ટીશીઓ નાખી તેનો મુરબ્બો કરવો. આ મુરબ્બાથી વીર્ય મજબૂત થાય છે અને તે બંગ (કલાઇ), લોહ અને સુવર્ણભસ્મ કરતાંયે વધારે શક્તિ આપે છે.

('શ્રી ચિકીત્સક'ના એક અંકપરથી અનુવાદ)

# ૧૨૮–વૈદ્યકના કેટલાક અનુભવેલા પ્રયોગો

### કૃમી-કરમ

૧—ખેરની છાલ, ઇંદ્રજવ, લીમડાની છાલ, વજ, નસોતર, ત્રિકટુ, ત્રિફળાં, એ સર્વના ક્વાથ-માં જરા ગોમૂત્ર નાખી આપવાથી કૃમીરોગ મટે છે.

૨—નાગરમોથ, ઉંદરકની, ત્રિફળાં, દેવદાર, સરગવાની છાલ, તેનો ક્વાથ કરી તેમાં પીપર તથા વાવડીંગનું ચૂર્ણ નાખી આપવાથી કૃમી મટે છે.

૩—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, અજમોદ, ઝેરકોચલાં અને પિત્તપાપડો, તેનું ચૂર્ણ મધમાં ૨ થી ૪ રતી આપવું; તેથી કોષ્ટગત કૃમિ, અરુચિ, મંદાગ્નિ અને જ્વરનો નાશ કરે છે.

૪—કપૂર તથા કેસરની ગોળી વાળી ગોળમાં દેવી.

૫—ફુદીનાના રસમાં ઇંદ્રજવ તથા હીંગ નાખી આપવાથી કૃમી નાબુદ થાય છે.

૬—શુદ્ધ પારદ તો. ૧, શુદ્ધ ગંધક તો. ૨, અજમો તો. ૪, વાવડીંગ તો. ૮, ઝેરકોચલાં તો. ૧૬, ખાખરાનાં બી તો. ૩૨, એ પ્રમાણે લઈ સર્વને એકત્ર ખરલ કરી રાખવું. તેમાંથી ચાર માસાભારની માત્રા મધ સાથે સેવન કરવાથી વાતજ, પિત્તજ, કફજ અને ત્રિદોષજ કૃમિરોગનો નાશ થાય છે. આના ઉપર મોથનો ક્વાથ પીવો.

### નેત્રરોગ

૧—ગળોનો રસ એક તોલો, તેમાં આઠ રતી મધ અને આઠ રતી સિંધાલૂણ મેળવી ઘુંટી તેનું નેત્રમાં અંજન કરવાથી પિલ્લાર્મરોગ, તિમિર, કાચ, બિંદુ, ખરજ, લિંગનાશ અને આંખના ધોળા અને કાળા ભાગમાં જે કાંઇ નેત્રરોગ હોય તે સઘળા દૂર થાય છે.

૨—મનશીલ એક, શંખ બે, મરી અર્ધો ભાગ, સિંધાલૂણ ૦। ભાગ લઇ બારીક ખરલ કરી અંજન કરવાથી નેત્રરોગ મટે છે; એટલે મધ સાથે અંજન કરવાથી પિચ્ચિટરોગ, તિમિર ને ફુલું મટે છે; ને દહીંના પાણી સાથે અંજન કરવાથી, આંખની અંદર પડેલી માંસની ગ્રંથિને મટાડે છે.

૩—પારો ૧ ભાગ, સીસું ૨ ભાગ, સુરમો ૩ ભાગ અને શુદ્ધ કપૂરનું ચૂર્ણ પાંચમે ભાગે લઈ સર્વને એક પહોરસુધી ઘુંટી નેત્રાંજન કરવાથી નેત્રવિકાર મટે છે.

૪—સાકરમાં મારેલી જસતની ભસ્મ તો. ૧, ઘીના દીવા ઉપર શેકેલ ગધારો વજ તો. ૦।, ચીમેડ તો. ૦।।, ચણકબાબ વાલ ૪, એલચી વાલ ૪, ધોળાં મરી વાલ ૧, તેને ત્રણ કલાક ખરલમાં ઘુંટી સળીવતી નેત્રમાં અંજન કરવાથી આંખના તમામ નેત્રવિકાર, છાયાં, ફુલું, વેલ, ડોડા, લોહી ચઢવું, રતાંધળાપણું વગેરે મટે છે.

૫—સાટોડીનું મૂળ તથા ચણકબાબને એક પહોર સુધી ઘુંટી અંજન કરવાથી આંખે અંધારાં આવવાં, નેત્રની ખરજ, નેત્રમાં ઝરતું પાણી ઇત્યાદિ આંખના રોગ મટે છે.

### સ્થાવર અને જંગમ વિષ ઉપર

૧—પારો અને ગંધકની કજલી, મોરથુથુ, હળદર અને ફૂલાવેલો ટંકણખાર, એઓને ખરલમાં વાટી કુકડવેલના રસની ખૂબ ભાવનાઓ દઇ જુવાર જેવડી ગોળી કરી રાખવી. એ ગોળી માણસના મૂત્રમાં ચોળીને ખવરાવવામાં આવે તો તેથી સોમલ, અફીણ આદિ સ્થાવર ઝેર અને સર્પાદિ જંગમ ઝેર પણ અવશ્ય મટે છે.

૨—મોટી રિંગણીનો રસ તો. ૪ લઇને દૂધ સંગાથે પાવાથી અફીણનું ઝેર ઉતરે છે.

૩—સુંઠ તથા જળભાંગરો, ઘી સાથે પીવાથી અફીણનું વિષ ઉતરે છે.

૪—કપાસનાં ફૂલ પાણીમાં ઉકાળીને પાવાથી અથવા પાણીમાં મીઠું નાખીને પાવાથી અથવા વંતાકના બીજને પાણીમાં વાટી રસ કરી ચાર તોલાભાર પાવાથી ધંતુરાનું ઝેર નાશ પામે છે.

૫—તાંદળજાનાં મૂળ અથવા ગળો પીવાથી અથવા કપાસના પંચાંગને વાટી પીવાથી ધંતુરાનું વિષ નાશ પામે છે.

૬—સાકર સંગાથે તાંદળજાનો રસ પીવાથી અથવા લીંબુ ચૂસવાથી સોમલનું ઝેર નાશ પામે છે.

૭—ગાયનું દૂધ શેર ૧।। સાકર તોલા ૮ નાખીને પીવાથી સોમલનું ઝેર દૂર થાય છે.

૮—તાંદળજાનાં મૂળ ચોખાના ધોવણ સંગાથે વાટી પાવાથી સર્પવિષ દૂર થાય છે.

૯—ઘી, મધ, માખણ, પીપર, આદુ, મરી અને સિંધાલૂણ, એ સાત ઔષધોને ઝીણાં વાટી પીવાથી ક્રોધસહિત કરડેલો તક્ષક નાગ પણ તત્કાળ ઉતરે છે.

૧૦-પીંપર, સિંધાલૂણ, મોરથુથુ, મરી, લીંબોળિયોની બીજ, એ સર્વને વાટી લીંબુના રસમાં ગોળી બનાવી તેનું નેત્રમાં અંજન કરવાથી સાપનું ઝેર ઉતરે છે.

## કુષ્ઠ—રોગ

૧-ખેરસાર, ત્રિફળાં, લીમડાની છાલ, કડવું પટોળ, ગળો અને અરડુસાનો કવાથ આપવાથી સર્વ કોઢ, વિસ્ફોટક, મસૂરિકા એ રોગ દૂર થાય છે.

૨-ગળોના કવાથમાં વા કલ્કમાં દૂધયુક્ત ઘીને ઉકાળવું. જ્યારે સર્વ બળી જાય-ઘી માત્ર આવી રહે, ત્યારે ગાળી લઇ સેવન કરે તો વાતરક્ત અને કોઢ નાશ પામે છે. (આ અમૃત-ઘૃત કહેવાય છે.)

૩-લેપ-(૧)પારો, ગંધક, મનશીલ, હરતાળ, મરી, હળદર, આંબાહળદર, સિંદૂર, ફુલાવેલ મોરથુથુ, કુવાડીયાનાં બી, બાવચી, જીરૂં, કડવું જીરૂં, તે સર્વનું ચૂર્ણ કરી તેમાં લીંબુનો રસ તથા ઘી નાખી લોઢાના કલેડામાં લોઢાના દસ્તાવડે ચાર પહોર ઘુંટવું, પછી લગાડવું; એટલે કોઢ, ચળ, પામા, વિસર્પ ઇત્યાદિ રોગ દૂર થાય છે. દર મહીને જુલાબ લેવો. (૨) કુવાડીયાનાં બી, આકડાનું દૂધ, દંતીમૂળ, વાવડીંગ, આંબાહળદર, સિંધાલૂણ, દારૂહળદર, રીંગણીનું મૂળ, વછનાગ, એ સર્વ ઓસડ વાટી લેપ કરવાથી સર્વ તરેહના કોઢ તથા સર્વ કુષ્ટરોગ મટે છે. (૩) મનશીલ, એલચી, સુરમો, હીરાકશી, છાપરે જામેલો ધુમાસ, નાગરમોથ, રાળ, લોધર, ગોરાચંદન, કીવ હળદર, એ સર્વને એકત્ર વાટી સરસીયા તેલમાં ઘુંટી શરીરે લેપ કરવાથી કિલાસ, કોઢ, કિટભ, દાદર, મહાકુષ્ટ, ખસ, ભગંદર, માથાની ઉંદરી અને હરસ, એ સઘળાં નાશ પામે છે. (૪) બાવચી, એળીઓ, સાજીખાર, જવખાર, સિંધાલૂણ ને વછનાગ પાણીમાં ઘુંટી શરીરે લેપ કરવાથી કોઢ નાશ પામે છે.

## હાડગંભીર વા

૧—હીરાકશી, હરડાં, ફટકડી, મીણ, અડાયાં છાણાંની ભસ્મ, તેલ, ઘી, તેનો મલમ કરી ચોપડવાથી હાડગંભીર વા મટે છે. લાય બળે તો ભેંસનું છાણ ચોપડવું.

૨—અફીણના કસુંબાને ગાળ્યા વિના તેમાં રૂનું પુમડું પલાળવું ને હાડગંભીરનાં ઘારાં ઉપર મૂકી પાટો બાંધવો. ઘણા દિવસ સુધી તેમ કરવાથી હાડગંભીર વા મટે છે. ખટાશ માત્ર ખાવી નહિ.

( "ભાગ્યોદય"ના એક અંકમાં લખનાર-પ્રાણાચાર્ય વૈદ્યરાજ ધીરજરામ દલપતરામ )



# ૧૨૯—તંદુરસ્તી સાચવવાનો મોટો ઉપાય—ઉપવાસ

સામાન્ય રીતે એવી માન્યતા છે કે, ઉપવાસથી માણુસમાં નબળાઈ આવે છે, પણ વસ્તુસ્થિતિ તેથી ઉલટા પ્રકારની છે; તેથી માણુસ વધારે મજબૂત બને છે. પાચનશક્તિની ક્રિયાઓમાં લોહીનો જથો અગત્યનો ભાગ લે છે તે ખરી વાત છે. તેને માટે બેમત છેજ નહિ. લોહીના ઉમેરાથી માણુસના શરીરને પૂરતા પ્રમાણુમાં પોષણુ મળે છે, એટલુંજ નહિ પણુ માણુસના શરીરમાંથી તંદુરસ્તીને નુકસાન કરનારી વસ્તુઓ દૂર કરવામાં તે એક મોટું કામ કરે છે. આપણુા લોહીનો ઉમેરો એ એક એવું હથિયાર છે, કે જેનો ઉપયોગ કુદરત (નેચર) રોગના સામે અથવા નબળાઇના સામે લડવામાં કરે છે. જો તમે તમારા લોહીને—કે જે ખોરાક પચાવવા માટે એક અગત્યની વસ્તુ છે—દૂર કરશો તો એક અમેરિકન લેખકના કહેવા પ્રમાણે યાદ રાખજો કે, જેવી રીતે લડાઈના મેદાનમાં આગલા ભાગની ખાઇઓ ખાલી રાખવાથી, તોપો ફોડનારાઓસિવાય તોપખાનું રાખવાથી, હવાનાં લડાયક વિમાનો (એરોપ્લેનો) તેના હાંકનારાઓ સિવાય રાખવાથી હારી જવા જેવી સ્થિતિ થઈ દુશ્મનોના માટે રસ્તો ખુલ્લો કરી આપવામાં આવે છે; તેવીજ રીતે તમારા શરીરની સ્થિતિ થશે. કુદરતી પ્રેરણા પ્રમાણે, શરીરની સારી સ્થિતિ હોતી નથી ત્યારે જાનવરો ખોરાક લેતાં નથી; પરંતુ દયાજનક તો એ છે કે, માણુસો કુદરતની વારંવાર અવગણુના કરે છે અને શિક્ષાતરીકે રોગ ભોગવે છે. ઉપવાસનો કાળજીપૂર્વક અને યોગ્ય રીતે ઉપયોગ કરવાથી સેંકડો દરદીઓ સારા થયા છે. ઉપવાસ એ રોગ મટાડવાનો ફતેહમંદ ઉપાય છે. તેના દષ્ટાંતતરીકે અમેરિકાના જાણીતા ગૃહસ્થ બરનાર મેકફેડનનો દાખલો લ્યો, કે જે ગૃહસ્થે રોગ અટકાવવા માટે ઉપવાસનો સારો ઉપયોગ કર્યો છે. તેણે વરસની અંદર નિયમિત રીતે કેટલીક વખત ત્રણુથી પંદર દિવસના ઉપવાસ કરીને શરીરના સ્નાયુઓને સાફ કર્યા છે અને વધારે શક્તિમાન કર્યા છે; એટલુંજ નહિ પણુ આ પ્રયોગ ઘણુા લોકો ઉપર તેણે ફતેહમંદ રીતે કર્યો છે. અમેરિકાના લોકોના જાણુવામાં આવ્યા પહેલાં ઘણુા લાંબા વખતથી આપણુા લોકોના જાણુવામાં પણુ આ વાત છે. આપણુા સાધુ લોકો આ વાતનો સારી રીતે ઉપયોગ કરે છે; સાધુ નથી એવા સામાન્ય લોકો પણુ મહીનામાં એકાદ—બે દિવસ એકાદશીના નિમિત્તે પૂરેપૂરો ઉપવાસ અથવા થોડો ઉપવાસ કરે છે. અમુક ગ્રહની નડતર ટાળવા ખાતર અઠવાડીઆમાં તે ગ્રહના દિવસે ઉપવાસ કરે છે અથવા એકજ વખત જમે છે.

આપણું આયુર્વેદિક વૈદકશાસ્ત્ર પણુ તાવ વગેરે પ્રકારના રોગો મટાડવા માટે ઉપવાસનો ઉપયોગ કરવા ભલામણુ કરે છે. આપણુા પોતાનાજ લોકોએ કહેલી વાત આપણે માનતા નથી, એ આપણો કુદરતી સ્વભાવ લાગે છે અથવા આપણુા સ્વભાવની નબળાઈ લાગે છે. આજ વાતો દરિયાપારની બીજી પ્રજાઓ—જેવી કે અમેરિકન પ્રજા તથા યૂરોપીયન પ્રજાના લોકો—તરફથી કહેવામાં આવે છે ત્યારે આપણે ખરી માનીએ છીએ.

જગપ્રસિદ્ધ કવિ ડૉક્ટર ટાગોરે પોતાના “સાધના” નામના પુસ્તકમાં લખ્યું છે કે, કેટલીક એવી ખરી વાતો છે કે જેનાં કથનો લોકો ભૂલી જાય નહિ; અને જેનો ઉપયોગ કરવાનો લોકોનો ખ્યાલ જાગ્રતિમાં રહે તેટલા માટે તે વાતો હમેશાં વારંવાર લોકોને કહેવી પડે છે તથા તેમના મન ઉપર ઠસાવવી પડે છે. આથી કરી તંદુરસ્તી સાથે સંબંધ ધરાવતી ખરી વાતો માણુસોનાં મન ઉપર ઠસાવવાની જરૂર રહે છે કે જેમ કરવાથી માણુસો જાગૃત રહી પોતાના શરીરના લાભો સારી રીતે સમજી જાળવી શકે. (“વ્યાયામ” માસિકના એક અંકમાંથી)

(મ૦ ગાંધીજી ઉપરના એક પત્રમાં પોલેન્ડના એક અધ્યાપકે અપવાસના લાભોવિષે જે અનુભવો અને વિચારો લખ્યા હતા, તે પણુ ખાસ જાણુવા—વિચારવા જેવા હોવાથી તે નવજીવનના ૧—૪—૨૮ ના અંકમાંથી આ નીચે આપ્યા છે. સંપાદક)

“મારા અનુભવ પ્રમાણે જો પેટ ‘એનીમા’થી બરોબર સાફ રાખવામાં આવે તો ૧૦ દિવસ તો શું, ૧૫ દિવસ પણુ ઉપવાસ કરવા એ સહેલી વાત છે, પણુ આ તો હું મારી વાત કરૂં છું.

મારૂં સામાન્ય વજન ૧૬૦ રતલ છે, તે ઉપવાસમાં ૧૪૦ થઈ જાય છે. આપનું વજન તો, આપના ચિત્ર ઉપરથી જોતાં બહુ ઓછું જણાય છે, એટલે આપે સાત દિવસથી વધારે ઉપવાસ ન કરવા જોઇએ.

"ઉપવાસમાં હું કશુંજ ખાતો નથી, માત્ર ૫ થી ૭ રતલ વરાળનું ઠંડું પાડેલું પાણી પીઉં છું, જરૂર પડે તો સહેજ લીંબુનો રસ ઉમેરૂં. હું દરરોજ કપડાંવિનાના મારા શરીરનું વજન લઉં છું અને રોજ અર્ધો રતલ વજન ઓછું થાય છે. ૧૯૦૭થી હું ઉપવાસ કરૂં છું. શરીરની સામાન્ય સ્થિતિ અને મનને જરૂર જણાય તે પ્રમાણે, દર વર્ષે ૪ થી ૭ વાર, ૩, ૭, ૧૦ અને ૧૫ દિવસના ઉપવાસ કરૂં છું; એટલે વર્ષમાં ૪૦ થી ૬૦ દિવસના ઉપવાસ થાય છે. કેટલીક વાર ઉપવાસ કર્યા વિના ચાલતુંજ નથી અને તે સમયે કાંઇ પણ ખાવું ભાવતું નથી, એટલે છેલ્લાં ૨૦ વર્ષમાં મેં સોએક ઉપવાસનો અનુભવ લીધો છે. ટુંકામાં ટુંકા ૩ દિવસના અને લાંબામાં લાંબા ૧૬ દિવસના. હમણાં ઉપવાસવિનાના ત્રણ મહિના પછી મારૂં વજન ૧૬૦ રતલ છે અને મને ઉપવાસ કરવાની ખૂબ ઇચ્છા થઈ છે.........સામાન્ય રીતે ભાષણો આપવાને માટે લાંબે પ્રવાસે નીકળું છું, ત્યારે હું ઉપવાસ કરૂં છું. કામ કરવાની તીવ્રતા ઉપવાસથી ઓછી થવાને બદલે વધે છે. હમણાં મને થાક લાગે છે અને ઉંઘ જણાયા કરે છે; કારણ ૧૦૦ દિવસથી વધારે પ્રવાસ થઈ ચૂકયો છતાં ઉપવાસ નથી કરી શકયો.........શારીરિક વ્યાયામ માટે નવરાશ નથી મળતી; એટલે ઉપવાસ ન કરૂં ત્યારે વજન વધારા પડતું વધી જવાનો ભય રહે છે. સંભવ છે કે, વ્યાયામ ઓછો મળવાને લીધે અને ખોરાક ઓછો ચવાવાને લીધે વજન વધી ગયું હશે. સ્વભાવે હું ઓછું ખાનારો નથી અને વારસો પણ મને એવોજ મળ્યો છે. ખોરાક ઓછો કરતાં મને લાંબા સમયની તાલીમની જરૂર પડી અને આજે પણ ૬૫ વર્ષની ઉંમરે ખોરાક જીભને ગમે તો ખૂબ ખવાઇ જવાય છે. .........પેટ સાફ કરવાનો મારો અર્થ એ છે કે, નીચેના ભાગ વાટે પાણી લેવું, જેમાંનું કેટલુંક મૂત્રાશયમાં ભરાઇ રહે છે અને બાકીનું થોડા વખતમાં અધોદ્વારે નીકળી જાય છે. 'એનીમા' ૩ થી ૩॥ ફુટ ઉંચે રાખું છું. ખુલ્લે શરીરે 'એનીમા' લઉં છું. અમુકજ પાણી પીવું એવી ભલામણ હું ન કરૂં. રુચિ પ્રમાણે પીવાય. પહેલાં હું ૨॥ રતલ પાણી લઉં છું અને તે નીકળી જાય એટલે અનેક વાર પાંચથી સાત રતલ પાણી લઉં છું, તે એટલે સુધી કે આખરે પાણી તદ્દન સ્વચ્છ નિર્મળ નીકળે છે.........ઉપવાસના પરિણામમાં શરીરમાં વધારે સ્ફૂર્તિ આવે છે; એટલુંજ નહિ પણ જો આત્મશુદ્ધિ માટે ઉપવાસ કરીએ તો અધ્યાત્મદૃષ્ટિ પણ ખુલે છે. મને જ્યારે હૃદય કે બુદ્ધિની ગુંચ આવે છે, ત્યારે હું ઉપવાસ કરૂં છું; કોઈ વિરોધીની સામે ઝૂઝવાનું હોય તો હું ઉપવાસ કરૂં છું. ઉપવાસ અને પ્રાર્થનાથી અનેક મુંઝવણો અને વિટંબણાઓ ટળે છે."

આ દિશામાં જે પ્રયોગો કરી રહ્યા છે તેવા વાચકોને ઉપયોગી થાય એટલા હેતુથી આ કાગળ હું પ્રસિદ્ધ કરૂં છું. ઉપવાસની શરીર અને નીતિ ઉપર થતી અસર તો રોજ રોજ સ્વીકારાતી જાય છે. ઘણાંએ દર્દોમાં અનેક દવા અને ભયંકર ઇન્જેક્શનોનાં કરતાં વિવેકપૂર્વક કરેલા ઉપવાસ વધારે અસરકારક ઇલાજ નીવડે છે. 'ભયંકર ઇન્જેક્શનો' કહું છું તે એટલા માટે નહિ કે તેથી દુઃખ થાય છે, પણ તેથી અનેક નવી ઉપાધિઓ વધે છે. દવાઓથી કેટલું નુકસાન થાય છે તેની આપણને પૂરી ખબર પડતી નથી; પણ ઉપવાસથી નુકસાન થવાના ઘણા દાખલા ભાગ્યેજ આપી શકાશે. ઉપવાસ કરનારાઓની સ્ફૂર્તિ વધ્યાનો તો લગભગ સૌનેજ અનુભવ છે; કારણ શરીર અને મનને સાચો આરામ ઉપવાસમાંજ મળી શકે છે. કેવળ કામ કરવાનું બંધ કરવાથી ભાગ્યેજ આરામ મળે છે, કારણ ઘણા દાખલાઓમાં તો પાચનયંત્રના ઉપર ખૂબ કામનો બોજો પડેલો હોવાથી તેનેજ આરામ આપવાની જરૂર હોય છે.

ઉપવાસની નીતિ ઉપર ઘણી અસર થાય છે, પણ તે એટલીજ સહેલાઇથી સિદ્ધ નથી થઈ શકતી; કારણ નીતિનાં પરિણામ આણવાને માટે મનનો પણ સહકાર જોઇએ અને ઉપવાસમાં આત્મપ્રતારણાનો ભય રહે છે. ઘણા દાખલા હું જાણું છું, કે જેમાં આત્મશુદ્ધિઅર્થે વધારે પડતા ઉપવાસ કરવામાં આવ્યા હતા. અમુક હદ સુધી એ બહુ કિંમતી છે, જો ઉપવાસ કરનારને પોતાના

કૃત્યનું બરાબર ભાન હોય. રમજાન મહીનાના રોજા ઉપરાંત પેગંબર સાહેબ વધારે ઉપવાસ કરતા તેમનું અનુકરણ તેમના શિષ્યો કરતા. તેમને પેગંબર સાહેબે જે ચેતવણી આપી હતી તેમાં ઘણું વજુદ હતું. પેગંબર સાહેબ તેમને કહેતા કે 'હું તો ઉપવાસ કરૂં છું ત્યારે માલિક પૂરતો ખોરાક મારા આત્મા માટે મોકલે છે, તમને તેવો ખોરાક મળતો નથી.' શરીરના ઉપવાસ વધતા જાય, તેમ તેમ આહારને માટે લાલસા વધતી જતી હોય તો આત્મશુદ્ધિ અર્થે કરેલા ઉપવાસ શા અર્થના છે ?

(યં. ઇ. માંથી) મોહનદાસ કરમચંદ ગાંધી

# ૧૩૦—તંદુરસ્તી વિષે કિંમતી સૂચનાઓ

## નાળિયેરની ખુબી

નાળિયેરીનું ઝાડ કુદરત તરફની કેટલી ઉત્તમ બક્ષિસ છે તે મારા થોડાજ વાંચનારાઓ જાણતા હશે. આ ઝાડના કાંઈ નહિ તો એક સો ઉપયોગ થઈ શકે તેમ છે. બીજા ઉપયોગોને હાલ તુરત બાજુએ મૂકી તેની એકજ ખુબીના સંબંધમાં હું આજે કાંઇક બોલવા માગું છું. નાળિયેર દરેક રીતે સંપૂર્ણ ફળ છે. તેમાં કુદરતે ખોરાક અને પાણી એ બંનેનો સમાવેશ કર્યો છે. ઓટમીલ, પપેતા, ચોખા અથવા બીજા કાર્બોહાઇડેટ ખોરાકોથી થતા ઈલાજો સામે હાલની આગળ વધેલી તબીબી વિદ્યાથી જે વાંધાઓ ઉઠાવવામાં આવે છે, તે નાળિયેરના ફળને કદી પણ લાગુ પડી શકતા નથી. આ ફળની ખુબી એ છે કે, માણસોની તંદુરસ્તી અને સુખ-માટે જે તત્ત્વોની જરૂર છે તે સઘળાં તત્ત્વો નાળિયેરના ફળને નસીબ થયાં છે. મીઠી પીશાબના દર્દીઓને માટે આ ફળનો ખોરાક ધાસ્તીવગરનો છે. નાળિયેરનું પાણી ઉપલા દર્દીઓ માટે બહુજ ફાયદાકારક સાબીત થયું છે; તેમજ તે પીનારને ઘણી ઠંડક આપે છે. વળી તે શોષને શાંત પાડે છે. તે વાતાવરણ કરતાં ૨૫ ડીગ્રી જેટલું વધુ ઠંડુ હોય છે.

નાળિયેરનું તેલ મીઠી પીશાબના ઇલાજમાટે અકસીર ગણાઇ ચૂક્યું છે. હાલમાં જ્યારે શુદ્ધ અને સ્વચ્છ ઘી મળવાની મોટી મુશ્કેલી પડે છે, તેવા વખતે નાળિયેરીનું સ્વચ્છ અને ભેળ-સેળ વગરનું તેલ ઘણુંજ ઉપયોગી અને ફાયદાકારક થઇ પડે એમ છે. કેટલાક તબીબો આ તેલને કૅાડલીવર ઑઇલની પંક્તિ ઉપર મૂકવા જેટલું ઉપયોગી માને છે. આ તેલ માંકડ, માથાની જૂ અને બીજાં જીવજંતુઓનો નાશ કરવા માટે પણ રામબાણ થઈ પડે છે. આગલા વખતમાં, ખાસ કરી બંગાળીઓ એજ તેલ પોતાના આખા શરીરે મસળતા હતા. આજે પણ દેશાવરોમાં આ રીત ચાલુજ છે; પણ જ્યાં જ્યાં અને જે જે કોમમાં આ અસલી રિવાજબંધ પડયો છે, ત્યાં ત્યાં અને તે કોમમાં દર્દો અને બિમારીએ કેટલો વધારો કર્યો છે, તે શોધી કાઢવામાં આવે તો તે રિવાજની ખુબીઓ ખુલ્લી થયા વગર રહે નહિ.

× × × × ×

## બાળકોનો ઉધરભાવ—નારંગી

નારંગી, દૂધ અને અંજીરનો પૂરવણીનો ખોરાક બાળકોના ઉધરભાવ ઉપર કેટલી હદે અસર કરે છે, તેનો અનુભવ મેળવવાની અનેક કીસમની કોશીશ અમેરિકામાં કરવામાં આવે છે. ૪૭ બાળકોને એકજ કીસમનું રાબેતા મુજબનું જમણ આપવામાં આવ્યું હતું. ૧૩ છોકરાંઓને પૂરવણીના રાતના ભોજનતરીકે અર્ધો પેંટ જેટલું દૂધ દરરોજ દરેક બાળકને આપવામાં આવ્યું હતું. તેર છોકરાંઓને વધારાના ખોરાકતરીકે એક એક મોટી નારંગી આપવામાં આવી હતી. દશને ચાર ચાર અંજીર આપવામાં આવ્યાં હતાં, જ્યારે ૧૧ છોકરાંઓને વધારાનો કશો ખોરાક આપ-વામાં આવ્યો ન હતો.

આ રીતે બાળકોને ચાલુ ખોરાક કેટલીક મુદત સુધી આપવા પછી માલૂમ પડયું હતું કે, પહેલા નંબરે નારંગી ખાનારાં બાળકો, બીજા નંબરે અંજીર, ત્રીજા નંબરે દૂધ અને ચોથા

નંબરે પૂરવણીના ખોરાકવગર રાખવામાં આવેલાં બાળકો આવ્યાં હતાં. આ ઉપરથી માલૂમ પડે છે કે, બાળકોના ઉછેરભાવ માટે નારંગી અને તે પછી દૂધ અગત્યનો ખોરાક થઇ પડે છે.

## બિમારી એટલે શું ?

કોઇ પણ જાતની બિમારી કે દુઃખદર્દમાં કુદરતનો હાથ હોતો નથી, પણ આપણો પોતાનો દોષ છે. જેવું વાવવું તેવું ચાખવું, એ કુદરતનો નિયમ છે. આપણે બિમારી કે દુઃખ-દર્દોનું કષ્ટ ચાખીએ છીએ, તે આપણે વાવેલાં કરણીનાં ફળમાત્ર છે. સરકારનો કાયદો તોડવાથી જેમ ગુન્હેગારને દંડ કે કેદની વત્તી-ઓછી સજા થાય છે, તેમ કુદરતનો કાયદો તોડનારાઓને બિમારી અને દરદોની વત્તી-ઓછી મુદતની સજા ભોગવવી પડે છે. અગર જો તમારી જીંદગીની તએહ એવી હોય છે, કે જેથી તમારૂં શરીર મલિનતા અને નજીઆતથી ભરાઇ જાય છે, ત્યારે એક વખત એવો તો આવવાનો કે જ્યારે શારીરિક ઘર સાફ થવાની ઘણી જરૂર છે. તમારૂં શરીર બહારનાં તત્ત્વોને ચોક્કસ હદસુધી સમાવી શકે છે અને તે છતાં તે પોતાનું કૌવત ટકાવી શકીને પોતાની સાધારણ ફરજને સાચ્ચું રહે છે.

જ્યારે તમને સુસ્તી અને થાક જેવું લાગે, ત્યારે જાણવું કે, શારીરિક ઝેરની પ્રાથમિક અસરના તમે ભોગ થઇ પડયા છો. એ વખતે તમારે સમજી લેવું કે, તમારૂં લોહી તમને ઉત્સાહી, સચેતન અને તેજી બનાવવા માટેનાં તત્વો ધરાવતું નથી. આ વખતે તમે મોટે ભાગે તમારી ભૂખ ખોઈ દો છો. આ વખતે જેઓ સમજણવાળા હોય છે, તેઓ તરત સમજી જાય છે. જ્યાંસુધી પોતાની ભૂખ પાછો દેખાવ દેતી નથી, ત્યાંસુધી તેઓ ખોરાકથી પરહેજ રહે છે. લોકોનો મોટો ભાગ ભૂખ નહિ લાગવાને ભયની નિશાની સમજી ડૉકટર પાસે દોડે છે અને ભૂખ લાગવાની દવા માગે છે; પણ જ્યારે તેને લગતા કાયદાઓનો તમે અમલ ન કરો, ત્યારેજ ઓછી ભૂખ ભયની નિશાની થઈ પડે છે. અગર જો ભૂખ લાગ્યા સિવાય તમે હોજરી ઉપર બોજો નાખો તો જાણવું કે, તમો આગમાં તેલ નાખી આગના ભડકાને વધારો છો. બીજા શબ્દોમાં કહું તો તમારા શરીરમાં પેવસ થયલા નજીઆતના બોજામાં વગરભૂખે હોજરીમાં ખોરાક ભરી સામો વધારો કરો છો.

એનો સબબ એ કે, તમે તમારી હોજરીની શક્તિ ઉપરાંત તેની પર ખોરાકનો બોજો નાખો છો; અથવા તમે એવો ખોરાક લો છો, કે જેમાં તમારા શરીરનું પોષણ કરનારાં તત્ત્વો ઓછાં હોય છે. તમારો હમેશનો ખોરાક ઘણો નરમ હોવાના કારણે તમે તે ચાવી ચાવીને ખાવામાં નિષ્ફળ નિવડો છો. અને શાહમૃગ યા મરઘીનાં બચ્ચાંની પેઠે તમારો ખોરાક એકદમ ગળી જવામાં ભૂલ કરો છો.

કુદરતે આપણને ખોરાક દળવાને માટે દાંત આપ્યા છે, પણ દળવાના સાંચાઓ અને બીજી રીતિઓની મોહોકાણે જાણે આપણા દાંત ઉપયોગ વગરના થઇ પડયા છે. આ કારણના સબબે દાંતની બિમારી આજકાલ જ્યાં ત્યાં વધી પડી છે. દાંતના ડૉકટરોનું કામ થોકબંધ વધતુંજ ચાલ્યું છે. તમને તેઓની ગરજ એટલાજ માટે પડે છે કે તમે નરમ નરમ ખોરાક ખાવાનો ભારે શોખ ધરાવો છો. બીજું કારણ એ છે કે, તમે એવા ખોરાકનો ઉપયોગ કરો છો, કે જે ખોરાકમાં દાંતને મજબૂત કરનાર તત્ત્વ મળતું નથી; અને હોય છે તો ઓછું હોય છે. દાંતની મજબૂતી અને સલામતીમાટે તેને ખોરાક ચાવવાની-કસરતની ઘણી મોટી જરૂર છે. દાંતને કસરત આપ્યા વગર મજબૂત કે સલામત રાખી શકાતા નથી.

ખરબચડો ખોરાક કે જે તેની કુદરતી સ્થિતિમાં મળી આવે છે, તે ખોરાક ચાવવાથી દાંતને જેટલી જોઇએ તેટલી કસરત મળી શકે છે; એટલુંજ નહિ પણ એથી દાંત સ્વચ્છ બને છે અને મોઢાંમાં 'એન્ટી સેપ્ટિક' ( કહોવાટ અટકાવનારો ) રસ ઉત્પન્ન થાય છે. એમ થવાથી દાંત પણ સ્વચ્છ અને તંદુરસ્ત રહે છે.

## તમારો સાચો સલાહકાર-હોજરી

જરા આગળ ચાલો; બિછાનું છોડતાં તમને લાગે કે, તમને ભૂખ લાગી નથી, તો નાસ્તો લઇ તમારી હોજરી ઉપર કદી પણ ખોરાકનો વધુ નુકસાનકારક ભાર કરતા નહિ. તમારી હોજરીજ

તમારો સાચો સલાહકાર છે. તમને ખોરાકની જરૂર છે કે નહિ તે તેજ જાણે છે; અને જ્યારે તે તમને એમ કહે કે, ખોરાકનો સ્વાદ સારો લાગતો નથી અને તે છતાં તમે તમારી હોજરી ઉપર અઘટિત બોજો નાખશો તો જાણજો કે, તમે તમારા સાચા દોસ્ત હોજરીનો એવો ગુન્હો કર્યો છે કે જે માટે તમારે બિમારી અને દર્દોની સખ્ત સજા ભોગવવીજ પડશે. જ્યારે સ્વાદ સારો આવે ત્યારેજ જાણવું કે તમારી હોજરીને ખોરાકની ખરેખરી જરૂર છે. જેમ ખોરાકનો સ્વાદ સારો લાગે, તેમ તમારી હોજરી તે પચાવવાને વધુ તૈયાર હોય છે. ખરી રીતે જોતાં તે ખોરાક ખાવાની મોજ ખોરાક પચવાના રસને વહેવાને કાર્યસાધક થઇ પડે છે. આ રસ હોજરી અને આંતરડાંમાં કેવી અગત્યની ફરજ બજાવે છે, તે થોડાઓજ જાણતા હશે. જ્યારે આ પ્રવાહી રસ યોગ્ય જથામાં પૂરો પાડવામાં આવે છે, ત્યારે ખોરાક હજમ થવાની ક્રિયા દરેક રીતે થઇ શકે છે; પણ જો એક ફરજતરીકે અથવા તમારૂં કૌવત ટકાવી રાખવાના હેતુથી રુચિ નહિ છતાં ખોરાક હોજરીમાં ઉતારવાની કોશીશ કરશો તો જરૂર માની લેજો કે, તમે તમારી હોજરીપર નાહકનો બોજો લાદી તમારૂં જોર ઓછું કરી નાખો છો. આવી સ્થિતિમાં હોજરી ખોરાક હજમ કરવાને તૈયાર હોઈ શકતી નથી. આવી સ્થિતિમાં તમે ખાધેલો ખોરાક હોજરીમાં મોટા બોજા સમાન થઇ પડે છે. આ વખતે તમારા લોહીના દરેક ટીપામાં નજીઆત અને બહારનાં તત્ત્વો દાખલ થાય છે; જે શરીરના યંત્રને નડતર સમાન થઇ પડે છે. જેથી તમને સુસ્તી, થાક અને નબળાઇ જેવું લાગે છે, અને તમે પોતાને અર્ધા મુવેલા જેવા માનો છો.

જો તમે તમારી બિમારીથી દૂર રહેવા માગતા હો તો તમારે કકડીને ભૂખ લાગે ત્યાં સુધી ખોરાક માટે થોભવું જોઇએ. બિમારીનું મૂળકારણ ખોરાક કયા પ્રકારનો ખાવો તે નહિ જાણવામાં રહેલું છે. આપણે ઘણો જલ્લદ ખોરાક, સફેદ લોટની બનાવટનો ખોરાક, પૉલીશ કરેલા ચોખા વગેરેના ખોરાકનો મોટા પ્રમાણમાં ઉપયોગ કરીએ છીએ. આ ખોરાકો જીવન માટે સાદા છે; પણ તે વૃક્ષમય રેષાઓની હાજરીવિનાના હોવાથી તે ઘટતી અસર કરવાને અકારત થાય છે. ખરબચડા ખોરાક ખાવાની ઘણી જરૂર છે, જેથી ખોરાકસંબંધી નહેર યા નળી સ્વચ્છ અને સાફ રાખી શકાય.

### રાંધણકળામાં સ્ત્રીઓની ગંભીર ભૂલ

ઇંગ્લંડનો એક જગજાહેર તબીબ જણાવે છે કે, રાંધણકળામાં જે એક ઘણીજ ગંભીર ભૂલ કરવામાં આવે છે તે એ છે કે, જે પાણીમાં પપેતા વગેરે બીજી તરકારી બાફવામાં આવે છે, તે પાણી ફેંકી દેવામાં આવે છે. આ એક ઘણીજ ગંભીર ભૂલ છે. આ ભૂલથી તરકારી કે વનસ્પતિનો સ્વાદ ખોઈ દેવામાં આવે છે; એટલુંજ નહિ પણ તે ખોરાકનાં પુષ્ટિકારક તત્ત્વ પાણી ચૂસી લે છે અને આ લાભકારક તત્ત્વો ઉપયોગ કર્યા સિવાય ફેંકી દેવામાં આવે છે; માટે તરકારી બાફવાની ઉત્તમ રીત તે 'સૂકી' બાફવાની છે. એટલે કે, તે બાફવામાં ઘણુંજ થોડું પાણી વાપરવું એટલે કે તે પાણી એટલુંજ હોવું જોઇએ કે તે બળી જાય તે આગમય ખોરાક બરાબર પાકી જાય.

જે ખોરાક ભુંજવામાં આવે છે અથવા વરાળથી પકાવવામાં આવે છે, તે પોતાના સ્વાદ સાથે પુષ્ટિ આપનારાં પોતાનાં તત્ત્વો પણ જાળવી રાખી શકે છે. જો કે બાફેલો ખોરાક સંતોષને પાત્ર છે, પણ તેના સંબંધમાં ઉપર કહેલી સૂચનાપર અમલ થવાની ખાસ જરૂર છે.

એક રીતે બિમારીથી શરીરમાં જમા થયેલી નજીઆતનો પોતાની મેળે ત્યારેજ અંત આવે છે, કે જ્યારે ભૂખ વગર કોઇ પણ જાતના ખોરાકથી પરહેજ રહેવામાં આવે છે. આથી બિમારી એક રીતે હોજરીપર ખોરાકથી પડતા બોજાનો અટકાવ કરે છે. આથી બિમાર માણસો જેઓ ઘણું ખાવાથી બિમારી લાવે છે તેઓને, હોજરીને આરામ આપવાની ફરજ પડે છે. પરિણામે શરીરમાં દાખલ થવા પામેલી નજીઆત તેમાંથી સહેલાઇથી બહાર નીકળી શકે છે, અગર જો તે બહાર નીકળવા પામી ન હોત અને તેને શરીરમાં વધવા દેવામાં આવી હોત તો પરિણામ ઘણુંજ ભયંકર-કદાચ મોતમાં પણ આવ્યું હોત !

× × × × × ×

## મેલેરીઆનાં મચ્છરો માટે ઝેરી ગેસ

આ તો જાણીતી બીના છે કે, મેલેરીઆના તાવનો ઉપદ્રવ એક જાતના મચ્છરોને આભારી છે. આ મચ્છરો જેમ ગરીબોની ઝુંપડીઓમાં તેમ રાજાઓના મહેલમાં પણ પ્રવેશ કરી શકે છે.

આ મચ્છરોનો નાશ કરવામાટે અનેક ઇલાજો લેવામાં આવ્યા છે, પણ તે ઘણા મોટા ભાગે નિષ્ફળ નીવડયા છે, પણ આ મચ્છરોનો દોર વધુ વખત રહે એમ લાગતું નથી. કેમકે હાલમાં એક તુર્કી કેમિસ્ટે એક જાતના ઝેરી ગેસની શોધ કરી છે. જેની મદદથી મેલેરિયાના મચ્છરોનો તુરતાતુરત નાશ થવા છતાં તે માણસો, જાનવરો અને ઝાડપાનને જરા પણ નુકસાન કરી શકતો નથી.

આ ગેસની તપાસ મોટા પાયા ઉપર તુર્કી સરકાર લેવામાં રોકાઇ છે અને અગર જો આ ગેસ તેના શોધકના જણાવ્યા મુજબ ફતેહમંદ ઉતરશે, તો તે કિંમતી શોધોમાંની એક થઇ પડશે.

## બાળકોનો 'રીકેટસ' અથવા હાથપગ દોરડી ને પેટ ગાગરડીનો રોગ

'રીકેટસ' બાળરોગ છે. એ રોગનાં લક્ષણ એ છે કે, રોગીનું માથું શરીરના પ્રમાણમાં મોટું, બરડો વાંકો, પાંસળાં દબાઈ બેસી ગયેલાં, કદ ઠીંગણું, માંસ ઉપર કરચલી–આ જાતનાં બચ્ચાંઓને 'રીકેટી' એટલે કે રીકેટસના રોગથી પીડાતાં કહેવાય છે. બચ્ચાંઓનો આ રોગ તેમના ખોરાક અને હવાપર મોટો આધાર રાખે છે. આથી આ રોગ થતો અટકે એટલા માટે બચ્ચાંઓના ખોરાકપર લક્ષ આપવું જરૂરી છે. રીકેટસનો રોગ સારો થઇ શકે છે; પણ જ્યારે આ રોગે ઉપર મુજબના લક્ષણનું રૂપ લીધું હોય, ત્યારે જાણવું કે, એ રોગે બાળકપર ઘણીજ ગંભીર અસર કરી છે.

રીકેટસનો રોગ બાળકોથી દૂર રાખવાનો મુખ્ય ઇલાજ સારો ખોરાક અને તડકો છે. જે બાળકોનું જીવન માતાના દૂધપર હોય છે, તેઓને આ રોગ લાગુ પડતો નથી; પણ તેમને સૂર્યનો તડકો દેખાડવામાં ન આવે તો આ રોગ તેમને પણ છોડતો નથી. અગર જો બાળકોને દિવસમાં પંદરથી વીસ મિનિટ તડકામાં ઉછેરવામાં આવે તો આ રોગ તેમને લાગુ પડવાનો સંભવ રહેતો નથી; પણ જે બાળકોને માતાના દૂધની ગેરહાજરીમાં બીજા દૂધ ઉપર જીવવું પડતું હોય તેઓને રીકેટસનો રોગ લાગુ પડે છે. આ રોગથી તેઓને દૂર રાખવા માટે તેઓને તડકામાં ઉછેરવાની ખાસ જરૂર છે.

જાણીતો મહાન તબીબ ડૉ૦ કેલોગ કહે છે કે "ઉત્તર આફ્રિકામાં સ્કૂલોમાં જતાં બારસો જેટલાં બાળકોને મેં તપાસ્યાં હતાં; પણ એક પણ બાળક રીકેટસના રોગથી પીડાતું મને જણાયું નહિ." આ તબીબ વધુ જાણવાજોગ પ્રકાશ પાડે છે કે "યુનાઇટેડ સ્ટેટ્સના અર્ધા લોકો અને એ કરતાં વધુ મોટી સંખ્યામાં ગ્રેટબ્રિટન અને યૂરોપના ઉત્તરભાગોના લોકો રીકેટસના એક યા બીજી રીતે ભોગ થઇ પડેલા મારી નજરે પડ્યા છે. એટલે કે, તેઓ બચપણમાં લાગુ પડેલા આ રોગથી સાજા થયા હતા, પણ તેની અસર તેમના બેડોળપણા અને શરીરપર થયેલી ઇજા ઉપરથી માલૂમ પડી આવતી હતી.

અગર જો તમે તમારાં બાળકોમાટે ગાયનું દૂધ વાપરતા હો તો તે ગાયો બંધીઆર જગોમાં પડી રહેતી હોવી નહિ જોઇએ; પણ તેમને તડકો લાગતો હોવો જોઇએ. તબીબી વિદ્વાએ શોધ કરી છે કે, જે ગાયોને સૂકા ખોરાકપર રાખવામાં આવતી હોય, તે ગાયોના દૂધમાં રીકેટસનો રોગ લાગુ પડતો અટકાવવાનાં પૂરતાં તત્ત્વો હોઈ શકતાં નથી. જેમ ગાયો તડકામાં વધુ ફરહર કરી ચરે, તેમ તેનું દૂધ વધુ તંદુરસ્તીભર્યું નીવડે છે. એજ પ્રમાણે બાળકોને પણ તડકાની ઘણી મોટી જરૂર છે. એજ ઇલાજથી રીકેટસનો રોગ બાળકોથી દૂર રહી શકે છે.

× × × ×

## મુસોલીની કેવા ખોરાકપર જીવે છે?

યૂરોપનો આજનો ઇટાલિયન મહાપુરુષ મુસોલીની જેણે પોતાની તરફ આખી દુનિયાનું ધ્યાન ખેંચ્યું છે તે કેવા ખોરાકપર જીવે છે તે જાણવું તેના પોતાનાજ શબ્દોમાં વાચકને બહુ આવકારદાયક થઈ પડશેઃ—

"હું કૉફી અને વાઈન કદી પણ પીતો નથી. કૉફીને એક જાતના 'ડ્રગ' તરીકે જેઓ ઓળખે છે, તેઓ સાથે હું બોલેબોલ મળતો થાઉં છું. હું નાસ્તાતરીકે ફક્ત દૂધનું એક ગ્લાસ લઉં છું. હું દરરોજ ચાર ગ્લાસ દૂધ પીઉં છું. દૂધથી શરીરને મળતું પોષણ એટલું બધું તો જાણીતું છે કે તેની તારીફમાં બોલવાની હું જરૂર જોતો નથી. બાળકોથી તે બુઢ્ઢાઓ સુધીનો સલામત ખોરાક દૂધજ છે."

મુસોલીનીનું મુખ્ય જમણ બપોરે બે વાગે શરૂ થાય છે. તેનું રાતનું જમણ રાતે દશ વાગેનું છે, જે માત્ર દૂધનું એક ગ્લાસ અને ફ્રૂટનું બનેલું હોય છે. મુસોલીની કહે છે કે "દરરોજનો મારો આ ખોરાક મને ઘણોજ માફક આવ્યો છે; કેમકે એથી મારૂં મગજ સ્વચ્છ રહેવા સાથે તંદુરસ્ત રહે છે અને જોઈતા પ્રમાણમાં તેનું પોષણ થાય છે. મારા શરીર ઉપર ખોરાકના વધારાનો સહેજ પણ બોજો પડતો નથી, જેથી મારૂં મગજ વિચારોમાટે ચપળ રહે છે. વળી મારા શરીરમાં બિનજરૂરી ખોરાકનું ઉભાણ થતું નથી અને તેનું ઝેર રફતે રફતે ચઢી મને બિમાર પાડતું નથી. હું દરરોજ એક કલાક કસરતમાં પસાર કરૂં છું. મારો દરરોજનો ઉપલો ખોરાક અને કસરત મને એટલાં બધાં તો માફક આવ્યાં છે કે મને એ જાતના સાદા ખોરાક-નીજ જરૂર પડે છે, એથી વધુ નહિ."

× × × ×

## બાળકોમાટેના દૂધવિષે સૂચના

"ઇંડિયન રેડ ક્રૉસ સોસાયટી" તરફથી "બાળકોની માવજત" ના મથાળા હેઠળ જે સૂચનાઓ કરવામાં આવી છે, તેમાંની કેટલીક સૂચનાઓ જે આજની માતાઓ માટે આવકારદાયક થઈ પડયા સિવાય નહિ રહે તે હું નીચે રજુ કરૂં છું:—

બાળકોને ચોક્કસ વખતે ખોરાક આપવાની ખાસ સંભાળ માતાઓએ રાખવી. રડયું કે ધવરાવ્યું યા બહારનું દૂધ પાયું–માતાની આ તબેહ ગરીબ બિચારાં નિર્દોષ બાળકોમાટે બહુજ નુકસાનકારક છે. આ બુરી તબેહથી ઘણીક વાર બાળકોનાં મરણ નીપજેલાં નોંધાયાં છે. જે બાળકોને માતાના દૂધનો કુદરતી ખોરાક મળતો ન હોય, તે બાળકોના ખોરાકના સંબંધમાં માતાઓએ ખાસ કાળજી રાખવાની અવશ્ય જરૂર છે. બાળકોમાટેનું દૂધ તાજું અને મીઠું હોવું જોઇએ. તે વાસી નહિ હોવું જોઇએ. કેમકે દૂધમાં થતાં જંતુઓ તેમને પુષ્કળ નુકસાન-કારક થઇ પડે છે. બાળકોને દૂધ આપવાના વખત વચ્ચે માતાઓએ ઉકાળી ઠારેલું પાણી પાવાને ભૂલવું જોઇતું નથી. બાળકો દૂધમાટે જેટલાં રડે છે તે કરતાં પાણીમાટે વધારે રડે છે, એ દેશી માબાપો સમજતાં નથી. બાળકોમાટેનું દૂધ હમેશાં ઢાંકેલું રાખવું અને તે પણ ઠંડી જગોએ. તે આઈસ બોક્સમાં રાખવું વધુ લાભકારક થઇ પડે છે, પણ આઇસ બોક્સ ન હોય તો દૂધ બાટલીમાં યા બરણીમાં રાખવું અને તે ઠંડા પાણીમાં ઉભી મૂકવી. ખૂબ ધ્યાન રાખવું કે, આખો વખત સુધી બાળકો માટેનું દૂધ ઠંડુ રાખવું.

વળી યાદ રાખવું કે, બાળકોને દૂધ આપવા આગમચ બાટલી અને બોટણી (નીપલ) ઉકાળ-વાને ભૂલવું નહિ. એ માટેની રીત નીચે મુજબ છે.

## બાળકોમાટેના દૂધની શીશી કેમ ઉકાળવી

બાળકો માટેના દૂધની શીશી અને તેની બોટણી કેમ ઉકાળવી તે બાબત ઉપર હું આવું છું.

(૧) દૂધની શીશીમાં આગલા ખોરાકનું દૂધ વધ્યું હોય તે ફેંકી દેવું.

(૨) શીશી બિલકુલ સ્વચ્છ થાય ત્યાંસુધી તેને ઠંડા પાણીથી ખૂબ વીછળવી.

(૩) એ પછી ગરમ પાણીમાં 'બાઇકાર્બોનેટ ઑફ સોડા'ની ચમચી નાખી તે વડે શીશીને સાફ કરવી. 'બાઇકાર્બોનેટ ઑફ સોડા' ન હોય તો લાકડાંની રાખ પણ ચાલી શકશે.

(૪) એવીજ રીતે બોટણીને અંદરથી અને બહારથી સાફ કરવી.

(૫) શીશી અને બોટણી એ બંનેને ઉકાળેલા પાણીના વાડકામાં મૂકો, પાણીમાં દર શેર

પાણી દીઠ એક ચમચો 'સોડા બાઈકાબ' નાખવો અને જ્યાંસુધી તેમની જરૂર પડે ત્યાંસુધી તેમાં બંને રાખી મૂકવાં.

(૬) આ પ્રમાણે દરરોજ એક વખત કરવું.

× × × ×

## બાળકો અને એરંડીઉં તેલ

નાનાં બાળકોને ઝાડો (જુલાબ) લાવવામાટે માતાઓ મોટા ભાગે એરંડીઉ તેલ આપે છે, પણ માતાઓની આ ટેવ વખતના વહેવા સાથે બાળકોને વધુ કબજીઆત બનાવે છે; અને પરિણામે ગરીબ બિચારાં નિર્દોષ બાળકો વધુ હેરાન થાય છે. બાળકોને જુલાબ લાવવામાટે એક જાણીતો જર્મન તબીબ ભલામણ કરે છે કે, બાળકોને દૂધનો ખોરાક આપવાના વખતની વચ્ચે પાણી વધુ આપવું; તેમજ દૂધ આપ્યા પછી અર્ધા ચમચાથી એક ચમચાસુધી ઑલીવ ઑઇલ આપવું.

દર ચોવીસ કલાકમાં બાળકોને એકથી ત્રણ ઝાડા થવાની જરૂર છે. ઝાડો નરમ, સુંવાળો અને રાઇના રંગનો હોવો જોઇએ, જે લચકાના રૂપમાં હોવો જોઇએ નહિ. તેમાં બંધાયલા દૂધના ગાંગડા, મળ કે કફ હોવો જોઇએ નહિ. આવા ઝાડાઓ બાળકોની તંદુરસ્તીની નિશાની છે.

× × × ×

## ગર્ભવતી સ્ત્રીઓમાટે સોનેરી સૂચના

ગર્ભવતી સ્ત્રીઓ માટે એક જાણીતા અમેરિકન તબીબની નીચલી સૂચનાઓ દરેક બાઇએ લક્ષમાં રાખવી જરૂરી છેઃ-

(૧) દરરોજ ઝાડો સાફ આવે તેમ કરવું.

(૨) ગુરદો ધોઈ સાફ રાખવા માટે બની શકે એટલું પાણી પીવું.

(૩) બની શકે એટલાં તાજાં ફ્રૂટ અને તરકારીનો ખોરાક ખાવો.

(૪) ખાસ કરી બાળકને જન્મ આપવાના મહિનાઓમાં ભારે અને ચીકાશદાર ખોરાક લેવાથી પરહેજ રહેવું.

(૫) રાતનું ભોજન ભારી ખોરાકનું લેવું નહિ.

(૬) દરરોજ તાજી ખુલ્લી હવામાં ચાલવાની કસરત લેવી. આ ઉપરાંત દરરોજનું કામકાજ કરતાં રહેવું.

(૭) ઓરડાની બારીઓ ખુલ્લી રાખીને રાતે ઉંઘ કહાડવી, જે ઓછામાં ઓછી ૮ કલાકની હોવી જોઇએ.

(૮) દરરોજ નહાવાની અને છેવટનાં અઠવાડીઆંઓમાં ગરમ પાણીમાં બેસવાની તજવીજ રાખવી.

(૯) કોઇ પણ જાતનાં ટાઇટ તતરબંધ કે વજનમાં ભારી કપડાં પહેરવાં નહિ.

(૧૦) દાંતોને પૂર તંદુરસ્તીમાં રાખવાનો મજબૂત પ્રયાસ કરવો.

(૧૧) ચોક્કસ વખતના અંતરે ડૉક્ટર પાસે પીશાબ તપાસાવવામાં ઘણો લાભ સમાયલો છે.

× × ×

## મેલેરીઆનો રામબાણ ઈલાજ-સાધારણ મીઠું

જાણીતો તબીબ ડૉ૦ બ્રૂક જેણે મેલેરિયાને મારી હટાવવાને ઘણાંક વર્ષો સુધી હંગરી, અમેરિકા વગેરે અનેક સ્થળોએ સંખ્યાબંધ અખતરાઓ કર્યા છે, તેણે મેલેરિયાના ઇલાજતરીકે સાધારણ નીમક (મીઠું) જેને તબીબી ભાષામાં 'સોડિયમ ક્લોરાઈડ'તરીકે ઓળખવામાં આવે છે, તે રામબાણ હોવાનું જાહેર કર્યું છે. આ ઇલાજ કોઇ પણ પ્રકારના મેલેરિયાના તાવ ઉપર ફતેહમંદ પૂરવાર થવાની તે ખાત્રી આપે છે. આ તબીબ જણાવે છે કે, આ ઈલાજથી માત્ર ૪૮ કલાકમાં દર્દી સાજો થઇ શકે છે; એટલુંજ નહિ પણ તેની ઉપર બીજી વાર તાવ હુમલો કરતો નથી. વધુમાં તે જણાવે છે કે, આ ઇલાજ દર્દી પર બે વાર જવલ્લેજ અજમાવવો પડે છે. તે કહે છે કે, આ ઇલાજથી હંગરીમાં હજારો દર્દીઓ આ તાવના ચાલુ મારાથી સદાના બચી ગયા છે. અમેરિકાના ગરમ દેશો જ્યાં આ તાવ જેણે એક વાર ભારે ત્રાસ ફેલાવ્યો હતો તે

આ ઇલાજથી રફતે રફતે અલોપ થતો જાય છે. ડૉ૦ બ્રૂક આ ઇલાજ નીચે મુજબ અમલમાં મૂકવાની મજબૂત ભલામણ કરે છે.

× × × ×

## મેલેરિયા ઉપર મીઠું કેમ વાપરવું ?

સ્વચ્છ 'સોડિયમ ક્લોરાઇડ' (મીઠું) એક મુઠ્ઠી ભરી લેવું અને તે ચૂલાપર તપતી કઢાઇ–(ફ્રાઈંગ–પેન)માં નાખવું. નીચેથી ગરમી આપવાનું ચાલુ રાખવાથી મીઠામાંનો પાણીનો ભાગ ઉડી જશે. જ્યાંસુધી કઢાઇમાંનું નીમક (મીઠું) બૂરો રંગ પકડે, ત્યાંસુધી તેને ગરમી આપવાનું ચાલુ રાખવું.

ઉંમરે પહોંચેલા શખ્સોએ ઉપરની રીત મુજબ ભુંજેલા મીઠાનો 'ડોઝ' એક મોટો ચમચો ભરીને લેવો, જે વજનમાં એક ઔંસ જેટલો છે. આ મીઠું ગરમ પાણીથી ભરેલા એક ગ્લાસમાં નાખવું અને તેને ખૂબ એકરસ કરી તાવ હુમલો કરે તેની એક દિવસ અગાઉ સવારના પહોરમાં પી જવું. પછી તે ભૂખ્યા પેટે પીવાની સંભાળ રાખવી. મીઠું એક ઔંસથી વધુ નહિ તેમજ એક ઔંસથી ઓછું પણ નહિ હોવું જોઇએ. આ ઇલાજ ભૂખ્યા પેટે કરવામાં નહિ આવે, તો તેની જરા પણ અસર તાવપર થઈ શકવાની નથી, તે ખૂબ યાદ રાખવું. આ નિમક લેતાં પહેલાં ખોરાક તો શું પરંતુ પાણી પણ પીવું નહિ. મીઠાનો 'ડોઝ' લીધા પછી દર્દીને પાણીનો શોષ પડે યા ભૂખ લાગે તો તેને પાણી સિવાય બીજું કશું આપવું નહિ. દવા લીધા પછી અગર જો પાણીનો શોષ લાગે તો સહેજ ગરમ કરેલું પાણી થોડુંક પી જવું. અગર જો દર્દીને ઘણી ભૂખ લાગે તો તેને કાંજી જેવો હલકો ખોરાક આપવો, પરંતુ તે પણ ૪૮ કલાક પસાર થવા પછીજ. મીઠાનું પાણી પીધા પછી ચોવીસ કલાક પછી માત્ર થોડું પાણી પીવું અને ૪૮ કલાક પસાર થયા પછીજ હલકો ખોરાક લેવો. આ રીતે કરવામાં અગર જો સંભાળ રાખવામાં નહિ આવે તો દર્દીને આરામ થશે નહિ. વળી મીઠાનું પાણી લીધા પછી ૪૮ કલાક સુધી શરદી કે ઠંડો પવન શરીરને લાગે નહિ તેની ખૂબ સંભાળ રાખવી. આવા દર્દીઓએ હમેશાં ગરમ ડગલો અને મોજા પહેરવાની ટેવ પાડવી.

ડૉ૦ બ્રૂક ખાત્રી આપે છે કે, મેલેરિયાથી વખતોવખત પટકાતા દર્દીઓ ઉપર મુજબનો ઇલાજ અજમાવશે તો તેઓ ઘણી સહેલાઇથી મેલેરિયાથી હેરાન થતા બચી જશે.

## બીડીથી આંખોનો બીગાડ

મારા પ્રિય વાચક ! બીડી અને તમાકુથી થતાં નુકસાનનું ચિત્ર હું વખતોવખત તમારી જાણ માટે રજુ કરતો રહીશ. એ પહેલાં આજે બીડીથી આંખોને કેટલું નુકસાન થાય છે તે હું દાખલા–દલીલથી બતાવવા માગું છું. જેઓ એમ ધારતા હોય કે, તમાકુથી અમોને કશું નુકસાન થતું નથી, તેઓ નીચલો અખતરો અજમાવી જોશે તો તેઓને તુરત માલમ પડશે કે, શરીરની મુખ્ય ઇંદ્રિય આંખ ઉપર ચાલુ તમાકુ કેવી બુરી અસર કરી શકે છે.

મહેરબાની કરી બીડી પીનારને કહો કે "બારીની બહાર જુઓ, હવે તમારી આંખો બંધ કરો અને દિવાલની સામે જુઓ."

ઉપર મુજબનો હુકમ માન્ય કરનાર બીડી પીનાર બારીનું એક ચિત્ર જુએ છે; પણ રંગ ફેરવાયેલો જુએ છે. દાખલાતરીકે બ્લુ રંગ તરફ જોતાં તે પોતાની આંખો બંધ કરે છે, ત્યારે તે લાલ રંગ અથવા લાલ કે લીલા રંગનો શેડ જુએ છે.

હવે જુઓ કે, આંખો આગળથી આ રંગો ગુમ થઈ જતાં કેટલો વખત લાગે છે? બારીનું ચિત્ર જે તેની આંખમાં છે તે ગુમ થતાં કેટલો વખત લાગે છે ? તે ચિત્ર ફક્ત થોડીજ સેકંડમાં નાબુદ થવું જોઇએ; પણ જેઓને બીડી કે તમાકુની ટેવ પડી ગયેલી હોય છે તેઓની આંખો આગળથી તે ચિત્ર દૂર થતાં કોઇ વાર પંદર મિનિટ જેટલો વખત લાગે છે. એનું કારણ એ છે કે, બીડી પીનારની આંખને એવી રીતે લકવો મારી ગયેલો હોય છે કે તે ચિત્ર લાંબા વખતસુધી તેની આંખો આગળ રહે છે. સર્વથી ઓછા જથાની તંબાકુ પણ ઝેર સમાન છે.

× × × ×

## તંબાકુનો કડવો અનુભવ

મી૦ એલ. ઈ. ઓબેન્કસ જે ફિઝિકલ કલ્ચરના વિષયમાં સ્પેશિયાલીસ્ટ ગણાય છે, તેણે તંબાકુથી થતા નુકસાનના અનેક દાખલાઓ જે તેની નજર આગળથી પસાર થયા છે તે-રજુ કર્યા છે, જે આપણા દેશી જુવાનીઆઓ માટે ધડો લેવા જેવા હોવાથી હું તેમાંના બે ત્રણ આજે જાહેરમાં મૂકવાની લાલચ દૂર કરી શકતો નથી. હું તેનાજ શબ્દોમાં જણાવવાનું વાજબી ધારૂં છું:—

"એક યુવાન ક્લાર્ક ફિઝિકલ કલ્ચરના શિક્ષણમાટે મારી પાસે આવ્યો. તેની છાતીમાં એક વરસ કરતાં વધુ મુદતથી દુઃખારો ચાલુ રહ્યો હતો. તે સાથે તે ખાંસીથી પણ વધુ અને વધુ પીડાતો હતો, જેથી તેના મનમાં ક્ષયના હુમલાનો મોટો ભય પેસી ગયો હતો. તે બે વરસથી સીગારેટ પીતો હતો. તેના દુઃખનું કારણ સીગારેટ હોવાનો મને પાકો શક હતો. મેં તેને સીગારેટ છોડી દેવાની તાકીદ કરી. ફિઝિકલ કલ્ચરના શિક્ષણના પહેલા માસ દરમિયાન તેને પોતાની તબિયતમાં કાંઇક સુધારો થતો લાગ્યો; પણ છ અઠવાડીઆં પૂરાં થતાં તેણે પોતાને છાતીના દુઃખારા અને ખાંસીના દરદથી સમૂળગો મુક્ત થયેલો જોયો. એ વખત દરમિયાન તેણે ક્લાર્કની નોકરી છોડી બહારના કામકાજની નોકરી હાથ કરી હતી. તે 'ફિઝિકલ કલ્ચર'ના શિક્ષણની મજબૂત તારીફ કરતો હતો; પણ તે સમજી શક્યો નહિ કે, બહાર ફરવાની નોકરીથી કે શારીરિક કસરતના શિક્ષણથી તેનું દરદ નાબુદ થયું હતું. કેટલાક મહીના સુધી તેની સાથે મારો મેળાપ થઇ શક્યો નહિ. એક દિવસે તે ઓચિંતો મને મળ્યો અને પોતાની આગલી નોકરીપર પાછો જવાથી તેનું દરદ પાછું ઉભરી આવશે કે નહિ તે માટે મને પૂછવા લાગ્યો. મેં તેને સલાહ આપી કે, જો સીગારેટ પીવાની છોડી દેશે તો ગમે તેવી નોકરીથી તેનું અસલ દરદ પાછું ઉભરી નીકળી શકશે નહિ. હું ખરો પડયો. થોડાક વધુ મહીનાએ મજબૂત સાબીત કર્યું કે, તેની છાતીનો દુઃખારો અને ખાંસી સીગારેટની મોહોકાણ હતી.

બીજો દાખલો—હું એક કસરતબાજને ઓળખું છું, જેનો ધંધો સરકસમાં બાઇસિકલ ઉપર અદ્દભુત કાણુ દેખાડવાનો હતો. એ કસરત 'સાઇકલ-વ્હર્લ'ના નામથી જાણીતી છે, જેનો હેતુ સાઇકલને એકદમ ચકાવો આપવાનો છે. આ કસરત ઘણીજ જોખમભરેલી ગણાય છે અને તે માટે ઠંડાપણા અને મજ્જાતંતુના બળની ઘણી જરૂર છે. આ ધંધો તેણે પોતાની ચાળીસ વરસની વયે છોડી દીધો; કેમકે તેને લાગ્યું કે, આવી મોટી ઉંમરે આ કસરત કરતાં તેને ગભરાટ છૂટતો હતો અને તે બીકણ બનતો જતો હતો. અંતે સીગારેટ છોડી દેવાની સલાહ તેને એક ડૉકટરે આપી. આ સલાહ ઉપર અમલ કરતાં તેણે કદી નહિ ધારેલું એવું પરિણામ આવ્યું. તેણે પોતાની બગડેલી તંદુરસ્તી અને તનની શક્તિ એટલી બધી તો મેળવી કે તે પોતાની આગલી નોકરીમાં પાછો દાખલ થયો અને બાઇસિકલ ઉપર આગલીજ ફતેહ સાથે ઘણાં વર્ષોસુધી પોતાનો કાણુ ચાલુ રાખ્યો.

ત્રીજો દાખલો ઘણોજ જાણવા જોગ છે. કોલોરાડો ખાતે રહેતી એક અમેરિકન સ્ત્રી ખાસ ભલામણથી મારી સલાહ લેવા માટે મારી મુલાકાતે આવી. મારી પાસે મોકલનારનો હેતુ એ હતો કે, કસરતના શિક્ષણથી તેણીના હાર્ટમાં થોડોઘણો સુધારો થવા પામે. મેં તેણીને સવાલ કર્યો કે, તેણીને હાર્ટનું દરદ છે, એમ તેણીને કેમ માલમ પડયું? તેણીએ મને સમજાવ્યું કે, તે પોતાની ડાબી બાજુએ સૂઈ શકતી નથી; કેમકે સૂતાં આંખની બાજુએ કાનપટી આગળ મજબૂત ધબકારા થાય છે. મેં તેણીની હકીકતપરથી જાણ્યું કે, તેણીને સીગારેટ પીવાની બહુજ બુરી ટેવ પડી ગઇ હતી. અંતે હું તેણીની સખ્ત વેદના દૂર કરવાને ફતેહ પામ્યો; પણ ફિઝિકલ કલ્ચરની કસરતથી નહિ. અલબત્ત, કસરતે તેણીની સામાન્ય પ્રકૃતિને લાભ કર્યો હતો ખરો, પણ તેણીનું જાલમ દરદ સીગારેટ પીવાનું છોડી દેવાની મેં તેણીને પાડેલી ફરજથી સમૂળગું દૂર થયું હતું. આ દરદ સીગારેટ પીવાનું છોડયા પછી ફક્ત દશ દિવસની ટુંક મુદતમાં ઘણેક દરજ્જે દૂર થયું હતું. પાછળથી મને માલમ પડયું કે, સીગારેટ પીવાનો તેણીનો આગલો લખ પાછો ઉભરાઇ આવવાથી તે અગાઉનાજ દુઃખનો કમનસીબ ભોગ થઇ પડી હતી.

બીજા ઘણાક દાખલાઓ રજુ કરીને મી૦ ઓબેન્કસ જણાવે છે કે, તંબાકુ કોઇના પર

ઓછી તો કોઇના પર ઘણી માઠી અસર કરે છે; એટલે કે તંબાકુ દરેકને ઓછું-વત્તું નુકસાન તો જરૂરજ કરે છે. તંબાકુની ટેવ છતાં ઘણુંકો પોતાનું જોર ટકાવી રાખે છે તે ઉપરથી એમ સમજવું જોઇતું નથી કે, તંબાકુ તેઓ ઉપર કદી પણ માઠી અસર કરી શકશે નહિ. આવા શખ્સો આ બુરી ટેવ છોડી દે તો તેઓ છે તે કરતાં વધુ તનમનથી આસુદા બનવા પામે. તંબાકુથી થતા નુકસાનની કસોટી કરવા માટે તંબાકુનો એક યા બીજી રીતે વિયોગ કરનારાંઓ તંબાકુ છોડી દઈ પોતાની આગલી શરીરપ્રકૃતિ સાથે સરખામણી કરશે તો તેઓને આગલી કરતાં પાછલી સ્થિતિ વધુ સુખરૂપ લાગશે.

× × × ×

## ઓટના ખોરાકની ખુબી

તબીબોનો એવો અભિપ્રાય છે કે, ઓટમાં માંસ વધારનારો, ગરમી આપનારો અને ખનીજનો ગુણ એટલો બધો તો સમાયલો છે, કે એકલો એજ ખોરાક બીજા ખોરાકોની ગેરહાજરીમાં જીવન ટકાવી રાખવાને પૂરતો થઇ પડે છે. ઘઉં કરતાં ઓટમાં વધુ ચરબી અને ખારનું તત્ત્વ હોવાથી તે ઘઉં કરતાં વધુ કિંમતી ખોરાક થઇ પડે છે. ઓટમાં નીચલા પ્રમાણમાં નીચલાં તત્ત્વો જોવામાં આવે છેઃ—

પાણી ૧૫.૦, નાઇટ્રોજન ૧૩.૦, કારબો હાઇડ્રેટસ ૬૩.૦, ચરબી ૬.૦, ક્ષાર ૩.૦

ઓટનું ધાન્ય પચવામાં પણ ઘણું સારૂં છે. તેમાં રેચકનો ગુણ છે. તે શરીરને પુષ્ટિ આપે છે, એટલુંજ નહિ પણ તેના ચાલુ ઉપયોગથી ડૉક્ટરોનું ઘર જોવું પડતું નથી. આ ખોરાક પોરીડજ (પાણી અથવા દૂધમાં ઉકાળી બનાવવામાં આવેલી કાંજી), રોટલી, કેક વગેરેના રૂપમાં લેવાથી ઘણો ફાયદાકારક છે.

એટલું તો ખરૂં છે કે, ઓટ દરેકને એકસરખી રીતે પાચન થઇ શકતો નથી. દાખલાતરીકે પેટમાં ઉત્પન્ન થતા વાયુવાળા દરદીઓને ઓટની પોરીડજ (કાંજી) પચવી મુશ્કેલ થઈ પડે છે. એનું કારણ પોરીડજ બરાબર એટલે કે સંપૂર્ણ રીતે નહિ પકાવવાનો છે; અગર જો તે બરાબર પકાવવામાં આવેલી હોવા છતાં પણ પચી શકતી ન હોય તો સમજવું કે, આ ખોરાક એવા બીજા ખોરાક સાથે લેવામાં આવતો હોવો જોઇએ કે જે બંનેની મેળવણી તમારી પ્રકૃતિને અનુકૂળ થઇ પડતી નહિ હોય. આથી બીજા ખોરાકની ભેળ નુકસાનકારક સમજવી, નહિ તો ઓટ-મીલ પણ તેને બરાબર પકાવી તે ધીમે ધીમે ખાવામાં આવે તો તે સહેલાઇથી પચી શકે છે અને તેના સંખ્યાબંધ લાભો થઇ શકે છે.

× × × ×

## બહેરાપણાનાં કારણો

કાનને બહેરાપણું લાગવાનાં ઘણાંક કારણો છે, જેમાં નીચલાં મુખ્ય છેઃ—

૧—સાધારણ શરદી જે નાક અને ગળાને લાગુ પડે છે તે કાનની ભુંગળી સુધી પહોંચવાના પરિણામે.

૨—કાનમાં મેલ થતાં તે ટાંચણી યા સોય જેવા નુકસાનકારક હથિયારવડે કાઢવાથી કાનના પડદાને નુકસાન થવાથી.

૩—ઇન્ફ્લુએન્ઝા અને બીજાં દરદોની પાછલી અસરથી.

૪—ગળાના સોજા વગેરેની બિમારી દરમિયાન જંતુનો ચેપ લાગવાથી.

૫—ભેજાને લગતા અને બીજાં દરદોના પરિણામે.

× × × ×

## ઉંઘનો આશીર્વાદ—તે કેમ મેળવવો ?

ખુદાએ અર્પેલી અનેક બક્ષિસોમાં તંદુરસ્ત ઉંઘનો આશીર્વાદ ઘણોજ કિંમતી છે. ભરઉંઘ શરીરને તાઝગી આપનારી, આનંદ આપનારી અને કૌવત આપનારી છે. જે માણસ બિછાને જતાંજ ખુશનુમા ઉંઘમાં પડે છે, તે આ દુનિયાનાં અનેક પ્રકારનાં સુખોમાંથી એક મુખ્ય સુખનો આશીર્વાદ મેળવે છે. સારી ઉંઘ કૌવત આપનારી એક જાતની અકસીર દવા થઇ પડે છે અને એ ઉપરથી તેની તંદુરસ્તી અને સુખાકારીનું માપ થઇ શકે છે. દરદીઓને દવા કરતાં ઉંઘ ઘણી સારી અસર કરે છે. આજકાલ ઘણાકોની ફરિયાદ થઇ પડી છે કે, તેઓ બરાબર ઉંઘી શકતાં નથી. જેઓ ઉંઘી શકતાં નથી, તેઓ ઘણાંક દર્દોનો ભય પોતાને માથે ખેંચી લે છે. તેઓ ખાસ કરી મજ્જાતંતુઓની બિમારીના ભોગ થઇ પડે છે.

ઉંઘ નહિ આવવાનું મુખ્ય કારણુ આપણી પોતાની મૂર્ખાઈ છે. આ મૂર્ખાઇ કુદરતનો કાયદો તોડવાની છે. જેઓ કુદરતના કાયદાઓને તાબે થાય છે, તેઓમાંનો એકેએક ખુશનુમા ઉંઘ કાઢવાને લાયક બને છે. સ્નાયુના કામકાજના ઘસારાથી ઉત્પન્ન થયેલી અશક્તિ લોહીમાં દાખલ થાય છે ત્યારે ઉંઘ પેદા થાય છે.

× × × × ×

## ખુશનુમા ઉંઘના ઇલાજો

હું આગળ ચાલતાં ઉંઘમાટેની ફરિયાદ દૂર કરવાના અનેક ઇલાજો રજુ કરતો રહીશ, પણુ આ ઇલાજોના પહેલા પાઠતરીકે નીચલી સૂચનાઓ ધ્યાનમાં રાખવાની હું ખાસ ભલામણુ કરું છું.

(૧) તમોએ ઉંઘ લાવવાની ટેવની ખીલવણી કરવી જોઇએ છે. તમોને ઉંઘ આવી શકવાની નથી એ ખ્યાલ મગજ ઉપરથી તમારે દૂર કરવો જોઇએ છે. જેવા તમો બિછાને જાઓ કે તુરતજ મગજ ઉપરના વિચારોને હાંકી કાઢજો અને ઉંઘી જવાનો મજબૂત પ્રયાસ કરજો. એ માટે તમારા મગજપર મજબૂત કાબુ મેળવવાની કોશીશ કરજો.

(૨) ઉંઘ નહિ આવવાનાં અનેક કારણોમાં ચા, કૉફી અને બીજાં પીણાંઓ માટેનું અતેરૂં પણુ એક છે. જ્યારે ઉંઘ વગર તમો પીડાતા હો ત્યારે ચા, કૉફી અને બીજા પીણાથી દૂર રહેવાની કોશીશ કરજો. ચા અને કૉફી મગજને ઉશ્કેરે છે અને ઉંઘને નસાડે છે. ખાસ કરી સાંજના વખતે ઉશ્કેરનારા પીણાથી દૂર રહેજો.

(૩) સવારે યા સાંજે તમારી પ્રકૃતિના પ્રમાણુમાં કસરત લેવાની ટેવ રાખજો.

(૪) ખાલી પેટે કદી પણુ બિછાને જતા નહિ, તેમજ તમારી હોજરીને બીનજરૂરી ખોરાકના બોજાથી લાધી બિછાને જતા ના. વધુ ભારથી લાધેલી હોજરી તમારી ઉંઘ અને તન-મનની શાંતિનો કાતિલ શત્રુ છે. પરિણામે ઘણાંક દરદોને જાણી જોઇ આમંત્રણુ કરવામાં આવે છે. તમારે ભારે ખોરાક અને મોડી રાતનો ખોરાક તજવો જોઇએ છે. ખાણું લીધા પછી તુરતજ બિછાને જતા નહિ.

(૫) જાણીતા તબીબોનો એવો મત છે કે, બિછાને જવાની અર્ધો કલાક આગમજ કુક્કાં (થોડું ગરમ) પાણીએ નહાવાથી ઘણો સારો લાભ થાય છે. એમ કરવાથી લોહી મગજમાંથી પગ સુધી ખેંચાઇ જાય છે, જેથી મજ્જાતંતુઓમાં લોહીનો ઘટાડો થાય છે અને ઉંઘમાં વધારો થાય છે. સારી ઉંઘમાટે કબજીયાતને પણુ દૂર કરવાની જરૂર છે.

(૬) સૂવાના ઓરડાને તાજી હવાના સારા જથાની ઘણી મોટી જરૂર છે, (મચ્છર સતાવતાં હોય તો) ઢોલિયાને મચ્છરદાની હોય તો ઘણું સારૂં.

(દૈનિક "હિંદુસ્થાન"માંથી)



# ૧૩૧—શીર્ષાસન

નીચે માથું અને ઉપર પગ રાખીને ઉભા રહેવું તેને શીર્ષાસન કહે છે. શરૂઆતમાં આ આસન દિવાલ સાથે કરવાથી સહેલાઇથી થઇ શકે છે. દિવાલને અઢેલીને કરવાથી પાછળ પડી જવાની બીક રહેતી નથી. જો એક-બે મિત્રોની મદદ લઇને કરવામાં આવે તો વળી ઘણુંજ સારૂં. મદદ લઇને ફક્ત સાતજ દિવસ કરવાથી પછી પોતાની જાતેજ મદદસિવાય કરી શકાય છે.

કહેવત છે કે "ઉતાવળે આંબા પાકે નહિ" તેમ એકદમ શીર્ષાસન કરવાનું શરૂ કરો અને પહેલેજ દિવસે અડધો કલાક કરો તો તેથી ફાયદો નહિજ થાય, પણ બહુજ નુકસાન થશે. તમે નબળા હો કે બળવાન હો, તોપણ ધીરે ધીરે અને થોડો થોડો વખત આજથી શરૂ કરો. પછી જુઓ કે, તમારૂં શરીર અને ગર્દન કેવી મજબૂત બની ગઇ છે.

પહેલા બે દિવસ મિનિટ કે અડધી મિનિટ સુધી, પછીના બે દિવસ બે મિનિટ સુધી, પછીના આઠ દિવસ ત્રણજ મિનિટ સુધી, પછીના આઠ દિવસ પાંચજ મિનિટ સુધી, પછીના દશ દિવસ સાત મિનિટ સુધી અને તે પછીથી દરરોજ દશ મિનિટ કરવું. ધીરે ધીરે છ માસ સુધીમાં અડધા કલાક સુધી લઇ જવું. શાંતિથી અને થોડી મહેનતથી બહુજ લાભ થાય છે.

શીર્ષાસન સવારમાં કરવાથી બહુજ લાભ થાય છે. આસન શરૂ કર્યા પહેલાં અને પછી દરરોજ ચાર-પાંચ પ્રાણાયામ કરવાથી બહુજ ફાયદો થાય છે. શ્વાસ શાંતિથી લેવો અને ઉચ્છ્વાસ પણ શાંતિથી કરવો. શીર્ષાસન કરતી વખતે શરીરને કોઇ પણ જાતનું સખત બંધન હોવું જોઇએ નહિ. બધી નસો અને નાડીઓમાં છૂટથી લોહી ફરી શકે માટે ફક્ત લંગોટજ પહેરવો અને તે પણ બહુ સખત પહેરવો નહિ. સવારમાં ભૂખ્યા કોઠેજ આસન કરવું.

આ આસન યથાવિધિ અને નિયમિત કરવાથી બહુજ લાભ થાય છે. જેમ શીશીમાં પાણી રેઠીને ઉંધીચતી કરવાથી ધોવાઇને સાફ થાય છે, તેમ માણસનું શરીર ઉંધુંચતું થવાથી બહુજ લાભ થાય છે. આ આસન શરૂ કરતા પહેલાં તમારા પગનો રંગ જુઓ, પછીથીજ શીર્ષાસન કરવાનું શરૂ કરો. આસન કર્યાંબાદ વળી પાછા તમારા પગનો રંગ જુઓ. શીર્ષાસન કર્યા પહેલાં તમારા પગનો રંગ સફેદ જણાશે. તમે જાતેજ વિચારો કે, તે શાથી સફેદ થયો ? શીર્ષાસન કરવાથી લોહી નીચે ઉતરી જાય છે. લોહીનો અભાવજ પગનો રંગ કહી આપે છે; પરંતુ જ્યારે શીર્ષાસન છોડી દેવામાં આવે છે, ત્યારે પગમાં નવા લોહીનો સંચાર થવાથી વધુ લાલાશ આપે છે. **શુદ્ધ લોહીનો સંચાર એજ આરોગ્ય.** શીર્ષાસન કરવાથી શુદ્ધ લોહીનો સંચાર થાય છે. શરીરમાં સંપૂર્ણ રીતે લોહી ફરી વળવા-થી આરોગ્ય વધવાનો સંભવ છે.

માથાનું દરદ, છાતીની કમજોરી, મોંની અરુચિ, કંઠ-દોષ, ગળું પડવું તેમજ સ્વપ્નદોષ અને વીર્યદોષ વગેરે દર્દો નાશ પામે છે. મગજમાં પણ શુદ્ધ લોહી પહોંચવાથી બુદ્ધિ અને સ્મરણશક્તિ વધે છે.

લોહી માથા ઉપર ચઢાવવાથી રાત્રિદિવસ હૃદયને બહુજ કષ્ટ પડે છે, જ્યારે શીર્ષાસન કરવાથી હૃદયને આરામ મળે છે. શરીરનું સઘળું લોહી હૃદયમાં પોતાની જાતેજ આવીને એકઠું થાય છે અને શુદ્ધ થાય છે. હૃદયને આરામ મળવાથી તેની શક્તિ વધે છે અને શક્તિ વધવાથી આયુષ્ય વધે છે. એક દિવસમાં ફક્ત વધુમાં વધુ અડધો કલાકજ નિયમિત કરવું જોઇએ.

આ આસન નિયમિત અને યોગ્ય રીતિથી કરવામાં આવે તો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. જઠ-રાગ્નિ પ્રદીપ્ત થતાંની સાથેજ આહારની ઇચ્છા થાય છે. શરીર ભૂખથી સાત્વિક ખોરાક મેળવે છે અને પુષ્ટિ મેળવે છે. ભૂખ અનુસાર ભોજન નહિ મળવાથી શરીર બગડે છે. શીર્ષાસનના અભ્યાસીઓ-એ ગાય કે ભેંસનું માખણ, ઘી, દૂધ વગેરે સાત્વિક પદાર્થો લેવાથી સ્વાસ્થ્ય સુધરે છે.

પાંચ વર્ષથી તે સાઠ વર્ષ સુધીની ઉંમરવાળા મનુષ્યોને આ આસનથી સારૂં પરિણામ નીપજ્યું છે. આ વાત હજારો લોકોથી અનુભવસિદ્ધ છે. સાધારણ દૃષ્ટિથી જે અનુભવ છે અને જે કહ્યા છે, તે સારા વિચારવાળા ડૉક્ટરો અને શારીર-શાસ્ત્રના છે. આશા છે કે, આ આસન દરેક વ્યાયામ-શાળાના બંધુઓ સિદ્ધ કરશે અને તેનો લાભ ઉઠાવશે.

("વ્યાયામ"ના એક અંકમાં લેખક—રા. અંબાલાલ પટેલ, કડી.)

# ૧૩૨—ઘરઘરાઉ હુન્નરો

### અશક્ત બાઇઓના ધાવણ-વૃદ્ધિની દવા

કેટલાંક કારણોથી સ્ત્રીઓના અંગપરના દૂધમાં ઘટાડો થાય છે. આથી છોકરૂં પીએ તો તેને પેટ ભરી દૂધ મળી શકતું નથી. તેમાં ત્રણ પ્રકારના દોષ હોય છેઃ—

(૧) સમૂળગું દૂધ ન આવવું, (૨) દૂધ થોડું આવવું, (૩) કમતી કે જાસ્તી આવીને જલદી બંધ થાય છે. વૈદ્યક શાસ્ત્રના નિયમ પ્રમાણે છોકરાંને દાંત આવતાંસુધી પણ તેની માતાનું દૂધ પૂરતું મળવું જોઇએ. તે ખામી દૂર કરનારી દવા ખાસ અત્રે લખી છે; તેનો લાભ શહેરની અને ગામડામાં વસતી સ્ત્રીઓ જરૂર લેશે.

શેરડીના મૂળનું ચૂર્ણ (ભૂકી) તોલા ૨૦, મેથીના ઝાડને સૂકાવીને બનાવેલું ચૂર્ણ તોલા ૨૦, આસન તોલા ૨૦, કપાશીઆનાં મૂળનું ચૂર્ણ તોલા ૨૦, દિવેલીઆનાં પાતરાંનું ચૂર્ણ તોલા ૨૦, ઘીમાં તળેલી કણક તોલા ૨૦.

ઉપરની ચીજો બરાબર વજનથી લેવી. તે દરેક ચીજ સાફ કરીને તેનું ચૂર્ણ (ભૂકી) ઘણું બારીક બનાવવું. તેનું એક મિશ્રણ બરાબર બનાવવું. પછી તેના એક તોલાનાં પડીકાંઓ બાંધી રાખવાં. એવાં પડીકાંઓ શહેરમાં અથવા ગામડાંઓમાં બનાવી વેચી શકાય છે.

પડીકાં વાપરવાની રીતઃ—દશ તોલા ગરમ દૂધમાં એક તોલો સાકર મેળવીને તેમાં એક પડીકું ચૂર્ણનું મેળવીને ઓછું દૂધ આવનાર બાઇને ચટાડવું. એ મુજબ દિવસમાં બે વખત બે પડીકાંઓ પીવરાવવાં. એ મુજબ પીવાથી તે બાઈના લોહીમાં સુધારો થઇને વૃદ્ધિ થાય છે; તેમજ તેથી દૂધ પણ પુષ્કળ આવે છે.

### ઠંડો ( કપડાં ધોવાનો ) સોડા બનાવવો

સોડાએશ—ધોવાનો સોડા પાણીમાં નાખીને મિશ્રણ કરવાથી તે પાણી જરા ગરમ થાય છે, તેથી તેને ગરમ સોડાએશ કહેવામાં આવે છે. તેવા સોડાના પાણીથી કપડાં ધોવામાં આવે તો તે કપડાં ખરબચડાં—રફ થઇને જલદીથી ફાટી જાય છે. એવો કેટલાકનો પૂરતો અનુભવ છે. તેવા લોક કપડાં ધોવામાં ઠંડો સોડા વાપરે છે. તે બનાવવાની રીતઃ—લોખંડની કઢાઇમાં ૧૦ શેર સોડા સીલીકેટ અને ૫ શેર ઠંડુ પાણી, એમનું મિશ્રણ કરીને ઉકાળવું. ગરમ કરતી વખતે તાવેથાવડે હલાવીને બધું મિશ્રણ એકજીવ મિશ્ર કરવું—એટલે તળીએ સીલીકેટ સોડા ચોટશે નહિ.

ઉપરનું મિશ્રણ પાતળું થયા પછી તેમાં સોડાએશ ૪૦ શેર ભૂકો થોડોથોડો મેળવીને તે બધું મિશ્રણ હલાવીને બરાબર મિશ્રણ એકસરખું બનાવવું. તે મિશ્રણના તળીએ ધીમી ગરમી આપવી, જેથી તેના મોટા અથવા ઝીણા ગાંગડાઓ અને ભૂકી બનશે. ગાંગડા મોટા થયા હોય તો વાટીને અથવા લોખંડની ખાંડણીમાં કૂટીને તેની ભૂકી બનાવવી. તે ભૂકીને ઠંડો સોડાએશ કહે છે. તે ભૂકી ટીનના ડબ્બામાં એક રતલ જેટલી ભરવી, અથવા કાગળનાં પડીકાંઓમાં અર્ધોએક શેર જેટલી ભરવી. સોડાએશ કરતાં આ ઠંડો સોડાએશ મોંઘો વેચાય છે. આ ધંધો રૂપિયા ૧૫ થી ૨૦ માં સારી પેઠે કરી શકાય છે. તે ધોવાનાં પડીકાંઓનું વેચાણ કરવું.

### આંખના ખીલ મટાડનારી મેશ બનાવવી

નાનાં છોકરાંની આંખમાં અસ્વચ્છતાથી ખીલ થાય છે; અને તેનું ઘર્ષણ આંખોની અંદરની બાજુઓ ઉપર થવાથી ફુલ, છારી તથા વ્રણ પેદા થાય છે. તે સર્વે દરદોનું મૂળ કારણ જે ખીલ તે મટાડનારી દવા સ્ત્રીઓને બનાવતાં આવડવી જોઇએ. તેથી તે એક સ્ત્રીઓનોજ ઉદ્યમ ગણી શકાય છે. તેવી સરસ જાતની મેશ (કાજળ) વપરાય છે, તે બનાવવાની રીતઃ—

ફુલાવેલી ફટકડીની ભૂકી તોલા ૨, ફુલાવેલું મોરથુથુ ( સલ્ફેટ ઑફ કૉપર ) તોલા ૨, કપૂરની ભૂકી તોલો ૦॥, સુરોખાર સ્વચ્છ ભૂકી તોલા ૨, દીવેલના દીવા ઉપર પાડેલી મેશ તોલા ૮ અને ચોખ્ખું ઉત્તમ ગાયનું ઘી તોલા ૨૪.

ઉપર લખેલા પાંચ પદાર્થોમાંથી દરેકની ભૂકી જૂદી જૂદી કરીને પછી એકત્ર ભૂકી બનાવવી. પથરાના ખલમાં ઘુંટી ઘુંટીને સારી પેઠે તે રજકણો મિશ્રિત કરી દેવાં. પછી કપડામાંથી ચાળી લઇને તેજ ખલમાં મૂકવી. પછી ઘી ઉનું કરીને તેમાં તે ભૂકીઓ થોડી થોડી મેળવીને તેની મેશ બનાવવી. તે મેશ એક મલમ જેવી બને છે. હવે તે ખલમાં તે મિશ્રણ ઘણી વાર સુધી ઘુંટ ઘુંટ કરવાનું છે. તે મેશની અંદર એક પણ રજકણ છૂટો રહે નહિ અને આંગળી મૂકવાથી લાગે નહિ એવી સ્થિતિ તે મિશ્રણની થાય, ત્યાંસુધી ઘુંટવાની ક્રિયા કરવી જોઇએ, જેથી આંખમાં આંજવાથી ખુંચશે નહિ. એ મુજબ ઉપરની ભૂકીઓ-મેશ(કાજલ) એનો ઘીની અંદર મલમ બનાવવાનો છે. તે બધી મેશને એક મોટા ડબામાં પ્રથમ ભરી રાખવી કે જેથી તેની અંદર કચરો, એલ વગેરે જાય નહિ. તે મેશની નાની ડબીઓ ભરવી અને તેના ઉપર ખીલ મટડનારી મેશ એમ લેબલ ચોંટાડવું. આ મેશ એકાંતરે આંખમાં આંજવાથી ખીલ તદ્દન નાબુદ થઈ જાય છે; અને આંખની દૃષ્ટિ પણ પહેલાં કરતાં વધે છે; તેમજ તે આંખમાં આંજતાં ખીલમાંનું પાણી ઝરીને તે ખીલ જલદીથી સારા થાય છે. એકંદર એક તોલાની ડબીઓ ભરીએ તો લગભગ ૩૮ ડબીઓ ભરી શકાય છે; અને દરેક ડબી એક આને વેચીએ તો રૂપીઆ ૨-૬-૦ મળે છે; અને મેશ તૈયાર બનાવવામાં ખર્ચ આશરે બાર આના જેટલો થાય છે. તો જુઓ કે, આ નાનો ઉદ્યમ જો કોઇ સ્ત્રીઓ કાળજીપૂર્વક કરશે, તો પોતાનું ગુજરાન સારી પેઠે ચલાવીને એ પૈસા પણ ગાંઠે સંગ્રહ કરશે. આ ધંધો શહેરમાં તેમજ ગામડામાં પણ બહુ સારી રીતે ચાલી શકે તેમ છે.

### ખુશબોદાર છલીઆ સોપારી બનાવવી

એક શેર સોપારી કાપીને તેની ચીરીઓ એક શેર દૂધમાં પલાળવી. જ્યારે દૂધ અર્ધા કરતાં ઓછું બાકી રહે, ત્યારે સોપારી જૂદી કાઢી લેવી. તેમાં એક તોલો ગુલાબનું અત્તર અને પાંચ તોલા પીપરમીટના તેલનું મિશ્રણ કરવું. તે પછી એ સોપારી એક ચીનાઈ વાસણમાં ભરીને ઢાંકી મૂકવી. તેનો સુગંધ બહુ ઉત્તમ આવે છે. એમ નક્કી થાય ત્યારબાદ તેને ખાવાના કામમાં વાપરવી. આશરે બે દિવસ પછી તે સારી રીતના ખુશબોદાર-છાલીઆઓ જૂદા જૂદા બને છે. વેચાણ કરવા માટે નાની ડબીઓમાં ભરીને તેના ઉપર લેબલ ચોટાડીને વેચાણ કરવું. આ સોપારી ખાનારને ખાંસી, દમ વગેરે સોપારીથી થનારા રોગો થતા નથી; તેમજ ખાવામાં પણ બહુજ ઉત્તમ લાગે છે. આ ધંધો ઘેરેઘેર સ્ત્રીઓ બનાવીને કરી શકે તો ઘણોજ ફાયદાકારક નીવડશે. તેમજ ક્ષયરોગવાળા આ સોપારીનું સેવન કરશે તો જરૂર તેમનો વ્યાધિ મટી જશે.

### માકણ સાફ કરવાની ભૂકી

મોટી વસ્તીમાં અને ગંદકીવાળી જગામાં માકણનો બહુજ ત્રાસ હોય છે. તે ત્રાસ દૂર કરવા માટે ઘણી શોધ થઇ રહી છે; તેથી આ હુન્નર પણ સ્ત્રીઓના ઘરઘતુ ધંધાતરીકે ખાસ આપીએ છીએ, જેનો અવશ્ય લાભ લેવાશે. માકણનો ત્રાસ નહિ થાય તેવી ભૂકી બનાવવાની માહીતીઃ—

ચોખ્ખા ટંકણખારની ભૂકી તોલા ૨૫, અકલગરાની ભૂકી તોલા ૨૫, ફીનાઇલની સફેદ ગોળીની ભૂકી તોલા ૧૦.

ઉપરના પદાર્થો ચાળણીમાંથી ચાળીને ઝીણા કરી રાખવા. તે ભૂકી એક મોટા ડબામાં ભરી રાખવી. પછી ટીન પતરાની બે તોલા જેટલી ડબીઓમાં તે ભૂકીભરી રાખવી. તેના ઉપર "માકણ સાફ કરનારી ભૂકી' એમ લેબલ ચોટાડવું. એકંદર ત્રીસ ડબીઓ ભરાશે; અને એક આને વેચીએ તો ત્રીસ આના મળશે. આશરે ખર્ચ છથી આઠ આનાનો થાય છે; તેમજ આ ઉદ્યમ સ્ત્રીઓ ખરેખર બનાવી શકે તો તેમાંથી ઘણોજ ફાયદો મેળવી શકશે.

વાપરવાની રીતઃ—ભૂકી ભરેલી ડબીઓને ઝીણા ખીલાવડે અથવા ટાંકણીવડે ઉપલા ઢાંકણ ઉપર બેથી ત્રણ કાણાંઓ પાડવાં અને ડબીની પાછલી બાજુઓ ઉપર દબાવીને તેની અંદરનો પાઉડર માકણ થતી જગાએ છાંટવો, જેથી માકણ તેમાં આવશે નહિ, તેમજ એ ભૂકી પથારી ઉપર કે કપડા ઉપર છાંટવાથી માકણ થતા નથી. ભૂકીની અસર રહેતાસુધી માકણ પેદા

શતા નથી; તેથીજ તે ભૂકી દર બે ત્રણ દિવસે માકણવાળી જગાએ ખાસ કરીને છાંટવી, જેથી માકણોનો સંપૂર્ણ નાશ થઇને તેમના તરફથી માણસના લોહી ચૂસવાનું કામ બંધ થશે. ડબીઓ ભરવામાં અડચણ પડે તો તેટલા વજનની ભૂકીનાં પડીકાંઓ બનાવવાં. આવાં પડીકાંઓ ઘરઘતુ રીતે બહુ વેચાય છે. કેરોસ વગેરે પાઉડર બહુજ મોંઘો મળે છે; અને આ ભૂકી પણ સારૂં કામ આપે છે, તેમજ બહુ ઓછો ખર્ચ આવે છે.

## સોડા વૉટરનાં પડીકાંઓ બનાવવાની રીત

ઘણી સ્ત્રીઓને વધારે ખાવાથી, કચરભરક ખાવાથી તેમજ વાશી ચીજો ખાવાથી અપચો અને અમુંઝણ જેવું થાય છે; દવાવાળું સોડાવૉટર જેમને પસંદ પડતું નથી, તેમજ ગામડામાં રહેનાર સ્ત્રીઓને તે મળી શકતું નથી; તેઓ માટે આ બનાવવાની માહિતી ઉદ્યમતરીકે ખાસ આપીએ છીએ. આ પડીકાંઓ પીવાથી અપચો, પેટ દુખવું અને પેટનું ફૂલવું, બંધકોશ અને લીવ્હર ફૂલવાના રોગો મટે છે; તેમજ ગરમીની સીઝનમાં ઠંડા પીણાતરીકે પણ લોકો તેને વાપરે છે. તે બનાવવાની રીતઃ—

સોડા ટારટરેટ ભૂકી તોલા ૨૫, સોડા બાયકારબોનેટ ભૂકી તોલા ૮, ટાટરીક એસીડ ભૂકી તોલા ૭, ખાંડનું બુરૂ (ખાંડની ભૂકી કોરી) તોલા ૩૫, લીંબુનું તેલ ટીપાં ૧૫.

ઉપરના પદાર્થો બજારમાંથી લાવીને તૈયાર રાખવા. પછી દરેક પદાર્થની જૂદી જૂદી ભૂકીઓ બનાવીને તે દરેક ભૂકી જૂદા જૂદા કલઇના પતરા ઉપર મૂકીને ગરમી ઉપર તપાવી કાઢવી, જેથી ઘણી કોરી ભૂકી થશે. પછી એક પથ્થરના ખરલમાં ખાંડની ભૂકી નાખવી. તેની અંદર લીંબુનું તેલ એક બે ટીપાં નાખી નાખીને ખૂબ ઘુંટવું. એ મુજબ તે બધું લીંબુનું તેલ ખાંડ સાથે ઘુંટીને મિશ્ર કરવું. પછી બાકી રહેલા બધા પદાર્થો તેમાં ભૂકીતરીકે મેળવીને ખૂબ ઘુંટવું. એટલે તે બધી ભૂકી ખરલમાં એકમિશ્રિત થઇ જશે. પછી ઝીણી ચાળણીમાંથી બધી ભૂકી ચાળી કાઢવી. ભીનાશ પડતી દેખાય તો તડકાની અંદર એક પતરા ઉપર મૂકીને સૂકાવી નાખવી.

તે સૂકાયેલી ભૂકી એક કાચની મોટી શીશીમાં ભરી રાખવી; અને ઉપરથી મજબૂત દાટો બેસાડવો. ચોમાસામાં આ કામ કરતી વખતે પાણી છૂટવાનો સંભવ રહે છે; તેથી બહુ કાળજીથી હવામાંનું પાણી અંદર જાય નહિ તેની કાળજી રાખવી.

પછી અર્ધા તોલાનાં તેનાં પડીકાંઓ બનાવવાં. તેના ઉપર ઑઇલ પેપર જેવો તેલીઓ કાગળ લપેટવો, જેથી હવા અંદર જશે નહિ. તેના ઉપર "સોડા વૉટરની ભૂકી" એમ લેબલ ચોંટાડવું. એ મુજબ લગભગ ૧૫૦ પડીકાંઓ ઉપરની ભૂકીનાં થાય છે. એક પડીકું એક પૈસે વેચીએ તો રૂ. ૨–૫–૬ મળે છે; અને માલનો ખર્ચ આશરે બાર–ચૌદ આનાનો થાય છે. તેથી આ ધંધો પણ ફાયદાકારક નીવડે તેમ છે; તો જરૂર સ્ત્રીઓ આ કામ કરીને પણ પૈસા પેદા કરી શકશે.

સોડાનાં પડીકાંઓ પીવાની રીતઃ—એક પડીકું ખોલીને એક કપમાં નાખવું; પછી તેમાં પાણી નાખવું. એ રીતે તે એક કપ ભરીને બનશે. ઉભરો આવે કે તરત પી જવું. ઉભરો બંધ થયા પછી પીવાથી તે પ્યાલામાં નીકળતો ગ્યાસ પેટમાં જતો નથી; અને તે ગ્યાસની તો ખરી જરૂર છે, તેથી ઉભરો આવે કે તરત પી જવું; જેથી ઉપર લખેલા ગુણ મળી શકશે.

( "મહિલાભૂષણ"ના એક અંકમાં લેખક—ડૉ. શંકર યજ્ઞેશ્વર ગર્ગે )



# ૧૩૩—દાંત અને મોઢાના રક્ષણમાટે ઉપયોગી સૂચનાઓ

૧—શરીરની તંદુરસ્તીનો મુખ્ય આધાર દાંત અને મોઢાની સ્વચ્છતા ઉપર રહેલો છે, માટે હમેશાં તેને સાફ રાખો.

૨—તંદુરસ્ત બાળકની ઇચ્છા રાખનાર માતાએ ગર્ભાવસ્થા દરમિયાન દાંત અને મોઢાને બરાબર સાફ રાખવાની જરૂર છે.

૩—ગર્ભાવસ્થામાં જો માતાઓ પોતાનું મોઢું બરાબર સાફ રાખે તો તેથી (અવતરનારા) બાળકનું મોઢું કે દાંત કદી ખરાબ થતા નથી.

૪—બાળકના જન્મથીજ તેનું મોઢું માતાએ હમેશાં સાફ રાખવું. ધવરાવ્યા પછી પણ સ્વચ્છ પાણી અને ટુવાલવડે હમેશાં તેના મોઢાને સાફ કરી નાખવું જોઇએ, જેથી તેના ભવિષ્યના દાંત સારા અને સ્વચ્છ તથા મજબૂત બનવા પામે.

૫—જ્યાંસુધી બાળક ધાવણ ધાવે છે, ત્યાંસુધી માતાએ પોતાના પણ દાંત અને મોઢું બરાબર સાફ રાખવું જોઇએ.

૬—નાનાં બાળકોને થતાં કેટલાંક દર્દોમાં તેનું કારણ ઘણે ભાગે તેની માતાના ખરાબ દાંત અને મોઢું હોય છે. એથી માતાની પાચનશક્તિ ખરાબ થઇ તેની અસર બાળકપર થાય છે. આવું ન થવા માટે હમેશાં દાંત સાફ રાખવા જોઇએ.

૭—બાળકોને ઉછેરવા માટે માતાના ધાવણ જેવો કોઈ પણ ઉત્તમ ને પોષણકારક ખોરાક નથી.

૮—બાળકને રૂડે પ્રકારે ધવરાવનારી માતાનું પોતાનું શરીર પણ સારી પેઠે ખીલે છે. ઘણા માણસો એમ માને છે કે, તેથી માતાનું શરીર ઘસાય છે. તે વાત ભૂલભરેલી સમજવી.

૯—જો માતાનું દૂધ તંદુરસ્ત હોય તો બાળકોને ઉછરતાં વાર નથી લાગતી.

૧૦—ગરીબ માણસનું બાળક કે જેને ઉછેરવાને માટે તેની માતા પોતાની છાતીનું દૂધ પ્રેમથી પાય છે, તેવા બાળકના દાંત દૂધ જેવા સફેદ, મોતીની હાર માફક ચળકતા અને મજબૂત રહે છે; જ્યારે તેજ ઉંમરનાં ધનવાનોનાં બાળક જોશો તો તેને મિઠાઈ વગેરે ચીજો આપવામાં આવતી હોવાથી તેના દાંત સડેલા તથા શરીર તંદુરસ્તીમાં ઢીલું અને રોગીષ્ઠ જણાશે.

૧૧—દાંત આવતી વખતે બાળકોને થતા દરદમાંથી બચાવવા ઇચ્છા હોય તો જન્મથીજ તમારા બાળકનું મોઢું ઘસીને સાફ રાખતા જાઓ. એથી આવનારા દાંત વગરઇજાએ ફુટી નીકળશે.

૧૨—બાળકને ઘણે ભાગે ૬ થી ૭ મે મહીને દાંત ઉગવાનું શરૂ થાય છે. પ્રથમ નીચેના દાંત શરૂ થઇ પછી તેજ જગ્યાએ ઉપરના ભાગના દાંત ઉગે છે; અને પ્રથમની જોડી, વચ્ચેથીજ ઉગે છે.

૧૩—બાળકના દૂધીઆ દાંત જો ખરાબ હશે તો ત્યારપછીના દાંત પણ ખરાબ આવવાના;માટે જો તમારે સારા દાંતની આશા રાખવી હોય તો તમે નાનપણથીજ દાંતને સુધારો.

૧૪—દાંત વહેલા કે મોડા આવવા એમાં કુદરતનો મોટો હાથ નથી, પણ તંદુરસ્તીપર આધાર છે.

૧૫—બાળકોને જેમ જેમ દાંત આવતા જાય છે, તેમ તેમ તેને કઠણ ખોરાક આપવાની ખાસ જરૂર છે; કારણ કે તેથી કસરત મળતાં દાંત મજબૂત થતા જાય છે.

૧૬—પાચનક્રિયાનાં તમામ દરદો દાંતને આભારી છે; માટે તમો દાંતને બને તેટલી કસરત આપો અને ખોરાકને બરાબર ચાવી પાણી જેવો થાય ત્યારેજ કોળીઓ ગળે ઉતારો કે જેથી તે તરતજ હજમ થઇ શકે.

૧૭—અતિશય ઠંડા કે અતિશય ગરમ પદાર્થો એક પછી એક ઉપરાઉપરી ખાવા નહિ, કારણ કે તેમ કરવાથી દાંતની ગરમી એકદમ કમી—જાસ્તી થવાથી દાંતમાં ચીરા પડે છે અને તેનાં મૂળ નિર્બળ થઈ જાય છે.

૧૮—હમેશાં બચપણથીજ કઠણ પદાર્થો ખાવાની ને ખાવા આપવાની ટેવ પાડો કે જેથી દાંતોને ઘટતી કસરત મળે અને દાંત સ્વચ્છ તથા મજબૂત બને.

૧૯—હોજરીને કાંઇ દાંત હોતા નથી, માટે તમારો ખોરાક તમે બરાબર હજમ કરવા ચાહતા

હો તો તેને બરાબર ચાવીને (પાણી જેવો પાતળો મોઢામાં થઇ જાય ત્યારેજ) ગળે ઉતારો.

૨૦—કંઇ પણ ખાધા પછી દાંતને બરાબર સાફ કરો.બાળકો પાસે પણ આ નિયમ ખાસ પળાવો.

૨૧—જે માણસ બરાબર ચાવીને ખાય છે, તેનેજ ખોરાકનો કુદરતી સ્વાદ જણાય છે; અને તે પોતાનું પોષણ થોડા ખોરાકથી મેળવી શકે છે.

૨૨—બાળકોના મોઢામાં ચૂસવા માટે આંગળી કે બીજું કંઈ પણ આપવું નહિ. કેમકે એથી બાળકની તંદુરસ્તી વધારે ખરાબ થવા પામે છે ને તેમનો ચહેરો પણ એથી ખરાબ થાય છે.

૨૩—બાળકના દાંતમાં કંઇ પણ ખામી જેવું જણાય તો તરતજ કોઇ સારા દાંતના ડૉક્ટરને બતાવીને તેનો ઉપાય કરવો જોઇએ.

૨૪—બચપણમાં દાંતની કાળજી હશે તો પાછળના આવેલા દાંત જીંદગીસુધી ટકી રહેશે. બીજી વારના દાંત ઘણે ભાગે છઠ્ઠે-સાતમે વર્ષે આવે છે. જેના દૂધીઆ દાંત ખરાબ હશે, તેને એ દાંત પણ ખરાબજ મળશે, માટે માતાએ બાળકોના દાંતનું બરાબર રક્ષણ કરવું.

૨૫—ઘણાં માબાપો પોતાનાં બાળકોને મોઢું સાફ રાખવાનું બરાબર શીખવાડતાં નથી અને તે તરફ બેદરકારી રાખે છે તે ઠીક નથી. નાનાં બાળકોને દાતણ કરતાં, મોઢું સાફ રાખતાં અને વારંવાર તેને બરાબર ધોતાં અને દાતણ કરી સાફ રાખતાં નાનપણથીજ શીખવાડવું જોઇએ.

૨૬—કહેવાય છે કે, જૂના વખતમાં માણસોને ૪૪ દાંત હતા. ત્યારપછી તંદુરસ્તી ઘટી જતાં તે ૩૨ રહ્યા. હવે તેથી પણ વધારે ખરાબ તંદુરસ્તી થઇ જતાં ૨૮ થઈ જવા આવ્યા છે. આ સર્વ ધીમે ધીમે ઘટવાનું કારણ દાંતની સંભાળ ઓછી છે.

૨૭—મોઢામાં સારા દાંત હોવાથી ખૂબસુરતી સારી રહે છે, બરાબર બોલી શકાય છે અને ખોરાકને ચાવવામાં તથા પચાવવામાં ઘણીજ મદદ મળે છે.

૨૮—સડેલા દાંત અને અસ્વચ્છ મોઢું એ ક્ષયરોગને આમંત્રણ આપનાર સ્થિતિ ગણાય છે. માંસના ખોરાકથી પણ દાંતને કોહોવાટ લાગે છે, માટે તેવો ખોરાક પણ ખાવો જોઇએ નહિ.

૨૯—સડેલા દાંતને સારા કરવા પાછળ થતા ખર્ચ કરતાં તેને સડતા અટકાવવાનો ખર્ચ ઘણોજ ઓછો આવે છે.

૩૦—જમ્યા પછી સંતરાં, લીંબુ, મોસંબી, પીચ, સફરજન, પેર વગેરે ચીજો ખાવાથી દાંત સહેલાઇથી સાફ થઇ જાય છે; માટે તમો તમારાં બાળકોને એવી ટેવ પાડો કે જેથી થોડાજ ખર્ચમાં દાંત સાફ રહી શકે.

૩૧—તમારૂં મોઢું સ્વચ્છ હશે તો તમારૂં શરીર પણ નિરોગી સમજજો.

૩૨—વાસ મારતું મોઢું કોઇને પણ ગમતું નથી. જે માણસને સ્વમાન છે, તે કદી તેમ થવાજ દેતો નથી. આવા વાસ મારતા મોઢાવાળાં માણસો મેળાવડામાં હોવાં એ એક ભયસમાન ગણાય છે; માટે તમે પણ તેમ થવાજ ન દેશો.

("નવું ચેતન"ના દીપોત્સવી અંકમાંથી. સંગ્રાહક—વૈદ્ય ગોપાલજી ઠક્કુર, સંપાદકઃ 'આરોગ્યસિંધુ'—કરાંચી)



# ૨૩૪—શંખ અને શંખનાદની ખાસ ઉપકારકતા

વિજ્ઞાનાચાર્ય જગદીશચંદ્ર વસુ મહોદયે સિદ્ધ કરી બતાવ્યું છે કે, શંખનો અવાજ જેટલા પ્રદેશમાં પહોંચે છે, તેટલા પ્રદેશમાંના અનેક રોગજંતુનો નાશ થઇ જાય છે. આથી જણાય છે કે, સવાર અને સાંજ બન્ને વખત સંધિના સમયે મંદિરોમાં અને બીજી અનેક જગ્યાપર શંખ વગાડવાને માટે આ કારણથીજ પ્રથા પડેલી હોવી જોઇએ. આ વાત અત્યારે પણ જૂના વિચારના હિંદુઓમાં પ્રસિદ્ધ છે કે, સંધિના સમયે શંખ વગાડવાથી રાક્ષસ દૂર થઈ જાય છે; અને રાત્રિનો સમય રાક્ષસોનો જણાવેલો છે. સંધ્યાના સમયે કંઇ એક રોગોની વૃદ્ધિ થાય છે અને તે અર્ધરાત્રિપર્યંત વધતીજ રહે છે. તે પછી તેમાં ઘટાડો થાય છે. એ રોગોનું કારણ ઝીણા જંતુઓ છે, કે જે સૂક્ષ્મદર્શક યંત્રથીજ જોઇ શકાય છે. આપણે તે રોગીય જંતુને રાક્ષસ કહી શકીએ.

રાક્ષસ એને કહીએ છીએ, કે જેનાથી રક્ષા કરવી જોઇએ અને જેનાથી અલગ રહેવું જોઇએ. એવા અર્થમાં રોગજંતુને આપણે રાક્ષસ માનીએ છીએ. ઘણા વિદ્વાન વૈદ્યો, રાક્ષસ શબ્દનો અર્થ રોગજંતુ માને છે. સંધિના સમયમાં રોગના જંતુઓ ઉત્પન્ન થાય છે અને તે વધીને આગળ ફેલાય છે, માટે તે સમયે શંખ વગાડવાથી આરોગ્યતાને ઘણો લાભ થાય છે. ફાટી નીકળતા રોગપ્રસંગે આ પ્રયોગ જરૂર કરવો જોઇએ. આજકાલ વિજ્ઞાનવેત્તાઓ જે ચીજોની શોધ કરે છે, તે જોઇને સમસ્ત ભારતવાસીઓ આશ્ચર્યમાં પડી જાય છે; પરંતુ પોતે તો કાંઇ નથી કરતા. મુંગા માણસની સાથે શંખના પ્રયોગની વાત લઇએ. મારી માન્યતા પ્રમાણે મુંગા માણસને દરરોજ બે-ત્રણ કલાક શંખ વગાડવાનું કહેવું જોઇએ. આ પ્રયોગનો વધારે પ્રમાણમાં અભ્યાસ કરાવતા જઇએ અને વાત કરવાનો પણ અભ્યાસ કરાવતા જઇએ તો મુંગો માણસ બોલવા માંડશે. વળી તેની સાથે સાથે શંખમાં-૨૪ કલાક સુધી પાણી ભરી રાખીને તે પાણી તેને પીવરાવીએ તથા શંખભસ્મનો પણ પ્રયોગ કરી શકીએ તો અવશ્ય લાભ થાય છે.

પહેલાંના સમયમાં પણ નાના નાના છોકરાઓના ગળામાં પણ નાના નાના શંખમાં છિદ્ર પાડીને ગળે બાંધવાનો રિવાજ હતો. તેથી નાનાં છોકરાં જલદી બોલતાં શીખતાં હતાં; પણ આજ તો તે રિવાજ કાઢી નાખ્યો છે. આ પ્રમાણે નાના શંખમાં છિદ્ર પાડીને મુંગા માણસને તેનો હાર પહેરાવવાથી તેને બોલવાની શક્તિ જલદી આવી જાય છે.

હોમોપૈથિક ડૉકટર જેવી રીતે રંગીન શીશીઓમાં પાણી ભરીને પીવડાવે છે અને રોગ દૂર કરે છે, એવીજ રીતે શંખમાં પાણી ભરીને પીવડાવ્યા કરો, તો જંતુસહિત રોગનો જડમૂળથી નાશ થશે અને ગરીબ માણસને પૂરો ફાયદો પણ મળશે. શંખની ભસ્મ પણ બનાવે છે, એ વાત તો શાસ્ત્રોમાં પણ લખી છે. વિદ્વાન વૈદ-ડૉકટરો એને અનેક રોગ ઉપર કામમાં લે છે, અને તેથી ફાયદો પણ થાય છે. આ પ્રયોગથી ઘેલછાના રોગમાં પણ વધારે ફાયદો થાય છે. મૃગી, બધીરતા, કર્ણરોગ, બંધકોષ, મંદાગ્નિ, નેત્રરોગ વગેરેમાં તેનાથી જલદી આરામ થાય છે. તેમાં વધારે પૈસાનો વ્યય કરવાની આવશ્યકતા રહેતી નથી અને અસંત લાભદાયક ચીજ છે. એના ફાયદાનો લાભ આપણે જરૂર લેવો જોઇએ.

(તા. ૧૧-૧૨-૧૯૨૭ના "આર્ય પ્રકાશ"માં લેખક શ્રી. રામકૃષ્ણ વર્મા, બી. એસ. સી.એલ. એસ.એસ.)

# ૧૩૫—ઉપવાસના ફાયદા

રોગનાં નિવારણમાટે ઉપવાસ કરવાની પ્રથા માનવજાતિના જેટલી પુરાણી છે. ખ્રિસ્તીઓના ધર્મપુસ્તક બાઇબલમાં ઉપવાસનાં અનેક દષ્ટાંતો મળી આવે છે. કેટલીયે બિમારીઓમાટે ઉપવાસ અને ઈશ્વરપ્રાર્થનાનો નુસખો તેમાં બતાવેલો છે. આપના ધાર્મિક વિચારો ભલેને ગમે તેવા હો, પણ પ્રાર્થનાથી આશાનો સંચાર થાય છે, એટલું તો આપને સ્વીકાર્યેજ છૂટકો છે. પછી ભલે એ પ્રાર્થનાનો સ્વીકાર થાય છે કે નહિ તે પ્રશ્ન આપણે બાજુએ રાખીએ. પ્રાર્થના-દ્વારા માનસિક સ્થિતિ સુધારવાની સાથે સાથે ઉપવાસ જેવો આરોગ્યપ્રદ ઉપાય પણ અજમાવશો, તો સુવર્ણમાં સુગંધ ભળશે અને વિશેષ લાભ થશે; પણ આ લેખમાં ઉપવાસ એ રોગનિવારણનો એક ઉપાય છે તે વિષેજ માત્ર વિચાર કરેલો નથી. આમાં ઘણે ભાગે એવા મનુષ્યોની ચર્ચા છે કે જેમનું સ્વાસ્થ્ય સાધારણ છે અને જેઓ દરરોજ ત્રણ વાર ભોજન કરે છે; પછી ભલેને તેટલી વારના ભોજનની તેમને જરૂર હોય કે ન હોય.

### વગરભૂખે ભોજન કરવાથી થતી હાનિ

જેઓનો એવો વિચાર હોય કે, ભૂખ ન હોવા છતાં પણ અમારે અમારી શક્તિ ટકાવી રાખવા માટે ભોજન તો કરવુંજ જોઇએ; તો તે તેઓનું ગાંડપણજ છે. પરલોકમાં સીધાવેલા પેલા કરોડો આદમીઓ કે જેઓ ઠાંસી ઠાંસીને ખાવાના કારણથીજ યોગ્ય સમય પહેલાં ત્યાં પહોંચી ગયા હોય છે, તેમને પાછા બોલાવીને અહીં ખડા કરી શકીએ તો સમસ્ત સંસારની ચારે બાજુએ આઠ કતારોમાં તેમને ઉભા કરી શકાય. અત્યારે પણ લગભગ બધા માણસો ખાવાના ગાંડા સ્વભાવથીજ અકાળે સ્મશાનમાં સીધાવે છે. કદાચ એવા સ્વભાવને ગાંડપણ કહેવું અયોગ્ય હોય તો એટલું તો નક્કીજ છે કે, આપણો ભોજન કરવાનો હાલનો સ્વભાવ આપણા શારીરિક અજ્ઞાનને અને આપણી સ્વાદપ્રિયતાનેજ આભારી છે. વૈજ્ઞાનિક રીતે ભોજન કરવા તરફ તો હજુ હમણાંજ કેટલાકો ધ્યાન આપવા લાગ્યા છે. અમારાં પાળેલાં જાનવરોને ખવડાવવાની બાબતમાં અમે કાંઇ પણ માહિતી અને સાવધાનતા રાખીએ ખરા, પણ અમો માનવોમાટે તો ઔષધિ ખાવાની અને જુલાબ લેવાની અવળીજ સમજણ અને આદત અમારાપર સવાર થઇ બેઠી છે; એટલુંજ નહિ પણ અનેક પેઢીઓથી ઉતરી આવેલા પેલા સુંદર સ્વાસ્થ્ય આપનારા સામાન્ય ઘરગતુ પ્રયોગો પણ અમે છેક ભૂલી બેઠા છીએ અને તેથી વાતની વાતમાં વૈદ્ય-ડૉકટરને ત્યાં દોડી જઇએ છીએ; અને એને પરિણામે વધારે અનુભવીઓ કહે છે તેમ તેમને પ્રતાપે બચે છે થોડા અને ઘણાખરા તો તેમના પ્રતાપે સ્વધામેજ સીધાવી જાય છે.

### ધર્મોમાં ઉપવાસ

દુનિયામાં ચાલતા ઘણાખરા ધર્મોમાં ઉપવાસ માટે કેટલાક દિવસો નક્કી કરી રાખેલા હોય છે. હિંદુજાતિમાં એકાદશી, શ્રાવણમાસ વગેરે પ્રસંગો છે અને મુસ્લીમભાઇઓમાં રોજા છે; તેમ આગલા સમયમાં ખ્રિસ્તીઓ પણ ઈસુના ચાલીસ દિવસોમાં પ્રતિવર્ષ ખ્રિસ્તનું અનુકરણ કરતા હતા અને ભોજનસંબંધી ઘણી સખ્ત વિધિ નક્કી કરેલી હતી. કેટલાય ધર્મોત્સાહી ખ્રિસ્તીઓ તે ચાલીસ દિવસોના પૂરા ઉપવાસ પાળતા અથવા તો માત્ર રોટી અને પાણી ઉપરજ નિર્વાહ કરતા અથવા એવુંજ કોઈ કઠિન વ્રત ધારણ કરતા હતા. પણ કેટલીયે પેઢીઓ પૂર્વે 'શક્તિ ટકાવી રાખવા માટે ભોજન કરો'નો જે સિદ્ધાંત મૂર્ખ ડૉકટરોએ કાઢ્યો અને હિંદના વૈદ્ય-હાકેમ પણ લોકરુચિ મુજબ હાએ હા ભણવા લાગ્યા, ત્યારથીજ ઉપવાસસંબંધી ધર્મભાવના ક્ષીણ થતી ચાલી. અમો હિંદુઓમાં અને વિશેષ કરીને શહેરો તથા કસ્બાઓમાં તો એટલું બધું ઉંધાપણું ઘુસી ગયું છે કે રોજના સાધારણ ખોરાક કરતાં પણ ભારે ખોરાકથી (બરફી, પેંડા વગેરેથી) પેટ ભરવામાં આવે છે!

### ભોજનની છુટ્ટી

જેમને સ્વેચ્છાનુસાર ભોજન પ્રાપ્ત થતું હોય, તેમને તો બસ શરીરને થોડા થોડા સમયને અંતરે ચાહ, કૉફી, દૂધ, ભોજન, નાસ્તો વગેરેમાંનું કાંઇ ને કાંઇ ઉડાવ્યે જવાની છુટ્ટી! આવી રીતે જેમને વારંવાર નાસ્તો અને ભોજનાદિ કરવાની ટેવ હોય છે, તેમના ઉપર રોગનો પણ થોડે થોડે આંતરે હુમલો થતોજ રહે છે. એ વખતે તેમની ભૂખ મરી જાય છે અને મનમાં ખાવાની ઇચ્છા ગમે તેટલી હોવા છતાં પણ મોઢાનો સ્વાદ બગડી જવાથી તેઓ ખાઇ શકતા નથી; અને જો તે જબરજસ્તીથી (મોઢું કડવું કરીને) પેટમાં કંઈ નાખી લે છે, તો પેટ તેને સમાવી નહિ લેતાં તરતજ ઉપકા લાવીને બહાર કાઢી નાંખે છે! આવી સ્થિતિમાં તેમને ફરજિયાત ઉપવાસ કરવા પડે છે. પણ આવી સ્થિતિમાં ઉપવાસ કરવાની ફરજ પડે તેની પહેલાંજ—ભૂખ જરા પણ ઓછી લાગે ત્યારેજ—સવેળાથી ઉપવાસ કરવામાં આવે, તો બિમારીજ થવા પામે નહિ, એ કેટલો બધો સરસ રસ્તો!

### અઠવાડીક ઉપવાસ

જો માણસ પ્રથમથીજ સમજી લે કે, ક્યારે અને કેવી રીતે ઉપવાસ કરવાથી તે માંદગીમાંથી બચી શકે તેમ છે; તો એવા ઉપવાસ કરવા છતાં માંદગી આવે એ તો અસંભવિતજ છે. ભૂખ ઓછી હોય ત્યારે ભોજન ઓછું કરવું, એ તો જરૂરનુંજ છે; પરંતુ જો જરા પણ ભોજન ન ખવાય તો તો વળી બહુજ સારી વાત. આ લેખનો મૂળલેખક બરનાર મેકફેડન દર અઠવાડીએ એક કે બે દિવસના ઉપવાસ અવશ્ય કરે છે. તે લખે છે કેઃ—સોમવાર આવે છે એટલે હું વિચાર કરૂં છું કે, મને ઉપવાસ કરવાની જરૂર છે કે નહિ? સામાન્ય રીતે જરૂર હોય છે અને ઘણાખરા માણસોને તેની આવશ્યકતા પણ રહે છે, કેમકે રવિવાર રજાનો દિવસ હોવાથી તે દિવસે ખાધાસિવાય બીજું કોઈ ખાસ કામ અમારા લોકોને હોતું નથી; એટલે એ દિવસે અમે જરૂરીઆત કરતાં ઘણુંજ વધારે ખાઇ લઇએ છીએ.

જે માણસ હોજરીને કોઇ કોઇ વાર આરામ આપતો હોય, તે માણસ કોઇ વાર પૂરેપૂરૂં પણ યથેચ્છ ભોજન લઇ શકે છે; પણ જ્યારે આપણે વગરભૂખે કે ઓછી ભૂખેજ પેટમાં ભોજન નાખીએ છીએ, ત્યારે એનો અર્થ તો એટલોજ છે કે, એક પુરુષ માંદી સ્ત્રીમાટે સવામણ દળણું લઇ આવે, તેની પેઠે આપણે પણ હોજરીની શક્તિ અને ઇચ્છાવિનાજ મનમાં આવે તેમ પેટમાં ખોરાક ભરીએ છીએ! અને તેથી કરીને એ ખોરાક નહિ પચતાં હોજરી વધારે થાકી જવાની અને ખોરાક મોટે ભાગે જ્યાંનો ત્યાંજ પડ્યો રહીને ભયંકર વ્યાધિ પેદા કરી દે તોપણ નવાઈ નથી. તમારૂં સ્વાસ્થ્ય અને શક્તિ ટકાવી રાખવા માટે તમે જેટલું ઓછું ખાવાનું રાખશો, તેટલુંજ તમારૂં શરીર સ્ફૂર્તિવાળું રહેશે, તેટલુંજ મન પણ સ્વસ્થ રહેશે અને તેટલુંજ આયુષ્ય લંબાશે, એમાં જરા પણ શક નથી. સામાન્ય લોકો જેટલું ભોજન કરી શકે છે, તેટલું કરવાનો તેમને અભ્યાસ પડેલો હોય છે; પણ જો તે એ રીત બદલીને જેટલું પણ ઓછું ખવાય તેટલું ઓછું ખાવાની રીત પકડે તો તેથી તેમને ઘણોજ ફાયદો થાય.

### ઉપવાસમાં નુકસાન ક્યારે થાય છે?

ઉપવાસ કેવી રીતે તોડવો એની બરાબર ખબર ન હોય ત્યારેજ ઉપવાસથી નુકસાન થાય છે; પણ ચાર પાંચ દિવસના કે તેથી વધુ દિવસના ઉપવાસ તોડવાના હોય, તેવા ઉપવાસને માટે તો તોડવાની રીત જાણવાની ખાસ આવશ્યકતા છે, તેથી ઓછા માટે નહિ. જો તમે એક અઠવાડીઆનો ઉપવાસ કર્યો હોય તો તે તમારી હોજરીને—પક્વાશયને બહુ નાનું બનાવી દે છે; અને સાધારણ કરતાં બહુજ ઓછો ખોરાક જીરવવાની શક્તિ તેનામાં (અપવાસ છોડતી વખતે) હોય છે. તેથી આ જાતના ઉપવાસ પછી ખાવાનું શરૂ કરવામાં આવે, ત્યારે બહુ થોડા ને હલકા તથા પ્રવાહી ખોરાકથીજ શરૂઆત કરવી જોઇએ, અને મનથી પણ વધુ ખાવાની લોલુપતા ન રાખતાં સંતોષ રાખવો જોઇએ. તમને એ વખતે ભૂખ કદાચ વધારે હોય તોપણ હોજરી ને આંતરડાં તો પહેલે દિવસે ભારે કે વધારે ખોરાક જીરવવાને અસમર્થજ હોય છે. આથી રોજ રોજ પક્વાશયની શક્તિ થોડી થોડી વધીને

થોડા દિવસોમાં પાછી મૂળ સ્થિતિ ઉપર પણ આવી જાય છે. હોજરીનો આકાર ભોજનના પ્રમાણ ઉપર આધાર રાખે છે. તેના ઉપર જેટલો દબાણ થશે તેટલીજ તે રબ્બરની પેઠે મોટી થશે. અપવાસ શરૂ કર્યા પછી જે પ્રશ્વાસ નીકળે છે, તે પણ વધારે દુર્ગંધવાળો હોય છે; પરંતુ એ પણ એક શરીરને શુદ્ધ કરવાનોજ માર્ગ કુદરતે યોજેલો છે. કેમકે એ રસ્તે પણ શરીરમાંનું ઝેર બહાર નીકળી જાય છે.

### પાણી ખૂબ પીઓ

ઉપવાસ વખતે આ પણ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે, પાણી ખૂબ છૂટથી પીવું જોઇએ. પાણીને દવાની પેઠે એકદમ નહિ પીતાં કલાકે કલાકે કે બબ્બે કલાકેજ તરસ છીપે એટલું અને પવાલુ પવાલુ પીતા રહેવું જોઇએ. એક પવાલુ પાણી પણ દરેક ઘુંટડો મોઢામાં જરા વાર ચાવીને તે પછીજ ગળે ઉતારવું. ઉપવાસના દિવસોમાં પણ રોજ ચાર શેરથી આઠ શેર સુધી પાણી પીવામાં કશુંજ નુકસાન નથી; કેમકે જો છૂટથી પાણી ન પીવાય તો લોહી એટલું બધું ઘટ્ટ થઇ જાય છે કે તે શરીરની સૂક્ષ્મ નાડીઓમાં છૂટથી ફરી વળી શકતું નથી અને તેથી તે ઝેરી થયાનાં ચિહ્ન પણ દેખાઇ આવે છે.

### અધુરા ઉપવાસ

કેટલાક પ્રકારના અધુરા ઉપવાસથી પણ ફાયદો થઇ શકે છે. કેટલાક માણસો પૂરા ઉપવાસ નહિ કરતાં રોજ બે કે ત્રણ નારંગી ખાઇને અથવા નારંગીનો રસ પીને રહે છે. બીજા પ્રકારનો અધુરો ઉપવાસ એ છે કે, દિવસમાં ત્રણ વાર મલાઈ ઉતારેલા દૂધનો એક એક પ્યાલો પીવો. આ દૂધ પકવાશયને સાફ કરે છે અને ઉપવાસથી થતી ખરાબ અસરને ઓછી કરે છે. પાણીને બદલે શાકભાજીનો રસ પણ દિવસમાં કેટલીયે વાર લઈ શકાય છે. મધનો ઉપયોગ તો વળી ઉપવાસના દિવસોમાં અસાધારણ ફાયદો આપે છે. કેમકે પીવાનું પાણી મધ મેળવીને ગળ્યું કરી પીવાથી ભૂખ પણ મટે છે અને ઉત્સાહની પણ વૃદ્ધિ થતી જણાય છે. પછી તો વજન ઘટવા સિવાય બીજી રીતે તમને ખબર પણ નહિ પડે કે, ઉપવાસ ચાલુ છે. ઉપવાસને બદલે બીજાં પણ કેટલીયે જાતનાં ભોજનોની વ્યવસ્થા થઇ શકે છે. જો કે પ્રત્યેક સ્થિતિમાં પ્રવાહી પદાર્થ તો પૂરતા પ્રમાણમાં લેવો જોઇએ. બરાબર તંદુરસ્ત પુરુષ પ્રવાહી પદાર્થવિના પણ કેટલાય દિવસો સહેલાઇથી ગાળી શકે છે. ઇંગ્લેંડના ડૉકટર ટેનરે બે ચાલીસા કર્યા હતા. તેમણે કહ્યું છે કે, છેલ્લા ચાલીસ દિવસના ઉપવાસમાં શરૂનાં બે અઠવાડીઆં સુધી તો તેમણે પાણી પણ જરાએ પીધું ન હતું. પણ આ રીતે તો જેનું શરીર અસાધારણ તંદુરસ્ત હોય તેજ ચલવી શકે. બીજાઓને તો નુકસાનજ થાય. શરીરને શુદ્ધ રાખવાને માટે પાણીની જરૂર તો સાધારણ રીતે સર્વને માટે છે.

### કથનનો સારાંશ

ઉપર કહેલી બાબતોનો સારાંશ એટલોજ છે કે, ભૂખ જતી રહી હોય કે ઘટી હોય, ત્યારે ઉપવાસ કરવો, એજ એક સારામાં સારી યુક્તિ અને ઔષધિ છે; અથવા અઠવાડીઆમાં કે મહીનામાં એક દિવસ એવો નક્કી કરી રાખવો કે જે દિવસે પોતાની જાતને પ્રશ્ન કરી શકાય કે, આજે આપણને ઉપવાસની જરૂર છે કે કેમ? હું રજાના દિવસ પછીનો–સોમવારનો દિવસ આ કાર્યમાટે ઘણોજ સારો માનું છું. આપ પેટ ભરીને ખાવાના અભ્યાસી હશો તો તો એ પ્રમાણે કર્યા સિવાય તમને ભોજનમાં સ્વાદજ નહિ આવે; અને જો આપ હલકા ભોજનના અભ્યાસી હશો અને ખાસ કરીને હલકા ખોરાકની સાથે પથ્ય પદાર્થોનું સેવન કરતા હશો, તો તો વર્ષોસુધી પણ ઉપવાસવિના ચલાવી શકશો.

કાંદા (ડુંગળી) તરફ ઘણુકો ઘૃણાની નજરે જુએ છે, પણ ઔષધિની દૃષ્ટિએ તો તેને "કસ્તૂરી" કહી છે, એ પણ ભૂલવાનું નથી. આપણા મહાન અનુભવી પ્રાચીન વૈદ્યો એને બુદ્ધિવર્ધક, વીર્યવર્ધક ને શોધક કહી ગયા છે તે પણ યથાર્થજ છે. કાચા કાંદામાં પકવાશયમાંના સડાને રોકવાનો ખાસ ગુણ છે તે ભૂલવું ન જોઇએ. કાચા કાંદા સામાન્ય રીતે દુર્ગંધીવાળા હોય છે. જો બીજા ખાદ્ય પદાર્થોનો યોગ્ય રીતે ઉપયોગ થાય તો તો એની (કાંદાની) આવશ્યકતા પણ રહેતી નથી. જો કે કાચા અને પકાવેલા, બંને પ્રકારના કાંદામાં સડાને રોકવાનો ખાસ ગુણ છે; પરંતુ તેમાં પણ પકાવેલા કરતાં કાચામાં એ ગુણ વિશેષ છે.

જો તમે લાંબા કાળસુધી આરોગ્ય રહેવા ઇચ્છતા હો, તો તો તમારે ઉપવાસને જરૂરીજ માનવો પડશે; અને જો તમે તેમ નહિ કરો તો વર્ષના કેટલાયે દિવસો તમારે રોગી હાલતમાં ગાળવા પડશે. ખાટલે પડ્યા પછી તો તમને જણાશેજ કે ઉપવાસ કર્યો હોત તો આટલું દુ:ખ ના વેઠવું પડત. આવા પ્રકારના કેટલાક અનુભવો થયા પછી તો આ વાત તમને પૂરેપૂરી સમજાશે કે, ભોજનની રૂચિ ઓછી જણાતાં ભોજન નહિ લેવાથી કેટલો બધો ફાયદો થાય છે. મનુષ્યના વિચારોજ તેની શારીરિક સ્થિતિના સૌથી જબરા ભોમિયા છે. તમને તમારૂં જીવન સરસ લાગતું હોય અને બહારની મોસમની દરકાર કર્યા સિવાય દિવસ સારો લાગે, તો તો તમે સારૂંજ આરોગ્ય ધરાવો છો એમ સમજજો; પણ જ્યારે તમને ઉદાસીનતા લાગે અને રોજનું કામ દુ:ખદાયક અને ભારે જણાય તથા તમે તમારો ઉત્સાહ અને સ્વાદ ખોઇ બેસો, ત્યારે તો તમારે ઉપવાસનોજ વિચાર જરૂર કરવો જોઇએ. એક કે બે ટંકનું ભોજન છોડી દેવાથી તમે જરૂર પહેલાંના જેવા થઇ જશો. પણ જો તમે તેમ નહિ કરતાં વૈદ્ય-ડૉકટરનીજ પાસે પાચનશક્તિની દવા માટે દોડાદોડી કરશો, અથવા શક્તિ ટકાવી રાખવા માટે ભોજનને જરૂરી ગણ્યા કરશો, તો તો તમે જરૂર બિમારીમાંજ ફસાઇ પડશો અને કદાચ સ્મશાનભૂમિનો પણ રસ્તો માપશો ! આ જાતનાં સંકટોમાંથી બચવાનો એકજ ઉપાય છે અને તે એ કે, સારૂં આરોગ્ય હોય ત્યારે પણ અમુક સમયને અંતરે તો એકેક ઉપવાસ કર્યાજ કરવો.

( મૂળલેખક બર્નાર મેકફેડન. “વિશ્વમિત્ર”માંથી સ્વતંત્રાનુવાદ )

## ૧૩૬—ખાખરાના રસવિષે વધુ ખુલાસો

સ્વર્ગસ્થ રા. રા. અમૃતલાલ સુંદરજી પઢિયારે “ગુજરાતી”માં ખાખરાના રસમાંથી બનતી આંખની અકસીર દવા બાબતનો લેખ લખેલ હતો.

સને ૧૯૨૩ માં મારી પોતાની બંને આંખમાં મોતીઓ આવતો હોવાથી અને તે બાબત રાજકોટમાં સિવિલ સર્જન મે. ફરન સાહેબે સર્ટિફિકેટ આપતાં હું ગવર્નમેન્ટ સર્વિસમાંથી તે કારણસર બિમારીનું પેન્શન લઇ રિટાયર થયેલ છું; તેમજ મોતીઆ બાબત જેતપુરના મર્હુમ ડૉક્ટર રા. જીવણલાલ મોદી કે જે બાહોશ આંખના ડૉકટર અને એલ. એમ. એન્ડ એસ. હતા, તેમણે અંધારી કોટડીમાં બત્તીવડે તપાસ કરી મારી આંખમાં મોતીઓ હોવાની વિશેષ ખાત્રી આપી હતી. રા. પઢિયારની ‘ગુજરાતી’માં છપાયેલ હકીકતની અંદર ફક્ત ઝાંખ, ખીલ, પડળ, ફુલું વગેરે દર્દો સ્પષ્ટ રીતે લખેલ હતાં; એટલે તેની અંદર મોતીઓ ચોખ્ખા શબ્દમાં લખેલ નહોતો તોપણ ઇશ્વર ઉપર આસ્થા રાખી ખાખરાનાં મૂળ મંગાવીને રસ કાઢી તે આંજવાનું શરૂ કરેલ છે અને તેથી મને ઘણો ફાયદો થયેલ છે. આથી મોતીઓ ગળી ગયેલ હોય એમ લાગે છે. અને તે ઉપર ઑપરેશન કરાવવાની ભવિષ્યમાં પણ જરૂર પડશે નહિ, એમ લાગે છે. ઉપર મુજબ મને ફાયદો થતાં બીજાઓને તેનો લાભ મળે તેટલા ખાતર તે હકીકત મેં ‘ગુજરાતી’ ‘કાઠિયાવાડ ટાઇમ્સ’ વગેરેમાં છપાવી પ્રસિદ્ધ કરેલ છે.

તે ઉપરથી ‘ગુજરાતી’માં તા. ૩૦-૮-૧૯૨૫ના પૃષ્ઠ ૧૩૫૩-૫૪ ઉપર તેથી થતા ફાયદા બાબત લખી છપાવેલ છે. તેમજ ઠા. વાલજી સુંદરજી વડગાદી સેમ્યુલ સ્ટ્રીટ. શ્રીદ્વારકાનાથજી મંદિર-મુંબઇવાળાએ પણ પોતાને મોતીઓ હોવાથી સદરહુ રસનો ઉપયોગ કરતાં પોતાને ફાયદો થયાનું તા. ૧૩-૯-૨૫ના “ગુજરાતી”માં પૃષ્ઠ ૧૪૩૦ પર છપાવેલ છે. તે ઉપરાંત એ દવા મારા તરફથી ઘણાને મફત આપતાં લોકોએ ફાયદો થવાનું જાહેર કરેલ છે. ટુંકામાં ખાખરાના રસથી આંખનાં દરદોમાં અને મોતીઆમાં પણ ફાયદો થયાના ઘણા અનુભવ આ ત્રણ વર્ષમાં થયા છે. આપ આ બાબત વિસ્તારથી આપને યોગ્ય લાગે તે મુજબ ‘શુભસંગ્રહ’માં છપાવવાની તજવીજ કરશો તો જનસમાજને-ખાસ કરીને ગરીબ લોકોને-ઘણો ફાયદો થશે; અને જો ખંતથી

તે દવાનો ઉપયોગ કરશે તો ડૉક્ટરોની વાઢ–કાપમાંથી ઈશ્વરેચ્છા તો બચી જશે. તે રસ કેવી રીતે કાઢવો તેની વિગત નીચે મુજબ રજુ કરૂં છું:–

ખાખરાનાં મૂળ મંગાવી એક હાંડલાની અંદર તેના કટકા ભરવા. પછી જમીનમાં ખાડો ખોદી કલઈવાળું વાસણ અગર માટીનું વાસણ મૂકવું. પછી તે ઉપર હાંડલાને ઉંધું વાળવું અને હાંડલાની ચોતરફ છાણાં ખડકીને સળગાવવાં, એટલે ખાખરાનાં મૂળીઆંમાં રહેલો રસ નીચે વાસણમાં પડે છે; અને તેમાં જે ગરભાગ (કચરો) હોય છે તે નીચે જામી જાય છે અને પાતળો રસ ઉપર રહી જાય છે. તે પાતળા રસને ગાળી લેવો. તે રસમાં સુરમો આંજવાની સળી બોળી તે સળી આંખમાં આંજવાથી આંખની ઝાંખ મટી જાય છે. એ ખીલ, પડળ, ફુલું વગેરે આંખનાં દરદોમાં બીજી ઘણી દવાઓ કરતાં વિશેષ ફાયદો કરે છે. આ દવા થોડા દહાડા આંખમાં આંજવાથી આંખનું એટલું બધું તેજ વધી જાય છે કે ઘણા વિદ્યાર્થીઓને ચશ્મા ઉતરી જાય છે. × × × × × ×

આપના 'શુભસંગ્રહ'( ભાગ પહેલા)માં આંખનાં ફૂલાંનો અકસીર ઉપાય બતાવેલ છે તેમાં ખાખરાના રસથી છારી વળવી, ઝાંખ આવવી, ફૂલું પડવું એનો ખાખરા સિવાય બીજો ઉપાય બતાવેલ છે; પરંતુ તેની અંદર ખાખરાના રસથી મોતીઓ તેમજ ઝામરવાને ફાયદો થાય છે એમ લખેલ નથી, તેથી જો આપ મારી વિનતિ ધ્યાનમાં લઈ મોતીઆ બાબત અનુભવસિદ્ધ ખાખરાના રસસંબંધે છાપશો અને સાથે સાથે તે કાઢવાનો પ્રયોગ પણ બતાવશો તો લોકોને ફાયદો થશે અને યાજ્ઞિક લક્ષ્મીરામ રામજીના શુભસંગ્રહમાં થયેલ લખાણથી લોકો ગભરાશે નહિ; કારણ કે ઉપાય બહુજ સહેલો છે.

લિ૦ ભૂરાભાઈ કસલચંદ મહેતા–પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ મુ૦ વઢવાણ શહેર

ઉપલી બાબત એ ગૃહસ્થના તા. ૭–૯–૨૬ ના પત્રમાંથી લીધી છે. જેમને કાંઈ પણ વધુ પૂછવું હોય તેમણે મુકામ વડીયા (કાઠિયાવાડ) એ શિરનામે તેમને પૂછવું. અત્ર તરફથી કેટલોક ખુલાસો પૂછતાં તેમણે વિશેષમાં નીચે મુજબ લખી મોકલ્યું હતું:–

(૧) મૂળના કકડા આખા ને આખા માટલામાં ઉભા મોઢામાં થઈ રાખવા, અધકચરા કરવાની જરૂર નથી.

(૨) કકડા પાણીથી ધોવાની જરૂર નથી. ધૂળ લાગેલી હોય તો કપડાથી લૂછી નાખવી.

(૩) જે દિવસે મૂળ આવેલાં હોય તે દિવસે રસ કાઢવાથી વધારે નીકળશે. જેમ વધુ વખત જશે તેમ મૂળીઆં સૂકાવાથી રસ પણ સૂકાઈ જશે.

(૪) બશેર–ત્રણશેર મૂળનો આશરે અર્ધોશેર રસ નીકળશે; પરંતુ જે વાસણ જમીનમાં ખાડો ખોદીને રાખવાનું છે, તે વાસણની નીચે–એટલે કે ખાડામાં–પાણી છાંટવું, નહિતર થોડો રસ નીકળે તે તો અગ્નિને લીધે બળી જાય છે.

(૫) વાસણના મોઢાની અંદર મૂળીઆં નાખ્યા પછી તેના મોઢા ઉપર કપડું ઢાંકી માટીથી અગર લોટથી કાંઠે કાંઠે છાંદી લેવું અને તે ઘડો અગર માટલું નીચેના ઠામમાં ઉંધું વાળવાનું છે, તેથી તેની નીચલી બાજુએ કાણું પાડવાની જરૂર નથી.

ત્યારબાદ નીચે જે રસ પડેલો હોય, તે કપડાથી ગાળીને શીશી ભરી લેવી અને જે ગર (જાડો) ભાગ રહે છે તે પણ બહુ ઉપયોગી છે. પણ તેના અનુપાનની મને ખબર નથી. હું રોજ આંખમાં આંજવાના ઉપલા રસમાં ત્રણ સળી બોળી પાન ઉપર લગાવી બીડું કરી દરરોજ સવારે ખાઉં છું, અને તેથી મને જઠરાગ્નિ તેજ રહે છે, ભૂખ બહુ લાગે છે. ( જો કે હું અમુક રોટલીથી વધારે ખાતો નથી, ) દસ્ત સાફ લાવે છે.

# ૧૩૭—શાક અને ફળસંબંધી ઉપયોગી હકીકત

આપણા ગુજરાતમાં ખાવા ન ખાવાની બાબતમાં વહેમ અને ઉંધી માન્યતા ઘણી છે. જે જાતનો ખોરાક ઘણા પ્રમાણમાં લેવો જોઇએ, તે લેતાં લોકો ડરે છે અને જો તે ખાય છે તો તે ઘણાજ ઓછા પ્રમાણમાં ખાય છે; અને જે ચીજોથી ડરતા રહેવું જોઇએ તે ચીજોને ઘણી પ્રિય ગણી તેમનું ખૂબ સેવન કરીને લોકો હેરાન થાય છે. વળી કેળાં, કેરી, ટેટી જેવાં ઉત્તમ ફળો વધારે ખાઈને તેનો ફાયદો મેળવવાને બદલે ઉલટા લોકો હેરાન થાય છે. આ સ્થળે જે વસ્તુઓ ખોરાક અને દવા બન્નેની ગરજ સારે છે અને જે ખાવાથી શરીર નિરોગી રહે છે, તેવી વસ્તુઓની હકીકત નીચે પ્રમાણે છે.

જો આપણે ઇશ્વરની લીલા તરફ નજર કરીએ તો તેણે ઝાડનાં ફૂલોમાં તરેહ તરેહના રંગ, વાસ અને વળી કેટલાંક ફૂલોમાં તો મીઠાશ પણ મૂકી છે. તેણે જે જે બનાવ્યું છે તે સકારણ છે. તેમના રંગ, વાસ અને મીઠાશથી જીવજંતુઓ લોભાઇને તેમની પાંસે જાય, તેમનાપર બેસે અને એક ફૂલની પરાગ બીજે લઈ જઈ ફળ–બંધારણ કરે એવી કુદરતની ઇચ્છા છે. તેજ પ્રમાણે માણસનું મન લલચાઇને અમુક વસ્તુઓને ખાસ ગ્રહણ કરે તેટલા સારૂ તેમનામાં તરેહ તરેહના રંગ, વાસ અને સ્વાદ મૂક્યાં છે. કોઈ વખત જ્યારે આપણે શાક અને ફળાદિના બજારમાં જઈ ઉભા રહીએ અને જો તે બરાબર ગોઠવેલ હોય તો તેને જોઈ આપણી નજર તેમનાપર ઠરી જાય છે; અને તેની વાસથી આપણા મોંમાં રસ ઝરે છે. જે ચીજોને જોઈ કુદરતી રીતે આપણું મન લલચાય, તે ચીજોનો વહેમ કે ખોટી માન્યતાને લીધે ત્યાગ કરવો કે તેનાથી ડરીને થોડીક ખાવી એ ઇષ્ટ નથી.

જે શાકભાજી તરફ માણસનું મન સ્વાભાવિક રીતે લલચાય છે તેનાં નામ રિંગણ, દુધી, મૂળા, કોબીજ, કોલી ફ્લાવર, બટાકા, કાંદા અને ભાજી છે. બટાકા લગભગ સઘળાને પ્રિય હોય છે. બટાકામાં વીસ ટકા ઉપરાંત પૌષ્ટિક તત્ત્વો છે અને તે ખાધે ઘણા સારા છે. તેમાં રહેલાં તત્ત્વોથી માણસને 'સ્કર્વી' જેવો રોગ લાગુ પડતો નથી. આ બટાકાને પાણીમાં બાફી નાખવાથી તેમાંનાં પૌષ્ટિક તત્ત્વો ઓગળી જાય છે. જેમણે વગર બાફેલા અને બાફેલા બટાકા વચ્ચેના સ્વાદમાંનો તફાવત અનુભવ્યો હશે, તે ખાત્રીથી કહી શકશે કે, બાફ્યા વગરના બટાકામાં બાફેલા બટાકા કરતાં વધારે મીઠાશ છે. આ મીઠાશ પૌષ્ટિક તત્ત્વોની છે.

બટાકા સાથે કાંદાનો નિકટ સંબંધ છે, તે કાંદા–બટાકાનું એકત્ર શાક ખાનારા કહી શકશે; તેથી હવે તેની વાત કરૂં છું. કાંદા તો ગરીબ લોકોની કસ્તૂરી છે એમ તેને માટે લોકવાયકા છે. તેમાં ગંધકનાં તત્ત્વો ઘણા પ્રમાણમાં છે, ને તે ખાવાથી શરીર નિરોગી રહે છે. આપણા શરીરમાં ગંધકનાં તત્ત્વો છે અને તેની ખોટ કાંદા ઘણી સારી રીતે પૂરી પાડે છે. કાંદા ખાનારને દસ્ત સાફ આવે છે. સાંજે રાંધેલા પુષ્કળ કાંદા ખાધા હોય તો સવારના જાણે રેચ લીધો હોય એમ થાય છે. આવાંજ તત્ત્વો જૂદી જૂદી જાતની ભાજી વગેરેમાં પણ છે અને તે ખાવાની વૈદ્યો પણ સલાહ આપે છે. આ ઉપરાંત કાચા કાંદાનું કચુંબર ખાધાથી જઠર મજબૂત બને છે અને તે ખોરાક વધારે સારી રીતે પચાવી શકે છે. કોબીજ, વેંગણ, કોલી ફ્લાવર, મૂળા, તાંદલજો, મેથીની ભાજી અને બીજી ભાજીઓમાં ૧થી ૫ ટકાસુધી પૌષ્ટિક ખોરાક છે, ત્યારે બાકીનાં તત્ત્વો લોહી શુદ્ધ કરનાર અને રેચક છે. આ શાકો ખાનારાઓને રેચ લેવાની જરૂર નથી રહેતી.

ગાજર શક્તિવર્ધક છે. ગાડીમાં ફરનારા ઘોડાઓને ગાજર ખાસ ખવડાવવામાં આવે છે, તેનું કારણ આજ છે; પણ સમજુ માણસો પોતાની અક્કલનો દુરુપયોગ કરી તેને નાપાક બનાવી બેઠા છે; અને તે ગ્રહણ કરવાથી પાપ થાય છે, એમ પણ કેટલાક માને છે. સેંકડે એકાદ જણને તે નડતા હોય એમ લાગે છે ખરૂં, પણ તેથી કરીને તે છેક ખરાબ છે, એમ કહી શકાય નહિ. તેના રંગથી અને તેમાં રહેલી મીઠાશથી મન લલચાય છે, ને તે મના કરેલી ચીજ હોવા છતાં પણ ઘણા તે ખાય છે. જો કોઈ શાક ખાવાથી માંદા થવાય તો તે પાકું થઈ ગયેલું બારીક છે.

આ ખાવાથી તાવ આવવાનો સંભવ છે, માટે તે ન ખવાય તો સારું. જ્યારે વરસાદ ન હોય અને તેને લીધે થયેલી શરદી હાખવતી ન હોય, ત્યારે તે ખાવાથી બાદી થતી નથી. આ ઉપરાંત દરેક લીલી શાકભાજી, ફળ વગેરેમાં વીટામીન નામનું એક તત્ત્વ છે, જેથી શરીરને કૌવત અને સ્ફૂર્તિ પ્રાપ્ત થાય છે. કાચા શાકમાં તે વધારે પ્રમાણમાં જોવામાં આવે છે, જ્યારે રાંધેલા શાકમાં તે ઓછું માલમ પડે છે. આમ હોવાથી જ્યારે બને ત્યારે, કચુંબર ખાવાની ભલામણ વૈદ્ય-દાક્તરો કરે છે. આવાં કચુંબર કાકડી, કાંદા, મૂળા વગેરેનાં થઈ શકે છે.

હવે ફળની વાત કરીએ. દરેક ઋતુમાં આપણે ત્યાં કંઈક ને કંઈક ફળ તો થાય છે. આ ઉપરાંત બીજા પ્રાંતોમાંથી ઘણી ઘણી જાતનાં ફળો બજારમાં આવે છે. કેરી, કેળાં, પપૈયાં, જમરૂખ, બોર, સીતાફળ, ટેટી, તડબુચ, નારંગી, સફરજન, દાડમ, લીંબુ, પીચ વગેરે અનેક ફળો બજારમાં મળે છે. આપણે આ પૈકી ઘણાંજ થોડાં ફળો ખાઇએ છીએ. જમરૂખ બંધકોશ કરનાર, સીતાફળ તાવ લાવનાર, બોર ઉધરસ કરનાર, પપૈયા ગરમ; વગેરે વગેરે કહી તેનો વપરાશ આપણે ઓછો કરી હાથે કરીને હેરાન થઇએ છીએ. આ ઉપરાંત બીજો એક મોટો દોષ આપણામાં છે. કેળાં અને કેરી જેવાં મીઠાં ફળોને ખાતી વખતે તેમાં આવેલી કુદરતી મીઠાશ જાણે ઓછી હોય તેમ તેમાં ખાંડ ભેળવીએ છીએ અને જે પદાર્થ પચવામાં ઘણો ભારે છે, તે શરીરમાં દાખલ કરી પચાવનારા બધા અવયવોને નાહકની ઘણી તસ્દી આપીએ છીએ, તેથી હજી બીજી પણ એક અવક્રિયા થાય છે. તેમાં પુષ્કળ ઘી નાખવામાં આવે છે. ઘી નાખવાથીજ શરીરનું કાઠું બંધાય છે, એમ માનીને આમ ઘી ભેળવવામાં આવે છે. કેળાં, ઘી ને ખાંડ એકઠાં છુંદી લચકો કરેલો જેમણે જોયો હશે, તેમને મગજપર તેથી થયેલી ગંદવાડની છાપ કદી ભૂંસાશે નહિ. કયાં દેખાવે સુંદર અને કુદરતી સ્વાદવાળાં પાકાં કેળાં અને ક્યાં એ ચીકણો લચકો! કેરીમાં ખાંડ નાખવામાં આવે કે તરતજ તેની કુદરતી મીઠાશ જતી રહે છે; ને તેમાં ઘી નાખે એટલે તેનો કુદરતી સ્વાદ દૂર થઈ જાય છે. આવી રીતે ફળને ખાનારાઓ તેથી થતા અનેક લાભો ગુમાવીને પોતે ગેરલાભ ભોગવે છે અને દુઃખી થાય છે.

આપણા અને પરદેશી લોકોના ખોરાક વચ્ચે એક મોટો ફરક એ છે કે, તેઓ રોજ કંઇ ને કંઇ ફળ ખાય છે, ત્યારે આપણે મોસમમાં કેટલાંક ફળો ખૂબ ખાઇને હેરાન થઇએ છીએ; અને બીજી વખતે વહેમથી કે મોંઘવારીથી ડરીને ફળ તરફ નજર પણ કરી શકતા નથી. ફળવાડી એ સારામાં સારી દવાશાળા છે, તેથી અહીં થોડાં ફળોના ગુણો દર્શાવીશું.

સૌથી ઉત્તમ ફળ સફરજન છે. તેમાં ફૉસ્ફરસ ઘણા પ્રમાણમાં હોવાથી તે મગજને શક્તિ આપે છે. તેમાં રહેલા ક્ષારો વગેરેથી પિત્તાશય ચપળ થાય છે. બેઠાખાઉ થઇ ગયેલા લોકોને આથી ઘણો ફાયદો થાય છે. એ કુદરતી રેચ છે. તે ખાનારની ચામડી અને ચહેરો સારાં રહે છે. સ્કૅન્ડીનેવીઆના અસલી લોકો એમ માનતા કે, દેવતાઓને જ્યારે નિર્બળતા દાખવે, ત્યારે તેઓ શારીરિક તેમજ માનસિક અશક્તિ દૂર કરવા સારૂ સફરજનનો ઉપયોગ કરતા. આ ફળનું સેવન કરનારને શક્તિ પ્રાપ્ત થાય છે, એ નિઃસંશય છે. કેળાંમાં પણ ફૉસ્ફરસ ઘણો છે અને મગજમારીનું કામ કરનારાઓને માટે તેની ભલામણ કરવામાં આવે છે. ટાઇફોડ જેવા તાવવાળાઓને પણ પાછળથી સૂકવેલાં કેળાંના લોટની કાંજી આપવાની ભલામણ કરવામાં આવે છે. કેળાંમાં રહેલા ઉત્તમ ગુણોને લીધેજ તેને આપણે પવિત્ર માની પૂજા વખતે તેનો ઉપયોગ કરીએ છીએ. રાત્રે જો કેળું ખાધું હોય તો બંધકોશ ટળે છે, એમ કેટલાક માને છે. સ્ટ્રોબરી અને પીચમાં લોહી સુધારવાનો ગુણ છે; અને જેમનું લોહી ફિક્કું પડયું હોય તેઓ જો આ ફળોનું સેવન કરે તો તેમનામાંથી ગયેલી રતાશ પાછી આવે છે.

નારંગી, દાડમ અને લીંબુ લોહીને સ્વચ્છ કરનારાં, મગજને શાંતિ આપનારાં, જઠરાગ્નિને તેજ કરનારાં તથા પૌષ્ટિક ફળો છે. દાડમમાં ઠળીઆ ખાઈ જવા ન જોઇએ. કેટલેક ઠેકાણે આ ફળોનો રસ કાઢી તેને પીવામાં આવે છે. આ રસ ઘણોજ મધુર અને શાન્તિ આપનારો છે. પાકી કેરી પૌષ્ટિક છે. તેમાં રહેલી મીઠાશ એ એકદમ પચી શકે એવી ખાંડને લીધે છે. તેમાં રહેલાં કેટલાંક

તત્ત્વોથી પિત્તાશય મજબૂત બને છે. પપૈયામાં પણ તેવાંજ તત્ત્વો છે. તે ઉપરાંત પપૈયા પેટની બાદી-ને તોડી જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે. દ્રાક્ષ પૌષ્ટિક છે; અને તેથી લોહી સાફ થાય છે. એ ખાવાથી માણુસનું મન પ્રફુલ્લિત થાય છે અને તેનાથી સ્ફૂર્તિ આવે છે. અંજીર, દ્રાક્ષ વગેરે ઝીણાં બી-વાળાં ફળોની અંદર રહેલી મીઠાશ એમાં જલદી પચે એવી ખાંડને લીધે છે, તેથી તેવાં ફળો પૌષ્ટિક છે. તેમાં રહેલા તેજાબી પદાર્થોથી લોહી સુધરે છે; અને તેનાં બીને આપણે પેટમાં ઉતારી દઇએ છીએ તે રેચક નીવડે છે. બોરમાં પણ મીઠાશ અને તેજાબી પદાર્થો છે, તેથી પણ ઘણો લાભ થાય છે. વળી તેમાં રહેલાં કેટલાંક તત્ત્વો રેચક હોવાથી બહુ ખાધાં હોય તો દસ્ત સાફ આવે છે. આપણા લોકો કેટલાંક ફળ ખાવાથી હેરાન થાય છે, તેનું કારણ ફળ નથી; પણ એક તો તેનાપર અવક્રિયા કરીએ છીએ તે છે, અને બીજું કારણ તેવાં ફળો જ્યારે ખાઇએ છીએ ત્યારે પુષ્કળ પ્રમાણમાં આપણે તે ખાઇએ છીએ તે છે. જે લોકોને તંદુરસ્ત રહેવું હોય અને તેમ ર-હેવા સારૂ જેમને દાક્તરની મદદ નજ લેવી હોય તેમણે અન્નની સાથે શાક અને ફળનો છૂટથી ઉપયોગ કરવો.

("ગુજરાત શાળાપત્ર"ના એક અંકમાં લેખક:-શ્રી. હરરાય અમુલખરાય દેસાઇ)

# ૧૩૮—અગત્યની થોડીક ઘરગતુ સૂચનાઓ

દીવામાં કુંગળીનાં છોડાં નાખવાથી ફુદાં તેની પાસે આવશે નહિ.

એક શેર (૪૦ તોલા) કપડાં ધોવાના સાબુમાં સાડાસાત તોલા ટંકણખાર મેળવીને કપડાં ધોવાથી સાબુ ઓછો વપરાશે અને કપડાં બહુ જલદી સ્વચ્છ થશે.

કાનમાં કાનખજુરો કે બીજું જીવ-જંતુ પેસી જાય તો પિલુડીના પાનનો રસ કાનમાં નાખવાથી કીડા મરી જશે અને બહાર નીકળી આવશે.

બાળકના પેટમાં માટી ગઈ હોય તો થોડુંક પાકું કેળું મધમાં મેળવીને ખવડાવવાથી માટી બહાર નીકળી જશે.

શૌચ જતી વખતે દાંત બરાબર બીડેલા રાખવાથી દાંતનું કંઇ પણ દર્દ થશે નહિ.

પગ ધોતા પહેલાં માથું ધોતા રહેવાથી મગજ કદી પણ નબળું નહિ પડે.

ભોજન કર્યા પછી પિશાબ કરી આવવાથી મૂત્રેન્દ્રિયસંબંધી કોઇ પણ રોગ થતો નથી.

ડુંગળી( કાંદા )ના એક તોલો રસમાં મધ મેળવીને કેટલાક દિવસ પીવાથી બળ અને વીર્ય વધે છે.

ગાયના દૂધમાં અફીણ અને જાયફળ ઘસીને નાક અને માથા ઉપર ચોપડવાથી સળેખમમાં આરામ થાય છે.

લીંબુના રસમાં જાયફળ ઘસીને ચાટવાથી દસ્ત સાફ આવે છે તથા પેટનો આફરો મટે છે.

મોરનાં પીંછાંમાંના વાળ બાળીને તેની એક માસા રાખમાં છ માસા મધ મેળવીને ચાટવાથી ઓડકાર અને ઉલટીમાં અવશ્ય આરામ થાય છે.

લીમડાની નવટાંક અંતરછાલ બશેર પાણીમાં નાખી ઉકાળવી. દોઢશેર પાણી રહે ત્યારે ઠંડુ પાડીને ગાળી લેવું. આ પાણીથી ઘા ધોવાથી તેમાં જલદી આરામ થાય છે અને તે પાકતો નથી.

ત્રણ કે ચાર માસા હીંગ પાણીમાં ઓગાળીને પાવાથી અફીણનું ઝેર ઉતરી જાય છે. અથવા ડાબલીમાં અફીણની સાથે હીંગનો નાનો કકડો રાખી મૂકવાથી અફીણની અસર રહેતી નથી.

(૧૯૨૬ ઑક્ટોબરના "ચાંદ" ઉપરથી અનુવાદિત)

# ૧૩૯–શરીર સંભાળવાની સૂચનાઓ

### અળસીની ચા—ખાંસી અને મૂત્રદોષનો અકસીર ઈલાજ

અળસીની ચા જે અંગ્રેજીમાં 'લિન્સિડ ટી' તરીકે ઓળખાય છે અને જે જૂની ખાંસી તેમજ મૂત્રદોષનો અકસીર ઇલાજ છે, તે એ જાતના દર્દીઓને અજમાવવાની મજબૂત ભલામણ કરૂં છું. તેને બનાવવાની રીત હું નીચે રજુ કરૂં છું:–

બે ડ્રામ જેટલું જેઠીમધનું છુંદેલું મૂળિયું અને એક ઔંસ અળસી લેવી. અળસીને છુંદવી નહિ. આ બંનેને એક પેંટ જેટલા ઉકાળેલા પાણીથી ભરેલા વાસણમાં નાખો. આ વાસણને ચાર કલાકસુધી દેવતા આગળ રાખી મૂકો. આ પછી આ મેળવણી મસ્લિન અથવા કેલિકોના કપડામાંથી ગાળી કાઢો અને તેને કાવા કે ઉકાળાતરીકે પીવાના ઉપયોગમાં લેશો તો તમારી ગમે તેવી જૂની ખાંસી કે બલગમ દૂર થઇ જશે; એટલુંજ નહિ પણ પેસાબને લગતા રોગો દૂર થઇ દર્દીઓને ઘણી રાહત અને આરામ મળશે.

### "ડૉક્ટર ! મને કાંઈ શક્તિની દવા આપો."

આવી માગણી આજકાલ દર્દીઓમાં ઘણી સાધારણ થઇ પડી છે, પણ નામાંકિત તબીબોનો મજબૂત અભિપ્રાય છે કે, શક્તિની દવાથી મગજના તંતુઓના ક્રમને પુષ્ટિ મળી શકતી નથી. શરીરનું પુષ્ટિકારક બંધારણ શક્તિની દવાથી નહિ પણ યોગ્ય ખોરાકથીજ થઇ શકે છે. શક્તિની દવા, હયાત સ્થિતિને ખરેખરી રીતે સુધાર્યા વિના માત્ર સારી લાગણીજ પેદા કરી શકે છે. આ સિવાય શક્તિની દવા જેને 'ટૉનિક'ના નામે ઓળખવામાં આવે છે, તે શરીરના બંધારણ ઉપર વધુ સારી અસર કરી શકતી નથી.

જર્મન પેથોલૉજીસ્ટો શક્તિની દવાની વિરુદ્ધ મજબૂત અભિપ્રાય રજુ કરે છે. શરીરને મળતી સર્વથી વધુ શક્તિ દવાથી નહિ પણ યોગ્ય ખોરાક, તાજી હવા, યોગ્ય કસરત અને ઠંડા પાણીવડે નહાવાથી મળી શકે છે. શરીરને સર્વથી વધુ શક્તિ ઘરની બહાર સુવાથી મળી શકે છે. સવારના પહોરમાં ઠંડા પાણીનો 'બાથ' સર્વથી સરસ શક્તિ આપનાર સાધન છે. એનાથી વધુ શક્તિ બીજા કોઇ પણ સાધનથી મળી શકવાની નથી. અગર જો ઠંડો 'બાથ' લઈ શકાતો ન હોય તો ઠંડી હવાનો 'બાથ' તેની જગો રાખી શકે એમ છે.

### બાળકોને ખરજવું

બાળકોને ખરજવું થવું ઘણું સાધારણ છે. એનું મુખ્ય કારણ અજીર્ણ છે. બચ્ચાંઓને ખરજવું જણાતાં તેના ખોરાકમાં ફેરફાર કરવો જરૂરી છે. આવાં બચ્ચાંઓને દિવસમાં બે–ત્રણ ઝાડા થવા જોઇએ છે. જુવાન બાળકોને થતું ખરજવું ગાયના દૂધને પણ આભારી હોય છે. એવા વખતે દૂધનો ખોરાક ઓછો કરી નાખવાની ઘણી જરૂર છે. કોઇ કોઇ વખતે દૂધનો ખોરાક દિવસોસુધી મુલતવી રાખવો પડે છે. આ વેળાએ બાળકોને તરકારીની પુરી કરી આપવાથી ઘણો સારો ફાયદો થાય છે. વળી 'મોલ્ટ સુગર' એટલે કે બીજવી કોહોવડાવેલા જવની ખાંડ દરરોજ એકથી બે ઔંસ જેટલી આપવાથી ઘણો ફાયદો થતો માલમ પડી આવશે.

જ્યારે ખરજવાથી ચામડી રાતી થઇ સુજી આવેલી માલમ પડે, તે વખતે તે ઉપર લેનોલીન ક્રીમ લગાડવાથી જરૂર ફાયદો થયા વગર રહેશે નહિ. આ ક્રીમની સમજ અને તેની બનાવટની રીત મેં નીચલી બાબતમાં સમજાવી છે, જે ઉપર વાચકોનું હું ખાસ લક્ષ્ય ખેંચું છું.

### ચામડી માટે પુષ્ટિકારક ખોરાક

આપણી ચામડી અનેક કીસમના દર્દોથી પીડાય છે; કેમકે ચામડીનાં દર્દો અનેક કીસમનાં હોય છે. ઘણી વેળાએ લોકો વિલાયતી બનાવટના અનેક કીસમના 'સ્કીન પુડ' વાપરે છે કે

ચામડીમાં કાંઈક તેજી આવી શકે. આ 'સ્કીન ફુડ' મોટા ભાગે સાધારણ ઑઈન્ટમેન્ટ કે મલમ હોય છે, કે જે ડુક્કરની કે બીજી ચરબીઓમાંથી બનાવવામાં આવે છે અને તેને ખૂબ સુગંધીદાર કરવામાં આવે છે. એટલું જરૂર યાદ રાખજો કે, ચામડી ઉપર કાંઇ પણ દવા ઘસવાથી કે લગાડવાથી તેમાં સુધારો થઈ શકવાનો નથી. ચામડી કાંઇ હોજરી નથી. ચામડી તો દમ લેનારી અને બહાર કાઢી નાખનારી ઇંદ્રિય છે. ચામડી બહાર કાઢે છે, તે જવલ્લેજ કાંઈ અંદર લે છે. તે ભીનાશ પોતામાં લે છે, પરંતુ તે પણ ઘણાજ નાના પ્રમાણમાં. ઘસારા(ફ્રીકશન)થી ચામડીનું સરક્યુલેશન સુધરે છે અને આવી રીતે તે પોતે પોતાના પોષણમાં મદદ કરે છે.

જ્યારે ચામડીમાં કુદરતી તેલ અપૂર્ણ હોય છે, ત્યારે તેને કોઇક રૂપમાં દરરોજ તેલ લગાડવાની જરૂર છે. ચામડી માટેનો સર્વથી ઉત્તમ ખોરાક નીચલી મેળવણીવાળું તેલ છે, જે ન્યુયૉર્કના ઘણાજ પ્રખ્યાત ચામડીના ખાસ તબીબની બનાવટ ઉપરથી હું નીચે રજુ કરૂં છું:—

લેનોલીન ૨ ઔંસ, બોરો-ગ્લીસરાઈડ ૧ ઔંસ અને સફેદ વેસેલીન સાથે બનાવેલી કોલ્ડ ક્રીમ ૬ ઔંસ. આ મેળવણી ચામડી માટે તદ્દન સલામત સમજવી. જ્યારે ચામડી સૂકી માલમ પડતી હોય અથવા તે તડતડતી હોય યા ફાટી ગઇ હોય, ત્યારે આ મેળવણી ચામડીને દરરોજ લગાડવાથી બિલકુલ આરામ થવાનો સંભવ રહે છે. જ્યારે ચામડી લાલ થઈ સુજી આવી હોય, ત્યારે ઉપલી એકંદર મેળવણીના દર એક ઔંસે ૧૦ ગ્રેન કારબોલિક એસિડ અથવા મેન્થોલ ક્રીસ્ટલ્સની મેળવણી ઉપલી મેળવણીમાં ઉમેરવી. ઘણીજ ચીડ લાગતી હોય તો (૧૨૦ ડીગ્રી ફારેનહાઇટ) જેટલું ગરમ પાણી તેને લગાડવું અને તે પછી ઉપલી ? મેળવણી જે મેનોલીન ક્રીમના નામથી ઓળખાય છે, તે લગાડવાથી આરામ થઈ જશે.

## હોજરીની મુખ્ય ફરજ શી છે ?

હોજરી અથવા જઠર શરીરના અન્નમાર્ગનો એક ભાગ છે. અન્નમાર્ગમાં આ ભાગ ઘણો પહોળો છે. હોજરીનો ભાગ ખોરાક અને પાણીનો 'રિઝર્વૉયર' એટલે કે હોજ કે તળાવ જેવો છે. તેનું કામ ખોરાકને છાશ જેવો બનાવવાનું છે. દાખલાતરીકે રોટલીનો એક જથો હોજરીમાં ઉતરે છે. હોજરીમાં તેના દાખલ થયા પછી થોડાજ વખતમાં તે આસપાસ હીલચાલ કરવાનું શરૂ કરે છે. આમ બનવું હોજરીની અદ્ભુત હીલચાલને આભારી છે. આ રોટલીના જથાને હોજરીના એક ભાગમાંથી બીજા ભાગસુધી હડસેલી દેવામાં આવતો હોવાથી આ ખોરાકમાં ફેરફાર થવા માંડે છે અને બે કલાકના અરસામાં તે છાશને મળતા આવતા પ્રવાહીમાં બદલાઈ જાય છે. તબીબો તેને ચીમીના નામથી ઓળખે છે. એવી રીતનો ફેરફાર કરવો તે હોજરીનું મુખ્ય કામ છે.

હોજરીની શરીરના બીજા ભાગો સાથે અજબ હમદર્દી એટલે કે એકસરખી લાગણી હોય છે, પણ હોજરીને મગજ સાથે તો સર્વથી વધુ સંબંધ હોય છે. આ બાબતના સંબંધમાં હવે પછી ખુલાસાવાર લખવાનો ઈરાદો રાખું છું.

( દૈનિક "હિંદુસ્થાન"ના એક અંકમાંથી )



# ૧૪૦—મારા કરતાં સૌ સારાં

મને સવારમાં ફરવા જવાની ટેવ છે. પ્રાતઃકાળની શુદ્ધ હવા મનુષ્યોને નવજીવન આપે છે. જ્યારે જ્યારે હું ઘેર હોઉં છું, ત્યારે સવારમાં ફરવા જવાનું તો એક પ્રકારના નિયમ જેવુંજ થઈ ગયું છે. એક દિવસ સવારમાં ફરવા નીકળ્યો, ત્યારે વાયુની પરમાર્થવૃત્તિ ઉપર વિચાર કરવા લાગ્યો.

પશ્ચિમનો વાયુ વાતો હતો. મેં વિચાર્યું કે, કેટલી મહેનત પછી આ પવન અહીં આવ્યો હશે? ક્યાંથી આવ્યો, કેટલા ઉપકાર કર્યા, એનો અંદાજ કોણ કાઢી શકે? ભારતનો પશ્ચિમસાગર અહીંથી લગભગ ૬૦૦ માઇલ દૂર હશે; પણ તેની આગળ આફ્રિકાસુધી માત્ર સમુદ્રજ સમુદ્ર છે. સંભવ છે કે ત્યાંથી પશ્ચિમના પ્રદેશો, પહાડો, નદીઓ, સમુદ્રો, મનુષ્યો અને જીવજંતુઓને જીવન આપતો આપતો તે અહીં આવ્યો હશે; અને હવે અહીંના લોકોને સુખ આપીને પોતાના કર્તવ્યપાલનને માટે શાંતભાવથી પૂર્વના દેશો તરફ આગળ વધશે.

મેં વિચાર્યું કે, આ હવા આટલી બધી સેવા કરે છે, છતાં પણ વર્તમાનપત્રોમાં તેની ચર્ચા કેમ થતી નથી? હવાને મેં કહ્યું કે "હવા! તું સંસાર ઉપર આટલા બધા ઉપકાર કરે છે, પરંતુ તારી સેવાની પ્રશંસા હું વર્તમાનપત્રોમાં તો કદી પણ વાંચતો નથી. તું જે કંઈ કરે તેને મીઠું-મરચું ભભરાવીને વર્તમાનપત્રોમાં છપાવ્યા કરને." ત્યારે હવાએ કહ્યું કે "કયું વર્તમાનપત્ર સારું છે?" મેં કહ્યું—"જુદી જુદી ભાષામાં એવાં ઘણુંય વર્તમાનપત્રો છે. તેમાં તારી પ્રશંસા છપાવ્યા કર." હવાએ પૂછ્યું—"શું સૂર્યલોક અને ચંદ્રલોકમાં પણ તમારાં છાપાં જાય છે?" મેં કહ્યું—"ત્યાં તો નથી જતાં."

હવાએ મારી મૂર્ખતા ઉપર હાસ્ય કર્યું અને કહ્યું કે "તમે ખરેખરા કૂપમંડૂક છો, તમારે મન થોડાજ લોકોનું બ્રહ્માંડ છે; મેં તો પ્રાણીમાત્રની સેવાનું વ્રત લીધું છે અને મારૂં વર્તમાનપત્ર તો મારા ઈશ્વરનું હૃદય છે. ત્યાં બધી ખબરો આપોઆપ પહોંચી જાય છે. સારી-ખોટી સૌ વાતો ત્યાં છપાય છે. કોઇપણ વાતનો ત્યાં પક્ષપાત હોતો નથી. કોઇના કહેવાથી ત્યાં કોઇ ખબર છપાતી નથી. સાચી ખબરો તો ત્યાં આપોઆપ છપાઈ જાય છે. હું તમારા જેવી મૂર્ખ નથી કે વિજ્ઞાપનબાજીના વાડાઓમાં ફસાઈ પડું. નિઃસ્વાર્થ ભાવથી ચૂપચાપ પ્રાણીમાત્રની સેવા કરવી, એજ મારો ધર્મ છે; અને મારા સ્વામીને પણ એજ પ્રિય છે. તમે પણ મારૂં અનુકરણ કરો તો સારી વાત."

હવાના આ સ્પષ્ટ શબ્દો મને બહુ ખરાબ લાગ્યા: હું શું હવા જેવી જડ વસ્તુનું અનુકરણ કરૂં?! મનમાં તો થયું કે, એકાદ ભાષણ ભરડી મારૂં! વર્તમાનપત્રોમાં તો તેનાં મનોહર વર્ણનો છપાશેજ; પરંતુ હવાને તો "લગન લગી પ્રભુ પાવનકી!" તેને મારૂં ભાષણ સાંભળવાની ફુરસદ ક્યાંથી મળે? તે તો "**कामये दुःखतप्तानां प्राणीनामार्तिनाशनम्**" એમ ગાતી ગાતી ચાલી નીકળી.

આથી પછી મેં તો મારો બધો ક્રોધ ઉંટ ઉપર ઢોળ્યો. વાત એમ છે કે, રસ્તામાં એક ઉંટ મહાશય થાક ઉતારવા માટે હાથપગ પછાડીને ધૂળ ઉછાળતા હતા. મેં તો ઉડતી ધૂળથી અકળાઈ જઇને ક્રોધપૂર્વક ઉંટને કહ્યું કે "તું ભારે ગમાર છે; પશુ તો છેજ, પણ તારામાં જરા પણ અક્કલ નથી. અમે જે રસ્તે થઇને જઇએ છીએ, ત્યાં ગરીબ મનુષ્યો પણ એક બાજુ ઉભાં રહી નમીને પ્રણામ કર્યા કરે છે. અમે જ્યારે જ્યારે ફરવા જઇએ છીએ, ત્યારે ત્યારે અમારા લઠ્ઠધારી નોકરો રસ્તામાં ચાલનારાઓનો નાકે દમ લાવી દે છે. તેં તો નમીને પ્રણામ કરવાનું તો વેગળું મૂક્યું, પણ ઉલટી ધૂળ ઉછાળવા માંડી! આથી માલમ પડે છે કે, તું ગમાર પણ છે અને ધૃષ્ટ પણ છે."

આ ઉપરથી ઉંટે પોતાનો વ્યાયામ તો બંધ કર્યો, પણ મારી વાતો ઉપર ખડખડાટ હસી પડ્યું. તેણે કહ્યું કે "તમે મૂર્ખ તો છોજ, પરંતુ અભિમાની પણ છો. હમણાંજ તમે પવનને ઉપદેશ આપવાની ધૃષ્ટતા કરતા હતા. પણ પવન તો આદર્શ સેવક છે અને ઈશ્વરભક્ત એટલે છે. તેણે તમને કંઇ કહ્યું નહિ. પરંતુ મારી સાથે એવી ધૃષ્ટતા નહિ કરતાં મનમાંજ

ફુલાયા કરો કે, મારા કરતાં તમે બહુજ આગળ વધેલા છો." મેં કહ્યું-"ઉંટ! તું પશુ થઇને મનુષ્યને ઉપદેશ આપવા બેઠું છે? મને તારી બુદ્ધિ ઉપર દયા આવે છે." ઉંટનું મુખ ગંભીર થયું આંખોમાં તેજ ચમકવા લાગ્યું; પોતાનાં નસ્કોરાં ચઢાવીને તેણે કહ્યું કે "શું માત્ર મનુષ્યદેહ મેળવાથીજ મનુષ્ય પોતાને મનુષ્ય કહેવરાવી શકે? શું ઔરંગઝેબ, નાદિરશાહ, મહમ્મદ ગીઝની, ખૂની અબ્દુલ રશીદ અને એવા એવા અનેક પાપીઓ શું પોતાને મનુષ્ય કહેવડાવી શકે? અને તેમને માનવદેહ મળી ગયો માટે શું તેઓ અમ પશુઓ કરતાં ઉંચા ગણાઇ શકે? જો તમે પણ એવુંજ માનતા હો તો તો તમારી બુદ્ધિને પણ સો વાર ધિક્કાર છે!"

હું કંઇક ઠંડો પડયો, મેં કહ્યું "ભાઇ ઉંટ! એ પાપી મનુષ્યોની વાત જવા દે. તેઓ તો નર-રાક્ષસ હતા, હું કાંઈ એવો નથી. હું તો મારે માટે કહી શકું છું કે, મારી સમજ પ્રમાણે તારા કરતાં હું કયાંય સારો છું." ઉંટ ફરીથી હસ્યું અને કહેવા લાગ્યું—"ઠીક, જરા બતાવો તો ખરા કે, મારા કરતાં તમારામાં શું શું સારૂં છે?"

હું વિચારમાં પડયો કે, શું બતાવું? ધન સિવાય મારી પાસે બીજી શી વસ્તુ છે, કે જેનું હું અભિમાન લઈ શકું? અત્યંત સાહસ કરીને મેં દબાતે અવાજે કહ્યું "ઠીક છે, તું જાણે છે કે હું ત્યાગને કેટલો ચાહું છું, સાદાઇથી રહું છું, ખાદી પહેરૂં છું, એ શું ઓછું છે?" ઉંટે અભિમાનપૂર્વક કહ્યું "તેમાં અભિમાન લેવા જેવું શું છે? મને જુઓ, હું તો કંઇજ પહેરતું નથી!" મેં કહ્યું "વધારે સાંભળ, હું ભોજન પણ સાદું કરૂં છું, મસાલાવાળા અને તીખાતમતમા પદાર્થો નથી જમતો." ઉંટે કહ્યું કે "ભારે ત્યાગ કર્યો, મને તો જુઓ, હું તો માત્ર સૂકાં પાંદડાં ખાઇને રહું છું." મેં કહ્યું-"મેં તો ગૃહસ્થાશ્રમનો પણ ત્યાગ કરેલો છે." ઉંટે કહ્યું-"આટલું બધું અભિમાન શા સારૂ કરો છો? મેં તો ગૃહસ્થાશ્રમમાં પ્રવેશજ કર્યો નથી, એટલે હું તો બાલ-બ્રહ્મચારી છું." મેં કહ્યું-"મારામાં ઈર્ષા-દ્વેષ વધારે નથી, બહુજ ઓછું જૂઠું બોલું છું અને તે પણ અજાણમાં, વળી ગુસ્સો પણ ઓછો આવે છે." ઉંટે કહ્યું કે "એમાં શી મોટી વાત? મારામાંય ઈર્ષા, દ્વેષ કે ક્રોધ નથી; જૂઠું તો હું જીવનભરમાં બોલ્યુંજ નથી."

મેં કહ્યું-"મારામાં સેવાવૃત્તિ છે."

ઊંટે કહ્યું-"હા, એ તો અમે રોજ જોઇએ છીએ. કાલે એક વાછરડું આરડયા કરતું હતું ખરૂં; કેમકે તેની માનું દૂધ તમે રોજ પી જાઓ છો અને વાછરડું ઘાસ ખાઇને ગુજારો કરે છે. સાંભળ્યું છે કે, એક દિવસ તમે એક ઘોડાને પણ દોડાવી દોડાવીને મારી નાખ્યો હતો! શહેરના સઘળા ઘોડાઓ એ વાતની ચર્ચા કરતા હતા. તેમની એક મહાસભા ભરાઈ હતી, તેમાં મરનાર-પ્રત્યે સહાનુભૂતિ અને તમારાપ્રત્યે તિરસ્કાર દર્શાવનારા ઠરાવો પસાર કર્યા હતા. કોણ જાણે આવી રીતે તમે કેટલાંય ઊંટ, ઘોડા અને બળદોને દુઃખ આપ્યું છે! કેટલાંય પશુઓને ખોડાં બનાવ્યાં છે! કેટલાંયને તમારી મોટરની અડફટે ચઢાવ્યાં છે! છતાં પણ તમે ઠીક ઠીક સેવાનો રોફ મારો છો!! મને જુઓ, હું તો કપડાંય પહેરતું નથી અને જીભનો સ્વાદ તો એટલોજ રાખું છું કે માત્ર સૂકું ઘાસ ખાઉં છું; છતાં પણ ડફણાં, કોરડા અને ઠોકરો ખાતું ખાતું નમ્રતા-પૂર્વક તમારા લોકોની સેવા કરૂં છું. સેવાવ્રત તો આને કહેવાય. તમારાથી સેવા થાયજ શી રીતે? પહેરવાને તમારે કિંમતી કપડાં જોઇએ, ખાવાને સ્વાદિષ્ટ ભોજન જોઇએ, તમારી ચાકરી કરવા નોકર જોઇએ, રહેવા માટે બંગલા જોઇએ, ફરવાને માટે સારૂં વાહન અથવા મોટર જોઇએ અને મુસાફરીએ નીકળો ત્યારે તો કેટલાય મણ સામાન અને સુખસામગ્રીઓ સાથમાં રાખો છો. તમારે માટે બોજો તો અમારે વહેવો પડે છે. દુષ્કાળ પડે છે તો અમે ભૂખે મરીએ છીએ, અને પીવાનું પાણી પણ મળતું નથી. પરંતુ તમારા બાગબગીચાઓ લીલાછમ રાખવામાટે આમના કેટલાય બળદોને વેતરૂં કરવું પડે છે! અમે તો મોટે ભાગે બ્રહ્મચારી રહીએ છીએ; પણ સાંભળ્યું છે કે, તમારો મનુષ્યસમાજ આ બાબતમાં પણ બહુ પતિત દશામાં છે. આમ હોવા છતાંય તમે તમારી જાતને અમારા કરતાં શ્રેષ્ઠ માનો છો, એ તો ઘણીજ શરમની વાત કહેવાય."

ઉંટની વાત મારા અંતરમાં ઉતરી ગઈ, મને દિલગીરી થવા લાગી. અંતરાત્મા કહેવા

લાગ્યો કે "મૂર્ખા ! તું તો ઉંટ વગેરે પશુઓથી પણ ખરાબ છે." એટલામાં પાસે ઉભેલા કેરડાના ઝાડે પણ ડાળીઓ હલાવીને કહ્યું કે "આ ઉંટ સાચું કહે છે." ત્યારે મેં કહ્યું—"પ્રભો ! મને ઉંટના જેટલું તો આત્મબળ આપો."

એવામાં આકાશમાં એકાએક વિજળી થઈ, વાદળાં ગાજવા લાગ્યાં, તેનાદ્વારા સાંભળનારે સાંભળ્યું અને કહેનારે કહ્યું કે:—

"મો સમ કૌન કુટિલ ખલ કામી, જેહિ તન દિયો તાહિ વિસરાયો;
ઐસો નિમકહરામી, મો સમ કૌન કુટિલ ખલ કામી ?"

કોઇએ કહ્યું કે, કહેનાર અને સાંભળનાર બન્નેય એક છે; કોઇએ કહ્યું કે એ તો અંતર્નાદ છે. આથી મેં પોતેજ બૂમ પાડીને કહ્યું કે "મારા કરતાં તો સૌ સારાં છે."

('ત્યાગભૂમિ' માર્ગશીર્ષ–૧૯૮૪ના અંકમાંના ઘનશ્યામદાસ બિડલાના લેખનો અનુવાદ.)

## ૧૪૧—માટીનો મહિમા

આરોગ્યના મારા પુસ્તકમાં મેં માટીના ઉપચારોવિષે સારી પેઠે લખેલું. તે વાંચતાં માટીના પ્રયોગો કરનાર શ્રી. વિઠ્ઠલદાસ પુરુષોત્તમ લખે છે કે:—

"'નવજીવન'માં તમે માટીના ઉપચારવિષે લેખ લખેલ તે મેં વાંચ્યો છે. તેમાં તમે માટી કપડામાં બાંધીને પેડુ ઉપર લગાડવાનું લખેલ છે; પણ ખરી રીતે જો માટીના ઉપચારોથી ખરેખરો ફાયદો મેળવવો હોય, તો માટીને ભીંજવી કપડા ઉપર મૂકી ત્યારબાદ પેડુ ઉપર અથવા શરીરના જે ભાગ ઉપર મૂકવી હોય ત્યાં સીધી ચામડી ઉપર મૂકવી; કપડાનો ભાગ ઉપર આવવો જોઇએ. મેં એડોલ્ફ જસ્ટના પુસ્તકનો સંપૂર્ણ અભ્યાસ કરેલ છે, અને 'એપેનડાઇસીટીઝ' જેવા રોગ ઉપર પણ તેનો ઉપયોગ કરી માત્ર ત્રણજ દિવસોમાં સંપૂર્ણ આરામ થાય છે, એમ જાતે અનુભવ્યું છે; તો આપ 'નવજીવન' મારફત ઉપર લખ્યા પ્રમાણે માટી ચોપડવા લખી જણાવશો, તો જે લોકોને માટીના પ્રયોગો કરવા હશે તેમને જરૂર ફાયદો થશે. કપડાં બગડવાની બીકથી કપડામાં માટી બાંધી પેટ ઉપર મૂકવાથી ફાયદો ઓછો થવા સંભવ છે."

"વિશેષમાં આટલું પણ જણાવવાની જરૂર છે કે, જ્યાં દુઃખાવો થતો હોય ત્યાં તો માટી લગાડવી; છતાં પણ પેટ ઉપર તો માટી લગાડતાં નજ ભૂલવું જોઇએ. કારણ કે મૂળ રોગ થવાની જગ્યા પેટ છે. એટલે દુઃખાવો થતો હોય ત્યાં તેમજ પેટ ઉપર બન્ને ઠેકાણે માટી લગાડવી જોઇએ અને ઘણા ખરા રોગો તો માત્ર પેટ ઉપરજ માટી લગાડવાથી તુરતમાં મટી જશે. મજકુર પ્રયોગો દરમિયાન અપવાસ કરવાનીયે જરૂર છે; અને જો અપવાસ ન થઇ શકે તો ફળ અથવા દૂધ ઉપર રહેવું જોઇએ."

આ ઉપરથી પોતાનો અનુભવ જણાવવા મેં લખતાં તેમણે નીચેનો પત્ર લખ્યો:

"પેટનો દુઃખાવો તો એટલો સખ્ત હતો કે જમણા અથવા ડાબા પડખે પણ ફરી શકાતું નહિ. ખોરાક બંધ કરેલ અને ત્રણ દિવસ અને રાત ચાલુ પેટ ઉપર માટી બાંધી રાખેલ. માટી દિવસના ભાગમાં બે બે કલાકે બદલાવતો, પણ રાતના તો સુતી વખતે બાંધતો તે ઠેઠ સવાર સુધી તેમજ રહેવા દેતો. દુઃખાવો જે અસહ્ય હતો તે તો માત્ર બેજ કલાકમાં ઓછો થઇ ગયો, અને પડખાભર ફરવામાં પણ તકલીફ નહોતી પડતી; પણ પેટની અંદરનો રોગ તદ્દન નાબૂદ થઇ જાય તે માટે ત્રણ દિવસસુધી પ્રયોગ ચાલુ રાખ્યો. મારા ડૉકટર મિત્રને મારા દુઃખાવાની વાત કરી, એટલે તેમણે તો તે 'એપેનડાઇસીટીઝ' જણાવ્યું અને તેમાં આવી રીતે માટીનો ઉપયોગ કરવા માટે થોડો ઠપકો પણ આપ્યો. તે ભાઇને મળેલા જ્ઞાન મુજબ તેમણે જે ઠપકો આપ્યો તે બદલ મેં તેમનો ઉપકાર માન્યો; પણ છેલ્લાં આઠ વર્ષોથી હું જે કુદરતી ઉપચારો કરતો આવ્યો છું અને

જે શ્રદ્ધા તેમાં બેસી ગઈ છે, તેમાં કંઇ ફેરફાર મજકુર ભાઈ ન કરાવી શક્યા. પાંચમે દિવસે થોડી થોડી છાશ અને નારંગીથી અપવાસ તોડયાં અને આસ્તે આસ્તે ચાલુ ખોરાક ઉપર આવી ગયો. આ રોગથી મારી કેટલાક દિવસની મનની મુરાદ પાર પડી. મને અન્નનો ત્યાગ કરી ફળ, શાક, દૂધ અને છાશ ઉપર રહેવાનું કેટલાયે વખતથી થયા કરતું હતું; પણ તે બાબતમાં ચોક્કસ ઠરાવ નહિ કરેલ અને મારા આ અપવાસ પણ મારી આજ દિવસની જીંદગીમાં પહેલવહેલાજ હતા. ખોરાકમાં ફેરફાર કરવાની તક સારી મળી ગઈ, એટલે મેં તેજ દિવસથી અન્નનો ત્યાગ કર્યો છે. ખજૂર, મગફળી, બદામ, કીસમીસ, શાકભાજી, દૂધ અને છાશ ઉપર રહું છું; અને જે લાંબા વખતથી કબજિયાત રહ્યા કરતી તે હવે નથી. વખતસર દિશાએ જવું પડે છે, × × × ×"

"તાવ ઉપર:–બે વર્ષના છોકરાના પેટ ઉપર માટી બાંધેલ, તેના ઉપર ઉનનું કપડું બાંધેલ; ખોરાકમાં માત્ર ગરમ પાણી અને સ્વાદને ખાતર થોડું મધ. બેજ દિવસ આ ઉપચાર કરવાથી તદ્દન આરામ થઇ ગયો."

"શરદીમાં પણ માત્ર પેટ ઉપર પાટો બાંધવાથી મને પોતાને આરામ થયો છે; પણ તે દરમિયાન ખોરાક તો જરૂર બંધ રાખતો–અપવાસ કરતો."

"ખરજવું:–એક ભાઇને લાંબા વખતથી મજકુર રોગ હતો. તેમના એક મિત્રે ડુંગળીનો લેપ કરવા જણાવ્યું; પણ લેપથી તો આરામ થવાને બદલે વેદના વધી. આંગળી પાકી અને વેદના તો એટલી હદ સુધી વધી પડી કે રાતના ઉંઘ પણ ન આવે. બે દિવસ બાદ તેમણે મને વેદનાની વાત કરી. મેં તેજ વખતે લેપ ખોલાવી માટી બંધાવી. માત્ર બેજ કલાકમાં ઠંડક વળી ગઈ. સંપૂર્ણ રૂઝ વળતાં ૧૫ દિવસો લાગ્યા. મજકુર ભાઈ તેલ–મરચાંનો છૂટથી ઉપયોગ કરે છે, એટલે નહિ જેવી અસર હજી રહી ગયેલ છે. તે જો તેઓ મૂકી દે તો રોગ જડમૂળથી જાય."

આ બન્ને પત્રોની સૂચનાનો ઉપયોગ ઘણાં દરદોમાં તો છૂટથી થઈ શકે તેમ છે. જ્યાં જખમ થયો હોય અથવા ચામડી ઉતરી ગઇ હોય ત્યાં તો માટી ખુલ્લી નજ મૂકાય, એમ મારો અભિપ્રાય છે. પેડુ ઉપર જરૂર છૂટી માટી મૂકી શકાય છે; અને કપડાંમાં મૂકેલી માટી જેને લાભ ન આપે તે છૂટી માટીનો પ્રયોગ કરી જુએ. હાલ પણ માટીના સામાન્ય પ્રયોગો હું કરૂંજ છું અને તેના ફાયદા અનુભવું છું. એ ઈલાજ એવો સહેલો, સસ્તો અને સાદો છે કે બધાએ મર્યાદામાં અજમાવવા યોગ્ય છે. પેટ ઉપર માટી મૂકવાનો પ્રયોગ ભૂખે પેટેજ થાય એ યથાર્થ છે. માટી હમેશાં ચોખ્ખી જગ્યાએથી લેવી જોઇએ, એ યાદ રાખવાની આવશ્યકતા છે. માથાના દુઃખાવામાં અને તાવમાં બરફનો ઉપયોગ કરવામાં આવે છે, ત્યાં માટી બરફના કરતાં સામાન્ય રીતે વધારે સારો જવાબ આપે છે.

**મોહનદાસ કરમચંદ ગાંધી**

(તા. ૮–૧–૧૯૨૮ ના 'નવજીવન'માંથી)



# ૧૪૨–ગુન્હા ઘટાડવાની રશિયાની અજબ રીત

રશિયાનાં બોલ્શેવિક કેદખાનાંઓવિષે મેં હજારો વાતો સાંભળી હતી. સામ્રાજ્યવાદી વર્તમાનપત્રોએ એ જેલોનાં કાલ્પનિક ચિત્રો દોરી સોવીએટ રશિયાને શિરે કાળો ટીલો ચઢાવ્યો હતો. બોલ્શેવિક કારાગર એટલે ભયંકર અત્યાચારોનું સ્થાન, સાક્ષાત્ મલિનતા, સીતમગાર સત્તાધારીઓનું નબળાને કચડી નાખવાનું હથિયાર, એવા એવા છાપાશાહી ખ્યાલો બાંધીને હું રશિયામાં પ્રવાસે પહોંચી, અને મારી સૌથી પહેલી ઇચ્છા આવું એકાદ કેદખાનું જોવાની હતી.

## જ્યોર્જીઅન જેલ

તિફલિસથી થોડે દૂર એક જ્યોર્જીઅન કેદખાનું રશિયન સામ્યવાદની અબોલ છડી પોકારતું ઉભું છે. મોટરમાં બેસી હું બે–ત્રણ સખીઓ સાથે એ બાજુ રવાના થઈ. શહેરના મુસ્લીમ વિભાગમાં થઇને મોટર નીકળી ત્યારે મારા સ્મરણપ્રદેશમાં ભૂતકાળનાં ચિત્રો ઘેરાયાં. તિફલિસ ઉપર અનેક પ્રજાઓનાં વિકરાળ આક્રમણ થયાં હતાં. ઇરાનીઓએ, ગ્રીકોએ, આરબોએ, કઝારો અને મંગોલોએ કોકેસસ પર્વતની તળેટીના આ પ્રદેશની ઘણીય વાર ખાનાખરાબી કરી હતી. એ સૌને અંતે આવ્યું બોલ્શેવિક આક્રમણ; પણ એણે તો આગલા સર્વ હૂમલાઓને શમાવી દઈ આ પ્રદેશ ઉપર જ્ઞાન અને વિકાસનાં અજવાળાંજ પાથર્યાં છે.

## રઢીઆળી સગવડો

જેલના દરવાજે અમને કારાગારનો કમાન્ડર (ઉપરિ અધિકારી) મળ્યો. તેણે અમને અંદર દાખલ કર્યાં. વિશાળ ચાલીની આસપાસ સુંદર બગીચો આવી રહ્યો હતો. નાના છોડ ઉપર પુષ્પો ઝળકી રહ્યાં હતાં. છૂટા છૂટા કયારાઓમાં માણસો ખુશમીજાજથી હરતા ફરતા હતા. સામાન્ય લેબાસમાં એક માણસ કમાન્ડર પાસે આવ્યો. મેં તેને પૂછ્યું–"તમે જેલરક્ષક–વૉર્ડર છો ?"

મારૂં અનુમાન જુઠું પડ્યું; કારણ કે એ તો ખૂનના ગુન્હા બદલ પાંચ વરસની સજા ભોગવતો કેદી હતો !

બગીચાને બીજે ખૂણે અમે જઇ પહોંચ્યાં. ત્યાં સ્વચ્છ વિશાળ સ્નાનગૃહો હતાં. એમાં ધારાસ્નાન( શાવર બાથ )ની રઢીઆળી સગવડો હતી. સૂર્યસ્નાન માટે પણ એક ખુલ્લો ઓરડો હતો. પૂછપરછ ઉપરથી મને જણાયું કે, આ બધી ચીજો કેદીઓએ પોતાના હાથથીજ બનાવી હતી.

## કેદમાં સારંગી

અમે જેલનું બરાબર નિરીક્ષણ શરૂ કર્યું. એક બાજુ રસોડાઓની હાર ખડી હતી, તેની પાસેજ નાની ઓરડીઓની કતાર હતી. પહેલાંના જમાનામાં એ ખોલીઓમાં કેદીઓને ગોંધીમૂકવામાં આવતા, પણ અત્યારે તો તેમાં 'શાવર–બાથ' ગોઠવી દેવામાં આવ્યાં હતાં !

નીચલો ભાગ વટાવી અમે ઉપરને માળે ગયાં. તુરતજ અમારી આસપાસ ગુન્હેગારો કુંડાળું બાંધીને ઉભા રહ્યા. અમે આગળ ચાલ્યા કે એ સૌ કેદીઓ પણ લહેરથી અમારી સાથે હીંડવા માંડયા. બંધબારણાની ઓરડીઓ, તાળાં કે ખોલીઓ જેવું ત્યાં કાંઇજ નહોતું. કેદીઓને પૂરી રાખવામાં આવતા નહિ. માત્ર મોટા મોટા સ્વચ્છ ઓરડા હતા. તેમાં કેદીઓ સૂતા–બેસતા અને વાંચતા. એમનાં બારણાં ઉપર તાળાં કોઇ દિવસ લટકાવવામાં આવતાંજ નથી. કેટલાક ઓરડાઓમાં તો સૌંદર્ય અને કળાનું વાતાવરણ દેખાતું. પુષ્પોના સુંદર પ્યાલા અને છાબડીઓને કેદીઓ પોતાના ઓરડામાં ગોઠવી રાખતા. એક ઓરડામાં વળી બે–ત્રણ અપરાધીઓ સારંગી બજાવતા હતા !

## આ તે જેલ કહેવાય કે નિશાળ ?

અમારી સંગાથે જ્યોર્જીઅન સોલીસીટર જનરલ હતો. એને જોઇ એક કેદી ઉભો થયો અને ઉમળકાભેર હસ્તધૂનન કર્યું. એમની વચ્ચે બે ઘડી ધીમી ગોષ્ટિ પણ ચાલી. વાત એમ હતી કે, પેલો કેદી આ સોલીસીટર જનરલનો નિશાળનો ગોઠીઓ હતો.

તમામ કેદીઓએ એમનાં મૂળ કપડાંજ પહેર્યાં હતાં. કેદીનો દરજ્જો બતાવવામાટે બીજા દેશોમાં જેમ અમુક જાતનોજ હલકો પોશાક પહેરાવવામાં આવે છે, એવું કશું ધતીંગ આ રશિયન કેદખાનામાં હોતું નથી. બીજા દેશોની જેલોમાં જઇએ તો કેદીઓના વદન ઉપરની ગમગીન છાયા જોઇ, એમની નિરાશા કે ઝનુન જોઇ આપણુને એવીજ લાગણી થાય કે, ગરીબોને જાલીમ કાયદાએ સમાજમાંથી બહાર તગડી મૂક્યા છે; પણુ અહીં બોલ્શેવિક તંત્ર નીચે ચાલતી જેલમાં તો તમામ કેદીઓ આનંદી, ઉત્સાહી અને ઉલ્લાસવંત ભાસતા હતા. પ્રાથમિક નિશાળમાં અભ્યાસ કરતાં બાળકો જેવો તેમનો દેખાવ હતો. આખી જેલ સંસ્થા જોઇને મને એમજ લાગ્યું કે, અહીં જેલખાનું નથી, પણુ શિક્ષણુશાળા અને ઉદ્યોગ–કારખાનાં ઉદાર વ્યવસ્થાપૂર્વક ચાલે છે.

### જેલમાં ફાયદા

જે કેદીઓ નિરક્ષર હોય તેઓ અહીં લખતાં–વાંચતાં શીખે છે. અભ્યાસની અનેક સગવડો અહીં પૂરી પાડવામાં આવે છે. ઉદ્યોગનું પણુ સંગીન શિક્ષણુ અપાય છે. જેને જે ઉદ્યોગમાટે રસ હોય તેનાજ શિક્ષણુની તેને સગવડો મળે છે; અને આ સૌને શિરે સગ ચઢાવે એવી અહીંની વ્યવસ્થા તો એ છે કે, આ કેદખાનાના હુન્નરઉદ્યોગની ચીજોમાંથી જે કંઈ નફો થાય છે તેમાંથી ૫૦ ટકા કેદીઓનેજ મળે છે! એમાંનો ૨૫ ટકા નફો તો તેમને વેચાણુની સાથેજ આપી દેવામાં આવે છે, કે જેથી જેલમાંજ તેઓ તેનો ઉપયોગ આનંદમાટે કરી શકે. બાકીના પચીસ ટકા તેમને મુક્ત થયા પછી મળે છે, કે જેથી તેઓ આબરૂદાર અને વ્યવસાયી જીવન શરૂ કરી શકે.

### કેદમાં પણુ નાટક–સીનેમા!

કામ કરવાના ઓરડામાં અમે જઇ પહોંચ્યાં. સાંજ પડેલી હોવાથી કોઇ કેદી કામ કરતો નહોતો.

મેં પૂછ્યું:–"શું બધાજ કેદીઓ હુન્નર ઉપર દરરોજ કામ કરે છે?"

"બધા તો નહિ, ઘણુા ખરા. વળી અમે કામ કરવામાટે તેમને પ્રલોભન પણુ આપીએ છીએ. બે દિવસ કામ કરનાર કેદીને માટે જેલનિવાસના ત્રણુ દિવસ પસાર થયા ગણુાય છે. આ હિસાબે તેઓ કેદમાંથી નિયત સમયથી વહેલા છૂટી શકે છે." જેલરે જવાબ આપ્યો.

જેલમાં નાટક–સીનેમાની પણુ સગવડ પૂરી પાડવામાં આવે છે. એક જંગી હૉલમાં રંગભૂમિ રાખી છે અને તે પર લેનીન તથા માર્ક્સની છબીઓ લટકે છે. રંગભૂમિપર કેટલાક કેદીઓ સીનેરી ગોઠવતા હતા. કેદખાનાની 'નાટક મંડળી' ના તેઓ સભ્યો હતા.

### પુસ્તકાલય

જેલની લાયબ્રેરીમાં અમે સામ્યવાદી છાપાંઓ જોયાં. ઉપરાંત કેદીઓ પોતે પોતાનુંજ એક વર્તમાનપત્ર ચલાવતા હતા. એ પત્રના વચલા પાનામાં કેદીઓની ફરિયાદો નોંધવામાં આવી હતી. કાગળો કેમ મોડા મળે છે, વૉર્ડરો બેદરકાર છે કે પોસ્ટ ઑફીસ શિથિલ છે, એ બાબતની તેમાં મુક્ત ચર્ચા હતી.

### કેદીઓમાંથી ધારાશાસ્ત્રીઓ

પુસ્તકાલયની બાજુઓમાં કેદીઓના કાયદાના સલાહકારો બેઠા હતા. એ સલાહકારો બહારથી નહોતા આવ્યા, પણુ કેદીઓમાંથીજ કેદીઓએ ચુંટી કાઢેલા હતા. અઠવાડીઆમાં બે વખત કેદીઓના સંબંધીઓ જેલમાં મુલાકાતે આવી શકે છે. મુલાકાતદરમિયાન કોઇ પણુ પ્રકારનો જાપ્તો રાખવામાં આવતો નથી.

### જેલ–સ્વરાજ્ય

તિફ્લિસના કેદખાનામાં કેદીઓ સ્વરાજ્ય માણે છે. તેમનાપર સખ્તાઇ મૂકાતી નથી. જેલરક્ષક કહે છે કે, કેદીઓ પોતાની મેળેજ વ્યવસ્થા અને નિયમન પાળે છે. સત્તાધારીઓ એમના ઉપર અજબ વિશ્વાસ રાખે છે. રવીવારે જો કેદીઓની ઇચ્છા થાય તો તેમને પોતાનાં કુટુંબમાં મજાહ માણી આવવાની છૂટ–પરવાનગી મળે છે. આ વાત અજાયબી પમાડે તેવી છે, છતાં સાવ સાચી છે. રશીઆમાં ગુન્હા અને અપરાધને ખરાબ સંયોગો અને યોગ્ય શિક્ષણુના અભાવનુંજ

પરિણામ ગણવામાં આવે છે. એ વસમા સંયોગો દૂર કરી તેમને સંગીન શિક્ષણ આપવામાં આવે તો અપરાધનો અંશ લગભગ નાબુદ થાય, એમ બોલ્શેવિકો મક્કમપણે માને છે. જો અપરાધીઓની આર્થિક સ્થિતિ સુધરે એવી યોજના થાય તો પછી ગાંડા માણસોસિવાય ગુન્હાનો અવકાશ રહેતોજ નથી. માનસશાસ્ત્રની નજરથી અપરાધીઓને કેળવવાની પ્રથા રશીઆમાં શરૂ થઇ છે. એની સફળતા ખુલ્લી રીતે જોઈ શકાય છે. ગુન્હેગારોને સમાજમાંથી નકામા અને ભયંકર માણસોતરીકે કાયમના કારડાથી હડધૂત કરવાને બદલે તેમને ઉપયોગી શહેરીઓ બનાવવાની સોવિયટ રશીઆની નેમ છે.

**નિદાન**

જ્યારે જેલ છોડી અમે સહુ બહાર આવ્યાં, ત્યારે મારા મનમાં એકજ વિચાર ઘોળાયા કર્યો:—

"ઇંગ્લાંડનાં કારખાનાંઓમાં કામ કરતા મજૂરો કરતાં આ કેદખાનામાં કામ ઉઠાવતા કેદીઓની સ્થિતિ કેટલી બધી સારી છે?"

ખરેખર, રશિયન જેલો તો અપરાધીઓને સંસ્કારવાનાં સુંદર સાધનો છે. બધા દેશો એને પગલે પળે તો દુનિયામાંથી ગુન્હેગારી કેટલી બધી ઓછી થઇ જાય?

( તા૦ ૧૪-૪-૨૮ ના "હિંદુસ્તાન"માંનો મીસ ફ્રેડા અટલીનો લેખ )

# ૧૪૩—ખાંડને બદલે ગોળ ખાઓ.

વર્તમાન યુગમાં વિજ્ઞાને જે અનેક નવી શોધો કરી છે, તેમાં સફેદ ખાંડ એ પણ આ જમાનાની શોધનું પરિણામ છે. એ પહેલાં લોકો ગોળ અને થોડા પ્રમાણમાં ઝાંખા રંગની ખાંડ વાપરતા. હજુ પણ ગામડામાં ખાંડને બદલે ગોળ વપરાય છે અને ત્યાં લોકો ખાંડ કરતાં ગોળને વધુ પૌષ્ટિક માને છે. તેઓ ખોરાક દેખાવડો કરતાં નથી. શહેરોમાં આજે તેથી ઉલટી રીત છે. શહેરવાસીઓ દેખાવને પ્રધાન પદ આપતા જણાય છે. ગોળની બનાવટ દેખાવે ખાંડ કરતાં કંઇક શ્યામ બને છે; તેથી ખાંડ પૌષ્ટિક છે કે નહિ, તેનો વિચાર કર્યાવિના સ્વચ્છ દેખાવની ખાંડ શહેરીઓ ખૂબ વાપરે છે અને પરિણામે ખાંડના વધુપડતા ઉપયોગથી પોતાની તંદુરસ્તી અમુક પ્રમાણમાં બગાડે છે.

દુનિયાના કોઇ પણ ભાગ કરતાં હિંદમાં વધારે શેરડી પાકે છે, છતાં દુનિયાની કોઇ પણ પ્રજા કરતાં આપણે ગળપણનો એટલો હદ ઉપરાંતનો ઉપયોગ કરીએ છીએ કે આપણે બીજા દેશોમાંથી ઘણી ખાંડ આયાત કરીએ છીએ. પરદેશથી આવતી એ ખાંડ તદ્દન સાફ થયેલી હોવાથી તેમાંથી ઘણાં પૌષ્ટિક તત્ત્વો નાબુદ થયેલાં હોય છે અને તેથી આવી ખાંડ આપણા શરીરને ઘણું નુકસાન પહોંચાડે છે. કેટલાકનું એમ માનવું હોય છે કે, ગોળ કરતાં ખાંડ વધારે સાફ થયેલી હોય છે, અને તેથી ખાંડ વાપરવાથી શરીરમાં તેટલો કચરો ઓછો જાય; પણ આ મોટી ગેરસમજ છે. ગોળને ઘણો સાફ નહિ કરેલો હોવાથી તેમાં ઘણી જાતનાં તત્ત્વો—કેલ્શિયમ, લોહ અને વાઇટામિન્સ (જીવન-તત્ત્વો) રહેવા પામે છે, જ્યારે ખાંડને તદ્દન સાફ બનાવવા જતાં આ બધાં શરીરને ઉપયોગી થવાવાળાં તત્ત્વો નાશ પામે છે. સફેદ ખાંડ તેથી એક કેવળ રાસાયણિક પદાર્થ બની રહે છે અને તે ખોરાકને લાયક રહેતી નથી.

ગોળ કે ખાંડ મુખ્યત્વે શેરડીમાંથી બને, પણ નવી શોધ પ્રમાણે જર્મની અને બીજા દેશમાં 'બીટરૂટ'(ગાજર જેવું કંદ)માંથી હવે પુષ્કળ જથ્થામાં ખાંડ બને છે. આ શેરડી કે બીટરૂટ પાકને ઘણી ઉંચી જાતનું ખાતર દર વખતે જોઇએ છે. આનું કારણ એ હોય છે કે, શેરડીનો પાક જમીનમાંથી ઘણો કસ ચૂસી લે છે. આથી જો દર વર્ષે તેમાં ખાતર નાખવામાં આવે નહિ, તો જમીનની ફળદૂપતા ઘટવા માંડે છે. વળી શેરડીના પાકને સૂર્યનો તડકો ખાસ જરૂરી

ગણાય છે અને બીજા પાકના પ્રમાણમાં શેરડીનો પાક લાંબા સમય સુધી ઉભો રહે છે. આથી શેરડીવાળા પ્રદેશના લોકો શેરડી ચૂસે છે અથવા કોલ ઉપર તાજો રસ પીએ છે. આથી તેમના શરીરમાં ખૂટતાં તત્ત્વો મળી રહે છે. હાડકાંને મુખ્યત્વે 'કૅલ્શિયમ' ઘણું જોઇએ, અને શેરડીના રસમાંથી તે ઘણું મળી આવે છે. ઘણી વખત માંદા માણસને શેરડીવાળા પ્રદેશમાં લઇ જઈ કોલ ઉપરથી તાજો રસ પાવામાં આવે છે. આથી ઘણી વખત આવા દરદીઓ સાજા થાય છે. તાવથી પીડાતા દરદીને હજુ પણ ગામડાંઓમાં શેરડીના કકડાઓને થોડા ગરમ કરી ચૂસવા આપવામાં આવે છે અને કેટલીક વખત આ ઇલાજ ઉપયોગી થઇ પડે છે. દેશી પદ્ધતિએ શેરડીના રસમાંથી ગોળ બનાવવામાં આ બધાં તત્ત્વો કાયમ રહે છે; પણ જેમ જેમ તે રસને વધુ ને વધુ સાફ કરી બહુજ સફેદ ખાંડ બનાવવામાં આવે, તેમ તેમ આ બધાં જીવનનાં ઉપયોગી તત્ત્વો નાશ પામતાં જાય છે; એટલે તે ખોરાકને લાયક રહેતી નથી.

આપણામાં માટલીઓ ગોળ વધારે પૌષ્ટિક મનાય છે. સ્વાદમાં તે ખારો હોય છે, પણ એ બતાવી આપે છે કે, તેમાંથી જરૂરી તત્ત્વો નાશ પામ્યાં નથી. શરીર ફિક્કું પડી ગયું હોય તેમને માટે ખાંડને બદલે આવોજ ગોળ વાપરવો જોઇએ કે જેથી તેમના લોહીમાં જે લોહનો ભાગ ખૂટે છે તે પૂરો થઇ રહે અને તેમનું લોહી કંઇક સુધરે. ગરીબ માણસો આર્થિક સ્થિતિને લઇને ગોળ વાપરે છે, તેથીંજ તેઓ શરીરે કંઇક નિરોગી રહેતા હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. શેરડીના ખેતર ઉપર કોલમાં રસ કાઢતાં જે બાકીનો ભાગ કચરાતરીકે ગણાય છે, તે ઢોરના ખોરાકતરીકે ઉપયોગમાં આવે છે; આથી તેઓ પણ રૂષ્ટપુષ્ટ બને છે.

આ ઉપરથી એમ સમજી લેવાનું નથી કે, આપણે ખૂબ ગોળ ખાતા થઇ જવું. શારીરિક શ્રમને લઇને લોહીમાંથી જે ખાંડ વપરાય છે તેની જગ્યા પૂરવા પૂરતાજ ગળપણની ખોરાકમાં જરૂર છે; પણ એ જરૂર ( શરીરશ્રમ વધુ ન હોય તેવા માણસો માટે ) ઘણી ઓછી હોય છે. એટલે આપણા ખોરાકમાં ગળપણ ઓછું હોવું જોઇએ, અને જે ગળપણ લઇએ તેમાં ખાંડને બદલે ગોળનોજ ઉપયોગ કરવો જોઇએ. જો કે ગળપણમાં સૌથી સારી વસ્તુ તો સૂકો મેવો ગણાય છે.

( 'નવચેતન'ના એકઅંકમાં લેખક-શ્રી. ચુનીભાઈ ધ. પટેલ )

## ૧૪૪—શીંગોડાં

હિંદુસ્તાનમાં દરેક ઋતુમાં કંઈ ને કંઇ ફળ થયાજ કરે છે. એ ઋતુઋતુનાં ફળ ખાવાની આપણે ટેવ રાખીએ તો ચાહ, કૉફી કે સોડાલેમન જેવાં ક્ષણિક આનંદ આપનાર પીણાં પાછળ જેટલા પૈસા બગાડીએ છીએ તેથી ઓછે મૂલ્યે આપણે વધારે પૌષ્ટિક અને સાત્વિક ખોરાક તથા કુદરતી મીઠાશનો આનંદ માણી શકીએ; અને આપણા દેશમાં કુદરતની તો એવી મહેર છે કે ગરીબો પણ ખાઇ શકે એવો સોંઘો ને પૌષ્ટિક મેવો તે પૂરો પાડે છે. શીંગોડાં પણ એમાંનોજ એક મેવો છે.

રસાયણશાસ્ત્રીઓ શીંગોડાંનાં તત્ત્વો નીચે પ્રમાણે જણાવે છેઃ-પાણી ૮૪.૫૮ ટકા, ચરબી .૧૮ ટકા, સ્ટાર્ચ ૯.૧૪ ટકા, રેસા .૫૬ ટકા, પ્રોટીન્સ (શરીરબંધારણને પુષ્ટિઆપનાર તત્ત્વ) ૨.૩૭ટકા, ઓગળી જાય એવા સ્ટાર્ચ(મેંદા)ના ભાગ ૨.૨૫ ટકા, ક્ષાર .૯૨ ટકા.

૧૦૦ ગ્રામ (લગભગ પાશેર) શીંગોડાંમાં ૪૮.૩૭ ટકા કેલેરી* ગરમી આપવાનું બળ છે. એની જોડે દૂધનાં નીચેનાં તત્ત્વો સરખાવવાથી બંનેની પોષણશક્તિ સમજાશે.

પાણી ૮૭.૩૫ ટકા, ચરબી ૫.૨૭ ટકા, પ્રોટીન ૩.૩૮ ટકા ક્ષાર .૭૦ ટકા અને કાર્બોહાઇડ્રેટ ૪.૪૨ ટકા હોય છે.

* એક કેલેરી એટલે ૨ રતલ પાણીને બરફની સ્થિતિમાંથી વરાળ નીકળે એ સ્થિતિપર લઇ જાય તેટલી ગરમી.

દૂધ કરતાં શીંગોડાંમાં ૨૨ ટકા વધારે ખનીજ ક્ષારો છે અને તે પણ કેવા કેવા ? પોટાશના, સોડાના, ચુનાના, લોહના તથા ફૉસ્ફરસના. લોહ અને ફૉસ્ફરસને લીધે એ તાકાત આપનાર તથા લોહી અને જ્ઞાનતંતુને બળ આપનાર ગણાય છે. આયુર્વેદમાં એને આરોગ્યવર્ધક (ઑલ્ટરેટિવ), વીર્યવર્ધક, સારક (એસ્ટ્રીન્જન્ટ) તથા રુચિપ્રદ કહ્યાં છે.

બજારમાં મળતાં બાફેલાં શીંગોડાં તાજાંતાજાં ખાવાથી બહુ ફાયદો કરે છે. સૂકાં શીંગોડાંનો લોટ પણ પચવામાં હલકો અને માંદાં માણસોને અનુકૂળ ગણાય છે. એરોરૂટ, સાબુદાણા કે ચોખા કરતાં એ વધારે પૌષ્ટિક છે અને એના લોટની ખીર દૂધમાં કરીને ખાધી હોય તો સ્વાદમાં પણ મિષ્ટ બને છે તથા બહુ સહેલાઇથી પચી જાય છે.

હિંદમાં એકલા કાશ્મીરમાંજ શીંગોડાંમાંથી એક લાખ રૂપિયાની આવક થતી જોઇ ઑસ્ટ્રેલિયાના મેલબોર્ન શહેરનો ફર્ડિનાન્ડ વૉન મુલર કલકત્તેથી એનાં બીજ લઈ ગયો છે અને આખા ઑસ્ટ્રેલિયાનાં તળાવોમાં વાવીને એ પુષ્ટિકારક ખોરાક અખૂટ જથ્થામાં પૂરો પાડવાની આશા રાખે છે.

( 'કુમાર'ના એક અંકમાં લેખક-ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ. )

# ૧૪૫—દૂધ

દૂધનો ખોરાક બાળકથી માંડીને વૃદ્ધ સુધીનાં-સાજાં તેમજ માંદાં-બધાંને માટે ખાસ ઉપયોગી છે; પરંતુ એની જેટલી દરકાર રાખવી જોઇએ તેટલી આપણે રાખતા નથી. દૂધને જો બરાબર સંભાળપૂર્વક ન રખાય તો તે એકદમ બગડી જાય છે. નાનાં જંતુઓ—બેક્ટિરિયા—ની વૃદ્ધિ દૂધ ઉપર એકદમ થાય છે. જેમ માણસ માટે દૂધ ઉત્તમ ખોરાક છે, તેમ નાનાં જંતુઓ માટે પણ એ ઉત્તમ ખોરાક છે. ઢોરના આંચળમાંથી તરતનું નીકળેલું દૂધ બિલકુલ જંતુરહિત હોય છે, પરંતુ માત્ર દશ-પંદર મિનિટમાંજ તેની અંદર સેંકડો જંતુઓ ઉત્પન્ન થાય છે. સારે નસીબે આ જંતુઓ જે તરતજ વૃદ્ધિ પામે છે તે રોગનાં ન હોવાથી શરીરને બહુ નુકસાન કરતાં નથી; પરંતુ બે ત્રણ કલાક એમ ને એમ રાખવાથી તેની અંદર લાખો જંતુઓ ઉત્પન્ન થાય છે અને આ જંતુઓમાં રોગનાં પણ અનેક જંતુઓ ઉત્પન્ન થાય છે. ઘણા લોકો દૂધની અંદર જંતુનાશક રસાયણો, બોરિક એસિડ વગેરે નાખે છે; પરંતુ પશ્ચિમના દેશોમાં આવાં રસાયણો વાપરવાની કાયદાથી મનાઇ છે. આપણે તો દૂધની વધારે સંભાળ રાખતાંજ શીખવું જોઇએ.

દૂધને સફેદ બાટલીમાં રાખવાને બદલે જો લાલ રંગની બાટલીમાં રાખવામાં આવે તો મોડું બગડે છે. જો લાલ બાટલી ન મળે તો સફેદ બાટલી ઉપર લાલ કાગળ લપેટી લેવાથી પણ કામ સરે છે. આવી રીતે લાલ બાટલીમાં રાખેલું દૂધ તડકામાં પણ એકદમ બગડતું નથી. દૂધમાં ચૂનાના પાણીની આછ (લાઇમ વૉટર) નાખવાથી પણ તે બગડતું નથી; ઉલટું એથી તેનો સ્વાદ સુધરે છે. સવાશેર દૂધની અંદર બે નાના ચમચા ભરીને ચૂનાનું પાણી પૂરતું થઇ પડે છે. મોટાં શહેરોમાં જ્યાં ઘણે દૂરથી દૂધ આવે છે ને વાપરનારને મળતાં પહેલાં પાંચસાત કલાક અગાઉનું દોહેલું હોય છે તે દૂધ તો ગરમ કરીનેજ વાપરવું જોઇએ. આવા દૂધની અંદર રોગનાં અનેક જંતુઓ હોય છે અને તે એમ ને એમ વાપરવાથી ફાયદો થવાને બદલે નુકસાનજ થાય છે. દૂધ ઉનું કરી તેના ઉપર માખી કે બીજી જીવાત ન બેસે તેટલામાટે બરાબર ઢાંકીજ રાખવું જોઇએ.

( "કુમાર"ના ચૈત્ર ૧૯૮૪ના અંકમાં લેખક શ્રી. મૂળચંદ પારેખ )

# ૧૪૬—ભારતીય મલ્લશાલાયેં

સંસાર કો ભારત કી પહલવાની પર નાજ હૈ. જબ હમ ઇન ભારતીય વીરોં કો કુસ્તી કે લિયે એક-દૂસરે કો લલકારતે દેખતે હૈં તો હમેં ભારત કે પ્રાચીન મલ્લયુદ્ધોં કા સ્મરણ હો આતા હૈ. હમ ઇનમેં અપને પ્રાચીન ગૌરવ કી બિજલી દૌડતી હુઇ દેખતે હૈં. હમેં અભિમાન હોતા હૈ કિ યહ-યહ હૈં ભારત કે સુંદર બાલક! સચ્ચી સુંદરતા તો સ્વાસ્થ્ય હી હૈ. ભલા ભારત મૈયા કો અસંખ્ય પીડાઓં મેં ભી ઇનકે લિયે 'ધન્ય મેરે લાલ' કહને પર કિતની શાન્તિ મિલ જાતી હોગી!

ભારતવર્ષ મેં બડે બડે અનોખે પહલવાન હો ચૂકે હૈં. આજ ઇસ ગયે બીતે સમય મેં ભી ગામા ઔર ગામા કે સમાન વીર પહલવાન ઉસકી ગોદ મેં ખેલ રહે હૈં. ઉફ્ ! ઉનમેં કિતની સુંદરતા હૈ, કૈસા તેજ હૈ, કૈસી શક્તિ હૈ !

ગામા પંજાબ કા સુવિખ્યાત પહલવાન હૈ. કલ્લૂ, કીકરસિંહ, ગુલામ ઔર રહીમ કી ભાંતિ વહ ભી અપને સમય કા અનોખા વીર હૈ. જિસ પ્રકાર વિશ્વવિજય કા દાવા રખનેવાલે યૂરપ-વિખ્યાત પહલવાન ટૉમ્ કૈનાન કો રહીમ ને ચિત કિયા થા; જિસ ભાંતિ ગુલામ યૂરપ ગયા ઔર વહાં તુર્ક તારાપતિ અહમદ મદારલી કો ધરાશાયી કર કે આયા; જિસ પ્રકાર અપને સમય કીકરસિંહ ને અપને સામને કિસી કો ઠહરને ન દિયા, ઇસી પ્રકાર ગામા ઔર ઉસકે ભાઇ ઇમામબખ્શ ને ભી કિસી બાહિરી વીર કે સામને સર નહીં ઝુકાયા.

એક બાર ગામા ઔર ઇમામબખ્શ યૂરપવિજય કે લિયે ગયે. યદ્યપિ ઉસ સમય મેં યહ ભારત કે સાધારણસે પહલવાન સમઝે જાતે થે, પરંતુ ફિર ભી યૂરપ મેં ઇનકા કોઇ સાની ન મિલા. ગામા કી પ્રસિદ્ધ અમેરિકન પહલવાન રોલો સે મુઠભેડ હુઈ. ગામા ને બીસ મીનટ કે અંદર હી ઉસે ફૂલ્હે પર ધર કર દે મારા. ઇધર ગામા કે અનુજ ઇમામબખ્શ સે સ્વિટ્ઝરલૈંડ કા પહલવાન લૈમ અટક પડા. ઇમામબખ્શ ને ઉસે દશ મિનટ કે અંદર હી જમીન પર ધર પટકા.

ઇસકે બાદ યૂરપવિજયી પોલૈંડ કા પહલવાન જબિસ્કો ઉતરા. યહ જોડ સચમુચ ગામા કે યોગ્ય થી. વીર ગામા ને જબિસ્કો સે હાથ મિલાયા. જબિસ્કો ગામા સે લગભગ દૂના થા. ઉસકી લંબાઇ ચૌડાઈ દેખ કર હી ઉસે અંગ્રેજ લોગ રાક્ષસ (જાયન્ટ) કે નામ સે પુકારતે થે.

વીર જબિસ્કો ઔર ગામા અખાડે મેં ઉતરે. લગભગ પૌન ઘંટે તક રગડા-રગડી હોતી રહી. કભી યહ ઉપર આ જાતા, કભી વહ. કભી જબિસ્કો ગામા કો દાબકર બૈઠ જાતા થા તો ગામા સહજ હી મેં ઉસકે ચંગુલ સે ફિસલ કર બાહર નિકલ આતા ઔર ઉસકી છાતીપર ચઢ બૈઠતા. અંત મે તીન ઘંટે કે અંદર હી વીર જબિસ્કો કા દમ ફૂલ ગયા ઔર વહ પૃથ્વી પર લેટ ગયે. ઇસ દિન જોડ બરાબરી કી છૂટી.

દૂસરે દિન ગામા ને ફિર જબિસ્કો કો ચૈલેંજ દિયા. જબિસ્કો ચૂપચાપ ઇગ્લૈંડ સે બાહર ચલા ગયા. જબિસ્કો કા પંદર હજાર રૂપયા (એક હજાર પૌન્ડ) ઔર પેટી વિજયી ગામા કો ઇનામ મેં મિલ ગઇ. ઇસ મૈચ કા નામ 'ગામા-જબિસ્કો-સંઘર્ષ'-રખા ગયા થા.

ઉસ દિન દો હિંદુસ્તાની પહલવાનોં કા પારસ્પરિક સંઘર્ષ હુઆ. કોલ્હાપુર કે એક બ્રાહ્મણ પહલવાન ગંગા કા યૂરપવિજયી ગામા કે સાથ મલ્લયુદ્ધ ઠહરા. મહારાજા કોલ્હાપુર ને વિજયી કો એક ચાંદી કી ગદા પ્રદાન કરને કા બચન દિયા. દોનોં વીર અખાડે મેં ઉતરે. બહુત દેર તક ગંગા ઔર ગામા કી કુસ્તી હોતી રહી. અંત મેં વીર ગંગા ને ગામા કી પકડ પર હી ઉસે ચિત કર દિયા. મહારાજ કોલ્હાપુર ને ગંગા કો ચાંદી કી ગદા પ્રદાન કી. વિજયી ગંગા ને કંધે પર ગદા રખકર હનુમાન બૈઠક કી, ઔર નિરભિમાન ઘર ચલા ગયા. ઇસ અદ્વિતીય વિજય કે ઉલ્લાસ મેં ભી વહ અપને કુલગુરુ આદર્શવીર અંજનીકુમાર કો ન ભૂલા થા. વીર ગામા કો

ભી જનતા ને ગોદ મેં ઉઠા લિયા. જિસ સમય તક ઇનકા મલ્લયુદ્ધ સમાપ્ત નહીં હો ગયા થા, તબ તક દોનોં એક–દૂસરે કે પ્રતિ બડે ઉદાર ઔર સ્નેહપૂર્ણ વિચાર પ્રદર્શિત કર રહે થે. ઉન્હેં અભિમાન ન થા, ક્રોધ ન આતા થા. દોનોં ગૌરવ સે અકડી હુઇ ગર્દન, તેજ સે આલોકિત મુખમંડલ ઔર પરાક્રમપૂર્ણ વક્ષસ્થલ ફૈલાયે હુએ થે. જબ તક વે લડતે રહે, ઇસી પ્રકાર ગર્વશૂન્ય રહે ઔર જબ લડ ચૂકે તબ ભી એક–દૂસરે કે હૃદય મેં અનુરાગ કી રેખાએં પઢ રહા થા.

ધન્ય હૈ યહ વીરતા જો સૂર્ય કે સમાન પ્રચંડ હોને પર ભી ચંદ્રમા કે સમાન સુધાસ્રાવણ કર સકતી હૈ. જિસે દેખકર ક્યા અપના ક્યા પરાયા, પ્રત્યેક મનુષ્ય ગૌરવ કરતા ઔર હર્ષ સે ફૂલા નહીં સમાતા હૈ, વહ સમઝતા હૈ કિ ઇન્હીં વીરવરોં કે રહને તક હમ અપની પ્રાચીન શૂરવીરતા કા અનુમાન લગા સકતે હૈં. યહ હમારે અસંભવવાદ કો સંભવ કર દેતે હૈં, ઔર હમારે મનન કરને કે લિયે અચ્છે સાધન બન જાતે હૈં.

જિસ સમય વીર ગામા યૂરપ ગયા થા, ઉસ સમય ઉસકા છોટા ભાઇ ઇમામબખ્શ ઉસકે સાથ થા. અપને ભાઇ કી ભાંતિ ઇમામબખ્શ ને ભી પૈટ કોનોલી નામક એક વિખ્યાત પહલવાન કો ચિત કિયા થા.

૧૯૧૨ મેં મિસ્ટર બૈનજૅમિન થોડે સે ભારતીય પહલવાનોં કો અપને સાથ ઇગ્લૅંડ લે ગયે; પરંતુ કિસી ભી યૂરપીય પહલવાન કો ઉનસે ભિડને કા હિયાવ ન હુઆ. કુછ દિનોં બાદ અહમદ બખ્શ કી સ્વિટ્ઝરલૅંડ કે દો પહલવાનોં સે કુસ્તી હુઇ, પરંતુ અહમદ ચુટકી બજાતે ઉન દોનોં કો નીચે લે બીતા.

એક દૂસરા ગોબર પહલવાન નામક ભારતીય મલ્લ જો યોરપ ગયા થા બ્રિટન કે રૂસ્તમ જિમી ઍસન સે લડા ઔર ઉસે પરાસ્ત કર આયા. અભી હાલ હી મેં બસંતસિંહ નામક એક ભારતીય વીર યૂરપ ગયા. વહાં ઉસને અમેરિકન કુસ્તી સીખી ઔર પાશ્ચાત્ય દેશોયેં કી આંખોં મેં ચકાચૌંધ પૈદા કર દી. યહ વીર જલંધરનિવાસી ઔર ભારત કા એક બહુત સાધારણ ગૈરપેશેવર પહલવાન હૈ.

ઇસ બાર જબિસ્કો અપને છોટે ભાઇ ઔર એક તીસરે પહલવાન કે સાથ આ રહા હૈ. સુનતે હૈં જબિસ્કો ગામા સે ઔર ઉસકા ભાઇ ઇમામબખ્શ સે ઔરઉ સકા તીસરા સાથી ગોબર પહલવાન સે કુસ્તી લડેગા. ગોબર પહલવાન ઇમામ બખ્શ કી જોડ કા હૈ. દેખિયે ક્યા હોતા હૈ.

યહ ભારતવર્ષ કા દુર્ભાગ્ય હૈ કિ યહાં મલ્લશાલાએં ખોલના ભી પ્રતિષ્ઠા કે વિરુદ્ધ સમઝા જાતા હૈ. લોગ ઇસે કેવલ પેશેવરોં તક હી સીમિત સમઝતે હૈં. યહી કારણ હૈ કિ ભારતવર્ષ દિન-બદિન અશક્ત પુરુષોં ઔર પુત્રવતી બાલિકાઓં કા દેશ બનતા જાતા હૈ. ઇસમેં હમારે ધની રાજાઓં કા ભી થોડા સા ઉત્તરદાયિત્વ હૈ. યદિ વહ અપને રાજ્ય મેં પાઁચ–દશ મલ્લશાલાએં ભી ખુલવા દેં તો ઉનકે ઇસ થોડે સે પ્રયાસ સે ભી ભારતવર્ષ કા બડા કલ્યાણ હો સકતા હૈ. ઉનકી ઉદાસીનતા કે કારણ હી ભારતવર્ષ કી મલ્લશાલાઓં મેં તાલે પડતે જા રહે હૈં.

( "મહારથી"ના ઑકટોબર ૧૯૨૭ના અંકમાં લેખકઃ–શ્રી. ગંગાદત્ત જોશી )



# ૧૪૭—વેદામૃત

## यथा राजा तथा प्रजा।

**उग्रो राजा मन्यमानो ब्राह्मणं जिघत्सति । परा तत्सिच्यते राष्ट्रं ब्राह्मणो यत्र जीयते॥ અ૦૫।૧૯।૬॥**

**(यः राजा)** જે રાજા પોતાને **(उग्रः)** શક્તિશાળી **(मन्यमानः)** માને છે, અને **(यत्र)** જ્યાં અભિમાની રાજા **(ब्राह्मणः)** જ્ઞાનશીલ, સત્કર્મી પુરુષોને **(जीयते)** દબાવે છે-સતાવે છે તથા જ્યાંનો રાજા **(ब्राह्मणम्)** સત્યગામી બ્રહ્મનિષ્ઠનો **(जिघत्सति)** નાશ કરવા ઇચ્છે છે **(तत् राष्ट्रम्)** તે રાજ્ય **(परासिच्यते)** બહુ નીચે પડે છે-નાશ પામે છે.

ભાવાર્થ:—જે દેશનો શાસનકર્તા-રાજા, અન્યાય કરનાર કારભારીઓ અને પોતાના યુદ્ધ-વિશારદ સૈન્યબળનું અભિમાન રાખે છે કે 'અમારા કારભારીઓની કૂટનીતિ અને અમારી કુશળ સેનાની સામે થનાર કોઇ નથી' અને પોતાની રાજભક્ત પ્રજા અને શાંત સ્વભાવવાળા ધર્માત્મા વિદ્વાનોને અન્યાયપૂર્વક દબાવવા અને તેમનો નાશ કરવા ઇચ્છે છે, તે રાજા નાશ પામે છે.

વેદ ભગવાન આગલા મંત્રમાં એજ બાબતની પુષ્ટિ નીચે પ્રમાણે કરે છે—

**" ब्राह्मणं यत्र हिन्सन्ति तद्राष्ट्रं हन्ति दुच्छुना । "**

અર્થાત્ શાંતિ-પ્રિય, બ્રાહ્મણસ્વભાવવાળી પ્રજાને જે રાજાના રાજ્યમાં સતાવવામાં, લૂંટવામાં કે કતલ કરવામાં આવે છે, તે રાષ્ટ્ર આવી રીતે પીડાયલી પ્રજાના શાપથી નષ્ટભ્રષ્ટ થઇ જાય છે.

નીતિનિપુણ શુક્રાચાર્ય લખે છે કે:—" **अन्यथा स्वप्रजातापो-नृपं दहति सान्वयम्** "।

પીડાયલી પ્રજાના દુ:ખરૂપી અગ્નિમાંથી નીકળતી જ્વાળાઓ રાજાને તથા તેના આખા કુળને બાળી નાખે છે. આજ પ્રમાણે મહાભારતના શાંતિપર્વમાં વ્યાસ ભગવાન કહે છે કે:—

**"न रक्षति प्रजा सम्यक् यः स नृपस्त्वस्ति तस्करः।**

જે રાજા પોતાની પ્રજાનું પુત્રની પેઠે પાલન કરતો નથી અને ચોર, વ્યભિચારી અને હત્યારાઓ વગેરે આતતાયીઓથી રક્ષણ નથી કરતો તે રાજા નથી, પણ ચોર અને લૂંટારો છે. કેમકે—

**" यावत्तु धर्मशीलः स्यात् स नृपस्तावदेवहि ।"**

જ્યાંસુધી રાજા ધર્મપૂર્વક ન્યાયી આચાર રાખીને દુષ્ટોને દંડ આપી શ્રેષ્ઠ જનોનું પાલન કરે છે, ત્યાંસુધીજ તે રાજ્યનો અધિકારી છે, નહિ તો તે રાજધર્મશૂન્ય લૂંટારોજ છે.

કોઇ કોઇ સજ્જન વ્યભિચારાદિ અધમ કાર્યને સમયનો દોષ કાઢીને તેને માટે પ્રજાનો દોષ કાઢે છે અને તે પ્રમાણે લખી મારે છે. 'વ્યાસ ભગવાન' મહાભારતના શાંતિપર્વમાં આનું સમાધાન આ પ્રમાણે કરે છે કે:—"**युगानां न प्रजानां न दोषः किन्तु नृपस्य हि ।**"

વ્યભિચાર, ચોરી, લૂંટ અને ધર્માત્મા સંતોને દુ:ખ દેવું વગેરે જેટલાં પણ અધર્મવાળાં કાર્યો જે રાજાના રાજ્યમાં થાય છે, તે કાળ યા પ્રજાના દોષથી નથી થતાં; પરંતુ એ સૌ પાપ-કૃત્ય દોષો રાજાનેજ કારણે થાય છે. જે રાષ્ટ્રનો રાજા સંયમી, ન્યાયશીલ, ધર્માત્માઓને દુ:ખ ન દેનાર, દુષ્ટોને શિક્ષા કરનાર અને પ્રજાની સાથે પુત્રની પેઠે વર્તનાર હોય છે, તે રાષ્ટ્રની પ્રજા પણ એવીજ હોય છે. એ વાત નીચેનું એક ઐતિહાસિક ઉદાહરણ પણ સ્પષ્ટ રીતે દર્શાવી આપે છે.

એક વખત કોઇ ઋષિ કૈકય દેશમાં જઈ પહોંચ્યા અને તેમણે ત્યાંના રાજા અશ્વપતિની પાસે જઇને પ્રશ્ન કર્યો કે "હે કૈકય દેશના રાજન્! તમારૂં રાષ્ટ્ર બરાબર ઉન્નત છે ને?" ઋષિના પ્રશ્નના જવાબમાં અશ્વપતિ મહારાજ કહે છે કે " હા, મારો દેશ અત્યંત ઉન્નત અને સમૃદ્ધ છે. કેમકે:—

**" न मे स्तेनो जनपदे न कदर्यो न मद्यपः। नाना हिताग्निर्नाविद्वान् न स्वैरी स्वैरिणी कुतः ॥**

હે ઋષિ! મારા રાજ્યમાં કોઈ ચોર નથી, કોઇ ક્રૂર કંજુસ નથી, કોઇ નશાબાજ-દારૂ

પીનાર નથી, કોઇ પણ એવો માણસ નથી કે જે અગ્નિહોત્ર ન કરતો હોય. કોઇ મૂર્ખ નથી, કોઇ વ્યભિચારી નથી અને જ્યારે વ્યભિચારી પુરુષજ નથી તો વ્યભિચારિણી સ્ત્રી તો હોઈ શકેજ નહિ. આ વાતને નીતિશાસ્ત્ર વધારે સ્પષ્ટરૂપે લખે છે કેઃ—

**राज्ञि धर्मिणि धर्मिष्ठा पापे पापः समे समाः ।**
**राजानमनुवर्तन्ते यथा राजा तथा प्रजाः ॥**

જે રાષ્ટ્રનો રાજા ન્યાયનિષ્ઠ અને ધર્માત્મા હોય છે, તે રાષ્ટ્રની પ્રજા પણ રાજ્યભક્ત અને ધર્મપરાયણ થાય છે; પરતું જે રાષ્ટ્રનો રાજા અન્યાયી, પ્રજાને લૂંટનાર, વ્યભિચારી, ક્રૂર અને દારૂ વગેરે કેફી અને માદક પદાર્થોનો પ્રચાર કરવાનું પાપી કાર્ય કરે છે તે રાષ્ટ્રની પ્રજામાં પણ રાજાના સંસર્ગથી છળ, કપટ, ચોરી, લૂંટ, વ્યભિચાર અને મદ્યપાન વગેરે દુર્ગણો આવી જાય છે; અને રાજા જે પ્રમાણેનો વ્યવહાર કરે છે, તેજ પ્રમાણેના ગુણ-દોષવાળી તેની પ્રજા બની જાય છે.

વાંચનાર જો આ નીતિશાસ્ત્રનું ઉદાહરણ જોવા ઇચ્છે તો ભારતવર્ષ અને ભારત સરકાર તેની સમક્ષ મોજુદ છે. આજે આ દેશમાં દારૂ, ગાંજો, ભાંગ, ધતુરો વગેરે માદક વસ્તુઓનો ઘેરઘેર પ્રચાર થઈ રહ્યો છે, તેનું શું કારણ છે? ભારત સરકારજ તેનું કારણ છે; કેમકે તેણે પોતેજ આ માદક વસ્તુઓ ઉપર ટેકસ લગાવીને તેને ચાલુ રાખી છે અને તેને સ્થિરતા આપી છે. જો આજે રાજ્યના હુકમથી માદક વસ્તુઓની દુકાનો બંધ કરવામાં આવે અને તે પદાર્થોની આપ-લે બંધ કરવામાં આવે તો ઘણાખરા લોકો આ દુર્ગુણથી બચી જાય. આજે આ દેશમાં જુગાર, છળ-કપટ, ચોરી, લૂંટ, વ્યભિચાર અને કતલ-ખૂનરેજી વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. જો સરકાર ઇચ્છે તો તેને તે સતીપ્રથાની પેઠે એકદમ અટકાવી શકે છે. હાલમાં જે લૂંટ, મારામારી, ટંટોફિસાદ, કતલ અને ખુનામરકી થાય છે, તેના પાયારૂપે સરકારની નીતિજ કામ કરી રહી છે. જો તે ઇચ્છતી હોત તો આતતાયીઓ અને તેમના સાગરીતોને સજા કરીને ઠેકાણે લાવી શકત. જો સરકાર આ પ્રમાણે કરત તો અમે આગ્રહપૂર્વક કહીએ છીએ કે, જે અસંતોષ અને ક્રાંતિ ભારતવર્ષમાં હાલ ફેલાઈ રહ્યાં છે, તે કદી પણ ન થાત; પરંતુ ભારત-સરકાર નથી ઇચ્છતી કે, આ દેશના મનુષ્યો સબળ અને પરસ્પર મેળાપથી રહે. એમ થવાથી તો તેના સ્વાર્થમાં ધક્કો પહોંચે છે અને તેને નીતિમાં વાંધો આવે છે. તેથી નીતિશાસ્ત્રની '**यथा राजा तथा प्रजाः**' એ ઘોષણા અક્ષરશઃ સત્ય છે અને પ્રજામાં જે બુરાઇઓ આજે જોવામાં આવે છે, તે રાજ્યકર્તાની કૃપાનાં પરિણામ છે. અસ્તુ.

અમે પ્રાર્થના કરી છીએ કે, હે પ્રભો! ભારતવર્ષના રાજા પોતાની પ્રજાના શુભચિંતક અને કલ્યાણ ઇચ્છનાર હો, કે જેથી કરીને વર્તમાન સમયમાં દેશભરમાં ફેલાયલી ખૂનરેજી અને અશાંતિ દૂર થાય અને રાજા તથા પ્રજા શાંતિપૂર્વક પોતપોતાના કર્તવ્યનું પાલન કરી શકે.

('શુદ્ધિસમાચાર'માંના ચિદાનંદ સંન્યાસીના લેખનો સ્વતંત્રાનુવાદ)

## ૧૪૮—નિઠુર સમાજ

પંડિતોં કી પોથી થોથી—કામ કી રહેગી નહીં, વેદ—ઉપનિષદોં કા નિયમ ન ભાયેગા.
શિખા-સૂત્ર-ધારિયોં કા, પાયેગા ડિકાના કહાં, ગૌઓં કા રક્ષક યોંહી ભક્ષક કહાયેગા.
ગર્વ કરતા હૈ જિન આર્ય-પુરુષાઓંપર, ઉનકા નિશાન ભી ન ઢુંઢને સે પાયેગા.
યદિ અપનાયેગા તૂ સત્વર અછૂતોં કો ન, નિઠુર—સમાજ! તેરા નામ મિટ જાયેગા.

(''હિંદૂપંચ''ના 'રામાંક'માં લેખકઃ-શ્રી ધરીક્ષણ સિંહ ''પંક'')

# ૧૪૯-આદર્શ કા અપમાન

કિસી આદર્શ પુરુષ કે ઉન્નત ચરિત્ર કે પરાક્રમ કે આગે મનુષ્યમાત્ર કા મસ્તક અવશ્યમેવ આપ હી ઝુક જાતા હૈ ઔર ઉસ પૂજ્ય મહાપુરુષ કી આપ્તતા સે માનવ-સમુદાય ઉસે અપના આદર્શ માનને લગતા હૈ. માનાહ કે ઉચિત સમ્માન કે ફલસ્વરૂપ સમાજ સમુન્નત હોતા હૈ ઔર સમાજ કે લોગોં મેં શાન્તિ ઔર સુખ કા સામ્રાજ્ય સ્થાપિત હોતા હૈ; કિંતુ સમાજ ઇસ લાભ સે તભી તક ગૌરવાન્વિત હો સકતા હૈ, જબ તક સમાજ કે લોગ બુદ્ધિ ઔર વિવેક સે કામ લે કર આદર્શ પુરુષ કે આદર્શ ચરિત્ર, વિમલ આચરણ ઔર નિષ્કપટ વ્યવહારોં કો અપનાને તથા જીવન કો સફલ બનાને કી ચેષ્ટા મેં રત રહને હૈં. અન્યથા સમાજ કી અવનતિ હોને લગતી હૈ; ઔર આદર્શ ચરિત્ર ગૌરવ-ગાથામાત્ર હી રહ જાતે હૈં-ઉનકા કુછ ભી મહત્ત્વ નહીં રહતા.

અતએવ સમાજ કો આદર્શ પુરુષોં કે જીવન કી પવિત્ર ઘટનાઓં કો અસંભવ ઔર અનર્થમૂલક બાતોં સે બચા રખના ચાહિયે. ઇનકે મિશ્રણ સે શનૈઃ શનૈઃ આદર્શ પુરુષોં કી આપ્તતા કલંકિત હોને લગતી હૈ. ભ્રાંતિપ્રચારક વિષયોં કી માત્રા સત્ય ઘટનાઓં મેં બઢને લગતી હૈ, સત્ય-સૂર્ય અસત્ય-ઘટાઓં સે છિપ જાતા હૈ, આદર્શ જીવન કે અનુસરણ મેં સમાજ કે સાધારણ લોગ અનહોની બાતોં કા સ્વપ્ન દેખને લગતે હૈં ઔર સમાજ ક્રમશઃ પતન કો પ્રાપ્ત હોતા જાતા હૈ. જિસ પ્રકાર ખૂરે સિક્કોં કે ચલને સે અચ્છે સિક્કે બાજાર સે બાહર હોને લગતે હૈં ઔર ધનરાશિપતિ કા આશ્રય લેતે હૈં, ઉસી પ્રકાર નિર્મૂલ ઔર નિસ્સાર બાતોં કે મિશ્રણ સે આદર્શ પુરુષોં કે જીવન કી સચ્ચી ઘટનાએં સર્વસાધારણ કી બુદ્ધિ સે દૂર હો કર વિચારપૂર્ણ લોગોં કે હૃદય મેં સ્થાન પાતી હૈં.

પ્રમાણસ્વરૂપ હમ સત્યનિષ્ઠ મર્યાદાપુરુષોત્તમ દશરથનંદન શ્રીરામચંદ્રજી કે આદર્શ ચરિત્ર કો લે સકતે હૈં. આપકે ચરિત્ર મેં સંસાર-વિખ્યાત મહાકવિ વાલ્મીકિ ઔર તુલસીદાસ ને સમાજ કે આદર્શ કા જો નમૂના દિખલાયા હૈ, ઉસમેં સમાજ કી સભી અવસ્થાઓં કા ચિત્ર હૈ. શ્રીરામચંદ્રજી કા આદર્શ ઔર સર્વ-સમ્માનિત ચરિત્ર ઉસ વિશ્વવ્યાપી ધર્મ કા અનુમોદક ઔર અનુચર હૈ, જિસકે માનને મેં મનુષ્યકૃત કોઇ નિયમ બાધક નહીં હૈ, જિસકે માનને સે સ્વાર્થપૂર્ણ ધાર્મિક ઝગડોં કા ભેદ મિટ જાતા હૈ ઔર જિસમેં કિસી જાતિ-વિશેષ કે પક્ષપાત કા ભાવ નહીં હૈ. ઐશ્વર્યશાલી રામ કા આદર્શ જીવન સત-અસત્ કે ભેદોં કા દર્પણ ઔર ધર્માધર્મ કે વિચાર કા આધાર હૈ.

કિંતુ આર્ય વંશજ-સમાજ કી પતિત અવસ્થા મેં ઉસ આદર્શ ઔર પવિત્ર જીવન કા ભી ઉતના હી અપમાન હુઆ હૈ ઔર હો રહા હૈ, જિતના ભારત કે પ્રાચીન ઋષિયોં કે ગૌરવ, ઉપદેશ ઔર આદર્શોં કા. ફલતઃ સંસાર કે માનવસમાજ કે આદર્શ મહાપુરુષ કો પરમેશ્વર કા અવતાર, સારે સુખોં કા પુંજ, મનોરથોં કા કલ્પવૃક્ષ ઔર આવાગમન કા મુક્તિદાતા માનતે હુએ ભી હિન્દૂ-નામ-ધારી આર્ય-સમાજ ઉનકે જીવન કો પવિત્ર ઔર અસત્ય બાતોં કે મેલ સે વિશુદ્ધ રખને મેં સમર્થ નહીં હો સકા. રામનામ કો જપ કર, રામાયણ કા પાઠ કર કે રામ ઔર સીતા કે ચિત્રોંપર ચંદનફૂલ ચઢા કર ઔર અપનેકો રામ કા ભક્ત ઘોષિત કર હમ ઉસ અપમાનપર તહ નહીં ડાલ સકતે, જો પ્રાતઃસ્મરણીય રામચંદ્રજી કે આદર્શ જીવન મેં નિર્મૂલ ઔર લજ્જાજનક બાતોં કો મિલાકર કુછ અવિવેકી નિર્ભય હો કર કર રહે હૈં; ઔર સમાજ કે કર્ણધાર ઔર વિચારશીલ યા તો મનમારે દેખતે રહતે હૈં યા પ્રોત્સાહન દિયા કરતે હૈં. આદર્શ કે અપમાન કા ઐસા બૂરા ફલ દૃષ્ટિગોચર હો રહા હૈ, જિસસે સમાજ કી ઉન્નતિ કદાપિ સંભવ નહીં જાન પડતી, બલ્કિ આનેવાલી સંતાન કા ભવિષ્ય અંધકારમય માલૂમ હોતા હૈ.

ઉસ સમય ભારત કી સ્થિતિ ભી ઠીક ઇસી તરહ કી થી. સારા ભારત રાવણ કી મદાંધતા કે કારણ વ્યાકુલ હો ઉઠા થા. અસત્ય-સત્યપર વિજય પાને કી લાલસા સે નાચ રહા થા, અધર્મ ધર્મ કો દબોચે જા રહા થા ઔર પ્રકાશ અંધકાર મેં વિલીન હુઆ ચાહતા થા. પૃથ્વી ઘોર પાપ ઔર અત્યાચાર કે બોઝ સે દબી જા રહી થી, માનવી મર્યાદા નષ્ટ હો રહી થી, મુનિગણ કાંપ રહે થે. સબકે મુંહ સે ત્રાહિ-ત્રાહિ કી પુકાર નિકલ કર ગગન-મંડલ કો થરથરા રહી થી. ભારત કી ઇસ કરુણાજનક સ્થિતિ કો દેખકર રામચંદ્ર કે હૃદય મેં ઉગ્ર દેશભક્તિ કી લાલસા જગ ઉઠી ! ઉન્હોંને ઉત્કટ જાત્યભિમાન કે મદ મેં ચૂર હો કર પ્રણ કર લિયાઃ—

"નિશિચર હીન કરૌં મહિ."

ઉન્હોંને સર્વપ્રથમ સંગઠન કી નીંવ ડાલી. શ્રીરામચંદ્ર કા સંગઠન દૈવી સંપ્રદાયોં કા મૂર્તિમાન સ્વરૂપ થા, મુક્તિ કા સાધન થા ઔર થા જીવન કો અમર કરને કા એકમાત્ર ઉપાય. ઉસમેં સાત્વિક સાધનાઓં કા ખૂબ કૂટ-કૂટ કર સમાવેશ કિયા ગયા થા. ઉસકી પવિત્ર સ્થાપના સત્ય કી વેદીપર હુઇ થી. ઉનકા સંગઠન સાત્વિક ભાવોં સે પૂર્ણ થા. વે ઇસ સુયોગ્ય સંગઠન કે સુયોગ્ય નાયક થે.

ઉનમેં સેવાભાવ થા. વે સમાજ કી બલિ-વેદીપર અપના સર્વસ્વ ન્યોછાવર કરને કો તૈયાર થે. ઉનમેં સચ્ચી લગન થી. ઉનકે હૃદય મેં દેશભક્તિ તથા ધર્મ કી પ્રચંડ અગ્નિ ધધક રહી થી. ઉન્હોંને નીચ સે નીચ મનુષ્ય કો અપનાયા. ગુહ, શબરી તથા કોલ-કિરાત કો પ્રેમસૂત્ર મેં આબદ્ધ કિયા. ઉનમેં ભેદ-ભાવ કા નામમાત્ર ભી નહીં થા! વે સર્વપ્રથમ ઇન સબ કાર્યોં દ્વારા અપની નીંવ દૃઢ કર વિશ્વ-વિખ્યાત વિજય કે પ્રાપ્ત કરને કે લિયે અગ્રસર હુએ થે. ઇસકે અતિરિક્ત ઉનમેં આત્મ-ત્યાગ થા. યહી નહીં, વરન ઉનકે સેવકોં મેં ભી વૈસા હી આત્મત્યાગ થા. બિના આત્મ-ત્યાગ કે કોઇ સમાજ યા દેશ ઉન્નતિ નહીં કર સકતા. સ્વયં ભગવાન ને અયોધ્યા લૌટનેપર ગુરુ વસિષ્ઠ કો દેખ કર બાનરોં સે કહા થાઃ-

"ગુરુ વસિષ્ઠ કુલ પૂજ્ય હમારે, ઈનકી કૃપા દનુજ સબ મારે."

ભલા! કહાં વસિષ્ઠ ઔર કહાં રાવણ સે પ્રતાપી વીર કા બધ ! ઇસકે અતિરિક્ત હનુમાન ને અપને કો નીચ દિખાતે હુએ વિભીષણ સે કહા થા-

"પ્રાતઃ લેઇ જો નામ હમારા, તા દિન તાહિ ન મિલે અહારા."

અહા ! કિતના આત્મ-ત્યાગ હૈ, કિતની સચાઇ હૈ. ઉનકી ભાષા કિતની મધુર પ્રતીત હોતી હૈ. ઇસ પ્રકાર શ્રી રામચંદ્ર ને સંગઠન કી નીંવ ડાલી થી. અંત મેં વિજય કી કૃપા-કોર ઉન્હીં પર પડી.

પરંતુ આજ ભારત કી કયા દશા હૈ? સભી આત્મશ્લાધા મેં વ્યસ્ત હૈં. કિસી મેં આત્મ-ત્યાગ કા લેશ-માત્ર નહીં. સેવાભાવ કી બાત તો દૂર રહી, અછૂતોં કો દેખતે હી કિતનોં કો પાતક લગતા હૈ. જબ તક ઈસ હિંદૂ-સમાજ મેં અછૂતોં કો યથોચિત સ્થાન ન દિયા જાયગા, તબ તક હમારા સગઠન કદાપિ પૂર્ણ નહીં હો સકતા; ઔર વિજય કદાપિ હમારી વશવર્તિની નહીં હો સકતી. આજ ભારત મેં ઐસે સપૂતોં કી આવશ્યકતા હૈ, જો સંગઠન કી બલિ-વેદીપર અપની આહુતિ દેને કો તૈયાર હોં; જિનમેં દેશભક્તિ કી ઉત્કટ અભિલાષા હો; જિનમેં આત્મત્યાગ હો, તભી ભારત કે પ્રાચીન દિન ફિરેંગે ઔર ભારત ઉસ પુરાતન મહત્ત્વ કો પ્રાપ્ત હોગા. હે ભગવન્! આજ તુમ્હારા જન્મ-દિવસ હૈ; હમકો અપની જયંતિ કે ઉપલક્ષ અપની દેશ-ભક્તિ તથા ધર્મ-પ્રવૃત્તિ કી ભિક્ષા પ્રદાન કરો.

તુમ્હીં હમારે ધ્યાન વિષય હો—તુમ્હીં હમારી આશા હો!
તુમ્હીં હમારે મન મંદિર કી—એકમાત્ર અભિલાષા હો!!

("હિંદૂપંચ"ના 'રામાંક'માં લેખકઃ-શ્રી બદરીનાથ સહાય)

# ૧૭૫—વીર બનો

લગભગ ઈ. સ. ૧૬૮૦ ની વાત છે. એક દિવસ એક અંગ્રેજ બાલક વાઈટદ્વીપના બૅાનચર્ચ નગરની એક દરજીની દુકાને બેઠો બેઠો કામ કરતો હતો. દુકાનનો માલિક ક્યાંક બહાર ગયો હતો. એ બાળક તો ત્યાં હતોજ. સોય-દોરો છોડીને તે ખૂબ ધ્યાનપૂર્વક પોતાની સામે દૂર દૂર સુધી લહેરાતા સમુદ્રના આસમાની જળની શોભા નિહાળવા લાગ્યો.

તે માતાપિતારહિત એક કંગાલ અનાથ બાળક હતો. પાદરીઓએ તેને પાળી-પોષીને એક દરજીની દુકાને શિવણકામ શીખવા મૂક્યો હતો; પરંતુ સોય-દોરા સાથે માથું ફોડવાનું તેને પસંદ ન હતું.

આસમાની સમુદ્રમાં પ્રથમ તો તેને શઢ દેખાયા. ત્યારબાદ જહાજોનું એક ઝુંડ સમુદ્રનાં મોજાં વિંધતું, મસ્તાની ચાલથી ચાલતું તેને દૃષ્ટિગોચર થયું.

બાળક દુકાનેથી ઉઠીને નાઠો, દોડતો દોડતો સમુદ્રતીરે આવ્યો. ત્યાં એક નાનકડી હોડી હતી, તેના ઉપર કૂદકો મારીને તે ચઢી બેઠો. નાનકડા પરંતુ દૃઢપ્રતિજ્ઞ બાહુઓથી ચાલતી હોડી મોજાંને વિંધતી, તીરની પેઠે ચાલી નીકળી. બાળક જળ-સેનાપતિ પાસે હાજર થયો.

તે સમયે લડાયક જહાજોમાં રહેવું એ બહુ જોખમભર્યું ગણાતું હતું. તેમાં કોઇ એકદમ ભરતી થવા ઇચ્છતું નહિ. બાળકને તેનો ભરતી થવાનો વારંવાર આગ્રહ જોઇને કોઇ 'ના' કહી શક્યું નહિ.

બીજેજ દિવસે તેની પરીક્ષાનો સમય આવ્યો. તે વખતે ફ્રાંસ અને ઇગ્લેંડ વચ્ચે ભારે દુશ્મનાવટ હતી. સૂર્યોદય થતાંજ ફ્રાન્સનાં લડાયક જહાજો સાથે આ જહાજોનો ભેટો થઈ ગયો. જોકે બાળક જહાજમાં નવો નવોજ આવ્યો હતો અને આ પહેલાં તેણે લડાઈની ભયંકરતા કદી પણ જોઈ ન હતી, તોપણ તે જરા પણ ગભરાયો નહિ. પોતાના અમલદારના હુકમ પ્રમાણે તે દોડી દોડીને પોતાનું કામ કરતો હતો. ઉત્તેજનાને સમયે પણ તે જરા પણ ચલિત થતો નહિ.

ઘણી વાર સુધી લડાઇ ચાલી. બાળકે કંટાળી જઇને એક ખલાસી સાથીને પૂછ્યું કે "આપણને શી રીતે ખબર પડે કે, આપણા દુશ્મનો હવે હારી ગયા ?"

ખલાસીએ ફ્રેન્ચ સેનાપતિના જહાજના શઢની ટોચે ઉડતી ધજા તરફ આંગળી ચીંધીને કહ્યું કે "જો, જ્યારે પેલી ધજા નીચે ઉતારી લેશે ત્યારે અમે માનીશું કે, દુશ્મનો હારી ગયા અને અમારી જીત થઇ."

'બસ એટલાથીજ ?' એમ કહીને બાળક ત્યાંથી જલદીથી નીકળી ચાલ્યો.

તે જમાનામાં બન્ને પક્ષનાં જહાજો બહુ પાસે પાસે રહીને લડતાં હતાં. એક પક્ષનાં જહાજ બીજા પક્ષનાં જહાજો ઉપર ચક્કર લઇને ગોળા-ગોળી વરસાવતાં હતાં; અને એકના સૈનિક બીજા જહાજ ઉપર જબર્દસ્તીથી ચઢીને કબજો લેવાની કોશીશ કરતા હતા.

ફ્રેન્ચ સેનાપતિનું જહાજ બાળકવાળા જહાજની પાસેજ હતું. બાળક બેધડક કૂદીને તેના ઉપર ચઢી ગયો. પછી છાનોમાનો બન્ને તરફની ગોળીઓની પરવા કર્યા સિવાય દોરડાની સીડી ઉપર થઇને શઢની ટોચ ઉપર જઇ પહોંચ્યો, કાળજીપૂર્વક ધજા ઉતારી લીધી અને બિલ્લીની પેઠે સંતાતો છુપાતો પોતાના જહાજમાં આવી પહોંચ્યો. બન્ને સેનાઓમાંથી કોઇએ પણ તેને જતો આવતો ન દેખ્યો!

ઓહો ! કેટલી ભારે વીરતા ! બન્ને બાજુથી સણસણાટ કરતી ગોળીઓ છૂટે છે, તોપો અગ્નિ વરસાવી રહી છે, એક પક્ષવાળા બીજા પક્ષવાળાને દેખતાંજ મારી નાખવામાં તો રાક્ષસોને પણ ભૂલવી દે છે. જો એક પણ ગોળી, ભલેને ગમે તે પક્ષની (કેમકે તે દુશ્મનના જહાજપર હતો અને અજાણે પોતાનાજ માણસની ગોળી તેને લાગવાનો સંભવ હતો.) તેને વાગત યા તો સામા પક્ષવાળા તેને માત્ર દેખતજ, તો શું તેના ટુકડાનોય પત્તો લાગત ?

અંગ્રેજ સૈનિકોએ ફ્રેન્ચ જહાજ પર ધજા ન દીઠી. તેઓ ફૂલ્યા ન સમાયા, તેમણે માન્યું કે દુશ્મનોએ હાર કબૂલ કરી છે. એકજ વાર ઉત્સાહ અને ઉમંગમાં આવી જઇને તેઓ ફ્રેન્ચ જહાજો ઉપર કૂદી પડ્યા. તેમના આ અચાનક હુમલાથી ફ્રેન્ચ સેના બહાવરી બની ગઇ. તેમના તોપવાળાઓ તોપો છોડીને ઉભી પૂછડીએ નાઠા. ક્ષણભરમાં ફ્રેન્ચ જહાજો ઉપર અંગ્રેજોનો કબજો થયો.

અમે જીસા-એમ્ જાણીને આનંદથી ફુલાતો તે બાળક આગળ આવ્યો. તેના હાથમાં ફ્રાંસીસી ધજા હતી. સૌ લોકો એ જોઇને આશ્ચર્યચકિત થઇ ગયા!

આ ઘટનાના સમાચાર અંગ્રેજ સેનાપતિને મળ્યા. તેણે બાળકને બોલાવ્યો-આખીએ કહાણી સાંભળી. ખુશી થઇને તેને છાતી સરસો ચાંપ્યો, તેની પીઠ થાબડી, કેટલુંયે ઇનામ આપ્યું અને તેને ઉંચી પદવી આપી. સાહસ અને વીરતાના કારણે તેની ઉત્તરોત્તર પ્રગતિ થતી રહી અને તે એટલે સુધી કે તે એક દિવસ અંગ્રેજી નૌકાસૈન્યનો સૌથી મોટો અધિકારી થયો.

અંગ્રેજી ઇતિહાસમાં તેનું નામ "જળસેનાપતિ હૉપ્સન" તરીકે સુવર્ણાક્ષરે લખાયલું છે!

ભારતના પ્રિય બાળકો! આજે જે અંગ્રેજ જાતિને તમે આટલી બળવાન જુઓ છો, તેનું ખાસ કારણ હૉપ્સન જેવા અનેક સબળ, વીર અને સાહસિક બાળકો છે. ભારતવર્ષને પણ આ સમયે વીર બાળકોની જરૂર છે. વીર બનો!

("માધુરી" વર્ષ ૬, ખંડ ૧, સંખ્યા ૪ના શ્રીરામ વૃક્ષ શર્મા બેણીપુરીના લેખપરથી અનૂદિત)

## ૧૭૬-શ્રીરામ-જન્મ-રહસ્ય

પૌરાણિક સમય કી કથા હૈ, ઉસ સમય આર્યાવર્ત મેં સ્વયંભુવ મનુ નામક એક મહાપ્રતાપી એવં ધાર્મિક રાજા રાજ્ય કરતે થે. ઉનકી રાની કા નામ શતરૂપા થા. ઇનકે દો પુત્ર-રત્ન ઔર તીન કન્યાએં થીં. પુત્રોં કે નામ ઉત્તાનપાદ ઔર પ્રિયવ્રત થે તથા કન્યાઓં કે નામ દેવહૂતિ, પ્રસૂતિ ઔર આકુતી થે. મહારાજ મનુ કે પુત્રોં મેં ઉત્તાનપાદ ઔર પુત્રિયોં મેં દેવહૂતિ બડી હી યોગ્ય સંતાન હુઇ હૈં. ઉત્તાનપાદ કે ભક્તરાજ ધ્રુવ ઔર દેવહૂતિ કે સાંખ્ય-શાસ્ત્ર કે નિર્માતા કપિલમુનિ નામક સંસાર-પ્રસિદ્ધ પુત્રરત્ન હુએ, જિનકી કીર્તિ આજ ભી દિગ-દિગંત મેં વ્યાપ રહી હૈ.

વૃદ્ધાવસ્થા મેં અચાનક મહારાજ મનુ કે હૃદય મેં રાજ-પાટ સે વિરક્તિ હો ગયી. ઉનકા દિલ એક બાર હી ઇશ્વિરારાધન કી ઓર ઝુક ગયા. ઉન્હોંને તુરંત હી અપને લડકે ઉત્તાનપાદ કો રાજ્ય કા સંપૂર્ણ ભાર દે, ઇશ્વિર-ભજન-હેતુ રાનીસહિત જંગલ કી રાહ લી.

ગોમતી નદી કે તટ નૈમિષારણ્ય ક્ષેત્રપર, જહાં અસંખ્ય ઋષિ-મુનિ તપસ્યા કિયા કરતે થે, મહારાજ ભી યોગાભ્યાસ કી શિક્ષા લે કર તપસ્યા કરને લગે. મહારાજ ઔર મહારાની કી અટલ તપસ્યા સે આસપાસ કે મુનિ દંગ રહ ગયે. વે અન્ન-જલ ત્યાગ કર તપસ્યા મેં ઇતને તલ્લીન હુએ, કિ ઉનકે શરીર મેં હડ્ડી-માત્ર હી શેષ રહ ગયીં. નાના પ્રકાર કે કષ્ટ સહે, કિંતુ ઇનકી લૌ સદા ઇશ્વિર કી ઓર હી લગી રહી.

અંત કો મહારાજ ઔર મહારાની કી પ્રચંડ તપસ્યા સે ક્ષીર-સાગર મેં શેષ-શય્યાપર શયન કરનેવાલે ચક્રધર વિષ્ણુ-ભગવાન કા આસન કંપાયમાન હો ઉઠા. ભક્ત કી ઐસી કઠિન તપસ્યાપર ચતુર્ભુજ કો નંગે પૈર આના પડા!!

ભક્ત કે સંમુખ ભક્ત-વત્સલ ને પ્રકટ હો કર કહા—"વત્સ! મૈં તુમ્હારી તપસ્યા સે અત્યંત હી પ્રસન્ન હૂં. માંગો, ક્યા વરદાન માંગતે હો?"

અપને સમ્મુખ શંખ, ચક્ર, ગદા ઔર પદ્મધારી સ્વયં વિષ્ણુ-ભગવાન કો દેખ કર દંપતી ને સાષ્ટાંગ પ્રણામ કર કહા—"પ્રભો! આપકા દર્શન કર મેરા રોમ-રોમ ધન્ય હો ગયા. કિંતુ અભી મેરે હૃદય મેં એક લાલસા ઔર બાકી હૈ. વહ હૈ—આપ જૈસે પુત્ર-રત્ન કી પ્રાપ્તિ! નાથ! હૈ તો સમસ્યા કઠિન; કિંતુ યદિ આપ ચાહેંગે, તો સહજ હી સંપન્ન હો સકતી હૈ."

ચતુર્ભુજ ભગવાન ને તત્ક્ષણ હી મુસ્કરાતે હુએ કહા—"તથાસ્તુ. મૈં અવશ્ય હી તુમ્હારે ઘર મેં અપને સમસ્ત અંશોં કે સાથ જન્મ લે કર તુમ્હારી મનોકામના પૂર્ણ કરૂંગા."

ઇતના કહ કર વિષ્ણુ ભગવાન અંતર્ધ્યાન હો ગયે.

યહી રાજા સ્વયંભુવ-મનુ દૂસરે જન્મ મેં શ્રીદશરથ હુએ ઔર રાની શતરૂપા ઉનકી જ્યેષ્ઠ રાની કૌશિલ્યા હુઇ!! ("હિંદૂપંચ"ના 'રામાંક'માં લેખક-શ્રી. વિશ્વનાથ પ્રસાદ ગુપ્ત.)

# ૧૭૭–પોલૈંડ કી વીર માતાએં

કૈસર વિલિયમ દ્વિતીય ને ૧૮૯૪ ઈ૦ મેં એક વકતૃતા દેતે હુએ કહા થા કિ યદિ પોલૈંડી લોગ બિલકુલ જર્મન બન જાય તો ફિર ઉનકી રક્ષા કી જાયગી. ઈસકે બાદ જર્મન સરકાર ને પોલૈંડી મદ્રસોં મેં જર્મન ભાષા કી શિક્ષા જબરન શુરૂ કર દી. ૧૯૦૨ ઈ૦ મેં કૈસર વિલિયમ ને એક વ્યાખ્યાન દેતે હુએ સારે જર્મનોં કો યહ સલાહ દી કિ વે પોલૈંડી જાતીયતા કો મિટાને કે લિયે ભરસક ઉદ્યોગ કરેં. ઈસ તરહ જર્મન સરકાર ઇન દુઃખિયોં પર ન કેવલ અત્યાચાર હી કરતી થી બલ્કિ ઉનકા નામ–નિશાન તક મિટા ડાલને કે લિયે તત્પર થી.

પોલૈંડી બચ્ચોં કો જર્મન જાતીયતા કે રંગ મેં રંગને કે લિયે પોલૈંડ કી પાઠશાલાઓં મેં સારે વિષય જર્મન ભાષા મેં પઢાયે જાને લગે. કેવલ ધાર્મિક શિક્ષા પોલૈંડી ભાષા મેં દેને કી આજ્ઞા થી; પરંતુ ૧૯૦૧ ઈ૦ મેં યહ રિયાયત ભી દૂર કર દી ગઈ ઔર પોલૈંડી બચ્ચોં કો જર્મન ભાષા મેં પ્રાર્થના પઢને ઔર ભજન ગાને પર લાચાર કિયા ગયા. યે બચ્ચે ઘર મેં તો અપની માતૃભાષા બોલતે થે, પરંતુ મદ્રસોં મેં–પાઠશાલાઓં મેં બોર્ડ પર વિદ્યાર્થિયોં સે યહ પ્રતિજ્ઞા કરાતે થે કિ 'આજ હમ એક–દૂસરે સે કેવલ જર્મન ભાષા બોલેંગે. જો ઐસા ન કરે ઉસે દંડ મિલના ચાહીએ.' ઇસ પ્રકાર ઇન નન્હીં આત્માઓં પર અત્યા-ચાર કિયા જાતા થા.

એક ગ્યારહ બરસ કે લડકે ને અપને ઘર મેં કુછ દૂસરે લડકોં કો પોલૈંડી ભાષા પઢાઈ. ઉસકે પિતા પર મુકદ્દમા ચલાયા ગયા, કયોંકિ ઉસ લડકે ને અપને ઘર મેં એક પાઠશાલા જારી કરને કા પાપ કિયા થા. બેચારે પિતા કો જુર્માના અદા કરના પડા. એક સ્ત્રી કો ડેઢ સાલ કી કૈદ કા દંડ દિયા ગયા, કયોંકિ ઉસને બ્રેટન કે મામલે મેં શાસકોં કા વિરોધ કિયા થા; પરંતુ વહ ભાગ કર શહર કંબર્ગ ચલી ગઇ. યહ શહર જર્મન ઇલાકે સે બાહર થા, યહ મહિલા જયોં ત્યોં કિસી ન કિસી તરહ અપને ગરીબી કે દિન બિતાતી રહી.

જર્મની કે પ્રધાન મંત્રી ને ઈન શબ્દોં મેં અપની રાજનીતિ કો પ્રકટ કિયાઃ–જર્મની કા રાજ્ય એક જર્મન સંસ્થા હૈ ઔર હમારા કર્તવ્ય હૈ, કિ ઇસ રાજ્ય કે પ્રત્યેક ભાગ મેં એક માત્ર જર્મન ભાષા કા પ્રચાર કરેં; હમ દૂસરી ભાષાઓં કા સંરક્ષણ નહીં કરેંગે. ઉનકો જર્મન જામા પહિનાને કી કોશિશ કી ગઈ. અંતતઃ ઇસ બાતપર પોલૈંડી જાતિ ને સત્યાગ્રહ આરંભ કર દિયા. વિદ્યાર્થિયોં ને જર્મન ભાષા મેં પ્રાર્થના કરને સે ઇનકાર કિયા; ઔર પ્રશ્નોં કા ઉત્તર દેને કી જગહ ચુપ્પી સાધ લી. **એક લાખ બચ્ચે ઈસ સત્યાગ્રહ કે આન્દોલન મેં શરીક થે. જર્મન સરકાર ને ઈન બચ્ચોં કો દંડ દિયા. ઉનકો બેત લગવાયે.** વિશેષતઃ શહર બ્રેટન મેં ઇસ સંબંધ મેં બડા અત્યાચાર કિયા ગયા. વહાં બચ્ચોં કો અસભ્યોચિત દંડ દિયે ગયે; પરંતુ ઉનકી માતાએં મદ્રસોં મેં ઘુસ આઇ ઔર અપને લાલોં કી રક્ષા કરને લગીં. ઇન સ્ત્રિયોં કો ભી પુલિસ ને ગિરફતાર કર લિયા ઔર ઉનકો જેલ કા દંડ દિયા ગયા. કુછ સ્ત્રિયોં કો ઢાઈ સાલ કી કડી કૈદ કા હુકમ સુનાયા ગયા. જર્મની કે પ્રધાન મંત્રી બ્યોલો ને રાજસભા મેં કહ દિયા કિ બ્રેટન કી ઘટનાઓં સે હમારે શાસન કે નામ પર કોઇ ધબ્બા નહીં લગા હૈ. ખૂબ! જો આંખોં કે અંધે હોં ઉન્હેં ધબ્બા કયોં કર દિખાઇ દે સકતા થા!

('સત્યવાદી'માંના શ્રીયુત હરદયાલજીના એક લેખનો સાર)

# ૧૭૮—રામ ! આઓ !

ભગવાન્ ! આજ એક વર્ષ કે પશ્ચાત્ તુમ્હારે જન્મ કી શુભ તિથિ કા આગમન હમ ભારતીયોં કે હૃદય મેં એક અપૂર્વ આનંદ કા સમાવેશ કર રહા હૈ. યોં તો પ્રાયઃ પ્રત્યેક હિંદૂ પ્રતિદિવસ તુમ્હારા સ્મરણ કરતા ઔર મંદિરાદિ મેં જા તુમ્હારી પૂજા કર અપનેકો ધન્ય માનતા હૈ; પરંતુ આજ કે દિન તો કોઇ અભાગા હી ઐસા રહતા હોગા, જો તુમ્હેં સ્મરણ ન કરતા હો. તુમ્હારી પિતૃ—ભક્તિ, ભ્રાતૃ—ભક્તિ, માતૃ—ભક્તિ, પત્ની—ભક્તિ તથા પ્રજા—ભક્તિ આજ ભી સંસાર કી સભી જાતિયોં કે લિયે આદર્શ હૈં.

કૌશલ્યાનંદન ! સંસાર કે મહાપુરુષોં કી સૂચિ મેં તુમ્હારા નામ સર્વોચ્ચ સ્થાનપર લિખા જાતા હૈ. સંસાર કા કોઇ ભી શુભ ગુણ તુમસે નહીં છૂટા. દુર્ગુણોં કી ઓર તુમને દૃષ્ટિપાત તક નહીં કિયા. તુમને દૂસરોં કે કષ્ટોં કે નિવારણ કરને મેં અપને પ્રાણોં તક કી પર્વાહ ન.કી. પ્રજા કી તુષ્ટિ કે લિયે તુમને પ્રાણોં સે ભી પ્રિય પત્ની જાનકી કો બન મેં ભેજને મેં તનિક ભી સંકોચ ન કિયા. અપને જીવન કે અંતિમ ભાગ મેં અપને સુખ—દુઃખ કે સાથી પ્રાણોપમ છોટે ભાઇ લક્ષ્મણ કો ત્યાગને મેં તનિક ભી ખેદ પ્રકાશ નહીં કિયા. અપને અંતકાલ મેં ભી અપની માતૃ—ભૂમિ અયોધ્યા કે સભી નર—નારિયોં કો ઐસા સ્થાન દિયા, જો બડે—બડે મુનિયોં કો ભી સહજ હી નહીં મિલતા. તુમને સંસાર કે સભી દેશોં મેં ભારત કો ઉત્તમ સમઝા થા, અતએવ આવશ્યકતા પડનેપર તુમને ઇસી દેશ મેં અવતીર્ણ હો અપના કાર્ય—સંપાદન કિયા. યોગ્ય પિતા કે યોગ્ય પુત્ર હો તુમને જો કુછ કિયા મનુષ્યોં કે લિયે આદર્શ હો કર કિયા. તુમને કોઇ ભી કાર્ય ઐસા નહીં કિયા, જિસસે અભિમાન, ઈશ્વરત્વ યા ગુરુતા પ્રકટ હો. કિસી વિશેષ સમય યા દેશ કે લિયે પરિમિત ન હો કર તુમ્હારે કાર્ય સભી સમય, સભી દેશોં મેં આદર્શ હોને કે યોગ્ય હૈ. યહ નિશ્ચય હૈ, કિ યદિ ભારત આજતક તુમ્હારે આદર્શપર ચલતા હોતા, તો ક્રમશઃ ઉન્નત હોતા જાતા ઔર આજ કોઈ ભી દેશ ઇસકી સમતા કા ન દીખ પડતા; પરંતુ પ્રભો ! આજ તુમ્હારી જન્મ—ભૂમિ, ક્રીડા—સ્થલી ભારત—ભૂમિ કી ઐસી શોચનીય દશા હો ગયી હૈ, જિસકે સ્મરણમાત્ર સે ભી હૃદય પ્રકંપિત હો ઉઠતા હૈ, લેખિની રૂદ્ધ હો જાતી હૈ તથા નેત્રોં સે આંસુઓં કી અવિરલ ધારા બહ કર સંસાર કો શરાબોર કર દેતી હૈ. અન્ય દેશવાલે ઇસે અહર્નિશ પૈરોં સે ઠુકરાતે જા રહે હૈં, ઇસકા ક્યા કારણ હૈ? ઇસકા એકમાત્ર કારણ યહ હૈ, કિ ભારતિયોં ને તુમ્હારે આદર્શ કો વિસ્મરણ કર દિયા હૈ. યદિ તુમ્હેં આદર્શ માન કર અપના કાર્ય કરતે હોતે, તો પ્રતિશત એક વ્યક્તિ ભી કષ્ટ પાતા દૃષ્ટિગોચર નહીં હોતા. ફિર ઇસકી યહ દશા ક્યોં ન હો ?

નાથ ! તુમ્હેં લોગ સંસારાધિપતિ, અખિલ—બ્રહ્માંડ—નાયક, સર્વાંતર્યામી, ઘટ—ઘટ—વ્યાપક કહતે હૈં. તુમ્હારી સ્વર્ણ, રૌપ્ય તથા પ્રસ્તર કી સુગઠિત પ્રતિમા બના ઉસકા ષોડષોપચાર સે પૂજન કરતે હૈં, પુષ્પોં કી વર્ષા કરતે હૈં, તુમ્હારે જયઘોષ સે વિશાલ આકાશ કો પરિપૂર્ણ કર દેતે હૈં; પરંતુ ક્યા ઇસસે તુમ્હારી તુષ્ટિ હોતી હૈ ? આજ સારે દેશ મેં પિતા—પુત્ર મેં દ્વેષ, પતિ—પત્ની મેં દ્વેષ, ભાઈ—ભાઇ મેં દ્વેષ તથા રાજા—પ્રજા મેં દ્વેષ યા ઇસ ભાંતિ સારે સંસાર મેં દ્વેષ હી દૃષ્ટિગોચર હોતા હૈ. ફિર ભી લોગ તુમ્હારી કૃપા ચાહતે હૈં.

પ્રભો ! યદિ તુમ ચાહતે હો કિ ભારત, તુમ્હારા પ્યારા ભારત અવનતિ કે કૂપ મેં ગિરને સે બચે, તો ઇન્હેં શીઘ્ર હી સુબુદ્ધિ પ્રદાન કરો, જિસસે યે પુનઃ પૂર્વોન્નતિ કો પ્રાપ્ત હોં, અન્યથા ભવિષ્ય મેં તુમ્હારી પૂજા કરનેવાલા ભી કોઇ ન મિલેગા.

("હિંદૂપંચ"ના 'રામાંક'માં લેખકઃ—શ્રી. કાલીચરણજી)

# ૧૭૯—ઉદ્ધાર કૈસે હો?

પુરુષોત્તમ ભગવાન શ્રીરામચંદ્ર કે વિષય મેં બાતચીત કરતે કરતે લોગ પ્રાયઃ યહ કહ બૈઠતે હૈં કિ શ્રીરામ તો ઇશ્વર કે અવતાર થે, ઇસલિયે ઉનકા આચરણ ઇતના ઉચ્ચ ઔર કાર્ય-પ્રણાલી અતિપ્રશંસનીય થી. હમ તો સાધારણ જન હૈં, ઉનકે સમાન વ્યવહાર કરના, હમારે લિયે કેવલ કઠિન હી નહીં, અસંભવ હૈ.

જિસ સમય આર્યોં કી યહ પવિત્ર ભૂમિ દુરાચારિયોં કે અત્યાચાર સે પીડિત હો રહી થી; ઋષિ-મુનિ સ્વચ્છંદતાપૂર્વક ઇશ્વિરોપાસના ઔર યજ્ઞ નહીં કર પાતે થે; સજ્જન ગણ સ્વતંત્રતાપૂર્વક અપને ધાર્મિક કૃત્ય કા સંપાદન નહીં કર પાતે થે ઔર સ્ત્રિયોં કા સતીત્વ ખતરે મેં થા, ઉસ સમય શ્રીરામ ને અવતાર લિયા થા. લોગ કહતે હૈં, કિ નર-પિશાચોં કે કુકૃત્યોં કે ભાર સે દબી હુઇ માતા વસુન્ધરા કા બોઝ ઉતારને કે લિયે શ્રીરામ ને અવતાર લિયા થા. હમ કહતે હૈં કિ નહીં; શ્રીરામ કેવલ પૃથ્વી કા ભાર ઉતારને કે લિયે હી નહીં આયે થે, બલ્કિ માનવી કાર્યોં દ્વારા મનુષ્ય-માત્ર કે સમ્મુખ એક આદર્શ રખને આયે થે, જિસસે ઇસ ભૂ-મંડલ કે મનુષ્ય ઉનકે બતાયે હુએ માર્ગોંપર ચલ કર આર્ય-ધર્મ કી રક્ષા કર સકે.

ઉનકે દ્વારા જિતને કાર્ય હુએ હૈં, સબ શિક્ષા સે પરિપૂર્ણ હૈં. બાલ્યકાલ સે લે કર ઉનકે જીવનપર્યંત કે કાર્ય કી આલોચના કીજીએ. પિતૃ-ભક્તિ, ભ્રાતૃ-પ્રેમ, ગુરુ-જનોં કી આજ્ઞા કા પાલન, આતતાયિયોં કે સાથ બર્તાવ, સ્ત્રિયોં કે સતીત્વ કી રક્ષા ઔર પ્રજાપાલન આદિ જિતને કાર્ય ઉનકે દ્વારા સંપાદિત હુએ, સબકે સબ શિક્ષાપ્રદ હૈં. યદિ ઉનકે જન્મ લેને કા અભિપ્રાય કેવલ પૃથ્વી કા ભાર હલકા કરના હી હોતા, તો વે કેવલ અપની ઇચ્છામાત્ર સે કર સકતે થે, ક્યોંકિ વે ઇશ્વિર કે અવતાર થે ઔર ઇશ્વિર સર્વશક્તિમાન હૈ.

હિંદૂ-રાષ્ટ્ર કિસી સમય સબ રાષ્ટ્રોં કા જગત-પિતા થા ઔર સંસાર કે રાષ્ટ્રોં કા શિર-મૌર થા; કિંતુ આજ ઉસકી વહ હાલત ન રહી; કારણ હમ ઔર આપ ઉનકે બતાયે હુએ માર્ગોં કા અનુસરણ ન કર સકે. હમ તો આજ ભી દાવે કે સાથ કહતે હૈં, કિ સમસ્ત હિંદૂ-જનતા શ્રીરામ કે બતાયે હુએ માર્ગોં કા અવલંબન કરે, તો આજ ભી કિસી જાતિ અથવા રાષ્ટ્ર મેં ઇતની શક્તિ નહીં હૈ, કિ હિંદૂ-જાતિ કો નીચા દિખા સકે અથવા ઉસકે કંધોંપર પરતંત્રતા કા જુઆ રખ સકે. આજ હમ ભાઈ-ભાઈ પરસ્પર એક-દૂસરે કી ગર્દન કાટને કે લિયે તૈયાર રહતે હૈં; લોગોં મેં અબલાઓં કી રક્ષા કરને કી ક્ષમતા નહીં; માતા-પિતા ઔર ગુરુજનોં કી સેવા કરના તો દૂર રહા, ઉનકે સાથ અચ્છા બર્તાવ ભી નહીં કિયા જાતા; લોગ અપને હી સહધર્મિયોં સે ઘૃણા કરને લગે હૈં, તો ફિર હમ કિસ પ્રકાર સાંસારિક સુખોં કે ભાગી હો સકતે હૈં? હમારી તો યહ ધારણા હૈ, કિ જબતક શ્રીરામ કે બતાયે હુએ માર્ગોંપર હમ નહીં ચલેંગે, તબતક હમારા ઉદ્ધાર હોના અસંભવ હૈ.

આજ રામનવમી હૈ, પર ઇસ રામનવમી કા ઉત્સવ મનાના તભી સાર્થક હોગા, જબ હમ શ્રીરામચંદ્ર કે ચરિત્રોં કા ગુણ-ગાન કરતે હુએ ઉનકા અનુસરણ કર અપના જીવન સાર્થક કરેંગે!!

("હિંદૂપંચ"ના 'રામાંક'માં લેખક—શ્રી૦ ગૌરીલાલ યાદવ)

# ૧૮૦–કેટલાક વૈદ્યકીય પ્રયોગો

(સ્વામી શ્રી સેવારામજી, અમૃતસરવાલી કૃષ્ણામાઈની ધર્મશાળામાં મુરદાઘાટ ઋષિકેશ. તેઓશ્રીએ સ્વાનુભવ પ્રાપ્ત કરીને તથા અનુભવી મહાત્માઓ પાસેથી જાણી-અજમાવીને લોકકલ્યાણને ખાતર લખાવેલા અનુભૂત પ્રયોગો આ સંબંધી વધુ પૂછપરછ સ્વામીજી સાથેજ કરવા વિનતી છે.)

**સંગ્રહણી:**—મરી, રૂમી મસ્તકી, દાડમનાં ફૂલ, કેરીની ગોટલી, વંશલોચન, માયાં, જાયફળ, લવંગ, લોધર, માઈ ધાવડીનાં ફૂલ, મોચરસ, ઇંદ્રજવના ઝાડની છાલ (કડ છાલ), બીલાનો ગર્ભ અને બાવળનાં ફૂલ, એ ચૌદ ચીજો એક એક તોલો લેવી. સર્વ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. બૂરા કોળાનાં બી ત્રણ તોલા બારીક ખાંડીને તેમાં ભેળવી દેવાં. અફીણ તોલા ત્રણ, જો વાયુથી સંગ્રહણી હોય તો કસ્તૂરી બે વાલ, વાયુ ન હોય તો કસ્તુરી ન નાખવી. પ્રથમ અફીણનું પાણી કરી તેમાં બધી વસ્તુઓ ભેળવી દઈ ચણોઠી જેવી ગોળીઓ કરી છાંયામાં સૂકવવી. દેવાની વિધિઃ—૩ થી ૨૫ વરસની સંગ્રહણી હોય અને નવટાંક દૂધ પણ ન પચતું હોય તેને ત્રણ ત્રણ ગોળી કાચા ચોખાના ધોવણમાં સવાર, બપોર ને સાંજ, એમ દિવસમાં ત્રણ વાર આપવી. પંદર દિવસ સુધી દિવસની ૯ લેખે ગોળીઓ આપવી. ત્યારબાદ બબ્બે ગોળી આઠ દિવસ સુધી દર ટંકે આપવી. તે પછી બે સવારે ને બે સાંજે એમ એક માસ સુધી આપવી. અનુપાન—દૂધ અને ચોખા સિવાય પંદર દિવસ સુધી કંઈ પણ ખાવું નહિ. પંદર દિવસ પછી સહેજ બાજરી કે ઘઉંની રોટલી લઇ શકાય. આરામ થયા પછી પણ શેરડી કે ગોળ, મિષ્ટાન્નાદિ ભારે ચીજ કંઇ ન ખાવી. આ પ્રયોગ ખાસ અનુભવેલો છે અને બરાબર અકસીર છે.

**લોહીનો મરડો** હોય તો ચોખાના ધોવણમાં બબ્બે કલાકે બબ્બે ગોળી આપવી. તેનાથી થોડાજ દિવસમાં આરામ થશે. ખોરાક દૂધ-ભાતનો રાખવો.

**કમળો અથવા પીળીઓ:**—ફોડયા વગરના પાકેલા કળી ચૂનાનો ભૂકો કરી મજબૂત બુચવાળી શીશીમાં ભરી રાખવો. તેમાંથી ૩ રતીભાર ગાયના અર્ધા તોલા માખણમાં ખાડો પાડી તેમાં મૂકી ગોળી કરી ગળાવી દેવી. ત્રણ દિવસમાં રોગ જશે, છતાં સાત દિવસ આપવી.

**દમ અને ક્ષય માટે:**—(૧) છ મહીનાની અંદરનો ક્ષય પણ મટશે. વડની વડવાઇનો અગ્રભાગ લાલ રંગવાળો હોય છે તે એક શેર, નસોતરની છાલ એક શેર, આકડાનાં પાકાં પીળાં પાન એક શેર, ઓછામાં ઓછો પંદર વરસનો અસેળીઆવાળો જૂનો ગોળ શેર, એવો ગોળ ન મળે તો જૂનો સાદો ગોળ પણ ચાલે. ઉપરની ચીજોને ખૂબ ઝીણી ખાંડવી, તેને ગોળમાં ભેળવવી અને તેનો ગોળો કરવો. ગોળો ન થાય તો બીજો ગોળ ભેળવવો. તેના ઉપર એક હજાર ઘણ મારવા. પછી એ ગોળાને મટ્ટી-કપડના બે ત્રણ આંટા દઇને ઉપર પાતળી માટી ચોપડી છાંયડે સૂકવવું. પછી તેને બકરાની લીંડીનાં છાણાંની ગજપુટ આગ દેવી. આગ ઠંડી થઈ જાય ત્યારે એ ગોળો કાઢી લેવો. તેમાંથી જે રાખ નીકળે તે એક શીશીમાં ભરવી. જો કફ વધારે હોય તો ત્રણ ત્રણ રતી પાનમાં ત્રણ વાર આપવી અને કફ ન હોય તો મધ સાથે આપવી. દિવસમાં ત્રણ વખત એ પ્રમાણે ચૌદ દિવસ આપવી. તેલ, મરચાં, ખટાઇ, દૂધ, ઘીની એક મહીના સુધી પરહેજી પાળવી. આરામ થયા પછી છ માસ પછી ફરી એક વાર ખાઈ લેવી અને ક્ષય રોગવાળાને લાગુ દોઢ માસ સુધી આપવી. છ માસ ઉપરના ક્ષયના દરદીને આ દવા ન આપવી.

**દમ અને ખાંસી:**—સિંધવ પાંચ તોલા, રાતી ફટકડી પાંચ તોલા, નવસાર અઢી તોલા, આકડાનું દૂધ ૬૦ તોલા; ઉપરની ચીજો આકડાના દૂધમાં નાખી વાસણનું મોઢું કપડમટ્ટી કરવું અને ભઠ્ઠી અથવા ગજપુટ આગ દેવી. તેની રાખ ચારથી પાંચ તોલા નીકળે તો ઠીક થઇ સમજવી; વધુ હોય તો ફરીથી આગ દેવી. ખોરાકમાં ઉપર પ્રમાણે પરહેજી પાળવી તેમજ લેવાની વિધિ પણ ઉપર પ્રમાણેજ સમજવી.

**વાઈ અથવા મૃગી:**—શંખના કીડા અર્ધો તોલો, છીંકણી અર્ધો તોલો, નાગદોણ લકડી અર્ધો તોલો અને સોડા (ધોયેલો) અર્ધો તોલો; એ બધી ચીજો ઝીણી વાટી ચાર રૂપીઆભાર તાજા તલના તેલમાં નાખી ચાર કલાકસુધી ખૂબ ઘુંટી શીશીમાં ભરી લેવી. દરદીને ૪૧ દિવસ સૂર્યસામે બેસાડી સવારમાં પાંચથી સાત વખત સુંઘાડવી. એકતાલીસ દિવસ સુધીમાં એક દિવસે ગંદુ પાણી નીકળી જશે; જો તેમ ન થાય તો દવા વધારે દિવસ સુંઘાડયા કરવી. મૃગીવાળાનો જોડો તેને સુંઘાડવો, તેથી તેને તુરત હોશ આવે તો મૃગી છે એમ જાણવું, નહિ તો વા વગેરે જાણવું અને ઉપલી દવા તેવા માણસને ન આપવી.

**ચાંદીની દવા:**—રસકપૂર માસા પાંચ, લવિંગ એકવીસ, મરી માસા બે, એ ત્રણે ચીજોને જૂદી જૂદી ખરલ કર્યાં પછી એકત્ર કરીને તેની સારસાપરીલાના પાણીમાં સાત ગોળી કરવી. પહેલાં દરદીને જુલાબ આપી પછી દવા શરૂ કરવી. એક ગોળી પાવલીભાર સારસાપરીલામાં આપવી. ગાયનું દૂધ, ઘી અને ઘઉંની રોટી સિવાય કોઈ પણ ખોરાક લેવો નહિ; નહિ તો ફૂટી નીકળશે. આ દવા ઘણાઓ ઉપર અજમાવેલી છે.

**ચાંદીરોગમાં ચોપડવાની દવા:**—મુડદાશીંગી, રાળ અને લીલા રંગનું થાય ત્યાંસુધી ધોયેલું ઘી (ઘીને બદલે ગાયનું માખણ મળે તો વધારે સારૂં; તેને પણ લીલું થતાં સુધી ધોવું) ઉપરની ચીજો ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેમાં મેળવી તે ચોપડવું. આની ઉપર જે દવા જણાવી છે તેનાથી અંદરનો રોગ નાબુદ થશે અને તેના પછી લખેલી આ દવા ઉપરના ઘા રૂઝવવા માટે છે.

**ધોળા કોઢની દવા:**—ગંધક, ગેરૂ, બાવચી અને દાડમનાં ફૂલ રોગના પ્રમાણમાં સરખા વજને લેવાં. તેના ચણાના દાણા જેવડા કડકા કરી કાચ અથવા માટીના વાસણમાં રાત્રે પલાળવાં. તેમાંથી એક તોલો પાણી સવારમાં ધીરેથી નીતારીને પી જવું. બાકીના પાણીમાં ખરલ કરવું. તેનું પાણી જરાય ફેંકી દેવું ન પડે તેટલું પહેલેથી નાખવું. તે દવા પોચે પોચે હાથે કોઢવાળા ભાગપર બે કલાકસુધી મસળ્યા કરવી. પંદર દિવસમાં ચામડીનો રંગ બદલાઈ જશે. આ દવા ચાળીસ વર્ષની અંદરનાં માણસોએ કરવી, એથી વધુ ઉંમરવાળાને આરામ થતો નથી. દવા રોજ જોઇએ તેટલી તાજી બનાવવી અને રોજ પાણી પણ નીતારીને પીવું. પરહેજી કંઈ પણ નથી. આ થોડા કોઢને માટે છે. આખા શરીરે અથવા ઘણી જગ્યાએ કોઢ હોય તેણે નીચે પ્રમાણે દવા કરવી.

**આખે શરીરે કોઢ ધોળા હોય તે માટે:**—બાવચી તોલો ૧, વરકી હડતાલ તોલો ૦।, કુવાડીયાનાં બી તોલો ૧, લોઢાનો કાટ તોલો ૧, મનસીલ તોલો ૦।, ગંધક તોલો ૦।, ભાંગરાનો રસ તોલો ૧, રસવંતી (રસૌત) તોલો ૦।, હીરાકશી તોલો ૦।, એ બધી ચીજોને રોગના પ્રમાણમાં વધારે અથવા ઓછી લઇને ગાયના મૂત્રમાં ઝીણી લસોટીને તેને લોખંડના વાસણમાં ત્રણ દિવસ રાખી મૂકવી. પછી તેને ઉપર પ્રમાણે ચોપડવી. આ દવા છ માસ સુધી કરવી.

**ગર્ભ ન રહેતો હોય તેના ઉપાયો:**—સ્ત્રી અને પુરુષની પહેલાં પરીક્ષા કરવી. થોડે થોડે અંતરે જમીનના બે નાના ખાડા કરી તેમાં તોલો બબ્બે તોલા જવ વાવવા, તેમાં સ્ત્રી અને પુરુષે રોજ સવારમાંજ પોતપોતાના ખાડામાં પીશાબ કરવો. જેના પીશાબથી જવ ન ઉગે તેનામાં દોષ છે એમ જાણવું. જો સ્ત્રીમાં દોષ હોય તો તેને પ્રથમ નીચે પ્રમાણે જુલાબ આપવો. જો સ્ત્રીનું શરીર નબળું હોય તો દવા શરૂ કરતાં પહેલાં છ માસથી પુરુષે તેનો સંગ ન કરવો અને દવા ત્યાર બાદજ શરૂ કરવી. સૂંઠ તોલો ૧, મીઢીઆવળ તોલો ૧, ગુલાબનાં ફૂલ તોલા ૨, જેઠીમધનાં મૂળ તોલો ૧, પોયણી ફૂલ તોલો ૧, નાની હરડે તોલો ૧॥, ત્રબી તોલો ૧ (પીળી હોય છે), મોટી દ્રાક્ષ તોલા ૨, બદામની મીંજ તોલા ૨, એ સર્વે ચીજો વાટી તેની ત્રણ પડીકી કરવી. સવાશેર પાણીમાં એક પડી નાખી ઉકાળવું. અર્ધું પાણી રહે એટલે પાંચ તોલા સાકર નાખવી. ઉતારીને ઠંડુ થયા પછી તે પીવું. એક પડીકાથી દશ દસ્ત થાય તો પછી બીજા પડીકાનો ઉપયોગ કરવો નહિ. ઓછા થાય તો કરવો, સ્ત્રીને ઋતુકાળથી દશ દિવસ પહેલાં જુલાબ આપવો. આથી અંદરનો કોઠો શુદ્ધ થશે. હવે **ઋતુશોધન માટે:**—જાવંત્રી, કાંટાળુ

આયું, ફુલવેલી ફટકડી, ધાવડીનાં ફૂલ, એ બધી ચીજો સમભાગે લઈ ભેગી બારીક પીસી ૭ આંગળ પહોળા અને દોઢ વેંત લાંબા મલમલના કકડા ઉપર તે દવા પાથરવી. પછી દવા અંદર રહે તેવી રીતે તેની વાટ કરવી. તે વાટને એક છેડે મજબૂત દોરો બાંધવો અને તે દોરાને કેડે બાંધી રાખવો. ઋતુ આવી હોય તે દિવસની સાંજે તે વાટ કરીને રાત્રિએ સૂતી વખતે યોનિમાં રાખીને સૂવું. સવારે સ્નાન વખતે તેને કાઢી નાખવી. વચમાં પીશાબ વખતે કાઢી લઈ તેજ જગાએ પાછી રાખવી. ત્યારબાદ ત્રણ દિવસ પૂરા થાય ત્યારે ચોથે દિવસે નીચેની દવા સાંજે સ્ત્રીને આપવી.

**સ્ત્રીને ગર્ભ રહેવાની દવા:**—શિવલિંગી તોલો ૦।।, ભગલિંગી તોલો ૦।।, પીપળાની વડવાઇ માસા ૪, પારસપીપળાનાં બી માસા ૪, શંખાવળી (શંખપુષ્પી અથવા ધોળફૂલી) પાવલીભાર, સોનાગેરૂ ૩ રતી, સાચાં મોતી બે આનીભાર (મોતીને કુલડીમાં ૭ તોલા દૂધમાં રાંધવાં ત્યાર પછી વાટવાં). ઉપરની સઘળી ચીજો જૂદી જૂદી વાટી ખૂબ ઝીણી કરી તેને એકઠી કરી તેની એકવીસ ગોળી કરવી. તેમાંથી એકેક ગોળી દૂધની સાથે સવારે આપવી, તે સાત દિવસ સુધી ચાલુ રાખવી. ખોરાકમાં દૂધ (ગાયનું), ઘી, ચોખા, સાકર લેવું. આ સિવાય કંઈ પણ ખાવું નહિ. તે તે દિવસોમાં પુરુષે સ્ત્રી પાસે જવું. જો ફરીથી ઋતુ આવે તો ઉપર પ્રમાણે ફરી સાત દિવસ સુધી તે દવા આપવી. ત્રણ વખતમાંજ ઘણેભાગે કાર્યસિદ્ધિ થાય છે. સેંકડે પંચાણુ ટકાને ફાયદો થયેલો છે.

**પુરુષપરીક્ષા:**—પુરુષના પીશાબથી જવ ઉગે અને પાછા કરમાઈ જાય અથવા બળી જાય અથવા નજ ઉગે તો તેનો સવારમાં ઉઠતી વખતનો પીશાબ લઇ લેવો. તેમાં તોલાભાર તેજાબ નાખવો. તેજાબ નાખવાથી પીશાબ ચોખ્ખા પાણી જેવો થઇ જાય તો જાણવું કે તેનું વીર્ય શુદ્ધ છે. જો પિશાબમાં ફોદાફોદા જણાય અથવા દોરા જેવા રેસા જણાય તો તેને ધાતુ-સ્રાવ થાય છે, માટે તેને ધાતુપુષ્ટિની દવા નીચે મુજબની આપવી; અને તેમાં દહીં જેવી ગાંઠો થાય તો તેનું વીર્ય કાચું છે, એમ જાણવું. તેના અંડકોશની એક ગોળી અથવા બન્ને નબળી હોય તો તે અસાધ્ય રોગ છે.

**ધાતુપુષ્ટિના ઉપાયો:**—(૧) શિરોડીનો ચુનો તોલા ૫ અને આકડાનું દૂધ ૪૦ તોલા, તેને ગજપુટ આગ દેવી. તેની ભસ્મ એકથી બે રતી નાગરવેલના પાનમાં અથવા મધમાં રોજ સવારે આપવી. તેલ, મરચું, ખટાઇ વગેરે ન ખાવું, સ્ત્રીસંગ ન કરવો, અગ્નિ પાસે બેસવું નહિ, ગરમાગરમ પીણાં પીવાં નહિ તેમજ ગરમ કે કોઇ અતિ ઠંડી ચીજ ખાવી નહિ. દવા પંદર દિવસ ખાવી અને ઘી–દૂધ પચી જાય તેટલું ખાવું. (૨) પાણી જેવું વીર્ય થઇ ગયું હોય તેને માટે અફીણ દશઆની ભાર, વછનાગ શોધેલો દશઆની ભાર, ધોળી કરેણનું મૂળીઉં બાળી તેની રાખ દશઆની ભાર, ચણીઉં દશઆની ભાર; ઉપરની ચીજો વાટી ભેળવીને તેને રાસ્નાની સાત ભાવના આપવી. પછી અક્કલકરો દશઆની ભાર, ભાંગનાં બી દશઆની ભાર, ભાંગરો ધોળો દશઆની ભાર, ગોળ દશઆની ભાર, કરંજ બી દશઆની ભાર, શોધેલાં ઝેરકચોલાં દશઆની ભાર, ધતુરાનાં બી દશઆની ભાર અને સમુદ્રશોષ દશઆની ભાર, તે બધી દવાઓને વાટી ઉપરની દવામાં ભેળવી દેવી. પછી આદુના રસની સાત ભાવના આપવી. પછી નાગકેસર દશઆની ભાર, તજ દશઆની ભાર, તમાલપત્ર દશઆની ભાર, અજમોદ દશઆની ભાર અને જાયફળ દશઆની ભાર, એ બધી ચીજો વાટીને ઉપરની દવામાં ભેળવવી. પછી ખસખસનાં ડોડવાંના પાણીની સાત ભાવના આપવી. પછી મધ સાથે મેળવી તે બધાની ચણી બોર જેવડી ગોળીઓ કરી તેને સોનાના વરખવાળી થાળીમાં ફેરવી તેના ઉપર વરખ ચઢાવી છાંયડે સૂકવી દેવી. પછી તે એક ગોળી ગાયના દૂધ સાથે સવારમાં આપવી. આ દવા એકવીસ દિવસ ચાલુ રાખવી. દૂધ ગરમ કરી પીવા જેવું ઠંડુ કર્યા પછીજ વાપરવું. પરહેજી ઉપર પ્રમાણે પાળવી.

**ઊર્ધ્વવાયુ યાને ઉલટીમાં ઝાડો આવે તે ઉપર:**—પારો (પારી નહિ પણ પારોજ) તોલા

૮૦, તેને જાડા લુગડામાં સાત વાર ગાળવો અને તે દરદીને જાજરૂમાં બેસાડી પાઇ દેવો. તરતજ અધોવાયુ થશે, અને તે માણસને આરામ થઇ જશે. આથી કોઇપણ નુકસાન નથી તે અજમાવેલુ છે.

**ઉંચેથી પડવાથી છાતી અથવા પડખામાં લોહી મરી જવાથી શૂળ થતું હોય તથા શ્વાસ પણ ન લેવાતો હોય તેને માટે ઉપાય:**—મોરની અઘાર અથવા તે ન મળે તો કબુતરની અઘાર શેર બે, તેને ગોમૂત્રમાં માટીના વાસણમાં ખદખદાવવી. કળીચૂનાના જાડા પાણીમાં લઠ્ઠાના લુગડાને બોળી સૂકવી દેવું અને એક શેર રૂનો પીંજારા પાસે પોલ કરાવવો. પહેલાં ઉપરની દવાવડે રોગીને કમરથી બગલ સુધી ચારે બાજુ જાડો લેપ કરવો અને તેના ઉપર રૂનો પોલ ચોટાડવો. તેના ઉપર ચૂનાવાળું કપડું સહેજ ભીનું હોય તેના ચાર આંટા બરાબર મજબૂતીથી તે જગાએ વિંટી લેવા. દવા કોઇ પણ જગાએ ખુલ્લી રહેવી ન જોઇએ. ઇંટ અથવા માટીના વાસણમાં છાણાંની આગ ભરીને શેક કરવો. જ્યારે તેને દસ્ત અથવા ઉલટીદ્વારા મરેલું લોહી બહાર નીકળવા માંડે કે તરત શેક બંધ કરવો અને દવા પણ ઉખાડી નાખી લૂછી નાખવું, પાણીથી ધોવું નહિ. જ્યાં ફોલ્લો પડ્યો હોય ત્યાં તથા બીજી જગાએ કોપરેલ ચોપડવું. આથી દરદીને જલદી આરામ થશે.

**પડખામાં શૂળ માટે અથવા બેન માટે:**—આકડાના દૂધમાં ત્રણ વર્ષની જૂની જારને વાટી તેની ચણા જેવડી ગોળીઓ કરી એક ગોળી દરદીને પાણીમાં આપવી; પણ એજ ગોળી દીવેલ સાથે આપવાથી ઉદરવૃદ્ધિનો નાશ થાય છે. આ ગોળી દૂધ સાથે આપવાથી ૭ માસનું જૂનું શૂળ પણ જાય છે.

**અતિશૂળ માટે:**—ઘોડાની લાદમાં ગરમ પાણી છાંટી તેને કપડામાં ગાળી તેમાં શેકેલી હીંગ નાખીને પાવાથી આરામ થાય છે.

**કબજીઆત માટે ફાકી:**—હરડે મોટી ૧ શેર અને મીંઢીઆવળ અર્ધો શેર, તેને અઢી તોલા દીવેલથી મોહી નાખી તેને ગરમ રાખ ઉપર શેકી લેવો; અને પછી સિંધવ ૦। શેર લઇ એ ત્રણે ચીજોને ખાંડી ઝીણી ચાળણીએ ચાળી ડબ્બીમાં ભરી રાખવી. રાત્રે સૂતી વખતે પાવલીથી ૭ આની ભાર ગરમ પાણી અથવા દૂધ સાથે લેવી. હરડેને દીવેલથી મોવી નહિ પણ એકલી મીંઢીઆવળનેજ મોવી.

**તાવની દવા–કવાથ:**—નાગરમોથા, ધાણા, લાલ સુખડ, પદ્મક, અરડુસીનાં પાન, સુગંધી વાળો, ઇન્દ્રજવ, ગળો (લીમડાની), ગરમાળાનો ગોળ, કાળી પાટનાં મૂળ, સૂંઠ, કડુ, કરિયાતુ, એ બધી ચીજ બબ્બે તોલા લેવી. બધી ચીજો ભેળવી તેના ત્રણ ભાગ કરવા. તેમાંથી એક ભાગમાં આઠગણું પાણી નાખી તેને માટીના વાસણમાં ખુલ્લે મોઢે ઉકાળવું. પાંચ તોલા પાણી રહે ત્યારે ઉતારી લેવું. આ કવાથથી સર્વ પ્રકારના તાવ મટી જાય છે. કવાથ સાંજ ઉપર પલાળી રાખી સવારમાં ઉકાળીને પીવો.

**લોહીના હરસની દવા:**—રસવંતી સોળ ભાગ, લીંબોળીનાં મીજ એક ભાગ, કાથો એક ભાગ, લોધર, ગાજરનાં બી, મૂળાનાં બી એક એક ભાગ, ચાસુ ચાર ભાગ; એ બધી ચીજોમાંથી રસવંતી સિવાયની બધીને બારીક ખાંડવી અને રસવંતીમાં ચારગણું પાણી નાખી પથ્થર અથવા કાચના વાસણમાં (રાત ઉપર) ધોળી રાખવી. સવારે ધીમેથી પાણી નીતારી લેવું. નીતારેલા પાણીમાં ઉપલી ચીજો નાખવી. પછી તેને કલાઇવાળા વાસણમાં ધીમી આંચે પકવવી. તે ગોળીઓ વળે એવું થાય એટલે ચણા જેવડી ગોળીઓ વાળી લેવી. સાંજ–સવાર એક એક ગોળી પાણી સાથે લેવી. ગરમ વસ્તુ, ખટાશ, શેરડી તેમજ તડબુચાદિ ઠંડાં ફળ ખાવાં નહિ.

**મસાવાળા હરસ:**—કાંટાળુ માયું તોલો ૧, ફટકડી ૧।। માસો, કાથો ૩ માસો, હીરાકશી દોઢ માસો, અફીણ ૩ માસો, કપૂર ૧।। માસો, એ બધી ચીજો સો વાર ધોયેલા ગાયના માખણમાં મેળવીને મસા ઉપર ચોપડવાથી તે મસા નાશ પામે છે.

**કાનના સણકાની દવા:**—હીંગ અર્ધી રતી, લસણની બે કળી, આદુનો રસ ૧ તોલો, અફીણ અર્ધી રતી, સરસીઉં ૫ તોલા; ઉપલી ચીજો આ તેલમાં નાખી પાણીનો ભાગ બળી ગયા પછી

ગાળીને શીશીમાં ભરી લેવું. તેનાં ટીપાં કાનમાં નાખવાં. બહુ દરદ હોય તો ગરમ ટીપાં નાખવાં.

**હૃદયમાં સોજાની દવા:**—પાંચથી દશ કાળાં મરી ચવરાવી ઉપર તાજું ગોમૂત્ર એક તોલો પાંચથી ૭ દિવસ સુધી પાવાથી આરામ થશે.

**જૂની કફવાળી ખાંસી તેમજ વાયુના ગોળાની દવા:**—મુસબ્બર, ટંકણખાર, રેવતીની, એ ત્રણે સરખા વજને લઇ અને ઝીણી વાટી વરિયાળીના અર્કમાં ચણા જેવડી ગોળીઓ કરવી. સાંજસવાર એકથી બબ્બે ગોળી લેવી.

**ચેળ, જૂનાં ગુમડાં, ખરજવું વગેરેનો મલમ:**—કાથો તોલો ૧, મેંદીનાં પાન તોલા ૪, કબીલાં (રોહણનાં ફળ) બે તોલા, મોરથુથુ ૧ તોલો, ફુલાવેલી ફટકડી ૧ તોલો, બધાને બારીક વાટી તેલમાં ઘુંટી ચોપડવું. આથી આ દર્દોમાં ફાયદો થશે.

**જુની ખાંસી કફવાળી વૃદ્ધાવસ્થામાં હોય તેની દવા:**—અરડુશીનાં પાનની રાખ, કેળનાં પાનની રાખ, પરવાળાંની ભસ્મ, સાફ કરેલ શકતગાર, એ ચીજો સમભાગે લઇ ખરલ કરી મધની સાથે ચાર રતી આપવી. દૂધનું સેવન વધારે કરવું અને દવા સવારે અથવા સાંજે આપવી.

**મરડાની દવા:**—સમુદ્રફીણ એક માસો દહીંમાં મેળવીને ખવડાવવાથી મરડો મટી જાય છે.

**પ્રમેહની દવા:**—નીચે લખેલી ચીજોનો ઇંદ્રિયજુલાબ આપવો. શરદચીની માસા ૩ અને સુરોખાર માસા ૫, એ બંને ચીજો પાણીમાં વાટી બશેર પાણી તથા એક શેર દૂધ નાખી તે બે ચાર વખતે થઇને પાઇ દેવું. પિશાબમાં બળતરા થાય તો બાવળનાં કુણાં પાન તોલા ૨, ઝીણાં માખણ જેવાં વાટી તેની પોટલી કરી ગાયના શેરેક દૂધમાં ગાળી લઇ કુચો ફેંકી દેવો. તેમાં ત્રણથી પાંચ તોલા સાકર નાખી સવારે પી જવું. ગરમ પ્રકૃતિવાળાએ સાત દિવસ અને વાયુ પ્રકૃતિવાળાએ પાંચ દિવસ પીવું. તેલ, મરચું, ખટાઇ ન ખાવી.

પીશાબમાં બળતરા ન હોય પણ પરૂ કે પીશાબમાં પહેલાં કે પછી કે વચ્ચે ધાતુ જતી હોય, તેણે લીમડાની અંતરછાલ, તાલમખાના, બાવળનો ગુંદર, એ ત્રણે અર્ધો શેર લેવું. બાવળના ગુંદરને ઘીમાં તળવો. બીજી ચીજોને ઝીણી ખાંડી નાખવી. તેની અર્ધા તોલાની પડીકીઓ કરવી. તે પડીકી પાણી સાથે સવારમાં એકતાળીસ દિવસ સુધી લેવી. પિત્ત પ્રકૃતિ હોય તો ચણાનાં છોડાં પાંચ તોલા ભીંજવી તેના પાણી સાથે લેવી. આ દવાથી પ્રમેહ નિર્મૂળ જાય છે.

**ટાઢા ધનુર્વા ઉપર:**—ટાઢો ધનુર્વા ઉપડયો હોય તેને કાંટાશેરીઆનાં મૂળ તોલા પા થી અર્ધા સુધી ને જુવારના દાણા જેટલું અફીણ તેને આપવું. તેનાથી ધનુર્વા બેસી જાય છે અને ચમક ઉપડી હોય તથા રાડીયો ધનુર્વા (બૂમો પાડે તે) હોય તો ખાજવણીનાં મૂળ અર્ધો તોલો અને ચણાભાર અફીણ મેળવીને પાઇ દેવાથી આરામ થાય છે.

**છોકરૂં ભરાઇ ગયું હોય તો:**—હરણનાં શીંગડાંના ગાભાને બાળીને પાવલીભાર રાખ તેની માતાના ધાવણમાં પાવાથી આરામ થાય છે.

**મરણ વખત શ્વાસ ઉપડયો હોય તો:**—ઉપલી રાખ અર્ધાથી રૂપીઆભાર પાણી સાથે આપવાથી બેસી જાય છે.

**મુંઝારાની દવા:**—(જેમાં ઉધરસ સાથે લોહી પડતું હોય તેની) આસોંદરા(આશેતરીનાં)નાં મૂળ અર્ધો તોલો, સાબરશીંગાનો ભૂકો, ગધેડાનું લીંડુ, એ બધાની પોટલી બાંધી તેને આઠગણા પાણીમાં ઉકાળવી. ઉપરની ચીજો અર્ધા તોલાથી બે તોલા થાય ત્યાંસુધી વાંધો નહિ. પાણી એક તોલો રહે એટલે ઉતારીને પાવું. આથી દરદીને તરત આરામ થાય છે. ઘણા દર્દીઓ ઉપર આ અજમાવેલો છે.

**આંખના રોગ ઉપર:**—કાળો સુરમો ૧ તોલો, લીલું ખાપરીયું ૧ તોલો, તુળસીના પાનનો રસ અર્ધો તોલો, ભીમસેની (બરાસ) કપૂર અર્ધો તોલો, મોતીનો દૂધમાં પકાવેલો ભૂકો બેઆની ભાર તથા મોચરસ, ટંકણખાર, ધોળાં મરી, શંખની નાભી, બીલીનો રસ, કોઠાનાં બીયાં, ઉનના કુચામાં રાખી ફુલવેલી ફટકડી, મનશીલ, પરવાળાં, એ બધી ચીજો પા પા તોલો લઇ એ સર્વે

વસ્તુઓ બારીક ખરલ કરી આંખમાં આંજવાથી આંખનાં સર્વ દરદો ઉપર રામબાણ દવા છે. (૨) રીંગણીનું મૂળ ચોખાના ધોવણમાં ઘસીને ચાર માસ સુધી આંજવાથી **શીતળાનું ફુલ** પણ જાય છે. (૩) ચણોઠીની દાળ પાણી સાથે ઘસીને તેનો નાસ લેવાથી **કમળો** જાય છે.

**હાથ-પગ બંધાઇ જાય તે માટેની દવા:**—કોઈના હાથ-પગ બંધાઈ જાય તો લીમડાનાં પાન બાફીને આઠ દિવસ બાંધવાથી આરામ થાય છે.

**માથાના દુખાવા ઉપર:**—એરંડાનાં મૂળ, કાયફળ, કુકડવેલ, મરી, આ બધી ચીજોને વાટી ખદખદાવીને માથે લેપ કરવાથી શરદીથી દુખતું માથું ઉતરે છે.

**આદાશીશીની દવા:**—(૧) ગરમાળાનાં પાનનો રસ કાઢી તેનાં ટીપાં નાકમાં નાખવાથી આદાશીશી ઉતરે છે. (૨) અરણીનાં મૂળ અને તાંદળજાનું મૂળ ઘસીને પીવાથી આદાશીશીમાં આરામ થાય છે.

**દાદર, ખરજવું, ખસ વગેરેનો મલમ:**—સફેદો, સાકર, હડતાલ, પારો, ગંધક, સાજીખાર, રાળ, હીમજ, મનશીલ, અફીણ, એળીઓ, હળદર, આંબાહળદર, ટંકણખાર, બોદાર, પીતપાપડો, એ બધી ચીજો સરખા વજને લેવી. ગંધક અને પારો ભેગાં વાટવાથી પારો મરી જશે. તેની કજલીમાં ઉપરનાં બધાં ઔષધો ઝીણાં વાટીને તેમાં મેળવી લીંબુના રસની એક ભાવના આપવી. તેની સોગટીઓ બનાવવી. તેને લીંબુના રસમાં ઘસી ચોપડવાથી દાદર, ખરજવું, ખસ, એવા લોહીબિગાડના દરદોમાં ફાયદો થાય છે.

**મુંબઇની બિમારી માટે:**—(અન્ન ખાય ને નીકળી જાય તેને માટે):—કાગદી લીંબુ સૂકાયેલાં લઇ તેની બબ્બે ફાડ કરી અંદરનાં બી કાઢી નાખવાં. તે ફાડોને બાળી નાખી તેના અંગારાને બુઝવીને તેની ભૂકી મધ સાથે ચટાડવી. એમ સાત દિવસ આપવાથી ઉલટી બંધ થાય છે, એમ કરતાં ન મટે તો અંદર ત્રણ રતી લોબાનનાં ફૂલ નાખીને તે ચટાડવું.

**આંગળીનો નખ પાકે તે ઉપર:**—હાથીદાંતનો વ્હેર પલાળીને આંગળી પર બાંધવો.

**ભગંદર માટે ખાવાની દવા:**—પીલુડી, અરણી અને ચિત્રક, એ ત્રણે ચીજોનું સરખા વજને ચૂર્ણ કરવું. તે ચૂર્ણ ગાયની જાડી છાશમાં પીવાથી આરામ થાય છે.

**કમજોરી તથા અન્ન ન પચે; જવર, પિત્ત, શરદી તથા વાયુ વગેરે માટે:**—સોનીનું સોનું-ચાંદી ગાળવાનું વાસણ (જેમાં વીસ પચીસવાર સોનું-ચાંદી ગળાઇ હોય) લેવું. તેના ઉપલા ભાગની માટી ફેંકી દેવી અને અંદરના કાટનું બારીક ચૂર્ણ કરીને તે એકથી ત્રણ રતીસુધી મધમાં અથવા માખણમાં આપવું.

**પ્લેગની ગાંઠ ઉપર દવા:**—બંગડી કે કડા જેવો સોનાનો દાગીનો તપાવીને ગાંઠ વચમાં આવે અને ચારે બાજુ દાગીનો આવે એવી રીતે ડામ દેવાથી ગાંઠ મટી જાય છે.

**બાળકને મૂત્ર છૂટવા માટે:**—ઉંદરની લીંડીઓ વાટી ગરમ કરી પેટ તથા પેઢા ઉપર લેપ કરી જરા શેક કરવો.

**બાળકની પથરી ઉપર:**—ડાંગરનાં છોડાં અને સાહસ્રા રાત્રે ભીંજવી સવારે ગાળી પા તોલો હળદર અને અર્ધો તોલો ગોળ નાખી એકવીસ દિવસ પાવાથી બાળકની પથરી ગળે છે.

**બાળકોને સોજા, તાવ, ઝાડા એકસાથે હોય તે ઉપર:**—સહસ્રા, ભોરિંગણી, ચિત્રક, સૂંઠ, પીપર, નાગરમોથ, જીરૂ, હળદર, પાદર જડ, એ સર્વ સમભાગે વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેમાંથી ચાર ચણોઠીભાર તુલસીના રસમાં આપવું.

**બાળકના તાવ માટે સાધારણ દવા:**—શણનાં પાન અને ચણાનાં ફોતરાં, એ બન્ને સમાન વજને લઇ રાત્રે ભિંજવી રાખવાં. સવારે વાટી ઘુંટી ગાળીને ત્રણ દિવસ પાવાથી બાળકનો ગરમીનો તાવ જાય.

**ધાવણા બાળકના વિષમ જ્વર માટે:**—(૧) ગલકાનું સરસીઆ તેલમાં શાક કરીને

છોકરાંની માતાએ એ શાક ઉપરજ બે ટંક કાઢવી. તેમ કરવાથી ધાવણા બાળકનો વિષમ જ્વર જાય છે. (૨) પીપળાની વડવાઇ, સહદેવી, લીંડીપીપર, એ સમભાગે લઇ ચણા જેવડી ગોળીઓ કરવી. સવારે ને સાંજે પાણી અથવા દૂધ સાથે તે આપવાથી વિષમ જ્વર જાય છે.

**બાળક હુંગરે, શ્વાસ રોકાઇ રોકાઇને આવે, ગર્દન તથા માથું પટકે અને દાહજ્વર હોય, બેચેની હોય અને ધાવે નહિ તેનો ઉપાય:**—લાલચંદન ( રતાંજળી ), સહસ્રા, કાકડશીંગી, સુરાખારની ખીલ, એ બધી ચીજો વાટી તેમાં ચાંદીથી છમકારેલું પાણી ભેળવવું અને તે ઔષધવાળું પાણી થોડું થોડું પાવું.

**કાચી ધાતુ ખવાઇ હોય તેનું વારણ:**--ઝીણા પાનની દુધેલીનો રસ પાંચ તોલા પીવરાવી તેની ઉપર કાચા કોળાનું શાક ઘીમાં વઘારીને પેટ ભરીને ખવડાવવું. બીલકુલ અન્ન આપવું નહિ. ત્રણ દિવસ પછી માત્ર ઘી, સાકર અને રોટલી ૬ દિવસસુધી ખવડાવવી.

**સ્ત્રીના સ્તન પાકે તેના ઉપર:**—નાગરમોથ અને મેથી બન્ને ભેગાં કરી વાટીને બકરીના દૂધમાં પકવીને સ્તન ઉપર બાંધવાથી આરામ થાય છે.

**છોકરાંને આમણની દવા:**—રસવંતી અને કાથો ઘસીને પાવાથી તથા ગુદા ઉપર ચોપડવાથી ગુદાના સર્વ રોગ નાશ પામે છે.

**મોઢું આવ્યું હોય તેની દવા:**—બોરડીના મૂળની છાલ, બાવળની અંતરછાલ, કટગુંદીની અંતરછાલ, જાંબુની અંતરછાલ, ચંબેલીનાં પાન, માયું, દાડમની છાલ; એને ઉકાળી હશીકા પાણીના ત્રણ દિવસ કોગળા કરવાથી મટે છે. ત્યારબાદ ઉનની અંદર મોરથુથુ ફુલાવીને મોરથુથાથી ચોથા ભાગનું સોનાગેરૂ તેમાં મેળવી દાંત ઘસવાથી દાંત પણ મજબૂત થશે.

**ખરજવું, પાઠું વગેરે ઉપર:**—ઘઉંનો રોટલો ત્રણ પડો કરવો. તે રોટલાનો વચલો ગાભો લઈ તેની ઉપર મોરસ ખાંડ ભભરાવીને તે રોટલો ખરજવા ઉપર બાંધી દેવો. ખરજવાને હવા લાગે નહિ તેવો મજબૂત પાટો બે દિવસ સુધી બાંધી રાખી ત્રીજે દિવસે છોડી નાખવો. એમ ત્રણ વખત કરવું. પગ કહોવાયા જેવો દેખાય પણ ફીકર કરવી નહિ. બધાય કીડા રોટલામાં આવી જશે અને તે પછી સૂકાઈ જશે; છતાં મહીને બે મહીને અસર જણાય તો ફરીથી તે પ્રમાણે કરવું. આથી તે પૂરેપૂરૂં મટી જાય છે.

**નાક સળે, છોલાં બાઝે, ખરાબ વાસ આવે, જીવડા પડે, અંદર નાક બેસતું જતું હોય તેના ઉપર દવા:**—તલના ત્રણ તોલા તાજા તેલમાં બેઠી ભોરિંગણીનાં પાંચ તોલા લીલાં ફૂલ નાખી તળવાં. ફૂલ બળી ગયા પછી કાઢી નાખી તેલ શીશીમાં ભરી લેવું. તે તેલને વાંસની સુંવાળી સળી ઉપર રૂનું પુમડું કરી તેના વડે રાત્રે સૂતી વખતે સાત દિવસ સુધી ચોપડવાથી મટી જાય છે.

**સાધારણ સોજાની દવા:**—સૂંઠ, સરસવ, સાટોડીનાં મૂળ, સરગવાની છાલ, દેવદારનું લાકડું, એ સમભાગે લઇ તેનું ચૂર્ણ કરી સહેજ ખદખદાવીને ચોપડવાથી ફાયદો થશે.

**પગમાં ગોઠણ નીચે કાળો ઝામર થાય તેના ઉપર તથા અસાધ્ય ગુમડાં તથા હાડગંભીર નાળાં ( અંદર હાડમાંથી પરૂ નીકળતું હોય )ની દવા:**—સુકી કડવી તુંબડીને બાળી તેના અંગારાને વાસણ ઢાંકીને બુઝાવી દેવો (પાણીથી નહિ.) તે કોલસાની ભૂકી કરવી. દર્દવાળા ભાગને ધોઇ પૂરેપૂરો સ્વચ્છ કરી હાથે બનાવેલું પહેલી ધારનું સ્વચ્છ દીવેલ ચોપડી તેના ઉપર તે ભૂકી ભભરાવવી. આ પ્રમાણે ચાર દિવસ સારી રીતે ધોવું અને દવાની ભૂકી ભભરાવવી. પાટો બાંધવો નહિ, પણ ખુલ્લું રાખવું અને પરૂ નીકળે તે લૂછી નાખવું. જ્યારે લાલ ચામડી આવી જાય, ત્યાર બાદ કોઇ પણ બીજો મલમ ચોપડવો.

**સ્ત્રીને મરેલું બાળક અવતરતું હોય કે પાછળથી મરી જતું હોય તેની દવા:**—(જન્મ્યા પછી ચાર પાંચ મહીને છોકરાને માથામાં ગડગુમડ થઇને બાળક મરી જાય તો જાણવું કે, એની

માતાના ઉદરમાં વાયુ છે. છોકરી જીવે પણ છોકરો ન જીવે તેમને માટે પણ આ દવા ઉપયોગી છે.) આસંધ, પીંપર, જીરૂ, ઇંદ્રજવ, અજમોદ, રતાંધળી, મરી, ઓથમી જીરૂ, કડાછાલ, સિંધવ, સાંઢના લીંડાની રાખ, સૂંઠ, દારૂહળદર, ભેંસો ગુગળ, અજમો, હરડાં, બેડાં, આમળાં અને ગળીનાં પાન, એ દરેક સવા સવા તોલો લઇ તે બધાનું વસ્ત્રગાળ ચૂર્ણ કરીને ગર્ભાવસ્થા પહેલાં એક મહીના સુધી મધ સાથે રોજ સવારમાં આપવું. ખાટું, તીખું, તેલ, હીંગ, ગોળ અને શેરડી તથા અતિ ગરમ અને અતિ ઠંડી એવી ચીજો ખાવી નહિ. પથ્ય પાળીને દવાનું સેવન કરનારનાં બાળકો ઇશ્વિરકૃપાથી જીવતાં રહે છે.

**સ્ત્રીઓના પ્રદરની દવા:**—ઉંદરની લીંડીઓ ૦॥। તોલો વાટીને મધની સાથે સાત દિવસ સુધી ચટાડવી. તેલ, મરચું, ખટાઇ ન ખાવી.

**વિંછીની દવા:**—(૧) પીપળાની પોપડી ( ગોળ ફળ-સૂકાં કે લીલાં ) ચલમમાં ભરીને બે દમ મારવાથી વિંછી ઉતરી જાય છે. (૨) બોડી અઘાડીનાં પાન હાથમાં ચોળીને રસ કાઢી જ્યાં-સુધી ચઢયો હોય ત્યાંસુધી ઉપર લીટા કાઢવા, એટલે તે ઉતરવા માંડશે. છેવટે ડંખ ઉપર રસ ચોળવો. (૩) ગરમાળાની શીંગનું બી ઘસીને ડંખ ઉપર ચોઢી દેવું, એટલે ઝેર ચૂસી લીધા પછીજ તે ઉખડી પડશે.

**દિવસે ઓછું સૂઝતું હોય અને રાતે બીલકુલ સૂઝે નહિ તેને માટે દવા:**—હળદર, દાંત હળદર, ચમેલીનાં પાન, લીમડાનાં પાંચે અંગ (પાન, ફૂલ, છાલ, ફળ અને મૂળ) સમાન વજને લેવાં. ગાયના છાણના રસમાં તેને બારીક સૂરમાની પેઠે ખરલ કરી તેની પાણીમાં ગોળી કરવી. રાત્રે સૂતી વખતે તે ગોળી ઘસીને આંખમાં આંજવી.

**ગરોળીનો ગલ ખાધામાં આવે તો:**—એક એક તોલો ઘોડીનો પિશાબ મટતાં સુધી પીધા કરવો.

**બળદને ખાંધ પડી હોય તો:**—આકડાના અંગારાને તેલથી ઓલવી નાખી તેનો મલમ કરી ખાંધ ઉપર રાત્રે ચોપડવો; તેમજ ગાય અથવા ભેંસના આંચળના જખમ ઉપર ચોપડવાથી આરામ થાય છે.

**ઢોર બંધાઈ ગયું હોય અથવા તેને આફરો ચઢયો હોય:**—ઢોરના સળેખમ ઉપર કોથળાને બાળીને તેનો ધુમાડો આપવાથી નાકમાંથી પાણી નીકળી મટી જાય છે. આફરો ચઢયો હોય તો બે મૂઠી રાફડાની માટી લઈ તેને ઢોરનાં ગમ્નોફાંમાં અંદર ઘસવાથી તેનો આફરો ઉતરી જાય છે.

**શીળસ ( ચામડી ઉપર જાડું દગડું બંધાય છે તે ઉપર:**—ગુલાબનું તેલ ( તેલમાં એકતાળીસ દિવસ ગુલાબનાં ફૂલ નાખી હલાવતા રહેવાથી થાય છે. ) અને સીરકો ચોપડવાથી મટી જાય છે.

**સફેદ કોઢ માટે:**—માલકાંકણી શેર એક ગોમૂત્રમાં ચાળીસ દિવસ ભીંજવવી. ત્યાર બાદ તેને બહાર કાઢી સૂકવીને તેની ફાકી તોલો તોલો ચાળીસ દિવસ લેવાથી આરામ થાય છે.

**માથાની તાલ ઉપર:**—જૂના લાકડા ઉપરના બિલાડીના ટોપને બાળી તેલમાં મલમ કરી-ને ચોપડવાથી તાલ જાય છે.

**છોકરો થવાની દવા:**—મોરપીંછના સાત ચાંદલાને ઝીણા કાતરીને કચરી જૂના ગોળ સાથે મેળવી સાત ગોળી વાળવી. ગર્ભ રહ્યા પછી એકવીસ દિવસ બાદ સાત દિવસ સુધી સવારમાં ખાવાથી છોકરોજ થશે.

**ગરમી પ્રમેહ-પ્રદર ઉપર:**—નાના પાનની દૂધી અર્ધો તોલો અને પાંચ-સાત કાળાં મરી, ચણાનાં ફોતરાંના કસવાળા નવટાંક પાણીમાં વાટીને ખાંડ નાખી સાત દિવસ શરદાઈ પીવડાવવી, અને ઠંડો પ્રમેહ હોય તો ઉના પાણીમાં મધ નાખીને પાવાથી આરામ થાય છે.

**વા ઉપર, મંદાગ્નિ ઉપર, કબજીયાત તથા તાવ ઉપર:**—કાળા ધતુરાનાં બી એક

તોલો, રેવંચી ૦ાા તોલો, સૂંઠ ¼ તોલો, બાવળનો ગુંદર બેઆનીભાર, કુંવારપાઠાનો ગર્ભ દશ તોલા, એ બધાને ખરલ કરવું. જ્યારે ગોળી વળે એમ થાય ત્યારે મરી જેવડી ગોળીઓ વાળવી. રોજ બે ગોળી આપવી.

**ચોથીઆ તાવની દવા:**—જાયફળ અને કાચી ફટકડી, એ બેઉને બાળી ખરલ કરી શીશીમાં રાખવી. તાવ આવ્યા પહેલાં બે કલાકે સાકરની વચ્ચે વાલભાર દવા નાખી ફાકી જવી.

**મરડા ઉપર:**—ઉમરડાના ફળને વાટી દહીં સાથે આપવાથી મરડો મટે. ઉમરડો ન મળે તો રાળને વાટી વાલભાર દહીં સાથે ત્રણ દિવસ આપવાથી મરડો મટે.

**કાનમાં પરૂ વહેતું હોય તોઃ**—કોડીની રાખ તથા સમુદ્રફીણનો ભૂકો બેમાંથી ગમે તે નાખવાથી વહેતું પરૂ તથા ગુમડું વગેરે બંધ થાય છે.

**વાના સણકા:**—કાનમાં આવતા હોય તો બ્રાન્ડી દારૂનાં ટીપાં નાખવાથી બંધ થાય છે.

**ખસની દવા:**—ઘી ગરમ કરીને અંદર ગંધક નાખી તેનાથી ચોથા ભાગનો બરાસકપૂર નાખી મલમ કરીને ખસ ઉપર ચોળવાથી મટી જાય છે.

**ધાતુનું પાતળા પડવું અને ધાતુક્ષય ઉપર:**—ધોળી ગુસળી, મુગલાઇ દાણા અને બહુફળી, એ ત્રણે વસ્તુ સમાન વજને લઇ ચૂર્ણ કરી આઠ દિવસ દૂધમાં પીવાથી સારો ફાયદો થાય છે. તેલ, મરચું ને ખટાઇ ન ખાવું.

## ૧૮૧—અપસ્માર રોગનો અનુભવેલ ઉપાય

આવા પવિત્ર અને પાવનકારી ઘી ઉપર કદી પણ અવિશ્વાસ કરવો જોઇએ નહિ. રાજા કે પ્રજા, વૃદ્ધ કે જુવાન, સ્ત્રી કે પુરુષ દરેકને માટે તેનો ઉપયોગ ફાયદાકારક છે. મેં જોયું છે કે, જેમને કોઢની શરૂઆત થતી હતી, જેમના માથાના વાળ સફેદ થઈ ગયા હતા, તેમનામાં નવજીવન આવ્યું અને તેમનું શરીરજ બદલાઇ ગયું. આ અસત્ય વાત ન માનતા, સાચેજ તે પ્રત્યક્ષ ફળદાયક છે. એક વખત હું ખંડવા પ્રાંતના એક ગામમાં ગયો હતો. ત્યાં એક દર્દીએ મને બોલાવવાથી હું તેની પાસે ગયો હતો. ત્યાંથી પાછા ફરતાં હું ટ્રેનના જે ડબ્બામાં બેઠો હતો ત્યાંજ પહેલાંથી એક સંન્યાસી બેઠા બેઠા અન્ય સજ્જનો સાથે વાદવિવાદ કરતા હતા. હું તો એક બાજુ બેસીને તેમની વાતો સાંભળવા લાગ્યો. તે વાતો કોઇ રોગ મટાડવાવિષેની ચાલતી હતી. સ્વામીજીએ કહ્યું:–'હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, આ ઔષધિથી માનસિક અને શારીરિક સઘળા વ્યાધિ દૂર કરીને માણસ જીવનમાં અપૂર્વ આરોગ્ય પ્રાપ્ત કરી શકે છે.' આ ઔષધિ શી હતી, તે મને ખબર ન હતી. તેનું નામ મારા આવ્યા પહેલાં દેવાઇ ગયું હતું; પણ આ ઔષધિ જાણી લેવાની મને તીવ્ર ઇચ્છા થઈ. હવે હું પણ ધીમે ધીમે મહારાજની પાસે ગયો અને જણાવ્યું કે, ગુરુજી! જેનાથી શારીરિક અને માનસિક યાતનાઓ નાશ પામે છે એવી એ કયી દિવ્ય ઔષધિ છે? સાધુ પરમદયાળુ, શ્રદ્ધાળુ, ચતુર અને ઇશ્વરભક્ત હતા. વળી વેદને જાણનારા વ્યાકરણી હતા. તેમણે કહ્યું કે, તમે તેને પૂછીને શું કરશો? એટલે મેં હાથ જોડીને તેમને વૈદકસંબંધીનો મારો પણ કંઇક પરિચય જણાવીને કહ્યું કે, મહારાજ! હું એ ઔષધિને લોકોના સદુપયોગમાટે ફેલાવીશ. કોણ જાણે શાથીયે હું તેમનો પ્રેમપાત્ર બન્યો. વૃત્તાંત લાંબું છે, તેમણે પેલા સજ્જનો આગળ કહી બતાવેલી ઔષધિ મને વિસ્તારપૂર્વક કહી હતી. તેજ શબ્દેશબ્દ નીચે રજુ:કરૂં છું:—

ગાયનું દૂધ અર્ધો શેર (૨૦ તોલા), ગાયનું મૂત્ર ૫ તોલા, ગાયના છાણનો રસ ૨ાા તોલા, ગાયનું સારૂં દહીં ૧ા તોલો, ગાયનું ઘી ૧૦ માસા અને મધ ૪ માસા, એ બધાને મેળવીને કાચના કે માટીના વાસણમાં ઘુંટીને એકરસ કરી લેવું. ત્યાર પછી સૂર્યોદયસમયે સ્નાનાદિથી પરવારી સ્વચ્છ થઇને સૂર્યનારાયણ તરફ મુખ રાખીને ભગવાનનું ધ્યાન કરીને પી જવું. એમ

હમેશાં નિયમસર કરતા રહેવાથી મનુષ્યના રોગમાત્ર છૂમંતર થઇ જાય છે. જ્યાંસુધી માણસ આ પ્રયોગ કરે, ત્યાંસુધી તેણે થોડી ઘણી પરહેજી પાળતા રહેવું. અસ્તુ. મહારાજે મને એમ પણ કહેલું કે, તેમાં બ્રાહ્મીનો રસ પણ મેળવી શકાય છે અને મોતીની ભસ્મનુ પણ તેની સાથે સેવન કરવાથી અપૂર્વ ફાયદો થાય છે. આનું સેવન કરનાર માણસ ઇશ્વરભક્ત, દયાવાન અને સત્યવાદી હોવા છતાં પણ તે જ્વરથી પીડાતો હોય, વિનાશકારક રોગોથી ગ્રસ્ત હોય અને જીવનથી નિરાશ થઇ ચૂક્યો હોય તો તેણે પોતાની શક્તિનો વિચાર કરીને આ ઔષધિનું ઓછા-વત્તા પ્રમાણમાં સેવન કરવું. જો આનું પાચન ન થાય તો પછી આ પ્રયોગ કરવો નકામો છે. વગેરે વગેરે. વૈદ્યકવિષે મહારાજશ્રી સાથે બીજી અનેક વાતો થઇ. અંતે સ્વામીજીએ કહ્યું કે, મેં જે પ્રયોગ તમને બતાવ્યો છે તે અપસ્માર અને ઉન્માદ ઉપર પણ અચૂક પરિણામદાયક છે. મંદ અને ભ્રષ્ટ બુદ્ધિવાળા પુરુષોને તો તે નિર્મળ જ્ઞાન દેનાર છે. હું બીજી પણ એક વાત સાંભળીને આનંદ પામ્યો. સ્વામીજીએ કહ્યું કે, આની વડે ઘી :પણ તૈયાર કરી શકાય છે. તે ઘણું કલ્યાણકારક છે. તે વિષે તમે 'વૈદ્યક'માં જોજો. બસ માત્ર આટલી ચર્ચા થઇને સમાપ્ત થઇ; કેમકે એટલી વાતોમાં તો મારૂં ગામ આવી પહોંચ્યું. હું મહારાજની આ અદ્દભુત યોજનાઓમાં એટલો બધો મસ્ત થઇ ગયો હતો કે મને મહારાજનું નામઠામ પૂછવાનું પણ ભાન ન રહ્યું. તેઓ કયાંથી આવ્યા ને કયાં જાય છે, તે પણ કશું પૂછવાનું યાદ ન રહ્યું. ન તો મારૂં સરનામું કહેવાનો પણ ખ્યાલ રહ્યો અને વિચારમાં ને વિચારમાં બહાર નીકળ્યો. ગાડી ઉપડી ગયા પછી યાદ આવ્યું એટલે ખેદ કરતો કરતો ઘેર આવી ગૃહકાર્યમાં સામેલ થઇ ગયો. પણ મેં મહારાજના બતાવેલા ઉપાયો એક પુસ્તક ઉપર લખી લીધા હતા. આજ કેટલાંક વર્ષ (દશ વર્ષ) પછી જ્યારે હું આ વિષય ઉપર લેખ લખવા બેઠો, ત્યારે અચાનક મહારાજે બતાવેલા પ્રયોગનો ખ્યાલ આવ્યો; એટલે મેં તે જેમનો તેમ આપ સૌની સમક્ષ રજુ કરવાની હિંમત કરી છે. મેં આજપર્યંત આનો અનુભવ નથી કર્યો, મને તે ખ્યાલમાં પણ રહ્યું ન હતું. આશા છે કે, જે મહાશયો આ પ્રયોગ કરે અને જે પરિણામ આવે તે મને જણાવશે તો ઘણોજ ઉપકાર થશે. આ પ્રસંગમાં મેં ઘણીખરી વાતો લખી નાખી છે, ક્યાંક ક્યાંક મહાકઠણ ઔષધિઓ પણ લખી છે. નિવેદન એટલુંજ છે કે, જો કોઇ મહાશય આ પ્રયોગ જાતે ન કરી શકે તો કોઇ વૈદ્ય પાસે તૈયાર કરાવે. સંસારમાં અનેક પ્રકારની ઔષધિઓ છે, પણ જે જે મળી આવે છે અથવા માલમ પડે છે, તેનો માણસ વિશેષ ઉપયોગ કરી શકે છે. આમાં ઘણી ઔષધિઓ વંશપરંપરાગત અનુભવાતી આવેલી પણ લખેલી છે. મેં પણ મારા અનુભવની ઔષધિઓ લખી છે અને ભગવાનને આદરપૂર્વક સાનંદ પ્રાર્થના કરૂં છું કે, હે દયામય કરુણાનિધાન! આ ઔષધિઓથી લોકોનું જરૂર કલ્યાણ થજો. મારો લખેલો કોઇ પણ ઉપાય કોઇ પણ માનવના ઉપયોગમાં આવશે તો મારૂં જીવન સફળ સમજીશ.

('કૈલાસ'ના તા-૨૧-૩-૨૭ના અંકમાંથી અનૂદિત લેખકઃ-પં૦ મુરલીધર પરસાઈ વૈદ્ય)



# ૧૮૨—ભોજન

ભોજનસંબંધી અજ્ઞાન અને ઋતુ તથા પ્રકૃતિ પ્રમાણે નિયમિત ભોજન નહિ કરવાથી પેટમાં અનેક વિકારો ઉત્પન્ન થાય છે; તેથી દસ્ત સાફ આવતો નથી અને બંધકોશ અથવા કબજીઆત થાય છે. સર્વ કોઇ જાણે છે કે, દસ્ત સાફ ન આવવાથી અને પેટના વિકારોને લીધેજ માણસને અનેક જાતના સાધારણ તેમજ ભયંકર રોગો થાય છે. ડૉક્ટર કે વૈદ્યની પાસે જઇએ છીએ તો તે પ્રથમ એમજ પૂછે છે કે, દસ્ત સાફ આવે છે કે નહિ.

દસ્ત સાફ આવતો હોય તો રોગજ ક્યાંથી થાય? પ્રથમ તે દસ્ત ઉતારવાનીજ દવા આપે છે, અથવા જે રોગની દવા આપે છે તેના ભેગી દસ્તની દવા ભેળવી આપે છે. દસ્ત સાફ આવવાથી રોગ પણ શાંત થાય છે. જો રોગ વધારે થાય છે, તો તેને મારી હઠાવવો વૈદ્ય કે ડૉક્ટરને પણ ભારે થઇ પડે છે. કોઇ પણ રોગ પેટના વિકારથીજ ઉત્પન્ન થાય છે.

કબજીઆત રહેવાથી આંતરડાં બરાબર કામ કરતાં નથી અને આંતરડાં બરાબર કામ કરતાં નહિ હોવાથી પાચનક્રિયા સારી થતી નથી, તેનાથી લોહી અને વીર્ય સારૂં થતું નથી; લોહીમાં બગાડ થવાથી ફોલ્લા, ખસ વગેરે દર્દ, પાંસળીમાં શૂળ થવું, હાડકાંમાં પીડા થવી, કૉલેરા વગેરે જેટલા રોગો છે, તે બધા પેટના વિકારથી થાય છે; પરંતુ માણસ અજ્ઞાનતાને લીધે તે તરફ કંઇ પણ ધ્યાન આપતો નથી; અને તેને સાધારણ સમજીને મહાન રોગોમાં સપડાઇ દુઃખ ભોગવે છે.

કબજીઆત એ બહુજ ભારે દર્દ છે, તેથી તેનાથી હરઘડીએ બચવાનું ધ્યાનમાં રાખવું જોઇએ. આપણા દેશમાં કોઇ પણ ઘર આ રોગવિનાનું રહ્યું નથી. દરેક ઘેર કોઇ ને કોઇ માણસને આ રોગની ફરિયાદ હોય છેજ; તેથી આ રોગને સાધારણ નહિ સમજતાં તેના ઉપાય સર્વેએ કરવાજ જોઇએ.

માણસે નિરોગી અને દીર્ઘાયુ થવાનો આ એકજ સરળ ઉપાય છે કે રોજનો આહાર-વિહાર વિચારપૂર્વકજ કરવો અને ઋતુ તથા પ્રકૃતિ પ્રમાણે ભોજન કરવું.

ઉપરની રીતે ભોજન નહિ કરવાથી મનમાં ગ્લાનિ પેદા થાય છે, અપ્રસન્નતા રહે છે, શરીરમાં સુસ્તી, બેચેની, કોઇ પણ કામમાં મન ન લાગવું, માથું દુઃખવું, નિર્બળતા, મનમાં અનેક પ્રકારના સંકલ્પ-વિકલ્પ થવા, ખરાબ વ્યસનો તરફ મનનું જવું વગેરે અનેક પીડાઓ થાય છે; પણ માણસ જાણતો નથી કે, આનું કારણ શું છે?

યકૃત અને પ્લીહા, હૃદય તથા ફેફસાં ઉપર કબજીઆતની ખરાબ અસર થાય છે, વીર્યમાં પણ અનેક વિકારો પેદા થાય છે. પ્રમેહ, સ્વપ્નદોષ, હરસ વગેરે સામાન્ય તેમજ ભયંકર રોગો પણ આજ કારણે થાય છે. રોજ દસ્ત સાફ ન આવવાથી પેટમાં મળ એકઠો થાય છે, તેથી દુર્ગંધવાળો વાયુ લોહીમાં મળી આખા શરીરમાં ફેલાઇને શરીરને રોગી બનાવે છે; આ રીતે કબજીઆતથીજ અનેક રોગો ઉત્પન્ન થાય છે.

સ્ત્રી, પુરુષ, બાળક, વૃદ્ધ, એ બધાંને પેટનાજ વિકારથી રોગ થાય છે; પરંતુ જ્યાંસુધી તે રોગ શરીર ઉપર પૂરેપૂરો જામી જતો નથી, ત્યાંસુધી લોકો અજ્ઞાનતાને લીધે તેની પરવા પણ કરતા નથી; તેથી દસ્ત હમેશાં સાફ આવે એ અત્યંત જરૂરનું છે. હમેશાં બરાબર પચી જાય તેવું ભોજન કરવું જોઇએ. કેમકે—

ભોજનના અજ્ઞાનથીજ કબજીઆત થાય છે. જરૂર કરતાં વધારે ભોજન કદાપિ કરો નહિ. ભૂખ્યા રહેવા જેટલું બહુજ ઓછું ભોજન પણ કરો નહિ. જરૂર કરતાં વધારે વસ્તુઓ કદી ખાઓ નહિ.

શરીર તંદુરસ્ત હોય તો તેથી પણ વધારે બળવાન થવા માટે ભૂલે ચૂકે પણ નકામી દવાઓ

કે પુષ્ટિ આપનાર પદાર્થો ખાતા નહિ. જે પદાર્થો પુષ્ટિ આપનારા છે, તેમાંના ઘણા ખરા કબજીઆત કરનારા હોય છે. વધારે મસાલા ખાવા તે પણ હિતકારક નથી.

શરીરના પોષણમાટે જેટલા ખોરાકની જરૂર હોય છે, તે પચાવવા માટે રોજ પાંચ જાતના રસ પેદા થાય છે; અને તે ખોરાકને પચાવી તેનું લોહી વગેરે બનાવી શરીરને પોષણ આપે છે. પરંતુ અનેક પ્રકારના મસાલાવાળું સ્વાદિષ્ટ ભોજન હોવાથી માણસ ખૂબ ખાય છે, ત્યારે તે પચાવવા માટે રસ ઓછો પડવાથી બરાબર પચી શકતું નથી; કેમકે પાચક રસ ઉત્પન્ન કરનાર પેટ વધારે ભરાવાથી તે પોતાનું કામ બરાબર કરી શકતું નથી. તેથી પાચક રસ ઓછો થવાથી તેમજ પચવામાં વાર થવાથી મળ સૂકાઇને આંતરડાંમાં જામી જાય છે; એટલે તે બહાર નીકળવો મુશ્કેલ થઇ પડે છે. તેથી દસ્ત સાફ નહિ ઉતરતાં તે સૂકાયેલો મળ આંતરડાંમાં એકઠો થઇ તેમને કમજોર બનાવે છે. આ રીતેજ કબજીઆતમાંથી વધીને બીજા રોગો પેદા થાય છે.

નિયમિત ભોજન નહિ કરવાથી અથવા શરીરના પોષણપૂરતા ખોરાક કરતાં ઓછો લેવાથી પણ શરીરનાં યંત્રો તેમનું કામ સારી રીતે નથી કરતાં, તેથી પણ મળ સૂકાઇને એજ દશા થાય છે. જરૂરવિનાના પુષ્ટિકારક ખોરાકો લેવાથી પણ આંતરડાં તે પચાવવાને અશક્ત થાય છે અને તેથી કબજીઆત થાય છે.

તેથીજ કુદરતે શરીરને નિરોગી રાખી પોષણ કરનારા પદાર્થો સારી રીતે પચે તેટલા માટે તેની સાથે બીનજરૂરી પદાર્થો પણ ભેળવી દીધેલા છે.

જેમકેઃ—ઘઉં અને તેની ઉપરનાં છોડાં. સર્વ કોઈ જાણે છે કે, ઘઉંનો લોટ જેટલો જાડો તેટલો જલદી પચે છે. ઘઉંનો મેંદો જેટલો વધારે બારીક તેટલોજ વધારે સમય તેમાંથી બનાવેલી ચીજો પચવામાં લાગશે. માંદા માણસોને જલદી પચે તેટલા માટે ઘઉંનાં ફાડીયાંજ ખવડાવે છે. ઘઉંના લોટ કરતાં મેંદો પચવામાં વધારે ભારે છે; તેજ પ્રમાણે મગ, અડદ અને મસુરની છોડાં વિનાની દાળ પચતાં વધારે વાર લાગે છે; અને છોડાંવાળી જલદી પચી જાય છે. કુદરતે કોઇ પણ પદાર્થ અને તેનો કોઇ પણ ભાગ નકામો બનાવ્યો નથી. તેથી બને ત્યાંસુધી કબજીઆત કરનારા પદાર્થોનું સેવન નહિ કરવું જોઇએ.

કોઇ કહેશે કે, સઘળા પદાર્થ ખાવા માટેજ બનાવેલા છે તો શામાટે ન ખાવા? માણસ કુદરતના નિયમો પ્રમાણે ઋતુ અને પ્રકૃતિનો વિચાર કરીને હમેશાં તેનું સેવન કરે તો કંઇ નુકસાન નથી; પરંતુ વાત એવી છે કે, લોકો અજ્ઞાનતાને લીધે જે ભાવ્યું તે ખાધાજ કરે છે. તેમને નથી હોતું ઋતુનું ભાન કે નથી થતો પ્રકૃતિનો વિચાર કે અમુક વસ્તુ નુકસાન કરશે. અનેક દર્દીઓ વધવાનું બસ આ એકજ કારણ છે.

કેટલાક તમાકુ, સીગારેટ, બીડી વગેરે પીએ છે અને કહે છે કે, તેનાથી દસ્ત સાફ આવે છે. તમાકુ ખાઇને દસ્ત સાફ ઉતરવાની આશાએ તેઓ જાજરૂ જાય છે, પણ તેઓ જાણી જોઇને પોતાને હાથેજ પોતાના પગમાં કુહાડી મારી રહ્યા છે. ભવિષ્યમાં તેમને તેથી ખૂબજ નુકસાન થવાનું છે, કેમકે આ બીનજરૂરી વસ્તુઓથી પણ કબજીઆત થાય છે; પરંતુ તેની તેમને કંઇ ખબરજ નથી.

વીર્યની નબળાઇથી તેમજ વધારે વિષયસેવનથી પણ પાચનશક્તિ ઓછી થાય છે. તેમને પણ કબજીઆત અને અજીર્ણ થાય છે; તેથી ઉપર લખેલી કબજીઆત કરનારી ખોટી આદતોને છોડી દેવી જોઇએ.

### કબજીઆત દૂર કરવાના સરળ ઉપાય

અનેક પ્રકારના ભારે પદાર્થો જમવાથી કબજીઆત થઇ હોય તો મસાલાં અને ભારે પદાર્થો ખાવાના છોડવા જોઇએ. બને ત્યાંસુધી સાદું ભોજન અને ફળનું સેવન કરવું જોઇએ, શાકભાજી જરૂર ખાવી અને ભોજન હમેશાં સારી પેઠે ચાવીને કરવું જોઇએ.

નિયમિત ભોજન નહિ કરવાથી તથા ઓછું ખાઇ ભૂખ્યા રહેવાથી કબજીઆત થઈ હોય તો

આંતરડાંમાં એકદમ દાખલ થાય તેવું બહુજ હલકું ભોજન જેવું કે–ખીચડી, દાળ, જૂના ચોખાનો ભાત, ખીર, દૂધ વગેરે લેવું જોઇએ.

નિયમસર ભોજન ન મળવાથી આંતરડાં ખાલી હોઇને સંકોચાઇ જાય છે અને ભૂખથી વાયુ કુપિત થઇને આંતરડાંના મળને સૂકવી દે છે; તેથી આંતરડાંમાં ફેલાઇને સૂકાયેલા મળને કાઢી નાખે એવા પદાર્થોનું સેવન કરવું લાભકારક છે. વધારે પૌષ્ટિક વસ્તુઓ તથા ઔષધિઓ ખાવાથી કબજીઆત થઇ હોય તો ઘઉંનાં થૂલીઆં, છોડાં સાથે મગની દાળ, ચોળાફળી, પાલખ, બથવો (ચીલ), મેથી વગેરેનું શાક, લીંબું અને તાજાં ફળ ખાવાં જોઇએ.

વધારે પાન ખાનારા, તમાકુ ખાનારા–પીનારા તથા સીગારેટ–બીડી પીનારાઓને કબજીઆત થાય તો તેમણે તેનું સેવન ઓછું કરવું જોઇએ. વીર્યની નબળાઈથી મંદાગ્નિ થાય છે અને ભયંકર કબજીઆત થાય છે–અર્થાત્ કબજીઆતથી બીજા પણ અનેક રોગ ઉત્પન્ન થાય છે.

તેને માટે વિષયનો ત્યાગ કરીને વિષયવિકાર દૂર કરવો અને વીર્યવૃદ્ધિ કરનારા તથા પુષ્ટિ આપનારા પદાર્થોનું સેવન કરવું જોઇએ; પરંતુ એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે, જેઓ પારો વગેરે એકદમ બળદાયક વસ્તુઓનું સેવન કરે છે, તેઓ પહેલા તો એટલા બધા વિષયાસક્ત થયેલા હોય છે કે આગળ પાછળની કંઈ ખબરજ નથી રાખતા. જ્યારે વીર્ય ઓછું થવાથી અગ્નિ મંદ થઇ જાય છે અને અનેક રોગ થવા માંડે છે, ત્યારેજ તેઓ એકદમ બળવાન બનાવે એવી દવાઓ ખોળે છે.

આ લાલચમાં ફસાઇને તે અજ્ઞાનીઓ શરીરમાં હાથી અને વાઘ સાથે લડવા જેવું બળ પેદા કરવા માટે તે જાતની જાહેર ઔષધિઓનું સેવન કરીને વધારે નુકસાન ભોગવે છે.

એકદમ પારા વગેરેનું સેવન કરવાથી તેમની સ્થિતિ વળી વધારે ખરાબ થાય છે. વળી યાદ રાખવું જોઇએ કે, બળદાયક દવાઓ પચાવવામાટે પણ બળની જરૂર છે, તેથી પ્રથમ તે બળદાયક દવાઓ પચાવવા માટે શરીરમાં બળ પેદા કરવું જોઇએ; અને ત્યારેજ તે દવાઓ ફાયદો કરશે.

આને માટે કુદરતી પદાર્થો(ખોરાક)જ પૂરતા છે. વીર્ય ઉત્પન્ન કરનારા, વીર્યને પુષ્ટ કરનારા અને વધારનારા ખોરાક લેવા જોઇએ.

## જરૂરની સૂચના

કબજીઆત થતાં લોકો આઠમે દશમે દિવસે કે મહીને બે મહીને જુલાબ લીધા કરે છે. કેટલાક તો આઠમે દિવસે જુલાબ લીધાજ કરે છે. આ તેમની જબરી ભૂલ છે. વારંવાર જુલાબ લેવાથી વળી વધારે કબજીઆત થાય છે, ઓછી નથી થતી; અને આંતરડાં દિનપ્રતિદિન નિર્બળ થતાં જાય છે. કોઈ કોઈ તો દસ્ત સાફ લાવવાની દવા રોજ લે છે, નહિ તો તેમને દસ્ત પણ ન ઉતરે.

આવી ટેવ પાડવી એ તંદુરસ્તી માટે અત્યંત હાનિકારક છે. કેટલા બધા દુઃખની વાત છે કે, વૈદકશાસ્ત્રનું કંઇ પણ જ્ઞાન ન હોવાથી મનુષ્ય પોતાને હાથેજ રોગ ઉત્પન્ન કરે છે. જુલાબની સઘળી દવાઓ જલદ હોય છે. પ્રથમ તો તે તેની ગરમીથી મળને કાઢી નાખે છે; પરંતુ પાછળથી તંદુરસ્તીને ખૂબ નુકસાન કરે છે.

વારંવાર જુલાબ લેવાથી શરીરના આંતરિક અવયવો નિર્બળ થઇ જાય છે, તથા તેને લીધે આગળ જતાં અનેક રોગ શરીરમાં ઘર ઘાલીને બેસે છે; અને શરીર છૂટે છે ત્યારેજ તેમનો નાશ થાય છે.

("શ્રીચિકીત્સક"ના ઑગષ્ટ ૧૯૨૬ના અંક ઉપરથી અનુવાદ)

# ૧૮૩–ગુરુ ગોવિંદના પુત્રોનું બલિદાન યાને આર્યસંસ્કૃતિનું ભાન!

ઇતિહાસ પોકાર કરી રહ્યો છે કે, જુલમથી કદી કોઈ જાતિ દબાઈ જતી નથી, ઉલટું એવા પ્રસંગે મરેલી પ્રજામાં પ્રાણનો સંચાર થાય છે. શીખોના દશમા ગુરુ ગોવિંદસિંહે મોગલ બાદશાહના જુલ્મથી દબાઈ જવાને બદલે શીખ પ્રજાને એક લડાયક કોમ બનાવી દીધી. ગુરુ પોતાનાં આદર્શ ચરિત્ર અને અનુપમ વ્યક્તિત્વના લીધે શીખોમાં ધર્મનું બીજારોપણ કરવા માટે યોગ્ય બની ગયા હતા. તેમણે ધર્મને માટે સર્વસ્વનું બલિદાન કરી દેવાથી અનેક લોકો તેમના અનુયાયી બની ગયા. આ કારણથી મોગલ બાદશાહ ભય પામવા લાગ્યો અને કોઇ પણ પ્રકારે ગુરુ-ગોવિંદનો નાશ થાય, તેવા ઉપાયો વિચારવા લાગ્યો.

ગુરુ આનંદપુર નામના ગામમાં રહેતા હતા. તે ગામને એક દિવસ મોગલસેનાએ ઘેરી લીધું. એકાએક આ હુમલો આવી પડવાથી વીર શીખો ગભરાઇ ગયા, ગુરુ પોતે પણ વિચારમાં પડી ગયા અને થોડા સમયમાટે મુંઝવણમાં પડી ગયા. આટલા ગણ્યાગાંઠયા શીખો લઇને મોગલ-સેના સામે થવામાં આગમાં કૂદીને ભસ્મ થઇ જવા બરાબર હતું; તેમજ પોતાનું સર્વસ્વ દુશ્મનોને આપી દેવા કરતાં મૃત્યુ પસંદ કરવા જેવું હતું. આ બેમાંથી કયો માર્ગ ગ્રહણ કરવો તેના વિચારમાં ગુરુ હતા, તેવામાં મોગલો તરફથી સંદેશો મળ્યો કે “જો આ સમયે તમે આનંદપુર છોડીને ચાલ્યા જશો તો તમને કોઇ પણ જાતની હરકત કરવામાં નહિ આવે.” ગુરુ ગોવિંદ-સિંહને આ સંદેશા ઉપર વિશ્વાસ બેઠો નહિ, પરંતુ તેમ કર્યા સિવાય અન્ય માર્ગ હતોજ નહિ. બીજે દિવસે સવારે ગુરુએ આનંદપુરમાંથી બહાર નીકળી ચાલવા માંડયું; પરંતુ મુસલમાનો કદી વચનની કિંમત સમજતાજ નથી. તેમણે વચનનો ભંગ કરી મુઠ્ઠીભર શીખો ઉપર માર્ગમાં હુમલો કર્યો અને તેઓને ઘેરી લીધા. શીખો મોગલો તરફથી આવી આશા રાખતાજ નહોતા, તેઓ એકાએક આ હુમલાથી ગભરાઇ ગયા અને જેને જેમ ફાવે તેમ નાસવા લાગ્યા. અનેક મોગલોના હાથે કતલ થઇ ગયા. કેટલાકે સતલજ નદીમાં કૂદી પડી પોતાના પ્રાણ ગુમાવ્યા. ગુરુ પોતે કેટલાક વિશ્વાસુ સાથીઓ સાથે રૂપનગર તરફ ચાલી નીકળ્યા. તેમની ધર્મપત્ની કેટલાક સાહસી શિખોને લઇ દિલ્હી રવાના થઇ ગઈ! તેમની માતા ફતેસિંહ તથા જોરાવરસિંહ નામના પોતાના બે પૌત્રોને (ગુરુના પુત્રોને) લઇને પોતાના બ્રાહ્મણ રસોઈયા સાથે તેને ઘેર ગયાં; પરંતુ અહીં તે દુષ્ટ બ્રાહ્મણે વિશ્વાસઘાત કરીને ઉક્ત બાળક-રત્નોને મોગલ સુબા વજીરખાનના હાથમાં સોંપી દીધા. તેમનાં ઘરેણાંની પેટી પોતાના ઘરમાં રાખી લીધી. વજીરખાનને ગુરુ ઉપર પ્રથમથીજ દ્વેષ હતો. તેને ગુરુના પુત્રો પોતાના હાથમાં આવવાથી બદલો લેવાનો ઉત્તમ અવસર મળ્યો! તેણે વિચાર્યું કે, આ બાળકોનો વધ કરવા કરતાં તેમને મુસલમાન બનાવી દેવાથી ગુરુની આબરૂ-ને વધારે ધક્કો પહોંચશે અને શરમથી ગુરુ ઉંચું મુખ કરી શકશે નહિ.”

આવા વિચારથી એક દિવસ તેણે ઉક્ત બંને બાળકોને પોતાની પાસે બોલાવ્યા. યવનોના હાથમાં સપડાયાથી આ બંને ધર્મવીર બાળકોએ કેટલાક દિવસથી ખાધું નહોતું. આથી તેમનાં ગુલાબ જેવાં તેજસ્વી મુખ ચીમળાઇ ગયાં હતાં. જ્યારે તેઓ દરબારમાં આવ્યા, ત્યારે એક મુસલમાન સિપાઇએ વજીરખાનને સલામ કરવાની તેમને સૂચના કરી. જોરાવરસિંહે જવાબ આપ્યો કે “અમે એકમાત્ર અકાલપુરુષ સિવાય કોઇને માથું નમાવતા નથી.” એમ કહી અક્કડ ઉભા રહ્યા.

વજીરખાને તે બન્ને બાળકોને કહ્યું કે “તમારા પિતાનો અપરાધ અક્ષમ્ય છે, પરંતુ તમે નિર્દોષ બાળક છો. તમારા ઉપર મને દયા આવે છે. જો તમે ઇસ્લામધર્મને સ્વીકારી લ્યો, તો તમને છોડી દેવામાં આવશે અને મોટા થશો, ત્યારે મોટી જાગીર બક્ષીસ આપી મોટા હોદ્દાઓ આપવામાં આવશે. વજીરખાન સમજતો હતો કે, જીવનદાન મળવાથી તેમજ મોટા હોદ્દાની લાલચથી બંને બાળકો ઇસ્લામનો સ્વીકાર કરશે. તેને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો કે, આ બાળકોની

નાડીઓમાં કેવળ ધર્મનું રુધિર વહે છે, ધર્મમાટેજ તેઓ જીવે છે. બંને બાળકો વજીરખાનની વાત સાંભળી કાંઈ પણ બોલ્યા નહિ, તેથી તે ગુસ્સે થઇ ગયો અને રૂવાબમાં બોલ્યો કે “જો તમે જીવવાની ઇચ્છા રાખતા હો તો જલદી મુસલમાન બની જાઓ, નહિ તો દિવાલની અંદર તમને બંનેને જીવતા ચણી લેવામાં આવશે.”

મહાત્મા તેગબહાદૂરના પૌત્રો સામે ધર્મત્યાગ કરવા જેવી અસંભવ વાત! બંને વીરબાળકો-ના ચહેરા ધર્મઝનુનથી લાલચોળ જેવા બની ગયા. તેઓ થોડી વાર તો કંઈ બોલ્યા નહિ. છેવટે મોટા બાળકે કહ્યું “સુબા સાહેબ! શું તમે જાણતા નથી કે, અમે ગુરુ નાનકદેવના વંશજ છીએ? શું તમે એમ સમજો છો કે, અમે ધર્મ વેચીને જીવનારા તુચ્છ પ્રાણીઓ છીએ? શું ગુરુ ગોવિંદસિંહની હયાતીમાંજ તેનાં બાળકો જ્યારે ત્યારે પણ નાશ પામનારા આ તુચ્છ દેહમાટે પોતાના મોંઘા ધર્મને વેચી દઈ શકે? કદી નહિ. મહાશય! આપની ઇચ્છામાં આવે તેમ કરો! ગમે તો મસ્તક ઉતારી લ્યો! ચાહે અમારા એક એક અંગના ટુકડેટુકડા કરી નાખો, પરંતુ ધર્મત્યાગ કરવાની આશા સ્વપ્નમાં પણ રાખશો નહિ. અમારી માતાના દૂધનું પાન કર્યું ત્યાર-થીજ મૃત્યુનો ભય અમારા અંતઃકરણમાંથી વિદાય થઇ ગયો છે!”

આટલા નાના બાળકોની આવી નિર્ભય વાણી સાંભળીને વજીરખાન ક્રોધથી સળગી ઉઠ્યો. તેણે આ બંને બાળકોને દિવાલમાં ચણી લેવા માટે ઘાતકને હુકમ કર્યો. ઘાતકે એક દિવાલમાંથી થોડી ઇંટો પડાવી નાખી. ત્યાં બંને ભાઇઓને ઉભા કરવામાં આવ્યા, કડીઆને બોલાવી તેમની આસપાસ ઇંટોને ગોઠવવા માંડી. ઇતિહાસમાં આટલાં નાનાં બાળકોએ ધર્મમાટે આવો મહાન ભોગ આપ્યાના દાખલા ભાગ્યેજ મળશે. દિવાલમાં નિર્ભયતાની મૂર્તિસમા આ બંને બાળકો ઉભા રહ્યા! દેવતાને પણ દર્શન કરવાની ઇચ્છા થાય, એવું દિવ્ય દૃશ્ય બની ગયું! કમર સુધી ઇંટો ચણાઈ ગઈ. મુસલમાન હાકેમ સામે ઉભો ઉભો જોયા કરે છે. તેણે કહ્યું “હે અભાગી બાળકો! હજી વિચાર કરો, તમારી સામે એક બાજુ મોટી જાગીર અને ધન-દોલત છે, અને બીજી બાજુ મૃત્યુ છે! આ બન્નેમાંથી તમને શું પસંદ છે? ઇસ્લામ સ્વીકારો તો નિર્ભય બનીને સુખ-ચેનમાં જીવન ગુજારી શકશો; માટે હજી પણ સમજી જાઓ.” જવાબમાં બંને બાળકો હસે છે.

હંમેશાં હુકમ કરવા અને પળાવવાના સ્વભાવવાળો હાકેમ પોતાની વાતનો અનાદર થવાથી વધારે કોપ્યો અને તેઓને જલદી આ દુનિયામાંથી ગુમ કરી દેવા માટે કડીઆને હુકમ કર્યો. કડીઆએ ગર્દન સુધી ઇંટો ગોઠવી દીધી! ગુરુ ગોવિંદનાં આ ગભરૂ બાળકોને આમ નિર્દય રીતે ચોળી નંખાતાં જોઈ દિશાઓ ધ્રૂજી ઉઠી અને આસપાસ ઉડતાં પંખીઓ પણ કકળી ઉઠયાં! પરંતુ યવન હાકેમનું પાષાણ હૃદય પીગળે તેમ નહોતું! જો આ સમયે નેપોલીઅન, સિઝર કે સિકંદર જેવો કોઈ દુશ્મન હોત, તો તે આ ધર્મવીર બાળકોની આવી અપૂર્વ વીરતા અને ધર્મપ્રેમ જોઇ મુગ્ધ બની જાત અને છોડી મૂકત! અરે તેમને અપાય તેટલું માન આપીને પૂજત. પ્રભુની સૃષ્ટિનાં આવાં અણમોલ રત્નોને ધૂળમાં રોળી નાખત નહિ; પરંતુ અહીં તો હતી અરબ રણમાં ઉત્પન્ન થયેલી અને ક્રૂર અને આત્મવિહોણી ઇસ્લામી સંસ્કૃતિ! તેને આ બાળકોમાં રહેલી અલૌકિક ધર્મભાવના જોવાને આંખોજ હતી નહિ! હાકેમ તેમને જલદી ખતમ કરી નાખવા માટે કડીઆને ઉપરાઉપરી હુકમ આપવા લાગ્યો! કડીઆએ નાના પુત્રના પવિત્ર દેહને ઇંટો અને માટીથી ઢાંકી દીધો! મોટાભાઇનું મસ્તક બહાર હતું, તેની આંખોમાંથી અશ્રુબિંદુઓ પડવા લાગ્યાં! મુસલમાન હાકેમ સમજ્યો કે, બાળક મૃત્યુથી ડરે છે. તેણે કહ્યું “ભાઈ! રડે છે શા માટે? જો હજી પણ ઇસ્લામ સ્વીકારવાને કબૂલ થાય, તો છોડી મૂકવામાં આવશે.”

યવનની આ ઉદારતા(!)નો બાળકે શો ઉત્તર આપ્યો? ઓ આજકાલના ધર્મભીરૂઓ! ઓ પાંચ-પચીસના પગાર માટે વારંવાર જાત જાતનાં ટીલાં-ટપકાં કરીને કપાળ બગાડનારા ભવાઈઆઓ! તમે ધર્મ વેચીને પ્રાપ્ત કરેલા પૈસાવડે ચળકતાં બૂટ-કૉલર પહેરીને આ ધરતી માતાને ક્ષણવાર કચડવાનું છોડી દો. આ વીર બાળકની પવિત્ર વાણી સાંભળો! અને તમારા અંતરનો થોડો ઘણો મેલ ઓછો થવા દો!

યવન હાકેમની વાત સાંભળી બાળકનાં આંસુ એકદમ અદશ્ય થઇ ગયાં અને તેની આંખોમાં ધર્મતેજ ભભુકવા લાગ્યું ! તે બોલ્યો કે "અરે મૂર્ખ સુબા ! તું હજી આર્ય સંસ્કૃતિને ઓળખતો નથી. મૃત્યુના ભયથી ડરતો નથી; પણ તેનું કારણ બીજુંજ છે. શું તે કારણ સાંભળવાને અને સમજવાને તારી પાસે કાન અને હૃદય છે? જો હોય તો સાંભળ. અમે બે ભાઇઓમાં હું મોટો છું. ધર્મને માટે પોતાના પ્રાણની આહુતિ પ્રથમ મોટાએ આપવી જોઇએ, અને પછી નાનાએ; પરંતુ મારા પહેલાં મારા નાનાભાઇનો ભોગ લઇને તેં મને એ દિવ્ય યશ લેવા દીધો નહિ ! **મારા પહેલાં મારો નાનો ભાઈ એ મહાપુણ્ય કમાઈ ગયો ! મારા એ કમનસીબમાટે મને રડવું આવે છે."**

યવન હાકેમ આકાશવાણી થતી હોય તેમ આ ધર્મવીર બાળકની વાત કાષ્ઠના પૂતળાની માફક સ્તબ્ધ બનીને સાંભળી રહ્યો ! કડીઆએ છેલ્લી ઇંટ મૂકીને તે દિવ્ય બાળકનો જીવનદીપક બૂઝાવી દીધો !

જે ધર્મવૃક્ષના મૂળમાં આવાં નિર્દોષ અને પવિત્ર રુધિરનું સિંચન થયું છે. એવા મહાન ધર્મવૃક્ષનું એક પણ પાંદડું તોડવાની ઇચ્છા રાખનારા વિધર્મી ભાઇઓ ! તમે નાહક જખ શામાટે મારો છો ?

("આર્યપ્રકાશ"ના જ્ઞાનઅંકમાં લેખકઃ-શ્રી. હરિશંકર વિદ્યાર્થી)

# ૧૮૪-મર્યાદા-પુરુષોત્તમ

યહ એક પ્રાકૃતિક નિયમ હૈ, કિ વિશિષ્ટ વ્યક્તિયોં કે ચરિત્ર, ઉનકા જીવન ઔર જીવન કી પ્રભાવશાલિની ગતિ, જનસાધારણ કે હૃદયપર અંકિત હુએ બિના નહીં રહે. વિશિષ્ટ વ્યક્તિયોં કા મહત્ત્વ ભિન્ન-ભિન્ન દૃષ્ટિ સે ભિન્ન-ભિન્ન વિશેષતાઓં સે સમઝા જાતા હૈ. જિન મહાપુરુષોં કા ચરિત્ર, જિતના હી ન્યાય-પૂર્ણ, સુધારક, નિષ્કપટ એવં છલ-છદ્મશૂન્ય હોતા હૈ, વહ ઉતને હી અધિક સમય તક માનવ-હૃદય પર અંકિત રહેગા. સંસાર કી પ્રત્યેક સભ્ય જાતિ અપની જાતિ કે મહાપુરુષોં કા અનુકરણ કરતી હૈ ઔર કરેંગી. યહ ભિન્ન બાત હૈ, કિ વહ ઉસ મહાપુરુષ કે જીવનોદ્દેશ્ય કા લક્ષ્ય ભૂલ સે કુછ ઔર બના લે, યા વહી રખે.

યહ એક સંદેહહીન બાત હૈ, કિ હમારી જાતિ કે મહાપુરુષોં મેં મર્યાદા પુરુષોત્તમ ભગવાન્ રામ કા જીવન જિતના ધર્મ, સુધાર, કર્તવ્ય, જિતેન્દ્રિયતા આદિ અસાધારણ ગુણોં સે વિભૂષિત હૈ-ઉતના શાયદ હી કિસી દૂસરે કા હો.

**'यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः । स यत् प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥'**

અર્થાત્ મહાપુરુષ જો કાર્ય કરતે હૈં, સાધારણ-જન ભી ઉન્હીંકો કરને કા પ્રયત્ન કરતે હૈં. શ્રીમદ્ભગવદ્ગીતા કા યહ વચન અક્ષરશઃ શ્રીરામપર ઘટિત હોતા હૈ. ઇસ ક્ષુદ્ર લેખ મેં હમ યહ દિખાને કા પ્રયત્ન કરેંગે, કિ ભગવાન્ શ્રીરામ ને મર્યાદા કા કિતની ઉત્તમતા સે ઔર કિતના ગંભીર હો કર પાલન કિયા હૈ.

'મર્યાદા' શબ્દ કા અર્થ હૈ ન્યાય-પથ-સ્થિતિ. ભગવાન્ રામ ને ઇસી ન્યાય-પથ-સ્થિતિ કા સૈંકડોં કષ્ટ સહ કર ભી નિર્વાહ કિયા. ઉનકે પ્રારંભ કે જીવન સે લે કર અંત તક હમેં ઉનકા કોઈ ભી કાર્ય ઐસા નહીં દેખ પડતા, જિસમેં અન્યાય કા થોડા સા ભી આભાસ હો. કહીં કહીં તો ઉનકા ચરિત્ર અત્યંત સુંદર તથા ચમત્કારપૂર્ણ હૈ. જરા ધ્યાન દેને કી બાત હૈ, કિ રાજ્ય-ભાર મેં ઉનકે સિંહાસનારૂઢ હોને કે લિયે આનંદ મંગલ હો રહે હૈં. લોગ ફૂલે નહીં સમાતે હૈં, મહારાજ આજ અપના જીવન સફલ સમઝ રહે હૈં. ઐસે સમય મેં સૌતેલી માતા કૈકેયી ને અપને સ્વાર્થ કી વશવર્તિની હો કર ઉનકે સુખ કી લતાપર એકદમ કુઠારાઘાત કર દિયા. ફિર ભી રામ ઉન્હેં અપની પ્રિય માતા કૌશલ્યા જૈસા હી આદર કરતે હૈં. અહા ! આજ ભી ઉનકે વે અક્ષર-અક્ષર હમારી હૃદયભિત્તિપર અંકિત હૈ, જો ઉન્હોંને વન જાતે સમય કૈકેયી કો કહે થે કિ "હે માતા !

ક્યા આપકા મુઝપર વિશ્વાસ નહીં થા, જો પિતાજી કો કહને બૈઠીં? આપ મુઝસે હી વન જાને કે લિયે કહ સકતી થીં. મૈં આપકો પરમ પૂજ્યા સમઝતા હૂં." ઔર યહ કહ કર વે પિતા કી ચરણવંદના કર કે કૈકેયી કા ભી પદસ્પર્શ કરતે હૈં. યહ હૈ માતૃ-પિતૃ-ભક્તિ કા જ્વલંત આદર્શ!!

અનેક કષ્ટોં કો સહતે હુએ ભી ભગવાન રામ કે હૃદય મેં ક્રોધ ઉત્પન્ન નહીં હુઆ ઔર ઉન્હોંને સ્વાર્થ કો નહીં અપનાયા. યદિ વે ચાહતે, તો ઉસ સમય, જબ ભરત સેનાસહિત ચિત્રકૂટપર મિલને ગયે થે, લક્ષ્મણ કી સહાયતા સે યુદ્ધ મેં જય-લાભ કર, રાજ્ય કર સકતે થે. પરંતુ ઉન્હોંને ઉસ સમય ક્રુદ્ધ લક્ષ્મણ કો જો ઉપદેશ દિયે હૈં, વે સુવર્ણાક્ષરોં સે લિખને યોગ્ય હૈં. કહાં ઉનકા ભરત કે હી કારણ વનવાસ ઔર કહાં દોનોં ભાઇયોં કા ગલે-ગલે મિલ, ફૂટ-ફૂટ કર રોના! ઇસે કહતે હૈં ભ્રાતૃ-પ્રેમ!!

ઇતના હી નહીં, ભરત ઉનસે લૌટને કે લિયે અનેક પ્રાર્થનાએં કરતે હૈં. સભી પુરવાસી ઉનકે સ્વર કે સાથ સ્વર મિલા રહે હૈં, ઔર ફિર ભી વે અપની પ્રતિજ્ઞાપર અડે હુએ હૈં. પ્રતિજ્ઞાપાલન કા કિતના ઉચ્ચ આદર્શ હૈ!!

સુગ્રીવ ને રામ કી કૃપા સે રાજ્ય પાયા, સ્ત્રી પાયી; પર ઉસી નશે મેં વહ રામ સે કી હુઈ પ્રતિજ્ઞા કો ભૂલ ગયા-અર્થાત્ સીતાન્વેષણ કે લિયે ઉસને કોઈ પ્રયત્ન નહીં કિયા. અબ ઇસિ અવસ્થા મેં શ્રીરામ ને કેવલ લક્ષ્મણ કો ભેજ કર ઉસે ઉસકી પ્રતિજ્ઞા કી યાદ દિલાયા. ઇસપર સુગ્રીવ ને જબ ક્ષમા માંગી, તો આપ કહતે હૈં કિ "મેરે આપપર જૈસે ભાવ પહલે થે, વૈસે હી અબ ભી હૈ." યહ થા ઉનકા સૌહાર્દ!!

અબ તનિક ઉનકા શત્રુઓં કે સાથ ભી વ્યવહાર દેખિયે. સભી જાનતે હૈં કિ ઉન્હોંને રાવણ કે અનુચર શુક-સારણ કે સાથ, જો રામ કી સેના કે ગુપ્ત ભેદ લેને આયે થે, કૈસા સદ્વ્યવહાર કિયા થા! ઉન્હોંને વિભીષણ કો અપને પરમ શત્રુ રાવણ કા ભાઇ જાન કર ભી અપને હૃદય મેં સ્થાન દે દિયા, જરા ભી અવિશ્વાસ નહીં કિયા. યહ થા શરણાગતરક્ષા કા વ્રત!!

ભગવાન રામ કે ચરિત્ર મેં કહીં કહીં કોઇ કોઇ કૂટ-તાર્કિક ધર્મ સે પતન કા મિથ્યા આભાસ ભી દેખ પાતે હૈં, પર તનિક વિચાર કરને સે ઉનકે કાર્યોં કા વાસ્તવિક તથ્ય સમઝ મેં આ જાતા હૈ; ઔર પ્રતીત હોતા હૈ, કિ વહ ભી ઉચ્ચકોટિ કી ન્યાય-પથ-સ્થિતિ હી હૈ.

હમારા દૃઢ વિશ્વાસ હૈ, કિ ઐસા વ્યક્તિ અભી સંસારભર કી કિસી જાતિ મેં નહીં હુઆ; ઔર હમ યહ ભી કહ સકતે હૈં, કિ યદિ ઉનકે ચરિત્ર કા સૂક્ષ્મ દૃષ્ટિ સે વિવેચન કિયા જાયે, તો દેશ કો ઉન્નત બનાને કી સંપૂર્ણ આધુનિક વિવાદપૂર્ણ સમસ્યાએં હલ હો સકતી હૈં.

("હિંદૂપંચ"ના 'રામાંક'માં લેખકઃ-શ્રી. નૃસિંહદેવ સારસ્વત શાસ્ત્રી)



# ૧૮૫–ભગવાન રામચંદ્રની પ્રતિજ્ઞા–એકાંકી નાટક

(પ્રથમ દૃશ્ય)

સ્થાન–શ્રીરામનું વિશ્રામભવન (શ્રીરામ એકલા, ચિંતામગ્ન થઇને થોડી વાર બેસે છે અને વળી પાછા ઉભા થઇને ટહેલવા લાગે છે.)

રામઃ—"રાજાનું જીવન ચિંતા, આપદા અને ક્લેશની ધગધગતી ભઠ્ઠી છે, કે જેમાં કર્તવ્યનો દેવતા સુખ અને સૌભાગ્યની આહુતિ આપે છે. રાજાનું જીવન એ એક વિશાળ પર્વત છે, જેની દૂરથી ઉંચાઇ જોઇને પ્રત્યેક વ્યક્તિ ઇર્ષ્યા કરે છે; પરંતુ પાસે જઇને એ કોઈ નથી જોતા કે, તે પર્વત કેવી દશામાં દિવસ વીતાવે છે. જેઠ-અષાઢમાં અગ્નિસ્વરૂપ સૂર્યનો તાપ સહે છે, શ્રાવણ-ભાદરવામાં વાવાઝોડાં અને વરસાદ સાથે ભયંકર યુદ્ધ ખેલે છે, પોષ અને માઘ માસમાં મડદાની પેઠે બરફની ચાદર ઓઢી રહે છે. આટલાં દુઃખ ઉપરાંત જ્યારે કોઇ વાર તેના એકાન્તમય સૂનસાન હૃદયમાંથી 'હાહાકાર' નીકળે છે, ત્યારે દુનિયા તેને ધરતીકંપ માનીને તેનાથી ડરે છે અને તેની ઘૃણા કરે છે. રાજ્યભાર! તને નીતિ અનુસારે વહન કરવો એ એક કઠિન વ્યાપાર છે! જો વિધાતાએ મને ભરત, લક્ષ્મણ યા તો શત્રુઘ્નજ બનાવ્યો હોત તો આજે મારે આવી દુઃખદ વેદના ન સહેવી પડત—

"सीने में जब दिल न रहा, तब राज्य फिर किस काम का ?
सीता बिना जीवन निकम्मा, है जहाँ में राम का ॥
मैंने प्रजा के चरण में, कर दी समर्पण जानकी।
बस कर विधाता! दे चुका हूं, भेट अपनी जानकी॥"

શત્રુઘ્ન—(પ્રવેશ કરીને) "નહિ, નહિ–ભાઇ! એવી નિષ્ઠુરતા ના ઘટે."

રામ—"પ્રિય શત્રુઘ્ન! કેમ? શું થયું?"

શત્રુઘ્ન—"કેમ તો શું આ બધી ફોગટ ચર્ચા છે?"

રામ—"ફોગટ ચર્ચા નથી, સાચી છે."

શત્રુઘ્ન—"શું કહ્યું! સાચી છે?"

ભરત—(પ્રવેશ કરીને) "શું સાચી છે?"

રામ—"ભાઈ ભરત! પ્રિય શત્રુઘ્ન! સૌ વાત સાચી છે."

ભરત—"રઘુનાથ અને આવો વજ્રપાત! મર્યાદાપુરુષોત્તમ રામ અને પ્રેમનું આવું ભીષણ પરિણામ! બન્ને હોઇજ ના શકે."

રામ—"નહિ, એ તો થઇ ચૂક્યું અને ક્યારનુંયે થઇ ચૂક્યું. શું કરૂં, ભાઇ! તમે બધા જાણો છો. અયોધ્યાની પ્રજા મારી પાસે સીતાને માગે છે અને આજે પણ માગી રહી છે."

ભરત—"રઘુકુલતિલક! તો શું પ્રજા જે કંઇ માગશે તે આપવું પડશે?"

રામ—"અવશ્ય."

ભરત—"અને જો તે નીતિવિરુદ્ધ હોય તો?"

રામ—"તોપણ આપવુંજ જોઇશે."

ભરત—"આપવું પડશે? જો અયોધ્યાની પ્રજા રાજદ્રોહી થઇને રાજ્યલક્ષ્મી લૂંટવા ઇચ્છે, જો તે ભારતવર્ષનાં બધાં દેવાલયો તોડી પાડવા ઈચ્છે, જો તે દેવતાઓનું અપમાન કરવા ઇચ્છે, જો તે બ્રહ્મહત્યાને ધર્મનું અંગ બનાવવા ઇચ્છે, તોપણ શિર ઝુકાવી માનવું પડશે?"

રામ—"નિઃસંદેહ—"

ભરત—"કારણ?"

રામ—"કારણ એજ કે, રાજા પ્રજાનો સેવક છેઃ—

" धन्य है वह भूपति, जिसको प्रजासे प्यार है।
जो न हो राजा प्रजा का, उसको सौ धिक्कार है॥
तुच्छ है सीता-सती, प्रजा-प्रेम के सामने।
कह दिया बस आजसे, सीता को छोडा रामने॥ "

ભરત—" હેં હેં, ભાઇ! આપે એ શું કહ્યું? ક્યાં એ પવિત્રતાની મૂર્તિ, સતીત્વની ખાણ, દેવી સીતા; અને ક્યાં અયોધ્યાની ગલીઓમાં ભટકનારાં એ કુતરાં?:—

" आपकी सुनते नहीं, यह शब्द है अपमान के।
जानकी माता सभी की, योग्य है सम्मान के॥ "

રામ—" योग्य है सम्मान के, सचमुच ही सीता राम की।
पर जो न भायी हो प्रजा को, वह मेरे किस काम की॥
हो खुशी जिसमें प्रजा की, उसमें सुख है, क्षेम है।
मैं हूँ चातक स्वाति-जलं, मेरा-प्रजा का प्रेम है॥ "

ભરત—" પરંતુ જેમ આપ પ્રજા-પ્રેમનું પાલન કરો છો, તેમ આપે નારી-પ્રેમનું પણ પાલન કરવું જોઇએ—

" कारण कि नारी-प्रेम से ही, गृहस्थ का कल्याण है।
जिस घर में हो नारी दुःखी, वह घर नहीं, श्मशान है॥
नारी न हो दुनियाँ में तो, दुनियाँ है फिर किस काम की?
है जानकी दुनियाँ में तो, दुनियाँ है सारी राम की॥ "

રામ—" ભરત! ભરત!! આ બધી મિથ્યા ચર્ચા છે. રામે જે નિશ્ચય કર્યો છે, તે અચળ છે."

ભરત—" ભાઇ! ભાઇ!! એ આપ શું કહો છો?"

રામ—" ભરત! રામ નથી કહેતો, સમય કહી રહ્યો છે:—

(ગાય છે.)

" सब दिन होत न एक समान।
दुःख सुख जीवन भोग हि मानो, दो दिन की गुजरान॥ सब दिन०
इक दिन राजा हरिश्चंद्र की, संपत्ति मेरुसमान। सब दिन०
इक दिन जाय डोम घर सेवत, अंबर हरत मसान॥ सब दिन०
इक दिन ध्रुव की माता शुचिने, कीन बडा अपमान। सब दिन०
इक दिन ध्रुव का दर्शन करने, आये श्री भगवान॥ सब दिन०
इक दिन सीता रुदन करती थी, महा विकट उद्यान। सब दिन०
इक दिन राम सिया दोऊ मिल, विहरत पुष्प-विमान॥ सब दिन०
प्रकट है पूरव की करनी ही, तज मन सोच अजान! सब दिन०
तुलसीदास गुण कहँ लग वरणूं, विधि के अंक प्रमान॥ " सब दिन०

લક્ષ્મણ—(જલદીથી પ્રવેશ કરીને) "દુર્મુખ પાગલ છે. અવશ્ય કોઇ રાજ્યદ્રોહીનું આ ભીષણ કાવત્રું છે."

રામ—" કાવત્રું નહિ, લક્ષ્મણ! અયોધ્યાની પ્રજા એકેઅવાજે કહી રહી છે."

લક્ષ્મણ—" ભાઇ! ક્ષમા કરજો; શું કહી રહી છે?"

રામ—" એજ કે સીતા અ-સતી છે."

લક્ષ્મણ—" અ-સતી છે—સીતા અસતી છે! આહ! આ 'અ' અક્ષરે જાણે ચંદ્રમાની પૂર્ણ કળાને રાહુ થઇને ગ્રસી લીધી. આ 'અ' અક્ષરે જાણે કાળા નાગનું રૂપ લઇને મારા અંતઃકરણને દંશ દીધો. સૂર્યનાં ઉજ્જવળ પ્રકાશમય કિરણોથી ખીલેલી કુમુદિની સમાન નિર્મળ, નક્ષત્ર-સમાન પવિત્ર અને રાત્રિદિવસ પતિ નામની માળા જપનારી સીતા અ-સતી છે? ભાઇ! ભાઇ!!

શું એક જુઠ્ઠાબોલા, નિંદક અને ધોબીના રૂપમાં આવેલા કાળા ઝેરી નાગની વાતને મનરૂપી મણિમય સિંહાસન ઉપર બેસાડીને સાચા સતી-રત્નને ફોગટ કાદવ-કીચડમાં ફેંકી દેવા ઇચ્છો છો? જો સતીશિરોમણિ સીતાની સાથે સ્વયં મર્યાદાપુરુષોત્તમ શ્રીરામજી આવું વર્તન કરશે, તો પછી પતિવ્રતા સીતાનું સરળ હૃદય એ પુરુષના વિલાસની સામગ્રીજ ગણાશે. સૌનો હાર્દિક પ્રેમ પુરુષના ઉપહાસનું રમકડુંજ બની જશે. ભારતીય રમણીઓની પતિભક્તિનો ભારતવર્ષમાંથી લોપ થઇ જશેઃ—

" फिर तो नारी-धर्म का, होना न होना एक है।
जब कि जनता के लिये, पित्तल व सोना एक है॥
इस लिये मानो मेरी भैया! न त्यागो जानकी।
जानकी संसार की, शोभा है जीवन-प्राण की॥"

રામઃ—" जानकी शोभा नहीं, बिजली है वह अपमान की।
डर के मारे त्याग दी, जीवन में मैंने जानकी॥
कह दिया परित्याग तो, परित्याग टल सकता नहीं।
मेरी प्रतिज्ञा विश्व में, कोई बदल सकता नहीं॥"

લક્ષ્મણ—(રામને ચરણે પડીને) "આહ! ભાઈ! ભાઈ!!:—

" भैया! ऐसे न कठोर बनो, माँ सीता परम पुनीता है।
सीता भी वह सीता जिसने, पति-सेवा का धन जीना है।
श्रीराम! प्रतिज्ञा की दृढता का, त्याग करो, वह सीता है।
सीता भारत की पुण्यमयी, गंगा-गायत्री-गीता है॥"

રામ—" લક્ષ્મણ! લક્ષ્મણ!! તો શું રામને ભૂલી ગયો?

" चिह्न बाकी हैं रघुकुल के, अभी तक भालपर।
क्योंकी बेटा हूँ मैं दशरथ का, पितामह थे सगर॥
इस लिये मुझको लखन! अपने वचन से प्रीति है।
प्राण जाये पर न जाये, धर्म कुल की रीति है॥"

લક્ષ્મણ—"એ સત્ય છે, ભાઈ! પરંતુ સીતા-અ-સતી "

રામ—(ધુરકીને) "લક્ષ્મણ!"

લક્ષ્મણ—(ધ્રૂજતાં ધ્રૂજતાં) "ભાઇ!"

રામ—" हरि इच्छा भावि बलवाना। तुम कहँ तात सदा कल्याना॥
यह मम बचन पाल लघु भाई। प्रात जानकी जाओ लिवाई॥
आज्ञा मोरि जो टारहु ताता! रहे न प्राण तात मम गाता॥"

( श्री तुलसीकृत-रामायण )

( શ્રીરામ છાતીમાં છરી મારવા જાય છે, લક્ષ્મણ રોકે છે. )

લક્ષ્મણ—"શાન્ત થાઓ, ભાઇ! શાન્ત થાઓ!! રામ-પ્રતિજ્ઞા પૂર્ણ થશે-" (જાય છે)

( રામનું મૂર્ચ્છિત થઇ પડી જવું. )

કૌશલ્યા—(પ્રવેશ કરીને) "હેં હેં બેટા! આ શું અનર્થ કરવા બેઠો છે? શું સર્વસ્વ નાશ કરવા ઇચ્છે છે?"

રામ—( ભાન આવતાં ) "લક્ષ્મણ! ગયો?–માતા! તું અહીં?"

કૌશલ્યા—"બેટા! શું હું અહીં ન આવું? તું જડમૂળથી કપાયલા વૃક્ષની પેઠે ભૂમિ ઉપર બેભાન અવસ્થામાં પડયો હોય અને હું ન આવું? મારા પેટનું રત્ન, રઘુકુલનો દીપક અને ભારતનો સમ્રાટ્ આત્મહત્યા કરે અને હું ન આવું?"

રામ—"આવો માતા! આવો ઓ જનની! આવો ઓ માતેશ્વરી! આવો! રામને આપની

ચરણરજ આપો, કે જેને આ શૂન્ય લલાટે લગાવીને મારી કર્મ-રેખાઓને છુપાવું, આપને વૃથા કલ્પાંત ન કરાવું."

કૌશલ્યા—"હું બધુંયે જાણું છું, બેટા! હું બધુંએ જાણું છું. એજ ને કે, તું મારી રાજરાણી વહુ, સાક્ષાત્ લક્ષ્મીસ્વરૂપા સીતાનો ત્યાગ કરશે; પણ રામ! શું એ સત્ય વાત છે?"

રામ—"જો ઉદય અને અસ્ત સત્ય છે, ઉત્પત્તિ અને વિનાશ સત્ય છે, તો આ પણ સત્ય છે, માતા!"

કૌશલ્યા—"શું હું પણ એ સત્ય ઉપર વિશ્વાસ કરૂં?"

રામ—"અવશ્ય! આપના વિશ્વાસથી તો પ્રતિજ્ઞા સફળ થશે."

કૌશલ્યા—"રામ! હું જાણું છું, કે રાજકાર્યસંબંધી "આ કેમ થયું? આ શાથી થયું?" એમ કહીને દખલ કરવાનો સ્ત્રીજાતિનો ધર્મ નથી-તેથી હું તને આજ્ઞા નથી કરતી, માત્ર વિનય..."

રામ—"નહિ-નહિ, માતા! એ મારાથી નહિ બને."

કૌશલ્યા—"નહિ બને! શું કહ્યું? નહિ બને?"

રામ—"જનની! ઓ જનની!! ઈશ્વરને ખાતર અટકાવ ન કરો."

કૌશલ્યા—"તો શું હું મારી ભાગ્યલક્ષ્મીને જતી કરૂં? મારા કુળની આબરૂને ઉકરડે ફેંકી દઉં? મારી વંશવૃદ્ધિની અમર વેલીને વનમાં મોકલી દઉં? નહિ બને, રામ! મારા જીવતાં છતાં તો એવું નહિ બનવા દઉં—"

રામ—"માતા! હું પ્રતિજ્ઞા કરી ચૂકયો છું."

કૌશલ્યા—"પ્રતિજ્ઞા કરી ચૂકયો છે? જો પ્રતિજ્ઞા કરી ચૂકયો હોય તો પછી બતાવ કે, તને પ્રતિજ્ઞા નિભાવવાની શક્તિ કોણે આપી? મેં-મારા દૂધે-રામ! આજ એજ દૂધ પોતાની શક્તિ પાછી લઇ લેવા ઇચ્છે છે. હું તારી પાસેથી તે પાછી લઇશ, અવશ્ય પાછી લઇશ રામ! ઈશ્વરને ખાતર સીતાનો ત્યાગ ન કર. જો, જો, આજ તારી માતા-રામની માતા-મર્યાદાપુરુષોત્તમ પુત્રની સમક્ષ હાથ લંબાવીને ભિક્ષામાં સીતા માગે છે! શું તું નહિ આપે? સીતા નહિ આપે? રામ! રામ!! બોલ, બોલ!"

રામ—"જનની! ઓ જનની!! આવું હૃદયવિદારક દૃશ્ય! આહ! મારૂં ભાવિ! જે ચરણરજના પ્રતાપે મારા પૂર્વજ ભગીરથ હિમાદ્રિણી ગંગાને દેવલોકમાંથી પૃથ્વી ઉપર લાવ્યા, જે ચરણરજના પ્રતાપે વ્યાસપુત્ર શુકદેવ જન્મ લેતાંજ આત્મજ્ઞાની કહેવાયા, જે ચરણરજના પ્રતાપે ભગવાન પરશુરામે ૨૧ વાર ક્ષત્રિયવંશનો સંહાર કર્યો, જે ચરણરજના પ્રતાપે મેં લંકાપતિ રાવણ ઉપર વિજય મેળવ્યો, આજ તેજ ચરણરજની સ્વામિની મારી માતા, અશ્રુધારાભરી આંખે, દીન અધીન ભાવે ઘુંટણીએ પડીને, મારી પાસે ભિક્ષા માગી રહી છે અને હું 'નહિ આપું' 'નહિ આપું' એમ કહીને માતાનો તિરસ્કાર કરૂં? નહિ, નહિ, કદી નહિ. ન્યાય-મર્યાદા નાશ પામે, રામને માનસિક દુઃખ થાય અને સંસારમાં રામ પ્રતિજ્ઞાભ્રષ્ટ થાય, તોપણ હું એમ કહીશ, આકાશના નક્ષત્રોને સુણાવીને એમજ કહીશ, કે માતા! ઉઠો, ઓ જનની! ઉઠો—તમારી ઈચ્છા પૂર્ણ થાઓ."

કૌશલ્યા—"ઇચ્છા પૂર્ણ થાઓ?-શું કહ્યું બેટા? મારી ઇચ્છા પૂર્ણ થાઓ?"

કર્મ—(પ્રવેશ કરીને) "ઈચ્છા પૂર્ણ થાઓ."

**"मनुष्य-इच्छा पूर्ण हो सकती है श्रीरघुवीर से।**
**पर कर्म का लिक्खा नहीं टलता किसी तदबीर से ॥"**

રામ—"કોણ, કર્મ? જનની! સાંભળ્યું?"

કૌશલ્યા—"હા સાંભળ્યું."

રામ—"મા! હું વિવશ છું-પરાધીન છું."

કૌશલ્યા—"બેટા! બેટા!! આહ! કર્મ-ગતિ! આહ! સીતા સતી-(મૂર્છા આવે છે.)

રામ—"આહ! સીતા! સીતા!! સીતા!!!"

('હિંદૂપંચ'ના વિજયાંક ઉપરથી અનૂદિત. લેખક-નાટયાચાર્ય પંડિત 'શૈદા')

# ૧૮૬–વિજયાદશમી કોની છે?

વિજયાદશમી કોની છે? એ પ્રશ્નના ઉત્તરમાં પ્રત્યેક શિખાસૂત્રધારી એમજ કહેશે કે 'વિજયાદશમી' અમારી છે; પણ હું કહીશ કે, ઓ કાયર, નામર્દ, ડરપોક, અશિક્ષિત, સ્વાવલંબનહીન, પરતંત્ર હિંદુજાતિ! હરગીજ આ વિજયાદશમી તારી નથી. વિજયાદશમી તો તેજ વીરજાતિની છે કે જેની વીરતાનો વિજયડંકો સમસ્ત સંસારમાં વાગી ચૂક્યો હોય, જેની વિજયવૈજયંતી દશે દિશામાં ફરફરતી અને જેની યશઃપતાકા ગગનચુંબી હિમાચળસમા પર્વતોનાં શિખરો ઉપર લહેરાતી હોય!

હિંદુજાતિ! વિજયાદશમી ઉજવતાં પહેલાં શું તારૂં મસ્તક નીચે નથી નમી પડતું? શું તારી જાતને પરતંત્રતાની બેડીમાં જકડાયલી જોવા છતાં પણ તારાં નેત્રોમાંથી પ્રબળ અશ્રુધારાઓ નથી વહેતી? શું તારા શુષ્ક કલેવરમાં તારા પૂર્વગૌરવનું જરા પણ ભાન નથી રહ્યું? શું હાડમાંસનાં આ સુકલકડી પૂતળાંની નસોમાં તેમના વીર, પવિત્ર, સ્વનામધન્ય, કર્તવ્યપરાયણ પૂર્વજોના લોહીનું એક બુંદ પણ નથી રહ્યું? શું ભૂલેચૂકે સ્વપ્નમાં પણ તને ભૂતકાળના વીર ભારતવર્ષનું સ્મરણ પણ નથી થતું?

શું વિજયાદશમી ઉજવવા પહેલાં તને તેનું મહત્ત્વ યાદ નથી આવતું? હા હિંદુજાતિ! તારી નિદ્રાવસ્થા ઉપર તો એમ થઈ જાય છે કે, પોકેપોક મૂકીને રડું! પણ હા! આજ એટલું પણ સાહસ નથી રહ્યું. આજે અમે અમારા ભારતવર્ષમાં નથી તો રડી શકતા કે નથી હસી શકતા! કેમ? કેમકે હિમગિરિનાં શિખર ઉપર ઉડનારા ભગવા ઝુંડા ઉપર હવે ભગવાન સહસ્રરશ્મિનો પુણ્ય–પ્રતાપ નથી રહ્યો, પણ માત્ર વાંકી ચૂકી રેખાઓનાં નિશાનજ રહ્યાં છે.

હિંદુજાતિના રહ્યા સહ્યાઓ નવજુવાનો! "વિજયાદશમી"નો વિજય–મહોત્સવ ઉજવવા પહેલાં એક વાર જરા વિચારી લો કે, તમને આ વિજયાદશમી ઉપર વિજયોલ્લાસનો મહોત્સવ ઉજવવાનો અધિકાર છે? શું કહ્યું? "અમારો તહેવાર છે?" દૂર રહો! તહેવાર ઉજવનારાઓ દૂર રહો! શી વીરતા ઉપર તહેવાર ઉજવવા નીકળ્યા છો? તમારાં ઘરોની સીતાઓને આજે ગુંડાઓ ઉઠાવી તમારી નજરસમક્ષજ જાય છે અને તમે હસતા હસતા તહેવાર ઉજવવા નીકળ્યા છો! જ્ઞાનવિહીન, નિષ્પ્રાણ હિંદુજાતિ! ગુંડાઓ–રાક્ષસોના હાથમાં તારાં ગૃહોની કુલલક્ષ્મીસ્વરૂપા, સતી સાધ્વી સીતાસમી કુલલલનાઓનાં નગ્ન શરીર જોઇને તારી આંખો શું નથી ફાટી પડતી? આત્મા કલેવરનો કેમ ત્યાગ નથી કરતો? પ્રાણ કેમ નીકળી જતા નથી? શરીર કેમ ફાટી પડતું નથી? પણ ફાટીયે શી રીતે પડે? કાયર, માન–અપમાનરહિત, રક્ત–વીર્યશૂન્ય, પરતંત્ર અને શક્તિહીન જાતિ સંસારમાં કોઇ પણ હોય તો તે આ હિંદુજાતિજ છે; નહિ તો એક ગોરી ચામડીવાળી ચારિત્રહીન, ધર્મવિહીન અને વારાંગનાને 'ભારતીય નારીઓ ભ્રષ્ટ ચારિત્રવાળી અને વેશ્યાઓ જેવી છે' એવું લખવાનું સાહસ ક્યાંથી થાત? જો તું તારા માન–અપમાન ઉપર મરી ફીટતાં જાણતી હોત તો પછી કોની ગુંજાશ હતી કે અમારી દેવીઓ ઉપર દૃષ્ટિપાત પણ કરે? દુર્યોધને દ્રૌપદીને જાંઘ દેખાડી હતી, પણ સાચા હિંદુ દ્રૌપદીપતિ ભીમે તેનો બદલો દુર્યોધનની જાંઘ તોડી નાખીનેજ લીધો હતો! છે તમારામાં પણ એવું જોશ? જેઓ તમારી લલનાઓને પોતાની જાંઘ ઉપર બેસાડવા ઇચ્છે છે, તે દુષ્ટોની જાંઘ તોડી નાખવાની છે એવી તાકાત! જે દુષ્ટો તમારી બહેન–દીકરીઓને ભેટવાનાં સ્વપ્નો જોઇ રહ્યા છે, તેમની ગળચી દબાવવા જેટલી છે તાકાત? ફોડી શકો તેમ છો એ નરપિશાચોની આંખો કે જેઓ તમારી મા–બહેનો ઉપર કુદૃષ્ટિ કરે છે? પી શકો તેમ છો એ દુઃશાસન જેવા દૈત્યોનાં કલેજાંનાં ગરમાગરમ લોહી અને બાંધી શકો છો તેમના લોહીથી તમારી કુલલક્ષ્મીની વીખરાયલી વેણી? છે એ રાવણ જેવા રાક્ષસ પ્રકૃતિના દુષ્ટોનો નાશ કરવાની તાકાત, કે જેઓ તમારી સીતાસરખી સતી–સાધ્વી,

દેવીસ્વરૂપા ધર્મપત્નીને ઉઠાવી જાય છે? નથી? તો પછી વિજયાદશમી શી રીતે ઉજવવા નીકળ્યા છો?

કેવળ રામલીલા ભજવાથી વિજયાદશમી તમારી નહિ બની શકે. સાચી લીલા કરો. હરહમેશ સીતા-હરણ થયેજ જાય છે; અને લીલા કરવાનીજ ઇચ્છા હોય તો રામ બનીને-રામની શક્તિ પ્રાપ્ત કરીને, તેમની પેઠે સુખશાંતિની સ્થાપના કરીને, તેમની પેઠે અદમનીય પ્રતાપ વિસ્તારીને-વિજયાદશમી ઉજવો તોજ તેની સાર્થકતા છે. જો તમારામાંથી એક પણ રામની પેઠે સર્વ સુલક્ષણયુક્ત થઇ શકે, તો તે વખતે હું કહીશ અને હિંદુજાતિ પણ અભિમાન લેશે કે, આજે વિજયાદશમી છે! તે સમયે વિજયાદશમી ઉજવજો, સારી પેઠે ઉજવજો, ખુલ્લે હૃદયે ઉજવજો, નાચી કૂદીને ઉજવજો; કેમકે તે વખતે તો તમારોજ વિજયધ્વજ ફરફરતો હશે. કિંતુ પ્રિય હિંદુજાતિ! ત્યાંસુધીને માટે તું વિજયાદશમી ઉજવવી-મારી પ્રાર્થનાને ખાતર નહિ, પણ તારી મા-બહેનો અને પત્નીઓની દુર્દશા અને ઘૃણાજનક પરિસ્થિતિ તરફ લક્ષ આપીને-છોડી દે. આ વિજયાદશમી ઉપર ઓ હિંદુજાતિ! તું હાસ્ય ન કર! કૂદ નહિ!! ખેલ નહિ!!! આ વિજયાદશમીના રામલીલાના ચોગાનમાં એકત્ર થઇને એ અભિનય કર, કે જે અરણ્યકાંડમાં થયો હતો-અર્થાત્ વાનરોમાં પણ સંગઠનનું બ્યુગલ બજાવ. વિજયાદશમી ઉપર આ વખતે સીતા-હરણનો શોક પાળ, એકાગ્રચિત્તે વિચાર કર કે તારી સતી સાધ્વી, સીતા સમી અપહરણ કરાયલી મા-બહેનોનો શી રીતે ઉદ્ધાર થઇ શકે? રામે કેવળ સુગ્રીવનામધારી વાનરની સલાહ લીધી હતી. તું હજારો, લાખો અને કરોડોની સંખ્યામાં એકત્ર થઇ સીતા-ઉદ્ધારનો ઉપાય વિચાર. એકજ વાર એ પ્રમાણે કરવાથી ઓ હિંદુજાતિ! તારી સીતાનો અવશ્ય ઉદ્ધાર થશે!

('હિંદૂપંચ'ના વિજયાંકમાંથી અનૂદિત. લેખકઃ-શ્રીયુત હરદ્વારપ્રસાદ જાલાન)

# ૧૮૭—મહાન નરોને કેમ જન્મ આપશો?

## મરજી પ્રમાણેનાં ખૂબસુરત અને બુદ્ધિશાળી બાળકો પેદા કરવાની વિદ્યા

× × × "ભાષણો માટે દુનિયાની ફરતી મુસાફરી વખતે યુરોપ-અમેરિકામાં સ્ત્રીમંડળો આગળ ઘણાંક ભાષણો આપવાની મને તક મળી હતી. એક વખતે ન્યુયૉર્ક શહેરના "ઓએસીસ" નામના સ્ત્રીમંડળમાં તા૦ ૨૦ મી માર્ચ ૧૯૨૪ના રોજ 'પૂર્વમા સ્ત્રીનો દરજ્જો' એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. તે વખતે જણાવ્યું હતું કે, હિંદી સ્ત્રીઓ જેવી વફાદાર અને પવિત્ર જીંદગી ગુજારનાર સ્ત્રીઓ દુનિયામાં બીજે કોઈ ઠેકાણે માલમ પડતી નથી; ત્યારે અમેરિકાની સ્ત્રીઓને ખીજવાટ લાગ્યો અને ભાષણ ઉપર બળવા લાગી. આ સ્ત્રીઓને વળતો જવાબ આપતાં મેં જણાવ્યું કે, હિંદી સ્ત્રીઓ એટલી તો વફાદાર છે કે પોતાના ધણીને ઈશ્વરનું સ્વરૂપ માને છે અને જ્યારે ધણી મરણ પામે ત્યારે અસલના વખતમાં તો હજારો સ્ત્રીઓ પોતાના ધણી સાથે જીવતી ચેહમાં બળી મરતી અને કેટલીક સ્ત્રીઓ તો પોતાના સતીત્વના બળથી પોતેજ દેવતાઇ અગ્નિ ઉત્પન્ન કરી બળી મરતી. આવી ધણી તરફની વફાદારીના દાખલા દુનિયાની કોઇ પણ સ્ત્રીઓની તવારીખમાં માલમ પડતા નથી. તમો પશ્ચિમની સ્ત્રીઓ જરા પણ વાંધો પડતાં છૂટાછેડા કરવા તૈયાર થાઓ, જ્યારે હિંદી સ્ત્રીઓ કદી છુટાછેડા કરતી નથી, પણ પોતાના ધણીને હંમેશાં વફાદાર રહે છે અને તેની સાથે બળી મરવા પણ તૈયાર થાય છે, અને કોઈ પણ પરપુરુષ સાથે છૂટ લેતી નથી; જ્યારે તમો પરપુરુષો સાથે નાચતાં પણ શરમાતાં નથી. પેલી અમેરિકાની બાનુ મીસ મેયોએ હિંદી સ્ત્રીઓની નિંદા કીધી છે, તેણીને આ ટુંક જવાબ પૂરતો છે. આવી વફાદાર અને પવિત્ર હિંદી બહેનોની સેવામાં આજે હાજર રહેવાને મને ઘણી ખુશાલી ઉત્પન્ન થાય છે.

## સ્ત્રીનું માતાતરીકેનું દૈવી કાર્ય

સ્ત્રી માતાતરીકેનું દૈવી કાર્ય કરવા સરજાઇ છે, જે માટે તમામ જગત તેમને નમન કરે છે. હિંદ માતા, સ્ત્રી માતા, પ્રજાની માતા, ધરતી માતાને સર્વે જગતનું નમન છે.

સ્ત્રી માતાતરીકેની પોતાની ફરજો બજાવવા જે જે કષ્ટ ખમે છે, જે જે ભોગો આપે છે તેવો ભોગ બીજું કોઇ આપતું નથી. નવ મહીનાસુધી બાળકને પેટમાં રાખવા કેટલી વેદના તેણી ખમે છે, વળી બાળકને જન્મ આપતી વખતે કેટલું કષ્ટ ખમે છે! ઘણીક સ્ત્રીઓ જન્મ આપતાં પોતાના જીવનો ભોગ આપે છે–મરણ પામે છે. એક સિપાઇ બચ્ચો લડાઇના મેદાનમાં જે જખમો ખમે છે અને જીવનો ભોગ આપે છે, તે કરતાં વધુ કષ્ટ અને ભોગ એક માતાનો છે; એટલુંજ નહિ પણ બાળકના જન્મ્યા પછી તેની માવજત કરવા જે જે કાળજી તેણી દેખાડે છે, તેવી સેવા કોણ કરી શકશે? પરમાર્થી આદમીઓ ભૂખ્યાંને અન્ન આપે છે, પણ કોઇ એવું આદમી છે કે ભૂખ્યાને પોતાના લોહીમાંથી ખોરાક બનાવી આપે? માતા પોતાના લોહીમાંથી દૂધ બનાવી બાળકને ખોરાક આપે છે. આ કેવો ભોગ છે! વળી બાળકની માવજત કરવા ન પોતે સૂવે કે ન આશાયશ લે. વળી બાળકને બોલતાં, ચાલતાં, કેળવણી આપવા અને છેવટે સંસારમાં નાખવા શી રીતની એક માતા કાળજી દેખાડે છે અને કષ્ટ ખમે છે? ખરેજ, માતાનો આભાર આપણે કેમ વાળી આપીશું? માતાને ઇશ્વરના સ્વરૂપતરીકે ભજવી જોઇએ. સ્ત્રીઓને પવિત્ર માતાતરીકે માન આપવું જોઇએ અને પવિત્ર લાગણી હંમેશાં દેખાડવી જોઇએ.

આટલી કાળજી–આટલું કષ્ટ ખમવા છતાં ઉત્તમ બાળકો પેદા થતાં નથી તેનું કારણ શું? કારણ એજ કે, એ બાબતનું જ્ઞાન માબાપોને આપવામાં આવતું નથી.

## માણસજાતનું સ્વરૂપ ફેરવનાર શોધ

ડૉકટર ફાઉલર જણાવે છે કે "માણસને માબાપ કેમ થવું તે પહેલાં શીખવો, પછી કેળવણી આપો; જેથી આખી દુનિયામાં ફેરફાર થઈ જશે." આજે તમારી સન્મુખ જે શોધો રજુ કરવામાં આવશે તેથી માણસજાતનું સ્વરૂપ ફરી જશે, હિંદમાં મહાન નરો પેદા થશે, હિંદને સ્વરાજ અપાવશે અને હિંદ માતાની ઉન્નતિ થશે; માટે પ્રિય બહેનો! આ શોધો ઉપર દિલોજાનીથી અમલ કરજો.

## બેબી–વીક

હાલમાં "બેબી–વીક"ની હીલચાલ ચાલી રહી છે, જે ઘણી સ્તુતિપાત્ર છે. એક બાળક કદરૂપું જન્મે ને "ઈડીયટ" યાને દિવાનું જન્મે, અથવા અવયવની ખોડખાંપણવાળું જન્મે, તો તે બાળકને ગમે તેવી કેળવણી કે જતનથી તે ખૂબસુરત કે બુદ્ધિશાળી કે તંદુરસ્ત બનતું નથી, માટે માબાપને ઉત્તમ બાળક પેદા કરવા, તે જન્મે તે અગાઉની, ગર્ભ રહ્યા પછીની બાબતોનું જ્ઞાન આપવાની ખાસ જરૂર છે અને એ બાબતની પહેલી હીલચાલ થવી જોઇએ; તોજ "બેબી–વીક"ની હીલચાલનું ઉત્તમ પરિણામ આવે, અને હિંદની ઓલાદ ખૂબસુરત અને બુદ્ધિશાળી થાય.

## ઓલાદથી ઉતરતા ગુણો

ડૉકટર ગ્રેગરી જણાવે છે કે, માબાપો પોતાનાં છોકરાંમાં પાછી જીંદગી ગુજારે છે; કારણ છોકરાંઓ માબાપને આબેહુબ મળતાં આવે છે. ફક્ત ચહેરામાં અને શરીરના બંધારણમાં એટલુંજ નહિ પણ મનની સાધારણ વલણો અને સદ્ગુણો અને દુર્ગુણોમાં પણ આપણે સાધારણ રીતે તપાસ્યું છે કે, કેટલાંક માને મળતાં આવે છે, કેટલાંક બાપને મળતાં આવે છે; એટલે સુધી કે કેટલાક દાખલામાં જો માબાપને મોં ઉપર ડાઘ અથવા ખાડો હોય છે તો છોકરાંને પણ તેમજ હોય છે.

કેટલીક વખતે એવું બને છે કે, શરીર અને ચહેરાનું ચોક્કસ મળતાપણું અથવા તો મનની વલણો પાંચમી અથવા છઠ્ઠી પેઢી પછી એકદમ પ્રગટી નીકળે છે, જેને અંગ્રેજીમાં "રિવર્ઝન" કહેવામાં આવે છે. એ ઉપરથી અમુક માણસ, જાનવર અથવા ઝાડપાનની પહેલી ઓલાદ કેવી હતી તે માલમ પડે છે.

એક સફેદ માબાપને ત્યાં શામળું બાળક જન્મ્યું, જેથી પેલા ભરથારને પોતાની સ્ત્રીની

પવિત્રતા ઉપર શક ઉત્પન્ન થયો. સ્ત્રીએ પોતાની નિર્દોષતા માટે સોગંદ ખાધા, જેથી તેણીનો ભરથાર ફ્રાન્સમાં પોતાના બાપદાદાના મકાનમાં ખબર કાઢવા ગયો, તો માલૂમ પડયું કે, તેનો પાંચમી પેઢીનો વડવો એક આફ્રિકન સીધી હતો, જેની અસરથી તેનું પાંચમી પેઢીનું બાળક સીધી જેવું કાળું અવતર્યું.

આવા ઘણાક દાખલા–દલીલોથી માલમ પડે છે કે, માબાપની જેવી મનોવૃત્તિ હોય તેવા ગુણો ઓલાદમાં ઉતરે છે; તેથી જો માબાપને બાળકની ઉત્પત્તિ વખતેની ચોક્કસ મનોવૃત્તિ રાખવાનું જ્ઞાન આપવામાં આવે તો બાળકો પણ તેવાંજ મનોવૃત્તિ ધરાવતાં પેદા થાય; જે દલીલ આપણે હવે દાખલાઓથી પૂરવાર કરી શકીશું.

## પ્રેમથી ખૂબસુરત ઉત્તમ સ્વભાવનાં બાળક પેદા થાય છે.

ડૉકટર ફાઉલર એક વખતે પોતાની પત્ની સાથે ફરતા હતા. તે વખતે તેમણે બે બાળકો ઘણાં ખૂબસુરત અને ઉમદા સ્વભાવનાં નિહાળ્યાં. તુરત એ બાળકોનાં માબાપ કેવાં હશે તેની તપાસ કરવા તેઓનું ઠેકાણું પૂછી લઇ તેઓને ત્યાં તપાસ કરવા ગયા તો માલૂમ પડયું કે, એ બાળકોનાં માબાપ કાંઈ ઘણાં ખૂબસુરત નહોતાં, પણ તેઓ એકબીજા તરફ ઘણો પ્રેમ દેખાડતાં હતાં; અને જણાવતાં હતાં કે, તેઓએ આખી પરણેલી જીંદગીમાં એક પણ સખત અને કુસંપ ઉત્પન્ન કરે એવો શબ્દ કે કાર્ય કર્યું નહોતું. જો ખૂબસુરત, ઉમદા અને શાંત સ્વભાવનાં બાળકો જોઇતાં હોય તો પતિ અને પત્નીએ એકબીજા તરફ પ્રેમ અને ભક્તિ દેખાડવી જોઇએ અને જરા પણ કુસંપ કે કજીઓ–કંકાસ થાય એવા શબ્દો કે કાર્ય કરવાં જોઇએ નહિ. આવા ઉત્તમ સદ્‌ગુણના ફળતરીકે તમને ઘણાં ખૂબસુરત અને ઉમદા સ્વભાવનાં બાળકો પેદા થશે.

જો વિચાર કરશો તો માલૂમ પડશે કે, પરસ્પર પ્રેમ અને ભક્તિભાવવાળાં પતિ–પત્ની જ્યારે એકબીજાના પ્રેમમાં લીન થાય છે, તે વખતે તેઓના ચહેરા ઉપર કેવી ખૂબસુરતી અને શાંતિ પ્રગટી નીકળે છે, તેઓનાં શરીરનાં જ્ઞાનતંતુ કેવાં આનંદી થાય છે! આવી સ્થિતિમાં બાળકનું બીજ ઉત્પન્ન થાય છે તો તેમાંથી ખૂબસુરત અને ઉમદા બાળક પેદા થાય છે. જો પતિ–પત્નીની સંગત હવસી જુસ્સાથી, ગુસ્સાથી કે વઢવાડથી થાય છે, તેઓનાં બાળકો કદરૂપાં, ગુસ્સાવાળાં, ઝનુની કે ખૂની લડાયક પેદા થાય છે.

## કદ્રૂપા માબાપ છતાં ખૂબસુરત બાળકો કેમ પેદા થાય?

અમેરિકાનો જાણીતો તબીબ ડૉકટર કેલોગ એક દાખલો પોતાની ચોપડીમાં નીચે મુજબ આપે છેઃ–

રોમશહેરનો ન્યાયાધીશ નાના કદનો, કદરૂપો અને ખુંધો હતો. તેને ત્યાં એક બાળક જન્મ્યું. તે તેના જેવુંજ કદ્રૂપું અને ઇસોપના પુતળા જેવું આબેહુબ હતું. આ ધાસ્તી ઉપજાવે તેવા નાના રાક્ષસના દેખાવથી તે બાપને ભય ઉત્પન્ન થયો કે, તેની આખી ઓલાદ આ પ્રમાણે કદરૂપી જન્મશે તેથી તે એક બહુજ વખણાયલા ડૉકટર ગેલનની સલાહ લેવા ગયો. ડૉકટરે સલાહ આપી કે, બિછાનાની આસપાસ તારે ત્રણ નાનાં ખૂબસુરત પૂતળાં રાખવાં. એક પગ આગળ, એક જમણા હાથ તરફ અને બીજું ડાબા હાથ તરફ, કે જેથી તારી સ્ત્રી જ્યાં પણ નજર ફેરે ત્યાં આ ખૂબસુરત પૂતળાં તેની નજરે પડે. પેલા કદ્રૂપા ન્યાયાધીશે ડૉકટરની સલાહ પ્રમાણે બરાબર અમલ કર્યો અને જે બચ્ચું જન્મ્યું તેનાથી સાબીત થયું કે, તે ધારણાથી પણ વધારે ખૂબસુરત હતું.

## ચિત્રોની અસરથી ખૂબસુરત બાળકો

એક જુવાન મહોરદાર અને તેના ભરથારે એક ઘણાજ ખૂબસુરત બાળકનું ચિત્ર ખરીદવા આખા બોસ્ટન શહેરમાં મુસાફરી કરી. આખરે એવુંજ ચિત્ર ખરીદી પોતાની પત્નીની આંખો તે ચિત્રપર પડયા કરે તેમ દિવાલપર ટાંગ્યું, કે જેથી કરીને તે ખૂબસુરત બચ્ચાના ચહેરાનો ખ્યાલ કરે અને પોતાના ભવિષ્યના બાળકમા ચહેરાની તેવી ખૂબસુરતી બનાવે. થોડા વખતમાં તેઓને

ત્યાં બાળક જન્મ્યું તે આબેહુબ પેલા ચિત્રમાં દર્શાવેલા ચહેરા જેવુંજ ખૂબસુરતીમાં અને સ્વભાવમાં હતું; એટલે સુધી કે તેઓને ત્યાં આવનારા પરોણાઓ પેલું ચિત્ર જોતા ત્યારે પેલા બચ્ચાનુંજ ચિત્ર છે, એમ માનતા હતા.

આવીજ રીતે માબાપનાં મનપર કદૂપા દેખાવો પડે છે, ત્યારે કદૂપાં બચ્ચાં જન્મે છે, જેના પણ ઘણા દાખલાઓ મળી આવે છે.

### સુથાર-લુહારને ત્યાં મહાન નરો કેમ પેદા થાય છે?

હવે સુથાર, લુહાર કે બેડુનને ત્યાં મહાન નરો કેવી રીતે પેદા થયા હતા તેના દાખલા તપાસીએ. ફીલાડેલ્ફિયાના એક લુહારને ત્યાં એક ઘણીજ બુદ્ધિમાન અને હુશિયાર છોકરી પેદા થઇ હતી. તેણીનો બાપ આ છોકરી પેદા કરવાના કાર્ય વખતે મનની કેવી સ્થિતિમાં હતો તે આ પ્રમાણે જણાવે છે:-

"આ છોકરીના જન્મની એક વર્ષ અગાઉ વરાળથી ચાલતું એક વહાણ બનાવવાને તે ખંતથી રોકાયો હતો. આ વહાણની યોજના રચવા અને બનાવવાને મગજને એટલું બધું ઉશ્કેરવું પડતું હતું કે કપાળ અને લમણું (ટેમ્પલ) જ્યાં મસ્તકરેખાની વિદ્યા પ્રમાણે યોજનાઓ અને કારણ શોધવાની શક્તિઓનું રહેઠાણ આવેલું છે તે ભાગો એટલા તો ગરમ થઇ જતા કે તેઓને ઠંડા કરવા એ ભાગોપર વારંવાર પાણી લગાડવું પડતું હતું. મનઃશક્તિ આ પ્રમાણે ઉશ્કેરાયલી હતી તે વખતે પેલા બાપે પોતાની પત્નીની સંગતથી આ બાળકનું બીજ પેદા કીધું. આ છોકરી ઉંમરે પહોંચી ત્યારે તેણીનું માથું ૨૩) ઇંચ જેટલું મોટું હતું; અને કપાળ તથા લમણા(ટેમ્પલ)નો ભાગ જે પેલા બાપે મનઃશક્તિ ખૂબ વાપરવાથી ગરમ થયાં હતાં, તેજ ભાગો આ છોકરીમાં વધારે ખીલેલા માલમ પડતા હતા. આવા દાખલા ઉપરથી માલમ પડે છે કે, કેટલીક વખતે સુથાર-લુહારને નવા દાગીના બનાવવાને માટે યોજના કરવાની, કારણ શોધવાની, અવલોકન કરવાની, સંપૂર્ણ અને સુંદર બનાવવાની વગેરે શક્તિ ખૂબ વાપરવી પડે છે. આવી રીતે જ્યારે મનઃશક્તિઓ ઘણીજ ઉશ્કેરાયલી હોય, તે વખતે બાળકનું બીજ ઉત્પન્ન કરવામાં આવે છે તો તે બીજમાંથી મહાન નર પેદા થાય છે. આવીજ રીતે આપણા ઘણાક મહાન નરો સુથાર-લુહારને ત્યાં જન્મ્યા હતા.

### મહાન નરો માતાને આભારી છે

કેટલાક વિદ્વાનોનું એવું કહેવું છે કે, આપણા મહાન નરો મોટેભાગે પોતાની માતાની હમેલના વખતની ઉચ્ચ મનની સ્થિતિને આભારી છે. જોસફ કુક નામનો વિદ્વાન એ બાબતમાં લખે છે કે "જ્યારે બાળક પેટમાં હોય છે, ત્યારે માતાની ઉપર નસીબવંત અથવા કમનસીબ બનાવો અસર કરે છે, તો તે સારા અથવા માઠા પરિણામતરીકે બાળકની જીંદગીમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે."

### પ્રૉફેસર નાઇટના પ્રયોગો

આ વિદ્વાને રૉયલ સોસાયટીમાં એક નિબંધ વાંચ્યો હતો તેમાં એ વિદ્વાન જણાવે છે કે, તેણે કેટલાંક જાનવરોપર હમેલની વખતે પ્રયોગો કર્યા હતા. ગર્ભવાળાં જાનવરો પાસે ચોક્કસ કાર્યો કરાવવામાં આવ્યાં અને તેઓને ચોક્કસ કળાઓ શીખવવામાં આવી તો માલૂમ પડ્યું કે, તેઓનાં બચ્ચાં વગરશીખવ્યે પોતાની માતાના જેવાં કાર્યો અને કળા વાપરવા લાગ્યાં.

આપણા કેટલાક મહાન નરો પોતાની માતાના હમેલના વખતની ઉચ્ચ સ્થિતિને આભારી હતા, એમ આપણે દાખલાથી તપાસીશું.

### નેપોલિયન બોનાપાર્ટ

મહાન લડવૈયો નેપોલિયન બોનાપાર્ટ જેણે દુનિયાને જીતવાની કોશીશ કરી હતી, તે કેમ પેદા થયો હતો?

જોસફ કુક લખે છે કે, નેપોલિયનની માતા હમેલદાર હતી, તે વખતે યૂનાન દેશના પ્રખ્યાત વિદ્વાન પ્લુટાર્ક જેણે નામાંકિત માણસોની જીંદગીના બોધદાયક હેવાલો લખ્યા છે, તેની ચોપડી

અને બહાદૂરીભરેલાં કાર્યોનું સાહિત્ય હમેલની વખતે વાંચતી હતી, જેની અસરથી નેપોલિયન મહાબુદ્ધિશાળી અને દુનિયા જીતનાર લડવૈયો થયો હતો.

## અદ્ભુત અંકગણિતશાસ્ત્રી ઝેરાહ કોલબર્ન

આ ઝેરાહ કોલબર્ન અંકગણિતમાં અદ્ભુત શક્તિ ધરાવતો હતો અને પોતાની આ અદ્ભુત શક્તિથી સઘળાં ભણેલાં માણસોને તેણે છક કરી નાખ્યાં હતાં. તેણે મોઢેથી ગણિત કરવાની નવી રીત શોધી કાઢી હતી. આ અદ્ભુત મનઃશક્તિ તેણે પોતાની માતા તરફથી વારસામાં કેવી રીતે મેળવી તે આપણે તપાસીએ.

ઝેરાહ કોલબર્નની માતાને કાપડપર જૂદી જૂદી આકૃતિ વણવાને ઘણીજ બારીકીથી ગણત્રી કરવી પડતી હતી. તેણી વારંવાર નવી નવી આકૃતિ પોતાના મનમાંથી ઉપજાવી કાઢતી હતી; અને પોતાના મનમાંથી ઉપજાવી કાઢેલી આકૃતિ વણવા માટે તેણીને તાંતણાઓની ઘણી બારીક ગણત્રી કરવી પડતી હતી. એક નવી આકૃતિ વણવા માટેની ગણત્રી કરવા દિવસોના દિવસોસુધી તેણીએ કોશીશ કીધી, પણ સઘળી ફોકટ ગઈ. એક દિવસે તે આખી રાત આ આકૃતિ વણવાને માટે ગણત્રી કરી. નિરાશ થઇ અને વણવાનું છોડી દેવાની અણીપર હતી, તેવામાં તેણીના મનમાં એક નવી ગણત્રી એકદમ આવી કે, જો અમુક દોરા આવી રીતે વણવામાં આવે તો આ આકૃતિ વણી શકાય. સવારે તેણીએ આ ગણત્રી પ્રમાણે વણવાથી મહેનતવગર પેલી આકૃતિ વણી શકી; અને આ આકૃતિ પાછળ આટલી ખંતથી જૂદી જૂદી ગણત્રી જ્યાંસુધી નિરાશ થઇ ગઇ ત્યાંસુધી કર્યા કરી. ગણત્રીની મનઃશક્તિને આટલી બધી ઉશ્કેરેલી હતી તે વખતે તેણીને હમેલ હતા. પેલો ઝેરાહ તેણીના પેટમાં હતો. આ ઝેરાહ કોલબર્ન નવી ગણત્રીના શાસ્ત્રનો શોધક અને અદ્ભુત મનઃશક્તિ ધરાવતો હતો, તેનું કારણ એટલુંજ કે, જ્યારે તે પેટમાં હતો ત્યારે તેની માતાએ ગણત્રીની ચોક્કસ આકૃતિ વણવા હદબહાર મનઃશક્તિ વાપરી હતી. આ અંકગણિતશાસ્ત્રી જ્યારે ફક્ત ત્રણ વરસનો હતો, ત્યારે ઉભો ઉભો પોતાના મનથી બબડતો હતો કે "આમાંના આટલા લઇએ અને પેલામાંના આટલા લઇએ તો આટલા બીજા થાય." જે પ્રમાણે તેની માતા પેલી આકૃતિ વણવા દોરાની ગણત્રી કરતી હતી, તેજ પ્રમાણે આ છોકરો નાની વયમાં ગણત્રી કરતો હતો.

## ચાર્લ્સ કિંગ્સ્લી

ચાર્લ્સ કિંગ્સ્લીની જીંદગીના હેવાલપરથી માલમ પડે છે કે, તે પોતાની માતાના પેટમાં હતો, ત્યારે તેની માતાએ વિચાર કર્યો કે, મારે દુનિયાની લાલચોથી દૂર રહી પરહેજગારી રાખવી, કે જેથી મારા પેટમાંના બાળકપર પવિત્ર અસર થાય. આવા વિચારથી તેણી શહેરમાંથી જતી રહી, ડેવનશાયર નામના ગામડામાં રહેવા ગઇ અને ત્યાં આખો વખત કુદરતની ખૂબસુરતી ઉપર લક્ષ આપી સર્વશક્તિમાન ઇશ્વરનાં કાર્ય અને કરામતનાં વખાણ કરવા લાગી. આનું પરિણામ એ આવ્યું કે, તેણીને છોકરો જન્મ્યો તે મોટો થયો ત્યારે તેણે કુદરતની ખૂબસુરતીની પીછાણવિષે નામાંકિત પુસ્તક લખ્યું, એટલુંજ નહિ પણ તે એક માન પામેલો ધર્મગુરુ થયો.

## મરજી પ્રમાણેનાં ૪ બાળકો—એક માતાના પ્રયોગો

હમેલવાળી સ્ત્રી પોતાની મનઃશક્તિથી મરજી પ્રમાણેનાં બાળકો કેમ પેદા કરી શકે, તેનું જ્ઞાન મેળવી, પ્રયોગો કરી પોતે ફતેહમંદ નીવડી તેનો હેવાલ નીચે પ્રમાણે આપે છેઃ—

પહેલા બાળકની વખતે જ્યારે તેણી હમેલદાર હતી તે વખતે તેણીએ વિચાર કર્યો કે, તેણીના બાળકને એક છટાદાર બોલનાર બનાવવો, જેથી તેણી એ વખતે સર્વે છટાદાર વક્તાઓનાં ભાષણોમાં જતી. બીજા છોકરાની વખતે હમેલ હતા ત્યારે તે છોકરાને એક નામીચો ચીતારો બનાવવાના વિચારથી તેણી યૂરોપના દરેક સ્ટુડિયોમાં જઇ ત્યાં ઉમદા ચિત્રોનો અભ્યાસ કરતી હતી, જેથી એ છોકરો એક નામીચો ચીતારો થયો હતો અને પહેલો છોકરો છટાદાર બોલનાર થયો હતો. પ્રોફેસર ફાઉલર જણાવે છે કે, આ સ્ત્રીના છોકરાઓ તેણીએ હમેલની વખતે જે રીતની મરજી દેખાડી અને કોશીશ કીધી તેવા થયા હતા.

આ દાખલાઓ ઉપરથી માલમ પડે છે કે, મહાન નરો પોતાની માતાને આભારી છે. માતાઓ ચાહે તો હમેલની વખતે જેવી ઈચ્છા ધરાવે અને મનઃશક્તિ વાપરે તેવાં બાળકો પેદા કરી શકે.

### ડૉકટર ફાઉલરની એક અગત્યની શોધ

ડૉકટર ફાઉલરે ઘણાક દાખલાઓની તપાસ કરી એક ઘણી અગત્યની શોધ કરી છે, તે એ કે, હમેલ રહ્યા પછી પહેલા છ મહીના સુધી બાળકના શરીરનું બંધારણ થાય છે અને ફક્ત પાછલા ત્રણ મહીનામાં જૂદી જૂદી મનઃશક્તિ જેવી કે ધાર્મિક, ભક્તિભાવની, સદ્ગુણની, કારણ શોધવાની વગેરે શક્તિવાળા ભેજાના ભાગનું બંધારણ થાય છે; માટે દરેક હમેલદાર સ્ત્રીએ હમેલના છ મહીના પછી યાને છેલ્લા ત્રણ મહીના તો ખાસ કરી ઉમદા સદ્ગુણોમાં, ભક્તિભાવમાં અને પરમાર્થી કાર્યોમાં મનને વારંવાર રોકવું જોઇએ, કે જેથી ઉત્તમ મનઃશક્તિનાં બુદ્ધિશાળી બાળકો પેદા થશે.

એજ પ્રમાણે મી૦ બનાજીએ કેટલાક દાખલાઓ આપી જણાવ્યું કે, હમેલવાળી સ્ત્રી જો ગમગીન રહે છે તો બાળકના માથામાં પાણી ભરાય છે. જો તે ધાસ્તી અથવા ફાળ ખાય છે તો બાળકો લૂલાં, લંગડાં, પાંગળાં, ભેજાંવગરનાં, બેવકુફ જન્મે છે. જો માતા એ વખતે વઢવાડ અથવા ગુસ્સો કરે છે, તો તે બાળક ઘણું ચીઢીયું, ઝનુની અને ખૂની જેવું પેદા થાય છે. માટે ઉમદા બાળકનો જન્મ આપવા હમેલવાલી સ્ત્રીએ શાંત, સદ્ગુણી અને ભક્તિભાવથી જીંદગી ગુજારવી જોઇએ.

### સ્ત્રીઓ ! હિંદની ઉન્નતિ માટે મહાન નરો પેદા કરો.

સ્ત્રીઓએ મહાન નરો પેદા કરવાનો કુદરતનો ભેદ હવે જાણ્યો છે. આ ભેદની ચાવી તમને હવે મળી છે. હવે સ્ત્રીઓએ એ ચાવીનો એ ઉમદા જ્ઞાનનો ઉપયોગ કરી ખૂબસુરત અને સદ્ગુણી-બાળકો પેદા કરી હિંદની ઓલાદને ઉત્તમ બનાવવી જોઇએ. હિંદની ઉન્નતિ માટે, હિંદમાતાના કલ્યાણ માટે હવે દરેક સ્ત્રીની ફરજ છે કે, તેમણે મહાન નરો પેદા કરવાની ફરજ સમજવી જોઇએ.

એક હિંદી કવિ કહે છે તેમ—

જનની જણ તો ત્રણ જણે, ભકત, દાતાર કે શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવતી નૂર.

( મી. બેહમન સો. બનાજીનું ભાષણ "હિંદુસ્થાન" ના ૨૮-૪-૨૮ ના અંકમાંથી. )

---

## ૧૮૮—પગ પીછે નહીં હટાયેંગી.

હમ વીર હૈં ક્ષત્રાણી હૈં, પગ પીછે નહીં હટાયેંગી;
પ્રતિજ્ઞા કરકે વેદીપર, વાલન્ટિયરોં મેં નામ લિખાયેંગી.
ઝંડા લે કર ઓરૂમ્ કા હમ, સ્વામી કા ઋણ ચુકાયેંગી;
શસ્ત્ર લે કર શુદ્ધિ કા હમ, બલયુત મૈદાન મેં આયેંગી.
બિછુડ રહી જો બહિનેં હમસે, અબ ઉનકો ગલે લગાયેંગી;
પ્રકાશ દિખાકર વેદોં કા, ઇસ અંધકાર કો હટાયેંગી.

( 'હિંદપંચ'ના એક અંકમાં લેખિકા શ્રીમતી કૌશલ્યાદેવી, અધ્યાપિકા-બિજનૌર. )

# ૧૮૯—રામાયણુમાંની બે વીર જનની—આર્યમાતાઓ

આજ વિજયદશમી કા ત્યૌહાર હૈ, કઈ બહિનેં ઔર માતાએં આજ અપને અપને શહરોં મેં રામલીલા કા ખેલ મેં રામ ઔર સીતા કે દર્શન કરને કે લિયે જા રહી હોંગી. ઇસ રામલીલા ને ભારત માતા કી જગ મેં હંસી કરાઇ હૈ. હમ આજ કે દિન ઇસ શુભ અવસર પર વાલ્મીકિ રામાયણુ મેં સે માતા કૌશલ્યા ઔર માતા સુમિત્રા કે પવિત્ર ચરિત્ર કા પાઠ, પાઠિકાઓં કે સામને રખતે હૈં. આશા કરતે હૈં કિ વહ ઇન ચરિત્રોં કો પઢ કર, ફિર સે ભારત મેં ઉન પવિત્ર દેવિયોં કી આત્મા કો નિમંત્રિત કરેંગી.

### માતા કૌશલ્યા

રાજા રામચંદ્ર જનકપુરી સે વિવાહિત હો કર અયોધ્યા મેં આતે હૈં. પ્રજાજન કી અભિલાષા કે કારણુ ઉન્હેં યુવરાજ બનાયા જાતા હૈ. વહ ઇસ સંદેશ કો સુન કર માતા કે પાસ જાતે હૈં. માતા કૌશલ્યા કો યહ સમાચાર સુમિત્રા તથા લક્ષ્મણુ દ્વારા પહલે માલૂમ હો ગયા થા. જબ રામચંદ્ર માતા કે મહલોં મેં પહુંચતે હૈં તો કયા દેખતે હૈં:—

**तस्मिन्कालेऽपि कौशल्या, तस्थावामीलितेक्षणा । सुमित्रया त्वास्यमाना, सीतया लक्ष्मणेन च ।**
**श्रुत्वा पुण्ये च पुत्रस्य यौवराज्येऽभिषेचनम् । प्राणायामेन पुरुषं ध्यायमाना जनार्दनम् ॥**

કૌશલ્યા ઇસિ આનંદસમાચાર કો સુન કર સુમિત્રા, સીતા ઔર લક્ષ્મણુ કે સાથ બૈઠી હુઇ પ્રાણાયામપૂર્વક પરમાત્મા કા ધ્યાન કર રહી થી. થોડીસી સંપત્તિ વ ઐશ્વર્ય કે મિલ જાને પર સાધારણુ સ્રિયોં આનંદ મેં નિમગ્ન હો અપને આપકો ભૂલ જાતી હૈં, ઔર નિત્યનિયમ કો છોડ બૈઠતી હૈં; પરંતુ કૌશલ્યા પુત્ર કો યુવરાજ બનતે હુએ દેખ કર ભી, ધાર્મિક નિયમોં તથા ઈશ્વરારાધન કો કરતી હુઈ, અપની શુદ્ધ મનોવૃત્તિ કા પરિચય દેતી હૈ. એક તરફ યહ અવસ્થા હૈ. ઇસકે બાદ જબ કઇ કારણોં સે રામચંદ્ર કો વન મેં જાના પડતા હૈ, ઉસ સમય ભી કૌશલ્યા ને જો ધૈર્ય દિખાયા હૈ વહ અલૌકિક હૈ. કવિ વાલ્મીકિ લિખતે હૈં:—

**उवाचापि प्रहृष्टेव सा दुःखवशवर्तिनी । वाङ्मात्रेण नभावन वाचा संसज्जमानया ।**
**आनम्य मूर्ध्नि चाघ्राय परिष्वज्य यशस्विनी । अवदत्पुत्रमिष्टार्थो गच्छ राम! यथासुखम्॥**

બનવાસ જાને કી બાત સુન કર વહ દુઃખિત હુઇ; પરંતુ અપને આપકો રોક કર, પુત્ર કા સિર ચૂમ કર રામચંદ્ર કો કહાઃ—હે પુત્ર! જાઓ, સુખપૂર્વક બન મેં રહો, અપને વચન તથા કર્તવ્ય કા પાલન કરો. કવિ લિખતા હૈ કિ યહ આશીર્વાદ દેતે સમય કૌશલ્યા પ્રસન્ન થી. વહ અપને પુત્ર કો ધર્મ પર દઢ દેખ કર, ખુશ થી. ઇસ લિયે ઉસને દુઃખભરી આવાજ હોનેપર ભી પ્રસન્ન હૃદય સે રામ કો વિદાઇ દી. આજ દેશ મેં કિતની માતાએં હૈં જો અપને પુત્રોં કો ધર્મક્ષેત્ર મેં પ્રસન્નતા કે સાથ સુખ-દુઃખ મેં સમ રહતી હુઇ વિદા કર સકતી હૈં? સુખ ઔર દુઃખ મેં સમ રહનેવાલી માતા હી રામ જૈસે ધીર પુત્ર કો જન્મ દે સકી. જિસ પ્રકાર યુવરાજ બનતે સમય તથા બનવાસ જાતે સમય રામ કે ચેહરે પર શિકન (ખેદ) નહીં આયા, ઉસી પ્રકાર કૌશલ્યા ને ભી દોનોં સમય, ધ્યાન ઔર જ્ઞાનબલ કે આધાર પર પુત્ર કો સન્માર્ગ મેં પ્રેરિત કિયા. ઐસી માતાએં તથા ઐસે પુત્ર ધન્ય હૈં. ઇનકે કારણુ હી હમારી ભારત માતા ધન્ય હૈ.

### માતા સુમિત્રા

જિસ સમય રામચંદ્ર બન કો જાતે હૈં લક્ષ્મણુ ભી અપની માતા સુમિત્રા સે રામ કે સાથ બન જાને કી આજ્ઞા લેને કે લિયે જાતે હૈં. ઉસ સમય સુમિત્રા અપને દુઃખ કો ન દેખતી હુઈ લક્ષ્મણુ કો કહતી હૈ:—

**सृष्टस्त्वं वनवासाय स्वनुरक्तः सुहृज्जने । रामे प्रमादं माकार्षीः पुत्र! भ्रातरिगच्छति ॥**
**रामं दशरथं विद्धि मां विद्धि जनकात्मजाम् । अयोध्यामटवीं विद्धि याहि वत्स यथासुखम् ॥**

હે પુત્ર! અપને પ્રિય મિત્ર કે સ્નેહ કો નિભાને કે લિયે તુમ રામ કે સાથ બન જાઓ. ઈસ બાત મેં દેર મત કરો. રામ કો પિતાતુલ્ય સમઝો, સીતા કો માતા સમઝો, જંગલ કો અયોધ્યા સમઝો, આનંદપૂર્વક રામ કે સાથ બન જાઓ. આજ કિતની માતાએં હૈં જો નિષ્કામ ભાવ સે અપને પુત્રોં કો ધર્મ કે લિયે ભેજ સકતી હૈં? સૌતેલી (ઓરમાન) માતાઓં તથા સૌતેલે ભાઇઓં કે લિયે કૌશલ્યા, સુમિત્રા, રામ ઔર લક્ષ્મણ કે ઉદાહરણ અનુકરણીય હૈં.

("સત્યવાદી" ના આશ્વિન ૧૯૮૨ ના અંકમાંથી)

# ૧૯૦—અમેરિકા કો કિસને ખોજા?

મેક્સિકો મધ્ય અમેરિકા ઔર યૂકેટન પ્રાંતોં મેં આજકલ જો અનુસંધાન હો રહે હૈં ઉનસે યહ પક્કા વિશ્વાસ હો રહા હૈ કિ કોલંબસ કો અમેરિકા કો ઢુંઢને કે કમ સે કમ એક હજાર વર્ષ પહલે એશિયાવાસિયોં કો ઉસકા પતા લગ ગયા થા. વહાં ઐસે શિલાલેખ આદિ મિલે હૈં જિનસે પતા લગતા હૈ કિ કાબૂલનિવાસી બૌદ્ધ ધર્મ કે પ્રચારક હુઇશેન આજ દિન કે કયૂરાહલ ઔર એકયૂટિયન દ્વીપસમૂહોં કે માર્ગ સે હોતે હુએ અપને બૌદ્ધ ધર્મ પ્રચારક દલ કે સાથ પહુંચે થે. વૈસે કયૂરાઈલ ઔર એલૂટિયન દ્વિપવાલોં કા ઉત્તર અમેરિકા સે હી બરાબર સંબંધ થા. ઈન્હીં લોગોં સે બૌદ્ધોં કો અમેરિકા પ્રદેશ કી ખબર મિલતી થીં. મૈક્સિકો તથા અન્ય સ્થાનો મેં ઐસે શિલાલેખ તથા પ્રાચીન સમય કે ઐતિહાસિક લેખ મિલે હૈં. ઈન્હીંસે સંબંધ રખનેવાલે બહુત સી ઐતિહાસિક કિંવદંતિયૌં ઔર કહાનિયૌં પ્રચલિત હૈં, જિનમેં ચીન સે ૭ હજાર મીલ પૂર્વ કી તર્ફ મહોદધિ કે ઉસપાર મહાદેશ કે હોને કી બાત હૈં ઔર યહ મહાદેશ અમેરિકા હી હો સકતા હૈ. ઉસ જમાને કે ચીની લોગ ઉસ મહાદેશ કો ફુઅંગ કહા કરતે થે. હુઇશેન ને ચીન કે સમ્રાટ યુંગન કે સમય મેં ૪૯૯ ઇ૦ મેં મેક્સિકો કી યાત્રા કી થી. વે સન્ ૫૦૩ મેં મૈક્સિકો સે કઇ પ્રકાર કે આઇને, કપડે, સૂત, લે કર ચીન લૌટે. હુઇશેન ને અપની રિપોર્ટ મેં લિખા હૈ કિ કાબૂલ કે ચાર બૌદ્ધ ભિક્ષુઓં ને સન ૪૩૫ ઈ૦ મેં હી ઇસ નયે મહાદેશ કા પતા લગાકર બૌદ્ધ ધર્મ કી પુસ્તકોં, સિદ્ધાંતોં ઔર મૂર્તિયોં કા પ્રચાર કિયા તથા વહાં કે લોગોં કો સુધારા થા. ઉનકે લેખોં સે પતા ચલતા હૈ કિ ઉન દિનોં અમેરિકા કે દેશોં મેં તાંબા બહુત થા; પર લોહા ન થા. સોને-ચાંદી કા કોઈ મૂલ્ય નહીં થા. શહર, કિલે આદિ નહીં થે.

મૈક્સિકો મેં હુઇશેન કે જાને કે પ્રમાણ મૌજૂદ હૈં. વહાં યહ કિંવદંતિ પ્રચલિત હૈ કિ "એક શ્વેતરંગ કા ઢીલા વસ્ત્ર ઔર ચદ્દરધારી અસાધારણ વ્યક્તિ આયા, જિસને લોગોં કો બુરાઇ સે બચને ઔર શાંત ધાર્મિક જીવન બિતાને કો કહા. ઉસે બડી યંત્રણાયેં દી ગયીં. જબ યંત્રણાયેં અસહ્ય હો ગયી તો વહ એકાએક ગાયબ હો ગયા. પીછે ઉસકે પદચિન્હ એક ચટ્ટાન મેં (જો દક્ષિણ કેલિફોર્નિયા કે ભગદલેના સ્થાન કે પાસ હૈ) વહાં ઉસકી મૂર્તિ સ્થાપિત કી ગયી. મિલેજલ કોટલ નામક એક અન્ય ધર્મગુરુ અપને સાથિયોં સહિત ઉત્તર સે પનુ કો હોતે હુએ મેક્સિકો ગયે થે. અભી ભી મેક્સિકો મેં "ગૌતમ" "શાક્ય" કે નામ સુને જાતે હૈં. કઇ નગરોં, ગાંવોં કે નામ મેં યે શબ્દ પાયે જાતે હૈં. પલેનોર સ્થાન કે પાસ એક બૌદ્ધ મૂર્તિ પાઇ ગયી હૈ. ઉસપર "શાકમોલ" (સાક્ય યૂનિ) શબ્દ અંકિત હૈ. કંપીચે સ્થાન મેં બુદ્ધ કી એક ઠીક ઔર બડી મૂર્તિ મિલી હૈ. પલેકે મેં દો શેરોંપર પલથી મારકર બૈઠે હુએ પ્રચારક કી મૂર્તિ મિલી હૈ. બહુત સે મંદિરોં કી દિવાલોં કે પથ્થરોં મેં ઐસે ચિત્રાદિ ખુદે હૈં, જો એશિયા કે દેશોં કે પ્રાચીન સભ્યતા કે યુગ કી કલા સે મિલતે જુલતે હૈં. ('વિશ્વમિત્ર'ના એક અંકમાંથી)

# ૧૯૧—એક દિવાનાનો બડબડાટ

## ધર્મીના ઢોંગ અને સુધારકના સોંગ લેનારાઓને નમસ્કાર સાથે અર્પણ

( "મુંબઈ સમાચાર"ની અઠવાડીક આવૃત્તિમાં લખનાર એક મૂર્ખ—અભણ )

૧—તા. ૧૩—૫—૨૮ ના અંકમાંથી

જેઓ ધર્મનાં ફરમાનો ખાલી વાંચી જઇનેજ અભ્યાસ ને અનુભવવગર સમજાવ્યા જાય છે, તેઓ પોતાની અક્કલનો ઘોડો આગળ દોડાવે છે ને પોતાની અક્કલને મહાન પેગંબરોની બરાબર એકજ પંક્તિપર હોય એમ દેખાડે છે; ને પોતેજ પેગંબર હોય તેમ ખરા પેગંબરોને ઢાંકી દઈ જાણે કંઈ નવું દેખાડતા હોય ને ખુદાને પહોંચી ગયા હોય, તેમ તે પૂરા પહોંચી ચૂકેલા પેગંબરોનાં લખાણોપર સુધારા—વધારા ને ટીકા કરે છે. આવું-જ માન જેઓના દિલમાં પોતાના પેગંબરોવિષે હોય, તેઓ પોતે કેવા ધર્મી ને કેટલા ભણેલા હશે, તેનો વિચાર તેઓને કેમ નથી સૂઝતો ? આ તે શું ધર્મ ને પેગંબરની સેવા કરવાની રીત ? આ શું તમારા શીખેલા, ભણેલા ને શાણામાં ખપતાઓની વિદ્યાનો ભંડોળ ? ધર્મીઓ ! એમાં તમે શોભા માનો છો ? આપણા મનમાં વિચારો શા આધારપર ઉભા થયા તે આપણેજ જાણી શકીએ; તેમ પેગંબરોનાં ફરમાનો શા આધારપર રચાયાં તે તમો કેમ કરી જાણી શકો ? જે કોઈ તે વખતે હાજર હોય તે થોડુંઘણું કલ્પી શકે; પણ અમારી ને પેગમ્બરોની વચ્ચે હજારો વર્ષોનો ફરક પડી ગયો તો હવે કલ્પના પણ ચાલી શકવાની નથી. જો તમારી ને પેગંબરોની અક્કલ ને બુદ્ધિ એકજ સરખી માનો છો, તો તો તમારે પણ કંઇ નવોજ ધર્મ સ્થાપવો હતો; પણ તેમ થતું નથી એજ દેખાડે છે કે, તમારામાં તેટલી અક્કલ ને બુદ્ધિ નથી, તેથીજ જૂનાને હાથ લગાડો છો. 'નીમ હકીમ ઓર ખતરે જાન, નીમ મુલ્લાં ઓર ખતરે ઇમાન' તેમ આવા ધર્મઝનુનીઓ જેટલો ધર્મને જગતમાં વગોવે છે ને તેનો નાશ કરે છે, તેટલો જેઓ સાધુસંતોને નમસ્કાર કરે છે યા તો પોતાના ધર્મમાંથી ન સમજાતું હોય તો કોઇ બીજા ધર્મમાંથી સમજી લે છે, તેઓ તો ખુલ્લા દિલે કબૂલ કરે છે કે, ધર્મ સમ-જાતો નથી. આવા તેઓ ભોળાભાળા ને બચ્ચા જેવા નિર્દોષ હોય છે; પણ જેઓ સમજતા નથી, છતાં સમજતા હોય તેવું દેખાડે છે ને પોતાનો ધર્મ સૌથી સારો છે, એમ બીજાઓના મતો પ્રમાણે કહી સંભળાવશે, પણ કયાં ને કેવી કરણી કરવી ને શું ફરમાનો છે, તે વાતના અખાડા કરવામાંજ શોભા ને માન સમજે છે ને પરધર્મો તરફ તિરસ્કાર દેખાડે છે; એવા ધર્મીઓ કેટલું ખોટું બોલે છે ને કેવી પાપી કરણી કરે છે, તેનો કંઇ ખ્યાલ તેઓ કરે છે કે ? પોતે તો ખોટાં કામો કરી રહ્યા હોય છે; પણ જેઓ ખુદાને રસ્તે જતા હોય તેઓને ધાકધમકી આપીને ઉંધે રસ્તે દોરવવા માગે છે. પોતે જે લોભ—લાલચો-માં ફસેલા છે—પોતે જે ખોટી કરણી કરી રહ્યા છે તેઓ, જેઓ ખુદાને ભજીને લોભ—લાલચથી મન મારવા માગે છે, પાપી ખોટી કરણીથી દૂર રહેવાની કોશીષ કરે છે, તેઓને ખોટું સમજાવી—લલ-ચાવીને—ફસાવીને, પોતે જે કરણી કરી રહ્યા છે તેજ ખરૂં છે ને સૌ કોઇએ પણ એવીજ રીતે ચાલવું એમ સમજાવી રહ્યા છે ! આ તો પેલી કહેવત પ્રમાણે 'શાણો દુશ્મન ભલો, પણ મૂર્ખ દોસ્ત પરવડે નહિ' તેમ નામમાત્રના ધર્મીઓ કરતાં તો જેઓ સાધુસંતોને નમસ્કાર કરે છે, પરધર્મમાંથી પણ ખુદાને સમજે છે અને સ્વધર્મને અનામત રહેવા દે છે, તેની સાથે ધર્મીઓની માફક ખોટી આસનાઇ કરતા નથી યા તો ચુંથી—પીંખી નાખીને તેનો નાશ કરતા નથી. જેઓ ધર્મનો નાશ કરે તેઓ ધર્મી કહે-વાયજ કેમ ? એક કુટુંબનાં સર્વ માણસો એકજ શહેર યા ગામમાં રહીને કમાતાં નથી. તેમાંનો કોઇ પરદેશ જઇને પણ કુટુંબનું ગુજરાન કરે છે ને જૂદો પડે છે, તેથી તે કુટુંબપરનો તેનો હક્ક ગયો યા તો તે કુટુંબનું નામ જતું રહ્યું કે ? જ્યાં પણ હોય ત્યાં તે તેજ કુટુંબનો રહે છે; તેમ આપણા ધર્મમાં રહીને પારકા ધર્મના સાધુસંતોને નમસ્કાર કર્યાથી કાંઈ આપણા ધર્મપરનો હક્ક જતો રહેતો નથી. કોઇ કપુત કુટુંબમાંજ રહીને—માબાપનું ખ.ઇ તેઓનેજ મારફાડ કરી ગાળ—ગલોચ આપીને દુઃખ તથા સંતાપ આપે છે, તેવાજ આ કહેવાતા ધર્મીઓ પણ ધર્મના

કપુતજ છે ને ધર્મમાં રહીનેજ પેગંબરોનાં નામ તથા કામને ખોટું લગાડે છે ને પોતાના મત પ્રમાણેનો અર્થ કરીને પોતાના ધર્મને દુઃખ તથા સંતાપ આપી રહ્યા છે. જે પવિત્ર પેગંબરો ધર્મો સ્થાપી ગયા તે જાતમહેનતનો અનુભવ (પ્રૅકટીકલ એકસપિરિયન્સ) યાને જે પૂરવાર થયું તેજ જાહેર કરી ગયા ને નહિ કે કલ્પનાથી સમજીને અનુમાનો (થિયરીઝ) લખી ગયા. જે અનુભવથી લખાયું તેનો અર્થ જૂદો થતો નથી. તેનો એકજ અર્થ થાય છે. અનુમાનો પૂરવાર થયાં નથી તેથી જૂદા જૂદા પંડિતો ને વિદ્વાનો પોતાના અનુમાન પ્રમાણેનો અર્થ કરે છે ને ધર્મનો નાશ કરે છે; તેથી જેટલા વહેલા આવા પંડિતો ને વિદ્વાનો ધર્મને સલામત રાખતાં શીખે તેટલું સારૂં. કારણ તેઓ અનુભવથી સિદ્ધ થયેલા ધર્મને અનુમાનોની પંક્તિપર ઉતારી નાખે છે; અને જેઓ ખુદાનો ડર રાખે છે ને સાધુસંતોને નમસ્કાર કરે છે, તેઓ તો ધર્મનો બચાવ ને રક્ષણ કરીને તેને અસલ હાલતમાં સાચવી રાખે છે. કારણ કે તેઓ અર્થનો અનર્થ પણ કરતા નથી અને ફરમાનો યા લખાણોમાં ફેરફાર કરવાની કોઇ રીતની ખટપટજ કરતા નથી. પેગંબર સાહેબોએ પ્રથમ ઘર બાંધીને તે પછીજ નકશો (પ્લાન) ઉતારીને તમોને સોંપ્યો છે, તે એવી આશાથી કે તમે ખાલી પ્લાનજ જોયા કરીને પાસે નહિ રાખી મૂકતાં આ પ્લાન પ્રમાણે જે સુંદર ને સુખનું મકાન ઉભું થઇ શક્યું છે, તેવુંજ તમો પણ તમારે હાથે કરણી કરીને બાંધી લેશો તો તમારૂં ઘર પણ આબેહુબ આ મકાન જેવુંજ થશે ને તમો તમારે સારૂ સદાનું સુખ મેળવી રહેશો. જેમ વહેવારમાં એટલે કે દુનિયાનાં ઘરો તમો પોતે બાંધતા નથી, પણ કોઈ પાસે ઉભાં કરાવી લ્યો છો, તેમ આ ઘરનું નથી; પણ એવું છે કે જે બાંધે છે તેનેજ કામમાં આવે છે—બીજાને તે ઉપયોગનું નથી. કારણ કે તેની રચનાથી તે બીનમાહિતગાર હોય છે, તેથી તે વાપરી શકતો નથી. જે બાંધે છે તેજ ઘરમાં દાખલ થવાનો રસ્તો જાણે છે ને જોઈ શકે છે, બીજાઓને દેખાતોજ નથી. હવે આપણા દીનદારો ને ધર્મી ડોળઘાલુઓ તો રોજ પોપટની માફક પોથી વાંચી જઇને મોટા ધર્મી હોય તેમ ખાલી પ્લાન જોયા કરે છે! પણ ઘર બાંધવાનો સામાન એકઠો કરવાની ને ઘર બંધાવવાની તો કરણીજ કરતા નથી. તો ઘર ઉભું કેવી રીતે થાય ને સદા—સર્વદાનું ખુદાઈ સુખ તો કેમજ મળે ? જો માત્ર પ્લાનજ જોવાથી સુખ મળતું હોત તો તો લોકો ઘરોજ બાંધત નહિ. પ્લાનપરનું ઘર જ્યારે ખરેખર સુંદર મકાનતરીકે તૈયાર થયેલું નજરોનજર જોઇએ છીએ, ત્યારે તે જોવાની ખુશાલી ને મજાહ કંઈ જૂદીજ રહે છે. પ્લાનપરથી તેટલુંજ સુખ, ખુશાલી કે મજાહ લાગતી નથી. જે જાતમહેનતથી અનુભવ થાય છે, તેજ ખરૂં ને બીજું તો ખાલી મોઢેથી થુંક ઉડાડવા જેવું છે; તેમ જેઓ નમસ્કાર કરીને તેના સુખનો અનુભવ મેળવે છે તેવો અનુભવ અભિમાનીઓને તો ક્યાંથીજ મળે ? જેમ એક નકટો બીજાઓને પણ નકટાજ જોવા ઇચ્છે છે; તેમ આ અધર્મીઓ પણ બીજાઓને અધર્મીજ રાખવાનો ને બનાવવાનો ધર્મ લઇ બેઠા હોય છે. વિલાયત (લંડન) યા તો કાશ્મીરની ઠંડીનો અનુભવ ત્યાંને લગતી ચોપડીઓ વાંચવાથી મળે ખરો કે ? હિમાલયના પહાડપર જવાની તથા તીર્થયાત્રાએ જવાની હાડમારી ને દુઃખના અનુભવો વાંચવાથી મળે ખરા કે ? જેમ ત્યાં ગયા સિવાય તે અનુભવ મળે નહિ, તેમ ધર્મની કરણીવગર તેની સમજ પણ પડે ખરી કે ? ત્યારે ધર્મનો ખરો ભેદ શું ? વ્યાકરણ ને ડીક્ષનેરી ઉથલાવ્યાથી ને પંડિતો તથા વિદ્વાનો પાસે પોથાંજ શીખવાથી એ અનુભવ મળવાનો હતો ખરો કે ? કેટલીક બાબતો સમજાવ્યાથી પણ સમજાતી નથી; પણ જેઓ તે સમજવા લાયક ઉંમર કે અક્કલ ધરાવતા હોય છે, જેઓની તેવી કરણી પૂરી થવા આવી છે, તેમને આપોઆપ અનુભવ થઈ રહે છે ને સહેજમાં સમજ પણ પડી જાય છે. જો કવખતે સમજાવવાની કોશીષ કરી તો તો ઉલટો વધુ ગોટાળો પેદા થાય છે ને તેની મુશ્કેલીઓ કમી થવા યા તો દૂર થવાને બદલે, તેમાં ઉમેરો થઈ રહે છે. જેમ નાનો છોકરો બાપને પૂછે કે, હું ક્યાંથી આવ્યો, ક્યાં આવ્યો, કોણ લાવ્યું, કોની સાથે આવ્યો, કોણે પેદા કીધો, કેવી રીતે પેદા કીધો; યા તો નાની છોકરી માતાને પૂછે કે, અડકાવાનું યાને માસિક માંદગી એટલે શું, અમસ્થાં દૂર બેસી રહેવાનું, શા માટે તમો બેસો ને હું ન બેસું ? મહીના તે શું, કેમ રહે, કાંય રહે ? આવી બાબતો બાળકોને સમજાવીજ શકાતી નથી. આપણે તે જાણતા નથી એવું નથી. આપણને જે રીતે અનુભવ થઇ રહ્યો છે, તેજ રીતે તેઓને પણ વખત

આવ્યે અનુભવ થઇ રહેશે. આપણે અત્યારે તેમને સમજાવી શકતા નથી તેનું કારણ એજ છે કે, જે ચીજ તેઓએ જોઇ–જાણી નથી, તે તેમને સમજાવીજ શકાતી નથી ને સમજાવવા જઇએ તો એક સવાલનો જવાબ આપતાં અનેક સવાલ ઉભા થયા કરીને તેનો છેડોજ આવતો નથી. કેમકે પૂછનાર પોતેજ તે સવાલ સમજ્યું હોતું નથી. જેને એ વાતની સમજ પડી હોય, તેના સવાલ આપોઆપજ બંધ થવા જોઇએ; તેમ ખુદાની બાબત પણ માણસ એકદમ અઘટતે વખતે સમજવા માગે તો તે પણ બની શકતું નથી. કેમકે તે એક જવાબમાંથી અનેક સવાલો ઉભા કરશે ને ગોટાળો વધ્યાજ કરશે. તેથી કહેવત છે કે "જિનને પાયા ઉનને છુપાયા." જેણે મેળવ્યું તેણે છુપાવ્યું. તેને છુપાવવાની જરૂર પણ હોતી નથી ને તે છુપાવવા માગતો પણ નથી; પણ લેવાને લાયક લેનારજ કોઈ તૈયાર નથી, તેને તે શું કરે? લેવાને લાયક બનવાની જે કોઇ કરણી કર્યા જાય છે, તેને આપોઆપ બરાબર અનુભવ થતો જાય છે. માટે ધર્મની પોથીઓ વાંચ્યાથી ને કોઇ સમજાવે તેથી પણ ખુદાની સમજ પડતી નથી. જે જાણે છે તે તો સમજે છે ને સમજાવી પણ શકે છે; પરંતુ સમજ લેવાવાળામાં તેટલી અક્કલ, બુદ્ધિ ને જ્ઞાનનું ભંડોળ પણ જોઇએ ને! જ્યારે સમજ પડતી નથી ત્યારે પછી અયોગ્ય શ્રોતા તો એમજ કહેશે કે, બધું ખોટું ને દગો છે ને નહિ બની શકે તેવું છે. વળી સમજાવનાર વાહિયાત ને ભેજાના ધસેલા, ને ધખારાના ભરેલા છે, એવું પણ માનવા તેવાઓ તૈયાર થઇ જાય છે. વળી કરણી પણ ચોક્કસ પ્રકારની જોઇએ ને તે પણ તેની મુદત સુધી ને તેની સંખ્યા જેટલી ઠેરવી હોય તેટલી પૂરી કર્યાથીજ અનુભવ થાય છે. એજ પ્રમાણે ખુદા પણ મોઢેથી સમજાવ્યાથી સમજાતો નથી ને આંખોથી જોઇ શકાતો નથી. ખુદા અનુભવથીજ દેખી શકાય એવો છે ને જેને અનુભવ થયો હોય તેજ જાણે છે કે, તે કયાં છે ને કેમ જોઈ શકાવાનો છે. માટે એ લેભાગુ અભ્યાસીઓ ને ધર્મીમાં ખપતા પણ બાતેનમાં તો ધર્મના ખરા દુશ્મનો! ધર્મની સાહદતો ટાંકી બતલાવવાથી હાથ ઉઠાવો ને જેઓ ખુદાને માર્ગે જઈ રહ્યા છે તેઓને ઉત્તેજન આપો. ખુદાને (લૌકિક) ધર્મની સાથે પહોંચાતું નથી. નદીને પેલે પાર જવા ઇચ્છિનારે પાણી ને નાવ બન્ને પાછળ મૂકી દેવાં પડે છે, તેમ ખુદા પાસે પણ (લૌકિક) ધર્મની સાથે પહોંચી શકાતું નથી. પણ જેમ આખી નદી ઓળંગ્યા સિવાય પેલે પાર ઉતરાતું નથી, તેમ સંપૂર્ણ રીતે ધર્મને અનુસરતી કરણી કરીને ચાલશો ત્યારેજ પેલે પાર ખુદાના દરબારમાં દાખલ થઇ શકશો. ખુદાને કોઇ પણ ધર્મ નથી, કારણ તે નિરાકાર છે. તેને શરીરજ નથી તો ધર્મ કયાંથી? તેથી ખુદા ધર્મરહિત છે ને તેની પાસે જઇ રહેવા સારૂ ધર્મરહિત અવસ્થાની જરૂર છે. ધર્મરહિત અવસ્થા ધર્મ સંપૂર્ણ રીતે પાળી-ને પૂરો થયા પછીજ આવે છે. ખુદાને સર્વ ધર્મો એકસરખાજ છે ને દરેક ધર્મમાંથી ખુદાને પહોંચાય છે. તેથી એક ધર્મ છોડીને બીજો લેવાની જરૂર નથી; પણ એમ બને છે કે, કોઈ રસ્તો વપરાશ વગર લાંબો વખત પડી રહેલો હોવાથી તેનાપર ધૂળ ને કચરો જમા થઈ જવાથી ભૂંસા-ઇને નિરુપયોગી થઈ પડે છે ને કોઇ માનો સપુત રંજ ઉઠાવીને તે રસ્તો સાફ કરીને પાછો વપરાશમાં ન લાવે ત્યાંસુધી, જ્યાં જવું છે ત્યાં બીજે રસ્તે ન જવું એવું ફરમાન પણ નથી; તેમ ડહાપણનું કામ પણ નથી. જે રસ્તાપર ધૂળ ને કચરો જમા થયેલો હોય છે, તે રસ્તાપરથી ડોળધાલુ ધર્મીઓ કચરો કાઢીને સાફ કરવાને બદલે ઉલટો પોતાની અજ્ઞાનતા ને અભિમાનનો કચરો તે પર નાખીને તેને વધુ નિરુપયોગી બનાવે છે. રસ્તો હયાત છે, ભૂલાઇ ગયો છે, પણ ભુસાઇને નાબુદ નથી થયો; તેથી જેઓને તે પિતાના અસલ ઘેર જવાની કાળજી ને પ્રેમ ઉત્પન્ન થયો છે, તેઓ પરમાર્થ સાધવા સારૂ બીજો રસ્તો લે નહિ તો શું કરે? તમારામાં બીજો રસ્તો લેવાની હિંમત નથી, તમારો પોતાનો નિરુપયોગી ને ભૂલાઈ ગયેલો રસ્તો ખુલ્લો કરવાનું તમારામાં બળ ને જ્ઞાન નથી; પણ જેઓ બાપિકા મકાને કોઇ પણ રસ્તે જવા નીકળ્યા છે તેઓને દુઃખ દેવાનું ને હરકતો ઉભી કરવાનું તમારામાં અભિમાન છે. જેઓએ બીજો રસ્તો પણ લીધો તો તે કંઈ દુનિયાના સુખ તરફનો નથી લીધો, ખુદા તરફનોજ લીધો છે. ધર્મ ખુદા તરફ જવાને સારૂ છે, દુનિયાનાં સુખ મેળવવા સારૂ નથી. જેમણે બીજે રસ્તે જઇને દુનિયાનું સુખ

મેળવવા ઇચ્છયું તેઓને ખુદાઇ સુખ નથી મળ્યું, પણ જેઓએ બીજે રસ્તે જઇને ખુદાઈ સુખ મેળવી લીધું હોય તેને બન્ને-દુનિયા તથા ખુદાનું ઘર મળી રહે છે. ખાલી બળાપો કરીને બેસી રહેવામાં સાર નથી કે, આપણા ધર્મના લોકો પરધર્મની ક્રિયાને રીતરિવાજો શા માટે પાળે છે! પણ જે રસ્તા આપણા ધર્મમાંથી ભૂલાઇને નિરુપયોગી થઈ પડયા છે, તે ખોલવા સારૂ મહેનત ને કોશીષ કરો ને હરકત ને અટકાવ નાખવાની ખોટી કરણી બંધ કરો. પછી ખુદાની ઇચ્છા હશે તો તમારી મહેનતનું ફળ તમોજ નહિ પણ તમારા બીજા જાતિધર્મનાઓને પણ મળી રહેશે. અને તે ભૂલાઈ ગયેલો રસ્તો જાહેરના ઉપયોગને માટે ખુલ્લો કરી શકશો. જે એવું કરે છે તેજ ખરો ધર્મી. બાકી આજના યુનિવર્સિટીની ડીગ્રીઓ ને સરકારી માનપાનનાં પૂછડાં વળગાડવા-વાળા અને નવાં પૂછડાંઓની શોધમાં ફરનારા તથા પોતાને ભણેલા ને દરેક બાબત(સંસાર, વહેવાર કે ધર્મ)માં હુશિયાર સમજનારા પણ હમેશાં છબરડો ને ગોટાળોજ કરતા આવ્યા છે. આવા શાણા ને ભણેલા પણ ગણેલા નહિ એવાઓની અજ્ઞાનતાથી ધર્મનું કોઇ પણ રીતે સાર્થક ને ભલું થતું પણ નથી ને થવાનું પણ નહિ. કારણ તેઓને પોતાના ભંડોળ, પંડિતપણા ને વિદ્વત્તાનું અભિમાન છેની! ધર્મ સમજવા માટે અભિમાનની જરૂર નથી, ને જ્યાં અભિમાન છે ત્યાં ખરો ધર્મ નથી. જ્યાં "હુંપણું" આવ્યું ત્યાં પોતાનીજ અક્કલનું અભિમાન રહે છે ને પેગં-બરોના કહેવાને અભરાઈપર મૂકાય છે. જ્યારે આપણી એ અક્કલને અભરાઇપર બાજુએ મૂકાય છે, ત્યારેજ ધર્મની સાચી સમજ પડે છે. કંઈ નવું ઉભું કરવાનું હોય તોજ આપણી અક્કલની જરૂર પડે; પણ આ તો સર્વ તૈયાર મસાલો છે ને જેમ તેઓએ કરણી કીધી તેમ કરણી કરી લઇને અનુભવ મેળવવાનીજ ખોટી છે. સરસામાન ને મસાલો પણ તૈયાર છે ને બાંધેલું ઘર પણ તૈયાર છે. હવે આપના ફાળે તે બાંધવાની મહેનત કરવાનુંજ બાકી છે યા કરણી કરી લેવાની છે ને જેવું તે તૈયાર ઘર છે તેવુંજ જોઇને યાને તેની નકલ કરીને આપણે સારૂ બાંધી લઇને સુખથી રહેવાનું છે. નથી કંઇ લેવા-મૂકવાનું કે લાવવાનું. નથી કંઈ પ્લાન ઘડવાનો, સર્વ તૈયાર છે; તો હવે અક્કલ દોડાવવાની જરૂર શી? છતાં પણ જેઓ ધર્મમાં પોતાની અક્કલ (દોઢડહા-પણ) દોડાવવા માગે છે, તેઓ મૂર્ખો ને અજ્ઞાન હોવા જોઇએ.

૨—તા. ૨૦-૫-૨૮ ના અંકમાંથી

વાર્તાઓની ચોપડીઓ (ઘણીખરી તો માત્ર) વખત પસાર કરવા સારૂજ વાંચવાની હોય છે, અને તેમાં અભ્યાસ જેવું કંઇજ હોતું નથી. રસાયણની ચોપડી (કેમીસ્ટ્રી) વાંચીને તે પ્રમાણે પ્રયોગ કરી જોઇએ તોજ તેમાં જણાવ્યા મુજબનુંજ પરિણામ આવે છે-કંઈ જૂદું આવતું નથી; તેમ ધર્મની ચોપડીઓ પણ કંઈ વાર્તાની ચોપડીઓ નથી, પણ પ્રયોગો યાને કરણી કરી જોવા સારૂજ હોય છે; કેમકે એ પ્રમાણે કરીએ તોજ તેનું ખરૂં પરિણામ આવે ને ખુદાને પહોંચીએ. નાટકનો એકટર જે ભાગ ભજવી બતાવવાનો હોય છે તે ભાગ કાંઇ માત્ર તે વાંચી જતો નથી, પણ તે પ્રમાણેની કરણી યાને 'એકટીંગ' પણ સાથે સાથે કરે છે; તેમ આ જગતના તખ્તાપર માણસોએ ધર્મોની ચોપડીઓ વાંચીને બેસી નથી રહેવાનું, પણ તે પ્રમાણેનો ભાગ ભજવવો જોઇએ, યાને તેવીજ 'એકટીંગ' યા કરણી કરવી જોઇએ. જે નાટક લખાયું હોય તેમાં એકટર પોતાની મરજીનું યા અક્કલનું કંઇ પણ વચ્ચે મૂકી શકતો નથી, ને તેને અક્કલ દોડાવવાની જરૂર પણ નથી. જેમ દેખાડયું તેમ તેને માત્ર કરી રહેવાનું છે-ફેરફાર કરવાનું કામ તેનું નથી, તે તો માત્ર એકટરજ છે. તેજ પ્રમાણે ધર્મમાં પણ પેગંબરો લખી ગયા તેજ પ્રમાણે કરી રહેવાનું છે. ફેરફાર કરવાનું યા ભળતો અર્થ કરવાનું આપણું કામ નથી. અક્કલ દોડાવવાની પણ જરૂર નથી. જેમ લખાયું છે તે પ્રમાણે બસ કરવાનું છે. જેણે આખું નાટક રચ્યું તેણે દરેક ભાગો ધ્યાનમાં લઇને જૂદા જૂદા એકટરોને તેઓને લાયકનુંજ ને બંધબેસ્તુંજ પ્રસંગોપાત લખ્યું છે. જેણે નાટક લખ્યું તેના ધ્યાનમાં એક છૂટો ભાગ નથી રમી રહ્યો, પણ આખું નાટક રમી રહ્યું છે; તેથી તેજ સારૂં, ખરાબ યા ભૂલભાલ જોઇને જાણી શકે. એકટર તો માત્ર પોતાનોજ પાર્ટ આખા નાટકથી છૂટો પાડીને જોતો હોવાથી

તેને ફેરફાર યા સૂચના કરવાનું મન થાય છે, પણ તે ફેરફાર આખા નાટકને બંધબેસતો થઈ પડતો નથી ને નાટકની મઝામાં ભંગ પડે છે. જેઓ નાટકપર ટીકા કરે છે, તેઓ દરેક ભાગ છૂટો છૂટો તપાસતા હોવાથી તેઓને ભૂલ જેવું યા ખોટું માલૂમ પડે છે, પણ જો સામટો યા આખો નાટક એકસામટો સમજી લે તો તેવી ટીકા કરવાની જગાજ રહે નહિ. ધર્મનું પણ એમજ સમજવું. જે પેગંબરો ધર્મો લખી ગયા તે કંઇ એકજ માણસને કામ લાગે તેવા લખ્યા નથી, પણ સર્વને કામ લાગે તેવા લખ્યા છે. તેમાંથી જેઓ છૂટાં છૂટાં વાકયો તપાસવા તથા અર્થ કરવા બેસે છે, તેઓને તેમાં સુધારા ને ફેરફાર કરવાનું સૂઝે છે ને ભૂલો હોય તેમ માલૂમ પડે છે, પણ તે ભૂલો નથી. ભૂલ આપણા તરફની છે કે આખો ધર્મ તપાસતા નથી ને એક ભાગ લઇને તેને છૂટો તપાસીએ છીએ; માટે જેઓ ધર્મોપર ટીકા કરે છે, તેઓ પૂરો ધર્મ જાણતાજ નથી, એવું તેઓ પોતેજ પૂરવાર કરી આપે છે; તો એવા અધુરાઓના ટીકા યા ફેરફાર યા સુધારા-ઓને કેટલું વજન આપવું તે તમોજ નક્કી કરી લેજો. જેઓ ધર્મોપર ટીકા લખે છે, તેઓને મન ધર્મમાં અધુરાપણું હોવું જોઇએ. અને તેથી તે ધર્મના પેગંબરો પણ તેમને મન અધુરાજ ઠર્યા ને તેથી તેઓ પોતાને પેગંબરો કરતાં ચઢતા દરજ્જાપર મૂકવાની કોશીષ કરે છે, એવોજ સાર નીકળે છે. આ તેઓનું ધર્મીપણું ને તેઓની પેગંબરો તરફની જાનફેશાની ને માન-મહોબત જોઇ લ્યો. જેઓ વિદ્વત્તા ને પંડિતપણામાં આગળ વધે છે, તેઓ ધર્મમાં ઉલટા પાછળ પડે છે ને ખુદાથી દૂર જાય છે. વિદ્યામાં જોર મેળવે છે, તેઓ પછી બીજાઓને વિદ્વત્તા દેખાડવાની લોભ-લાલચ થોભાવી શકતા નથી. કેમકે પોપટીયા વિદ્યા એ માયા યાને ખોટી બનાવટજ છે ને માયામાં-જ લોભ-લાલચની શક્તિ છે. તેથી વિદ્વાનો ને પંડિતો પોતાના વિદ્યાના જોરે ધર્મોપર ટીકા કરે છે ને પોતાની વિદ્યા બીજાઓને દેખાડી શકે છે. સાચા જ્ઞાનીની પાસે ગોખણીયા વિદ્યા હોતી નથી (ને હોય છે તો દેખાડવા ઇચ્છિતો નથી) તેથી તે દેખાડી શકતો નથી, ને જ્ઞાન નિરાકાર હોવાથી દીસી શકતું નથી; તેથી આવા જ્ઞાનીઓ, આપણા પંડિતો ને વિદ્વાનોને તદ્દન સાધારણ માણસ યા તો અક્કલવગરના હોય યા તો મૂર્ખ હોય તેવા દેખાય છે ને તેઓનું પોતાનું પણ માનવું તેવુંજ હોય છે. દુનિયાઈ વિદ્યા જોઇ શકાય એવી વસ્તુ છે અને ઈશ્વિરી સાચું જ્ઞાન જોઈ શકાતું નથી. વિદ્વાનો પાસે એવું સાચું જ્ઞાન હોતું નથી પણ દેખાડવાની વિદ્યાજ હોય છે; તેથી તે વિદ્યા અજ્ઞાન-તામાંથી બહાર કાઢતી નથી, પણ વધુ ઉંડા અંધકાર તરફ જવાનો રસ્તો કરી આપે છે. ધર્મ અંધકારમાંથી નીકળવાનો રસ્તો છે, તેથી વિદ્યા ને ધર્મ ઉલટા-સુલટા છે; તો વિદ્યાથી ધર્મ કેમ સમજી શકવાના ને તેનો ખરો અર્થ પણ કેમ નીકળી શકવાનો? તેથી જેટલી દુનિયાઇ વિદ્યા વધુ લઇએ તેટલો ધર્મ વધુ છૂટે છે. એવી વિદ્યાએ વિશ્વાસ જાય છે ને તર્ક-કુતર્ક યાને તકરાર, અવિશ્વાસ, શંકા ને મન ડામાડોલ થાય છે. આ એમ કહે છે ને પેલો એમ કહે છે; આનો મત ને આનો મત એક નથી; પેલો શું કહેતો હતો ને આ તો કંઇ ઉલટુંજ બોલે છે-એમ હજારો વિચારો ઉભા થાય છે ને નક્કી છેવટપર અવાતું નથી. આથી એવી વિદ્યા જેમ ઓછી હોય છે. તેમ મન વધારે સ્થિર કરી શકાય છે અને અવિશ્વાસ આવવાનું કારણ રહેતું નથી. એવી વિદ્યા અવિશ્વાસનું કારણ છે, અને ધર્મની વિરુદ્ધ છે, એવી વિદ્યાથી અભિમાન વધે છે, અભિમાન એ પાપનું મૂળ એટલે પોપટીયા વિદ્યાપણું પાપનું મૂળ છે. જેમ જેમ વિદ્યા આગળ વધે છે, તેમ તેમ આપણે દુર્ગુણો ને પાપો જગતમાં વધી રહેલાં જોઇ રહ્યા છીએ. આગળ લોક એટલા શીખેલા-ભણેલા નહિ હતા, પણ ભોળાભાળા, સદ્‌ગુણી ને સદાચરણી હતા. હાલના શીખેલા ને સુધરેલા-ઓના જમાનામાં નજર કરો તો દુર્ગુણ ને પાપો નજરે પડશે, ને માણસો દહાડે દહાડે વધારે દુર્ગુણી ને દુરાચરણી બનતાજ જાય છે. હાલમાં કૉર્ટે ચઢતા ઝઘડા, છુટાછેડાની ફરિયાદીઓ, કુટુંબકલેશો, ચોરી-લૂંટફાટ, હુલ્લડ ને લડાઇની સંખ્યા તપાસો; અને તે આગળ કેટલી કમી હતી તે ધ્યાનપર લ્યો તો ફરક માલમ પડશે. એ સર્વ વિદ્યાનાં ફળ, એ સર્વ પાપજ છે. જેમ જેમ ભંડોળ વધતું જાય છે, તેમ તેમ આપણી વિદ્યાનું માપ મોટું મપાય છે ને અભિમાની વધુ થતા જઇએ છીએ; ને પાપો વધુ તેથી ખુદાથી વધુ દૂર જઇ રહીએ છીએ. જેમ એવી વિદ્યા કમતી

તેટલું અભિમાન પણ કમી; ને પાપ ઓછું તેથી ખુદા સાથ સહેલાઇથી મળી જઇ શકાય છે. એક પાઉડરમાં બીજો પાઉડર મેળવવાનો હોય ને તે થોડોજ હોય તો જલદી મેળવણી કરી શકાય છે, પણ તેનું માપથી પ્રમાણ વધુ હોય તો તે જલદીથી મળી શકતો નથી; તેમ (હાલની અવિદ્યા જેવી) વિદ્યા કમી હોય તેમ સહેલાઇથી ખુદા સાથ મળી જવાય છે, અને એવી વિદ્યાનું પ્રમાણ મોટું હોય તેટલું સહેલાઇથી મળી શકાતું નથી, કામ મુશ્કેલ થઇ પડે છે. જેમ જેમ (લોભ-લાલચમાં નાખનારી) વિદ્યાના પાસામાં વધુ જઇએ છીએ, તેમ તેમ તે આપણને પોતાના તાબામાં લઈ લેવાની વેતરણમાંજ રહે છે. પછી તે પોતાનું જોર ને શક્તિ ધર્મ ઉપર ને અવતાર તથા પેગંબરપર અજમાવીને તેઓને ઉથલાવી પાડવાની તે વિદ્વાનો મારફતે કોશીષો કરાવે છે ને ત્યાં ફતેહ મળી કે પછી તે વિદ્વાન મારફતે ખુદા સાથે હાથ અજમાવે છે ને તમોને ખુદા જેવું કંઇ છે કે નહિ તેની શંકામાં નાખીને નાસ્તિકપણાને રસ્તે ઉતારે છે. જેટલા નાસ્તિકો છે એટલા સર્વ વિદ્વાનોજ છે. તેઓ વિદ્યાના ભોગ થઈ પડ્યા છે. અભણોમાંથી કોઇ નાસ્તિક થતું નથી; કારણ કે તકરાર કરવા જેટલું તેઓમાં પોપટીયા વિદ્યાનું જોર નથી, ને વિદ્યા નથી તેથી અવિશ્વાસુ પણ બનતા નથી. જેમ જાદુગર દોરીની મદદથી માટીનાં પૂતળાં ગમે તેમ નચાવી શકે છે, તેમ આ વિદ્યા આ માણસનાં પૂતળાં યાને વિદ્વાનોને પોતાના જોરથી ગમે તેમ નચાવે છે ને શંકાશીલ તથા અવિશ્વાસુ બનાવી મૂકીને નાસ્તિક કરી મૂકે છે. વિદ્યા દુનિયાનું યાને ખોટું સુખ મેળવવાનું સાધન છે ને ધર્મ ખુદાનું યાને ખરૂં સુખ મેળવવાનું સાધન છે; તો ખુદાનું સુખ જેને જોઇતુંજ હોય તેને એવી વિદ્યાની જરૂર શી છે? જે પેલે પાર ઉતરે છે તેજ તે મુલકનું તેમજ દરિયાની સફર કરીને દરિયાનું પણ સુખ મેળવે છે; પણ જે પેલે પાર જતો નથી ને ખાલી દરિયામાંજ યાને ભવસાગરમાંજ ફર્યા કરે છે, તે તો માત્ર દરિયાનુંજ સુખ ભોગવે છે; પણ પેલે પારના મુલકનું સુખ શું છે ને કેવું છે તેનું ભાન યા કલ્પના પણ કરી શકતો નથી. દુનિયાઇ વિદ્યાને હદ રહે છે, તેનું માપ થઈ શકે છે; તેથી તે જોઇ–જાણી શકાય છે ને શીખાય છે. પણ ખુદાઇ જ્ઞાનને હદ નથી, તેનું માપ છેજ નહિ. તે બે–માપ ને બે–હદ છે, તે અનંત છે તેથી તે નજરે જોઇ શકાતું નથી. તેથી આવા વિદ્વાનો પોતાનું માપ યા કિંમત કરી શકે છે ને આવા જ્ઞાનીઓની કિંમત કરી શકતા નથી. સાચા સાધુ–સંતો પાસે (અમલી) જ્ઞાન છે; (મોઢાની) વિદ્યા નથી તેથી તેમને પોતાને માટે અભિમાન નથી, કિંમત નથી તેથી માન–અપમાન નથી, સુખદુઃખ નથી. જ્યાં (ગોખણીયા) વિદ્યા છે તેવા વિદ્વાનો અભિમાનની કિંમત કરતા હોવાથી તેઓને માન–અપમાન ને સુખ–દુઃખ છે, માટે કોઇપણ (દુનિયાઇ ચીજની) કિંમત કરવી નહિ, અભિમાન લેવું નહિ, વિદ્વાન થવું નહિ; તોજ આ ઉલટસુલટ યાને એકથી વિરુદ્ધ જે બીજું જોઈ રહ્યા છીએ તે સર્વ દેખાતું બંધ પડશે. ન સારૂં કે ન ખરાબ, ન સુખ કે દુઃખ, ન મોટાઇ કે હલકાઇ એવું કંઈપણ રહેનાર નથી. કિંમત મૂકવી એજ પાપ થઈ પડે છે. દુનિયાના સુખ સારૂ વિદ્યાપર કિંમત મૂકી, શરીરપર કિંમત મૂકી એટલેજ સ્વાર્થમાં ને જન્મ–મરણના ચક્રમાં સપડાઈ જવું. દુનિયાનાં સુખ કે શરીર યા જગતની સર્વ પેદાશ કિંમતવગરનીજ ગણી, એટલેજ પરમાર્થનો રસ્તો પામ્યા ને જન્મ–મરણમાંથી મુક્ત થવાના. અંતકાળે યા મરતી વેળાએ પણ માણસ આનું એમ કરજો, પેલાનું તેમ કરજો, એવી કિંમત મૂકવા ચૂકતો નથી તેથી તેને પાછું જગતમાં આવવુંજ પડે છે. કેમકે તેનો જગતનો હિસાબ તેણે બાકી રાખ્યો છે, એટલે ચૂકતે કરવા આવવુંજ પડવાનું; પણ જેનો હિસાબ ચૂકતે થઇ ગયો, જેણે કિંમત જેવું કંઈ રાખ્યુંજ નહિ તેજ જીવનમુક્ત છે અને તેનો હિસાબ રહ્યોજ નથી, તો પછી તેને પાછું જગતમાં આવવાનું પણ રહ્યું નહિ. આ પ્રમાણે એણે ફરી જન્મનું કંઈ પણ સાધન રાખ્યુંજ નથી; જેથી તેને મરણ પણ ક્યાંથી હોય? જેણે ફરી જન્મવાનું સાધન તૈયાર કરી રાખ્યું હોય, તેનેજ મરણ રહે છે; કારણ કે મરણ એકલું રહી શકતું નથી. મરણ સાથે જન્મ રહેલો છે, તેથી જે પાછો જન્મવાનો હોય તેનેજ મરણ આવે છે. જે પાછો જન્મવાનો નહિ હોય તેને માટે મરણ પણ નથી. તેથી સાચા સાધુ–સંતોને તમો જોશો તો કોઇ પણ ચીજ કિંમતી નથી, સર્વ કિંમતવગરની

છે; તેથીજ તેઓ નાગા, ઘરબારત્યાગરતા; સોનું ને પથ્થર, હીરા ને કાચ એકસરખાંજ જાણે છે ને ગણે છે; પણ જે તેઓના જેવા થશે તેજ તેઓની હાલત સમજી શકશે. અહીં (પોપટીયા) વિદ્યાનું કામ નથી, અનુભવનું કામ છે. સાધુ-સંતોનો ઉપદેશ હમેશાં સ્વાર્થ છોડીને પરમાર્થને માર્ગે લગાડવા સારૂ રહે છે. તેઓનું બોલવું આટલુંજ છે કે, નિરભિમાની થાઓ, હલકાપણું છોડો; એટલે કિંમત જેવું કંઇ રહેનાર નથી. વસ્તુપર કિંમત મૂકીને તેની સાથે બંધાઇ જાઓ છો, તે પર કિંમત નહિ મૂકો તોજ તે વસ્તુથી અલગ રહેતાં શીખશો, ને એજ પરમાર્થ સાધવાનો રસ્તો છે. હવે ધર્મીઓ ને સુધારકો, ચર્ચાપત્રીઓ ને અધિપતિઓ જેઓ એકબીજાને સલામ કે નમસ્કાર કરે છે, તેઓ પણ તેમના આગળ પોતાનું હલકાપણું સ્વીકારે છે. અને પોતાનું અભિમાન કમી કરે છે; તો પછી પરમાર્થને રસ્તે ચાલનારા અધર્મી કેવી રીતે થયા? ત્યારે હવે હલકાપણામાં શરમ જેવું કંઈ નથી કે લજવાવું પડે; પણ જેમ ધર્મના અર્થનો અનર્થ કરો છો, તેમ ભાષાના શબ્દોનો પણ અનર્થ કરી રહ્યા છો. હલકાપણાથીજ સ્વાર્થ તજી શકીને યાને કિંમત નહિ મૂકતાં શીખીને પરમાર્થનો રસ્તો મળી રહે છે અને ખુદા પોતે પણ મળી રહે છે. કિંમત મૂકવી એટલે હદ બાંધવી. જેમ જેમ માણસ પોતાની કિંમત કરવાનું છોડતો જાય છે, તેમ તેમ તેના તાબાનું સર્વ કમતી થતું જાય છે; એટલે તેમને દશ્ય આંખોનો ઉપયોગ પણ કમતી કરવો પડે ને જ્યારે જ્યારે દેખતી આંખોને અંધાપો આવે છે, ત્યારે અદશ્ય આંખ ફૂટી નીકળે છે ને તે અદશ્ય યાને નિરાકાર ને બેહદ-અપાર-અનંત-રૂપે જોઈ રહે છે. તે અદશ્ય આંખ તે પોતેજ જોઇ શકે છે, પણ બીજા જોઈ શકતા નથી. જેનું તેનેજ કામ આવે છે. જે પોતે જોઇ રહ્યો છે તેવું બીજા આ દેખતી આંખોથી જોવા માગે છે તે કેમ દેખાવાનું? તેથીજ સાધુ-સંતો ને પેગંબરો વાંચવા કરતાં કરણીપર વધારે ભાર મૂકી ગયા છે. જેઓ આવી કરણી કરી રહ્યા છે, જેઓ વસ્તુની કિંમત છોડતા જાય છે, તેઓને તે આંખ-અદશ્ય આંખ મળી રહેશે, ત્યારેજ તે સાધુ-સંતો ને પેગંબરો જે બોલી રહ્યા હતા તે ખરૂં હતું, એમ અનુભવ થઈ રહેશે. તેથી જે વિદ્વાનો કરણી વગર માત્ર ચોપડીઓમાંથીજ વિદ્યા મેળવીને થયા હોય છે, તેઓનેજ સાધુ-સંતો ને પેગંબરોનું બોલવું ભેદી યા તો ખોટું લાગે છે. જેવી કેળવણી માબાપોએ મેળવી, તેવીજ કેળવણી આપણને આપી ને જન્મોજન્મના આપણા સંસ્કાર પણ તેવાજ છે. તેથીજ નાનપણથી આપણે વસ્તુની કિંમત કરવા લાગીએ છીએ. તેથીજ બે-હદનો ખુદા અવળી કરણી કરનારાઓને દેખાતો નથી ને દેખાવાનો પણ નહિ. ધર્મની સમજ પડતી નથી ને સમજવાના પણ નહિ. પાણી શાંત હોય છે ત્યારેજ નિર્મળ ને સ્વચ્છ રહે છે; પણ જ્યારે આપણે યા કોઈ બીજો, કોઈ પણ રીતની ખટપટ કરીને તેની સ્થિરતાનો ભંગ કરીને પાણી હલાવી મૂકીએ છીએ, ત્યારેજ તે ગદલુ ને ગંદીલું થાય છે. તેમ માણસ બચપણમાં શાંત ને ચૂપ અભણ હાલતમાં હોય છે, ત્યાંસુધીજ તેનું મન સ્વચ્છ ને નિર્મળ રહે છે. નિર્દોષ બચ્ચું જ્યારે ખટપટ કરીને વિદ્યા મેળવે છે, ત્યારેજ તેનું મન ગંદુ થવા લાગે છે, અભિમાન આવી જાય છે ને પવિત્રતા ગુમ થઇ જાય છે ને જેવો બાલ્યાવસ્થામાં નિર્મળ, સ્વચ્છ યાને નિર્દોષ હતો તેવો તે વિદ્યા મેળવીને રહેતો નથી. તેથીજ બચપણની સાત વર્ષની ઉંમર ઠરાવીને તેઓની નિર્દોષ હાલત છે તેથી તેઓને ધર્મ નહિ, ત્યારપછીજ તેઓને ધર્મમાં દાખલ કરીને ધર્મના કાયદા ને ફરમાનો લાગુ પડે છે. કારણ કે હવે તેનું મન તેટલુંજ સ્વચ્છ ને પવિત્ર રહેનાર નથી ને રહેતું પણ નથી.

---

# ૧૯૨—ભગવાન આદિશંકરાચાર્યની પુનઃ વેદધર્મ સ્થાપના
## અને હાલના સંન્યાસીઓનું માયાવીપણું

અંધારૂં એટલું શું? અંધારૂં એ કોઇ પદાર્થ નથી, પણ પ્રકાશની ગેરહાજરી હોય તેને આપણે અંધારૂં કહીએ છીએ. એક મોટો ઓરડો આખું વરસ બંધ રાખ્યો હોય તો તેમાં આખુંયે વર્ષ અંધારૂં છે, એમ કહેવાય; અને એ આખા વર્ષનું અંધારૂં ફક્ત એકજ દીવાસળી

પેટાવ્યાથી દૂર ભાગશે. ખરૂં પૂછો તો અંધારૂં ઓરડામાંથી નાસીને દૂર જતું નથી; પરંતુ અજવાળું થાય, એટલે અંધારૂં નજ રહે. માટે અજવાળું એ પદાર્થ છે અને અંધારૂં એ પદાર્થની ગેરહાજરી છે. જૂના કાળમાં, વેદના મહાજ્ઞાનને સમજનારા જ્યારે હિંદમાં ઓછા થઇ ગયા, ત્યારે વંશપરંપરાના ઉંચપણાનો ઈજારો લઇ બેસનારા લેભાગુ બ્રાહ્મણોએ પશુને હોમવાના યજ્ઞો વગેરે કરી કરાવીને લોકોને હેરાન હેરાન કરી નાખ્યા હતા. ખુદ "વેદ" જેવા મહાગ્રંથના નામથી પણ લોકો કંટાળી ગયેલા. તેઓને એમ થતું હતું કે, વેદમાં તે બધો આવોજ ગડબડ ગોટાળો ભેગો થયો હશે?

એવા કઢંગા સમયમાં લોકસમાજ ઉપર પ્રભુને દયા આવી અને ભગવાન બુદ્ધ તથા ભગવાન મહાવીર સ્વામીના અવતાર થયા; અને વેદને બાજુએ મૂકીને એ દયાળુ મહાપુરુષોએ સ્વતંત્ર શાસ્ત્રો રચીને જનસમાજનું સાચું કલ્યાણ સાધ્યું. હળવે હળવે એ બે ધર્મોનો ડંકો આખા હિંદમાં વાગ્યો અને ત્યાર બાદ, ચઢતી–પડતીના નિયમ પ્રમાણે એ ધર્મોમાં પણ ધતીંગો પેસવા માંડ્યાં ને તેનાથી લોકસમાજને ત્રાસ પેદા થયો. એને પરિણામે ભગવાન શંકરસ્વામીનો અવતાર થયો. એમણે પોતાની અલૌકિક શક્તિવડે 'વેદ'ના લુપ્ત થયેલા સત્યને યથાવત્ પારખી લીધું અને પોતાની મહાસમર્થ ભાષામાં એનું વિવેચન ચોતરફ પ્રગટ કર્યું. એમણે વેદધર્મને નવેસરથી સ્થાપન કર્યો ખરો, પણ તે કાંઇ એના જૂનાખખ સ્વરૂપમાં નહિ, પરંતુ પોતાના જમાનાને અનુકૂળ પડે એવા તાજા સ્વરૂપમાં સ્થાપન કર્યો અને આખા ભરતખંડમાં વેદમાર્ગનો પાછો ડંકો વગડાવ્યો. આ બીના અગાઉ આપણે કહી ગયા છીએ.

શંકરસ્વામીના સંપ્રદાયને "અદ્વૈત" સંપ્રદાય કહે છે. અદ્વૈત એટલે કે જ્યાં બીજું કાંઈ છેજ નહિ, પરમાત્મા એકલોજ છે. એ પરમાત્મા એટલે કે ઘટઘટ વ્યાપી રહેલું પ્રભુચૈતન્ય અથવા 'ફોર્સ' આપણે આપણી પામર આંખથી દેખી શકતા નથી. એ ચૈતન્ય દીવા જેવું સ્વયં-પ્રકાશિત છે; પરંતુ જ્યાંસુધી આપણે ઘટઘટમાં વ્યાપી રહેલા એ દીવાને દેખી નથી શકતા, ત્યાંસુધી આપણને માત્ર અંધારૂંજ જણાયા કરે છે. આ કારણથી આઠે પહોર આ ફાની દુનિયામાં આપણે મૂઢની પેઠે ધસડાયા કરીએ છીએ; એટલે કે આપણે અંધારામાં ફાંફાં માર્યા કરીએ છીએ. અંધારામાં ફાંફાં મારનારને અથડાવાનો ભય હોય, પડી જવાનો ભય હોય, વીંછી-સર્પ વગેરેનો ભય હોય, વળી ખરેખરા વીંછી ને સર્પ અંધારા ઓરડામાં જોકે હમેશાં નથી હોતા, તોપણ આપણને એના ભયની કલ્પના તો થયાજ કરે છે. એજ પ્રમાણે આ સંસારના અંધારામાં અથડાયા કરનારા જે આપણા મૂઢ બંધુઓ–તેઓને અનેક પ્રકારના સાચા–ખોટા માયાના ભયમાં ભટકવું પડે છે. જો જ્ઞાનરૂપી દીવો પ્રગટે તો સંસારનો ભય એની મેળેજ દૂર ભાગે. સંસારના એવા અટપટા ભયને શંકરસ્વામી "માયા" કહે છે. માયા એ કલ્પિત ચીજ છે. દીવાની ગેરહાજરીમાં અંધારા જેવા કલ્પિત પદાર્થને જેમ આપણે સાચો માનીએ છીએ; તેજ પ્રમાણે સત્ય–જ્ઞાનની ગેરહાજરીમાં આ સંસારની માયાને આપણે સાચી માની બેઠા છીએ; અને તેને પરિણામે ભૂલભૂલામણીમાં ભટકી ભટકીને આપણું આ કઠોર જીવતર પૂરૂં કરીએ છીએ. માટે હે સજ્જનો! જ્ઞાનરૂપી દીવો પ્રગટાવો, એટલે માયા ઉભીજ નહિ રહે, એમ ભગવાન શંકરસ્વામી પોકારી પોકારીને કહે છે. શંકરસ્વામીના પહેલાં ઘણાં વર્ષો ઉપર ભાગવત શાસ્ત્ર રચાયેલું હતું. એ સુંદર અને અનુપમ ભાગવત શાસ્ત્રમાં મંગળાચરણના સૌથી પહેલા શ્લોકમાં એવીજ વાત કહેલી છે કે, હે સજ્જનો! આવો, આપણે પરમપદાર્થ જે "સત્ય" નામે ઓળખાય છે તેનું ધ્યાન ધરીએ. એ સત્ય સ્વયંપ્રકાશિત છે. એ સત્યને ઓળખાવવા માટે બીજો દીવો કરવાની જરૂર નથી. વળી એ સત્ય પોતાના પ્રકાશવડે આ ફાની માયાની ઠગબાજીને–માયાના ગડબડ ગોટાળાને હડસેલી કાઢે છે. મતલબ કે, આપણે સર્વવ્યાપી પરમાત્માના ચૈતન્યસ્વરૂપનું–જ્ઞાનસ્વરૂપનું જો રક્ષણ કર્યા કરીશું તો આ બિચારી કલ્પિત માયા આપણી સામું પણ જોવાની હિંમત નહિ કરે. યજ્ઞ કરવા, પશુ મારવાં, નાના–મોટા રાજાઓને નમાવવા, એવા રાજાઓ-

ની પ્રજાને વગરવાંકે લૂંટવી અને એ લૂંટનાં નાણાંવડે ઇંદ્ર, વરુણ, અગ્નિ વગેરે દેવતાઓને રીઝવવા, એ બધી ચોખ્ખી માયાજાળ છે. હમણાંના કેટલાક દેશી રાજાઓ એજ રીતે પોતાની રાંકડી પ્રજાને લૂંટીને વિલાયત દેશમાં જઇને એ લૂંટનાં નાણાં યૂરોપી દેવતાઓના મુખમાં હોમી દે છે. એવા કામમાં કલ્યાણ કેમ હોઇ શકે? મુંબઈના મોટા વેપારીઓ પણ એવીજ જાતનો યજ્ઞ કરે છે. આખા હિંદનાં તમામ ગામડાંને ચૂસીચૂસીને તેઓ મુંબઇમાં પૈસો ઘસડી લાવે છે. અને ન્યુયૉર્ક ફીચરનો સટ્ટો ખેઠીને યૂરોપ–અમેરિકાવાળાનાં મોઢાંમાં સામટું નાણું હોમી દે છે; અથવા તકલાદી રમકડાં આપણા દેશનાં ગરીબ ગામડાંમાં દાખલ કરીને ગરીબોના પૈસા ઠેઠ જર્મની સુધી પહોંચાડે છે. શંકરાચાર્યે પોતાના જમાનાની રૂઢિ પ્રમાણે વેદશાસ્ત્રનો અર્થ કરી દેખાડ્યો. આપણે પણ આપણા જમાનાની દૃષ્ટિએજ વેદશાસ્ત્રનો અર્થ કરવાનો છે. ભાગવતમાં કહ્યું છે કે, 'વેદ' એ કલ્પતરુ છે અને તેમાંથી જેવી જાતના શુભ અર્થ ઉપજાવવા હોય તેવા ઉપજાવી શકાય. માત્ર દગાબાજીભરેલા સ્વાર્થી અર્થો કરવાથી અને એવા સ્વાર્થી અર્થો ઉપર ધ્યાન આપવામાંથી સજ્જનોએ વેગળા રહેવું ઘટે.

માયા જડ છે–નાશવંત છે, એનામાં નવાં નવાં રૂપ લેવાની તાકાત છેજ નહિ. પરંતુ પ્રભુનું ચૈતન્ય કે જે તમામ ઠેકાણે ફેલાયેલું છે, તેની હયાતીને લીધેજ માયા નવું નવું રૂપ ધારણ કરીને આપણને ફસાવી શકે છે. પ્રભુનું ચૈતન્ય એજ એક સત્ય પદાર્થ છે; માટે એ ચૈતન્યનુંજ નિરંતર રટણ કરવું. એ ચૈતન્ય અનેક અવતાર ધારણ કરે છે, તેમાં દશ અવતાર મુખ્ય છે; એ વાત આપણે અગાઉ જોઇ ગયા. આ સૃષ્ટિ દિવસે દિવસે આગળ વધે છે, એમ યૂરોપીયન વિદ્વાનો પણ કબૂલ કરે છે અને ભાગવતમાં પણ પ્રભુના પહેલા અવતાર કરતાં બીજો અવતાર અને બીજા કરતાં ત્રીજો અવતાર વધારે ચઢીઆતો છે, એમ બતાવ્યું છે. દશ અવતારમાંથી આઠ અવતારનું વર્ણન ભાગવતમાં આવે છે. એ આઠમો અવતાર શ્રીકૃષ્ણનો છે અને આઠેય અવતારોમાં તે ઉત્કૃષ્ટ છે, એમ સિદ્ધ કરવાનો સમર્થ પ્રયત્ન ભાગવતમાં કરેલ છે.

શ્રી પરમાત્મા એક એક અણુમાં પ્રવેશ કરીને રહેલા હોવાથી તેમને વિષ્ણુ કહેવામાં આવે છે. વળી વિષ્ણુ ભગવાન જળમાં શયન કરીને રહેલા છે, એમ પણ મનાય છે. જળનું બીજું નામ "નારા" છે. એ નારાને વિષે જેનું રહેઠાણ છે તે પ્રભુને નારાયણ પણ કહે છે. ભગવાન શંકરાચાર્ય અને તેમની ગાદી ઉપર થયેલા શિષ્યો તથા એ સંપ્રદાયના સંન્યાસીઓને આપણે પ્રણામ કરવા હોય તો "ૐ–નમો–નારાયણાય" બોલવું પડે છે અને તેના ઉત્તરમાં એ સ્વામી મહારાજ "નારાયણ" એમ બોલીને આપણા પ્રણામ સ્વીકારે છે. માટે શંકરાચાર્યનો સંપ્રદાય શિવ અથવા મહાદેવનો સંપ્રદાય નથી, પણ વિષ્ણુનો સંપ્રદાય છે, એમ જાણવું. પણ ઘણી વાર સમજફેરથી લોકો એ સંપ્રદાયને શિવજીનો સંપ્રદાય ધારી બેઠા છે. શિવનું બીજું નામ શંકર છે અને આ સંપ્રદાયના પ્રથમ આચાર્યનું નામ શંકરસ્વામી છે, એ કારણથી સમજફેર ઉત્પન્ન થાય છે. તેની ખાત્રીને માટે શંકરસ્વામીનાં રચેલાં વિષ્ણુ અને કૃષ્ણનાં ભાવપૂર્ણ સંસ્કૃત પદ્યો વાંચી લેવાં.

પરંતુ કાળની બલિહારી છે. કાળે કરીને મોટી મોટી ઉથલપાથલ થઇ જાય છે. શંકરસ્વામી મહાસમર્થ ત્યાગી હતા અને સંન્યાસીનો આશ્રમ પણ તેમણેજ નવેસરથી સ્થાપન કર્યો. સંન્યાસીઓ કોઇપણ ચીજની માલકી ધરાવી ન શકે, એમ તેઓએ ફરમાન કાઢ્યું; જગતની માયામાં સંસારીઓએ પણ લપટાવું નહિ, એમ પ્રત્યક્ષ દેખાડી આપવાને સંન્યાસીઓને ઠેરઠેર ફરીને ઉપદેશ દેવાની યોજના ઘડી; પરંતુ આ પાપી કળિયુગમાં તેઓની ગાદી ઉપર બિરાજવાને વલખાં મારનારા અનેક ધૂતારા ઉત્પન્ન થવા લાગ્યા છે. તેઓ ગાદી જેવી એક ફાની વસ્તુ માટે આપસ-આપસમાં વઢે છે. વકીલો તથા સોલીસીટરોને ત્યાં ધક્કેલા ખાય છે અને સાચાં ખોટાં કરવાને લલચાય છે. એ ગાદી ઉપર બિરાજનારા મહાપુરુષો "રાજરાજેશ્વર"નો ઇલકાબ ધરાવે છે, છતાં રાજા તો શું પણ તેના એકાદ ન્યાયાધીશ કે માજીસ્ટ્રેટ ઉપર કંગાલ અરજીઓ લખવામાં તેઓ નીચું માનતા નથી! વળી તેઓ "જગદ્ગુરુ" કહેવાય છે, છતાં જગતને તેઓ કાંઇ પણ

સારૂં કામ શીખવી શકતા નથી; પણ ઉલટા પોતે આ જગતનાં પામરમાં પામર પ્રાણીને પોતાના ગુરુ બનાવી તેઓની પાસે વઢવાડ કરવાની ભુંડી રૂઢિઓ શીખી લે છે. મારા એક મહાવિદ્વાન બાળમિત્ર પણ સંન્યસ્ત લઇને આગળ જતાં એવી કઢંગી લાલચમાં લપટાઈ બેઠા છે અને તેઓને મફતીયા વકીલ તથા સોલીસીટરો પણ મળી રહે છે! એ બધી કાળની બલિહારી છે. જે ધર્મના ગુરુઓ મૂળથીજ સંસારી હોય અને તેને લીધે સંસારની માયામાં રચ્યાપચ્યા રહે, તેઓને પણ આપણે પસંદ નથી કરતા, તો સંન્યાસ ધર્મના ગુરુઓને કૉર્ટમાં ધકેલા ખાતા આપણે કેમ પસંદ કરીશું? માટે મારી નમ્ર પ્રાર્થના છે કે, આપણા કૃપાળુ ભગવાન આદિશંકરાચાર્ય આપણા દિલમાં આવીને વસે અને ઠગારી માયાને આપણાથી દૂર રાખીને તેઓ આપણને આપણા જન્મનું સાર્થક કરી લેવામાં તત્પર બનાવે. તથાસ્તુ.

(તા૦ ૨૩–૫–૧૯૨૮ ના "મુંબઈસમાચાર" માં લેખકઃ–રા. નરોત્તમ જેઠાભાઇ નરમણિ)

# ૧૯૩–પુસ્તકોનો વૃથા સંગ્રહ કરી રાખનારાઓને સલાહ

આપણે મધ્યમ વર્ગના માણસો, આપણા ઘરમાં જે પુસ્તકો પડયાં છે તેને જોઇ જઇશું તો જણાશે કે, તેમાંનાં કેટલાંએકને આપણે કદી વાંચ્યાંજ નથી. તેઓ પહેલેથી ઘરમાં પડયાં છે ને પડ્યાં રહેતાં આવ્યાં છે, તેમને ઉપાડીને જોવાની કે વાંચવાની આપણને ફુરસદજ મળી નથી, તેમને વારંવાર સાચવીને રાખવાની આપણી રીતિ ચાલુજ રહી છે. કેટલાંએક પુસ્તકો એક વાર આપણે આપણા માટે ખરીદેલાં હતાં તે એક જગાએ પડેલાં દેખાશે. તેનો ઉપયોગ વર્ષો પહેલાં હતો, હવે તે નકામાં છે. તેથી આપણે તેને હાથ ઝાલતા નથી–અર્થાત્‌ વાપરતા નથી; પણ તેને પણ સંભાળ્યા કરીએ છીએ. કેટલાંએક પુસ્તકો આપણે સારાં જાણી મંગાવેલાં છે, પરંતુ માલવિનાનાં હોવાથી આપણે તેને કોરે મૂકેલાં છે. કેટલાંએક એવાં પણ છે, કે જે ભયંકર અથવા ઉત્તેજક સાહિત્યના વિભાગમાં પડે અને તેને આપણે જોઈ ગયા પછી તેમાંથી લાભ–અલાભ લીધા પછી છુપાવીને કાળજીથી વેંઢાર્યા કરીએ છીએ. કેટલાંએક–આપણા ધંધાને લગતાં છે, પરંતુ અદ્યતન નથી તેથી નકામાં છે, કેટલાંએક ભેટતરીકે આવેલાં અગર લેખકોએ વળગાડેલાં છે, કે જેની આપણને પરવા સરખી નથી. કેટલાંએક કામનાં છે એમ લાગે છે ને દીકરાઓ મોટા થશે ત્યારે વાપરશે, એવી બુદ્ધિથી રખાએલાં છે.

આપણે જરા મનથી વિચારીએ તો લાગવું જોઇએ કે, આ બધાંને ઘરમાં શામાટે રાખવાં? એક તો તેઓ જગા રોકે છે, સંભાળ માગે છે ને છતાં કેવળ ભારરૂપ કે ખોટી શોભારૂપ છે. આ આપણી અયોગ્ય પરિગ્રહવૃત્તિનું ફળ છે. ઘરડાંઓને જોઇશું તો દેખાશે કે, તેઓ જે આવ્યું તે ભેગું કરવામાં સમજે છે. મેડા ઉપર કે કાતરીઆમાં તે નજરે ચઢે તે ફેંકતા જાય છે. તે બધું ઉતારીને જોઇએ તો ત્રીસ ત્રીસ વર્ષથી ન વપરાયેલી, કાટ ખાઇ ગયેલી ને ન વાપરી શકાય તેવી ચીજો તેમાંથી મળે. તે નાખી દીધાના બરનીજ હોય. નાખી દીધેલીજ છે, પરંતુ અવિવેકી પરિગ્રહવૃત્તિ તેને બહાર નાખી દેવાની ના પાડે છે ને મમત્વનો ખોટો સંતોષ લે છે. પુસ્તકો રાખી મૂકવાની બાબતમાં પણ એમજ છે. જે પુસ્તકો સાથે હવે કશું લેવાદેવા નથી, તેવાં પુસ્તકો અભરાઇ કે કબાટમાં રાખી આપણે આપણી બુદ્ધિ અને વિવેકનું અંધારૂં બતાવીએ છીએ. સાપ પોતાની કાંચળી જૂની થતાં ઉતારી દે છે, જૂના નકામા જોડા ને વસ્ત્રોનો ત્યાગજ કરીએ છીએ; એમજ આપણા પૂરતાં જે પુસ્તકો જૂનાં, ઘરડાં, નકામાં થઇ ગયાં છે, તેને આપણે આપણી છાતીપર રાખી તેનો ભાર ન વેઠવો જોઇએ. એ કેવળ નકામી ઉપાધિ છે. આપણને પુસ્તકાલયનો શોખ હોય તે ખરૂં, પણ ઘણાં પુસ્તકો રાખવા કરતાં ઉપયોગી પુસ્તકો રાખવાં તે સાચો શોખ છે. આપણી તે મિલ્કત છે, માટે તેને છોડી દેવાનું મન ન થાય તે ખરૂં; પણ પુસ્તકમાં જે મિલ્કત છે તે તેમાંથી જ્ઞાન મેળવવાની ઉપયોગિતાપૂરતી છે ને હોવી જોઇએ. પુસ્તકના સ્થૂળ-

ની ખરી કિંમત નથી. માત્ર સ્થૂળ પુસ્તક ખરું ધન નથી. આપણે આપણાં બાલબચ્ચાં માટે પુસ્તકો રાખવા માગતા હોઇએ તે સંભવિત છે, પરંતુ તેમ રખાયેલાં પુસ્તકો આખરે નવી પ્રજાને જૂનાં પડે તેમ હોય તો તે નકામાં છે. પ્રગતિ સાથે નવું સાહિત્ય થયે જાય છે ને ખરી ઉપયોગિતા તેની છે. આમ વિચારી આપણે આપણા ઘરમાંથી કાઢી નાખવા જેવાં પુસ્તકોને નોખાં કાઢવાં જોઇએ. આપણે તે પુસ્તકો રાખીએ, કે જે કાયમના ઉપયોગનાં હોય, જે આપણને આપણી જાત જેટલાં પ્રિય હોય ને તેથી તેને અળગાં નજ કરી શકતા હોઇએ; કારણ કે તેના વાચન-મનનથી આપણને પ્રાણ, ઉત્તેજન અને ઉત્સાહ મળે છે. તે પુસ્તકો ન નાખી દઇએ કે જે સ્મૃતિરૂપ હોય, જે વડીલની પૂજારૂપ હોય, જે આપણા જીવનનાં શકવર્તી હોય, જે નિરંતરનું જીવન રેડી શકતાં હોય, જે સનાતન સત્યનાં હોય; પણ બાકીનાં આપણે બહાર કાઢી તેને મોકલી આપીએ. તેની જગાએ નવાં નવાં પુસ્તકો મૂકીએ ને હમેશ નવું એટલે પ્રગતિવાળું પુસ્તકાલય રાખીએ.

પણ કાઢી નાખેલાં પુસ્તકો કયાં નાખવાં? અમસ્તાં એ પુસ્તકો નકામાં ઘરમાં પડયાં હતાં, પણ હતાં તેને વેચીને પૈસા ઉપજાવવાનું મન થશે. ખરી રીતે તો આપણે નકામી વસ્તુમાંથી છૂટયા એજ મોટો લાભ છે. પૈસા મેળવવા જઈશું તો બુકસેલરો અર્ધી કિંમત પણ નહિ આપે; માટે એ બધાં પુસ્તકોને આપણે આપણા ગામના કે શહેરના પુસ્તકાલયને આપી દઈ શકીએ. ત્યાં બધી જાતનાં પુસ્તકોનો ઉપયોગ છે, ત્યાં વિવિધ જાતના વાચકો છે. આપણે જેનો ઉપયોગ નથી, તેનો ઉપયોગ કરવાવાળા ત્યાં આવી ચડે છે. વળી ગામનું એક પુસ્તકાલય આપણાં જૂનાં પુસ્તકોથી સમૃદ્ધ થતું રહે તો તેને માટેના પૈસા નવાં પુસ્તકો વધારે પ્રમાણમાં ખરીદવામાં મળે. આથી પુસ્તકાલય બમણું સમૃદ્ધ થાય. આમ ન કરીએ તો આપણાં પુસ્તકો જેને ઉપયોગ લાગે તેવા ગરીબ વિદ્યાર્થીઓ, સગાંસંબંધીઓને આપીએ; પણ વિશાળ ઉપયોગ તો પુસ્તકાલયમાં મોકલવાથી છે; માટે આપણને જે ખરેખર ભારરૂપ છે, તેને વેંઢારવાનો મોહ છોડી દઇને આપણે બીજાઓને ઉપયોગી થઇએ. ("પુસ્તકાલય" માસિકમાં લેખક—શ્રી. ગિજુભાઈ)

## ૧૯૪—આરોગ્યવિષે કિંમતી સૂચનાઓ

### ૧—એરંડિયું અથવા કેસ્ટર ઑઇલના ગેરફાયદા

આપણા દેશીઓ જરા જરામાં બાળકોને જુલાબ લાવવા માટે એરંડીયાનો ઢીંચારો ઢીંચાડે છે. આ તમેહ ઘણી નુકસાનકારક છે. તે જેમ બાળકોમાટે તેમ મોટી વયના માણસોમાટે પણ નુકસાનકારક થઇ પડે છે. એરંડીયું લેવાની ટેવ પડી જવાથી પરિણામ એ આવે છે કે, કબજીઆતનો રોગ જાથુકનો થઈ પડે છે. એજ પ્રમાણે જુલાબ લાવનારી બીજી દવાઓમાટે પણ સમજવું. માટે બાળકોને કે પોતાને કદી પણ એરંડીયું લેવાની તમેહ પાડવી નહિ.

પેરેફીન ઑઇલ અથવા કોઇક રૂપમાં પેરેફીન લેવાની અથવા થુલાનો છૂટથી ઉપયોગ કરવાની રીત તંદુરસ્તીમાટે ઘણીજ સલામતીભરી છે. આથી એરંડીયું કે જુલાબ લાવનારી બીજી દવાઓનો ઉપયોગ કરવાની કદી પણ જરૂર પડશે નહિ.

### ૨—થુલું—એ એક ઘણોજ કિંમતી ખોરાક છે.

હાલની તબીબી વિદ્યાએ થુલાના ખોરાકને ઘણો કિંમતી ગણવાથી તે તરફ આપણા દેશીઓનું પણ ઘણું સારું લક્ષ ખેંચાવા લાગ્યું છે. તબીબો કહે છે કે, ખોરાકની ખરી ખુબી જોવી હોય તો તે થુલામાં મળી આવે છે. એ ખોરાકમાંથી ચૂનો, લોખંડ અને વીટામીનોનો કુદરતી જથો મળી આવે છે; એટલુંજ નહિ પણ જરપત થઇ શકે એટલા જથામાં સ્ટાર્ચ અને પ્રોટેન પણ થુલાના ખોરાકથી શરીરને મળે છે. આ ઉપરથી ખુલ્લું માલમ પડી આવે છે કે, થુલાનો ખોરાક શરીરને માટે ઘણી પુષ્ટિ આપનારો થઈ પડે છે. તબીબો તરફથી ખોરાકતરીકે થુલું છૂટથી વાપરવાની મજબૂત ભલામણ કરવામાં આવે છે. દરેક વખતના ખાણા વેળાએ એક મોટો ચમચો

ભરી થુલું લેવાથી ઘણો ફાયદો થાય છે. એક તબીબ તો આગળ વધીને કહે છે કે, કોઈક રૂપમાં પેરેફીન ઑઈલ સાથે તેનો ઉપયોગ કરવાથી શરીરને કોઇ પણ ચીજ કરતાં વધુ તાકાત આપે છે. બીનું થુલું વધુ નરમ અને સુંવાળું લાગે છે.

વળી થુલાની એક વધુ ખુબી જુલાબ લાવવા માટેની છે. ગમે તેટલી લાંબી મુદત સુધી તેનો ઉપયોગ કરવાથી તંદુરસ્તીને તેનાથી સહેજ પણ નુકસાન થવાનો સંભવ રહેતો નથી. તેમાં જુલાબ લાવવાનો ગુણ એટલા માટે છે કે તેમાં જોઇતો સેલુલાસનો જથો કુદરતે સમાવેલો છે.

એક તબીબ ઘણો ભાર મૂકી જણાવે છે કે, થુલાના વધતા ઉપયોગથી સહેજ પણ ગભરાવું નહિ. એથી મોઢાને, હોજરીને કે આંતરડાંના કોઈ પણ ભાગને સહેજ પણ અસ્વલ્વ આવતી નથી. થુલું જે મોટી ખુબી ધરાવે છે તે એ છે કે, તંદુરસ્તી માટે જેટલો ચુનો, લોખંડ વગેરેની જરૂર છે તેટલો જથો તે ધરાવે છે. ઘઉંમાંના આવા પુષ્ટિકારક ભાગને આપણે રદ્દી ચીજતરીકે ફેંકી દેતા હતા.

× × × × ×

### ૩–હૃદય બંધ પડી જવાનાં કારણો

આજકાલ હાર્ટ ડીઝીઝ અને હાર્ટ ફેલ્યોર એટલે કે હૃદય બંધ થઇ જવાની બીમારી ઘણી વધી પડવાની ફરિયાદ લગભગ દરેક કોમ કે દેશમાં થતી રહી છે; પણ હૃદય બંધ પડવાનાં કારણોથી થોડાઓજ જાણીતા હશે. એક જાણીતો અમેરિકન તબીબ જે આજે મોટી સત્તાસમાન ગણાય છે, તેણે હૃદય બંધ થઇ જવાનાં કારણોમાં નીચલાંને ઘણાં અગત્યનાં હોવાનું જાહેર કર્યું છેઃ—

(૧) તમાકુમાં રહેલું નીકોટીન, (૨) દારૂમાં રહેલું આલ્કોહોલ, (૩) ચા અને કૉફી, (૪) માંસનો ખોરાક, (૫) ઝાડાની કબજીઆત.

ઉપલી ચીજો શરીરમાં જવાથી લોહીમાં ઝેરની મેળવણી થાય છે, જેથી ધોરી નસો કમજોર થાય છે; અને હૃદય બંધ થવાનું આ મુખ્ય કારણ છે.

### ૪–એક તબીબની ઉપયોગી સૂચનાઓ

(૧) રાતના વખતે મોઢું અને જીભ સૂકાઇ જવાનો સબબ મોઢું ઉઘાડું રાખી સૂવાનો છે.

(૨) મીઠી પીસાબના રોગનું મુખ્ય કારણ શેરડીમાંથી બનેલી ખાંડ અને માંસનો ખોરાક છે.

(૩) તંબાકુના ચાલુ ઉપયોગથી ફેફસાંમાં ક્ષયરોગનો પાયો નંખાય છે.

(૪) બાળકને તેના દરેક રતલ વજન દીઠ દરરોજ અઢી આઉંસ પ્રવાહી ખોરાકની જરૂર છે.

(૫) છ મહીનાની વય પછી બાળકને પાકેલા ફળનો રસ ફાયદાકારક થઇ પડે છે.

(૬) ધાવતાં બાળકોને દાંત આવવાનું શરૂ થતું હોય તે વખતે તેઓને માતાના દૂધ કરતાં વધુ લાભકારક બીજો એકે ખોરાક નથી.

(૭) બાળકો માટે ધાવણ મૂકાવવાનો અનુકૂળ વખત ૯ થી ૧૦ મહીનાની ઉંમરનો વખત છે.

(૮) બાળકોને અંગુઠો ચૂસવાની ટેવ પાડવાથી દાંત બેડોળ ઉગે છે અને મોઢાનું જડબું પણ કદરૂપું બને છે. બનતાંસુધી બાળકોને આ તમેહથી દૂરજ રાખવાની કોશીશ કરવી.

(૯) આપણાં શરીરને પ્રોટેનની ઘણી ઓછી જરૂર પડતી હોવાથી પ્રોટેનવાળો ખોરાક જેમ બને તેમ ઓછો લેવો.

(૧૦) માંસનો કે બીજો ભારે ખોરાક વધુ લેવાય છે, તેમ ગુરદા ઉપર કામનો વધુ બોજો પડે છે.

("હિંદુસ્તાન અને પ્રજામિત્ર"માં લેખકઃ–એફ. ડી.)

## ૧૯૫–ચા અને કૉફીના ઉપયોગથી થતી દુનિયાની બરબાદી

### ટેનીનની માઠી અસર

વ્હા દુનિયાનું એક એવું જબરદસ્ત પીણું થયું છે કે તેને આપણે છોડી શકીશું કે કેમ, તે મુશ્કેલીભરેલો પ્રશ્ન માલૂમ પડે છે. ચા અને કૉફી બેઉમાં જે કાંટો અગર તેજી લાવનારૂં સત્વ છે તે કેફીન છે. આ કેફીન સૂકાં પાંદડાંમાં ૨ થી ૩ ટકા હોય છે. ચાનાં પાંદડાં ૫ ગ્રામમાંથી

બનાવેલી ચાહ, અગર ૧૫ થી ૧૭ ગ્રામમાંથી બનાવેલી કૉફી ૧ ગ્રામ જેટલું કેફીન ધરાવે છે. આ ઉપરાંત બીજાં તત્ત્વો પણ બેઉ પીણાંમાં હોય છે. કૉફીમાં ચરબી અને ક્લોરોજીનિક એસીડ રહેલું હોય છે, જ્યારે ચાહમાં ટેનીન અને થીઓબ્રોનીન હોય છે.

ચાહમાં કેફીન અને ટેનીન મોટા અંશમાં હોય છે. ચાહનો ઉપયોગ કોઈ પણ રીતે ખોરાકતરીકે ગણી શકાયજ નહિ. હલકી ચાહમાં જેટલા પ્રમાણમાં ટેનીન હોય છે, તેટલાજ પ્રમાણમાં ટેનીન ઉંચી ચામાં હોય છે. ચાહ બનાવવાની રીતમાંજ ટેનીન કેફીન કેટલું અંદર આવે છે તેનો આધાર રહે છે. જેમ લાંબો વખત ચા ગરમ પાણીમાં વધું ઉકળે કે રહે, તેમ ટેનીન વધારે અંદર દાખલ થાય; અને થોડા વખતમાં થોડુંક કેફીન ભળે છે. એમાંથીજ બીજો પ્યાલો કાઢવાથી પણ કેફીન મેળવાય છે તે ખોટી હકીકત છે; કારણ કે કેફીન પહેલા પ્યાલામાં પૂરેપૂરા પ્રમાણમાં ચાલ્યું જાય છે, પછી બીજામાં ટેનીન મોટા અંશમાં આવે છે.

કેફીન તેજી લાવનારૂં તત્વ છે અને તેથીજ હૃદયના દરદીઓનું મરણપ્રમાણ વધે છે; કેમકે કેફીનની અસર હૃદય ઉપર તાત્કાલિક થાય છે. આરોગ્યશાસ્ત્રીઓનો એવો અભિપ્રાય છે કે, વિચારની ગતિ ઝડપી અને શુદ્ધ હોય છે અને સુસ્તી ઉડી જાય છે, થાક દૂર થાય છે અને કેફીનથી બધી જ્ઞાનેંદ્રિયો તીવ્ર અને તેજી બને છે. આથી અફીણના પ્રતીકારરૂપે કેફીન ઘણે ભાગે વપરાય છે. કેફીન લીધા પછી નબળાઇ કેટલી આવે છે, માણસની તાકાત કેટલી નાશ પામે છે તેનો અખતરો મી૦ હોલિંગવર્થે કર્યો છે. તાજી ચા પીવાથી ટાઇપ કરવાનું કામ, આંકડા ગણવાનું કામ, કાગળ લખવાનું, છાપવાનું વગેરે ઝડપથી બનતું હતું; કારણ કે કેફીનનો અંશ મોટો હતો. આ બધી અસર મગજમાંથી–મનની ઇંદ્રિયોની તેને માલૂમ પડી હતી. કેફીનની અસર સ્નાયુ ઉપર થાય છે અને તેમને તે વેગ આપે છે.

કેફીનની માઠી અસર શરીરના બીજા એકે વિભાગ ઉપર થતી નથી; પરંતુ હૃદય ઉપર થાય છે, લોહીના દબાણમાં ઉછાળો આવે છે. કેફીન સારી રીતે એટલે કે ઔષધતરીકે કીડનીના રોગમાં અસર કરે છે; અને થોડા પ્રમાણમાં લેવાથી, અંદરની નળીઓને તાકાત આપે છે. ડાયરેટીન રસાયણની દૃષ્ટિએ કેફીન સાથે જોડાયેલું સત્વ માલૂમ પડે છે, અને તેમાં સોડિયમ સીલીકેટનો ઉમેરો થાય છે. આવી રીતે ડાયરેટિક અસર મેળવવામાટે કેફીન ઘણું અગત્યનું ઔષધ થાય છે, જેથી આંતરડાંના રોગોમાં ચા ગુણકારી માલમ પડે છે અને ચામાંથીજ કેફીન મેળવી શકાય છે. ચાનો દુરૂપયોગ અને નુકસાન ચા બનાવવાની ખરાબ રીતથી થાય છે. કેફીન મોટા પ્રમાણમાં જો લેવામાં આવે તો તેથી ગભરાટ, મુંઝારો છૂટે છે. માથામાં આંચકા આવે છે, નિદ્રારહિત થવું પડે છે અને તેથી મગજને મોટો ક્ષોભ થાય છે. દરરોજ જો કોઇ માણસ પાંચ પ્યાલા ચા પીએ તો કેફીન મોટા પ્રમાણમાં શરીરમાં નાખી, બાદીઓ પેદા કરે છે.

ટેનીન થોડી પણ વધારે લાંબી વખત લેવાથી ખરાબ અસર કરે છે. આ ટેનીનથી બદહજમીનો રોગ ચાલુ થાય છે. કુશની નામના વિજ્ઞાનશાસ્ત્રીએ પૂરવાર કર્યું છે કે, પાચન કરનારા તંતુઓ ચાહથી ઓછી રીતે પાચન કરે છે અને જાણીતી નાચનારી નટી પાવ લોવાએ પણ આથી ચાહ છોડી દીધી છે. ચામાં દૂધ વધારે લેવાથી ટેનીનની અસર ઓછી થાય છે. ભૂખે પેટે ચાહ પીવાથી શરીરનાં આંતરડાંની શક્તિ ચૂસી લે છે, ડાયરીઆ(ઝાડા)ના રોગમાં આથી ટેનીનને ઔષધતરીકે વાપરવામાં આવે છે. ચા અને કેટલીક જાતના દારૂઓ, બંધકોશમાટે ઉપયોગી છે, એ કહેવું અયોગ્ય છે; પરંતુ ઝાડાના રોગમાં કૉફી ઉપચારતરીકે ઘણે ઠેકાણે વપરાય છે.

જો કે ચા અને કૉફી હિંદમાં હવે ઘરે ઘરે વપરાય છે, પરંતુ હૉટેલોમાં અને ઘરોમાં દરેક માણસ ચાનાં પાંદડાં ઉકાળી ટેનીનનો મોટો ભાગ શરીરમાં નાખી શરીરનો ક્ષય કરે છે. ચાની બનાવટમાંજ કેફીન કેવી રીતે લેવું એ જણાઈ આવે છે. જો કેફીન લેવાની ઇચ્છા હોય તો એકજ પ્યાલામાં ઇન્ફયુઝનથી ચા બનાવી પીવી કે જેથી કેફીન બરાબર લઇ શકાય; અને ટેનીનનો ભાગ ઓછો આવે, નહિ તો ટેનીન શરીરમાં અનેક રોગો પેદા કરશે.

(૩૧-મે ૧૯૨૮ ના દૈનિક "હિંદુસ્થાન"માંથી)

